ઈન્ટર આર્ટસના વિદ્યાર્થીઓ માટે
યુનિવર્સીટીના નવા અભ્યાસક્રમ મુજબ

# માનસશાસ્ત્ર

લેખક:
રમેશ ડી. પટેલ

પ્રકાશક:
મહાજન પબ્લિશિંગ હાઉસ
ગાંધીરોડ, સેન્ટ્રલ બેન્કની બાજુમાં : અમદાવાદ.

[ કીંમત રૂ. ૬-૦-૦

૪૦૩૧ ]

ઈન્ટર આર્ટસના વિદ્યાર્થીઓ માટે

# પ્રસ્તાવના

માનસશાસ્ત્રની ગુજરાતી ભાષાની રચનાઓ ઘણી ઓછી છે. ઘણા સમયથી એ વિચાર હતો કે આ વિષયના વિદ્યાર્થીઓની આ ખોટ પૂરી થવી જોઈએ. આ વિચારને ક્રિયાશીલ કરવાનો સમય મળતાં કાર્ય શરૂ કર્યું અને ફલસ્વરૂપ આજ **એ શાસ્ત્રના** અભ્યાસાર્થીઓ સમક્ષ રજુ કરૂં છું.

આ પુસ્તકમાં ઈન્ટર આર્ટસના અભ્યાસક્રમમાં આવતી દરેક બાબતોની સ્પષ્ટ અને સરળ રીતે ચર્ચા કરવામાં આવી છે. માતૃભાષા દ્વારા જ્ઞાન આપવાનું ગુજરાત વિશ્વવિદ્યાલયે શરૂ કર્યું છે એવા સમયે વિદ્યાર્થીઓની ખોટ આ પુસ્તક પુરી પાડશે એમ માનવામાં આવે તો અનુચિત નહિ ગણાય.

એ બાબતથી પણ સર્વ જ્ઞાત છે કે આપણી ભાષાનો પારિભાષિક શબ્દકોશ સંક્રમણ કાળમાંથી પસાર થઈ રહ્યો છે. આ શાસ્ત્રને આવશ્યક એવા ઘણા પારિભાષિક શબ્દોની ઉપલબ્ધિ અત્યંત મુશ્કેલ છે. જે મહાનુભાવોએ અંગ્રેજી માધ્યમ દ્વારા અધ્યયન કર્યું હશે તેમને તો એ અધિક દુર્બોધ માલુમ પડે છે અને ઘણાનું કહેવું છે કે પારિભાષિક શબ્દો અંગ્રેજી વાપરવામાં કંઈ વાંધો નથી. પરંતુ એ સર્વત્ર માન્ય નથી અને તેમ કહેવું ઉચિત પણ નથી. આ પુસ્તકની રચનામાં બની શકે તેટલા સરળ પારિભાષિક શબ્દો વાપરવામાં આવ્યા છે પરંતુ એ બાબત પ્રત્યે પણ ધ્યાન આપવામાં આવ્યું છે કે શબ્દ યથાર્થતા સમજાય. અમુક અમુક શબ્દોની સાથે તેના અંગ્રેજી શબ્દો પણ **કૌંસમાં** આપવામાં આવ્યા છે જેથી સમજવામાં સરળતા પડે. અંગ્રેજી શબ્દો જે વ્યવહારમાં આપણી ભાષામાં બોલવામાં વપરાય છે તેવા શબ્દો તો તેના તેજ રૂપમાં વાપરવામાં આવ્યા છે.

તદુપરાંત દરેક શીર્ષકોને સ્પષ્ટ કરવાની કોશિષ કરવામાં આવી છે અને આવશ્યકતાનુસાર ઘરેલુ વ્યાવહારિક ઉદાહરણો આપી અધિક સ્પષ્ટ કરવામાં આવ્યાં છે.

આ પુસ્તક જેમને માટે લખવામાં આવ્યું છે તેમને ઉપયોગી થશે તથા યુવકોમાં આ વિષયના અધ્યયનનો રસ ઉત્પન્ન કરશે તો મારી મહેનત સફળ થઈ સમજીશ.

અંતમાં એ કે નિમ્નલિખીત મહાનુભાવોની રચનાઓનો ઉપયોગ કરવા બદલ તેમનો તથા તેમની રચનાઓના પ્રકાશકોનો હાર્દિક આભાર માનું છું:

**સ્ટાઉટ, ફ્રુગલ, ટીચનર, કોફ્કા, મેકડૂગલ, મર્ફી, લાડ ફ્રેન્કલીન, વુડવર્થ, એંજિલ, હૉફડીંગ, માર્શલ, સલી, મેકેન્ઝી, વોટસન, સિંહા.**

આ વિષયના અભ્યાસીઓ તથા જ્ઞાનીઓ તરફથી આવતાં સુચનો સ્વીકારવામાં આવશે તથા ઉચીત સુધારાવધારા કરવામાં આવશે.

**રમેશ ડી. પટેલ.**

## જગતનાં પ્રસિદ્ધ માનસશાસ્ત્રીઓનાં પ્રસિદ્ધ પુસ્તકોની સૂચિ આ નીચે આપી છે.

૧. યદુનાથ સિંહા — મનોવિજ્ઞાન

૨. સ્ટાઉટ — એ મેન્યુઅલ ઓફ સાયકોલોજી

૩. ડ્યુગલ — એ હન્ડ્રેડ યર્સ ઓફ સાયકોલોજી

૪. ટીચનર — એ ટેક્સ બુક ઓફ સાયકોલોજી

૫. કોફ્કા — ધી ગ્રોથ ઓફ ધી માઈન્ડ

૬. મેકડૂગલ — એન આઉટ લાઈન ઓફ સાયકોલોજી

૭. મરફી — એન હીસ્ટોરીકલ ઇન્ટ્રોડક્શન ટુ મોડર્ન સાયકોલોજી

૮. લાડ. ફ્રેન્કલીન — કલર અને કલર થીઅરીઝ

૯. વુડવર્થ — સાયકોલોજી

૧૦. એન્જીલ — સાયકોલોજી

૧૧. જેમ્સ — સાયકોલોજી બ્રીફર કોર્સ.

૧૨. મેકેન્ઝી — એ મેન્યુઅલ ઓફ એથીક્સ

૧૩. મીલી — ધી હ્યુમેન માઇન્ડ

## વિષય-સૂચિ


| નં. | વિષય | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧. | **માનસશાસ્ત્રની પરિભાષા, ક્ષેત્ર અને પદ્ધતિઓઃ—** | ૧ |

(૧) માનસશાસ્ત્રનું વિજ્ઞાનનું સ્વરૂપ (૨) માનસશાસ્ત્રની પરિભાષાઓ.
(૩) માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાન છે. (૪) માનસશાસ્ત્રનું ક્ષેત્ર
(૫) માનસશાસ્ત્રની પદ્ધતિઓ

**માનસશાસ્ત્રની શાખાઓઃ—** ૨૬.

(૧) બાળ માનસશાસ્ત્ર (૨) પશુ માનસશાસ્ત્ર
(૩) વ્યક્તિ માનસશાસ્ત્ર (૪) સમાજ માનસશાસ્ત્ર
(૫) વિકાસાત્મક માનસશાસ્ત્ર (૬) વિશ્લેષણાત્મક માનસશાસ્ત્ર
(૭) શારીરિક માનસશાસ્ત્ર (૮) પ્રયોગાત્મક માનસશાસ્ત્ર
(૯) મનોભૌતિક માનસશાસ્ત્ર (૧૦) વિકૃત માનસશાસ્ત્ર
૧૧) ચિકિત્સાત્મક માનસશાસ્ત્ર (૧૨) લોક માનસશાસ્ત્ર
૧૩) શૈક્ષણિક માનસશાસ્ત્ર (૧૪) ઔદ્યોગીક માનસશાસ્ત્ર
૧૫) તુલનાત્મક માનસશાસ્ત્ર (૧૬) વ્યાપારિક માનસશાસ્ત્ર
૧૭) કાનુની માનસશાસ્ત્ર

**માનસશાસ્ત્રનો અન્ય શાસ્ત્રો સાથે સંબંધઃ—** ૩૩

(૧) શાસ્ત્રોમાં માનસશાસ્ત્રનું સ્થાન (૨) માનસશાસ્ત્ર અને શરીરશાસ્ત્ર
(૩) માનસશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર (૪) માનસશાસ્ત્ર અને નિતીશાસ્ત્ર
(૫) માનસશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર (૬) માનસશાસ્ત્ર અને તત્વવિદ્યા
(૭) માનસશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર (૮) માનસશાસ્ત્ર અને સૌન્દર્યશાસ્ત્ર
(૯) માનસશાસ્ત્ર અને જીવશાસ્ત્ર (૧૦) માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર
(૧૧) માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર

**સ્નાયુતંત્રઃ—** ૪૨

(૧) મન અને શરીરનો સંબંધ (૨) સ્નાયુઓ
(૩) સ્નાયુકોશાઓ (૪) સંધિસ્થળ
(૫) સ્નાયુ કોશાઓના પ્રકાર (૬) સ્નાયુકોશાઓનાં કાર્ય
(૭) કરોડરજ્જુ (૮) મગજ અને તેના ભાગો
(૯) મગજનાં બોધક્ષેત્રો અને કર્મ ક્ષેત્રો (૧૦) સ્વતંત્ર સ્નાયુતંત્ર

અ નં. વિષય

૫ ચેતના—

(૧) ચેતનાના લક્ષણો (૨) ચેતનાની એકતા અને અવિચ્છિન્ન
(૩) ચેતનાના સ્તરો (૪) અધોચેતન
(૫) ચેતન અને આત્મચેતના

૬. માનસિક પ્રક્રિયાનું વિશ્લેષણ:—

(૧) મનોવૃત્તિના મૌલીક પ્રકાર (૨) જ્ઞાન
(૩) લાગણી કે અનુભૂતિ (૪) ચેષ્ટા
(૫) જ્ઞાન, વેદના અને ચેષ્ટાનો પરસ્પર સંબધ.

૭ સંવેદના:—

(૧) સવેદનાનું સ્વરૂપ (૨) સંવેદનાનાં લક્ષણો
(૩) ઉત્તેજના અને પ્રતિક્રિયા (૪) ઉત્તેજના અને સવેદના
(૫) વેબર ફેશનર નિયમ (૬) સવેદનાના પ્રકાર
(૭) આંગીક સવેદનાઓ (૮) ગતિ સંવેદનાઓ
(૯) વિશેષ સવેદનાઓ (૧૦) શ્રવણ સવેદના
(૧૧) દ્રષ્ટિ સવેદનાઓ (૧૨) ત્વક સંવેદનાઓ
(૧૩) સ્વાદ (૧૪) ગંધ
(૧૫) સ્વાદ અને ગંધ સવેદનાઓની તુલના
(૧૬) સંતુલનની સવેદના (૧૭) પ્રયાસની સવેદના છે ?
(૧૮) સવેદના અને પરાવર્તન કે પ્રતિક્ષેપ ક્રિયા
(૧૯) સવેદનાઓના કાર્યો (૨૦) સંવેદનાનાં મીશ્રણ અને સવેદનાના નમૂના

૮. પ્રત્યક્ષ અથવા દર્શન:— ૧૧૧

(૧) પ્રત્યક્ષનું સ્વરૂપ (૨) સવેદના અને પ્રત્યક્ષ
(૩) પ્રત્યક્ષની પ્રક્રિયાઓની વિશેષતાઓ (૪) પ્રત્યક્ષ અને પ્રત્યભિજ્ઞા
(૫) પ્રત્યક્ષમા સુવિધાપ્રદ તત્વો (૬) સાવેદનિક ચિન્હ અને અર્થ
(૭) આકૃતિ અને આધારનો પ્રશ્ન (૮) ભ્રમ

અ. નં. વિષય પૃષ્ઠ

(૯) ભ્રમ અને વિભ્રમ (૧૦) બાહ્ય જગતનો પ્રત્યક્ષ
(૧૧) શરીરનો પ્રત્યક્ષ (૧૨) દેશ કે વિસ્તારનો પ્રત્યક્ષ
(૧૩) સ્થાનીકરણ અને અભિક્ષેપ (૧૪) દેશકે વિસ્તારનો સ્પર્શજ પ્રત્યક્ષ
(૧૫) રેખા, સપાટી, સઘનતા અને ગતિનો સ્પર્શજ પ્રત્યક્ષ
(૧૬) અંતર કે દેશની તૃતિય વિમાનો દ્રષ્ટિજ પ્રત્યક્ષ
(૧૭) સઘનતાનો દ્રષ્ટિજ પ્રત્યક્ષ (૧૮) દ્રષ્ટિપટ પર પડેલાં ચિત્રો ઉંધાં હોવા છતાં સીધી દ્રષ્ટિ
(૧૯) ગતિનો દ્રષ્ટિજ પ્રત્યક્ષ (૨૦) અપરોક્ષ અને અર્જીત પ્રત્યક્ષ
(૨૧ દેશીય પ્રત્યક્ષના વિભિન્ન સિદ્ધાન્તો (૨૨) સ્પર્શની તુલનામા દ્રષ્ટિના લાભા લાભ
(૨૩) દેશનો શ્રવણ જ પ્રત્યક્ષ (૨૪) સામાજીક પ્રત્યક્ષ
(૨૫) કાળનો પ્રત્યક્ષ (૨૬) પ્રત્યક્ષ અને પુર્વાર્જિત જ્ઞાન
(૨૭) પ્રત્યક્ષ અને ગત્યાત્મક પ્રતિક્રિયા (૨૮) પ્રત્યક્ષ અને ધ્યાન
(૨૯) પ્રત્યક્ષ અને ટેવ (૩૦) પ્રત્યક્ષનાં કાર્યો

૯. કલ્પના— ૧૬૨

(૧) કલ્પનાનુ સ્વરૂપ (૨) સ્મૃતિ અને કલ્પના
(૩) પ્રત્યક્ષ અને કલ્પના (૪) કલ્પનાના પ્રકાર
(૫) કલ્પનાનાં પ્રરૂપો (૬) કલ્પનાનો વિકાસ
(૭) માનસિક વિકાસમાં કલ્પનાનું સ્થાન (૮) દિવાસ્વપ્ન
(૯) સ્વપ્ન (૧૦) ફ્રોયડનો સ્વપ્ન સિદ્ધાન્ત
(૧૧) વિભ્રમ (૧૨) ભ્રાન્તિ
(૧૩) સ્વયં પર્યાપ્ત વિચાર (૧૪) મનોસૃષ્ટિ
(૧૫) કલાસૃષ્ટિમાં કલ્પના (૧૬) યૌકિતકીકરણ
(૧૭) એકાત્મીકરણ (૧૮) પ્રક્ષેપણ

૧૦. શીખવું— ૧૮૫

(૧) શીખેલી અને ન શીખેલી ક્રિયાઓ (૨) શીખવાની પદ્ધતિઓ
(૩) શીખવાના નિયમો (૪) પશુઓનું શીખવું

અ. નં. વિષય પૃષ્ઠ

(૫) મનુષ્યોનું શીખવું (૬) શીખવાનો પ્રદેશ
(૭) શીખવાના સિદ્ધાન્ત

૧૧. સ્મૃતિ— ૨૦૧

(૧) સ્મૃતિનાં તત્વો (૨) કંઠસ્થીકરણમાં મિતવ્યય
(૩) ધારણા (૪) વિસ્મૃતિ
(૫) ધારણાના હેતુ (૬) પ્રત્યાવાહન
(૭) પ્રત્યાહવાનના હેતુ (૮) સ્મૃતિ પ્રતિભા
(૯) પ્રત્યક્ષ અને સ્મૃતિપ્રતિમા (૧૦) પ્રારંભિક સ્મૃતિપ્રતિમા
(૧૧) પુનરાવર્તી પ્રતિમા (૧૨) પ્રત્યક્ષ અને પશ્ચાત પ્રતિમા
(૧૩) આઇડીન્ટીક પ્રતિમા (૧૪) સહસંવેદના
(૧૫) પ્રત્યભિજ્ઞા (૧૬) સ્મૃતિઓની વિવિધતા
(૧૭) સ્મૃતિના ભેદ (૧૮) સાહચર્ય અને નિર્દેશ
(૧૯) નિયંત્રિત સાહચર્ય (૨૦) મુકત સાહચર્ય
(૨૧) સાહચર્ય પરિક્ષાના લાભ (૨૨) સાહચર્યના નિયમો
(૨૩) સાહચર્યના નિયમોનો પરસ્પર સંબંધ
(૨૪) સહયોગી અને વિરોધી નિર્દેશ (૨૫) સ્મૃતિના રોગો
(૨૬) સારી સ્મૃતિનાં લક્ષણો (૨૭) સ્મૃતિપરિક્ષણ

૧૨. વિચાર:— ૨૪૪

(૧) વિચારનું સ્વરૂપ (૨) પ્રત્યયન
(૩) પ્રત્કક્ષિકરણ અને પ્રત્યયન (૪) પ્રત્યયોનો વિકાસ
(૫) પ્રત્યય અને પ્રતિમા (૬) પ્રત્યયોનું કાર્ય
(૭) તર્કવું (૮) તર્કવાના ભેદ
(૯) તર્કવાના પ્રેરકો (૧૦) સમસ્યાના ઉકેલનાં ચરણ
(૧૧) તર્ક કરવો એ શું પ્રયાસ અને ભૂલની પ્રતિક્રિયા છે?
(૧૨) તર્કનું ન્યાસશાસ્ત્ર અને માનસશાસ્ત્ર
(૧૩) નિર્ણય (૧૪) નિર્ણય અને પ્રત્યયન
(૧૫) જ્ઞાનનો આધારભૂત કર્મના રૂપમાં નિર્ણય
(૧૬) વિચાર અને ભાષા (૧૭) વિચાર આંતરીક વાણીથી અભિન્ન છે?
(૧૮) વિચાર અને કલ્પના

અ નં. વિષય પૃષ્ઠ

૧૩ વિશ્વાસ :— ૨૬૬

(૧) વિશ્વાસની પ્રકૃતિ (૨) વિશ્વાસના આધાર
(૩) જ્ઞાન (૪) જ્ઞાન અને વિશ્વાસ
(૫) વિશ્વાસ અને કલ્પના

૧૪. અનુભૂતિ કે લાગણી — ૨૭૪

(૧) અનુભૂતિનું સ્વરૂપ (૨) વુન્ડટનો સિદ્ધાન્ત
(૩) જ્ઞાન અને અનુભૂતિ (૪) અનુભૂતિ અને ચેષ્ટા
(૫) સવેદના અને અનુભૂતિ (૬) અનુભૂતિ અને ઇચ્છા
(૭) સુખ અને દુઃખનો ઉદ્ગમ (૮) શું સુખ અભાવાત્મક છે
(૯) સહાનુભૂતિ અને સમાનુભૂતિ (૧૦) અનુભૂતિ વેદના છે
(૧૧) શુ કોઈ તટસ્થ અનુભૂતિ છે
(૧૨) અનુભૂતિના નિયમો (૧૩) સુખ દુઃખના સિદ્ધાન્ત
(૧૪) અનુભૂતિનુ કાર્ય.

૧૫ સંવેગ — ૨૯૩

(૧) સવેગ (૨) અનુભૂતિ અને સવેગ
(૩) સવેગોનુ વિશ્લેષણ (૪) સવેગોનાં લક્ષણો
(૫) સવેગોની રચના (૬) સંવેગ અને મનોદશા
(૭) સવેગ અને સવેગાત્મક પ્રવૃત્તિ (૮) ભાવના અને મનોદશા
(૯) ભાવના અને ભાવના ગ્રથી (૧૦) સ્વભાવ
(૧૧) સંવેગ અને સ્વતત્ર સ્નાયુતત્ર
(૧૨) સવેગ અને પ્રણાલીવિહીન ગ્રથીઓ
(૧૩) જેમ્સ લૅાંગેનો સંવેગ સંબધી સિદ્ધાન્ત — ૬૧
(૧૪) વિલિયમ જેમ્સનો પરિશોધિત નિયમ
(૧૫) કેનનનો સંવેગ સંબંધી આકસ્મિકતા સિદ્ધાન્ત
(૧૬) સવેગ અને મૂળ પ્રવૃત્તિ (૧૭) મેગડુગલનો સંવેગ સબધી સિદ્ધાન્ત
(૧૮) સવેગોનુ વર્ગીકરણ
(૧૯) સહાનુભૂતિ (૨૦) મૂર્ત અને અમૂર્ત ભાવનાઓ
(૨૧) ભાવનાઓનો વિકાસ (૨૨) સવેગોની અભિવ્યક્તિઓના નિયમ
(૨૩) બૌદ્ધિક સંવેગ (૨૪) નૈતિક સવેગ
(૨૫) સૌન્દર્યાત્મક સવેગ (૨૬) સુન્દરનો સંવેગ

અ. નં. વિષય પૃષ્ઠ

(૨૭) ઉદાત્તનો સંવેગ (૨૮) ઉપહાસ્યનો સંવેગ
(૨૯) ધાર્મિક સવેગ

૧૬. ધ્યાન અથવા અવધાનઃ— ૩૪૬

(૧) ધ્યાનનું સ્વરૂપ અને લક્ષણ (૨) ધ્યાન અને અવધાન
(૩) ધ્યાન પરિવર્તિત કેમ થાય છે (૪) ધ્યાનનો વિસ્તાર
(૫) ધ્યાનનો સ્થિતિ કાળ (૬) ધ્યાનના ભેદ
(૭) ધ્યાનના હેતુ (૮) ધ્યાનનો વિકાસ
(૯) ધ્યાનમાં પૈશિક ગતિઓનું સમાયોજન
(૧૦) ધ્યાનનો વિધી (૧૧) ધ્યાન અને રૂચિ
(૧૨) ધ્યાન પર ટેવોનો પ્રભાવ (૧૩) સ્થિર ધ્યાન અને પરિવર્તનશીલ ધ્યાન
(૧૪) ધ્યાન અને ચેતના (૧૫) અનવધાન

૧૭. અનૈચ્છિક કર્મઃ— ૩૭૨

(૧) અનૈચ્છિક કર્મોના ભેદ (૨) સ્વયંચાલીત કર્મ
(૩) વિચાર પ્રેરીત કર્મ (૪) અનિયમીત કર્મ
(૫) પ્રતિક્ષેપ કર્મ (૬) નિયંત્રિત પ્રતિક્રિયાઓ
(૭) મૂળ પ્રવૃત્યાત્મક કર્મ (૮) મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અને પ્રતિક્ષેપ કર્મ
(૯) મૂળ પ્રવૃત્તિઓનો ઉદ્દગમ (૧૦) મૂળ પ્રવૃત્તિઓના ભેદ
(૧૧) શું મૂળ પ્રવૃત્તિઓ આંધળી છે?
(૧૨) મૂળ પ્રવૃત્તિઓ અનુભવથી પ્રભાવિત થાય છે?
(૧૩) મૂળ પ્રવૃત્તિ અને બુદ્ધિ (૧૪) પ્રેરણા
(૧૫) રમત (૧૬) રમતના સિદ્ધાન્ત

૧૮. ઐચ્છિક કર્મઃ— ૩૯૪

(૧) ચેષ્ટાના વિકાસનાં સ્તર (૨) આવેગ અને સંકલ્પ
(૩) આવેગ અને ઇચ્છા (૪) આવેગ અને ક્ષુધા
(૫) ક્ષુધા અને ઇચ્છા (૬) ઇચ્છાનું વિશ્લેષણ
(૭) ઐચ્છિક કર્મનું વિશ્લેષણ (૮) ઐચ્છિક કર્મની વિશેષતાઓ
(૯) સંકલ્પ અને ધ્યાન (૧૦) સંકલ્પ અને શારીરિક ક્રિયા

અ. નં. વિષય પૃષ્ઠ

(૧૧) ઈચ્છા, ઉત્કંઠા અને સકલ્પ (૧૨) પ્રેરક કે પ્રયોજન
(૧૩) પ્રેરક અને ઇરાદો (૧૪) ઇરાદો અને પ્રયોજન
(૧૫) સંકલ્પની સ્વતંત્રતા (૧૬) મૂળ પ્રવૃત્તિ અને સંકલ્પ ઐચ્છિક કર્મનો ઉદ્ગમ
(૧૭) સંકલ્પ અને શક્તિનો હ્રાસ (૧૮) આત્મસંયમ

૧૯ ટેવ— ૪૧૪

(૧) ટેવનું સ્વરૂપ (૨) ટેવની વિશેષતાઓ
(૩) ટેવનુ નિર્માણ અને ટેવના નિયમો
(૪) ખરાબ ટેવો તોડવાના નિયમ (૫) ટેવ અને ઐચ્છિક કર્મ
(૬) ટેવ અને મૂળ પ્રવૃત્તિ (૭) ટેવ અને પ્રતિક્ષેપ ક્રિયા
(૮) ટેવ, ચારિત્ર અને આચરણ (૯) ટેવોનુ કાર્ય

૨૦ બુદ્ધિ પરિક્ષાઓ — ૪૨૧

(૧) બુદ્ધિનુ સ્વરૂપ (૨) માનસિક આયુ
(૩) બુદ્ધિવર્ધિ (૪) બીને-સાઈમન બુદ્ધિ પરીક્ષાઓ
(૫) વ્યવહાર પરિક્ષાઓ (૬) સામુહીક પરિક્ષાઓ
(૭) ઉપલબ્ધિ પરિક્ષાઓ (૮) બુદ્ધિ અને શાળા
(૯) બુદ્ધિ પરિક્ષાઓના લાભ (૧૦) વિશેષ યોગ્યતાઓના સામાન્ય યોગ્યતાઓ સાથે અનુબંધ
(૧૧) બુદ્ધિ દૌર્બલ્ય (૧૨) બુદ્ધિના સિદ્ધાન્ત

૨૧. વ્યક્તિત્વ:— ૪૩૫

(૧) વ્યક્તિત્વ (૨) વ્યક્તિત્વના લક્ષણ
(૩) વ્યક્તિત્વના નિર્માણમા શારીરિક કર્મ અને સામાજીક તત્વ
(૪) વ્યક્તિત્વનો વિકાસ (૫) વ્યક્તિત્વનુ માપ
(૬) વ્યક્તિગત અતરના કારણો

૨૨. વ્યક્તિત્વનું સગઠન અને વિગઠન — ૪૬૧

(૧) વ્યક્તિત્વનુ સગઠન (૨) વ્યક્તિત્વનુ વિગઠન
(૩) બહુવિધ વ્યક્તિત્વ અને વ્યક્તિત્વના રોગો

| અ. નં. | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | (૪) હિસ્ટીરીયા (૫) સમ્મોહનની દશામાં નિર્દેશ અને સમ્મોહનોત્તર નિર્દેશ | |
| | (૬) ઉન્માદ કે ગાંડપણ (૭) માનસિક પૃથક્કરણ અને ચિકિત્સા પ્રણાલી. | |
| | (૮) માનસિક પૃથક્કરણનો સિદ્ધાન્ત (૯) અચેતન્ ઇચ્છાઓ | |
| | (૧૦) માનસિક સંઘર્ષ, દમન, અને સંઘર્ષની શાન્તિ માટે માનસિક ક્રિયાવિધિ | |
| ૨૩. | આત્મા કે અહ:— | ૪૭૬ |
| | (૧) શુદ્ધ અહં કે દૃષ્ટા (૨) વિશુદ્ધ અહંનો વિકાસ | |
| | (૩) અનુભવમૂલક અહં (૪) ભૌતિક અહં | |
| | (૫) સામાજિક અહં (૭) આધ્યાત્મિક અહં | |
| | (૭) માનસિક વિકાસ | |
| ૨૪. | માનસશાસ્ત્રના સંપ્રદાયો:— | ૪૮૧ |
| | (૧) ગેસ્ટાલ્ટ-માનસશાસ્ત્ર (૨) ગેસ્ટલ્ટ માનસશાસ્ત્ર અને વ્યવહારવાદ | |
| | (૨) શક્તિ માનસશાસ્ત્ર (૪) સાહચર્યવાદ | |
| | (૫) માનસિક રસાયણ (૬) સત્તાવાદ | |
| | (૭) રચનાવાદ (૮) કાર્યવાદ | |
| | (૯) વ્યવહારવાદ (૧૦) પ્રયોજનવાદી માનસશાસ્ત્ર | |
| | (૧૧) ફ્રોયડનો માનસિક પૃથક્કરણનો સિદ્ધાન્ત | |

# પ્રકરણ ૧

## માનસશાસ્ત્રની પરિભાષા, અને પદ્ધતિઓ

મનુષ્યનો સાર્વાંગીક વિકાસ તેના જ્ઞાન પર આધાર રાખે છે. જ્ઞાનોપાર્જન અને તેનો વ્યવહારમાં સદુઉપયોગ માનવીના વ્યક્તિત્વને વિકસાવે છે. વિજ્ઞાનદ્વારા મનુષ્ય જ્ઞાનોપાર્જન કરી શકે છે. વિવિધ વિજ્ઞાનોદ્વારા જ્ઞાનની વિવિધ શાખાઓનું અધ્યયન કરે છે. આ રીતે તેમના અધ્યયનથી વિવિધ વિષયોના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આ યુગમાં વિજ્ઞાન પરાકાષ્ટાએ પહોચ્યું છે. તેનું કારણ એક જ છે કે માનવીની જ્ઞાનપિપાસા તથા તેનો વ્યાવહારિક ઉપયોગ.

મનુષ્યનું માનસિક જીવન (mental life) તેનું અસ્તિત્વ ટકાવી રાખવામાં તથા તેના જીવનના સાફલ્યમાં અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે. મનુષ્ય કદાચ તંદુરસ્તી, સુંદરતાનો અભાવ તથા હાથ પગ કે અન્ય અવયવો ત્રુટિયુક્ત હોવા છતાં ચલાવી શકે; પરંતુ અસ્થિર મગજવાળા મનુષ્યનું જીવન અત્યંત કષ્ટયુક્ત અને દયનીય હોય છે. માનસિક જીવન એ મનુષ્યજીવનનું સર્વસ્વ છે. તેમાં વિચાર, લાગણી, મનોવેગ, ટેવો અને અન્ય બાબતોનો સમાવેશ થાય છે. જેને આપણે વ્યક્તિત્વના પ્રમુખ અંગો કહી શકીએ. માનસશાસ્ત્ર આ બધી બાબતોનું વિવેચનાત્મક વિવેચન કરે છે. તેને લગતા નિયમો તથા સંબંધિત પ્રત્યેક બાબતોનું સ્પષ્ટીકરણ કરી માનવજીવનને ઉપયોગી જ્ઞાન પ્રદાન કરે છે.

એ સ્વાભાવિક પ્રશ્ન છે કે આપણા મનમાં પ્રશ્ન ઉદ્દ્ભવે કે માનસશાસ્ત્રના અધ્યયનની શી આવશ્યકતા છે?

માનસશાસ્ત્રનું અધ્યયન પ્રત્યેક મનુષ્ય માટે આવશ્યક છે. પ્રત્યેક મનુષ્ય સરળસ્થિતિસ્થાપક છે, એમ કહેવું અનુચિત છે. દરેક વ્યક્તિ કોઈ ને કોઈ ગૂંચવણભરેલી પરિસ્થિતિથી અતૃપ્ત હોય છે. અને આ પ્રમાણે અન્ય પ્રાણીઓ કરતાં મનુષ્યોમાં વધારે જોવામાં આવે છે જેથી વ્યક્તિ માટે વિષમ પરિસ્થિતિમાંથી બચવું આવશ્યક છે. કઠિન પરિસ્થિતિમાં મનુષ્ય પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરી તેમાંથી બચવાનો માર્ગ શોધે છે. વિચાર અને સમજશક્તિથી સફળતા મેળવી શકે છે. આ રીતે વિચારશક્તિ અને સમજશક્તિ બળવાન હોય તો મનુષ્ય સ્વયં વિષમ પરિસ્થિતિમાંથી અલ્પ પ્રયત્ને બચી શકે અને વિરોધી વાતાવરણ પર કાબુ પ્રાપ્ત કરી શકે એ શક્ય છે.

ઘણી વખત એમ બને છે કે કોઈએ આપણી ટીકા કરી હોય અથવા નિંદા કરી હોય તો તે ઘણા સમય સુધી યાદ રહે છે પરતુ અન્ય કોઈ બાબત જેવી કે આપણા અધ્યયન સબંધી કઈ કહેવામા આવ્યુ હોય તો ભૂલી જઈએ છીએ અને તેને યાદ કરતા પણ સમય લાગે છે માનસશાસ્ત્ર સમાન રીતે યાદ રાખવાનુ જ્ઞાન પ્રદાન કરતું નથી જ, પરતુ તે સ્પષ્ટ કરી શકે છે કે વ્યક્તિગત ટીકા કેમ વિસ્મૃત થતી નથી અથવા જલદી યાદ આવે છે અને અન્ય બાબતો યાદ નથી રહેતી અથવા યાદ કરવામા વિલબ થાય છે, તદુપરાંત આપણે મગજનુ કાર્ય અને પદ્ધતિ જાણ્યા બાદ જ્ઞાનપ્રાપ્તિની શક્તિ વધારી શકીએ આ રીતે માનસશાસ્ત્ર અધ્યયનમાં મદદરૂપ છે

દરેકને સહકાર અને સહાનુભૂતીની આવશ્યકતા હોય છે જેની ગેરહાજરીમાં વ્યક્તિગત સયમ અને કાર્યક્ષમતા સતોષપ્રદ હોતા નથી અને તે માટે મળતાવડાપણું હોય તો જ અન્ય લોકોમા ઓળખાણ અને સહકાર સાધી શકાય જુદા જુદા લોકોની માગ જુદી જુદી હોય છે માનસશાસ્ત્ર તે દરેકનું અધ્યયન તો ન જ કરી શકે પરતુ કેટલાક સિદ્ધાન્તો એવા છે કે જે અન્ય મનુષ્યો સાથે મૈત્રી અને સહકાર સાધવામા સહાયક બની શકે જેથી આપણે અન્ય જનોને સમજી શકીએ અને આ રીતે સમજ્યા બાદ શક્ય છે કે જેમનો આપણને ભય હોય તેમનાથી આપણે નિર્ભય બની જઈએ, જેમને આપણે તિરસ્કારયુક્ત નજરથી જોતા હોય તેમના તરફ પ્રેમભરી નજરથી જોવા લાગીએ

માનવજીવન માટેની અગત્ય દરેક વ્યક્તિ જાણે છે એટને કે અત્યારે શિક્ષણ શાસ્ત્રીઓ માનસશાસ્ત્રીઓનો સપર્ક સાધે છે તેનુ કારણ એ જ છે કે તેઓ શ્રેષ્ઠ કેળવણીનો પ્રચાર સુવ્યવસ્થિત રીતે કરી શકે ઉદ્યોગપતિઓ પણ ઘણા કારણો માટે માનસશાસ્ત્રીઓનો સપર્ક સાધે છે જેવુ કે જાહેરાતની સુદૃઢ અને સરળ પદ્ધતિ તથા ગ્રાહકોના વલણ અને તેમની વસ્તુઓ પ્રત્યેની રુચિની બાબતોમા પણ જાણકારી મેળવવી તથા શ્રમિકોના માનસનુ જ્ઞાન મેળવવુ રાજનીતિજ્ઞ માનસશાસ્ત્રીઓનો સપર્ક એટલા માટે સાધે છે કે લોકશાહીમા મતદાતાઓનો વિશ્વાસ કેવી રીતે મેળવવો લોકોની તૃપ્તિ જાણ્યા બાદ રાજનીતિજ્ઞો તેને પૂરેપૂરી રીતે સતુષ્ટ કરવા પ્રયત્ન કરે છે અને લોકોનો વિશ્વાસ સપાદન કરે છે ખરેખર દુનિયાના ઘણાખરા દુખો અને દિલગીરીઓનુ કારણ માનવ ઘણી વિકટ સમસ્યાઓથી આવૃત્ત છે અને તેઓ હજી સુધી તેમની પાશવી વૃત્તિ પર સયમ મેળવી શકયા નથી આ રીતની વિકટ અને વિષમ પરિસ્થિતિમાથી માર્ગ કરવા માટે માનસશાસ્ત્રનુ જ્ઞાન અત્યત આવશ્યક છે પરિણામસ્વરૂપ માનસશાસ્ત્રનો દુનિયાના દુખો અને દિલગીરીઓને નિર્મૂળ કરવામા મોટો ભાગ છે

તદુપરાત એવી ઘણી બાબતો છે જે મનોવિજ્ઞાનના અધ્યયનથી જાણવી અને સમજવી સરળ બની શકે છે અને આ રીતે માનસશાસ્ત્રનુ અધ્યયન આવશ્યક છે

## (૧) વિજ્ઞાનનું સ્વરૂપ (The nature of science)

જ્ઞાનની કોઈપણ શાખાનુ વ્યવસ્થિત અને ક્રમબદ્ધ જ્ઞાન તેને વિજ્ઞાન કહેવામા આવે છે પ્રત્યેક વિજ્ઞાન જ્ઞાનના ચોક્કસ વિષયનુ અધ્યયન કરે છે, જે પોતાના જ ક્ષેત્ર સુધી મર્યાદિત હોય છે કોઈ વિજ્ઞાન પોતાના ક્ષેત્રની બહારના વિષય ઉપર લક્ષ આપતુ નથી તે ફક્ત પોતાના વિષયાનુકૂળ સિદ્ધાન્તો સ્વીકારે છે દરેક વિજ્ઞાન પોતાના જ વિષયના અધ્યયન તરફ લક્ષ આપે છે, જેમકે વનસ્પતિશાસ્ત્ર વૃક્ષો તેમજ અન્ય વનસ્પતિને પોતાનો વિષય બનાવી તેનુ જ અધ્યયન કરે છે ભૌતિકશાસ્ત્ર દ્રવ્ય અને શક્તિઓ, પ્રાણી વિજ્ઞાન પ્રાણીને પોતાનો વિષય બનાવી તેનુ અધ્યયન કરે છે, તેને લગતા સિદ્ધાન્તો બનાવે છે તેમજ અન્ય આવશ્યક બાબતોનુ વર્ણન અને સ્પષ્ટીકરણ કરે છે આ રીતે માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓ અને તેની સાથે થતી શારીરિક ક્રિયાઓનુ અધ્યયન કરે છે

વિજ્ઞાનો ભિન્ન ભિન્ન વિષયોનુ વિવેચન કરે છે વિજ્ઞાનને અન્ય વિજ્ઞાનથી તેના અધ્યયનની વિષય-વસ્તુ (subject matter) ભિન્ન હોવાના કારણે ભિન્ન ગણવામા આવતુ નથી, પરતુ તેમની ભિન્નતાનું કારણ અધ્યયનનું દૃષ્ટિ-બિંદુ (View-point) છે એક વિજ્ઞાન બીજા વિજ્ઞાનથી જુદું ગણવામા આવે છે તેનુ કારણ અધ્યયનનુ ભિન્ન દૃષ્ટિબિંદુ છે ઉદાહરણાર્થ પ્રત્યેક શાસ્ત્ર એક પુષ્પનુ અધ્યયન કરે છે એક રસાયણશાસ્ત્રી કહેશે કે પુષ્પનુ અધ્યયન રસાયણશાસ્ત્ર કરે છે કારણ કે તે રાસાયણિક નિયમોનુ પાલન કરે છે, તેવી જ રીતે વનસ્પતિશાસ્ત્રજ્ઞાતા કહેશે કે તે વનસ્પતિ છે એટલે તેનુ અધ્યયન વનસ્પતિશાસ્ત્ર કરે છે પદાર્થવિજ્ઞાન કે ભૌતિકવિજ્ઞાન જ્ઞાતા કહેશે કે તે એક પદાર્થ છે અને ગુરુત્વાકર્ષણ જેવા નિયમો તેને લાગુ પડે છે માટે ભૌતિકશાસ્ત્ર તેનુ અધ્યયન કરે છે, અર્થશાસ્ત્રી કહેશે કે તેનો ક્રય અને વિક્રય કરી શકાય છે માટે તેનુ અધ્યયન અર્થશાસ્ત્ર કરે છે તથા માનસશાસ્ત્રી કહેશે કે તે સંવેદના (Sensation) ઉત્પન્ન કરી શકે છે માટે માનસશાસ્ત્ર પણ તેનુ અધ્યયન કરે છે આ રીતે એક જ વિષય-વસ્તુનુ વિભિન્ન શાસ્ત્રો વિભિન્ન દૃષ્ટિબિંદુથી અધ્યયન કરે છે

વિજ્ઞાનના બે પ્રકાર છે કુદરતી કે વર્ણનાત્મક (Positive) તથા નિયામક કે આદર્શદર્શક (Normative)

ભૌતિકવિજ્ઞાન (Physics), રસાયણશાસ્ત્ર (chemistry), શરીરવિજ્ઞાન (Physiology) વગેરેનો કુદરતી વિજ્ઞાનમા સમાવેશ થાય છે, જ્યારે તર્કશાસ્ત્ર (Logic) નીતિશાસ્ત્ર (Ethics), સૌન્દર્યશાસ્ત્ર (Aethetics) વગેરે આદર્શદર્શક વિજ્ઞાન છે પ્રત્યેક વિજ્ઞાન પોતાના સિદ્ધાન્તોની ચોકસાઈમાટે તથા સશોધન માટે વિભિન્ન પદ્ધતિઓનો ઉપયોગ કરે છે કુદરતી કે વર્ણનાત્મક શાસ્ત્રો પોતાના સિદ્ધાન્તોની પ્રાપ્તિના મનોમથનમા પ્રયોગ, નિરીક્ષણ, વર્ગીકરણ વગેરે શાસ્ત્રીય પદ્ધતિઓની સહાય લે છે. માનસશાસ્ત્ર પણ કુદરતી વિજ્ઞાન છે તે માનસિક પ્રક્રિયાઓનુ નિરીક્ષણ કરી તેમની પરસ્પર તુલના કરે છે તથા તેનુ વિભિન્ન વર્ગોમા વિભાજન કરી સિદ્ધાન્તોની ચોકસાઈ તથા નવનિયમોનુ નિર્માણ કરે છે માનસશાસ્ત્ર ખાસ કરીને વૈજ્ઞાનિક પદ્ધતિઓનો ઉપયોગ કરે છે

વિજ્ઞાનનો ખાસ ઉદ્દેશ્ય પરિભાષા અને સ્પષ્ટીકરણ હોય છે જેમકે ગ્રહોની ગતિની વ્યાખ્યા આકર્ષણના નિયમદ્વારા કરવામા આવે છે તથા પદાર્થના પતનનુ સ્પષ્ટીકરણ કરવામા ગુરુત્વાકર્ષણના નિયમનુ અવલબન લેવાય

છે. આ પ્રમાણે માનસશાસ્ત્ર પણ મનના નિયમો દ્વારા માનસિક પ્રક્રિયાઓનું સ્પષ્ટીકરણ કરે છે. કોઈ કોઈ વખત પરિભાષા કરવા માટે પરિ–કલ્પના (*Hypothesis*) નું નિર્માણ કરવામાં આવે છે. ઉદાહરણાર્થ–પ્રકાશની પરિભાષા અને સિદ્ધાન્તો માટે ઈથરના તરંગોની પરિકલ્પના કરવામાં આવે છે. ઈથર પરિકલ્પિત એક અદૃશ્ય દ્રવ્ય છે. માનસશાસ્ત્ર પણ માનસિક જીવનની એકરૂપતા (Uniformity) ની કલ્પના કરીને અધ્યયન કરે છે.

(૨) પરિભાષાઓ (Definitions)

માનસશાસ્ત્રની વિભિન્ન પરિભાષાઓ નીચે મુજબ છે.

(અ) માનસશાસ્ત્ર આત્માનું શાસ્ત્ર છે. (*Psychology is the Science of soul*)

માનસશાસ્ત્રના શબ્દાર્થ પ્રમાણે પહેલાંના માનસશાસ્ત્રીઓ 'માનસશાસ્ત્ર આત્માનું શાસ્ત્ર છે' એમ માનતા હતા. ગોકલીનસ (Goclenius) કે જે માનસશાસ્ત્રનો પિતા ગણાય છે તેણે પોતાના 'માનસશાસ્ત્ર' નામના પુસ્તકમાં આત્માની ઉત્પત્તિ તથા તેના સ્વરૂપ (Nature) નું સ્પષ્ટીકરણ કરવાનો પ્રયત્ન પણ કર્યો છે. તેના અનુયાયીઓ પણ 'માનસશાસ્ત્ર આત્માનું શાસ્ત્ર છે' તે વ્યાખ્યામાં માને છે અને જણાવે છે કે માનસશાસ્ત્ર આત્માની ઉત્પત્તિ, સ્વરૂપ અને તેને લગતી દરેક બાબતોનું અધ્યયન કરે છે.

આધુનિક માનસશાસ્ત્રીઓ માનસશાસ્ત્રની આ પરિભાષાનો સ્વીકાર કરતા નથી અને જણાવે છે કે આ પરિભાષા માનસશાસ્ત્રને મનનું દર્શન-શાસ્ત્ર બનાવી દે છે; તદુપરાંત માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક (Nature) વિજ્ઞાન છે. તેનો સંબંધ મનમાં થતી માનસિક પ્રક્રિયાઓ સાથે છે. દરેક પ્રાકૃતિક વિજ્ઞાન પોતાના સંશોધનકાર્યમાં નિરીક્ષણ અને પ્રયોગપદ્ધતિ પર અત્યધિક અવલંબિત છે. અને તે અનુભવમૂલક (Empirical) છે, આત્માનું શાસ્ત્ર અનુભવમૂલક નથી જેથી તેને શાસ્ત્ર ન કહી શકાય. આત્માના અસ્તિત્વની બાબતમાં પણ વિભિન્ન મત પ્રતિપાદિત છે. કેટલાક વિચારકો તેના અસ્તિત્વમાં માને છે અને જણાવે છે કે તે શરીરની જેમ નશ્વર છે અને શરીરનો અંત થતાં તે નાશ પામે છે. કેટલાક વિચારકો જણાવે છે કે વિશ્વમાં કેવળ એક જ આત્મા છે જે અમર છે, તથા કેટલાકનો મત છે કે વિશ્વમાં આત્મા જેવી કોઈ ચીજ જ નથી. આ પ્રમાણે આત્માના અસ્તિત્વ બાબતના મનમતાંતરો 'માનસશાસ્ત્ર આત્માનું શાસ્ત્ર છે' એ

વ્યાખ્યાનો સ્વીકાર થવામાં વિરોધક બને છે. આત્માનું અસ્તિત્વ શાસ્ત્રીય રીતે કે અનુભવથી સિદ્ધ થઈ શકયું નથી માટે માનસશાસ્ત્રને આત્માનું શાસ્ત્ર કહેવું તે યથોચિત નથી.

(બ) માનસશાસ્ત્ર મનનું શાસ્ત્ર છે. ( Psychology is the Science of mind )

કેટલાક માનસશાસ્ત્રીઓ 'માનસશાસ્ત્ર મનનુ શાસ્ત્ર છે' એમ પરિભાષા કરે છે અને જણાવે છે કે આત્મતત્ત્વ એવું છે જે અદૃશ્ય અને અસ્પૃશ્ય ( Intengible ) છે. પરંતુ માનસિક પ્રક્રિયાઓ ( Mental processes ) નું નિરીક્ષણ દ્વારા અધ્યયન થઈ શકે છે. માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓનું વિધાયક ( Positive ) વિજ્ઞાન છે. તે માનસિક તથ્યો ( Facts ) જેવાં કે સંવેદના ( Sensation ) લાગણી ( Feeling ) વગેરેના નિયમોનું સ્પષ્ટીકરણ કરવાનો પ્રયત્ન કરે છે.

માનસશાસ્ત્રના આ દૃષ્ટિબિંદુનો વ્યવહારવાદી ( Behaviourist) વિચારકો સિવાય અન્ય માનસશાસ્ત્રીઓએ થોડે ઘણે અંશે સ્વીકાર કર્યો છે; છતાં 'મન' શબ્દની અસ્પષ્ટતા આ પરિભાષાના સ્વીકારના માર્ગમાં બાધક બને છે; કારણકે 'મન' શબ્દ દ્વિ-અર્થી છે. તેનો એક અર્થ આત્મા, મન અથવા ચેતનતત્ત્વ થઈ શકે છે તથા બીજો અર્થ માનસિક પ્રક્રિયાઓ પણ થઈ શકે છે. આધુનિક માનસશાસ્ત્ર માનસિક વૃત્તિઓ( Modes ) તથા પ્રક્રિયાઓ (Processes ) નું અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે પરંતુ મનની એક પ્રકારની એકતા ( Unity ) પ્રત્યે નિર્લક્ષ બનતું નથી, જે એકતા ચેતન વ્યક્તિ, મન કે આત્મા સિવાય સંભવિત નથી કે જેનામાં તે નિહિત હોય. માનસશાસ્ત્ર આ એકતા અને અવિચ્છિન્નતાનું અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર વિકૃત (Abnormal) અને પ્રકૃતિસ્થ ( Normal ) દરેક વ્યક્તિની માનસિક પ્રક્રિયાઓ, તથા ઉત્તેજક બાહ્ય વસ્તુઓનું પણ અધ્યયન કરે છે.

(ક) માનસશાસ્ત્ર ચેતનાનું શાસ્ત્ર છે. ( Psychology is the science of consciousness )

'માનસશાસ્ત્ર ચેતનાનુ શાસ્ત્ર છે' એ પરિભાષાના પ્રતિપાદકો અને તેમાં માનનાર વિચારકો પોતાની આ પરિભાષાની યથાર્થતાની બાબતમાં સ્પષ્ટીકરણ કરતાં જણાવે છે કે ચેતના એટલે મનની જાગૃત અવસ્થા અથવા

ક્રિયાશીલ અવસ્થા. તેઓ મન અને ચેતના બન્ને શબ્દો સમાનાર્થ સમજે છે પરંતુ તે બન્નેમાં અંતર રાખવા માટે 'મન' એટલે વ્યક્તિના પૂર્ણ જીવન સુધીમાં થતી માનસિક પ્રક્રિયાઓનો સરવાળો અને 'ચેતના' એટલે વર્તમાનમાં નિશ્ચિત સમયે થતી માનસિક પ્રક્રિયાઓનો સરવાળો છે અને આ રીતે ચેતના મન-પ્રવાહનો એક વિભાગ છે અને તેથી જ્યારે માનસશાસ્ત્રનું વિષયવસ્તુ મન છે તો તેના અધ્યયનનો પ્રત્યક્ષ વિષય સદૈવ ચેતના છે' (ઇબીદ-Ibid) એટલે ટૂંકમાં માનસશાસ્ત્ર ચેતનાનું શાસ્ત્ર છે.

માનસશાસ્ત્રની આ પરિભાષાની ઘણી વખત ટીકા કરવામાં આવી છે અને તે ટીકાકારો ઘણું કરીને વ્યવહારવાદી (behaviourist) છે. તેમનું કહેવું છે કે માનસશાસ્ત્રની ચેતનાના શાસ્ત્ર તરીકેની પરિભાષા તેની પહેલાંની આત્માના શાસ્ત્ર તરીકેની પરિભાષા જેવી જ છે.માનસશાસ્ત્ર પૂર્ણ રીતે વિષયલક્ષી (Objective) પ્રાકૃતિક વિજ્ઞાન છે અને વ્યવહારનું ભવિષ્ય કથન (Prediction) અને તેનું નિયંત્રણ એ તેનો સૈદ્ધાન્તિક (Theoretical) હેતુ છે. ચેતના અદશ્ય અને અસ્પૃશ્ય (Invisible and intengible) છે જેનું નિરીક્ષણ (Observation) અશક્ય છે. મેક્ડુગલ (Mcdougull) તથા અન્ય માનસશાસ્ત્રીઓ તટસ્થ રીતે જણાવે છે કે જો માનસશાસ્ત્રની ચેતનાના શાસ્ત્ર તરીકે વ્યાખ્યા કરવામાં આવે તો પશુમાનસશાસ્ત્ર (Animal psychology), બાળમાનસશાસ્ત્ર (child psychology) તથા વિકૃત માનસશાસ્ત્ર (Abnormal psychology) વગેરે માનસશાસ્ત્રની શાખાઓને સાચા અર્થમાં માનસશાસ્ત્ર ન કહી શકાય. એટલે કે સામાન્ય માનસશાસ્ત્ર (General psychology) સિવાય માનસશાસ્ત્રની અન્ય સર્વ શાખાઓ સાચા અર્થમાં માનસશાસ્ત્ર ન કહી શકાય.

આ પ્રમાણે આ પરિભાષાની સખત ટીકા કરવામાં આવી છે જે અમુક અંશે વાજબી છે અને એ પણ સત્ય છે કે માનસશાસ્ત્રને ચેતનાના શાસ્ત્ર તરીકેની પરિભાષા અયોગ્ય છે, પરંતુ આપણે કહી શકીએ કે તે સંકીર્ણ છે. સકીર્ણતા હોવાથી તેને આપણે પૂર્ણતયા ખોટી કે અશક્ય તો ન જ કહી શકીએ. કારણકે તેમાં યથાર્થતા છે. માનસશાસ્ત્ર ચેતનાનાં દરેક સ્તરો જેવાં કે ચેતનાનું કેન્દ્ર (Focus) સીમાન્ત (Margin) તથા અધોચેતન (Subconscious) નું અધ્યયન કરે છે. તદુપરાંત ચેતનાથી સંબંધિત શારીરિક પ્રક્રિયાઓ, બાહ્ય ઉદ્દીપનો તથા વ્યવહારનું પણ અધ્યયન કરે છે.

(ક) માનસશાસ્ત્ર વ્યવહારનુ શાસ્ત્ર છે (Psychology is the science of behaviour)

ઘણા માનસશાસ્ત્રીઓ પોતાની ચેતના તરીકેની પરિભાષાથી અસંતુષ્ટ છે તેમનો મત છે માનસશાસ્ત્ર આતરનિરીક્ષણ (introspection) પદ્ધતિનુ જેટલુ વધારે અવલબન લેશે તેટલી તેની પ્રગતિ ધીમી બનશે માટે જે માનસશાસ્ત્રીઓ પોતાના વિજ્ઞાનની પ્રગતિ ઈચ્છતા હોય તેમણે 'માનસશાસ્ત્ર ચેતનાનુ શાસ્ત્ર છે' તે પરિભાષાનો ત્યાગ કરી 'માનસશાસ્ત્ર વ્યવહારનુ શાસ્ત્ર છે' તે પરિભાષાનો સ્વીકાર કરવો જોઈએ તેમના મતાનુસાર વ્યવહાર બાહ્ય ઉત્તેજના (Stimulus) પ્રતિ પ્રતિક્રિયા (Response) છે માનસશાસ્ત્રનો મન કે ચેતના સાથે લેશ માત્ર સબધ નથી અને માનસિક પ્રક્રિયાઓ જેથી તેમનો બહિષ્કાર થવો જોઈએ તેઓ જણાવે છે કે માનસશાસ્ત્ર કુદરતી કે પ્રાકૃતિક વિજ્ઞાનની વિષયલક્ષી (objective) પ્રાયોગિક (Experimental) શાખા છે જેનુ સૈધ્ધાન્તિક ધ્યેય વ્યવહાર (behaviour)નુ ભવિષ્યકથન (Prediction) અને નિયંત્રણ છે તે ખાસ કરીને સશોધનમા પ્રયોગ અને નિરીક્ષણ પદ્ધતિનો ઉપયોગ કરે છે વ્યવહારવાદ (behaviourism) ના પ્રચારક વૉટસન (watson) છે તેમના કથનાનુસાર માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓનુ શાસ્ત્ર નથી પરંતુ ઉત્તેજના-પ્રતિક્રિયા (Stimulus Response)નુ શાસ્ત્ર છે આ પ્રમાણે વ્યવહારવાદી માનસશાસ્ત્રીઓનો મત છે કે માનસશાસ્ત્ર મનુષ્ય તેમજ પશુઓના વ્યવહારનુ શાસ્ત્ર છે

માનસશાસ્ત્રની આ વ્યવહારવાદી પરિભાષાની સખત ટીકા કરવામા આવી છે પીલ્સબરી (Pillsbury)નુ કથન છે કે 'આપણે ફક્ત પ્રાણીના વ્યવહારનુ જ્ઞાન એ જ માનસશાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ્ય માનીએ તોપણ આપણા શાસ્ત્રમા ચેતના અગત્યનો ભાગ ભજવે છે જ' મેક્ડુગલ જણાવે છે કે માનસશાસ્ત્રની વ્યવહારના જ્ઞાન તરીકેની પરિભાષા અનુભવના કોઈપણ ભાગ કે ચેતનાના કોઈ પણ તત્ત્વનુ અધ્યયન પોતાના ક્ષેત્ર બહાર રાખતી નથી કારણ કે અનુભવ ચારિત્ર્યને પ્રભાવિત કરે છે અનુભવ સિવાય વ્યવહાર સમજી શકાતો નથી વ્યવહાર અનુભવનુ બાહ્ય પ્રદર્શન છે જેથી તેને તેના પ્રભવથી જુદો કરી સમજી શકાતો નથી. તદુપરાત વ્યવહાર ઉપરથી કરેલુ અનુમાન બધુ ખોટુ નીવડે છે ઉદાહરણાર્થ કોઈ અશ્રુપૂર્ણ આખોવાળી વ્યક્તિ માટે આપણે અનુમાન કરીએ કે તે કોઈ દુખી છે પરન્તુ એ સભવિત

છે કે તે હર્ષાશ્રુ હોય, વ્યવહારથી નમ્ર જણાતો માણસ હૃદયથી કઠોર પણ હોઇ શકે. તેથી વ્યવહારની સમજૂતી કે સ્પષ્ટીકરણ ઉત્તેજના અને પ્રતિક્રિયાના સૂત્ર મુજબ તદ્દન યાંત્રિક રીતે ન થવું જોઈએ.

આથી માનસશાસ્ત્રની પરિભાષા માનસશાસ્ત્ર વ્યવહારનું જ શાસ્ત્ર છે તેનો તો આપણે સ્વીકાર ન કરી શકીએ પરંતુ આ પ્રમાણે હોય કે "માનસશાસ્ત્ર જેવું અધ્યયન ચેતના દ્વારા બાહ્યનિરીક્ષણથી કરવામાં આવતું હોય તેવા વ્યવહારનું શાસ્ત્ર છે" તો કંઈક અંશે ઠીક ગણી શકાય.

(ઈ) માનસશાસ્ત્ર વાતાવરણના સંપર્કમાં થતી વ્યક્તિની પ્રવૃત્તિઓનું શાસ્ત્ર છે.' (વુડવર્થ)

(Psychology is the science of activities of individual in relation to his environment) (wood worth)

માનસશાસ્ત્રની આ પરિભાષા સર્વશ્રેષ્ઠ છે. તેની ગર્ભિત બાબતો તરફ દષ્ટિપાત કરીએ તો માલુમ પડે છે કે તેમાં માનસશાસ્ત્રના ક્ષેત્રની આવશ્યક સર્વ બાબતોનો સમાવેશ થયેલો છે. આ પરિભાષા સર્વમાન્ય છે.

માનસશાસ્ત્ર વ્યક્તિના ગર્ભાધાનથી તેનું શૈશવ, કૌમાર તેમજ તેના જીવનાન્ત સુધીની ક્રિયાઓનું અધ્યયન કરે છે. આ રીતે તે એક જ વ્યક્તિની વિભિન્ન અવસ્થાઓમાં થતી ક્રિયાઓનું અધ્યયન કરે છે. આ રીતે માનસશાસ્ત્ર બાળ, વયસ્ક, વિકૃત તેમજ પ્રકૃતિસ્થ વ્યક્તિઓની ક્રિયાઓ તથા વ્યવહારનું અધ્યયન કરે છે.

'પ્રક્રિયાઓ' શબ્દનો પ્રયોગ અહીં વિસ્તૃત અર્થમાં કરવામાં આવ્યો છે. પ્રવૃત્તિઓ શબ્દ દરેક પ્રવૃત્તિઓ તરીકે વપરાયો છે. માનસશાસ્ત્ર જ્ઞાનાત્મક પ્રવૃત્તિઓ જેવી કે સ્મૃતિ, વિચાર, કલ્પના વગેરેનુ અધ્યયન કરે છે. તદુપરાંત હસવું, બોલવું, ચાલવું, વગેરે ગત્યાત્મક ક્રિયાઓ તથા હસવું, રડવું વગેરે ભાવાત્મક ક્રિયાઓનું પણ અધ્યયન કરે છે. 'વાતાવરણ' શબ્દ વ્યક્તિના ભૌતિક તથા સામાજિક બન્ને વાતાવરણનો દર્શક છે. વાતાવરણમાં જ વ્યક્તિનો વિકાસ થાય છે. વાતાવરણ વ્યક્તિની જ્ઞાનેન્દ્રિયો દ્વારા તેના ઉપર ક્રિયા કરે છે અને વ્યક્તિ પોતાની કર્મેન્દ્રિયો દ્વારા વાતાવરણ ઉપર પ્રતિક્રિયા કરે છે. વાતાવરણ ઉપર વ્યક્તિના વ્યવહાર, ક્રિયાઓ અને અન્ય બાબતોનો વિશેષ ભાગ આધારિત છે.

### (૩) માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાન છે (Psychology—is a natural science)

સર્વ પ્રથમ માનસશાસ્ત્ર દર્શનશાસ્ત્રનું એક અંગ ગણાતું હતું પરંતુ ધીરે ધીરે તેનો વિકાસ થતો ગયો અને જેમ્સ વુડવર્થ તથા સમકાલિન અન્ય માનસશાસ્ત્રીઓએ જણાવ્યું કે માનસશાસ્ત્ર હવે એક સ્વતંત્ર શાસ્ત્ર થઈ શકે તેવી સ્થિતિમાં છે, માટે તેને દર્શનશાસ્ત્રનું અંગ ન ગણતા અન્ય શાસ્ત્રોની જેમ સ્વતંત્ર શાસ્ત્ર ગણવું જોઈએ આજે એ પરિવર્તનના પરિણામસ્વરૂપ માનસશાસ્ત્ર એ સ્વતંત્ર પ્રાકૃતિક વિજ્ઞાન છે તેના સિદ્ધાંતોના સંશોધનમાં શાસ્ત્રીય પદ્ધતિઓનો ઉપયોગ કરવામાં આવે છે

માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાન છે તે મનોવ્યાપારની ઉત્પત્તિ, વિકાસ અને પરસ્પર કાર્યકારણથી થતી સંકલનાનું શિક્ષણ આપે છે તેના અધ્યયનનો વિષય આંતરસૃષ્ટિમાં રહેલો હોવાથી તેને આત્મલક્ષી (Subgective) વિજ્ઞાન પણ કહેવામાં આવે છે તેનું નિશ્ચિત, વિષયવસ્તુ મન છે તે માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે તે માનસિક ક્રિયાઓની સહગામી શારીરિક ક્રિયાઓ તથા ભૌતિક ઉત્તેજનાઓ (Physical stimulus) દ્વારા માનસિક પ્રક્રિયાઓની વ્યાખ્યા કરે છે તે નિરીક્ષણ, આંતરનિરીક્ષણ તથા પ્રયોગપદ્ધતિનો ઉપયોગ કરી માનસિક પ્રક્રિયાઓનું સંશોધન કરે છે અને તેની પરસ્પર તુલના કરી વિભિન્ન વર્ગોમાં શ્રેણીબદ્ધ કરે છે તે મનના નિયમો બનાવવામાં અને તેમને સમજાવવામાં પરિકલ્પનાનો આશ્રય લે છે તે પરિકલ્પનાઓનું સર્જન કરી માનસિક તથ્યોની વ્યાખ્યા કરે છે તે મનના શક્તિ અને સત્તામાં માને છે તેની સાચી પરીક્ષા કરવાનો યત્ન કરતું નથી તે માનસિક પ્રક્રિયાઓના કાર્યકારણ ભાવમાં વિશ્વાસ મૂકે છે અને માને છે કે દરેક માનસિક પ્રક્રિયાઓ પોતાના કારણો પર આધારિત છે અથવા અન્ય શારીરિક ક્રિયાઓ કે બાહ્ય ઉત્તેજનાઓથી નિયંત્રિત છે તે સ્વતંત્ર કે અનિયંત્રિત નથી સ્વતંત્ર ઈચ્છા અસંભવ છે, ઇચ્છાઓ કે સંકલ્પોનું નિયંત્રણ પૂર્વ તથા તેના પ્રેરકો કે હેતુઓથી થાય છે પરંતુ કેટલાક વૈજ્ઞાનિક ઇચ્છા ઉપરના આ નિયંત્રણમાં માનતા નથી પરંતુ સ્વતંત્ર ઇચ્છામાં વિશ્વાસ મૂકે છે અને જણાવે છે કે મનુષ્ય કે પ્રાણી આ પ્રમાણ નિયંત્રિત છે આધુનિક માનસશાસ્ત્ર મનનું પ્રાકૃતિક વિજ્ઞાન છે, મનનું દર્શન નહિ

માનસશાસ્ત્રી એ ઉપરની વ્યાખ્યાના સ્વરૂપને સંક્ષેપમાં નીચે પ્રમાણે લખે છે મનોવૈજ્ઞાનિક વ્યાખ્યાઓ ખાસ કરીને એ બનાવે છે કે

(૧) જટિલ માનસિક પ્રક્રિયાઓ સરળ તત્ત્વોથી કેવી રીતે બને છે. (૨) તેમનાથી વિશિષ્ઠ માનસિક સમૂહ કેવી રીતે વૃદ્ધિ અને વિકાસ પામે છે. (૩અ) એ વિભિન્ન ચેતન પ્રક્રિયાઓ શારીરિક પ્રક્રિયાઓ સાથે કેવી રીતે અસબધિત છે (૩આ) વાતાવરણ નિર્માણકર્તા સામાજિક અને ભૌતિક ઘટનાઓ અને વસ્તુઓથી જટિલ માનસિક પ્રક્રિયાઓનુ સરળ વિભાગોમા વિભાજન કરી તેમની વ્યાખ્યા કેવી રીતે કરવામા આવે છે" માનસિક પ્રક્રિયાઓની વ્યાખ્યા તેની સહગામી સ્નાયવિક ક્રિયાઓ (natural processes) દ્વારા કરવામા આવે છે તથા કેટલીક માનસિક પ્રક્રિયાઓનું સ્પષ્ટીકરણ કરવામા બાહ્ય ઉત્તેજનાઓનુ અવલબન લેવામા આવે છે તદુપરાત વિભિન્ન સ્તરોમા અને વિભિન્ન રીતે માનસિક પ્રક્રિયાઓના આરભ શોધી તેમના વિકાસ અને વૃદ્ધિનો ક્રમ જાણવામા આવે છે

માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાન છે એમ અધિકાધિક માનસશાસ્ત્રી એનો મત છે, પરતુ કેટનાક માનસશાસ્ત્રીઓ તેમ માનવા તૈયાર નથી ખાસ કરીને જર્મન માનસશાસ્ત્રીઓ તેને પ્રાકૃતિક વિજ્ઞાન ન માનતા સાસ્કૃતિક વિજ્ઞાન (Fultaral science) માને છે તેઓ માને છે કે મનનુ અધ્યયન માપ કે આકડામા ન થઈ શકે કેટલાક સમયથી ગુણાત્મક માનસશાસ્ત્ર વિકાસ પામ્યુ છે જેનો ખાસ સબધ અનુભવના પ્રકારો સાથે છે તેની સખ્યા સાથે નહિ તેથી મનનુ યાત્રિક રીતે સ્પષ્ટીકરણ ન થઈ શકે તેઓ જણાવે છે કે મન એક સમજવાનુ તત્ત્વ છે, વિવેચન કરવાનુ નહિ

ટીકાકારોની ઉપરોક્ત ટી । યથાર્થ છે એટને કે મન એ કોઈ એવી વસ્તુ નથી કે જેવી રીતે આપણે કોઈ પદાર્થ માનીએ છીએ અને તેથી જેવી રીતે પદાર્થવિજ્ઞાન કુદરતીવિજ્ઞાન ગણવામા આવે છે તે રીતે માનસશાસ્ત્ર ન ગણી શકાય પરતુ તેનો અથ એ નથી કે માનસશાસ્ત્ર પ્રાકૃતિકવિજ્ઞાન નથી આધુનિક મ નસશાસ્ત્રીઓ મનને ભેદયુક્ત તત્ત્વ નથી માનતા પરતુ તેને અન્ય તત્ત્વોની જેમ માને છે તેઓ મનના કલ્પનાયુક્ત અધ્યયનમા માનતા નથી, જેવી રીતે પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી વસ્તુના કે પ ાર્થના ક પન યુક્ત અધ્યયનમાં માનતા નથી એટને કે તે નિરીક્ષણ વગેરે દ્વારા નિયમોનુ સશોધન કરવામા માને છે ટૂકમા માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાન છે.

## (૪) માનસશાસ્ત્રનુ ક્ષેત્ર (The scope of psychology)

માનસશાસ્ત્રનું ક્ષેત્ર ફક્ત તેના વિષયવસ્તુના આધારે જ નક્કી કરવુ

તે યથોચિત નથી કારણ કે વિજ્ઞાનનું વિષયવસ્તુ ઘણી વખત સમાન હોય છે અને તેમની સીમા પરસ્પર સ્પર્શતી હોય છે એવો આધુનિક વૈજ્ઞાનિકોનો મત છે વિજ્ઞાનના સ્વરૂપની વિશિષ્ટતા અને તેની અન્ય વિજ્ઞાનોથી ભિન્નતા તેના દષ્ટિબિંદુ અને અનુસધાન કરવાની પદ્ધતિ ઉપર આધાર રાખે છે. આ રીતે વિજ્ઞાનના ક્ષેત્રનું નિર્માણ વિજ્ઞાનના અધ્યયનનુ દૃષ્ટિબિંદુ અને તેની પદ્ધતિઓ કરે છે તદુપરાંત ક્ષેત્રના અધ્યયન માટે અન્ય બાબતો પણ છે જેનુ નીચે વિવેચન કરવામા આવ્યુ છે.

માનસશાસ્ત્ર મનનુ શાસ્ત્ર છે તે ચેતન વ્યાપારો અને સ્થિતિઓ (Processe and states) નુ અધ્યયન કરે છે ચેતન પ્રક્રિયાઓનો અચેતન પ્રક્રિયાઓ સાથે સબધ છે એટલે એ અચેતન વ્યાપારોને લક્ષમાં લીધા સિવાય માનસશાસ્ત્રનું અધ્યયન પૂર્ણ થતું નથી માનસશાસ્ત્રનો ખાસ સબંધ માનસિક પ્રક્રિયાઓ સાથે છે વ્યક્તિ પોતાની માનસિક પ્રક્રિયાઓ આતરનિરીક્ષણ દ્વારા જાણી શકે છે જેમકે હું મારા પોતાના અંતરમા દૃષ્ટિપાત કરી મારા પોતાના સુખ દુ:ખ, હર્ષ, શોક, આદિનો અનુભવ કરી શકું છું.)

કરીએ તો જ શક્ય છે. આથી શારીરિક પ્રક્રિયાઓનું પણ માનસશાસ્ત્ર અધ્યયન કરે છે. તથા માનસિક પ્રક્રિયાઓ સાથે નિકટતમ સંબંધ ધરાવતી જ્ઞાનેન્દ્રિયો, પેશીઓ અને નાડી તંત્ર ( Nervous system )નું પણ અધ્યયન કરે છે. તદુપરાંત આપણે આગળ જોઈ ગયા કે માનસિક પ્રક્રિયાઓનું અનુમાન વ્યક્તિના બાહ્ય વ્યવહાર પર લગાવવામાં આવે છે. આચાર અને વ્યવહાર વ્યક્તિની માનસિક પ્રક્રિયાઓનું બાહ્ય પ્રકાશન છે અને આ રીતે વ્યવહાર પણ માનસશાસ્ત્રના ક્ષેત્રની અંતર્ગત છે.

બાહ્ય વસ્તુઓ પણ માનસશાસ્ત્રના ક્ષેત્રમાં આવે છે. ઘણી વખત બાહ્ય ઉત્તેજનાઓ માનસિક પ્રક્રિયાઓને જન્મ આપે છે. દા. ત. ઇથિરનાં કંપન રંગની સવેદનાઓને જન્મ આપે છે તથા વાયુનાં કંપનો ધ્વનિની સંવેદનાને જન્માવે છે. આ રીતે બાહ્ય ઉત્તેજનાઓ રંગ અને ધ્વનિની સંવેદનાઓ ઉત્પન્ન કરે છે. કોઈ વિશિષ્ટ પરિસ્થિતિ સંવેગ ( Emotion ) પેદા કરે છે. જેમકે કોઇ નિકટના સંબંધીના મિલનથી અત્યાનંદ થાય છે, કોઈ વિપક્ષીને જોતાં જ ક્રોધ ઉત્પન્ન થાય છે તથા કોઈ ક્રુદ્ધ જંગલી પ્રાણીને જોઈને;ભય ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઉદ્‌ભૂત માનસિક પ્રક્રિયાઓ ઉત્તેજક વિષયને પૃથક્ કરી સમજી શકાતી નથી. આથી બાહ્ય વસ્તુઓ જે સ્થિતિમાં મન સાથે સંબધિત હોય છે તેનું પણ અધ્યયન માનસશાસ્ત્ર કરે છે.

માનસશાસ્ત્ર સામાજિક કે સામૂહિક મનનું પણ અધ્યયન કરે છે અને સમૂહમનના વિચિત્ર અને વિશિષ્ટ લક્ષણોનુ અનુસંધાન કરે છે. અલબત, સામૂહિક મન કે રાષ્ટ્રિય મન કે સામાજિક મન જેવું કંઈ છે જ નહિ; પરંતુ આપણે મનને માનવઅનુભવોના સમૂહ તરીકે માનીએ તો છે અને તેને એક પદાર્થ ન સમજીએ તો સામૂહિક મન જેવું કંઈ છે જ નહિ સામૂહિક મન છે અને સમાજે આતરનિરીક્ષણ કર્યું છે જેની નોંધ વિવિધ સંસ્થાઓ છે. માનસશાસ્ત્ર જનસમૂહના માનસિક વિકાસનું અનુમાન કરવાના હેતુપૂર્વક સમાજના રીતરિવાજો, ધર્મ, ભાષા, કાયદાઓ, દંતકથાઓ, લોકગીતો, સાહિત્ય વગેરેનું અધ્યયન કરે છે. જે સામૂહિક મનનાં બાહ્ય પ્રકાશનો કહી શકાય. તે સવેગપ્રેરિત જુથની મનોવૃત્તિ ( Mobmind ), સાધારણ ટોળાની મનોવૃત્તિ ( crowd mind ) અને વિવેકી સમૂહની મનોવૃત્તિ ( Deliberative group mind )નુ પણ અધ્યયન કરે છે અને તેનાં વિશિષ્ટ લક્ષણોની તપાસ કરે છે.

માનસશાસ્ત્રનું ક્ષેત્ર અત્યંત વિસ્તૃત છે. તે ગર્ભાધાનથી શૈશવ, બાલ્યાવસ્થા, આ રીતે વ્યક્તિના અન્ત સુધીની પૂર્ણ જીવનની માનસિક ક્રિયાઓનું અધ્યયન કરે છે. તે પ્રકૃતિસ્થ ( Normal ) મન અને વિકૃત ( Abnormal ) મનનું પણ અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર બાહ્ય વસ્તુઓનું ચેતનાના વિષયના રૂપમાં ગણી તેનું અધ્યયન કરે છે. આ રીતે અનુભવકર્તાના સબંધમાં આવતી વાસ્તવિક કે કાલ્પનિક એવી કોઈ બાબત નથી જે માનસશાસ્ત્રના ક્ષેત્રમાં ન આવતી હોય. આ રીતે મનના અનુભવમાં આવતું નથી તેનું અધ્યયન માનસશાસ્ત્ર કરતું નથી. જે કંઈ ચેતનાના વિષયો છે તેનો માનસશાસ્ત્રમાં સમાવેશ છે.

## ( ૫ ) માનસશાસ્ત્રની પદ્ધતિઓ (Methods of psychology)

પ્રત્યેક વિજ્ઞાન સામગ્રી ( Data )ની પ્રાપ્તિ માટે સંશોધન ક્રિયામાં વિવિધ પદ્ધતિઓનો ઉપયોગ કરે છે. માનસશાસ્ત્રની સામગ્રીના સંશોધનમાં ખાસ કરીને આંતર્નિરીક્ષણ (Introspection), નિરીક્ષણ ( Observation ) અને પ્રયોગ ( Experiment ) વગેરે પદ્ધતિઓનો ઉપયોગ કરવામાં આવે છે.

### (અ) આંતર્નિરીક્ષણ ( Introspection )

બાહ્ય સૃષ્ટિનું જ્ઞાન આપણે ઇન્દ્રિયોદ્વારા નિરીક્ષણથી મેળવી શકીએ છીએ અને તેવી જ રીતે આંતરસૃષ્ટિનું જ્ઞાન મેળવવા માટે એટલે કે આપણી પોતાની માનસિક પ્રક્રિયાઓનું જ્ઞાન મેળવવા માટે સ્વમાનનું અધ્યયન કરવું પડે છે. અંતર્દર્શન એટલે પોતાના અનુભવો ઉપર સ્વયંધ્યાન કેન્દ્રિત કરવું તે અથવા માનસિક પ્રક્રિયાઓના જ્ઞાનાર્થે સ્વયં આંતરસૃષ્ટિ પર દૃષ્ટિપાત કરવો તે. માનસશાસ્ત્રની આ એક વિશિષ્ટ પદ્ધતિ છે. આંતરનિરીક્ષણ દ્વારા આપણે સ્વયં પોતાનાં સુખ, દુઃખ, ભય, ક્રોધ, હર્ષ, શોક, કલ્પના વિચારાદિનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ; આંતરદર્શન આપણી પોતાની માનસિક પ્રક્રિયાઓનું નિયમિત નિરીક્ષણ છે. આ પદ્ધતિ માનસશાસ્ત્રની મૌલિક પદ્ધતિ છે. તેનો ઉપયોગ અન્ય પ્રાકૃતિક વિજ્ઞાનોમાં કરવામાં આવતો નથી. આંતરનિરીક્ષણ અને નિરીક્ષણમાં અંતર એટલું જ છે કે નિરીક્ષણથી અન્ય વ્યક્તિના વ્યવહાર ઉપરથી અનુમાન કરી તેની માનસિક ક્રિયાઓનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે જ્યારે આંતરનિરીક્ષણથી વ્યક્તિ સ્વયં પોતાની માનસિક પ્રક્રિયાનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે જે નિશ્ચિત જ્ઞાન હોય છે. દરેક વ્યક્તિ

પોતાના જ મનને જોઈ શકે છે, અન્ય વ્યક્તિનું મન જોઈ શકાતું નથી. બાહ્ય નિરીક્ષણ કરવા માટે ઉચિત સાહિત્ય અને અનુકૂળ પરિસ્થિતિઓની આવશ્યકતા રહે છે. જ્યારે આપણા મનોવ્યાપારો સદૈવ સાથે જ હોય છે જેથી આંતરનિરીક્ષણમાં એ મુશ્કેલી નડતી નથી. આ આંતરનિરીક્ષણથી પ્રાપ્ત સામગ્રીથી સામાન્ય માનસિક ક્રિયાઓના સર્વવ્યાપી સિદ્ધાન્તો બનાવી શકાતા નથી કારણ કે તેનાથી મનનું સામાન્ય જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી અને તેથી તે નિરીક્ષણ અને પ્રયોગના સહયોગથી સર્વ મનુષ્યોની માનસિક પ્રક્રિયાઓને લાગુ પડતા નિયમો બનાવી શકે. કોઈ કોઈ વખત આંતરદર્શન ગુંચવણભર્યું પણ બની જાય છે. નિરીક્ષણમાં થતી ભૂલો જેવી કે કોઈ દોરડાને સાપ માની લઇએ છીએ, રણમાં મૃગજળ દેખીએ છીએ એવી ભૂલો આંતરદર્શનમાં થતી નથી.

આંતરનિરીક્ષણ પદ્ધતિની કેટલીક ખામીઓ નીચે પ્રમાણે છે.

પ્રથમ, વ્યવહારવાદી માનસશાસ્ત્રીઓ જણાવે છે કે આંતરનિરીક્ષણથી પ્રાપ્ત સામગ્રી આત્મલક્ષી (Subjective) હોય છે અને તેથી તે વૈજ્ઞાનિક પદ્ધતિ ન કહી શકાય. આંતરનિરીક્ષણથી હું મારી લાગણીઓ અને સંવેદનો જાણી શકું છું પરંતુ અન્યની મનોવૃત્તિ જાણી શકતો નથી. આવી જ રીતે બે માનસશાસ્ત્રીઓ એક જ મનોવૃત્તિનું નિરીક્ષણ કરી શકતા નથી અને તેથી આ પદ્ધતિથી પ્રાપ્ત સામગ્રી એક કે વિવિધ નિરીક્ષકોથી વિભિન્ન સમયે પ્રાપ્ત સામગ્રી છે. દરેક નિરીક્ષક સ્વયં પોતાના મનનો ભય અથવા ગમે તે સંવેગ કે આવેગનું નિરીક્ષણ કરી તુલના કરે છે. અનેક મનોને એક જ મનોવૃત્તિનો એક જ સમયે અનુભવ થઈ શકતો નથી. આ રીતે અનેક મન માટે એક જ મનોવૃત્તિનું એક જ સમયે નિરીક્ષણ અસંભવ છે.

આ પદ્ધતિમાં માનનાર માનસશાસ્ત્રીઓ ઉપરોક્ત ટીકાના જવાબમાં જણાવે છે કે આંતરનિરીક્ષણથી આ પ્રમાણેની ટીકા વૈજ્ઞાનિક નિરીક્ષણના ગુણોથી અજ્ઞાત હોવાના કારણે કરવામાં આવી છે, કારણ કે પ્રાકૃતિક વિજ્ઞાનમાં અનુસંધાન ક્રિયા–બે નિરીક્ષકો એક જ વસ્તુ પ્રત્યે ધ્યાન આપતા હોય તેવું કંઈ જ નથી. ઉદાહરણાર્થ એક શરીરવૈજ્ઞાનિક પોતાના અનુસંધાનગૃહમા કોઈ પણ વિષયનો પ્રયોગ કરે અને અનુસંધાન બાદ તે વિષય નષ્ટ પણ થઈ જાય છે છતાં તેનું સંશોધન યથાર્થ ગણાય છે. તેવી જ રીતે આંતરનિરીક્ષણની બાબતમાં છે કે બે ભિન્ન નિરીક્ષકો સમાન સંવેદના કે

સંવેગનું નિરીક્ષણ નથી કરી શકતા અને તેમ કરવાનું કોઈ કારણ પણ નથી. અમુક પરિસ્થિતિમાં ઉત્પન્ન થતી સંવેદનાનું નિરીક્ષણ જ તેમને માટે બસ છે, આ રીતે વ્યવહારવાદીઓના કથનાનુસાર આંતરનિરીક્ષણ એ વૈજ્ઞાનિક પદ્ધતિ નથી તે માની શકાય તેમ નથી.

દ્વિતીય, કોમટે (comte) તથા અન્ય માનસશાસ્ત્રીઓ જણાવે છે કે અનુભવનો પણ અનુભવ હોઈ શકે નહિ; એટલે કે જ્ઞાતા અને જ્ઞેય વિષય એક જ મન ન થઈ શકે. આંતરનિરીક્ષણ સમયે મન પોતાનું જ અધ્યયન કરે છે. એટલે એ સ્વાભાવિક છે કે તેનું લક્ષ્ય એ વિભાગોમાં વિભક્ત થાય એટલે એક તો માનસિક પ્રક્રિયા કે જેનું નિરીક્ષણ કરવાનું છે અને દ્વિતીય જ્ઞેય વિષય કે જેનાથી માનસિક પ્રક્રિયા સંચાલિત છે. આ રીતે આંતરનિરીક્ષણમાં મન સ્વયં દ્રષ્ટા અને દૃશ્ય વિષય બને છે. ટીકાકારોનું કહેવું છે કે આ રીતે એક જ મન જ્ઞાતા (Subject) અને જ્ઞેય વિષય (Object) ન બની શકે. તદુપરાંત નિરીક્ષણકર્તા નિરીક્ષણ કરે છે તે પહેલાં નિરીક્ષ્ય વસ્તુ અદૃશ્ય થઈ જાય છે. ઉદાહરણાર્થ આપણે કોઈ લાગણી કે આવેગનું આંતરદર્શનથી અધ્યયન કરવા માટે જઈએ તો તેના તરફ ધ્યાન દોરાતા પહેલાં જ એ લાગણી અદૃશ્ય થઈ જાય છે.

આ કઠિનાઈ આંતરનિરીક્ષણમાં જ છે, નિરીક્ષણમાં નથી. પરંતુ તે જેટલી દેખાય છે તેટલી ભયંકર નથી. આ પદ્ધતિમાં મન દ્રષ્ટા અને મનોવૃત્તિ દૃશ્ય હોય છે અને આ રીતે દ્રષ્ટા અને દૃશ્યમાં ભેદ અવશ્ય છે. મન જેવી રીતે બાહ્ય વસ્તુઓનું નિરીક્ષણ કરે છે તેવી જ રીતે મનોવૃત્તિનું પણ કરી શકે છે. આપણે મનને તે પ્રમાણેની ટેવ પાડીએ તો તે અસંભવિત નથી. જે મનોવૃત્તિ અદૃશ્ય થઈ જાય છે તેને તરત જ ફરીથી સ્મૃતિપટ પર પ્રત્યક્ષ કરવાથી આપણે જરૂરી નોંધ મેળવી શકીએ. આ રીતે વખતોવખત નોંધોનાં પરિણામો પરથી નિર્ણય કરી શકીએ, આ રીતે અધ્યયનની ટેવ પાડવાથી એ મુશ્કેલીઓનો અંત લાવી શકાય છે. એકાગ્રતાની ટેવ અને સ્વમાનનાં કાર્યો પ્રત્યે ધ્યાન આપવાની પૂર્ણ તત્પરતા એ જ ઉપરોક્ત મુશ્કેલીઓ દૂર કરવાનો સરળ ઉપાય છે.

તૃતીય, મનની ચંચળતા આંતરનિરીક્ષણ ક્રિયામાં અટકાવરૂપ છે. કારણ કે આપણે જ્યારે મનની ક્રિયાઓ અને સંવેગોનું અધ્યયન કરવાની શરૂઆત કરીએ છીએ ત્યારે તે લુપ્ત થઈ જાય છે. અને પરિણામસ્વરૂપ અધ્યયન

અટકી જાય છે. આપણા વિચારો, સંવેગ, ઇચ્છાઓ વગેરે પરિવર્તનશીલ છે. આપણે તેમને સ્થિર કરી શકતા નથી અને આંતરદર્શનક્રિયા અટકી જાય છે.

જ્યારે આ પ્રમાણે વૃત્તિઓનો લોપ થાય ત્યારે આપણે સ્મૃતિની મદદથી તેમના ઉપર કાબૂ મેળવી શકીએ છીએ. એટલે કે જ્યારે આંતરદર્શનમાં અસફળતા પ્રાપ્ત થાય ત્યારે આપણે લુપ્ત માનસિક વૃત્તિઓનું સ્મરણ કરી સ્મૃતિપટ પર લાવી શકીએ છીએ. માનસને કેળવવામાં આવે તો મનોવૃત્તિઓ ઉપર કાબૂ કરી શકીએ. એક વસ્તુ એ પણ છે કે આપણે પૂર્ણ સાવધાન રહીએ તો તેમના કાર્યની શરૂઆતમાં જ તેમને ધ્યાનમાં લઈ શકીએ છીએ. આ રીતે આપણે સ્મૃતિ અને સાવધાનીથી ઉપરોક્ત કઠિનાઈઓ દૂર કરી શકીએ છીએ.

ચતુર્થ: જડ વસ્તુઓ પર ધ્યાન કેન્દ્રિત કરવું સરળ છે પરંતુ માનસિક પ્રક્રિયાઓ પર ધ્યાન કેન્દ્રિત કરવું સરળ નથી, કારણ કે જડ વસ્તુઓ સ્પષ્ટ હોય છે જ્યારે મનોવૃત્તિઓ અસ્પષ્ટ અને ઝાંખી હોય છે. માનસિક પ્રક્રિયાઓ અસ્પષ્ટ હોય છે જેથી તેમના પર ધ્યાન કેન્દ્રિત કરવું કઠિન છે. તેમનું નિરીક્ષણ કરવામાં એકાગ્રતાની આવશ્યકતા રહે છે. અધિક ધ્યાનથી જોવાથી તેમનું સ્પષ્ટ જ્ઞાન થઈ શકે છે. આથી જો મનને એકાગ્ર કરવાની ટેવ હોય તો આંતરનિરીક્ષણ દ્વારા મનોવૃત્તિઓનું જ્ઞાન અસંભવ નથી.

પંચમ: કોઈ કોઈ વાર એવું પણ બને છે કે બાહ્ય ઉત્તેજનાથી ઉત્પન્ન થયેલી મનોવૃત્તિનું નિરીક્ષણ કરવું પડે છે. અને આવા સમયે આપણે જ્યારે મનોવૃત્તિપર ધ્યાન કેન્દ્રિત કરીએ છીએ ત્યારે ઉત્તેજક વસ્તુ લુપ્ત થઈ જાય છે અને ઉત્તેજક વસ્તુ પ્રતિ ધ્યાન દોરીએ છીએ તો મનોવૃત્તિ અદશ્ય થાય છે. અને પરિણામસ્વરૂપ આંતરનિરીક્ષણ અટકી જાય છે.

આ કઠિનાઈ અન્ય કઠિનાઈઓની જેમ અધિક મુશ્કેલ નથી, કારણ કે તે ધ્યાનને એક વસ્તુ પરથી બીજી વસ્તુ પર લઈ જવાની ત્વરા પર આધાર રાખે છે. આપણે એક સમયે ઘણી વસ્તુઓ ઉપર ધ્યાન રાખી શકીએ છીએ અને તે જ રીતે મનોવૃત્તિ અને વસ્તુ ઉપર પણ ધ્યાન રાખી શકીએ. આ કાર્યમાં ધ્યાન બે વિભાગોમાં વિભક્ત થાય છે. આપણે સત્વર ધ્યાન બદલવાની ટેવ પાડીએ એટલે કે મનોવૃત્તિથી વસ્તુ ઉપર અને વસ્તુ ઉપરથી મનોવૃત્તિપર ધ્યાન જલદી જલદી બદલતા રહીએ તો એ કઠિનાઈ દૂર થઈ શકે છે. સ્મૃતિની મદદથી પણ દૂર થઈ શકે છે.

પણ કરી તેને એવી રીતે ક્રમબદ્ધ કરે કે જેથી તે નિરીક્ષ્યના વ્યવહારનું ઠીક અનુમાન લગાવી શકે, તો આ કઠિનાઈ દૂર થઈ શકે છે અને તેણે ખૂબ સાવધાનીપૂર્વક કાર્ય કરવુ જોઈએ તદુપરાત એ પણ આવશ્યક છે કે નિરીક્ષક જેવી શ્રેણીના નિરીક્ષ્યનુ અધ્યયન કરવાનુ છે તેવી શ્રેણીની ચેતનાનો આશ્રય લેવો જોઈએ

તૃતીય / અન્ય વ્યક્તિના વ્યવહારનુ અનુમાન કરવામા પક્ષપાત અને દ્વેષ પણ પ્રભાવ પાડે છે અને તે આપણા અનુમાનને દોષિત કરે છે ઉદાહરણાર્થ એક શત્રુના કાર્યો સારા હોવા છતા તેને અયોગ્ય અને ખરાબ ગણવામા આવે છે અને તેવી જ રીતે કોઈ નિકટના સ્નેહીના નિંદનીય કાર્યોને સારા ગણવામા આવે છે /આ રીતે પક્ષપાત અને દ્વેષપૂર્ણ દૃષ્ટિથી નિરીક્ષણ કરવામા આવે તો વ્યાખ્યા કરવામા ભૂલ થવી સભવિત છે

આ ત્રુટી પક્ષપાત અને દ્વેષરહિત નિરીક્ષણ અને નિરીક્ષણોની પરમ્પરાના દ્વારા દૂર કરી શકાય છે નિરીક્ષકે પોતાના મનપરના દરેક ભ્રાન્ત સસ્કારો અને પૂર્વધારણાઓથી પૂર્ણ રીતે મુક્ત રહેવુ આવશ્યક છે તથા નિરીક્ષકે નિરીક્ષ્ય વ્યક્તિના જેવી સ્થિતિમા રહેવુ જોઈએ આ કઠિનાઈ મનને નિષ્પક્ષ રાખી, પૂર્ણ સાવધાની તથા ધ્યાનપૂર્વક કાર્ય કરવાથી દૂર થઈ શકે છે

ચતુર્થ એ સભવિત છે કે નિરીક્ષ્ય વ્યક્તિ ઈરાદાપૂર્વક પોતાની મનોવૃત્તિથી વિરુદ્ધ વ્યવહાર કરે, જેમકે કોઈ દુખી વ્યક્તિ પોતાના દુખનુ વ્યવહારમા લેશમાત્ર પ્રદર્શન ન થવા દે અને પોતાની મનોવૃત્તિઓથી પ્રતિકૂળ આનદિત રહે જો આ પ્રમાણે બને તો તેના વ્યવહારની સાચી અને યથાર્થ વ્યાખ્યા ન બની શકે

આ કઠિનાઈ દૂર કરવાનો એક જ માર્ગ છે અને તે એ જ કે નિરીક્ષ્ય વ્યક્તિના વિવિધ વ્યવહારોનુ અત્યત સાવધાનીપૂર્વક નિરીક્ષણ

## (ઈ) પ્રયોગ કે પરીક્ષણ ( Experiment )

નિરીક્ષ્ય વસ્તુની નિયત્રિત સ્થિતિમા કરવામા આવતા નિરીક્ષણને પ્રયોગ કહેવામા આવે છે વૈજ્ઞાનિક સશોધનની આ એક આદર્શ પદ્ધતિ છે પ્રયોગ કરતી નિરીક્ષ્ય વસ્તુને નિયત્રિત સજોગોમા પ્રયોગકર્તા પોતાની સમક્ષ રાખે છે અને તેથી કોઈ અસબદ્ધ કે અયોગ્ય ઘટના કે ક્રિયા થવાનો સભવ રહેતો નથી અને આ પ્રમાણે સપૂર્ણ રીતે ખાસ મુકરર કરેલા અને નિયત્રિત સજોગોમા આધારભૂત શાસ્ત્રીય પરિકલ્પનાઓની ચોકસાઈ તથા આવશ્યક સશોધન કરવામા આવે છે

માનસશાસ્ત્ર પણ આ પદ્ધતિનો ઉપયોગ કરે છે, અને તેથી સંવેદના, સ્મૃતિ, ધ્યાન વગેરેને લગતા નિયમો બનાવે છે. માનસશાસ્ત્રીય પ્રયોગ એટલે નિશ્ચિત પરિસ્થિતિઓમાં મનની વૃત્તિઓનું નિરીક્ષણ. પ્રયોગમાં આવશ્યકતાનુસાર યાંત્રિક સહાય પણ લેવામાં આવે છે. પ્રયોગથી નિરીક્ષણ કરતાં અત્યંત સ્પષ્ટ અને યથાર્થ સત્યો પ્રાપ્ત થઈ શકે છે.

માનસશાસ્ત્રના પ્રયોગોમાં એક સ્વયં પ્રયોગકર્તા અને દ્વિતીય નિરીક્ષ્ય વ્યક્તિ કે વિષય આ રીતે બે વ્યક્તિઓનો સહયોગ હોય છે. પ્રયોગકર્તા સર્વ પરિસ્થિતિઓનું નિયંત્રણ કરી વ્યક્તિ કે વિષયની માનસિક પ્રક્રિયાઓનું નિરીક્ષણ કરે છે. પ્રયોગકર્તા એ જાણવાની કોશિષ કરે છે કે કોઈ વિશિષ્ટ દશાઓમાં વ્યક્તિ શું કરે છે. આવશ્યકતાનુસાર તે સર્વ પરિસ્થિતિઓ સ્થિર રાખી એકાદ સ્થિતિમાં પરિવર્તન કરે છે અને તેનાથી વ્યક્તિના મન પર થતી અસરના પરિણામસ્વરૂપ વ્યક્તિની ચેષ્ટા કે કાર્યોનું નિરીક્ષણ કરે છે. પરિવર્તન કરવામાં આવતી સ્થિતિને સ્વતંત્ર પરિવર્ત્ય (Independent variable) કહેવામાં આવે છે. અને જે સ્થિતિને સ્થિર રાખવામાં આવે છે તેને આશ્રિત પરિવર્ત્ય (Dependent variable) કહેવામાં આવે છે. પ્રયોગકર્તા ઘણું કરીને પરીક્ષણીય વ્યક્તિને પ્રયોગના ઉદ્દેશ્યથી અજ્ઞાન રાખે છે. તે બાહ્ય પરિસ્થિતિઓનું નિયંત્રણ કરી પરીક્ષણીય વ્યક્તિને કોઈ ઉત્તેજના આપી અસર ઉત્પન્ન કરે છે અને વ્યક્તિની ચેષ્ટાઓનું નિરીક્ષણ કરે છે. સમય પર કોઈ વખત સ્વતંત્ર પરિવર્ત્યમાં ફેરફાર કરે છે અને તેનાથી થતાં પરિવર્તનોની નોંધ લે છે. પ્રયોગકર્તા વ્યક્તિના સર્વ વ્યવહારોનું નિરીક્ષણ કરે છે. જ્યારે પરીક્ષણીય વ્યક્તિ આંતરનિરીક્ષણ કરે છે. આ રીતે આ પદ્ધતિમાં આંતરનિરીક્ષણ (Introspection) અને નિરીક્ષણ (observation) બન્ને પદ્ધતિની સહાય લેવામાં આવે છે.

પ્રયોગાત્મક માનસશાસ્ત્ર પ્રયોગોની મદદથી શિશુ, કિશોર, પ્રૌઢ વગેરેની મનોવૃત્તિઓનું અધ્યયન કરે છે. તેમની માનસિક પ્રક્રિયાઓ તથા તેનાં કારણો નક્કી કરે છે તથા માનસિક પ્રક્રિયાઓનો નકશાવન નક્કી કરે છે. પ્રયોગાત્મક માનસશાસ્ત્ર ચેતનાનાું ગુણાત્મક વિશ્લેષણ કરે છે. તથા તેનું પરિમાણાત્મક અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર ધારણા, સ્મૃતિ, કલ્પના જેવી વિભિન્ન માનસિક ક્રિયાઓનું વિશ્લેષણ કરે છે. પ્રયોગથી માનસશાસ્ત્ર ચેતનાના વિભિન્ન પ્રકારોને પૃથક્ કરે છે અને તેમની સહગામી શારીરિક ક્રિયાઓમાંથી માનસિક પ્રક્રિયાઓનું પરિમાણાત્મક વિશ્લેષણ કરી શકીએ છીએ. પ્રયોગથી શારીરિક તેમજ

માનસિક પ્રક્રિયાઓનો પરિમાણાત્મક સંબંધ (Quantitative relation) સ્થાપિત કરી શકાય છે. જેનાથી મનોવૃત્તિઓ તથા બાહ્ય ઉત્તેજનાઓ વચ્ચેનો સંબંધ જાણી શકાય છે. પ્રયોગથી વ્યક્તિનાં લક્ષણો જાણી શકાય છે તથા તેની બુદ્ધિનું માપ કાઢી શકાય છે. પ્રયોગપદ્ધતિથી ચેતનાના દરેક પ્રકારોના નિયમો અને સર્વ માનસિક પ્રક્રિયાઓનું વ્યવસ્થિત અધ્યયન કરી માનસશાસ્ત્રે ખૂબ પ્રગતિ કરી છે.

માનસશાસ્ત્રની પ્રયોગપદ્ધતિમા કેટલીક મુખ્ય કઠિનાઇઓ છે તે આપણે જોઇએ. પ્રયોગ કરતી વખતે પરિસ્થિતિઓ ઉપર પૂર્ણ કાબુ કરવો અશક્ય તો નહિ જ પણ અત્યધિક કઠિન છે. આપણે બાહ્ય પરિસ્થિતિઓ તથા સ્વતંત્ર પરિવર્ત્ય (Independent variable)માં આવશ્યકતાનુસાર પરિવર્તન કરી શકીએ છીએ, પરંતુ પરિવર્ત્ય (Dependent variable)નું પરિવર્તન કરી શકતા નથી. પરીક્ષણીય વ્યક્તિની આંતરિક સ્થિતિ પર નિયંત્રણ નથી કરી શકતા. જો બાહ્ય પરિસ્થિતિ પણ એવી હોય કે જે પરીક્ષ્ય વ્યક્તિને અનુકૂળ આવી જાય તો તે પણ પ્રયોગને નિષ્ફળ બનાવે છે; કારણ કે અનુકૂળ સંજોગોમાં વ્યક્તિ અધિક સ્ફુર્તિથી કાર્ય કરે છે. આ જ પ્રમાણે જો સંજોગો પ્રતિકૂળ હોય તો તે પણ પરિણામને પ્રભાવિત કરે છે. વ્યક્તિની આંતરિક પરિસ્થિતિઓમાં વ્યક્તિની પ્રયોગ પ્રત્યેની ઇચ્છા અને રુચિ મુખ્ય છે કારણ કે જો તે નીરસ હોય તો તેની ક્રિયાઓ બરાબર હોતી નથી. તે કાર્યમાં રસપૂર્વક ભાગ ન લેતી હોવાથી કાર્ય કે પ્રવૃત્તિ ધીમી બને છે. જેથી તેના પરથી કરેલાં અનુમાનોમાં ભૂલો રહેવાનો સંભવ છે. આ પ્રમાણે પ્રયોગને રુચિ નિષ્ફળ બનાવે છે. રુચિ નિરીક્ષ્ય વ્યક્તિની મનોવૃત્તિઓમાં પરિવર્તન કરે છે. તદુપરાંત વ્યક્તિના આંતરિક સ્વતંત્ર પરિવર્ત્ય (Independent variable)નું ઇચ્છાનુસાર પરિવર્તન કરી શકતી નથી. જેમકે પરીક્ષ્યવ્યક્તિમાં નિશ્ચિત સમયે કોઈ સંવેદનાની માત્રામાં વધઘટ કરવી મુશ્કેલ છે. કેટલીક મનોવૃત્તિઓ એવી હોય છે જે મનોજીવનની સાધારણ સ્થિતિમાં ઉત્પન્ન થાય છે. તદુપરાંત આ પદ્ધતિમાં એક યાદ રાખવા જેવી આવશ્યક બાબત એ છે કે પ્રયોગના ઉદ્દેશ્યથી પરીક્ષ્ય જ્ઞાત ન હોવો જોઈએ કારણ કે જો તે પ્રયોગના ઉદ્દેશ્યને જાણતો હોય તો એ સંભવિત છે કે તે પક્ષપાતપૂર્ણ નીતિ અપનાવે અને પરિણામસ્વરૂપ પ્રયોગકર્તાનાં અનુમાનો અસત્ય અને બીનપાયાદાર બને.

આ પદ્ધતિની ઉપરોક્ત કઠિનાઈઓ દૂર કરવા માટેનો સરળ માર્ગ એ છે કે મનોવૈજ્ઞાનિક પ્રયોગો એક જ પરિસ્થિતિમાં વિભિન્ન વ્યક્તિઓ પર-

કરવામાં આવે અને તેમના વ્યવહારની નોંધ કરવામ આવે. આ રીતે મોટા પાયાપર વારંવાર પ્રયોગથી પ્રાપ્ત પરિણામોની સરાસરી કરી તેના આધારે જ નિર્ણયો કરવામાં આવે તો જ દૂર થઈ શકે છે. પરીક્ષક પણ સાવધાનીપૂર્વક કાર્ય કરવું આવશ્યક છે.

પ્રયોગપદ્ધતિ સુવિધાપૂર્ણ છે. આ પદ્ધતિથી પ્રાપ્ત સામગ્રી અન્ય પદ્ધતિઓથી પ્રાપ્ત સામગ્રી કરતાં અધિક સ્પષ્ટ અને સચોટ હોય છે. નિરીક્ષણપદ્ધતિ કરતાં પ્રયોગપદ્ધતિ અધિક સ્પષ્ટ સંશોધન કરે છે અને તે સરળ પણ છે. બન્ને પદ્ધતિઓ અમુક મનોવૃત્તિની શાસ્ત્રીય રીતે તપાસ કરે છે, પરંતુ તેમાં તફાવત એ છે કે નિરીક્ષણ પદ્ધતિમાં પ્રાકૃતિક સંજોગોમાં જ નિશ્ચિત પરિસ્થિતિ હોય તો જ આ પદ્ધતિનો ઉપયોગ કરી શકાય છે, જ્યારે પ્રયોગપદ્ધતિમાં તે પ્રમાણે નથી. પ્રયોગપદ્ધતિમાં પ્રયોગ માટે ઉત્પન્ન કરેલી નિશ્ચિત પરિસ્થિતિમાં પરિકલ્પનાઓની ચોકસાઈ અને આધારભૂત બાબતોનું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે. પ્રયોગથી માનસશાસ્ત્રી મનોવૃત્તિની શક્તિ, વિવિધ મનો ઉપર બાહ્ય ઉત્તેજનાઓની અસર, ઉત્તેજના અને તેના પ્રતિ પ્રતિક્રિયા થતાં લાગતો સમય, વગેરેદ્વારા મનોવૃત્તિનું પ્રમાણ અને પ્રકારનું અધ્યયન કરે છે. આ પ્રમાણે મનોવિજ્ઞાનની ત્રણ મુખ્ય પદ્ધતિઓ છે. આંતરનિરીક્ષણ (Introspection), નિરીક્ષણ (Observation) અને પ્રયોગ (Experiment), તદુપરાંત કેટલીક ગૌણ પદ્ધતિઓ છે જે નિમ્નલિખીત છે.

### (ઉ) વિકાસાત્મક પદ્ધતિ (Genetic method)

વિકાસાત્મક પદ્ધતિ વ્યક્તિની માનસિક વૃદ્ધિ અને વિકાસનું અધ્યયન કરવામાં ઉપયોગમાં લેવામાં આવે છે. માનસિક વિકાસ એટલે વાતાવરણની મદદથી માનસિક ગુપ્ત શક્તિઓનું બહાર આવવું. માનસિક વિકાસમાં વંશાનુક્રમ અને વાતાવરણ અગત્યનો ભાગ ભજવે છે વ્યક્તિને જન્મથી જ કુદરતી બક્ષિસ હોય છે, જેને બુદ્ધિ કહીએ છીએ. પરંતુ તેનો વિકાસ થતાં વાતાવરણ સાથેના આદાનપ્રદાનથી બુદ્ધિનો વિકાસ થાય છે.

વ્યક્તિના વિકાસના ક્રમનું અધ્યયન કરવા માટે વિકાસાત્મક પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે માનસશાસ્ત્ર વ્યક્તિના જન્મથી તેના શૈશવ, કિશોર અવસ્થા, પ્રૌઢ અવસ્થા વગેરે વિભિન્ન અવસ્થાઓમાં થતા વિકાસ-ક્રમનું અધ્યયન કરે છે. માનસિક વિકાસ અનુકૂળ પરિસ્થિતિઓમાં જ થઈ

શકે છે. કોઇ બાળકના મન ઉપર તેમના વંશાનુક્રમનો પ્રભાવ પડે તો તેનો તે પ્રમાણે વિકાસ થાય છે. વિકાસાત્મક પદ્ધતિના ઉપયોગ માટે એ સર્વ બાબતોનું નિયંત્રણ કરવું પડે છે, જે હાલતમાં તેનું પોષણ થતું હોય. અને ત્યાર બાદ તેનું અધ્યયન કરી શકાય છે. આ પદ્ધતિથી વ્યક્તિની વિભિન્ન દશાઓમાં કલ્પનાશક્તિ, સ્મરણશક્તિ, વિચારશક્તિ વગેરેના વિકાસનો ક્રમ જાણી શકીએ છીએ.

(૩) તુલનાત્મક પદ્ધતિ (Comparative method)

વિવિધ પ્રાણીઓના મનોવ્યાપારો અને મનોવૃત્તિઓની તુલના કરી એક બીજાની યોગ્યતા અયોગ્યતા, વગેરે જાણી શકાય છે. આ પદ્ધતિથી સામાન્ય મનુષ્યની મનોવૃત્તિઓની તુલના અન્ય વિકૃત મનવાળા, વિલક્ષણ બુદ્ધિવાળા મનુષ્યોની મનોવૃત્તિઓ સાથે કરવામાં આવે છે અને તેમનામાં તફાવતનાં શારીરિક કે માનસિક કારણો શોધી શકાય છે. મનુષ્યમાં બુદ્ધિનું પ્રમાણ તેના મગજની રચના ઉપર આધારિત છે. અધિક ભાર તથા અધિક જટિલ રચનાવાળા મગજમાં અધિક બુદ્ધિ હોય છે તથા અલ્પ ભાર અને સરળ રચનાવાળા મગજમાં ઓછી બુદ્ધિ હોય છે.

આ પદ્ધતિની એક ખામી છે કે આપણે વિભિન્ન પ્રાણીઓનાં એવાં અનુમાનો લઇ પરસ્પર તુલના કરીએ છીએ જે તેમના બાહ્ય વ્યવહારના નિરીક્ષણથી કરવામાં આવ્યાં હોય છે. બાહ્ય નિરીક્ષણથી કરેલાં અનુમાનો ત્રુટીયુક્ત હોય તે સંભવિત છે. અને આ પ્રમાણે તે અનુમાનો જેટલાં ખામીભર્યાં હોય તેટલે અંશે તુલનાત્મક અભ્યાસનું પરિણામ ભૂલભરેલું આવે છે.

(૪) વ્યક્તિના ઇતિહાસનું પુનર્ગઠન કરવાની પદ્ધતિ (Case history method)

વિકાસાત્મક પદ્ધતિમાં નિરીક્ષક સ્વયં પ્રક્રિયાઓનું યથાસ્થાને રહીને અધ્યયન કરે છે. વિશ્વમાં વિભિન્ન મનોવૃત્તિવાળાં મનુષ્યો છે. જેમાં કોઈ શ્રેષ્ઠ વ્યક્તિત્વ ધરાવે છે, કોઈ ગુનેગાર છે તો કોઈ ધર્મી છે વગેરે. આ પ્રમાણે વ્યક્તિનો સ્વભાવ કેમ બન્યો તે જાણવા માટે આ પદ્ધતિનો ઉપયોગ થાય છે. તેમાં ખાસ કરીને તે વ્યક્તિનો સંપર્ક સાધી તેની પાસેથી તેના જીવનની સર્વ માહિતી મેળવવામાં આવે છે. તદુપરાંત વ્યક્તિના સહવાસીઓ

પાસેથી માહિતી મેળવી નોંધ કરવામા આવે છે. આ પ્રમાણે વ્યક્તિના વિકાસ સંબંધી ઇતિહાસનું પુનર્ગઠન કરી તેનાં કારણો શોધવામાં આવે છે.

આ પદ્ધતિનો ખાસ ઉપયોગ એવી વ્યક્તિઓની બાબતમાં કરવામાં આવે છે કે જેમનો વ્યવહાર સમાજવિરોધી હોય કે જેમનું મન વિકૃત થઇ ગયું હોય. તેમનું માનસ આ પ્રમાણે કેમ બન્યું તે જાણવા માટે આ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે. તેમના આ પ્રમાણેના વિષમ વ્યવહાર જાણવા માટે પ્રથમ તો વ્યક્તિનો સહચાર સાધી તેની પાસેથી બની શકે તેટલી માહિતી પ્રાપ્ત કરવામા આવે છે. તદુપરાંત તે વ્યક્તિના દરેક સહવાસીઓ અને સંપર્ક રાખનાર વ્યક્તિઓ પાસેથી તેના પૂર્વજીવનથી આજ સુધીની માહિતી મેળવી તેની નોધ કરવામા આવે છે. આ રીતે તેના વ્યવહારનું કારણ શોધવામાં આવે છે. આ પદ્ધતિ સ્મૃતિપર અધિક અવલંબિત છે, કારણ કે ભુતકાળની ઘટનાઓનું સ્મરણ હોય તો જ ઘટનાઓ બતાવી શકાય.

# પ્રકરણ ૨

## માનસશાસ્ત્રની શાખાઓ

### (૧) બાળમાનસશાસ્ત્ર ( Chid psychology )

બાળમાનસશાસ્ત્ર માનસશાસ્ત્રની એક શાખા છે. તે બાળકોના મનનું તથા તેમના વ્યવહારોનું અધ્યયન કરે છે. આ શાસ્ત્રનો ખાસ અધ્યયનનો વિષય બાળમાનસનો વિકાસ છે; તે બાળકોમા સંવેદના, સ્મૃતિ, કલ્પના વગેરે પ્રારંભિક માનસિક પ્રક્રિયાઓની ઉત્પત્તિ અને વિકાસ તથા વાતાવરણ ( Environment ) અને વંશાનુક્રમનું તેમના ચારિત્ર્યઘડતરમાં સ્થાન વગેરેનું અધ્યયન કરે છે. બાળકના વિકાસ અને વૃદ્ધિથી સંબંધિત દરેક બાબતો જેવી કે તેની સહજ પ્રવૃત્તિઓ (Instincts) અનુભવથી તેમનામાં થતાં પરિવર્તનો, બુદ્ધિનું સ્વરૂપ અને તેની સહજ પ્રવૃત્તિઓ પર થતી અસરો, તેમની શીખવાની ઢબ વગેરેનું બાળમાનસશાસ્ત્ર અધ્યયન કરે છે.

બાળમનનું સંશોધન કરવામાં નિરીક્ષણ કે પ્રયોગરીતિનો ઉપયોગ કરવામાં આવે છે. તેના માનસિક વિકાસના અધ્યયન માટે કરવામાં આવતા પ્રયોગ માટે બાળકનું જે સ્થિતિમાં પોષણ થતું હોય તે સ્થિતિ પર અત્યધિક લક્ષ આપવામાં આવે છે. તેમના માનસિક વિકાસની અવરોધક પરિસ્થિતિની જાણકારી માટે એટલે કે તે વાસ્તવિક રીતે તેમના વિકાસની વિરોધક છે કે કેમ તેની જાણકારી માટે કોઈ વખત બાળકને એવી પ્રતિકૂળ સ્થિતિમાં મૂકવું પડે છે. પરંતુ ઉદાહરણાર્થ પોષણની ન્યૂનતા બાળકના વિકાસમાં અટકાવરૂપ છે. આ બાબતના પરીક્ષણ માટે બાળકને ભૂખે મારવામાં નથી આવતું પરંતુ તેની જગાએ પશુ ઉપર પ્રયોગ કરવામાં આવે છે. તદઉપરાંત બાળકોના વ્યવહાર પર પૂર્ણ નજર રાખી તેની નોંધ લેવામાં આવે છે. જો કે તે નોંધ એટલી બધી સચોટ નથી થઈ શકતી; કારણ કે બાળક અત્યંત ચંચળ હોય છે એટલે એવા અને એટલા પ્રકારનું વર્તન કરે છે કે જેમાંથી થોડાઘણાની નોંધ લઈ શકાય. અને તે નોંધ ઉપરથી તેમના મનનું અધ્યયન કરવામાં આવે છે. બાળમનનું અધ્યયન સ્વતંત્ર સાહચર્ય ( Free association ) થી પણ કરી શકાય છે. તેમની સાથે મુક્ત વાર્તાલાપ ( Free talk ) દ્વારા તેમની મનોવૃત્તિઓ જાણી શકાય છે.

(૨) પશુમાનસશાસ્ત્ર (Animal psychology)

પશુમાનસશાસ્ત્ર માનસશાસ્ત્રની એક શાખા છે જે પશુઓના વ્યવહારનું અધ્યયન કરે છે અને તેમના મનનું સ્વરૂપ કે સ્વભાવ જાણવાની કોશિષ કરે છે. પશુઓની સહજ પ્રવૃત્તિઓ કઈ છે? તે ટેવનું પરિણામ છે કે સ્વયંજનિત છે? શું પશુઓ પ્રયત્ન અને ભૂલ (Trial and error) ની પદ્ધતિથી શીખે છે કે આંતરદૃષ્ટિ (Insight) થી વગેરેનું વિવેચન પશુમાનસશાસ્ત્ર કરે છે. પશુમાનસશાસ્ત્રના ખાસ વિષયો પશુઓની સહજ ક્રિયાઓ (Instincts) અને તેમના શીખવાના પ્રકાર છે. આ શાસ્ત્રનું અધ્યયન પશુઓના મનના જ્ઞાન માટે કરવામાં આવે છે તથા તેનું અધ્યયન પ્રકૃતિસ્થ પ્રૌઢ માનવ માનસશાસ્ત્રને માટે પણ કરવામાં આવે છે. કારણ કે પ્રૌઢ માનવ માનસશાસ્ત્રની એવી કેટલીક બાબતો છે જે પશુ મનોવિજ્ઞાનથી સારી અને સરળ રીતે સમજી શકાય તેમ છે. માનવોની પણ સહજ ક્રિયાઓ છે પરંતુ તે એટલી બધી જટિલ બની ગઈ છે અને એટલી બૌદ્ધિક બની ગઈ છે જેનું માનવસ્તર પ્રમાણે એટલે કે મનુષ્યજીવનની દૃષ્ટિથી તેમનું અધ્યયન અશકય તો નહિ જ પરંતુ અત્યંત કઠિન બની ગયું છે. એ સહજ ક્રિયાઓનું અધ્યયન પશુઓ ઉપરથી અધિક સરળ રીતે થઈ શકે છે. પશુમાનસશાસ્ત્રને તુલનાત્મક (Comparative) માનસશાસ્ત્ર પણ કહેવામાં આવે છે. કારણ કે તે માનવમનની પશુજીવનની નિમ્નતર ક્રિયાઓ અને વ્યવહાર સાથે તુલના કરે છે. પશુમાનસશાસ્ત્રનું અધ્યયન આપણા મનના વિકાસના અધ્યયનમાં મદદ કરે છે. તદઉપરાંત તે મનની જટિલતાના વિકાસનું અધ્યયન કરવામાં મદદ કરે છે.

આપણે પશુઓના વ્યવહારનું વિભિન્ન સ્થિતિઓમાં નિરીક્ષણ કરીએ છીએ. તથા નિયંત્રિત સંજોગોમાં તેના વ્યવહારનું નિરીક્ષણ કરીએ છીએ. આ પશુમતના સંશોધનમાં નિરીક્ષણ અને પ્રયોગ બન્ને પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે છે.

(૩) વ્યક્તિમાનસશાસ્ત્ર (Individual Psychology)

વ્યક્તિમાનસશાસ્ત્ર વિભિન્ન વ્યક્તિઓની વ્યક્તિગત વિલક્ષણતાઓનું સંશોધન કરે છે. એ સર્વવિદિત છે કે દરેક વ્યક્તિ એકબીજાથી ઘણી રીતે ભિન્ન હોય છે, જ્યાં સુધી મનથી સંબંધ છે. ઉદાહરણાર્થ કેટલાક લોકો નજરે જોયેલું વધારે યાદ રાખી શકે છે, કેટલાક સાંભળેલું, કેટલાક સંગીતના શોખીન હોય છે જ્યારે કેટલાકને સંગીત પ્રત્યે તિરસ્કાર, કેટલાક શાન્ત મિજાજી હોય છે જ્યારે કેટલાક ગરમ મિજાજવાળા, કેટલાક કર્મશીલ

કેટલાક વિચારશીલ હોય છે. આ પ્રમાણેનાં વ્યક્તિગત લક્ષણોનું અધ્યયન વ્યક્તિમાનસશાસ્ત્ર કરે છે. યુંગ (Jung) વ્યક્તિઓના બે પ્રકાર બતાવે છે. પ્રથમ અંતર્મુખી વૃત્તિવાળા (Introvert) કે જેમનો જીવનપ્રવાહ આંતરિક હોય છે. તેમની જીવનશક્તિ આંતરિક હોય છે. જેમકે કવિ, યોગી, દાર્શનિક વગેરે અંતર્મુખી વૃત્તિવાળા હોય છે. દ્વિતીય, બહિર્મુખી વૃત્તિવાળા (Extrovert) જેમની જીવનશક્તિનો પ્રવાહ બહાર પ્રવાહિત હોય છે. કર્મશીલ વ્યક્તિઓ બહિર્મુખી વૃત્તિવાળી હોય છે. આ પ્રમાણે વ્યક્તિમાનસશાસ્ત્ર વ્યક્તિગત લક્ષણોનું અધ્યયન કરે છે.

વૈભિન્ય માનસશાસ્ત્ર વ્યક્તિમાનસશાસ્ત્રથી ઘણી બાબતોમાં મળતું છે. વ્યક્તિમાનસશાસ્ત્ર વ્યક્તિગત વિલક્ષણતાઓનું અધ્યયન કરે છે, જ્યારે વૈભિન્ય માનસશાસ્ત્ર (Differential psychology) વ્યક્તિ મનો ઉપરાંત જાતિ તથા સામૂહિક મનનાં અંતરોનું અધ્યયન કરે છે. તે વ્યક્તિ, સમૂહ અને જાતિઓની વિલક્ષણતાઓનું સંશોધન કરે છે. ગુનેગારોનાં મન સંતુલિત નહિ હોવાથી તેઓ વાતાવરણમાં પોતાનું સુસમાયોજન (well adjustment) કરી શકતા નથી. તેમનામાં કોઈ ખામીઓ હોય છે; જેવી કે તેમની આત્મનિયંત્રણશક્તિ તથા એકાગ્રતા ઓછી હોય છે. પ્રતિભાસંપન્ન વ્યક્તિના મનની વિશેષતાઓ તેને વાતાવરણમાં સુસમાયોજન કરવામાં કષ્ટદાયક બને છે. વૈભિન્ય માનસશાસ્ત્ર આ રીતની મનોગત વિશેષતાઓનું અધ્યયન કરે છે.

**(૪) સમાજમાનસશાસ્ત્ર (Social psychology)**

સમાજમાનસશાસ્ત્ર સામાજિક કે સામૂહિક મનનું અધ્યયન કરે છે. તે જનસમૂહ તથા સામાજિક સમૂહોનું તેમના નિર્માણકર્તા માનવોના ગુણોથી અલગ અનુસંધાન કરે છે. તે સાધારણ ઝુંડ (crowd) સંવેગપ્રેરિત વ્યક્તિઓના સમૂહ (Mob) તથા વિવેકી માનવસમૂહ (Deliberative group) મનોવૃત્તિઓનું અધ્યયન કરે છે તથા તેમનાં વિશિષ્ટ લક્ષણોનું સંશોધન કરે છે. તે સામૂહિક મન કે જે વ્યક્તિગત મનથી પૃથક્ હોય છે તેનું અધ્યયન કરે છે. સમાજમાનસશાસ્ત્ર લોકોની ભાષાઓ, રીતરિવાજો ધર્મો વગેરે કે જે સમાજનું નિયમન કરે છે તેને લગતા નિયમો દર્શાવે છે. તે સામૂહિક મનના વિશિષ્ટ ગુણધર્મો જેવા કે એક સંવેગપ્રેરિત ઝુંડ અવિચારી, ઉત્તરદાયીત્વહીન અને ચંચળ હોય છે તથા એક વિવેકશીલ વ્યક્તિઓનો સમૂહ વિચારશીલ અને શાંત હોય છે તેમનું સંશોધન અને

સ્પષ્ટીકરણ કરે છે. આ રીતે સમાજમાનસશાસ્ત્ર સમુદાય કે સમાજનો સંબંધિત માનસશાસ્ત્રીય સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરે છે.

માનસશાસ્ત્રની એક શાખા છે જેને લોકમાનસશાસ્ત્ર (Folkpsychology) કહેવામાં આવે છે. આ શાખા આદિકાલિન લોકોની મનોવૃત્તિનું અધ્યયન કરે છે. તે તેમના રીતરિવાજો, જીવન, ધર્મ વગેરેનું અધ્યયન કરે છે.

### (૫) વિકાસાત્મક માનસશાસ્ત્ર (Genetic psychology)

મન વૃત્તિ અને વિકાસ પામે છે. માનસશાસ્ત્રની જે શાખા મનના વિકાસ અને વૃદ્ધિનું અધ્યયન કરે છે તેને વિકાસાત્મક માનસશાસ્ત્ર કહેવામાં આવે છે. તે વ્યક્તિના મનના વિકાસક્રમનું સંશોધન કરે છે. શરીરની જેમ મન પણ વિકાસ પામે છે. અને આ શાસ્ત્ર તેના ક્રમિક વિકાસનું અધ્યયન કરે છે. માનસશાસ્ત્રની આ શાખામાં બાળમાનસશાસ્ત્ર, કિશોરમાનસશાસ્ત્ર, પ્રૌઢ માનવશાસ્ત્ર વગેરેનો સમાવેશ થાય છે. માનસિક વિકાસ શારીરિક વિકાસની બરાબર હોય છે. માનસિક વિકાસ આંતરિક વિકાસ છે અને તે સમાજ સાથેના વ્યવહાર અને આદાનપ્રદાનથી થાય છે.

### (૬) વિશ્લેષણાત્મક માનસશાસ્ત્ર (Analytical psychology)

વિશ્લેષણાત્મક માનસશાસ્ત્ર જટિલ માનસિક પ્રક્રિયાઓનું તેનાં વિભિન્ન તત્ત્વોમાં વિભાજન કરી અધ્યયન કરે છે. આપણે સમાજમાં રહીએ છીએ અને વિભિન્ન મનોવૃત્તિવાળા માનવોના સંપર્કમાં આવીએ છીએ તેમના સંપર્કથી આપણે આપણા દૈનિક જીવનને ઉપયોગી વિવિધ વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. આ રીતે આપણે જે જ્ઞાન મેળવીએ છીએ. તે અપૂર્ણ અને અવ્યવસ્થિત છે. વિશ્લેષણાત્મક માનસશાસ્ત્ર તે જ જ્ઞાન પ્રદાન કરે છે પરંતુ તે પૂર્ણ વ્યવસ્થિત અને ક્રમબદ્ધ કરી આપે છે. આ રીતે માનસશાસ્ત્રની આ શાખા માનસિક પ્રક્રિયાઓ તેમજ અનુભવોનું વિશ્લેષણ અને વર્ગીકરણ કરી ક્રમબદ્ધ કરે છે. આ શાસ્ત્ર પોતાની સંશોધનક્રિયામાં આંતરનિરીક્ષણ, નિરીક્ષણ, અને પ્રયોગપદ્ધતિનો ઉપયોગ કરે છે.

### (૭) શારીરિક માનસશાસ્ત્ર (Poysiological psychology)

શરીરવિજ્ઞાન શરીરનાં વિભિન્ન અંગોનાં કાર્યોનું અધ્યયન કરે છે. શારીરિક માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓ અને સ્નાયવિક પ્રક્રિયાઓના પરસ્પર સંબંધનું અધ્યયન કરે છે. માનસિક ક્રિયાઓ મગજ, સ્નાયુઓ અને જ્ઞાનેન્દ્રિ-

યોની ક્રિયાઓ સાથે ઘનિષ્ટ સબધથી જોડાયેના છે અને ખરી રીતે જોતા તો મનના બાહ્ય જગત સાથેના સપર્ક અને ક્રિયા-પ્રક્રિયાના સાધનો જે આપણુ માનસિક જીવન શારીરિક ક્રિયાઓ ઉપર ઘણી બાબતોના આધાર રાખે છે ઉદાહરણાર્થ, સંવેદનામા વસ્તુ જ્ઞાનેન્દ્રિયો દ્વારા આપણા ઉપર ક્રિયા કરે છે અને તેની પ્રતિક્રિયામા આપણુ બાહ્ય જગત સાથે સમાયોજન કર્મેન્દ્રિયો કે પેશીઓ દ્વારા થાય છે આ રીતે બન્ને બાબતમા આપણુ માનસિક જીવન શારીરિક ક્રિયાઓથી અવલમિત છે શારીરિક માનસશાસ્ત્ર આ રીતે માનસિક પ્રક્રિયાઓથી સબધિત શારીરિક કે સ્નાયવિક પ્રક્રિયાઓનુ અધ્યયન કરે છે

(૮) પ્રયોગાત્મક માનસશાસ્ત્ર (Experimental psychology)

પ્રયોગાત્મક માનસશાસ્ત્રને આપણે વિશાળ અર્થમા લઈએ તો તેમા માનસશાસ્ત્રની દરેક શાખાઓનો સમાવેશ થઈ જાય કે જે સશોધન કાર્યમા પ્રયોગપદ્ધતિનુ અવલબન લેતી હોય આ રીતે જોતા તો માનસશાસ્ત્રની દરેક શાખાઓનો સમાવેશ થાય કારણ અત્યારે માનસશાસ્ત્રની દરેક શાખાઓ પોતાની સામગ્રી પ્રાપ્ત કરવા માટે પ્રયોગપદ્ધતિનો ઉપયોગ કરે છે પરતુ એવુ નથી, અહીયા તો એ અર્થ લેવાનો કે જે શાસ્ત્ર પ્રયોગશાળામા નિશ્ચિત સ્થિતિમા પ્રયોગ કરે છે તે જ પ્રાયોગિક માનસશાસ્ત્ર પ્રયોગોની સહાયથી બાળકો, કિશોરો, પ્રૌઢો, સાધારણ ( Normal ) અને અસાધારણ (Abnormal ) વ્યક્તિઓની મનોવૃત્તિઓનુ અધ્યયન કરે છે તે વિવિધ માનસિક પ્રક્રિયાનો ભેદ કરી તેના કારણો અને હેતુઓ નક્કી કરે છે, તદુપરાંત તે માનસિક પ્રક્રિયાઓ અને તેની સહગામી સ્નાયવિક ક્રિયાઓનો સબધ નક્કી કરે છે તે ચેતનાનુ ગુણાત્મક વિશ્લેષણ (Quantative analysis) પણ કરે છે

(૯) મનોભૌતિકશાસ્ત્ર (Psycho physics)

ફેચનર (Fechner) પ્રયોગાત્મક વિજ્ઞાનને મનોભૌતિકશાસ્ત્ર માનતો હતો માનસશાસ્ત્રના વૈજ્ઞાનિક સંશોધન માટે તેમણે અમુક પદ્ધતિઓ જણાવી છે જે મનોભૌતિકશાસ્ત્રીય (Psycho physical) પદ્ધતિઓ કહેવામા આવે છે મનોભૌતિકશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓ અને ભૌતિક ઉત્તેજનો (Phys ical stimuls) વચ્ચે પરિમાણાત્મક સબધ (Quantative relation) નુ અધ્યયન કરે છે ઉત્તેજના (Stimuls) અમુક નિશ્ચિત હદ સુધી જેમ જેમ અધિક તેજ થતી જાય છે તેમ તેમ સવેદના (Sensation) પ્રબળ

થતી જાય છે. એંજિલ (Angell) કહે છે કે મનોભૌતિક શાસ્ત્રનો ઉદ્દેશ્ય છે કે ચેનનક્રિયાઓના ભૌતિક જગત સાથેના સંબંધને પરિમાણાત્મક સૂત્ર (Quantitative formula) કહેવું.

(૧૦) વિકૃત માનસશાસ્ત્ર (Abmormal psychology)

વિકૃત માનસશાસ્ત્ર માનસશાસ્ત્રની એ શાખા છે જે ભ્રમ, વિભ્રમ, સ્વપ્ન, મૂર્છા વગેરે સાધારણ મનની અસાધારણ ક્રિયાઓ તથા તેના અધ્યયનનો ખાસ વિષય મનની અસાધારણ અવસ્થાઓ તથા માનસિક રોગોનું અધ્યયન કરવું તે છે. તે સ્થાયી તેમજ અસ્થાયી માનસિક વિકૃતિઓનું પણ અધ્યયન કરે છે. તે માનસિક રોગોની વ્યાખ્યા કરે છે તથા તેનાં કારણોનું સ્પષ્ટીકરણ કરે છે.

(૧૧) ચિકિત્સામાનસશાસ્ત્ર ( Medical psychology )

ચિકિત્સામાનસશાસ્ત્ર માનસિક રોગો અને તે થવાનાં કારણોનું અધ્યયન કરે છે. તે માનસિક રોગોની ચિકિત્સાની સ્વતંત્ર વાર્તાલાપ (Freetalks) સંમોહન ( Hypnotism ), વિશ્રાન્તિ ચિકિત્સા ( Restcure ) પુનર્શિક્ષણ ( Reeducation ) વગેરે શાસ્ત્રીય પદ્ધતિઓનું સૂચન કરે છે. આ પદ્ધતિઓ વિવિધ માનસિક રોગોની ચિકિત્સામાં ઉપયોગમાં લેવામાં આવે છે.

પહેલાં માનસિક રોગોનું કારણ શારીરિક માનવામાં આવતું હતું, પરંતુ મનોવિશ્લેષણ ( Psycho analysis ) પદ્ધતિથી સિદ્ધ કરવામાં આવ્યું કે માનસિક રોગોનું કારણ શારીરિક નહિ પણ માનસિક છે. ફ્રોયડ (Freud) નું કહેવું છે કે માનસિક રોગોનું કારણ અજ્ઞાત કામભાવનાનું દમન ( Repression ) છે.

(૧૨) લોકમાનસશાસ્ત્ર (Folk psychology )

લોક માનસશાસ્ત્ર સમાજમાનસશાસ્ત્રનો વિભાગ છે. આ શાસ્ત્ર આદિકાલીન લોકોની મનોવૃત્તિઓનું અધ્યયન કરે છે. તે તેમના માનસિક ગુણોનું સંશોધન કરે છે. તેનો ખાસ સંબંધ વિજ્ઞાન સાથે છે જે તેમના જીવનનું સ્પષ્ટ વિવેચન કરે છે. લોકમાનસશાસ્ત્ર આદિકાલીન લોકોના રીતરિવાજો, સભ્યતા, સંસ્કૃતિ વગેરેનું અધ્યયન કરે છે. આ રીતે તે સભ્ય લોકોથી દૂર એવા આદિકાલીન માનવોના મનનું અધ્યયન કરે છે.

(૧૩) શૈક્ષણિક માનસશાસ્ત્ર ( Educational psychology )

શૈક્ષણિક માનસશાસ્ત્ર માનસશાસ્ત્રની એ શાખા છે જે શિક્ષણ સંબંધી

માનસશાસ્ત્રીય પ્રશ્નોની ચર્ચા કરે છે. વ્યક્તિનો વિકાસ તેના શિક્ષણ ઉપર આધારિત છે. શિક્ષણથી વ્યક્તિની શક્તિઓનો વિકાસ થાય છે. આ શાસ્ત્ર તેની સ્મરણશક્તિ, જ્ઞાનગ્રહણશક્તિ વગેરેના વિકાસના નિયમો, તે શક્તિ પ્રાપ્ત કરવાના માર્ગો અને પદ્ધતિઓનું અધ્યયન કરે છે.

### (૧૪) ઔદ્યોગિક માનસશાસ્ત્ર (Industrial psychology)

માનસશાસ્ત્રની આ શાખા ઉદ્યોગોને સંબંધિત વ્યક્તિઓ જેવી કે પ્રબંધકો કે વ્યવસ્થાપકો (Manager) કલાર્કો (clerks) વગેરેનાં માનસિક લક્ષણોનું અધ્યયન કરે છે. તે ઔદ્યોગિક સંગઠનોનું પણ અધ્યયન કરે છે. ઉદ્યોગોને લગતા માનસશાસ્ત્રના સામાન્ય નિયમોને ઔદ્યોગિક વ્યવહારમાં લાગુ કરે છે.

### (૧૫) તુલનાત્મક માનસશાસ્ત્ર (Comparative psychology)

તુલનાત્મક માનસશાસ્ત્ર નિમ્નતર પશુઓ તથા બાળકોના માનસિક વિકાસનું અધ્યયન કરે છે. તેને તુલનાત્મક શાસ્ત્ર એટલા માટે કહેવામાં આવે છે કે તે માનવમનની પશુમન સાથે, પ્રૌઢના મનની બાળકના મનની સાથે તુલના કરે છે. તેથી તેમાં બાળમાનસશાસ્ત્ર, વિકૃતમાનસશાસ્ત્ર, સમાજ માનસશાસ્ત્ર વગેરેનો સમાવેશ થાય છે. આ સમગ્રે આ શાસ્ત્રે ઘણી જ પ્રગતિ કરી છે. અત્યારે પશુમનનું અધ્યયન ઘણા રસપૂર્વક કરવામાં આવે છે. જેથી માનવમનની સ્થિતિ અને વિકાસ ઉપર પ્રકાશ પાડી શકાય.

### (૧૬) વ્યાપારી માનસશાસ્ત્ર (Commercial Psychology)

આ શાસ્ત્ર વ્યાપારસંબંધી માનસશાસ્ત્રીય દરેક સમસ્યાઓનું અધ્યયન કરે છે. તે વસ્તુઓના ક્રય–વિક્રય કળાને લગતી માનસશાસ્ત્રીય બાબતોનું સંશોધન કરે છે અને તે કળાના આવશ્યક નિયમો બનાવે છે. તે માનસશાસ્ત્રના સામાન્ય નિયમો વ્યાપારના વ્યાવહારિક પ્રશ્નો પર લાગુ કરે છે.

### (૧૭) કાનુની માનસશાસ્ત્ર (Legal psychology)

આ શાસ્ત્ર કાયદાઓથી સંબંધ ધરાવનાર વ્યક્તિઓ એટલે કે ન્યાયાધીશો, વકીલો, સાક્ષીઓ વગેરેનાં મનનાં વિશિષ્ટ તેમજ સામાન્ય લક્ષણોનું અધ્યયન કરે છે. તે અપરાધીઓની મનોવૃત્તિઓનું પણ અધ્યયન કરે છે તથા પોતાના સિદ્ધાન્તો કાયદાની કાર્યવાહીમાં લાગુ કરે છે.

## પ્રકરણ ૩

### માનસશાસ્ત્રનો અન્યશાસ્ત્રો સાથે સંબંધ

**(૧) શાસ્ત્રોમાં માનસશાસ્ત્રનું સ્થાન (The place of psychology among sciences)**

દરેક વિજ્ઞાન જ્ઞાનની કોઈ એક શાખા લઈ અભ્યાસ કરે છે. અને તે પોતાના ક્ષેત્રમાં આવતી બાબતોનું જ અધ્યયન કરે છે. તે પોતાના પ્રદેશના વિભિન્ન બનાવો અને બાબતોનો કાર્યકારણ સંબંધ નક્કી કરે છે. આવશ્યકતાનુસાર તેઓ પરિકલ્પના (Hypothesis)નું નિર્માણ કરી અધ્યયન શરૂ રાખે છે.

વિજ્ઞાનના બે પ્રકાર છેઃ કુદરતી કે વિધાયક વિજ્ઞાન (Natural or positive) તથા આદર્શદર્શક (Normative) વિજ્ઞાન પ્રાકૃતિક વિજ્ઞાનોમાં વસ્તુની વાસ્તવિકતા છે તેનું જ અધ્યયન કરે છે, એટલે કે તેનો સંબંધ 'છે' (is) સાથે છે. તે જે 'છે' તેનું જ અધ્યયન કરે છે. તેનો 'જોઈએ' (Ought) સાથે કોઈ સંબંધ નથી. જેવી રીતે રસાયનશાસ્ત્ર પાણી છે, તે શાનું બનેલું છે, તેનાં તત્ત્વો શું છે. વગેરે બાબતોનું અધ્યયન કરે છે, તેવી જ રીતે ભૌતિકશાસ્ત્ર ઉષ્ણતા, પ્રકાશ એ શું છે તેનાં કાર્યો અને કારણોનું સ્પષ્ટીકરણ કરે છે. તેવી જ રીતે માનસશાસ્ત્ર પણ એક પ્રાકૃતિક શાસ્ત્ર છે તે મનના ધર્મોનું અધ્યયન કરે છે. તે આપણને બતાવે છે કે માનસિક પ્રક્રિયાઓ, મનોવૃત્તિઓ, એટલે કે સંવેદના (Sensation), વિચાર (Thought), કલ્પના (Imagination) આદિ શું છે, તે કેવી રીતે ઉદ્ભવે છે વગેરેનું અધ્યયન કરે છે, તે મનોવ્યાપારોનું વાસ્તવિક ક્રમે અધ્યયન કરે છે. આદર્શદર્શક શાસ્ત્રોનો સંબંધ 'જોઇએ' (Ought) સાથે હોય છે. તે વસ્તુની વાસ્તવિકતા જે છે તેનું અધ્યયન નથી કરતા પરંતુ આ પ્રમાણે હોવું જોઈએ એમ માને છે. તર્કશાસ્ત્ર (Logic) બતાવે છે કે આપણે કેવી રીતે વિચાર કરવા જોઈએ. તેવી જ રીતે નીતિશાસ્ત્ર (Ethics) બતાવે છે કે મનુષ્યનો ઉદ્દેશ્ય શું હોવો જોઈએ, તેણે કલ્પના કેવી કરવી જોઇએ વગેરે બાબતોનું અધ્યયન કરે છે. આ પ્રમાણે આદર્શદર્શક શાસ્ત્રો આપણા આદર્શો કેવા હોવા જોઈએ તે બતાવે છે.

માનસશાસ્ત્ર તત્ત્વજ્ઞાનનો ભાગ ગણવામાં આવતું નથી તે એક પ્રાકૃતિક વિજ્ઞાન છે. તે માનસિક પ્રક્રિયાઓ તથા તેની સહગામી શારી ક્રિયાઓનું અધ્યયન કરે છે. તે મનનું શાસ્ત્ર છે. તેને વ્યવહાર અને અનુભ શાસ્ત્ર પણ કહેવામાં આવે છે. અન્ય પ્રાકૃતિક વિજ્ઞાનોની જેમ તે પોતા અધ્યયનની સામગ્રી પ્રાપ્ત કરવા માટે તથા નિયમો બનાવવા માટે નિરીક્ષ પ્રયોગ વગેરે શાસ્ત્રીય પદ્ધતિઓનો ઉપયોગ કરે છે. તેની આંતરદર્શન પદ્ધ એક વિશિષ્ટ પદ્ધતિ છે.

(૨) માનસશાસ્ત્ર અને શરીરશાસ્ત્ર ( Psychology a physiology )

મનનો શરીર સાથે ઘનિષ્ટ સંબંધ છે અને એમ કહીએ કે તે તેના છે આધારિત છે તોપણ અયોગ્ય ન ગણાય. માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન સંબંધિત શારીરિક પ્રક્રિયાઓ પ્રત્યે નિર્લક્ષ બની થઈ શકતું નથી. મ માનસશાસ્ત્ર કે જે ફક્ત વર્ણનાત્મક જ નહિ પણ વિવેચનાત્મક પણ છે માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન શારીરિક તેમજ સ્નાયવિક ક્રિયાઓ (Ne roses) ને લક્ષમાં રાખીને જ કરે છે સ્નાયુતંત્ર (Nervous syste મનોવ્યાપારોનાં કારણો તો નથી બતાવતું પરંતુ તેમનું સ્પષ્ટીકરણ કરે માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓ સાથે સંબંધ ન ધરાવતી હોય તેવી શારી પ્રક્રિયાઓ (Physiological processes) નું અધ્યયન કરતું ન શરીરશાસ્ત્ર શરીરનાં દરેક અંગોની પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે. મા શાસ્ત્રને માનસિક પ્રક્રિયાઓની સહગામી શારીરિક ક્રિયાઓનું અધ્યયન આ શ્યક છે અને તેના માટે તે શરીરશાસ્ત્રનું અવલંબન લે છે. આ રીતે મ શાસ્ત્ર અને શરીરશાસ્ત્રનો સંબંધ અત્યંત ઘનિષ્ટ છે.

કેટલાક માનસશાસ્ત્રીઓ શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્રના ભેદને માન નથી. તેમનું કહેવું છે કે માનસિક પ્રક્રિયાઓ (Psychoes) અને સ્નાયુ ક્રિયાઓ (Neuroses) બંને નજીકના સમંધમાં છે એટલે કે પ્રત્યેક માન ક્રિયાની સાથે સાથે સ્નાયવિક ક્રિયા થાય છે. તેમનું આ કથન યથાર્થ ન કારણ કે મનની ચેતના (Consciousness) ની મગજ (Brain) તુલના કરવી અનુચિત છે. બન્ને શાસ્ત્રો સ્નાયવિક ક્રિયાઓનું અધ્યયન છે પરંતુ તેમનાં દૃષ્ટિબિંદુ ભિન્ન છે. શરીર વિજ્ઞાનશાસ્ત્રી સ્નાયુતંત્રના અ યન માટે તેની ક્રિયાને સંબંધિત અનુભવો માટે તે અનુભવનાં તથ્યોની મ છે. કારણકે તે સ્નાયવિક ક્રિયાઓ પર પ્રકાશ પાડે છે. માનસશાસ્ત્રની આ

સામયિક લેવામાં આવે છે. આ રીતે માનસશાસ્ત્રી અનુભવોનું અધ્યયન કરતી વખતે શરીરશાસ્ત્રનો પણ સામયિક આધાર લે છે. જેથી માનસશાસ્ત્ર અને શરીરશાસ્ત્ર અત્યંત નિકટનો સબંધ ધરાવે છે, એમ કહી શકીએ પરંતુ તે એક છે એમ ન કહી શકાય.

(૩) માનસશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર (Psychology and physical science)

માનસશાસ્ત્ર મન સાથે સંબંધ ધરાવતાં ચેતના, જ્ઞાન વગેરે મનનાં સ્વરૂપોનું અધ્યયન કરે છે. તે મન અને વ્યવહારનું શાસ્ત્ર છે. તે વ્યક્તિગત અનુભવોનું અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે અને જ્ઞાન, વેદના, સંકલ્પ વગેરેની વ્યાખ્યા કરવા તથા નિયમોનું નિર્માણ કરવા તેને સંબંધિત ભૌતિક વસ્તુઓના જ્ઞાન માટે ભૌતિક વિજ્ઞાનનું અવલંબન લે છે. બન્ને વિજ્ઞાન ભૌતિક વસ્તુઓનું અધ્યયન કરે છે, પરંતુ તેનાં તફાવત એ જ છે કે ભૌતિકશાસ્ત્ર વસ્તુઓનું અધ્યયન વ્યક્તિગત મન (Indi-vidual mind) નો સંબંધ રાખીને કરતું નથી જ્યારે માનસશાસ્ત્ર ભૌતિક વસ્તુઓના વૈયક્તિક મન સાથેના સંબંધનું અધ્યયન કરે છે. માનસ ભૌતિક વસ્તુઓના અધ્યયનનું કારણ એ જ કે માનસિક પ્રક્રિયાઓની પર્યા વ્યાખ્યા તેમની ભૌતિક વસ્તુઓ તરફ નિર્લક્ષ રહી થઇ શકતી નથી. માન શાસ્ત્રનો ખાસ અધ્યયનવિષય માનસિક પ્રક્રિયાઓ છે. તે ભૌતિક વસ્તુએ પરોક્ષ રીતે અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર વ્યવહાર અને અનુભવનું શાસ્ત્ર તે વ્યવહારની વ્યાખ્યા બનાવવામાં ભૌતિકશાસ્ત્રની મદદ લે છે કારણ ભૌતિકશાસ્ત્ર ભૌતિક વાતાવરણનાં સ્વરૂપોનું વિવેચન કરે છે. વ્યક્તિની માનસિ પ્રક્રિયાઓ વાતવરણ ઉપર પ્રક્રિયા કરી વ્યવહારમાં પ્રવૃત્તિ થાય છે. આ ર માનસશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્રનો સંબંધ નિકટનો છે.

(૪) માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર (Psychology and

માનસશાસ્ત્ર જ્ઞાન વેદના આદિ પ્રત્યેક માનસિક પ્રક્રિયાઓનું કરે છે. જ્યારે નીતિશાસ્ત્ર ફક્ત સંકલ્પનું અધ્યયન કરે છે. આ રીતે નીતિશાસ્ત્ર કરતાં માનસશાસ્ત્રનું ક્ષેત્ર વિસ્તૃત છે. નીતિશાસ્ત્ર એક આદર્શ કે નિયામક (Normative) વિજ્ઞાન છે. માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર સંકલ્પોનું અધ્યયન કરે છે પરંતુ અધ્યયનનાં દષ્ટિબિંદુ ભિન્ન છે. માનસશા સંકલ્પો કેવી રીતે કરવામાં આવે છે તેનું અધ્યયન કરે છે, જ્યારે નીતિશ સંકલ્પો કેવા કરવા જોઈએ તેનું વિવેચન કરે છે. તદુપરાંત મ:

કલ્પનાની વાસ્તવિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે. તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવાનું કાર્ય માનસશાસ્ત્રનું નથી. ક્રિયાની યોગ્યાયોગ્યતા, તથા સારાનરસાપણાનું અધ્યયન નીતિશાસ્ત્ર કરે છે. આ પ્રમાણે માનસશાસ્ત્ર વાસ્તવિક તથ્યો (Real facts) નું શાસ્ત્ર છે અને નીતિશાસ્ત્ર આદર્શ (Ideal)નું શાસ્ત્ર છે. માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાનના રૂપમાં સર્વ માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરી સૈદ્ધાન્તિક (Theoretical) જ્ઞાન પ્રદાન કરે છે. નીતિશાસ્ત્ર નૈતિક જીવન જીવવા માટે આદર્શોનું જ્ઞાન પ્રદાન કરે છે.

**(૫) માનસશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર(Psychology and Logic)**

માનસશાસ્ત્ર મનનું પ્રાકૃતિક કે વિધાયક (Positive) શાસ્ત્ર છે. તર્કશાસ્ત્ર એક નિયામક કે આદર્શદર્શક (Normative) વિજ્ઞાન છે જે વિચારો (Thoughts)નું અધ્યયન કરે છે. માનસશાસ્ત્રનું ક્ષેત્ર તર્કશાસ્ત્રના ક્ષેત્ર કરતા અધિક વિસ્તૃત છે, કારણ કે માનસશાસ્ત્ર દરેક પ્રકારની માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે. તેનું કાર્ય મન વાસ્તવિક રીતે જ્ઞાન, વેદના, વિચાર, કલ્પના કેવી રીતે કરે છે તેનું અધ્યયન કરવાનું છે. માનસશાસ્ત્ર જ્ઞાન, વેદના, કલ્પના અને વિચાર કેવા કરવા જોઈએ તેનું અધ્યયન કરતું નથી. તર્કશાસ્ત્ર એક આદર્શદર્શક વિજ્ઞાનના રૂપમાં તે વિચાર, નિર્ણય, અનુમાન વગેરે કેવાં કરવાં જોઈએ તેનું અધ્યયન કરે છે.

બન્ને શાસ્ત્રો વિચારોનું અધ્યયન કરે છે પરંતુ તેમાં તાદાત્મ્ય (Identity) નથી. કારણ કે માનસશાસ્ત્ર વિચાર કેવી રીતે કરીએ છીએ તેનું અધ્યયન કરે છે જ્યારે તર્કશાસ્ત્ર કેવી રીતે વિચારવું જોઈએ તે બતાવે છે. આ રીતે માનસશાસ્ત્રનો સંબંધ માનસિક પ્રક્રિયાઓ સાથે છે પરંતુ તર્કશાસ્ત્રનો સબંધ વિચારોત્પાદન સાથે છે. માનસશાસ્ત્ર નિર્ણયો (gudgements) અનુમાન (Reasoning) વગેરેની એક ક્રિયા તરીકે તુલના કરે છે જ્યારે તર્કશાસ્ત્ર તેની પરિણામ તરીકે તુલના કરે છે. માનસશાસ્ત્ર બતાવે છે કે આપણે સામાન્ય રીતે કેવી રીતે વિચાર કરીએ છીએ અને તે વિચારો સત્ય અને અસત્ય એટલે કે સાચા અને ખોટા દરેક વિચારોનો સમાવેશ થાય છે; જ્યારે તર્કશાસ્ત્ર સત્યની પ્રાપ્તિ માટે કેવા વિચાર જોઈએ તે કહે છે. આ રીતે તર્કશાસ્ત્ર એક આદર્શ નક્કી કરે છે.

**(૬) માનસશાસ્ત્ર અને તત્ત્વવિદ્યા (Psychology and meta physics)**

એકાદ સૈકા પહેલાં માનસશાસ્ત્રને દર્શનશાસ્ત્રનું અંગ ગણવામાં આવતું હતું પરંતુ ધીરે ધીરે તેનો વિકાસ થતાં માનસશાસ્ત્રીઓએ તેને એક સ્વતંત્ર

માનસશાસ્ત્ર તરીકે જાહેર કર્યું. માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાન છે. જેવી રીતે તત્ત્વવિદ્યા સાથે અન્ય શાસ્ત્રોનો સબંધ છે તેવી જ રીતે માનસશાસ્ત્રનો પણ છે. માનસશાસ્ત્ર પ્રકૃતિના અમુક નિશ્ચિત વિભાગનું જ અધ્યયન કરે છે જ્યારે તત્ત્વવિદ્યા સર્વ પ્રકૃતિનું અધ્યયન કરે છે. એટલે કે તે આત્મા, આત્મજગત અને બ્રહ્મના તાત્ત્વિક સ્વરૂપનું અધ્યયન કરે છે. માનસશાસ્ત્રનો બ્રહ્મ સાથે લેશમાત્ર સંબંધ નથી. માનસશાસ્ત્ર તત્ત્વવિદ્યાએ નક્કી કરવા અમુક ધારણાઓ ઉપર આધાર રાખે છે. તે મન કે આત્માની સત્તાને તથા તેની વિશ્વને ઓળખવાની શક્તિને માની લઇને અધ્યયન કરે છે. માનસશાસ્ત્રની ધારણાનું પરીક્ષણ તત્ત્વવિદ્યા કરે છે. તત્ત્વવિદ્યા કોઈ માન્યતાનો સ્વીકાર કરતી નથી. તે આત્મા, જગત, અને આત્માની વિશ્વને સમજવાની યથાર્થતા સિદ્ધ કરે છે.

જ્યારે માનસશાસ્ત્ર દર્શનશાસ્ત્રનું અંગ ગણવામાં આવતું હતું ત્યારે તે દર્શનશાસ્ત્રની જેમ વિષયનું અત્યંત ઊંડે ઊતરી અધ્યયન કરતું હતું. આજ માનસશાસ્ત્ર એક અનુભવમૂલક (Emperical) શાસ્ત્ર ગણવામાં આવે છે. પહેલાં તે આત્માનું સ્વરૂપ, તેનાં કાર્યો વગેરેનું અધ્યયન કરતું હતું, અત્યારે તે મન અને ચેતનાનું શાસ્ત્ર છે. તે માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે. તેને મનની વાસ્તવિકતા સાથે એટલો સંબંધ નથી જેટલો તેની ક્રિયાઓ સાથે છે અને તેથી તે મનની વાસ્તવિકતા શોધવાનો પ્રયત્ન કરતું નથી. તે તેના અસ્તિત્વને માની લઈને અધ્યયન ચાલુ રાખે છે. તત્ત્વવિદ્યા વાસ્તવિકતાના સ્વરૂપને સમજવાનો પ્રયત્ન કરે છે અને તેથી તે નક્કી કરવાનો પ્રયત્ન કરે છે કે મન વાસ્તવિક છે કે કેમ. કેટલાક માનસશાસ્ત્રીઓનું માનવું છે આત્મા કે મનની ધારણા સિવાય માનસશાસ્ત્રનું અધ્યયન થઈ શકે છે, પરંતુ તે શક્ય નથી. કારણ કે માનસશાસ્ત્ર વ્યક્તિગત વ્યવહાર (Behaviour) અને અનુભવ (Experience)નું શાસ્ત્ર છે. અનુભવ અને વ્યવહાર આત્મા કે જ્ઞાતા મનના હોય છે. કારણ કે જ્ઞાતા મન કે આત્મા (Subject) અને જ્ઞેયવિષય (Object)ની પરસ્પર ક્રિયાનું ફળ અનુભવે છે અને વ્યવહાર જ્ઞાતાની વાતાવરણ પ્રતિ કરેલી પ્રતિક્રિયા છે.

ભારતીય દર્શનશાસ્ત્ર મનને આંતરિક અંગ (*Internal organ*) ગણે છે. તેમના મત પ્રમાણે મન ચેતનહીન છે અને આત્મા ચેતનયુક્ત છે. માનસશાસ્ત્ર 'મન' ભારતીય દર્શનશાસ્ત્રના અર્થમાં નથી ગણતું. મનને ચેતન દ્રવ્ય સમજી માનસશાસ્ત્ર તેનું અધ્યયન કરે છે. મન જ્ઞાતા, ભોક્તા અને કર્તા છે, સુખ, દુઃખ, ઈચ્છા, કલ્પના વગેરે માનસિક પ્રક્રિયાઓને આપણે

અનુભવ (Experience) માનીએ છીએ. અનુભવો આચરણ કે વ્યવહાર (Behaviour) દ્વારા પ્રકાશિત થાય છે.

**(૭) માનસશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર (Psychology and Epistemology)**

પ્રમાણશાસ્ત્ર એ જ્ઞાનનું શાસ્ત્ર છે અને તે કેટલીક બાબતોમાં માનસશાસ્ત્ર ઉપર નિર્ભર છે. કોઈ માનસશાસ્ત્રીય નિયમો અને સત્યથી પૂર્ણ તથા અજ્ઞાત હોય તે જ્ઞાનનું તાર્કિક (Logical) સ્વરૂપ સમજી શકતો નથી. પ્રમાણશાસ્ત્ર જેમાં જ્ઞાન સંભવિત હોય તેવી દરેક દશાઓનું અધ્યયન કરે છે. તેનો ખાસ સંબંધ જ્ઞાનની પ્રમાણિકતા (Validity) સાથે છે. વાસ્તવિક જગતનું જ્ઞાન સંભવિત છે કે કેમ? જ્ઞાન એ અનુભવ (Experience) છે કે બુદ્ધિ (Reason)? યથાર્થ જ્ઞાનનું સાધન (Source) શું છે? જ્ઞાનના ક્ષેત્રનો વિસ્તાર અને સીમા શું છે? વગેરે પ્રશ્નોની ચર્ચા પ્રમાણશાસ્ત્ર કરે છે.

માનસશાસ્ત્ર જ્ઞાનનું અધ્યયન એક સત્ય (Fact)ના રૂપમાં કરે છે. પ્રમાણશાસ્ત્ર જ્ઞાનની પ્રમાણિકતાનું સંશોધન કરે છે. પ્રમાણશાસ્ત્ર માનસશાસ્ત્ર પર આધાર રાખે છે. લોકે (Locke) જણાવે છે કે માનસશાસ્ત્રીય સિદ્ધાન્ત સિવાય જ્ઞાનનો કોઈ તાર્કિક સિદ્ધાન્ત નથી. તેણે પ્રમાણશાસ્ત્રના પ્રશ્નોને માનસશાસ્ત્રીય રીતે ઉકેલવાનો પ્રયત્ન કર્યો.

**(૮) માનસશાસ્ત્ર અને સૌંદર્યશાસ્ત્ર (Psychology and pesthetics).**

માનસશાસ્ત્રનું ક્ષેત્ર સૌન્દર્યશાસ્ત્રના ક્ષેત્ર કરતાં વિસ્તૃત છે. સૌન્દર્યશાસ્ત્રનું ક્ષેત્ર ભાવનાના એક ચોક્કસ વિભાગ એટલે કે સૌન્દર્યની ભાવના સુધી જ મર્યાદિત છે. તે આ ભાવના પાછળની માનસિક પ્રક્રિયા તરફ લક્ષ આપતું નથી છતાં તેમનો સંબંધ અવશ્ય સ્વીકારે છે. માનસશાસ્ત્ર પ્રત્યેક માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે. સૌન્દર્યશાસ્ત્ર ફક્ત સૌન્દર્યની ભાવનાનું અધ્યયન કરે છે.

માનસશાસ્ત્ર પ્રાકૃતિક વિજ્ઞાન છે. તે લાગણી કેવી રીતે થાય છે તેનું અધ્યયન કરે છે. જ્યારે સૌન્દર્યશાસ્ત્ર એક આદર્શદર્શક શાસ્ત્ર છે અને તે લાગણી કે સંવેદના (સૌન્દર્યની) કેવી રીતે કરવી જોઈએ તેનું અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર સુંદર વસ્તુના દર્શન સમયે થતી માનસિક ક્રિયાઓનું અધ્યયન કરે છે. માનસિક શાસ્ત્રમાં સુંદરતાનું મુલ્યાંકન વ્યક્તિગત તત્ત્વ ગણાય છે. જ્યારે સૌન્દર્યશાસ્ત્રનું કાર્ય વસ્તુ વાસ્તવિક રીતે સુંદર છે કે કેમ અને તે

દરેકને સુંદર લાગશે કે કેમ તેનો વિચાર કરવાનું છે. સ્ટાઉટનું કથન છે કે માનસશાસ્ત્રને સુંદરતા અને કુરૂપતા વચ્ચેના ભેદ સાથે કોઈ સંબંધ નથી. તે ફક્ત વસ્તુઓ ખરેખર કેવી રીતે સુંદર અને અસુંદર દેખાય છે તેની જ તપાસ કરે છે. તેનો એ પ્રશ્નો સાથે કોઈ સંબંધ નથી કે જે સુંદર દેખાય છે તે ખરેખર સુંદર છે કે સુંદરતા અને કુરૂપતા વચ્ચે શો ભેદ છે.

(૯) માનસશાસ્ત્ર અને જીવશાસ્ત્ર (Pspchology and Biology)

વૉટસન (Watson) અને અન્ય વ્યવહારવાદી વૈજ્ઞાનિકો માનસશાસ્ત્રને જીવિત પ્રાણિઓના વ્યવહારનું શાસ્ત્ર માને છે તેઓ માનસિક પ્રક્રિયાઓ અને મનને મહત્ત્વ આપતા નથી અને તેથી આંતરદર્શન (Introspection) પદ્ધતિનો અસ્વીકાર કરે છે. તેઓ જીવ અને તેનો વ્યવહાર એટલે કે વાતાવરણ ઉપર તેની પ્રતિક્રિયાઓને અધિક મહત્ત્વ આપે છે. તેઓ માનસશાસ્ત્રને ફક્ત ઉત્તેજના અને પ્રતિક્રિયા (Stimulus-Responsc) પર આધારિત કરવા માગે છે. પરંતુ તે અનુચિત છે. વ્યવહાર અનુભવનું બાહ્ય પ્રકાશન છે. મનોવૃત્તિઓ (Mental modes) મનની પ્રક્રિયાઓ (Processes) છે. જેનું બાહ્ય પ્રકાશન આચરણ છે. આથી માનસશાસ્ત્ર ફક્ત શારીરિક વ્યવહારનું શાસ્ત્ર નથી પરંતુ અનુભવનું પણ શાસ્ત્ર છે.

મનનો શરીર સાથે ઘનિષ્ઠ સંબંધ છે. જેથી શારીરિક ક્રિયાઓ પ્રતિ નિર્લક્ષ બની માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરી શકાતું નથી. મન કર્મેન્દ્રિયો (Executors) અને પેશીઓ દ્વારા વાતાવરણ પ્રતિ ક્રિયા કરે છે. વાતાવરણ (Environment) જ્ઞાનેન્દ્રિયો (Receptors) દ્વારા મન ઉપર ક્રિયા કરે છે. આ રીતે શારીરિક પ્રક્રિયાઓ માનસિક પ્રક્રિયાઓના ઘનિષ્ઠ સંબંધમાં છે. માનસિક પ્રક્રિયાઓને તથા શારીરિક પ્રક્રિયાઓને જીવન વ્યાપારો સમજે છે. તે વ્યક્તિનું વાતાવરણ સાથે શ્રેષ્ઠ સમાયોજન (Adjustment)નું સાધન છે. કેટલાક માનસશાસ્ત્રીઓનો મત છે કે જન્મજાત પ્રતિક્રિયાઓ જીવનું વાતાવરણ સાથે સમાયોજન કરવામાં અસફળ રહે છે અને વિકસિત માનસિક પ્રક્રિયાઓ જીવનું જટિલ વાતાવરણમાં પણ પ્રભાવપૂર્ણ અને શ્રેષ્ઠ સમાયોજન કરી શકે છે.

વિભિન્ન માનસિક પ્રક્રિયાઓની જૈવિક ઉપયોગિતા પણ છે, જેમકે સ્મૃતિદ્વારા વર્તમાન તેમજ ભવિષ્યની દરેક પરિસ્થિતિઓમાં સમાયોજન કરી શકે છે. આ રીતે મનોવૃત્તિઓ વ્યક્તિનું વાતાવરણ સાથે સમાયોજનનું સાધન છે.

**(૧૦) માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર (Psychology and Sociology)**

સમાજશાસ્ત્ર સમાજની ઉત્પત્તિ, વિકાસ અને તેના સ્વભાવનું અધ્યયન કરે છે. તે મનુષ્યોની નિમ્નતર અવસ્થાથી ઉચ્ચતર અવસ્થા પ્રાપ્ત થતાં સુધીનું તેના વિકાસક્રમનું અધ્યયન કરે છે. સમાજના લોકોની ભાષા, ટેવો, રીતરિવાજો, સંસ્થાઓ વગેરેનું શાસ્ત્રીય પદ્ધતિથી સંશોધન કરે છે. માનસશાસ્ત્ર વાતાવરણ સાથે સબંધ ધરાવતી વ્યક્તિના મનનું અધ્યયન કરે છે. વાતાવરણના બે પ્રકાર છે· ભૌતિક વાતાવરણ (Physical environment) અને સામાજિક વાતાવરણ (Social environment) પ્રકાશ, ધ્વનિ, ઠંડી, ગરમી વગેરેનો ભૌતિક વાતાવરણમાં સમાવેશ થાય છે. તથા માતાપિતા, મિત્ર તથા અન્ય સર્વે મનુષ્યોનો સામાજિક વાતાવરણમાં સમાવેશ થાય છે. વ્યક્તિનો વિકાસ સમાજ સાથેની ક્રિયા પ્રતિક્રિયાથી થાય છે આ રીતે માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્રનો ઘનિષ્ઠ સંબંધ છે.

સમાજ માનસશાસ્ત્ર (Social psychology) સામૂહિક મનનું અધ્યયન કરે છે. તે સાધારણ ટોળું (Crowd) તથા વિવેકશીલ સમૂહ (Deliberative group)ના વ્યવહારનું અધ્યયન કરે છે. અને તેમનાં મનની વિલક્ષણતાઓની તપાસ કરે છે. તે સામાજિક સંગઠનોના માનસશાસ્ત્રીય નિયમોનું અધ્યયન કરે છે. વ્યક્તિગત મન (Individual mind)નું આચરણ કે વ્યવહાર સામૂહિક મન (Group mind)ના આચરણ કરતાં ભિન્ન હોય છે એક વ્યક્તિ વિચારશીલ અને ઉત્તરદાયિત્વયુક્ત (Responsible) હોય છે જ્યારે એક સમૂહ કે ભીડ વિચારયુક્ત હોતી નથી. માનસશાસ્ત્ર આ રીતે દરેક પ્રકારના મનોનું અધ્યયન કરે છે અને તેમના વ્યવહારના અધ્યયન માટે વાતાવરણની આવશ્યક બાબતો સમાજશાસ્ત્ર પૂરી પાડે છે. સમાજશાસ્ત્ર સામાજિક સંસ્થાઓ અને સંગઠનોનું અધ્યયન કરે છે.

**(૧૧) માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર (Psychology and Education)**

શિક્ષણશાસ્ત્ર એક આદર્શદર્શક (Normative) વિજ્ઞાન છે. તે શિક્ષણના ઉદ્દેશ્યોનું નિર્ધારણ કરે છે. તે વિદ્યાર્થીની શક્તિઓનો વિકાસ અને સમાજને ઉપયોગી તથા પોતાની જાતને સુસમાયોજિત (well adjusted) કરી શકે તેના ચારિત્ર્યનું ઘડતર કરવાનું સુયોગ્ય જ્ઞાન આપે છે. શિક્ષણ વ્યક્તિનો માનસિક વિકાસ કરવાનું અને તેના વ્યવહારનું નિયંત્રણ અને ઉચિત પરિવર્તન કરી તેનું સામાજિક વાતાવરણમાં સમાયોજન કરવાનું સાધન

છે. શિક્ષણકળા જ્યા સુધી માનસનુ નિયંત્રણ કર્તી નિયમોનુ જ્ઞાન ન થાય ત્યા સુધી શિક્ષકને સારી સફળતા અપાવી શકતી નથી. જેથી શિક્ષણશાસ્ત્રે માનસશાસ્ત્રનો આધાર લેવો આવશ્યક છે શિક્ષણ માનસશાસ્ત્ર (Educational psychology) સામાન્ય માનસિક નિયમો શિક્ષણની વ્યાવહારિક જરૂરિયાતોમા લાગુ કરે છે તે શિક્ષણને માનસશાસ્ત્રીય રીતે વ્યવસ્થિત બનાવે છે શિક્ષણમા અધ્યાપક અને વિદ્યાર્થી એમ બે વ્યક્તિ કાર્ય કરે છે. શિક્ષક વિદ્યાર્થીની જ્ઞાનગ્રહણશક્તિ તથા અન્ય આવશ્યક બાબતો ધ્યાનમા લીધા સિવાય શિક્ષણ આપે છે તો તે સારી સફળતા મેળવી શકતા નથી, કારણ કે મનુષ્યની વિભિન્ન અવસ્થાઓમા વિભિન્ન લક્ષણો હોય છે. શિક્ષક તેના લક્ષણો તથા વર્તન વગેરે બાબતોથી પૂર્ણતયા જ્ઞાત હોના આવશ્યક છે શિક્ષકે વિદ્યાર્થીની વય, ગ્રહણશક્તિ તથા તેની વિભિન્ન પ્રવૃત્તિઓ વગેરે લક્ષમા રાખવુ જોઈએ તદુપરાત માનસિક શક્તિઓનો વિકાસ કરવામાં સહાયક એવા માનસશાસ્ત્રીય નિયમોનો પણ સંમતિત હોય તે રીતે ઉપયોગ કરવો જોઇએ જેથી વિદ્યાર્થીની સ્મૃતિ, કલ્પના, વિચાર અને માનસિક શક્તિઓનો વિકાસ થાય

શિક્ષણશાસ્ત્રી (Educationalist) ને માનસશાસ્ત્રનુ જ્ઞાન હોવું આવશ્યક છે માનસશાસ્ત્ર બાળકોની જન્મજાત શક્તિઓ તેના માનસિક વિકાસના નિયમો, વાતાવરણની તેના ઉપર થતી અસરો અને તેના ચારિત્ર્ય વિગેરેનુ જ્ઞાન આપે છે વ્યક્તિનો અન્ય વ્યક્તિપર પ્રભાવ કેવી રીતે પડે છે, સામૂહિક જીવન વ્યક્તિને કેવી રીતે પ્રભાવિત કરે છે તથા શાળાનું સામૂહિક જીવન વિદ્યાર્થીના ચારિત્ર્યનિર્માણમા શો ભાગ ભજવે છે વગેર બાબતોનું જ્ઞાન આપી શિક્ષણશાસ્ત્રીને ઘણી જ મદદ કરે છે શિક્ષણશાસ્ત્રનો માનસશાસ્ત્ર સાથે નિકટતમ સબધ છે અત્યારે સસ્કારી દેશોમા વિદ્યાર્થીઓની બુદ્ધિ (Intelligence), વ્યક્તિત્વ (Personality) તથા શક્તિઓનુ ધ્યાન પૂર્વક અધ્યયન કરવામા આવે છે અને તેના આધારે શિક્ષણ આપવામા આવે છે વિકૃત માનસશાસ્ત્ર (Abnormal psychology) ના વિકાસે શિક્ષણશાસ્ત્રને ઘણી જ મદદ કરી છે ગુનેગારો, નબળા મગજના માણસો તથા અન્ય એવા માણસોને શ્રેષ્ઠ કેળવણી આપવામા આવે છે કે તેઓ સરકારી નાગરિક (Citizens) બની શકે છે આ રીતે શિક્ષણશાસ્ત્ર માનસશાસ્ત્ર ઉપર આધાર રાખે છે

## પ્રકરણ ૪

### સ્નાયુતંત્ર

**(૧) મન અને શરીરનો સંબંધ (Relation of mind and body)**

મન અને શરીર વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે તે બાબતોમાં વિભિન્ન મત છે. તેનો સંબંધ દર્શાવવા માટે ઘણા માનસશાસ્ત્રીઓએ વિભિન્ન સિદ્ધાન્તોનું પ્રતિપાદન કર્યું છે. તેમાંના આંતરક્રિયાવાદનો સિદ્ધાન્ત અને સમાંતરવાદનો સિદ્ધાન્ત મુખ્ય છે.

આંતરક્રિયાવાદ (Inreactionism) માં માનનારાનો મત છે કે મન અને શરીર વચ્ચે ઘનિષ્ઠ સંબંધ છે. તેઓ બન્ને પરસ્પર કાર્યકારણ સંબંધ ધરાવે છે. માનસિક પ્રક્રિયાઓ શારીરિક પ્રક્રિયાઓને પ્રભાવિત કરે છે અને તેવી રીતે શારીરિક ક્રિયાઓ માનસિક પ્રક્રિયાઓને પ્રભાવિત કરે છે. એટલે કે માનસિક ક્રિયા શારીરિક ક્રિયાનું કારણ હોઈ શકે છે તેવી રીતે શારીરિક ક્રિયા માનસિક ક્રિયાનું કારણ હોઈ શકે. એ સામાન્ય બાબતનો આપણે પ્રતિદિન અનુભવ કરીએ છીએ. ઉદાહરણાર્થ આપણે હસીએ છીએ કેમકે આપણે આનંદિત છીએ; આપણે રડીએ છીએ કેમકે આપણે દુઃખી કે દિલગીર છીએ. આ પ્રમાણેની મન અને શરીરની પરસ્પર ક્રિયાઓનો આપણે અનુભવ કરીએ છીએ. આ સિદ્ધાન્ત યોગ્ય નથી, કારણ કે મન અને શરીર બન્નેનું માનસશાસ્ત્ર અને શરીરશાસ્ત્રનું વિષય વસ્તુ છે. તેમના અધ્યયનના માર્ગ જુદા જુદા છે. મન અને શરીર પરસ્પર પ્રભાવિત ન કરી શકે કારણ કે તે ભિન્ન કે એકબીજાથી સ્વતંત્ર નથી. ત્યારબાદ સમાન્તરવાદના સિદ્ધાન્ત (Theory of parallelism) નું પ્રતિપાદન કરવામાં આવ્યું. આ સિદ્ધાંત આંતરક્રિયાવાદના સિદ્ધાન્તની ત્રુટિઓ દૂર કરે છે. આ સિદ્ધાન્ત પ્રમાણે આપણા જીવનના બન્ને પ્રવાહો એકબીજાથી સ્વતંત્ર રીતે સમાન્તરે [illegible] છે. એટલે શારીરિક ક્રિયાઓ તથા માનસિક ક્રિયાઓ કે જેમના કાર્ય-[illegible]ણ સંબંધની સાંકળ તેમના પોતાનામાંજ રહેલી છે તેવી બન્ને ક્રિયાઓ [illegible] ઉત્તેજના (Stimulus) થી પ્રતિક્રિયા (Response) તરફ ચાલે છે. શારીરિક પ્રક્રિયાઓ અને માનસિક પ્રક્રિયાઓ વચ્ચે કોઈપણ જાતનો

કાર્યકારણ સંબંધ નથી જેવી શારીરિક ક્રિયાથી માનસિક ક્રિયાનો ઉદ્‌ભવ થતો નથી તેમજ માનસિક ક્રિયાથી શારીરિક ક્રિયાનો ઉદ્‌ભવ થતો નથી.

માનસશાસ્ત્રીઓમાંથી મન અને શરીરનો ચોક્કસ સંબંધ બતાવતો આ એમાંથી એક પણ સિદ્ધાન્ત નથી એમ જણાવે છે. માનસિક અને શારીરિક ક્રિયાઓમાં અમુક સમાન્તર અવશ્ય છે પરંતુ તેમનું પૂર્ણતયા સ્પષ્ટીકરણ કોઈ અનુભવમૂલક સાબીતિથી કરવામાં આવ્યું નથી. તેને પરિકાલ્પનિક (Hypothetical) સૂત્રોથી પણ સમજાવી શકાય તેમ નથી. આ રીતે આ સિદ્ધાન્ત મન અને શરીરનો સંબંધ એકદમ ભેદયુક્ત હોય તેમ જણાવે છે. માનસશાસ્ત્ર આવા કલ્પના પર રચાયેલા સિદ્ધાન્તનો સ્વીકાર કરતું નથી. આંતરક્રિયાવાદનો સિદ્ધાન્ત (Theory of interactionism) સમાન્તરવાદના સિદ્ધાન્ત કરતાં થોડે ઘણે અંશે સ્વીકારવાયોગ્ય માની શકાય; કારણ કે સિદ્ધાન્તની ચોક્કસ સાબીતિઓ મળે છે અને અનુભવસિદ્ધ છે. આ રીતે આપણે જોયું કે મન અને શરીર વચ્ચે ઘનિષ્ઠ સબંધ છે. હવે આપણે તેના સાક્ષીઓ પણ જોઈએ.

સામાન્ય નિરીક્ષણથી આપણે એ જાણીએ છીએ કે બાહ્ય વસ્તુઓ કે ઉત્તેજનાઓ જ્ઞાનેન્દ્રિયો મારફત મનમાં સંવેદનાઓને જન્માવે છે. આપણે જ્ઞાનેન્દ્રિયો કે જેને બાહ્ય વસ્તુઓના ગુણોનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે છે તેનાથી બાહ્ય વસ્તુઓનું જ્ઞાન મેળવીએ છીએ. આંખથી પ્રકાશ અને અન્ય વસ્તુઓ જોઈએ છીએ, શ્રવણેન્દ્રિયથી અવાજ ગ્રહણ કરીએ છીએ, ઘ્રાણેન્દ્રિયથી સુગંધ, દુર્ગંધ જાણી શકીએ છીએ, સ્વાદેન્દ્રિયથી સ્વાદ જાણીએ છીએ અને સ્પર્શેન્દ્રિયથી ઠંડી, ગરમીનો અનુભવ કરીએ છીએ. આ રીતે જ્ઞાનેન્દ્રિયો બાહ્ય વસ્તુઓને મન પર કાર્ય કરવા માટેનાં પ્રવેશદ્વારો છે. જ્ઞાનેન્દ્રિયો દ્વારા બાહ્ય વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. જેવી રીતે બાહ્ય વસ્તુઓ જ્ઞાનેન્દ્રિયો મારફત મન ઉપર કાર્ય કરે છે તેવી રીતે મન કર્મેન્દ્રિયો અને પેશીઓ દ્વારા બાહ્ય વસ્તુઓ પર કાર્ય કરે છે. આપણી ઇચ્છાઓ આપણે પૈશિક ગતિઓ (muscular movement) થી પ્રકાશિત કરીએ છીએ. શાળામાં ઘંટ વાગતાં જ આપણે શાળામાં જઈએ છીએ. જો આપણી પેશીઓનું કાર્ય અટકી ગયું હોત તો આપણી શાળામાં જવાની ઇચ્છાને કાર્યાન્વિત ન કરી શકયા હોત અને એ જ રીતે દરેક કાર્ય માટે છે. આ પ્રમાણે મન પોતાનાં કાર્યો માટે ઇન્દ્રિયો ઉપર આધાર રાખે છે. ઇન્દ્રિયોથી તે સંવેદનાઓના રૂપે બાહ્ય વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત કરે છે અને

પેશીઓ દ્વારા બાહ્ય વસ્તુઓ ઉપર ક્રિયા કરી પોતાની ઇચ્છાઓને કાર્યાન્વિત કરે છે.

ઘણું કરીને શારીરિક રોગો મન પર ભારે અસર કરે છે. જેમકે દીર્ઘ કાલિ કે અનિદ્રાથી મન.સ્થિતિ અત્યંત ચીડિયા થઈ જાય છે. ઘણી વખત શરીર પર થયેલો ઘા પણ અસર કરે છે અને મૂર્છિત પણ કરી દે છે. જેવી રીતે શારીરિક રોગો માનસિક ક્રિયાઓ ઉપર અસર કરે છે તેમ મનની સ્થાયી પ્રસન્નતા કેટલાક શારીરિક રોગોનું નિવારણ પણ કરી શકે છે. આ રીતે આપણે સામાન્ય નિરીક્ષણથી એ નિષ્કર્ષ પર પહોંચ્યા કે મન અને શરીર વચ્ચે ઘનિષ્ઠ સંબંધ છે. હવે આપણે એ નિષ્કર્ષની પુષ્ટિની શાસ્ત્રીય બાબતો જોઈએ.

રોગશાસ્ત્ર (Pathology) ના અધ્યયનથી માલુમ કરી શકીએ છીએ કે મગજના વિવિધ ભાગો [ દષ્ટિસંબંધી (Visual). શ્રવણ સંબંધી (Auditory) ] ચેતના (Consciousness) ના વિભિન્ન પ્રકારો સાથે સંબંધિત છે, અને તેથી મગજના વિશિષ્ટ ભાગોની અવ્યવસ્થિત દશાથી તેમને સંબંધિત ચેતનાના પ્રકારની ક્ષતિ થાય છે. શરીરક્રિયાવિજ્ઞાન (Physiology) શરીરનાં અંગોનાં કાર્યનું વિજ્ઞાન છે. તે જણાવે છે કે પશુઓનાં મગજને ઉત્તેજના આપી આપણે તેમની વિશિષ્ટ પેશીઓને કાર્યાન્વિત કરી શકીએ છીએ. તે ભાગોનો વિચ્છેદ કરી અસ્થાયી રૂપે વિકૃત કરી શકીએ છીએ. અર્થાત્ તેમનું કાર્ય અટકાવી શકીએ છીએ. આ પ્રમાણે મગજના કોઈ ભાગને કાપીને ઇન્દ્રિય વિકૃત કરી શકાય છે અને સંવેદના રોકી શકાય છે.

આ પ્રમાણે રોગશાસ્ત્ર, શરીરક્રિયાશાસ્ત્ર તથા સામાન્ય નિરીક્ષણ વિગેરેની મદદથી આપણે જાણી શક્યા કે મન અને શરીરનો ઘનિષ્ઠ સંબંધ છે. ચેતના અને સ્નાયુતંત્ર (Nervous system) એક સાથે કાર્ય કરે છે અને પરસ્પર એકબીજાને પ્રભાવિત કરે છે.

આપણે જોયું કે મન અને શરીરનો ઘનિષ્ઠ સબંધ છે. તે બન્ને વચ્ચે ક્રિયા કેવી રીતે થાય છે તથા વ્યવહારનાં સાધનો શું છે તે જોવા માટે આપણે શરીરની રચનાનો થોડો અભ્યાસ આવશ્યક છે. આપણા મનમાં એ પ્રશ્નો આવે. થાય કે શરીરમાં વિભિન્ન અંગો કેવી રીતે પરસ્પર કાર્ય કરે છે. તેમાં ઉત્તેજના અને પ્રતિક્રિયા કેવી રીતે થાય છે? આ બાબતો આપણે સ્નાયુ સંસ્થાનું અધ્યયન કરીશું તો સરળ રીતે સમજી શકીશું.

## (૨) સ્નાયુઓ (Nerves)

આપણે આગળ જોઈ ગયા કે વ્યક્તિ વાતાવરણ સાથે વ્યવહાર કરે છે. તેમાં વાતાવરણ આદાતાઓ (Receptors) દ્વારા મન પર કાર્ય કરે:



આકૃતિ ૧.

સ્નાયુતંત્રનું સામાન્ય દૃશ્ય: જેમાં કરોડરજ્જુ અને સ્નાયુઓ દર્શાવવામાં આવ્યા છે.

છે અને મન પેશીઓ (muscles) દ્વારા વાતાવરણ ઉપર પ્રતિક્રિયા કરે છે. આદાતાઓને બોધસ્નાયુઓ (Sensory nerves) કહેવામાં આવે છે જેમનું કાર્ય ઉત્તેજના ગ્રહણ કરી મગજમાં સ્થિત બોધકેન્દ્રો ( Sensory centers)માં પહોંચાડવાનું હોય છે. તેમને અંતર્ગામી સ્નાયુઓ (Sensory centers) કહેવામાં આવે છે. તેમની સંખ્યા કરોડોની છે. તે કરોડરજ્જુ (spinal cord) મગજનાં તથા અન્ય બોધકેન્દ્રો સાથે જોડાયેલા હોય છે બોધસ્નાયુઓ ઉત્તેજના ગ્રહણ કરે છે અને કર્મસ્નાયુઓ Motor nerves) વાતાવરણ ઉપર પ્રતિક્રિયા કરે છે. તેમને બહિર્ગામી સ્નાયુઓ (Out going nerves) પણ કહેવામાં આવે છે. તે કરોડરજ્જુ તથા મગજનાં કર્મક્ષેત્રો સાથે જોડાયેલાં હોય છે. બોધસ્નાયુ અને કર્મસ્નાયુઓ વચ્ચેનો સંબંધ અન્ય સ્નાયુઓ દ્વારા થયેલો હોય છે.

આકૃતિ ૧ માં જોતાં ખ્યાલ આવી જશે કે શરીરમાં સ્નાયુઓ એક જાળીની જેમ પથરાયેલા છે. દરેક સ્નાયુઓ પરસ્પર જોડાયેલા નથી, પરંતુ કેન્દ્રોમાં જોડાયેલા છે. મગજના નીચેના સ્નાયુઓ કરોડરજ્જુમાં મળે છે. મગજમાંથી નીકળતા સ્નાયુઓને ભાલસ્નાયુ (Oranial nerve) કહેવામાં આવે છે કરોડરજ્જુમાંથી નીકળતા સ્નાયુઓને કરોડરજ્જુના સ્નાયુ (Spinal nerve) કહેવાય છે.

### (3) સ્નાયુકોશાઓ (Neuroves)

સ્નાયુતંત્ર રક્તવાહીની (Blood vessel) ઓની મદદથી ફેલાયેલી અસંખ્ય સ્નાયુકોશાઓ (Neuroves)થી બનાવેલું છે. તેને સ્નાયુતંત્રનાં એકમ ગણવામાં આવે છે. તેની રચના કોશપિંડ (Celibody) થી થયેલી હોય છે. સ્નાયુકોશાને બે પ્રકારની શાખાઓ હોય છે તેની એક પ્રકારની શાખા કોશરેષાઓ (Dendrites) કહેવામાં આવે છે. તેને ગ્રાહીરેખાઓ પણ કહેવાય છે. Dendrite શબ્દ ગ્રીક શબ્દ Densron ઉપરથી આવેલો છે જેનો અર્થ વૃક્ષ (Tree) થાય છે. આ રેષાઓ કોશપિંડમાંથી નીકળે છે, જે શાખાઓ વૃક્ષાકાર બનાવે છે. આ રેષાઓ ઉત્તેજના ગ્રહણ કરે છે. સ્નાયુકોશાની અન્ય શાખા જે સંવેદનાને બહાર લઈ જવાનું કાર્ય કરે છે, તેને કોશાલાંગુલ (Axon) કહેવામાં આવે છે. આ કોશાલાંગુલ કરોડરજ્જુ કે મગજના કોઈ ભાગથી માંસપેશીઓ સુધી ફેલાયેલી હોય છે. તે સ્નાયુકેન્દ્રમાંથી ઉત્તેજનાઓ પેશીઓ સુધી પહોંચાડવાનું કાર્ય કરે છે. કોશાલાંગુલમાંથી નીકળતી શાખાઓને સ્પર્શી રેષા (Collaterals) કહેવામાં આવે છે સ્નાયુકોશાની રચનાનો ખ્યાલ આકૃતિ નં. ૨ જોવાથી આવી શકશે.

મજ્જારજ્જુમાંથી નીકળતી એક કર્મ-સ્નાયુકોશા. તેની શાખાઓ કોષરેષાઓ અને કોશાવાંગુલ જે માંસ પેશીમાં ગયેલું છે, જ્યાં કેટલાક ભાગોમાં વિભાજિત થઈ માંસસૂત્રો સાથે જોડાયેલું છે.




આકૃતિ ૨.

## (૪) સંધિ-સ્થળ (Synapse)

દરેક સ્નાયુકોશા સ્વતંત્ર રીતે કાર્ય કરે છે પરંતુ અન્ય સ્નાયુકોશાઓ સાથે નિકટનો સંબંધ ધરાવે છે. તે એકબીજા સાથે ઉત્તેજનાનું આદાન પ્રદાન કરે છે. સ્નાયુકોશ ઓના મિલનસ્થાનને સંધિસ્થળ (Synapse) કહેવામાં આવે છે. સ્નાયવિકધારા (Nerve Current) કે સ્નાયવિક આવેગ (Nerve impulse) ને એક સ્નાયુકોશાથી બીજી સ્નાયુકોશામાં જવાને માટે માર્ગ આવશ્યક છે અને તે માર્ગ સ્નાયુઓના પરસ્પર જોડાણથી કરવામાં આવે છે. જોડાણમાં એક સ્નાયુકોશાનો એક ભાગ એટલે કે કોશાવાંગુલ (Axon) કે સ્પર્શરેષા (Cllateral) અન્ય સ્નાયુકોશાના કોશારેષાઓ કે આહી-તંતુઓ સાથે જોડાયેલો હોય છે. (જુઓ આકૃતિ ૩) સંધિમાં કોશારેષાઓ




આકૃતિ ૩.

આદાતૃઅંગ (Receptory) હોય છે. અને કોશાવાંગુલ ઉત્તેજક અંગ (Stimulating organ) હોય છે. કોશાવાંગુલનો અંત ભાગ આદાતૃઅંગ ઉત્તેજિત કરે છે. આદાતૃઅંગ ઉત્તેજના ગ્રહણ કરે છે. એ બાબત ધ્યા.

રાખવા જેવી છે કે બે સ્નાયુકોશાની સંધિ ઘનિષ્ઠ હોય છે પરંતુ એકબી-જાના પદાર્થોનું મિશ્રણ થતુ નથી પરંતુ દરેક સ્નાયુકોશા સ્વતંત્ર રૂપમાં જ રહે છે. સંધિસ્થળ પર અગત્યની ક્રિયા થાય છે. સંધિ એક જ દિશામાં ખૂલી શકે એવું દ્વાર હોય છે જેથી તે સ્નાયવિક પ્રવાહને એકમાર્ગી બનાવે છે, તથા તે ધારાને સ્વતંત્ર રીતે વહેવા દેતુ નથી. આ રીતે તે સ્નાયવિક ધારાનું નિયંત્રણ કરે છે.

**(૫) સ્નાયુકોશાઓના પ્રકાર (Types of neurones)**

સ્નાયુકોશાઓ તેમનાં કાર્યો પ્રમાણે ત્રણ પ્રકારના ગણવામાં આવે છે. પ્રથમ બોધસ્નાયુકોશાઓ (Sensory neurones). આ સ્નાયુકોશાઓ બોધેન્દ્રિયોને બોધકેન્દ્રો (Sensory Centres) સાથે જોડે. છે દ્વિતીય, કર્મસ્નાયુકોશાઓ (Motor neurones) તે કર્મકેન્દ્રોમાંથી સ્નાયવિક, ધારાને પેશીઓ તરફ લઈ જાય છે અને તૃતીય, સાહચર્ય સ્નાયુકોશાઓ (Ascosiation neurones) જે કર્મ-સ્નાયુકોશાઓ અને બોધસ્નાયુ કોશાઓને જોડવાનું કાર્ય કરે છે. આ પ્રમાણે બોધસ્નાયુકોશાઓ બોધે-ન્દ્રિયોને બોધકેન્દ્રો સાથે જોડે છે અને સ્નાયવિક ધારાઓ બોધકેન્દ્રોમાં લઈ જાય છે. અને કર્મસ્નાયુઓ આ વેગને કર્મકેન્દ્રમા લઈ જાય છે।

**(૬) સ્નાયુકોશાઓનાં કાર્ય (Functions of neurones)**

સ્નાયુઓ કોશપિંડ (Celebody) અને સ્નાયુતંતુ (Nerve fibres) ના બનેલા હોય છે. કોશપિંડ અને સ્નાયુતંતુ બન્ને પર ઉત્તેજનાની સવેદના થાય છે, તેમનામાં સંવાહકતા (Conductivity) અને ઉદ્દેષ્યના (Irrenability) ના ગુણો હોય છે. કોશપિંડો પોતાની પાસે આવેલા આવેગને પ્રબળ કરી શકે છે તેમજ તેને રોકી પણ શકે છે. એમ પણ માનવામાં આવે છે કે કોઈ કોઈ વખત તેમનું કાર્ય સ્વયં ચાલિત (Automatic) હોય છે એટલે કે કોઈ બાહ્ય ઉત્તેજના સિવાય કાર્ય કરે છે. અને ઉત્તેજના સિવાય સ્નાયુઆવેગ (Nerve impulse) સ્નાયુતંતુમાં મોકલી દે છે.

**(૭) કરોડરજ્જુ (Spinalcord)**

કરોડરજ્જુ સ્નાયુતંત્રનો એક અગત્યનો ભાગ છે જેને શરીરના રાજ્યનો પ્રધાન કહી શકીએ, તે એક દોરી જેવો-પદાર્થ છે અને તેનું સ્થાન કરો-ડસ્તંભ (Spinal column) માં છે. તેનો આંતરિક ભાગ ભૂરો છે જે સ્નાયુકોશો (Nerve cells)નો બનેલો છે અને બાહ્ય ભાગ સફેદ પદાર્થથી આવૃત્ત છે જેમાં અસંખ્ય સ્નાયુતંતુઓ છે. તેમાંના બોધકોશો અને કર્મકોશો

પોતાનાં સ્નાયુસૂત્રોથી જ્ઞાનેન્દ્રિયો (Receptors) અને પેશીઓ સાથે જોડાયેલા છે. તેમાંથી મગજમાં તેમજ શરીરમાં જતી સ્નાયુઓની એકત્રીસ જોડી છે અને તેનાથી તે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો સાથે જોડાયેલું છે. કરોડરજ્જુ પરાવર્તનક્રિયા (Reflex action)નું કેન્દ્ર ગણાય છે.

કરોડરજ્જુમાં બોધકોશો અને કર્મકોશો એવી રીતે સંબંધિત હોય છે કે બાહ્ય ઉત્તેજના મગજમાં પણ જઈ શકે છે તેમજ ત્યાં જ તેની પ્રતિક્રિયા થઈ શકે છે. બોધકોશો અને કર્મકોશો અત્યંત સમીપ સ્થિત હોવાથી અંતરગામી બોધ આવેગને કર્મસ્નાયુ (Motor nerve)માં જવાનો માર્ગ મળી જાય છે અને આ રીતે ઉત્તેજનાની તાત્કાલિક પ્રતિક્રિયાના રૂપે પરાવર્તનક્રિયા થઈ જાય છે. તે આવેગોને મગજમાં તથા અન્ય ઉચ્ચ કેન્દ્રોમાં પણ પહોંચાડવાનું કાર્ય કરે છે. આ પ્રમાણે કરોડરજ્જુ પરાવર્તન ક્રિયાઓનું નિયંત્રણ અને મગજ તથા શરીરનો બાહ્યવસ્તુઓ સાથે સંબંધ સ્થાપિત કરે છે. એટલે કે તે બાહ્ય ઉત્તેજનાઓને મગજમાં પહોંચાડે છે. કરોડરજ્જુ વિચારરહિત કે વિચારપૂર્ણ કરેલી ક્રિયાઓનું નિયંત્રણ કરે છે.

(૮) મગજ અને તેના ભાગો (Brain and its parts).

મગજના ભાગો નિમ્નલિખિત છે.

(અ) મજ્જારજ્જુ (Medulla Cblogonta)

કરોડરજ્જુની બરાબર ઉપર અને તેનાથી જોડાયેલો એક દોરી જેવો ભાગ છે જેને મજ્જારજ્જુ કહેવામાં આવે છે. તે કરોડરજ્જુનો દીર્ઘિત ભાગ છે. તે ઘણા સ્નાયુતંતુઓનો બનેલું છે. તેનો આંતરિક ભાગ ભૂરો હોય છે અને બાહ્ય ભાગ શ્વેત હોય છે. તેની રચના કરોડરજ્જુથી થોડેઘણે અંશે મળતી છે. હૃદય અને ફેફસાંમાંથી આવતા સ્નાયુઓ તેમાં મળે છે. શ્વસન અને રક્તસંચારણ ક્રિયાઓનું તે નિયંત્રણ કરે છે. મગજ અને કરોડરજ્જુનું તે જોડાણ કરે છે. કરોડરજ્જુથી મગજમાં જતાં દરેક સ્નાયુસૂત્રો તેમાંથી પસાર થાય છે. તે મગજ અને કરોડરજ્જુ વચ્ચે સંવાદકનું કાર્ય કરે છે.

(બ) મગજસેતુ (Pons Varoli)

નાના મગજ (Cerebellum)ની નીચે અને મજ્જારજ્જુની ઉપર સ્નાયુ પદાર્થોના એક સેતુ જેવું બનેલું હોય છે તેને મગજ સેતુ( Pons Varoli)કહેવામાં આવે છે. તે નાના મગજના બે વિભાગોને જોડે છે. મોટા મગજમાંથી જતા સ્નાયુતંતુઓ તેમાંથી પસાર થાય છે. આ અંગનું

મુખ્ય કાર્ય મોટા મગજને મદદ કરવાનું હોય છે. જમણા મોટા મગજના તંતુઓ પુલના ડાબા ભાગ પાસેથી પસાર થઈને શરીરના ડાબા ભાગમાં જાય છે અને મગજના ડાબા ભાગમાંથી નીકળતા સ્નાયુતંતુઓ પુલના જમણા ભાગ પાસેથી પસાર થઈ શરીરના જમણા ભાગોમાં જાય છે. મોટા મગજના વામ ગોળાર્ધ (Hemisphere)માં વાગવાથી શરીરના દક્ષિણ ભાગની પેશીઓ સ્થંભિત થઈ જાય છે અને તેના દક્ષિણ ગોળાર્ધમાં વાગવાથી શરીરના વામ ભાગની પેશીઓ સ્થંભિત થઈ જાય છે. તેનું કારણ પણ એ જ છે.

## (૬) નાનું મગજ (Cerebellum)

નાનું મગજ મોટા મગજના પાછળના ભાગમાં આવેલું હોય છે અને ઘણું કરીને તે મોટા મગજથી ઢંકાયેલું હોય છે. તે સેતુદ્વારા એક તરફ મોટા મગજ સાથે અને બીજી તરફ મજ્જારજ્જુ સાથે જોડાયેલું છે. તેના બે ખંડો (Lobe) હોય છે જેના સ્નાયુ કોશોથી બનેલા ભૂરા પાતળા પડથી આચ્છાદિત સફેદ સ્નાયુસૂત્રો હોય છે. તે તેમાં આવતી અને તેમાંથી જતી સ્નાયુકોશાઓથી મોટા મગજ, તેનાં મિશ્ર કેન્દ્રો (Louer centres) અને કરોડરજ્જુ સાથે જોડાયેલું છે, તેનું કાર્ય પેશીઓના કાર્યમાં મદદ કરવાનું છે. તે કર્મકોશાઓમાં જતા સંદેશ એ રીતે સંગઠિત કરે છે કે જટિલ કાર્ય પેશીઓ એક સાથે મળી કરી શકે. આ રીતે શરીરમાં ઉદ્ભૂત ગતિઓનું યોગ્ય સંગઠન (Co-ordination) કરે છે. તે વિચિત્ર ઉત્તેજનાઓમાં સંબંધ સ્થાપિત કરે છે. તે શારીરિક ક્રિયાઓનું સંતુલન કરે છે. આપણી ક્રિયાઓ જેવી કે બોલવું, ચાલવું, બેસવું વગેરેનું સંતુલન તે જ કરે છે.

## (૯) મોટું મગજ (Cerebrain)

માણસના મગજનો આ મોટામાં મોટો ભાગ છે. માણસની ખોપરીનો મોટામાં મોટો ભાગ તેણે ઘેરેલો છે. એક તરફથી પૃથક્ કરાયેલા બે ગોળાર્ધો હોય છે અને તેને દક્ષિણ અને વામ ગોળાર્ધો (Hemispheres) કહેવામાં આવે છે. ઘણે ભાગે તેમાંનો વામગોળાર્ધ શરીરના દક્ષિણ ભાગો સાથે અને દક્ષિણ ભાગ શરીરના વામ ભાગો સાથે ઘણા સ્નાયુઓદ્વારા જોડાયેલા હોય છે. મગજના ગોળાર્ધો અવ્યવસ્થિત રીતે અને એકદમ નજીકનજીક ગોઠવાયેલી સ્નાયુકોશાઓથી પૂર્ણ રીતે ભરેલા છે. તે ભૂરા અને સફેદ પદાર્થના બનેલા છે તેમાં સફેદ પદાર્થ ભૂરા પદાર્થથી આવૃત હોય છે. તેનાં વિભિન્ન




આકૃતિ ૪.

મગજ અને કરોડ રજ્જુનુ સાધારણ દૃશ્ય,

ક્ષેત્રો બોધસ્નાયુઓ અને કર્મસ્નાયુઓનાં બનેલા છે. સ્નાયુકોશો ભૂરા પદાર્થના બનેલા છે જે મગજનું બોધક્ષેત્ર કે બોધાધિષ્ઠાન (Sensory area) અને કર્મક્ષેત્ર કે કર્માધિષ્ઠાન (Motor area) બનાવે છે. સ્નાયુરેષાઓ (Nervefibres) સફેદ પદાર્થની બનેલી હોય છે. બોધક્ષેત્રો કે જેમાં દરેક પ્રકારનાં સંવેદનો અનુભવાય છે તે રોલાન્ડો (Rolando) ની તરડ કે તડ (Fissure)ના બરાબર પાછળના ભાગમાં સ્થિત છે. આ ભાગમાંથી સ્નાયુતંતુઓ મગજનાં અન્ય બોધક્ષેત્રો તથા કર્મક્ષેત્રોમાં જાય છે. રોલાન્ડો (Rolando) નો પ્રદેશ દરેક શારીરિક ગતિઓ (Movement) નુ નિયંત્રણ કરે છે.

મોટું મગજ કાર્યોનાં ઉચ્ચ સ્વરૂપોનું નિયંત્રણ કરે છે. તે શરીરનો શાસક છે. ચેતનાની બાબતમાં સ્નાયુતંત્રના અન્ય કોઈ ભાગ કરતાં તેનું સ્થાન અગત્યનું છે. સ્મૃતિ અને સંવેદના તેના ઉપર આધારિત છે. ઉદાહરણાર્થે આપણી આંખમાં રેટીના ઉપર કંઈ થયું હોય તો અથવા તો રેટીના અને મગજના સંબંધક માર્ગમાં કંઈ થયું હોય તો આપણે આંધળા થઈ એ છીએ. પરંતુ જ્યારે મગજનો પશ્ચખંડ (Occipital lobe) ગુમાવે એટલે કાઢી લેવામાં આવે તો ફક્ત આંધળા જ નહિ પરંતુ દૃષ્ટિક સ્મૃતિ (*Visual Occipital lobe*

memory) પણ નષ્ટ પામે છે. તેમાં વિભિન્ન બોધકેન્દ્રો હોય છે જેનાથી આપણે વિભિન્ન સંવેદનાઓ અનુભવી શકીએ છીએ. મગજના કર્મવિભાગનું અવ્યવસ્થિતપણું કે તેનો નાશ મગજના પૈશિકગતિઓ કે પેશીઓ પરના કાબુનો પણ નાશ થાય છે. કર્મકેન્દ્રો આ રીતે પૈશિક (Muscular) ગતિઓ કે ઐચ્છિક ક્રિયાઓ પર નિયંત્રણ કરે છે. તે સ્મરણ, વિચાર, નિર્ણય વગેરે કરવાની શક્તિ પ્રદાન કરે છે. તેને પ્રજ્ઞાધિષ્ઠાન (Seat of intellect) કહેવામાં પણ આવે છે. મગજનાં બોધક્ષેત્રો ઇન્દ્રિયોદ્વારા બોધ આવેગો (Sensory impulses) ગ્રહણ કરે છે અને કર્મક્ષેત્રો પેશીઓ દ્વારા કર્મઆવેગો (Motor impulses) ને બહાર મોકલે છે. મગજમાં કેટલાંક સાહચર્યક્ષેત્રો (Association centres) હોય છે. આ રીતે તેના વિભિન્ન ભાગો ચેતનાના પ્રકારો સાથે સંબંધિત છે.

**(૯) મગજનાં બોધક્ષેત્રો અને કર્મક્ષેત્રો (Sensory area and motor areas of the brain).**

આપણે મગજમાં જોઈશું તો માલુમ પડશે કે તે અત્યંત ખાડાટેકરા ઓવાળું છે. મોટા મગજના ગોળાર્ધો ચાર ભાગોમાં વિભાજિત છે. કપાળના આગળના ભાગમાં મગજના સામેના ભાગથી માધ્યમિક તરડ (Central-




આકૃતિ ૫.
મગજના ખંડો અને ક્ષેત્રો

Fissure) સુધીના વિસ્તૃત ભાગને અગ્રખંડ કે ભાલખંડ (Frontal lobe) કહેવામાં આવે છે. કેન્દ્રીય તરડની પાછળથી શરૂ થઈ મગજના પાછળના ભાગમાં સ્થિત પશ્ચાતખંડ (Occidital lobe) સુધીના ભાગને

પાર્શ્વખંડ ( Pariatal lobe ) કહેવામાં આવે છે. સીલ્વીયસ ( Silvius ) ની તરડની નીચે શંખખંડ ( Temporal lobe )નું સ્થાન છે. સિલ્વીયસની તરડ શંખખંડને અગ્રખંડથી જુદો કરે છે. ( જુઓ આકૃતિ ૫. ) મગજના આ ખંડો અલગ ઇન્દ્રિયના રૂપમાં નથી, તેઓ અવિચ્છિન્ન છે.

મગજના આ પ્રમાણેના વિભિન્ન વિભાગોનું અધ્યયન કરવામાં અમુક રીતિઓનો ઉપયોગ કરવામાં આવે છે જે જાણવી આવશ્યક છે.

(૧) મગજના ભાગનું ઉચ્છેદન ( Extirpation ) કરી તેનાથી પશુ કે મનુષ્યના વ્યવહારમાં થતાં પરિવર્તનો જોવામાં આવે છે. અને નક્કી કરવામાં આવે છે કે મગજનો અમુક ભાગ નહિ હોવાથી તેની અમુક શક્તિ અશક્ય હોય છે. આ પદ્ધતિને ઉચ્છેદન પદ્ધતિ ( Method of extir pation ) કહે છે. (૨) તેવી જ રીતે મગજના આકસ્મિક નષ્ટ થયેલા ભાગવાળા મનુષ્યનું પણ અધ્યયન કરવામાં આવે છે. તેની અવ્યવસ્થિત માનસિક ક્રિયાઓનું નિરીક્ષણ કરવામાં આવે છે. આ રીતે રોગીનું નિરીક્ષણ કરી તેના મગજનુ અધ્યયન કરવામા આવે છે તેને રોગ વૈજ્ઞાનિક પરિવર્તનની અધ્યયન પદ્ધતિ ( Method of stading Pathological changes ) કહેવામાં આવે છે. (૩) મનુષ્ય કે પશુને મગજના ખુલ્લા ભાગથી સાધારણ વિદ્યુતથી ઉત્તેજન આપવામાં આવે છે અને જોવામાં આવે છે કે તે શું કાર્ય કરે છે. આ પદ્ધતિને ઉત્તેજન પદ્ધતિ ( Methed of Stimulation ) કહેવામાં આવે છે. આ પ્રમાણે વિવિધ રીતોથી મગજના વિવિધ ભાગોની ક્રિયાઓનું સ્થાન નિર્ધારણ ( Locatisation ) કરી શકાય છે.

હવે આપણે મગજના વિવિધ ભાગોમાં શાં શાં કાર્યો થાય છે તે જોઇએ. કેટલાક મસ્તિક સામુદ્રિક શાસ્ત્રીઓ ( Phrenologists ) જણાવે છે કે ચેતનાના દરેક પ્રકારોનું ત્વચા ( Cortex ) માં નિશ્ચિત સ્થાન છે. મસ્તિષ્કસામુદ્રિકસિદ્ધાન્તના પ્રતિપાદનકર્તા ગોલ હતા. (ખોપરીના બાહ્ય આકાર પ્રકારનું નિરીક્ષણ કરી માનસિક અને ચારિત્રિક વિશેષતાઓનું અધ્યયન કરવું તે સિદ્ધાન્ત મસ્તિષ્કસામુદ્રિકસિદ્ધાન્ત કહેવામાં આવે છે.) પરંતુ આ સિદ્ધાન્ત લોકપ્રિય બન્યો નહિ, અત્યારે તો ઉપરોક્ત પદ્ધતિઓથી સંશોધન થાય છે.

મોટા મગજના વિભિન્ન ભાગો વિભિન્ન કાર્યો સાથે સંબંધિત છે. (૧) દૃષ્ટિ અધિષ્ઠાન (Visual area) પશ્ચાતખંડમાં આવેલું છે અને તે

પ્રમુખ દૃષ્ટિકેન્દ્ર છે તે દૃષ્ટિસંવેદનાઓનુ સ્થાન છે. તે દૃષ્ટિસ્નાયુઓથી દૃષ્ટિઅંગો સાથે જોડાયેલું છે. (૨) શ્રવણાધિષ્ઠાન (Auditory area) શંખખંડમાં જ્યાં તે સિલ્વીયસની તરડમાં પ્રવિષ્ટ છે ત્યાં નાના સરખા ભાગમાં આવેલું છે, તે બોધતંતુ અને સંદેશ પ્રસારક તંતુઓથી શ્રવણેન્દ્રિયે સાથે જોડાયેલુ છે તે શ્રવણ સંવેદનાઓનુ ક્ષેત્ર છે (૩) ઘ્રાણઅધિષ્ઠાન (Olfactory area) તથા સ્વાદઅધિષ્ઠાન (Gustatory area) નું સ્થાન બરાબર નક્કી કરી શકાયુ નથી પરંતુ ધારવામાં આવે છે કે તેમનુ સ્થાન શ્રવણાધિષ્ઠાનની નજીકમા છે (૪) સ્પર્શસંવેદનાધિષ્ઠાન (Somesthetic area) નુ સ્થાન ચેષ્ટાધિષ્ઠાનની બરાબર પાછળ આવેલુ છે. તે પશ્ચમાધ્યમિક ઘડી (Post central Gyrus) પર આવેલું છે આ પ્રદેશ શરીરની સંવેદનાઓ કે ત્વચા અને પેશીઓની સંવેદનાનુ મુખ્ય ત્વક્ષીય કેન્દ્ર (Cortical centre) છે. તે સ્પર્શ સ્નાયુઓદ્વારા ત્વચા સાથે જોડાયેલું છે તથા બોધસ્નાયુઓદ્વારા પેશીમા આવેલી ઇન્દ્રિયો સાથે જોડાયેલુ છે તે પૈશિક કે ગતિ સંવેદનાઓ (Motor Sensation) તથા સ્પર્શ સંવેદનાઓ (Cutunious Sensation)નુ અધિષ્ઠાન છે તેમા શરીરના ઉચ્ચતમ અંગો તેના નીચેના ભાગથી જોડાયેલા હોય છે અને શરીરના નિમ્ન અંગો તેના ઉચ્ચ ભાગ સાથે જોડાયેલાં હોય છે. (૫) ચેષ્ટાધિષ્ઠાન (Motor area)નુ સ્થાન માધ્યમિક તરડ (Central fissure) ની બરાબર સામે જ છે. પૂર્ણ ગતિ ક્ષેત્ર (Motor area)મા આ ભાગ સિવાય અન્ય ભાગ પૂર્વચેષ્ટાધિષ્ઠાન જે ચેષ્ટાધિષ્ઠાનની આગેનો ભાગ છે તે પણ સમિલિત છે. તદુપરાંત સુષુમ્નામાં આવેલાં નિમ્ન ગતિ કેન્દ્રો સાથે પણ સંબધિત છે. ચેષ્ટાધિષ્ઠાન ઐચ્છિક ક્રિયાઓનુ અધિષ્ઠાન ગણાય છે. ચેષ્ટાધિષ્ઠાનની ઉત્તેજનાથી થતી ગતિઓ અધિક જટિલ નથી હોતી પરંતુ પૂર્વ ચેષ્ટાધિષ્ઠાનની ઉત્તેજનાથી થતી ગતિઓ અધિક જટિલ હોય છે. ચેષ્ટાધિષ્ઠાનનો નિમ્નતમ ભાગ શરીરના ઉચ્ચતમ ભાગો સાથે અને તેનો ઉચ્ચતમ ભાગ શરીરના નિમ્નતમ ભાગો સાથે જોડાયેલો છે એટલે કે ચેષ્ટાધિષ્ઠાનનો ઉપરનો ભાગ પગની પેશીઓ સાથે જોડાયેલો છે અને તેનો નીચેનો ભાગ ચહેરાની પેશીઓ સાથે જોડાયેલો છે (૬) તદુપરાંત કેટલાક અન્ય ક્ષેત્ર છે જેમનું સ્થાન અગ્રખંડ, પાર્શ્વખંડ અને પશ્ચાતખંડનાં બોધાધિષ્ઠાનોની મધ્યમાં છે જેને સાહચર્ય ક્ષેત્રો (Association area) કહેવામાં આવે છે તેમનું કાર્ય જુદાં જુદાં બોધક્ષેત્રોની ક્રિયાઓ તથા કર્મક્ષેત્રોની ક્રિયાઓનું સંયોજન કરવાનું છે. તેને ઉચ્ચ માનસિક ક્રિયાઓ જેવી કે સંકલ્પ, તર્ક વગેરેનું ક્ષેત્ર ગણવામાં આવે છે

## (૧૧) સ્વતંત્ર સ્નાયુતંત્ર (Autonomic nervous system)

સ્નાયુતંત્રના આપણે જે ભાગો જોઈ ગયા તે ઉપરાંત એક બીજો ભાગ છે જે માધ્યમિક સ્નાયુતંત્ર સાથે આંશિક રૂપે જોડાયેલો છે. અને આંશિક રીતે સ્વતંત્ર છે. આ સ્નાયુતંત્રને સ્વતંત્ર સ્નાયુતંત્ર કહેવામાં આવે છે. તે ઐચ્છિક નિયંત્રણ (Volantary control) થી સ્વતંત્ર રીતે કાર્ય કરે છે. આ તંત્રના સ્નાયુઓ અત્યંત સૂક્ષ્મ સ્નાયુતંતુઓના બનેલા છે જે મજ્જા-રજ્જુ અને કરોડરજ્જુમાં આવેલી કોશાઓના બનેલા હોય છે. આ સ્નાયુતંત્ર શ્વસન, રક્તસંચાર વગેરે ક્રિયાઓમાં કાર્ય કરનાર સ્નાયુઓથી બનેલું છે. તેના સ્નાયુઓ આંતરડાં; ફેફસાં, હૃદય વગેરે આંતરિક અંગોમાં જાય છે.

આ સ્નાયુસંસ્થાનના ઉપરના ભાગને શિર્ષ વિભાગ (Fran'al division) કહેવામાં આવે છે. તે મજ્જારજ્જુને લાળગ્રંથીઓ ( Salivary glands) સાથે જોડે છે. તેના કેટલાક સ્નાયુઓ આમાશયમાં તથા ગ્રંથીઓમાં જાય છે તે ત્યાંની જઠરરસની ગ્રંથીઓને ઉત્તેજીત કરી જઠરરસ છોડાવે છે. કેટલાક સ્નાયુઓ હૃદયમાં જાય છે. તે તેની ગતિમાં પરિવર્તન કરવાની ક્ષમતા રાખે છે. કરોડરજ્જુના મધ્યભાગ સાથે સંબંધિત એક ભાગ છે જેને સહભાવી વિભાગ (Sympathetic division) કહેવામાં આવે છે. વક્ષસ્થળ પાસે જ સહભાવી સ્નાયુઓનું (Sympathetic nerve) ઉદ્‌ગમ સ્થાન છે. તેમનું શ્વસન ક્રિયા પર નિયંત્રણ છે, નીચેના ભાગને સેક્લ ડીવિઝન (Secral division) કહેવામાં આવે છે. આ વિભાગ કરોડરજ્જુના અર્ધભાગમાંથી નીકળતા સહભાવિ વિભાગથી આચ્છાદિત છે. સેક્લડીવીઝન કરોડરજ્જુને મલાશય, મુત્રાશય તેમજ પ્રજનનાંગોની પેશીઓ સાથે જોડે છે. તથા તેમની ક્રિયાઓને ઉત્તેજિત કરે છે.

કેટલાક પ્રગંડો (Gangtia) કરોડરજ્જુની સાથે સાથે એક પંક્તિમાં આવેલા છે તેમજ કેટલાક શરીરના અન્યભાગોમાં પણ છે. પ્રગંડ એ ઘણા સ્નાયુઓનું જુથ છે. એક હૃદયમાં સ્થિત છે. તે હૃદયના ધબકારા ચાલુ રાખવાનું કાર્ય કરે છે. એક પ્રગંડ હોજરીમાં આવેલો છે જેનો સંબંધ શ્વસન ક્રિયા સાથે છે. આ પ્રગંડો સ્નાયુઓ, પેશીઓ અને ગ્રંથીઓ સુધી પ્રસરેલા હોય છે.

સ્વતંત્ર સ્નાયુતંત્ર પેશીઓ અને ગ્રંથીઓની અનૈચ્છિક ક્રિયાઓનું નિયંત્રણ કરે છે. એટલે કે તે હોજરીની ક્રિયાઓ, હૃદયની ગતિ, અશ્રુપાતન વિગેરે ક્રિયાઓ તે પેશીઓ પાસે કરાવે છે.

# પ્રકરણ ૫

## ચેતના (Consciousness)

### ચેતનાનાં લક્ષણો (Characteristics of consciousness)

ચેતના એ એક પ્રારંભિક ગુણ (Elementary notion) છે જેથી તેની વ્યાખ્યા કરી શકાતી નથી. તેનું વિવિધ રીતે વર્ણન કરવામાં આવે છે. ઘણું કરીને તે વર્ણનો અસ્પષ્ટ ચિત્રોની જેમ જ કરી શકાય. ચેતનાના વિભિન્ન સંઘટક તત્ત્વો ગણીને તેનું વર્ણન કરી શકાય અથવા તો દ્રવ્યના ધર્મોથી તેનો ભેદ દર્શાવીને વર્ણવી શકાય. જેમકે મનનો પ્રધાન ગુણ ચેતના છે અને દ્રવ્યનો ગુણ વિસ્તાર છે. એટલે કે માનસિક પ્રક્રિયાઓ અને સ્થિતિઓનું સામાન્ય આવશ્યક અંગ ચેતના છે. ચેતનાના વિવિધ અર્થો કરી શકાય છે તે આપણે જોઈએ.

પ્રથમ. ચેતના દરેક માનસિક દશાઓ અને પ્રકૃતિઓને કહી શકાય છે. એટલે કે દરેક બૌદ્ધિક તેમજ સંવેગાત્મક કાર્યો અને સ્થિતિઓનો સમાવેશ થાય છે.

દ્વિતીય. તેના વિસ્તૃત અર્થમાં બાહ્ય વાસ્તવિકતાઓનું તત્કાળ જ્ઞાન, એટલે તેને તાત્કાલિક જ્ઞાનપ્રાપ્તિ સાથે સરખાવી શકાય. ચેતનામાં આપણે આંતરિક તેમજ વાતાવરણની ( Environmental ) પ્રત્યેક ક્રિયાઓનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ.

તૃતીય તેના સંકીર્ણ અર્થમાં આંતરનિરીક્ષણ મૂલક ( Introspec-t ve ) જ્ઞાન. આ અર્થમાં તે આત્મ ચેતના (Self consceiusness) થી સંબંધિત છે.

ચેતનાનો આપણે અહીં વિશાળ અર્થ લેવાનો છે. હવે આપણે તેનાં લક્ષણો જોઈએ.

વિલિયમ જેમ્સ (William jams) ચેતનાનાં લક્ષણો નીચે પ્રમાણે જણાવે છે.

(૧) પ્રત્યેક ચેતના કોઈ વ્યક્તિગત મનની ચેતના છે. (૨) પ્રત્યેક વ્યક્તિગત મનમાં ચેતનાવસ્થાઓ પરિવર્તનશીલ હોય છે. (૩) પ્રત્યેક

વ્યક્તિગત ચેતના અવિચ્છિન્ન છે (૪) ચેતનાને કોઈ નિશ્ચિત વિષય હોય છે. અને તે તેની ચૂંટણી કરે છે. આ પ્રમાણે તે ચેતનાનાં ચાર મુખ્ય લક્ષણો જણાવે છે. તેને આપણે ક્રમશઃ સ્પષ્ટ રીતે સમજીએ.

**(૧) "પ્રત્યેક ચેતના કોઇ વ્યક્તિગત ચેતના છે"**

ચેતનાવસ્થા કોઈ વ્યક્તિગત ચેતનામાં, મનમાં કે આત્મામાં હોય છે. કોઈ પણ વ્યક્તિગત મન, કે આત્મા સિવાય લાગણી સંભવિત નથી. વિચારો અને લાગણીઓનું અસ્તિત્વ છે, તેનું પરિવર્તન કે ક્રિયા વ્યક્તિગત જ થઈ શકે. વ્યક્તિ પોતાના વિચારો કે અનુભવો પોતેજ કરી શકે, અન્ય વ્યક્તિ નહિ.

**(૨) પ્રત્યેક વ્યક્તિગત મનમાં ચેતનાવસ્થાઓ પરિવર્તનશીલ હોય છે.**

ચેતના સદૈવ પરિવર્તનશીલ છે એટલે કે માનસિક પ્રક્રિયાઓ વ્યક્તિના મનમાં સદૈવ પરિવર્તિત થયા કરે છે. તેનો અર્થ એ નથી કે તેમનો સ્થિતિકાળ (Duration) નથી. પરંતુ એમ છે કે જે મનોદશા ગઈ તે ફરીથી તેની તેજ સ્થિતિમાં આવતી નથી. જ્યારે આપણે કોઈ વસ્તુને જોઈ રહીએ ત્યારે કોઈ સંવેદના (Sensation) થાય છે. જેમ જેમ વખત બદલાય છે તેમ તેમ સવેદનાના પ્રભાવમાં પરિવર્તન થાય છે. એટલે કે સંવેદનાનું જે ફળ પ્રથમ હોય છે તે થોડી ક્ષણ બાદ નથી હોતું તેનું કારણ એ જ છે કે આંગિક આવશ્યકતાઓ, મનઃસ્થિતિ અને લાગણીશક્તિના પરિવર્તન પ્રમાણે સંવેદનામાં પણ પરિવર્તન થાય છે. એક જ સ્થિતિમાં હોવા છતાં આપણે થાકેલા હોય ત્યારે અને પ્રફુલ્લ મનવાળા હોય ત્યારે એમ વિભિન્ન સ્થિતિમાં સંવેદના ભિન્ન હોય છે. આ રીતે ચેતના કે મનોવૃત્તિઓ પરિવર્તનશીલ હોય છે.

**(૩) "પ્રત્યેક વ્યક્તિગત ચેતના અવિચ્છિન્ન છે."**

દરેક વ્યક્તિની ચેતનામાં વિચારપ્રવાહ અવિચ્છિન્ન વહે છે. જેમ્સ ચેતનાના પ્રવાહને માનસિક જીવન સાથે સરખાવે છે; કારણ કે માનસિક જીવન પણ અવિચ્છિન્ન છે. ચેતનામાં કઈ વિભાજન નથી. તે સતત ચાલ્યા કરે છે. ચેતના બદલાતી રહે છે પણ તેનો એક અવિચ્છિન્ન પ્રવાહ વહ્યા કરે છે. જેમ્સ ચેતનાની અવિચ્છિન્નતાની બાબતમાં કહે છે કે તેના વર્ણન માટે શૃંખલા કે સાંકળ શબ્દ ઉચિત નથી. કારણકે ચેતનામાં જોડાણ કે સંધિ ક્યાંય નથી

તેનો પ્રવાહ છે. ચેતનાની અવિચ્છિન્નતાની બાબતો ચર્ચા કરવા જેવી જણાય છે. (૧) અવિચ્છિન્નતાનું નિશ્ચિત સ્વરૂપ (૨) ચેતનાની સ્થાયી અને અલ્પસ્થાયી તથા (૩) કેટલીક નામ વિનાની ચેતનાની ધારણાઓ.

(૧) ચેતના અવિચ્છિન્ન છે તો ઊંઘ કેવી રીતે સમજાવી શકાય? જેમ્સ જવાબમાં જણાવે છે કે ચેતનાને સમય અંતર (Time gap) મળવા છતાં ત્યાર બાદ પ્રથમ ચેતનાનો જ અંશ હોય તેમ લાગે છે. ઉદાહરણાર્થ જ્યારે એક જ પથારીમાં બે અભિન્ન વ્યક્તિઓ સૂતી છે અને ઘણો સમય નિદ્રા લીધા બાદ જાગતાં જ તેઓ સમજે છે કે તે નિદ્રાધીન હતા. જાગતાં જ નિદ્રા સમયે તેમના વિભાજિત થયેલા ચેતનપ્રવાહોનું સંયોજન થઇ જાય છે. આ પ્રમાણે ચેતના અવિચ્છિન્ન રહે છે.

(૨) જેમ્સ ચેતનાની સ્થાયી અવસ્થા ( Substentive state ) અને અસ્થાયી અવસ્થા (Transitive state) ની બાબતમાં જણાવે છે કે ચેતના પક્ષીજીવનની જેમ છે કે જે ઉડ્ડયન કરે છે અને સ્વસ્થપણે આવી મળે છે. સંવેદનપૂર્ણ કલ્પનાઓ કે જે અનિશ્ચિત સમયને માટે મન સમક્ષ લાવી શકાય છે તે તેનાં વિરામસ્થાનો છે અને તેમના પરસ્પર સંબંધના વિચારો ઉડ્ડયન સ્થાનો છે. સ્થાયી વિરામસ્થાનો એ ચેતન પ્રવાહનો સ્થાયી ભાગ છે અને ઉડ્ડયન સ્થાનો તેનો અલ્પસ્થાયી ભાગ છે. આ રીતે જ્યારે આપણે વિચાર કરીએ કે પુષ્પ લાલ છે તો પુષ્પ અને લાલ એ સ્થાયી છે અને 'છે' નો વિચાર એ અસ્થાયી છે.

(૩) મન સમક્ષના વિષયને હંમેશ ફ્રીંજ (Fringe) હોય છે. જેમ્સ ફ્રીંજ શબ્દ નામ સિવાયની અસ્પષ્ટ ચેતન દશાઓ પ્રત્યેના વલણ માટે વાપરે છે. તેનાં ઉદાહરણો નિમ્નાંકિત છે.

(અ) ધારો કે ત્રણ વ્યક્તિઓ ક્રમશઃ આપણને આદેશ કરે છે કે 'થોભો'! 'જુઓ'! 'ચાલો'! જો કે આપણી સમક્ષ ત્રણમાંથી એક પણ સમયે નિશ્ચિત વિષય (Object) ન હોવા છતાં પણ આપણી ચેતના ત્રણ વિભિન્ન ઈચ્છાઓમાં વહેંચાઈ ગઈ.

(બ) ધારો કે આપણે કોઈ વિસ્મૃત નામ યાદ કરવાનો પ્રયત્ન કરીએ છીએ. તે સમયની ચેતનાઅવસ્થા ચોક્કસ તે છે. તેમાં વિચ્છેદ છે પરંતુ પૂર્ણ નહિ. એ ઇરાદાપૂર્વકનું કરવામાં આવેલું અંતરકાર્ય કર્યું રહે છે. એટલે કે

જો આપણને ખોટાં નામો બતાવવામાં આવે છે તો આ ચોક્કસ અંતર તત્કાળ નકારી દેવા ક્રિયાશીલ બને છે.

(ક) આપણે કોઈ પુસ્તક વાંચ્યું કે જોયું હોય અને તેમનું આખું ચિત્ર કે વસ્તુનું પૂર્ણ રૂપ આપણા મગજમાં રહેલું હોય છે જેના ઉપર આપણે નિર્ણયો કરીએ છીએ.

(ડ) આપણે કંઈ કહેવાનો વિચાર કરીએ અને જ્યાં સુધી તે કહ્યું નથી ત્યાં આપણો ઈરાદો એ ચોક્કસ ચેતનાવસ્થા છે પરંતુ તે અસ્પષ્ટ છે. આ પ્રમાણે ફ્રીંજ આગામી સ્પષ્ટ બાબતોના પ્રવાહમાં સંધિ માધ્યમ છે.

### (૪) "ચેતનાને કોઈ નિશ્ચિત વિષય હોય છે, તે ચૂંટણી કરે છે."

ચેતના કોઈ નિશ્ચિત વિષયના સર્વભાગોમાં રસ ન લેતાં કોઈ નિયત વિભાગમાં જ રસ ધરાવે છે. તે પોતાના વિષયને ચૂટે છે અને તેના ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરે છે. જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે તે પૂર્ણ વિચાર ચેતનાનો વિષય હોય છે. ઉદાહરણાર્થ, આપણે વિચાર કરીએ કે 'ગાંધીજી એક મહાન પુરુષ હતા.' આ સમયે 'ગાંધીજી', 'મહાન પુરુષ' વગેરે ચેતનાના વિષય નથી હોતા પરંતુ ગાંધીજી એક 'મહાન પુરુષ હતા' એ પૂર્ણ વિચાર ચેતનાનો વિષય હોય છે. આ તો આપણા આંતરિક વિષયની વાત કરી, પરંતુ ભૌતિક વિષયનું પણ તેમજ છે, જેમકે આપણે 'પુસ્તક જોઈએ છીએ' તો 'પુસ્તક' ચેતનાનો વિષય છે તેના 'વિચાર' નહિ.

ચેતના વિષયની ચૂંટણી કરે છે. તે વિવિધ વિષયોમાંથી પોતાની રુચિ પ્રમાણે વિષય પસંદ કરે છે. આપણું મન બાહ્ય ઉત્તેજનાઓ પ્રતિ પ્રતિક્રિયાશીલ છે. પરંતુ પ્રતિક્રિયા તેની સહજ કે અર્જિત રુચિપર આધાર રાખે છે. જેમકે એક જ પ્રદેશની મુસાફરી કરી આવેલા ચાર આદમીઓ વિભિન્ન રીતે પોતે પોતાના અનુભવોનું વર્ણન કરશે તેમજ તેમની સમક્ષ વસ્તુઓનો જથ્થો મૂકવામાં આવે તો દરેક જુદી જુદી વસ્તુઓ પોતાની વ્યક્તિગત રુચિ પ્રમાણે પસંદ કરશે.

### (૫) ચેતનાની એકતા અને અવિચ્છિન્નતા (Unity and continuity of Consciousness)

ચેતનાની અવિચ્છિન્નતા જાણવા માટે યથાર્થ આંતરનિરીક્ષણ (Introspection) એક યોગ્ય સાધન છે. ચેતનાની અવિચ્છિન્નતા માટે જુદા જુદા માનસશાસ્ત્રીઓ જુદી જુદી રીતે વર્ણન કરે છે. જેમ્સ મનને

ચેતનાનો પ્રવાહ કહે છે. વોર્ડ તેને ચેતન અખંડ ધારા (Consciousness continurs) કહે છે. ઘણી માનસિક ક્રિયાઓ કે મનોવ્યાપારોના સમૂહને ચેતના કહેવામાં આવે છે. પરંતુ તે સમૂહ અસંબદ્ધ કે છુટી છવાઈ ક્રિયાઓનો નહિ પરંતુ એક મનોવ્યાપારથી બીજે મનોવ્યાપાર અનુસન્ધાનથી જ ચાલતો હોય. એટલે કે એક પ્રવાહના રૂપે ચાલતા હોય તેને ચેતના કહેવામાં આવે છે, જેમ્સ જણાવે છે કે ચેતનાનું વર્ણન આપણે શ્રૃંખલાથી કરી શકીએ નહિ કારણ કે તેની કડીઓ વિસક્ત હોય છે. પોતાનો તો એક નિરંતર અસ્ખલિત પ્રવાહ વહે છે. તે માનસિક જીવનને ચેતનાનો પ્રવાહ કહે છે. ચેતનાનું સાચા સ્વરૂપનું વર્ણન નદીનું રૂપક આપી કરી શકાય. જેવી રીતે નદીમાં એકબીજાથી મળીને એક અસ્ખલિત પ્રવાહ બનાવે છે. મનુષ્યની ઘણી મનોવૃત્તિઓ હોય છે પરંતુ તેમાં એકતા અને અવિચ્છિન્નતા રહેલી છે. સ્ટાઉટ ચેતનાની એકતા બાબતમાં કહે છે કે “આપણા ચેતન જીવનના આંશિક ઘટકો ચેતનાના સ્વભાવથી જુદી હોય તેવી કોઈ વસ્તુથી પૃથક્ કરી શકાતા નથી. તે એક ટાપુને અન્ય ટાપુથી મધ્યવર્તી સમુદ્ર અને સંગીતનો એક સ્વર બીજા સ્વરથી મૌન અવકાશ દ્વારા જેમ છૂટા કરવામાં આવે છે તેવી રીતે જુદી કરી શકતા નથી. કોઈ નિશ્ચિત સમયે જે કોઈ ઘટક ચેતનાની અવસ્થામાં પ્રવિષ્ટ થાય છે તે તત્ક્ષણ પરસ્પર સંલગ્ન થઈ જાય છે. આ પ્રમાણે યાંત્રિક અવસ્થાઓ હોય છે.

સંપૂર્ણ ચેતનાપ્રવાહ સામાન્ય રીતે વિવિધ મનોવ્યાપારોના અનુક્રમ પ્રમાણેના સંયોજનથી બનેલો છે. જેમાંના દરેકમાં એક વિશિષ્ટ અવિચ્છિન્નતા (Special continuity) હોય છે. તથા દરેકનો આદિ, વૃદ્ધિ અને અંત હોય છે. આ વિશિષ્ટ અવિચ્છિન્નતા મનોવ્યાપાર પ્રાપ્ત થતાં સુધી રહે છે. અને તેનો અંત પ્રાપ્ત થતા સુધીની અવસ્થાઓ અપૂર્ણ હોય છે. દરેક મનોવૃત્તિ પોતાના સ્વભાવાનુસાર આગળ જવાના પ્રયત્નમાં હોય છે. અન્ય મનોવૃત્તિ આવી જાય છે તો તે વિગત મનોવૃત્તિના ખંડિત ભાગથી સંલગ્ન થઈ કાર્ય શરૂ કરે છે. ઉદાહરણાર્થ, આપણે કોઈ વ્યક્તિ સાથે વાતચીત કરી રહ્યા છીએ. એટલામાં થોડા સમય માટેનું અચાનક કામ આવી જાય છે તો આપણે સામેની વ્યક્તિને બેસાડી વાત અધૂરી મૂકી અન્ય કાર્ય માટે જઈએ. તે કાર્યની પૂર્ણાહુતિ બાદ આવીએ છીએ તો જ્યાંથી વાત અધૂરી રહી ત્યાંથી ફરીથી શરૂ કરીએ છીએ. આ પ્રમાણેની ચેતનાની સામાન્ય એકતા અને અવિચ્છિન્નતાને સ્ટાઉટ (Stout) પ્રયોજનાત્મક એકતા અને

અવિચ્છિન્નતા (Conative-unity aud continuity) કહે છે. આ ચેતનાના પ્રવાહની સામાન્ય અવિચ્છિન્નતાનું એક વિશિષ્ટ રૂપ છે.

### (૬) ચેતનાનાં સ્તરો (Levels of consciousness)

ચેતનાના પૂર્ણક્ષેત્રનું ત્રણ વિભાગોમાં વિભાજન કરવામાં આવે છે. ચેતનાનું કેન્દ્ર (Focus of consciousness), ચેતનાનો સીમાપ્રદેશ (Margin of consciousness) અને અધોચેતન (The subconscious). (૧) ચેતનાના ક્ષેત્રનો અગત્યનો ભાગ ચેતનાનું કેન્દ્ર ગણાય છે. તેમાં વસ્તુની એકબીજાથી વિભક્ત સ્પષ્ટ ચેતના હોય છે. તેને ધ્યાનનું ક્ષેત્ર પણ કહેવામાં આવે છે. આ વિભાગ વસ્તુઓની સ્પષ્ટ અને વિભક્ત ચેતનાથી પૂર્ણ હોય છે. આ પ્રદેશથી દૂર પડતાં વસ્તુનાં અંકનો અસ્પષ્ટ હોય છે અને જે નજીક હોય છે તે વસ્તુનાં અંકનો સ્પષ્ટ હોય છે. તેમાં મનોવ્યાપારો અધિક તીવ્ર હોય છે. આપણે જે જે વસ્તુઓ સ્પષ્ટ રીતે જોઈએ છીએ તે વસ્તુઓ આપણી ચેતનાના પ્રદેશમાં કેન્દ્રમાં સ્પષ્ટ અને અન્ય વસ્તુઓથી ભિન્ન હોય છે. કેન્દ્રીય ચેતના એકદમ સુસ્પષ્ટ હોય છે

(૭) ચેતનાનો સીમા પ્રદેશ (Margin of consciousness) ચેતનાના કેન્દ્રની આજુબાજુ આવેલો હોય છે. તેને અનવધાનનું ક્ષેત્ર (Field of inattention) પણ કહેવામાં આવે છે. જ્યારે આપણે કોઈ વસ્તુ જોઈએ છીએ ત્યારે તેની આજુબાજુની વસ્તુઓ ચેતનાના સીમાપ્રદેશમાં હોય છે. આપણે આજુબાજુની વસ્તુઓથી પૂર્ણતયા અજ્ઞાત હોતા નથી. પરંતુ આપણને તેમનું જે જ્ઞાન હોય છે તે અસ્પષ્ટ હોય છે. આ વસ્તુઓ ચેતનાના સીમાપ્રદેશમાં જે અંકનો છોડી જાય છે તેમને સીમાવર્તી અંકનો (Marginal impressons) કહેવામાં આવે છે.

આ પ્રદેશ અજ્ઞાત વસ્તુઓથી ચેતનાનું ક્ષેત્ર છે. આ પ્રદેશમાં વસ્તુ ચેતના સમક્ષ હોવા છતાં અસ્પષ્ટ અને ધૂંધળી માલુમ પડે છે. જ્યારે કોઈ વસ્તુ જોવામાં આવે છે ત્યારે તે જ વસ્તુના વિભિન્ન ભાગો કે જેની તે બનેલી છે તે અચેતનાના પ્રદેશમાં અસ્પષ્ટ હોય છે અને તે ચેતનાનો સીમાપ્રદેશ છે. ઉદાહરણાર્થ આપણે કોઈ પુસ્તકનું પાન જોઈ રહ્યા છીએ તો આપણે તે પાનમાં છાપેલા જુદા જુદા અક્ષરોથી પૂર્ણ તથા વાકેફ હોતા નથી પરંતુ આપણે તે કાગળમાં છપાયેલા અક્ષરોના એકમ તરીકે પૂર્ણ પૂર્ણથી વાકેફ હોઈએ છીએ આપણે જ્યારે તે કાગળ જોઈએ છીએ ત્યારે તે

કાગળનું સ્વરૂપ આપણી ચેતનાના કેન્દ્રમાં હોય છે. તેમાં છપાયેલા અક્ષરો પ્રતિ ધ્યાન હોય છે પરંતુ તેમનું અસ્પષ્ટ જ્ઞાન હોય છે. તે ચેતનાના કેન્દ્રની આછી પૃષ્ઠભૂમિ તૈયાર કરે છે. ચેતનાનો સીમાપ્રદેશ ચેતના કેન્દ્રની આજુબાજુ વ્યાપ્ત છે. ચેતનાકેન્દ્રથી તેને વિભક્ત કરનાર કોઈ વિભાજક રેખા નથી. બન્ને એક છીપની નજીક છે એટલે કોઈ વસ્તુ એક ક્ષણે સીમામાં હોય તે સમય મળતાં બીજી ક્ષણે કેન્દ્રમાં પ્રવેશ કરી શકે છે. આગળ આપણે જોયું કે પૃષ્ટ જોતી વખતે તેના અક્ષરો સીમા પ્રદેશમાં હોય છે પરંતુ તે સમય મળતાં સીમાપ્રદેશ છોડી ચેતનાકેન્દ્રમાં પ્રવિષ્ટ થઈ શકે છે. અને તેનું આપણને સ્પષ્ટ જ્ઞાન થઈ શકે છે. તેવી જ રીતે એક ક્ષણે જે ચેતનાના કેન્દ્રમાં છે તે બીજી જ ક્ષણે સીમાપ્રદેશમાં પણ જઈ શકે છે.

(૮) સીમાવર્તી ચેતનાના અસ્તિત્વનું જ્ઞાન (Knowledge of the existance of marginal consciousnese) આપણે એ જોયું કે સીમાવર્તી એક તો ચેતનાના કેન્દ્રની પૃષ્ઠભૂમિ તૈયાર કરે છે. તે અધિક અસ્પષ્ટ હોય છે. આપણે તેના અસ્તિત્વને કેવી રીતે જાણી શકીએ તે જ એક પ્રશ્ન છે. સ્ટાઉટ, તેમના અસ્તિત્વને બે રીતોથી જાણી શકાય છે તેમ કહે છે જે નિમ્નાંકિત છે.

(૧) સીમાવર્તી અંકનો કોઈ ક્ષણે સામુહિક રૂપે આપણી સામાન્ય દશા કે પરિસ્થિતિના જ્ઞાનના નિર્ધારણમાં ફાળો આપે છે. આપણને કેન્દ્રની આછી પૃષ્ઠભૂમિના રૂપમાં તેમનું અસ્પષ્ટ જ્ઞાન રહે છે. ઉદાહરણાર્થ આપણને તે ગંદા વાતાવરણનું અસ્પષ્ટ જ્ઞાન હોય છે. વાતાવરણનાં અંકનો સીમા પ્રદેશમાં થાય છે. તે અંકનો સામુહિક રૂપે ધીરે ધીરે તે ગંદા વાતાવરણનું જ્ઞાન આપે છે. રૂમમાં વાંચતી વખતે વાચન ચેતનાના કેન્દ્રમાં હોય છે જ્યારે રૂમનું વાતાવરણ અસ્પષ્ટ ચેતનાના પ્રદેશમાં હોય છે. સીમા પ્રદેશમાં થતાં તેનાં અંકનો કેન્દ્રીય ચેતનાને પ્રભાવિત કરે છે. તે સ્પષ્ટ ચેતનાની વસ્તુઓ માટે એક આછી પૃષ્ઠભૂમિ તૈયાર કરે છે.

દૂર કોઈ વાજિંત્ર વાગી રહ્યું છે. આ સમયે આપણું ધ્યાન અધ્યયનમાં જ હોય છે પરંતુ તેવા વાજિંત્રના સૂર આપણી ચેતનાના સીમાપ્રદેશમાં અંકન હોય છે. આપણે તેનાથી પૂર્ણ તથા અનભિજ્ઞ હોતા નથી. એકાએક વાજિંત્ર બંધ થઈ જાય છે તો આપણું ધ્યાન તત્ક્ષણ તે તરફ જાય છે. આ રીતે આપણે વાંચવામાં ધ્યાનમગ્ન હતા ત્યારે તેના સૂર આપણું ધ્યાન આકર્ષિત કર્યા સિવાય આપણી ચેતનાની સીમામાં અંકન કરી રહ્યા હતા. પરંતુ જ્યારે તેણે સીમા પ્રદેશનો ત્યાગ કર્યો કે તરત જ આપણને તેનું ભાન થયું./

**(૯) સીમાવર્તી ચેતનાનાં લક્ષણો (Characteristics of marginlal consciousness)**

સીમાવર્તી ચેતનાનાં લક્ષણો સ્ટાઉટ નીચે પ્રમાણે જણાવે છે.

(૧) સીમાવર્તી અંકનો સ્પષ્ટ ચેતનાનો ભાગ નથી હોતો.

સીમાવર્તી અંકનો ચેતનાના પૃષ્ઠ ભાગમાં હોય છે. તે કેન્દ્રમાં પ્રવેશ કરી શકતાં નથી. તે કેન્દ્રીય ચેતનાને પ્રભાવિત કરતાં હોવા છતાં કેન્દ્રીય અંકનો સાથે જોડાયેલાં હોતાં નથી. સ્પષ્ટ ચેતનાપ્રવાહનાં તે અંગ પણ નથી. આપણે વાંચતા હોઈએ છીએ ત્યારે આપણી રૂમની ઘડિયાળના ટીક ટીક અવાજથી આપણે પૂર્ણ રીતે જ્ઞાત હોતા નથી તેનું કારણ એ છે કે તેના અવાજનાં સીમાવર્તી અંકનો ચેતનાના કેન્દ્રમાં પ્રવેશ કરી આપણા ચેતનપ્રવાહમાં સંમિલિત થઈ શકતાં નથી. તે વખતે વાંચવાની ક્રિયા ચેતનાના કેન્દ્રમાં હોય છે. તે કેન્દ્રીય અંકનોમાં સંયુક્ત થઈ શકતાં નથી./

(૨) સીમાવર્તી અંકનો નિર્ણય કે માન્યતા (Gudgement or belief) ના ક્ષેત્રની બહાર હોય છે

સીમાવર્તી અંકનોની બાબતમાં આપણે કોઈ વિચાર કરતા નથી તેમજ મન ઉપરની તેમની સત્તાનો પણ ખ્યાલ કરતા નથી. આપણે કોઈ ફૂલનો છોડ જોઈએ અને આપણું ધ્યાન ફૂલો તરફ જ હોય તો આપણે કહીશું કે કેવાં સુંદર ફૂલો છે! પરંતુ એમ નહિ કહીએ કે આ છોડનાં પાન કેવાં લાંબાં છે તેને કાંટા કેટલા બધા છે. આપણે ફૂલોની બાબતમાં નિર્ણય કે નિષેધ કરીએ છીએ તેનું કારણ એ છે કે તે કેન્દ્રીય ચેતનાનો વિષય છે જ્યારે છોડનાં પાન તથા અન્ય ભાગો જે સીમાવર્તી ચેતનાનો વિષય બને છે. એ જ રીતે અગર પાન કેન્દ્રીય ચેતનાનો વિષય હોય તો ફૂલ તથા અન્ય ભાગો માટે આપણે કંઈ કહેતા નથી. આ પ્રમાણે સીમાવર્તી અં

નિર્ણય કે માન્યતાના ક્ષેત્રમાં આવતાં નથી તેમના તરફ 'લક્ષ આપવામાં આવતું નથી.

(૩) સીમાવર્તી અંકનો વાસ્તવિક ઉપલબ્ધિઓ છે.

સીમાવર્તી અંકનો કેન્દ્રીય અંકનો બની શકે છે. તેમનો સ્વભાવ છે કે ચેતનાના કેન્દ્રમાં સ્થાન મેળવવું અને તે પ્રમાણે તે કરી શકે છે. ઉદાહરણાર્થ આપણે વાંચતા હોઈએ છીએ ત્યારે નજીકમાં વાગતા રેડીઓ તરફ ધ્યાન નથી આપતા; પરંતુ વાંચવાનું બંધ કરતાં રેડીઓના અવાજ તરફ ધ્યાન જાય છે. પહેલા તે સીમાપ્રદેશમાં હતો તે ચેતનાના કેન્દ્રમાં પ્રવિષ્ઠ થયો.

(૪) સીમાવર્તી અંકનો ચેતનાના કેન્દ્રમાં પ્રવિષ્ટ થવા નિરંતર પ્રયત્નશીલ રહે છે.

સીમાવર્તી અંકનોમાં કેન્દ્રીય ચેતનામાં પ્રવેશ કરવાનું સામર્થ્ય નથી પરંતુ તે પ્રવેશ કરવા માટે નિરંતર પ્રયત્નશીલ રહે છે. આપણે ઓફિસમાં કાર્ય કરી રહ્યા છીએ જે અત્યંત આવશ્યક છે અને અચાનક આપણને ખબર મળે છે કે આપણો મિત્ર એકદમ સખત બિમાર થઈ ગયો છે. આ સમયે આપણું ઓફિસનું કાર્ય કેન્દ્રમાં છે અને માંદગીના સમાચારનાં અંકનો સીમાવર્તી પ્રદેશમાં છે. તે કેન્દ્રમાં પ્રવેશ કરવાની કોશિષ કરતાં જ હોય. આપણે ઓફિસના કાર્યથી નિવૃત્ત થયા કે તરત જ તે અંકનો ચેતનામાં પ્રવેશ કરે છે.

**(૧૦) અધોચેતન (The subconscious)**

ચેતનાના દ્વારની નીચેના સ્તરને અધોચેતન સ્તર કહેવામાં આવે છે. તે મનના એક ગુપ્ત ઓરડા જેવું છે જેમાં અનુભવોનો ભંડાર હોય છે. જે સમય આવતાં પુનર્જિવિત થાય છે. અધોચેતનનો ચેતનાના સીમા પ્રદેશ સાથે કોઈ સંબંધ હોતો નથી. ચેતનાના સીમાપ્રદેશનાં અંકનો આપણે અસ્પષ્ટ જાણી શકીએ છીએ પરંતુ અધોચેતનનાં અંકનો સ્પષ્ટ કે અસ્પષ્ટ કોઈ રીતે જાણી શકાતાં નથી. ફ્રોયડ (Freud) આ અચેતન (Unconscious) સ્તર કહે છે. તે જાણે છે કે દરેક ચેતન વિચારનું આ સ્તરમાં મૂળ હોય છે. તેનાં અંકનો ચેતનામાં પ્રવેશ કરવા સતત પ્રયત્નશીલ રહે છે. ચેતન જીવનમાં કષ્ટદાયી માલુમ પડતા સંવેગાત્મક અનુભવોને આ સ્તરમાં ધકેલી મૂકવામાં આવેલ હોય છે. તે એટલા સ્થાયવા હોય છે ત્યાં સતોષ મેળવવા માટે હંમેશાં પ્રયત્ન કરે છે. તેઓ ચેતનાનો ત્યાગ કરતા નથી

અધોચેતનના અસ્તિત્વનાં પ્રમાણ (Evidence for the existance of sub conscious)

અધોચેતનના અસ્તિત્વનાં કેટલાંક પરોક્ષ પ્રમાણ છે તે નિમ્નાંકિત છે.

(૧) સ્મૃતિ (Memory)

આપણે જે વસ્તુને જાણતા હોય, દેખી હોય, કે ગમે તે રીતે ભૂતકાળમાં તેનો અનુભવ થયો હોય તેનું જ સ્મરણ કરી શકીએ છીએ. જોયેલી અને જાણેલી વસ્તુઓ પણ મનમાથી જતી રહે તો પણ ફરીથી યાદ ન કરી શકીએ. આપણે સ્મરણ કરી શકીએ છીએ તે સાબિત કરી આપે છે કે આપણા અનુભવો ચેતનાના કોઈ ભાગમા સુરક્ષિત રહે છે જે ભવિષ્યમાં ચેતન સ્તરમાં પણ પ્રવેશ કરે છે. અને આ અતીત અનુભવો જ્યાં સુરક્ષિત રહે છે તે અધોચેતના છે. આપણા ભૂતકાળના દરેક અનુભવો અધોચેતન સ્તરમાં સુરક્ષિત રહે છે.

(૨) પ્રત્યભિજ્ઞા (Recognition)

પ્રત્યભિજ્ઞા અધોચેતન સ્તર સિવાય અસંભવ છે. તેમા પ્રત્યક્ષ જ્ઞાનનો ચેતનમાં લાવવામાં આવેલી પ્રતિમા સાથે સંયોગ હોય છે. એટલે કે પ્રત્યક્ષ અંકન પશ્ચાત્ અધોચેતન અંકન સંયુક્ત હોય છે. ઉદાહરણાર્થ આજે આપણે કોઈ માણસને મળીએ છીએ અને થોડા સમય બાદ ફરીથી મળીએ. આ બન્ને મુલાકાત વચ્ચેના સમયઅંતરમાં આપણે તે માણસની બાબતમાં લેશમાત્ર વિચાર કરતા નથી. પરંતુ જ્યારે ફરીથી મુલાકાત થાય છે તો આપણે તેને ઓળખી લઈએ છીએ. તેનું કારણ એ જ કે પ્રથમ મુલાકાત સમયના અનુભવો અધોચેતન ચિહ્ન (Subconscious truce) ના રૂપમાં તેની પશ્ચાત્ પ્રતિમા (Afterimage) રહી ગઈ હતી જેણે ફરીની મુલાકાત સમયે પ્રત્યભિજ્ઞાનો જન્મ આપ્યો.

(૩) અચાનક યાદ આવવી (Sudden recollection)

અચાનક યાદ આવવી તે પણ મનનુ અધોચેતન કાર્ય છે. સ્મરણીય વસ્તુનું જ્ઞાન અધોચેતન સ્તરમાં સુરક્ષિત હોય છે જે અચાનક યાદના રૂપે પ્રકાશિત થાય છે. ઉદાહરણાર્થ, કોઈ કોઈ સમય એવું બને છે કે આપણે કોઈ વસ્તુ કઈક મૂકીએ છીએ અને થોડા વખત બાદ જરૂર પડતાં શોધીએ છીએ, આપણને તેનુ સ્મરણ નથી રહેતું કે કયાં મૂકી છે. ઘરની બધી જ જગ્યાઓ કે જ્યાં જ્યાં તેનું હોવું સંભવિત હોય, શોધી લઈએ છીએ. પછી

આપણે કોલેજમાં વિદ્યાર્થીઓની સામાન્ય સભામાં કોઇ વિષય ઉપર ભાષણ કરવાનું હોય ત્યારે આપણે તે નિશ્ચિત વિષયને માટે યોગ્ય વિચારો કરીને એક સુંદર ભાષણ તૈયાર કરીએ છીએ. આપણા આ બધા વિચારો તે સમયે અધોચેતન સ્તરમાં પહોંચે છે. જ્યારે આપણે ભાષણ કરવા માટે મંચ ઉપર ઊભા થઈએ છીએ ત્યારે તે દરેક વિચારો અને પ્રાસંગિક બાબતો જે મનના અધોચેતન સ્તરમાં સુરક્ષિત હોય છે તે ક્રમ પ્રમાણે ચેતન સમક્ષ આવે છે. આ રીતે ચેતન અને અચેતન સહયોગથી કાર્ય કરે છે.

### (૮) સંવેગોની અધોચેતન વૃદ્ધિ (Subconscious growth of emotions)

ઘણું કરીને સંવેગોના વિકાસમાં અધોચેતન અગત્યનો ભાગ ભજવે છે. પ્રેમ, ઘૃણા વગેરે સંવેગો અધોચેતનમાં વૃદ્ધિ પામતા હોય છે પરંતુ આપણે તે વૃદ્ધિથી અજ્ઞાત હોઈએ છીએ. સંયોગોનું નિર્ધારણ ફક્ત ચેતન વિચારો કે અંકનોથી જ થતું નથી; તેમાં અધોચેતનના અદશ્ય પ્રભાવોનું કાર્ય હોય છે. આ અદશ્ય પ્રભાવોનો ચેતનામાં ભિન્ન ભિન્ન અનુભવ થતો નથી પરંતુ સમગ્ર રીતે થાય છે અને તેથી જ સંવેગો રહસ્યપૂર્ણ માલુમ પડે છે.

### (૯) સ્વપ્નો (Dreams)

મનના અધોચેતન વ્યાપારો સ્વપ્નોદ્વારા પ્રકાશિત થાય છે. સ્વપ્નોમાં આપણા અનુભવોનાં અધોચેતન અંકનો વિચિત્ર રૂપમાં દશ્યમાન થાય છે. ફ્રોઇડ (Freud) કામવાસનાઓને સ્વપ્નોનાં કારણો સમજે છે. કામવાસના (Libido) અહીંયાં વિસ્તૃત અર્થમાં લેવાનું છે. તે જણાવે છે કે અતૃપ્ત અને દબાવેલી કામવાસના (Repressed libido)ઓ મનના અધોચેતન સ્તરમાં સ્થિત હોય છે. તેમની જાગૃત જીવનમાં તૃપ્તિ થઈ હોતી નથી અને તેથી તે તૃપ્તિ માટે સતત પ્રયત્નશીલ રહે છે. કામવાસનાને તે દરેક જાતની ઇચ્છાઓ એટલે કે ફક્ત દૈહિક સહજાતયૌન પ્રવૃત્તિ નહિ પરંતુ માતૃસ્નેહ, પિતૃસ્નેહ, ભાતૃસ્નેહ વગેરે પણ સમાવિષ્ટ છે. આ દબાવેલી વાસનાઓ અધોચેતનમાં રહે છે અને તેમનું સ્વપ્નમાં પ્રકાશન થાય છે. કેટલાંક સ્વપ્નો આ અતૃપ્ત દબાયેલી કામવાસના (Ungratified repressed libido)ઓને તૃપ્તિકારક પણ હોય છે.

નિદ્રાવસ્થામાં મન પૂર્ણતયા અચેતન હોતું નથી, સ્વપ્નનું કારણ બાહ્ય ઉત્તેજના પણ હોઈ શકે છે કારણ કે મન બાહ્ય ઉત્તેજનાથી પ્રભાવિત થાય

કંટાળીને અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઈએ છીએ. બીજું કામ કરતાં કરતાં અચાનક યાદ આવી જાય છે કે અમુક સ્થાને મૂકી છે. આ કાર્ય ઘણું કરીને મનનું જ છે.

(૪) પ્રેરણા અને અચાનક નિર્દેશ (Inspiration and sudden suggestion)

કવિઓ, લેખકો વગેરે અચાનક પ્રેરણા અને નિર્દેશ પ્રાપ્ત કરે છે જેના પરિણામસ્વરૂપ તેમની સાહિત્યિક મૌલિક કૃતિઓ કહી શકે છે. તે તેમના મગજના ઊંડાણમાંથી પ્રસ્ફુરિત હોય છે એટલે કે તે અધોચેતનનાં કાર્યો છે. તે પ્રયત્ન અને ઈરાદાપૂર્વકનાં મનનાં કાર્યો નથી પરંતુ મનના અધોચેતન સ્તરમાં રહેલી શક્તિઓનું ચેતન સ્તરમાં પ્રેરણા અને નિર્દેશના રૂપે પ્રકાશન કે પરિણામ છે.

(૫ નિદ્રામાં સમસ્યાનો ઉકેલ (Solution of problems during sleep)

કોઈ વખત એવું બને છે કે આપણે કોઈ જટિલ સમસ્યાનો વિચાર કરીએ છીએ અને તેનો સાચો ઉકેલ મેળવવા પ્રયત્ન કરીએ છીએ; પરંતુ ઘણા પ્રયત્નો છતાં અસફળ રહીએ છીએ અને થાકીને સૂઈ જઈએ છીએ. પરંતુ સવારે ઊઠતાં જ એ પ્રશ્નનો ઉકેલ મન સમક્ષ આવી જાય છે. આ પ્રમાણે બનવાનું કારણ એ જ હોઇ શકે કે મનના અધોચેતન સ્તરે તેનો ઉકેલ કર્યો હોવો જોઈએ.

(૬) અર્જિત અભ્યાસ કે ટેવ (Acquired habit)

આપણી અર્જિત ટેવોનું કારણ પણ અધોચેતન જ છે કારણ કે આપણે જેટલો વખત કોઈ કાર્ય કરીએ છીએ તેની તેટલી અસરો મનના અધોચેતનમાં અંકિત થતી જાય છે. ધીરે ધીરે આ અસરોનું સંગઠન એવું બળવાન બની જાય છે કે તે મનના ચેતનસ્તર ઉપર ટેવોના રૂપે કાર્ય કરે છે જેમાં તેને ચેતના પથપ્રદર્શનની આવશ્યકતા પણ રહેતી નથી. મનનું અધોચેતન સ્તર અભ્યાસજનિત કાર્યોનું નિયંત્રણ કરે છે. આ રીતે ટેવો અધોચેતન ક્રિયાઓને સિદ્ધ કરે છે.

(૭) અધોચેતનનો ચેતન સાથે સહયોગ (Cooperation of the sub conscious with conscious)

આપણે કૉલેજમાં વિદ્યાર્થીઓની સામાન્ય સભામાં કોઇ વિષય ઉપર ભાષણ કરવાનું હોય ત્યારે આપણે તે નિશ્ચિત વિષયને માટે યોગ્ય વિચારો કરીને એક સુંદર ભાષણ તૈયાર કરીએ છીએ. આપણા આ બધા વિચારો તે સમયે અધોચેતન સ્તરમાં પહોંચે છે. જ્યારે આપણે ભાષણ કરવા માટે મંચ ઉપર ઊભા થઈએ છીએ ત્યારે તે દરેક વિચારો અને આસંગિક બાબતો જે મનના અધોચેતન સ્તરમાં સુરક્ષિત હોય છે તે ક્રમ પ્રમાણે ચેતન સમક્ષ આવે છે. આ રીતે ચેતન અને અચેતન સહયોગથી કાર્ય કરે છે.

### (૮) સંવેગોની અધોચેતન વૃદ્ધિ (Subconscious growth of emotions)

ઘણું કરીને સંવેગોના વિકાસમાં અધોચેતન અગત્યનો ભાગ ભજવે છે. પ્રેમ, ઘૃણા વગેરે સંવેગો અધોચેતનમાં વૃદ્ધિ પામતા હોય છે પરંતુ આપણે તે વૃદ્ધિથી અજ્ઞાત હોઈએ છીએ. સંયોગોનું નિર્ધારણ ફક્ત ચેતન વિચારો કે અંકનોથી જ થતું નથી; તેમાં અધોચેતનના અદૃશ્ય પ્રભાવોનું કાર્ય હોય છે. આ અદૃશ્ય પ્રભાવોનો ચેતનામાં ભિન્ન ભિન્ન અનુભવ થતો નથી પરંતુ સમગ્ર રીતે થાય છે અને તેથી જ સંવેગો રહસ્યપૂર્ણ માલુમ પડે છે.

### (૯) સ્વપ્નો (Dreams)

મનના અધોચેતન વ્યાપારો સ્વપ્નોદ્વારા પ્રકાશિત થાય છે. સ્વપ્નોમાં આપણા અનુભવોનાં અધોચેતન અંકનો વિચિત્ર રૂપમાં દૃશ્યમાન થાય છે. ફ્રૉઇડ (Freud) કામવાસનાઓને સ્વપ્નોનાં કારણો સમજે છે. કામવાસના (Libido) અહીંયાં વિસ્તૃત અર્થમાં લેવાનું છે. તે જણાવે છે કે અતૃપ્ત અને દબાવેલી કામવાસના (Repressed libido)ઓ મનના અધોચેતન સ્તરમાં સ્થિત હોય છે. તેમની જાગૃત જીવનમાં તૃપ્તિ થઈ હોતી નથી અને તેથી તે તૃપ્તિ માટે સતત પ્રયત્નશીલ રહે છે. કામવાસનાને તે દરેક જાતની ઇચ્છાઓ એટલે કે ફક્ત દૈહિક સહજાતપ્રીત પ્રવૃત્તિ નહિ પરંતુ માતૃસ્નેહ, પિતૃસ્નેહ, ભ્રાતૃસ્નેહ વગેરે પણ સમાવિષ્ઠ છે. આ દબાવેલી વાસનાઓ અધોચેતનમાં રહે છે અને તેમનું સ્વપ્નમાં પ્રકાશન થાય છે. કેટલાંક સ્વપ્નો આ અતૃપ્ત દબાયેલી કામવાસના (Ungratified repressed libido)ઓને તૃપ્તિકારક પણ હોય છે.

નિદ્રાવસ્થામાં મન પૂર્ણતયા અચેતન હોતું નથી, સ્વપ્નનું કારણ બાહ્ય ઉત્તેજના પણ હોઈ શકે છે કારણ કે મન બાહ્ય ઉત્તેજનાથી પ્રભાવિત થાય

છે અને તે પ્રભાવો સ્વપ્નના રૂપે પ્રકાશિત થાય છે. સ્વપ્ન એ આપણી જાગૃત અને નિદ્રાધિન અવસ્થાનું મધ્યવર્તી હોય છે અને તે સમયની આપણી સ્થિતિ વિશુદ્ધ ચેતન અવસ્થાની મધ્યવર્તી હોય છે.

### (૧૦) સંમોહનોત્તર નિર્દેશ (Post hypnotic suggestion)

સમ્મોહનોત્તર ક્રિયા એ અધોચેતનના અસ્તિત્વનું આકર્ષક પ્રમાણ છે. આ ક્રિયામાં સમ્મોહન કરનાર સંમોહિત વ્યક્તિને તેની તે જ સ્થિતિ હોય ત્યારે નિર્દેશ કરે છે કે કૃત્રિમ નિદ્રા (Trance)થી જાગૃત થયા બાદ સંકેત મળતાં અમુક કાર્ય કરવું. સમ્મોહિત અવસ્થામાં તો તે સમ્મોહન કર્તા (Hypnotist)ના આદેશાનુસાર કાર્ય કરે છે પરંતુ સમ્મોહનોત્તર ક્રિયામાં તે કૃત્રિમ નિદ્રાથી જાગૃત થયા બાદ કરે છે. ઉદાહરણાર્થ સમ્મોહિત વ્યક્તિને કહેવામાં આવ્યું કે કૃત્રિમ નિદ્રાથી ઊઠ્યા બાદ સંકેત મળતાં અમુક દ્વાર ખોલવું. આ કાર્ય તે બરાબર સમયસર કરે છે. કેટલીક વખત તો તેને કૃત્રિમ નિદ્રાથી ઊઠ્યા બાદ અમુક કલાકો બાદ કાર્ય કરવાનું કહેવામાં આવે છે અને તે બરાબર સમયસર કાર્ય કરે છે. આ પ્રમાણે કાર્ય કરે છે છતાં તેને કૃત્રિમ નિદ્રાવસ્થામાં ઘટેલી ઘટનાઓનો લેશમાત્ર ખ્યાલ હોતો નથી. આ પ્રમાણે કહેવામાં આવેલું કાર્ય કરવામાં તે ઉચિત કે અનુચિત કાર્યનો ખ્યાલ કરતી નથી.

### (૧૧) અચાનક પરિવર્તન (Sudden conversion)

વ્યક્તિમાં સ્વભાવ અને વિચારોનું પરિવર્તન થવાનું કારણ તેની અધોચેતનાની સુરક્ષિત પ્રવૃત્તિઓ જ હોય છે. કોઈ કોઈ વખત આપણે જોઈએ છીએ કે કોઈ દુષ્ટ કર્મોનો ત્યાગ કરી ધર્મ કર્મમાં પ્રવૃત્ત થાય છે. આ પ્રમાણે તેનામાં અચાનક પરિવર્તન થવાનું કારણ તેની અધોચેતન પ્રવૃત્તિઓ છે. કારણ કે અધોચેતન સ્તરમાં તેની ધાર્મિક ભાવનાઓ સુપ્તાવસ્થામાં હશે, જે સમય મળતાં જાગૃત થઈ જાય અને તે કોઈ ધર્મી બની જાય. આ પ્રમાણે અચાનક પરિવર્તનનું કારણ પણ અધોચેતના છે.

✓ અધોચેતન કળાની પણ પ્રેરણા આપે છે. અંગ્રેજી સાહિત્યના પ્રખ્યાત કવિ કોલેરીડ (Coleridg) જણાવે છે કે તેમની શ્રેષ્ઠ કવિતા કુબ્લાખાન (Kublakhan)નો મોટો ભાગ નિદ્રાવસ્થામાં રચવામાં આવ્યો હતો અને તેનું લેખનકાર્ય જાગૃત અવસ્થામાં કરવામાં આવ્યું હતું.

(૧૨) ચેતના અને આત્મચેતના (Consciousness and self consciousness)

ચેતના એ આપણું કોઈપણ વસ્તુનું જ્ઞાન છે. તે માનસિક પ્રક્રિયાઓનું આવશ્યક અને સામાન્ય તત્ત્વ છે. તેનું સંચાલન બાહ્ય વસ્તુઓ કે માનસિક પ્રક્રિયાઓ કરે છે. આપણે કોઈ વસ્તુ જોઈએ છીએ કે આપણે કોઈના ઉપર ગુસ્સે થઈએ છીએ તે ચેતના છે. ચેતના બહિર્મુખી (External) હોય છે.

આત્મચેતના (Self consciousness) એટલે આત્માનું કે તેની પરિવર્તનશીલ પ્રવૃત્તિઓનું તેને પોતાને જ્ઞાન. ઉદાહરણાર્થ 'આપણે ગુસ્સામા છીએ' જ્યારે આપણે સ્વયં એ બાબતથી જ્ઞાન થઇએ કે આપણે ગુસ્સામાં છીએ તો તેને આત્મચેતના કહેવામાં આવે છે સ્ટાઉટ કહે છે કે આપણી ચેતનાના દરેક ભાગમાં આત્મચેતના સમાવિષ્ઠ છે પરંતુ તે પ્રગટ રૂપમાં હોતી નથી. આથી જ્યારે આપણે બાહ્ય વિષયનો વિચાર કરતા હોય ત્યારે પણ આત્મચેતના હોય છે. મનનું ખાસ વલણ વિષયીલક્ષી (Subjective) કરતાં વિષયલક્ષી (Objective) વધારે હોય છે એટલે આત્મચેતનાની પૂર્વ વસ્તુ ચેતના હોય છે. માનસશાસ્ત્રમાં આત્મચેતના એ ચેતનાની ચેતના છે એટલે કે ચેતના વિષયની ચેતના છે અને આત્મચેતના તે ચેતનાની ચેતના છે.

# પ્રકરણ ૬

## માનસિક પ્રક્રિયાઓનું વિશ્લેષણ

### (૧) મનોવૃત્તિના મૌલિક પ્રકાર (Fundamental modes of mental states)

બંધારણવાદી માનસશાસ્ત્રીઓ મનનું અધ્યયન રસાયણશાસ્ત્રીઓની જેમ કરે છે. એટલે કે રસાયણશાસ્ત્રી જેમ કોઈ વસ્તુનું પૃથક્કરણ કરતાં કરતાં તેનું એવું તત્ત્વ શોધી કાઢે છે કે જેના આગળ ભાગ ન થઈ શકે અને તેવી જ રીતે પ્રાપ્ત તત્ત્વોનું સંશ્લેષણ કરે છે અને વસ્તુનું વર્ણન કરે છે. બંધારણવાદી માનસશાસ્ત્રીઓ પણ માનસિક ક્રિયાઓનું આ પ્રમાણે વિશ્લેષણ કરે છે અને તેનું અવિશ્લીષ્ય તત્ત્વ શોધી કાઢે છે. તેઓ જણાવે છે કે આ રીતે મનોવૃત્તિના ત્રણ વર્ગો થઈ શકે. સંવેદનાઓ, પ્રતિમાઓ અને લાગણીઓ. પરંતુ ઘણા માનસશાસ્ત્રીઓ આ વર્ગીકરણનો સ્વીકાર કરતા નથી. તેઓ જણાવે છે કે મનનું એક બંધારણ તરીકે અધ્યયન ન કરી શકાય પરંતુ તેનું અધ્યયન સક્રિય કાર્યના વાતાવરણ સાથેની આંતરક્રિયા સાથે સંબંધીત છે. આ માટે મનનું તત્ત્વોમાં વિશ્લેષણ કરવાની જરૂર નથી.

આપણે હવે તેના પ્રકારો છે તે જોઈએ. મૌલિક મનોવૃત્તિઓના ત્રણ પ્રકાર છે. જાણવું, અનુભવ કરવો અને ચેષ્ટા કરવી. આ ત્રણ પ્રારંભિક મનોવૃત્તિઓ છે. તેને આપણે જ્ઞાન, લાગણી અને ચેષ્ટા કહીએ છીએ. આપણે કોઈ વસ્તુને જોઈએ એટલે તેનું જ્ઞાન થાય છે. તેને જોવાથી કોઈ પ્રકારની લાગણી થાય છે અને તેથી આપણે તેને માટે ચેષ્ટા કરવા તૈયાર થઈએ છીએ.

### (૨) જ્ઞાન (Cognition)

મનોવૃત્તિમાં કોઈ કોઈ વખત જ્ઞાન એક પ્રધાનતત્ત્વ હોય છે અને તે અવસ્થાને જ્ઞાનાત્મક અવસ્થા (Cognitive state) કહેવામાં આવે છે. આપણે જે પેનથી લખીએ છીએ તે જોઈએ છીએ કે સારી છે. તેને આપણે 'ઓળખીએ છીએ.' તેને આપણે રોજ વાપરીએ છીએ પરંતુ આપણને યાદ

આવે કે તેની સ્ટીલ ઘણા વખતથી બદલી નથી અને તેના ઉપરથી આપણે 'કલ્પના' કરી શકીએ કે તેનાથી ખૂબ જાડા અક્ષર લખાય છે. આપણને 'શંકા' થાય કે હમણાં તો ચાલશે કે કેમ. પરંતુ 'ધારી લઈએ' છીએ કે હમણાં તો ચાલશે. અવતરણ ચિહ્નોમાં આપેલા શબ્દો આપણી વસ્તુ પ્રત્યેના વલણના દર્શક છે. તે વસ્તુ પ્રત્યેનાં આપણાં જુદાં જુદાં વલણ બતાવે છે. આ પ્રમાણે જ્ઞાનાત્મક અવસ્થામાં વિવિધતા હોય છે. [જ્ઞાનાત્મક અવસ્થા એટલે કે આપણી પાસે કોઈ વસ્તુ છે કે નથી અથવા તો તે શકય છે કે કેમ તેને જોવાની કે માનવાની ક્રિયાત્મક અવસ્થા.] તેમાં નિર્ણય, શંકા કે ધારણા પણ સમાવિષ્ઠ હોય છે. જ્ઞાનના વિભિન્ન પ્રકારો જેવાં કે સંવેદના, સ્મૃતિ, કલ્પના વગેરે.

(૨.અ) જ્ઞાનના પ્રકાર (Kinds of congnition)

સંવેદના (Sensation)

સંવેદના ઉત્તેજનાથી મનમાં ઉદ્દભૂત સંસ્કાર છે. તે જ્ઞાનનું એક સરળ સ્વરૂપ છે. ઉત્તેજનાઓ કોઈ જ્ઞાનેન્દ્રિયો દ્વારા મન ઉપર કાર્ય કરે છે અને તેનાથી સવેદના ઉદ્દભવે છે. સ્નાયવિક પ્રવાહ મગજમાં પહોંચતાં તત્કાળ જે પરિણામ આવે છે તેને ઉત્તેજના કહી શકાય. તેનો અર્થ અજ્ઞાત રહે છે. તેનો અર્થગ્રહણ કરતાં પ્રત્યક્ષ ક્રિયા બને છે.

પ્રત્યક્ષ ક્રિયા (Perception)

પ્રત્યક્ષ ક્રિયા સંવેદનાના અર્થને સ્પષ્ટ કરે છે. સંવેદના સિવાય પ્રત્યક્ષ ક્રિયા સંભવ નથી. તે સંવેદનાની અર્થગ્રહણ ક્રિયા છે. પ્રત્યક્ષના પહેલા સંવેદના થાય છે. પ્રત્યક્ષ સવેદના પર આધારિત છે. જ્યારે જ્યારે સંવેદનાનો અર્થ કરવામાં આવે છે તો તે પ્રત્યક્ષ થાય છે.

સ્મૃતિ (Memory)

કોઈ ક્ષણે આપણે જેનો વિચાર ન કરતા હોય તેવા ભૂતકાળના પ્રસંગો કે બાબતોનુ જ્ઞાન તેને સ્મૃતિ કહેવામાં આવે છે. એટલે કે અનુભવોનું ક્રમ પ્રમાણે પુનર્જિવિત થવું. સ્મૃતિ પહેલાંની જાણકારી કે અનુભવ ઉપર આધાર રાખે છે. તેનો પ્રત્યક્ષ અને શિક્ષણ ઉપર પણ આધાર છે. આપણે કોઈ ચિત્ર જોયું હોય અને તેને યાદ કરીએ તે સ્મૃતિ છે.

### કલ્પના (Imagination)

કલ્પના એટલે પૂર્વ અનુભવોનું પુનરાવર્તન કરી તેમને નવા ક્રમમાં વ્યવસ્થિત કરવા. કલ્પના રચનાત્મક કે જનાત્મક (Constructive) હોય છે. તે અનુભવનાં તત્ત્વોની પુનરાવૃત્તિ કરી નવીન સર્જન કરે છે. કલ્પના સ્મૃતિ પર આધાર રાખે છે.

### વિચાર (Thought)

વિચારમાં જ્ઞાતસામગ્રી અને અનુભવોની એક વિચારરેખા જોવામાં આવે છે. વિચાર કરવો એ આપણા અનુભવોનું વર્તમાન પ્રત્યક્ષ સાથે જોડાણ કરવું તે છે. તેમાં વિગત અનુભવોનું સ્મરણ કરીને વર્તમાન સમસ્યાઓનો ઉકેલ કરવા માટે નવી રીતે ગોઠવવામાં આવે છે. તેમાં જ્ઞાત સામગ્રીનો વિચાર કરી વર્તમાન સમસ્યાથી સંબંધ વગેરેનો વિચાર કરી સમસ્યાનો ઉકેલ લાવવામાં આવે છે.

### (૩) લાગણી કે અનુભૂતિ (Feeling)

જ્ઞાનથી લાગણીની ઉત્પત્તિ થાય છે. કોઈ વસ્તુને જોવાથી કે જાણવાથી પ્રસન્ન કે અપ્રસન્ન થઈએ છીએ. તે લાગણી છે અને તે અવસ્થાને અનુભૂત્યાત્મક અવસ્થા (Affective state) કહેવાય છે. લાગણી સુખદ હોય છે કે દુઃખદ હોય છે. તે પ્રિય કે અપ્રિય પણ હોય છે. તેનો ઉદ્‌ભવ જ્ઞાનથી થાય છે. તે ચેષ્ટાને ઉત્પન્ન કરે છે. આપણે જ્યારે એમ કહીએ કે સંગીત, સવારમાં ફરવા જવું, ક્રિકેટ રમવી વગેરે આનંદ ઉત્પન્ન કરે છે એટલે એમ માનીએ કે તે ઓછાવત્તા પ્રમાણમાં લાગણીનાં કાયમનાં સાધનો છે કોઈ વસ્તુ એક જ દશામાં હોવા છતાં એક સમયે ખુબ આનંદદાયક હોય છે અને બીજે સમયે આનંદ આપતી નથી. સામાન્ય રીતે લાગણી સંવેદનાઓથી ઉત્પન્ન થાય છે.

### (૩. અ) લાગણીના પ્રકાર (Kinds of feeling)

### લાગણી (Feeling)

લાગણી સંવેદનાથી ઉત્પન્ન થતું સુખ, દુઃખ, પ્રસન્નતા છે. આપણે કોઈ સુંદર ફૂલ જોઈએ છીએ તે આપણને સુખ આપે છે અને પ્રસન્ન કરે છે. આપણે કોઈ અપંગ અને ગંદા આદમીને જોઈએ છીએ તો તે દુઃખ આપે છે અને આપણે અપ્રસન્ન થઈએ છીએ. આ રીતે સુખદુઃખની લાગણી છે.

સંવેગ (Emotion)

સંવેગ એક લાગણીપૂર્ણ મનોવૃત્તિ છે. કોઈ સહજ પ્રવૃત્તિને ઉત્તેજિત કરનાર પરિસ્થિતિની પ્રત્યક્ષ સ્મૃતિ કે કલ્પનાથી તેનો ઉદ્‌ભવ થાય છે, તેનો ઉદ્‌ભવ એકદમ થાય છે અને અંત ધીરે ધીરે થાય છે/આપણે કોઈ જંગલી જાનવર કે ઝેરી સાપ જોઈએ છીએ તો એકદમ ભયથી ગભરાઇ જઈએ છીએ એ સંવેગ છે તે અત્યંત જટિલ ચેતના છે.

ભાવના (Sentiment)

ભાવના એ અધોચેતનમાં રહેતા સ્થાયી સંવેગાત્મક સંસ્કાર (Emotional dispositions) છે. તે સંવેગાત્મક ટેવો (Emotional habits) હોય છે. પ્રેમ, ઘૃણા વગેરે ઘણું કરીને સ્થાયી અવસ્થાઓના રૂપમાં ચેતનાના સ્તરની નીચે રહે છે. તેમની વાસ્તવિક પ્રકારના રૂપે હંમેશ અનુભૂતિ થતી નથી. ભાવના એ સંવેગની યોગ્ય સમયે અનુભૂતિ કરવાની સ્થાયી પ્રવૃત્તિ છે. ભાવનાઓથી માનસિક બંધારણ બને છે. તે માનસિક વ્યાપાર પણ નથી.

(૪) ચેષ્ટા (Conation)

કોઈ વસ્તુની લાગણી થતાં અને જ્ઞાન થતાં તેનામાં કંઈ પરિવર્તન કરવાની, તેને સ્વીકારવાની કે અન્ય કોઈ કાર્ય કરવાની મનની પ્રવૃત્તિને ચેષ્ટા કહેવામાં આવે છે. ચેષ્ટાની પહેલાં લાગણી થાય છે. જ્યારે કોઈ માણસ કોઈ વસ્તુનું અમુક રીતે પરિવર્તન કરવા માગે અથવા તેને તે જ સ્થિતિમાં રાખવા માગે તો તેને ચેષ્ટાત્મક અભિવૃત્તિ (Conative attitude) કહેવામાં આવે છે. ચેષ્ટાત્મક ચેતના પ્રાણીની ક્રિયાત્મક બાજુ તૈયાર કરે છે તેનું કારણ એ છે કે તે પોતે સંતોષ મેળવવા માટે તત્પર રહે છે જ્યાં સુધી સ્થિતિ પરિવર્તન કરવાની બાબત છે. ચેષ્ટાત્મક અભિવૃત્તિ જ્ઞાનાત્મક અભિવૃત્તિથી જુદી પડે છે અને અનુભૂત્યાત્મક અભિવૃત્તિ સાથે કાર્ય કારણ સંબંધથી જોડાયેલી છે. એવી કેટલાક માનસશાસ્ત્રીઓની માન્યતા છે.

(૪ અ) ચેષ્ટાના પ્રકાર (Kinds of conation)

કોઈ વસ્તુના કાર્યમાં કોઈ પણ રીતે હસ્તક્ષેપ કરવો તે એટલે કે કર્મ એ વ્યાવહારિક ચેષ્ટા ગણાય છે અને મનને કોઈ વસ્તુ કે સંવેદના પર કેન્દ્રિત કરવું તે એટલે કે ધ્યાન માનસિક ચેષ્ટા છે. ધ્યાનમાં બાહ્ય વસ્તુઓનો કોઈ પ્રકારનો હસ્તક્ષેપ હોતો નથી.

ઐચ્છિક કર્મ (Voluntary action)

ઉદ્દેશ્યપૂર્ણ અને ઇચ્છાથી કરવામાં આવતાં કર્મો ઐચ્છિક કર્મો કહે-

વામાં આવે છે. ઐચ્છિક કર્મ કોઈ ઉદ્દેશ્યની પ્રાપ્તિ માટે જ્ઞાનપૂર્વક કરવામાં આવતું કર્મ છે. આપણે ઇચ્છાપૂર્વક અધ્યયન કરીએ છીએ તે ઐચ્છિક કર્મ છે. તેમાં આપણું કોઈ લક્ષ્ય હોય છે. આપણે અધ્યયન કરવાના ઉદ્દેશ્યથી પૂર્ણ રીતે વાકેફ હોઈએ છીએ. કેવી રીતે અધ્યયન કરીશું તો આગળ વધી શકીશું, તેનાથી ફાયદા ગેરફાયદા શું છે વગેરે બાબતોનો પૂર્ણ વિચાર કરી આપણે અધ્યયન કરીએ છીએ. આ રીતે ઐચ્છિક કર્મમાં તેનું લક્ષ ઉદ્દેશ્યનું. જ્ઞાન તેની બુરાઈ ભલાઈના વિચાર, નિશ્ચય વગેરે સમ્મિલિત હોય છે.

અભ્યસ્ત કર્મ (Habitual action)

આ કર્મો યંત્રવત્ કરવામાં આવે છે. તેને ચેતનાના પથપ્રદર્શનની આવશ્યકતા રહેતી નથી. આ કર્મો ઘણું કરીને ઐચ્છિક કર્મો વધારે વખત કરવાના ફલસ્વરૂપ ગણાય. સહજ કર્મો પણ વખતોવખત કરવાથી ટેવ બની જાય છે.

સહજક્રિયા (Instinctive action)

સહજક્રિયા એ અનૈચ્છિક ક્રિયા છે. આ ક્રિયા કોઈ ઉદ્દેસ્ય લઇને કરવામાં આવતી નથી. આ એક સમગ્ર પરિસ્થિતિની પ્રતિક્રિયામાં કોઈ જટિલ કાર્ય કરવાની જન્મજાત પ્રવૃત્તિ છે. તેમા અંતિમ લક્ષ્યનો કોઈ સ્પષ્ટ વિચાર કરવામાં આવતો નથી. તેને શીખવવામા આવતી નથી. મધમાખીઓ મધપુડાની રચના કરે છે, સુઘરી માળો બનાવે છે, કરોળિયો જાળ બનાવે છે વગેરે તેમની સહજ ક્રિયાઓ છે.

વિચારપ્રેરિત કર્મ (Ideo motor action)

આ ઐચ્છિક કર્મ નથી પણ આવેગાત્મક કર્મ છે. આ ક્રિયા ગતિનો વિચાર કરવાથી તરત જ ઉત્પન્ન થાય છે. જેમકે આપણે સિનેમાહોલમાં જોઈએ છીએ કે કોઈ કોઈ વખત અકસ્માત પ્રકાશ બંધ થતાં એકદમ દેખાદેખી બધા જ તાળીઓ પાડવા અને સીટીઓ બજાવવા લાગી જાય છે. આ પ્રકારનાં કાર્યો વિચારપ્રેરિત કાર્યો છે. તેમાં ગતિ ઇચ્છાના નિયંત્રણમાં હોતી નથી.

(૫) જ્ઞાન, વેદના અને ચેષ્ટાનો પરસ્પર સંબંધ (Interrelation of cognition, Feeling and conation)

ભાવાત્મક રીતે જોતાં તો જ્ઞાન, લાગણી અને ચેષ્ટા ત્રણે ભિન્ન લાગે છે પરંતુ તેમ નથી. તે પરસ્પર અવલંબિત છે. તેમ એકબીજા જુદા રહી કાર્ય કરે તે અસંભવિત છે. ખરેખર એકબીજા પર આશ્રિત છે એટલે કે જ્ઞાન,

લાગણી અને ચેષ્ટા પર આધાર રાખે છે, લાગણી જ્ઞાન અને ચેષ્ટા ઉપર આધાર રાખે છે અને ચેષ્ટા લાગણી અને જ્ઞાન ઉપર આધાર રાખે છે. આ પ્રમાણે તે અન્યોન્યાશ્રિત છે.

**જ્ઞાનમાં લાગણી અને ચેષ્ટા પણ સંયુક્ત છે**

મનમાં વિચારો શક્તિ પ્રાપ્ત કરે છે તેનું કારણ લાગણી છે. બીજુ એ કે લાગણી વિચારોને સાધનો પૂરાં પાડે છે. ઉદાહરણાર્થ આપણે કો ચિત્રપટ જોઈએ છીએ અને તેનાથી આપણે સુખ અનુભવીએ છીએ તે આપણને તે વખતોવખત વિચારમાં આવે છે. કારણ કે સુખની લાગણી વિચારો ઉત્પન્ન કરે છે અને તે જ વિચારો આપે છે. આ પ્રમાણે લાગણી ઉપર જ્ઞાન આધાર રાખે છે. તદુપરાંત લાગણી દુઃખકર્તા હોય તો જ્ઞાનનો વિકાસ થતો નથી અને સુખની લાગણી હોય તો જ્ઞાનનો વિકાસ થાય છે. જ્ઞાન ચેષ્ટા ઉપર પણ આધાર રાખે છે. આપણે વસ્તુનાં લક્ષણોનું બરાબર જ્ઞાન ત્યારે જ મેળવી શકીએ જ્યારે આપણે કોશિશ કરીએ. આપણે કોઇ વસ્તુ બરાબર જોઈએ છીએ તે એટલા માટે કે આપણે તે તરફ ધ્યાન આપવા જેવું છે કે કેમ, ચેષ્ટાનો જ્ઞાનપ્રાપ્તિમાં મહત્ત્વનો ભાગ છે.

**લાગણીમાં જ્ઞાન અને ચેષ્ટા સંલગ્ન છે**

લાગણી જ્ઞાન અને ચેષ્ટા પર આધાર રાખે છે. તે જ્ઞાન ઉપર આધાર રાખે છે તેનું કારણ એ છે કે તેમાં જ્ઞાનનાં ઘણાં તત્ત્વો સમાયેલાં છે. મનની આનંદિત કે દુઃખદ દશા પ્રારંભિક સ્મૃતિ પર પણ આધાર રાખે છે. જેવી રીતે લાગણી જ્ઞાન પર આધાર રાખે છે તેમ ચેષ્ટા પર પણ રાખે છે. કોઈ કાર્ય કર્યું હોય અને તેનું પરિણામ સારું ન આવ્યું હોય તો લાગણી દુભાય છે અને જ્યારે કોઈ સંતોષજનક કાર્ય કર્યું હોય તો હર્ષ થાય છે. આ રીતે લાગણી ચેષ્ટા અને જ્ઞાન પર અવલંબિત છે.

**ચેષ્ટામાં જ્ઞાન અને લાગણી સંલગ્ન છે**

ચેષ્ટાનું પથપ્રદર્શન લક્ષ્ય યા ઉદ્દેશ્ય કહે છે. તે ઐચ્છિક કર્મ છે. જેવી રીતે જ્ઞાન અને લાગણીમાં ચેષ્ટાનો ભાગ છે તેવી જ રીતે ચેષ્ટા પણ જ્ઞાન અને લાગણી ઉપર આધાર રાખે છે. જ્યા સુધી જ્ઞાન ન થાય ત્યાં સુધી ચેષ્ટા પણ થતી નથી. આપણને વિદ્યાલયનું જ્ઞાન છે તો જ આપણે જવાનો સંકલ્પ કરીશું નહિતર નહિ. તે ઐચ્છિક કર્મ છે અને ઐચ્છિક કર્મ પૂર્વ જ્ઞાન સિવાય અસંભવિત છે. તેમાં સાધનનો પણ વિચાર કરવામાં આવે છે. સંકલ્પની ઉત્પત્તિ સવેદ કે લાગણીથી જ થાય છે. આપણને કોલેજ જવું સારું લાગે છે તેથી જ આપણે જઈએ છીએ. આપણને કોલેજમા જવાથી

થતી લાગણી સુખ આપે છે અને તેથી જઈએ છીએ. ચેષ્ટાઓ બાહ્ય વસ્તુઓના કે આપણા વિચારોમાં થતા પરિવર્તનથી ઉત્પન્ન થાય છે, આ પ્રમાણે ચેષ્ટામાં જ્ઞાન અને લાગણી સંયુક્ત છે.

આ પ્રમાણે લાગણી અને ચેષ્ટા પરસ્પર આધાર રાખે છે. તેમનો મનના વિકાસમાં અગત્યનો ભાગ છે. એકબીજાથી ભિન્નતા સંભવિત નથી. તે એક સાથે જ હોય છે. તેમની પ્રમાણમાં ભિન્નતા અવશ્ય હોય છે. વ્યક્તિના વિકાસમાં આ ત્રણ એક સાથે કાર્ય કરે છે. વ્યક્તિને પોતાના વિકાસ માટે આવશ્યક કર્તવ્યોનું જ્ઞાન હોય છે, તેના નિયમો પ્રતિની સદ્ભાવના હોય છે અને તે કર્તવ્યો પૂરાં કરવાની ચેષ્ટા કરે છે.

જ્ઞાન, લાગણી અને ચેષ્ટા એકબીજા પર અવલંબિત છે. તેમનામાં કેટલાક અંશે વિરોધ પણ છે. કારણ કે એક પ્રકાર બીજા પ્રકારોને દબાવીને જ પોતાનો પૂર્ણ પ્રભાવ બતાવી શકે છે. જ્ઞાનનું પ્રમાણ વધારે હોય તો ચેષ્ટા અને લાગણી પોતાનો પ્રભાવ બતાવી શકતાં નથી. કોઈ વ્યક્તિ સંગીત સાંભળવામાં એકદમ ધ્યાનમગ્ન છે તો તેને માટે અન્ય ચેષ્ટા અને લાગણી અસરકારક હોતાં નથી, કારણ કે તેનું ધ્યાન સંગીત તરફ અત્યધિક છે. તેને કર્મની પણ ઇચ્છા હોતી નથી. અને સંવેગ પણ તેના ઉપર અસર કરી શકતો નથી.

જ્ઞાનના પ્રમાણની અધિકતા લાગણી અને ચેષ્ટાને દબાવી દે છે તેવી રીતે લાગણીનું અત્યધિક પ્રમાણ જ્ઞાન અને ચેષ્ટાને સ્થાન લેવા દેતી નથી. આપણને એ બાબત વિદિત છે કે જ્યારે કોઈ વ્યક્તિ અત્યધિક સંવેગ-પ્રેરિત હોય છે ત્યારે તે કોઈ પણ જાતનો વિચાર કરવાની ક્ષમતા રાખતી નથી તેમજ નિયમ પ્રમાણે વ્યવસ્થિત રીતે કાર્ય પણ કરી શકતી નથી. તેનું કારણ સંવેગનું અધિક પ્રમાણ જ છે. આપણે કોઈ કાર્ય અધિક રસપૂર્વક કરતા હોય ત્યારે કોઈ પણ પ્રકારના અન્ય વિચારો આવતા નથી તેમજ કોઈ લાગણી પ્રભાવિત કરી શકતી નથી. આ પ્રમાણે એ સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે જ્ઞાન, લાગણી અને ચેષ્ટા ત્રણે તત્ત્વો પરસ્પર અવલંબિત છે પરંતુ તેમનામાં વિરોધ પણ છે. એકની અધિકતા અન્ય બેના પ્રભાવને સ્પષ્ટ થવા દેતી નથી. ઘણું કરીને મહાન વિચારકો કે બુદ્ધિમાન મનુષ્યો લાગણીવશ અને વ્યાવહારિક ઓછા હોય છે. અત્યંત લાગણીવશ વ્યક્તિ વિચાર અને કર્મ કરવાની ક્ષમતા ઓછી ધરાવે છે અને કર્મશીલ મનુષ્ય લાગણીવશ તેમજ વિચાર કરનાર ઓછા હોય છે.

## પ્રકરણ ૭

## સંવેદના ( Sensation )

### (૧) સંવેદનાનું સ્વરૂપ ( Nature of sensation )

બંધારણવાદી માનસશાસ્ત્રીઓ સંવેદનાને વર્તમાન વાતાવરણ કે પરિસ્થિતિના અનુભવોના પ્રત્યક્ષ કે દર્શનોનું લાક્ષણિક તત્ત્વ એટલે કે મનની પ્રારંભિક ક્રિયા માને છે. પરંતુ આધુનિક માનસશાસ્ત્રીઓ સંવેદનાને મનના મનનું તત્ત્વ ગણવું ઉચિત નથી સમજતા. સંવેદના કેવી રીતે થાય છે તેને લક્ષમાં લઈ વર્ણન કરવામાં આવે છે. એટલે કે બાહ્ય ઉત્તેજનાથી મન પર થતી અસર, કે જે સરળ હોય છે. ઉત્તેજના ( Stimulus ) બોધસ્નાયુ ( Sensory nerve ) પર ક્રિયા કરે છે અને બોધસ્નાયુ તેનાં અંકનો ( Impressions ) મગજમાં રહેલા કોઈ બોધ કેન્દ્રમાં પહોંચાવે છે અને તેથી સંવેદના અનુભવાય છે. આ રીતે સંવેદના સ્નાયવિક પ્રવાહ દ્વારા ઉત્તેજનની તાત્કાલિક અસર છે.

વિશુદ્ધ સંવેદના અનુભવાતી નથી. દરેક સંવેદનામાં પૂર્વ અનુભવ સંલગ્ન હોય છે. તેમનો અર્થ કરવામાં આપણે પૂર્વ અનુભવનો ઉપયોગ કરીએ છીએ. તેમનો આપણે બાહ્ય જગતની ગુણોના રૂપમાં અર્થ કરીએ છીએ. વિશુદ્ધ સંવેદના બાળકની હોય છે. કારણ કે પ્રકાશ તે જુએ છે પણ જાણતો નથી કે પ્રકાશ છે. જ્યારે આપણે સંવેદનાને અનુભવીએ છીએ તે સંવેદના પૂર્વ અનુભવથી સંલગ્ન હોય છે. સંવેદના જ્ઞાનની પ્રાથમિક સામગ્રી છે. આપણે તેનો અર્થ કરી પ્રત્યક્ષ જ્ઞાનમાં પરિવર્તન કરીએ છીએ.

### (૨) સંવેદનાનાં લક્ષણો ( Attributes of sensations )

સંવેદનાઓનું વિશ્લેષણ કરતાં તેના વિવિધ ગુણો માલુમ પડે છે. આપણે વિશ્લેષણ કરી એ જાણી શકીએ છીએ કે તેમનાં એ વિશિષ્ટ લક્ષણોથી રહિત અસ્તિત્વ હોતું નથી. તેમના એ વિશિષ્ટ ધર્મો નીચે પ્રમાણે છે. (૧) ગુણ ( Quality ) (૨) તીવ્રતા ( Intensity ) (૩) સ્પષ્ટતા ( Clearness ) (૪) સ્થિતિકાલ ( Duration ) (૫) વ્યાપકતા ( Extensity ) અને (૬) સ્થાનિક ચિહ્ન ( Local sign ) ।

ગુણ ( Quality )

સંવેદનાના ગુણના કારણે જ સંવેદનાનાં વિભિન્ન નામો આપવામાં

આવ્યાં છે. તેના ગુણના કારણે જ પ્રારંભિક ક્રિયાને એકબીજાથી જુદી ગણવામાં આવે છે. સ્વાદ, ગંધ, ધ્વનિ, ઠંડી, ગરમી વગેરે નામો તેમના ગુણોની ભિન્નતા દર્શાવે છે. દરેક એકબીજાથી ગુણો પ્રમાણે જુદાં પડે છે. સંવેદનાઓનું ગુણાત્મક અંતર બે રીતે પાડવામાં આવે છે. સામાન્ય ભિન્નતા (Generic difference) અને વિશિષ્ટ ભિન્નતા (Specific difference) જે સંવેદના એક જ વર્ગ કે જાતિની ન હોય અને બીજા વર્ગની સંવેદનાથી ભિન્ન હોય તે ભિન્નતા સામાન્ય ભિન્નતા કહેવાય છે. ધ્વનિ, રંગો, ગંધ વગેરેના ગુણાત્મક અંતરને સામાન્ય ભિન્નતા કહેવામાં આવે છે, જ્યારે ભૂરા અને લીલા રંગની સંવેદના કે જે દાર્ષ્ટિક સંવેદના છે તેમનો ગુણાત્મભેદ વિશિષ્ટ ભિન્નતા કહેવામાં આવે છે.

### તીવ્રતા (Intensity)

સંવેદનાની તીવ્રતાના ગુણથી આપણે સંવેદનાઓની પરસ્પર તુલના કરીએ છીએ. એટલે કે અમુક સંવેદના તીવ્ર છે, અમુક તીવ્ર નથી, અમુક ઉજ્જવળ છે, અમુક ધૂંધલી વગેરે. આ પ્રમાણેની તુલના કરવામાં સંવેદનાના ગુણ જોઈએ છીએ કે એક જ ગુણ ધરાવતી સંવેદનાઓની તીવ્રતામાં અંતર હોય છે. પ્રકાશ અધિક ઉજ્જવળ કે મંદ હોઈ શકે છે, અવાજ વિપુલ કે તીણો હોઈ શકે છે, દબાણ હલકું કે ભારે હોઈ શકે છે. આ દરેક ઉત્તેજના પોતાની તીવ્રતા પ્રમાણે સંવેદના ઉત્પન્ન કરી શકે છે. મંદ અવાજ ધ્વનિની હલકી સંવેદના ઉત્પન્ન કરે છે. સંવેદનાઓની તીવ્રતા ન્યુનાધિક હોય છે. તેની તીવ્રતાનો આધાર ઉત્તેજનાની તીવ્રતા પર હોય છે. એક જાતિની સંવેદનાની તીવ્રતા બીજા વર્ગની કે જાતિની સંવેદનાની તીવ્રતા સાથે સરખાવી ન શકાય. આપણે ધ્વનિની સંવેદનાની તીવ્રતા દષ્ટિસંવેદનાની તીવ્રતા સાથે ન સરખાવી શકીએ.

### સ્પષ્ટતા (Clearness)

સંવેદના પોતાની સ્પષ્ટતાના કારણે ચેતનામાં અમુક સ્થાન પ્રાપ્ત કરી શકે છે. ઉદાહરણાર્થ કોઈ વસ્તુ કે જેને આપણે બરાબર ધ્યાનપૂર્વક જોઈએ છીએ તેની સંવેદના સ્પષ્ટ હોય છે અને તે આપણી ચેતનામાં સ્પષ્ટ રીતે આવી જાય છે. તેની આસપાસની વસ્તુઓ આપણે જોઈએ છીએ પરંતુ તેનું આપણને અસ્પષ્ટ જ્ઞાન હોય છે. તે સંવેદના અસ્પષ્ટ હોય છે. આ રીતે સ્પષ્ટ સંવેદના ચેતનામાં સ્થાન પ્રાપ્ત કરે છે જ્યારે અસ્પષ્ટ સંવેદના ચેતનાના પૃષ્ઠ ભાગમાં સ્થાન મેળવે છે.

સ્થિતિકાળ (Duration)

દરેક સંવેદનાને સ્થિતિકાળ હોય છે. સંવેદના અમુક સમય સુધી રહે છે. દરેકનો સ્થિતિકાળ જુદો જુદો હોય છે. કોઈ સંવેદના ઓછામાં ઓછા કે વધારેમા વધારે સમય સુધી રહી શકે છે, થોડી સેકંડ રહેનાર સંવેદનાથી વધારે સેકંડ કે સમય રહેનાર સંવેદના પૃથક્ લાગે છે.

વ્યાપકતા (Extensity)

વ્યાપ્તિ સંવેદનાની વિશિષ્ટતા છે. ઉત્તેજનાથી પ્રભાવિત થતી સંવેદનશીલ સપાટી (Sensitive surface) ના પર આધાર રાખે છે. આપણે કોઈ ઠંડી વસ્તુને આંગળીથી સ્પર્શ કરીએ તો સંવેદના ઓછી હોય છે; પરંતુ આપણે તેના ઉપર પૂરી હથેલી મૂકી દઈએ તો સંવેદના અધિક હોય છે. કોઈ વાજિંત્ર વગાડતું હોય અને આપણે નજીક હોઈએ તે સંવેદના અધિક વ્યાપ્ત હોય છે અને જેમ જેમ ત્યાંથી દૂર જઈશું તેમ તેમ ધ્વનિ સંવેદનાની વ્યાપ્તિ ઓછી થતી જાય છે. વ્યાપ્તિ અને વિસ્તારમાં અંતર છે. વિસ્તારનું માપ સાધનોદ્વારા કાઢી શકાય છે પરંતુ સંવેદનાની વ્યાપકતાનું માપ તે રીતે કાઢી શકાતું નથી. વિસ્તાર (Extension) ભૌતિક વસ્તુઓનો ગુણ છે જ્યારે વ્યાપકતા સંવેદનાનો ગુણ છે.

સ્થાનિક ચિહ્ન (Local sign)

સ્થાનિક ચિહ્ન સ્થાન–અંતર (Place difference) માનવામાં આવે છે. સંવેદનાની વ્યાપકતા સતત અનુભવેલી એકીકૃત આંશિક સંવેદનાઓ છે. પરંતુ તેમાં પણ સ્થાનભિન્નતાનો તફાવત કરી શકાય છે. જો કોઈ વ્યક્તિને પેન્સીલની અણીથી સાથે સાથે બે જગ્યાએ સમાન દબાણથી ઉત્તેજના આપવામાં આવે તો સ્પર્શ સંવેદનાઓ બન્ને સ્થાનિક ચિહ્નોથી ભિન્ન હશે. બન્ને ભાગ પર કરવામાં આવેલું દબાણ ગુણમાં અને તીવ્રતામાં એકસરખું હોવા છતાં સ્થાનિક ચિહ્નના ભેદના કારણે સંવેદનામાં ભિન્નતા હોય છે. ઘણી વખત એવું બને છે કે ઉત્તેજનાનાં બિન્દુઓ નજીક નજીક હોય તો વ્યક્તિ તેની સંવેદનાનો તફાવત સમજી શકતી નથી પરંતુ સંવેદનામા સ્થાનિક તફાવત અવશ્ય હોય છે. તેનું કારણ ઇન્દ્રિયનુ ઉત્તેજનાપ્રાપ્તિનું વિશિષ્ટ સ્થાન (Locality) છે.

સંવેદનાઓના ગુણોમાં અંતર હોય છે. એક જ ગુણવાળી સંવેદનામાં

તીવ્રતાની દૃષ્ટિથી જોઈએ તો તેમા પણ અંતર હોય છે. સવેદનાની તીવ્રતા એકદમ ઓછામા ઓછી અને એકદમ વધારેમા વધારે પણ હોઈ શકે છે તેનો આધાર ઉત્તેજનાની તીવ્રતા પર હોય છે. સવેદનાને અમુક સ્થિતિકાળ પણ હોય છે, તેને પ્રાપ્તિ હોય છે. પ્રાપ્તિવાળી સવેદનામા અનેક સ્થાનિક ચિહ્નવાળી સમકાલિક સવેદનાઓ મળીને બને છે. આ પ્રમાણે ગુણ, તીવ્રતા, સ્પષ્ટતા, સ્થિતિકાળ, વ્યાપ્તિ અને સ્થાનિક ચિહ્ન સવેદનાના વિશિષ્ટ લક્ષણો છે.

## (૭) ઉત્તેજના અને પ્રતિક્રિયા (Stimulus and response)

આપણે જોયુ કે સવેદના બાહ્ય ઉત્તેજનાને કારણે થાય છે વ્યક્તિ વાતાવરણમા રહેલી ઉત્તેજનાઓથી સવેદના પ્રાપ્ત કરે છે અને તેના પ્રતિ પ્રતિક્રિયા કરે છે. વ્યવહારવાદી માનસશાસ્ત્રીઓ વ્યવહારને ઉત્તેજના પ્રતિ કરવામા આવતી પ્રતિક્રિયા કહે છે આપણે ઉત્તેજના પ્રતિક્રિયાનુ સૂત્ર જોઈએ. પછી ઉત્તેજનાથી સવેદના કેવી રીતે થાય છે તે જોઈશું ઉત્તેજના અને પ્રતિક્રિયાનું સૂત્ર આ પ્રમાણે સમજાવી શકાય છે--ઉ—પ્ર આપણે ઉત્તેજનાને માટે 'ઉ' અને પ્રતિક્રિયાને માટે 'પ્ર' માનીશુ ઉપર જોયું તે સૂત્ર બરાબર સ્પષ્ટ નથી; કારણ કે ઉત્તેજના ક્યા ક્રિયા કરે છે અને પ્રતિક્રિયા કોણ કરે છે તે જાણી શકાતું નથી ઉત્તેજના શરીર પર ક્રિયા કરે છે અને શરીર તેની પ્રતિક્રિયા કરે તો આપણે એ સૂત્રને આ પ્રમાણે જણાવીશુ

ઉ—શ—પ્ર અહી 'શ' શરીરને માટે વાપરવામા આવ્યો છે હવે તેનો અર્થ એ થશે કે ઉત્તેજના શરીર ઉપર ક્રિયા કરે છે અને શરીર તેની પ્રતિક્રિયા કરે છે. હજુ પણ આ સૂત્ર અસ્પષ્ટ લાગે છે, કારણ કે શરીર પ્રતિક્રિયા ક્યાં કરે છે તેનુ સ્પષ્ટીકરણ થતું નથી તો આપણે વાતાવરણને માટે 'વ' માની લઈએ અને આ સૂત્રમા પ્રતિક્રિયા સાથે મૂકી દઈએ ઉત્તેજનાઓ પણ વાતાવરણથી આવે છે તો ઉત્તેજના આગળ પણ 'વ' મૂકીશુ. એટલે સૂત્ર આ પ્રમાણે થશે. વ—ઉ—શ—પ્ર—વ.

આ સૂત્રને આપણે હવે આ પ્રમાણે વાંચીશું--વાતાવરણથી આવતી ઉત્તેજનાઓ વ્યક્તિને પ્રતિક્રિયાના રૂપે ક્રિયા કરવા પ્રેરિત કરે છે જે વાતાવરણને પરિવર્તિત કરે છે" (વુડવર્થ)

વાતાવરણમાં રહેલી ઉત્તેજનાઓ વ્યક્તિની ઇન્દ્રિયો કે આદાતા (Receptor) દ્વારા સવેદના ઉત્પન્ન કરે છે. અને વ્યક્તિ કર્મેન્દ્રિયો કે

કાર્યકારી અંગો (Effectors) કે પેશીઓ દ્વારા તેના પ્રતિ પ્રતિક્રિયા કરે છે. તે પ્રતિક્રિયા કરવામાં પોતાની પેશીઓને ગતિમાન કરે છે. પેશીઓ બે પ્રકારની હોય છે, ઐચ્છિક (Voluntary) જે હાથ, પગ, જીભ વગેરેમાં હોય છે અને અનૈચ્છિક (Non-voluntary) જે રક્તવાહિનીઓ, આંતરડાં, પ્રજનનાંગો વગેરેમાં કાર્ય કરે છે. પેશીઓ કાર્યકારી અંગ છે. પ્રતિક્રિયા સરળ કે જટિલ હોઈ શકે છે અને વ્યવહાર વાતાવરણની ઉત્તેજનાઓ પ્રતિ કરવામાં આવતી પ્રતિક્રિયાથી બને છે.

### (૪) ઉત્તેજના અને સંવેદના (Stimulus and sensation)

સવેદનાની ઉત્પત્તિ ઉત્તેજનાને કારણેજ થાય છે. ઉત્તેજના વાતાવરણનું એક અંગ છે. તે તેનું એક સરળ તત્ત્વ છે જે વ્યક્તિની ઇન્દ્રિયો પર ક્રિયા કરી સંવેદના ઉત્પન્ન કરે છે. આપણને તે એકલી દેખાતી નથી આપણે તેને એક સમગ્ર એકમના રૂપમાં જોઈએ છીએ. તેનું સ્થાન શરીરની બહાર હોય છે. વિવિધ પ્રકારની સવેદનાઓની ઉત્પત્તિ વિવિધ પ્રકારની ઉત્તેજનાઓથી થાય છે. ધ્વનિના લંબાઈ (Length), વિપુલતા (Amplitude) અને રચના (Composition) માં ભિન્નતાવાળા તરંગો ભિન્ન ભિન્ન સંવેદનાઓ ઉત્પન્ન કરે છે. વિભિન્ન તરંગ લંબાઈ (Wave length) વાળાં પ્રકાશનાં કિરણો વિભિન્ન સવેદનાઓ ઉત્પન્ન કરે છે. ત્વચાને પ્રભાવિત કરનારી ઉત્તેજનાથી સ્પર્શ સંવેદના ઉત્પન્ન થાય છે. કંઈ વાળવું, કપાઈ જવું વગેરે ત્વચાને ક્ષતિ પહોંચાડનારી ઉત્તેજનાઓથી કષ્ટની સંવેદનાઓ ઉત્પન્ન થાય છે. આ બધી બાહ્ય ઉત્તેજનાઓ છે જે શરીરની જ્ઞાનેન્દ્રિયો કે આદાતૃ અંગો (Receptors) પર કાર્ય કરે છે અને સવેદના ઉત્પન્ન કરે છે. તદુપરાત શરીરની આંતરિક ઉત્તેજનાઓ છે તે પણ સંવેદનાઓ ઉત્પન્ન કરે છે તેને શરીરાન્તસ્થ ઉત્તેજનાઓ (Intra-organic stimuli) કહેવામાં આવે છે. ભૂખ, તૃષા વગેરે આંતરિક ઉત્તેજનાઓથી થતી સવેદનાઓ છે. હોજરીમાં પેશીઓનો સંકોચ થતાં ભૂખની સંવેદના થાય છે. પેશીઓની ગતિ સવેદના (Motor sensation) ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે વિભિન્ન પ્રકારની ઉત્તેજનાઓ વિવિધ સંવેદનાઓને જન્મ આપે છે.

### (૫) વેબર ફેશનર નિયમ (Weber Fechner law)

આપણી ઇન્દ્રિયો પર ક્રિયા કરનારી ઉત્તેજનાઓ વિવિધ તીવ્રતાઓ વાળી હોય છે. કોઈપણ માત્રાની તીવ્રતા (Intensity) વાળી ઉત્તેજના

સંવેદના ઉત્પન્ન કરી શકે તેમ નથી આપણને અવાજ સાંભળવામાં એકદમ ધીમો લાગે, પ્રકાશ ઝાંખો લાગે. આપણને વજન અનુભવવામાં એકદમ હલકું માલુમ પડે તેવું હોય આ પ્રમાણે દરેક ઉત્તેજનાને સંવેદન ઉત્પન્ન કરવા માટે તીવ્રતાનું અમુક બિંદુ હોય છે. એ બિંદુને સંવેદનાદ્વાર (Threshold of sensation) કહેવામાં આવે છે. અત્યધિક તીવ્ર ઉત્તેજના સંવેદના ઉત્પન્ન કરતી નથી પણ પીડા ઉત્પન્ન કરે છે. તેમજ અધિક મંદ ઉત્તેજના પણ સંવેદના ઉત્પન્ન કરી શકતી નથી. એકદમ મંદ પ્રકાશ, ધ્વનિ કે એવી કોઈ ઉત્તેજના સંવેદના ઉત્પન્ન કરવામાં અસફળ થાય છે. અધિક તીવ્ર ઉત્તેજના જેવી કે એકદમ તેજ અવાજ, અત્યધિક ગરમી એ આપણને પીડાની લાગણી ઉત્પન્ન કરે છે. આ રીતે ઉત્તેજનાની તીવ્રતા અમુક પ્રમાણમાં હોય તો જ સંવેદના ઉત્પન્ન કરી શકે. એ વસ્તુ પણ સત્ય છે કે અન્ય યંત્રોની જેમ શરીર પણ યંત્ર છે. તેની ઇન્દ્રિયો પણ અમુક નિશ્ચિત શક્તિ ધરાવે છે. તેનાથી વધારે શક્તિનો ઉપયોગ કરી શકતી નથી. ઉત્તેજનાની તીવ્રતાની વૃદ્ધિ પ્રમાણે સંવેદનાની તીવ્રતામાં પણ વૃદ્ધિ થતી જાય છે. ઉત્તેજના જે બિંદુઓ કષ્ટદાયક બને છે બિંદુને ભાવક્ષમતાની ઉર્ધ્વ સીમા (Height of sensibility) કહેવામાં આવે છે અને નિમ્ન સીમા અને ઉર્ધ્વ સીમા વચ્ચેના અવકાશને ભાવક્ષમતાનો વિસ્તાર (Range of sensibility) કહેવામાં આવે છે.

જર્મન શરીર વૈજ્ઞાનિક વેબરે (Weber) એક નિયમ બનાવ્યો અને જણાવ્યું કે ઉત્તેજનાની તીવ્રતા જેમ જેમ વધતી જાય છે તેમ તેમ સંવેદના તીવ્ર થતી જાય છે, પરંતુ સંવેદનાનું દ્વાર વીત્યા પછી ઉત્તેજનાની તીવ્રતામાં કરવામાં આવતો વધારો સંવેદનાની તીવ્રતામાં વૃદ્ધિ કરતો નથી. ઉત્તેજનાની તીવ્રતામાં કરવામાં આવતા વધારા પ્રમાણે સંવેદનાની તીવ્રતામાં વધારો થતો નથી પરંતુ ઓછો થાય છે. જ્યારે ઉત્તેજનાની તીવ્રતા ઘણી જ ઓછી હોય ત્યારે સંવેદનાની તીવ્રતામાં વધારો કરવા માટે ઉત્તેજનામાં થોડી જ તીવ્રતાનો વધારો કરવાની આવશ્યકતા રહે છે; પરંતુ ઉત્તેજનાની તીવ્રતા અધિક હોય ત્યારે સંવેદનાની તીવ્રતામાં વૃદ્ધિ કરવા માટે ઉત્તેજનાની તીવ્રતામાં અધિક વૃદ્ધિ કરવી પડે છે. ઉદાહરણાર્થ, આપણે કોઇ વસ્તુ કે જે અધિક વજનદાર લઈ જઈ રહ્યા છીએ તેમાં કોઈ એચાર તોલાની વસ્તુ મૂકીએ તો તેનો કંઈ જ ફેર માલુમ પડતો નથી અને આપણને તેનું જ્ઞાન પણ થતું નથી. વજનથી થતી સંવેદનામાં ફેર કરવા માટે અમુક પ્રમાણનું વજન વધારવામાં આવે તો જ ફેર થઈ શકે છે. આ પ્રમાણે વૃદ્ધિ જરૂરી

હોય તો ઉત્તેજનામાં અમુક નિશ્ચિત પ્રમાણ વધારવું જોઈએ. તે માત્રા ન્યૂનતમ જ્ઞેય અંતર હોય છે. સંવેદનાની તીવ્રતામાં એક જ્ઞેય અંતર પાડવા માટે ઉત્તેજનામાં એક સ્થિરઅંશ ( Constant fraction ) થી વૃદ્ધિ કરવી જોઈએ. અમુક સવેદનાઓનું જ્ઞેય અંતર જાણવા માટે ઉત્તેજનામાં ન્યૂનતમ કેટલો વધારો કરવો પડે તે પ્રયોગોથી શોધી કાઢવામાં આવ્યું છે. દબાવની સંવેદનામાં પરિવર્તન કરવા માટે ઉત્તેજનામાં $\frac{૧}{૨૦}$ ની વૃદ્ધિ કરવી પડે. એટલે કે જો આપણે ૨૦ શેર વજન માથા ઉપર લઈ જનાર માણસને વજનથી થતી સંવેદનામાં પરિવર્તન કરવું હોય તો તેમાં એક શેર વજન વધારવું પડે અને તો જ તે માણસ જાણી શકે કે વજનમાં વધારો થયો છે. પ્રકાશ સંવેદનાની ઉત્તેજનામાં $\frac{૧}{૧૦૦}$ ની વૃદ્ધિ કરવી પડે, ધ્વનિની સંવેદનાની ઉત્તેજનામાં $\frac{૧}{૩}$ ની વૃદ્ધિ કરવી પડે. સવેદનામાં વૃદ્ધિ કરવા માટે ઉત્તેજનામાં જે સ્થિરાંશ ( Constant fraction ) થી વૃદ્ધિ કરવામાં આવે છે તેને સંવેદતાનો ગુણાંક ( Co-efficient of sensibility ) કહેવામાં આવે છે.)

વેબર ( Weber )નો નિયમ આ પ્રમાણે છે: " સંવેદનાની તીવ્રતામાં સમાનાન્તર વૃદ્ધિ ( Arithmetical progression ) કરવા માટે ઉત્તેજનામાં ગુણોત્તર વૃદ્ધિ થવી જોઈએ. સંવેદના ઉત્તેજનાના છેદ ( Logarithm )ના પ્રમાણમાં વધે છે " આ નિયમ વેબર ફેશનર નિયમ (Weber Fechner law) તરીકે ઓળખાય છે. એટલે કે સંવેદનામાં અમુક એકમની વૃદ્ધિ કરવા માટે તેની ઉત્તેજનાને એક સ્થિર અંશથી ગુણવી જોઇએ. ધારો કે ઉત્તેજનાની તીવ્રતા 'ત' છે. 'અ' સંવેદનાની ન્યૂનતમ જ્ઞેય તીવ્રતા છે. 'પ' સ્થિરાંશ છે. જેને 'અ' માં ૧ની વૃદ્ધિ કરવા માટે ઉત્તેજનાથી ગુણવાના છે. તો આપણે અ+૧, અ+૨ સવેદના કરવા માટે ઉદ્બોધકની તીવ્રતાને ક્રમશઃ (ત×પ), (ત×પ×પ) વગેરે હોવી જોઈએ.

દા. ત. 'અ' સંવેદનાની ન્યૂનતમ તીવ્રતા છે.

૮ ઉત્તેજનાની તીવ્રતા છે.

૨ સ્થિરાંશ છે.

૧ સવેદનાની ન્યૂનતમ જ્ઞેય વૃદ્ધિ છે.

અ+૧, અ+૨, અ+૩, વગેરે તીવ્રતાઓ પેદા કરવા માટે

સુખદુ:ખને અત્યધિક પ્રભાવિત કરે છે. શારીરિક સ્વસ્થતા કે અસ્વસ્થતા એ આંગિક સવેદનાઓ સાથે સંબંધિત છે. આ સંવેદના શરીરની સામાન્ય સ્થિતિથી પેદા થાય છે. તે સંવેદનાઓનો સમગ્ર અનુભવ સામાન્ય સવેદના (Common sensibility or Coenuesthesis) કહેવામાં આવે છે. આંગિક સંવેદનાઓ આપણા માનસિક જીવનનાં માપક યંત્રો છે.

(૮) ગતિ સંવેદનાઓ (Kineasthelic or Motor-sensations)

ગતિસંવેદના પેશીઓ અને સંધિઓને થતા ઉત્તેજનથી પેદા થાય છે. સ્નાયુઓ, પેશીઓ તથા જોડાના સંકોચ અને હાસવાથી ઉત્તેજીત થાય છે અને તેનાથી ભાર, ખેંચાણ વગેરે ગતિસંવેદનાઓ થાય છે. માંસપેશીઓ બે પ્રકારની હોય છેઃ ઐચ્છિક (Voluntary) અને અનૈચ્છિક (Nonvoluntary) ઐચ્છિક પેશીઓ કૃતિશક્તિ (Will power) ના નિયંત્રણમાં હોય છે. આ પેશીઓ હાથ, પગ વગેરે ભાગોમા સ્થિત હોય છે. અનૈચ્છિક પેશીઓ કૃતિશક્તિના નિયંત્રણમાં હોતી નથી. તે આંતરડાં, હોજરી વગેરે ભાગોમાં હોય છે. પેશીઓ તંતુઓ (Fibres) ના ગુચ્છોથી અને માંસથી બનેલી હોય છે તે કર્મસ્નાયુકોશા (Motor neurones) સાથે જોડાયેલી હોય છે. કેન્દ્રાય કર્મસ્નાયુકોશાઓ (Central Motor neurones) મારફત જતો સ્નાયવિક પ્રવાહ પેશીતંતુઓ ગ્રહણ કરે છે. કર્મ સ્નાયુઓના અંતભાગની બાજુમાં બોધસ્નાયુ (Sensory nerves) ના છેડાઓ હોય છે જે પેશીમાં તથા પરિવર્તનની મગજમાં ખબર કરે છે. પેશીઓમાં સંકોચાવાની શક્તિ હોય છે. તે કર્મસ્નાયુથી જતા સ્નાયવિક પ્રવાહથી ઉત્તેજિત થાય છે અને ગતિ પેદા કરે છે.

ગતિસંવેદનાઓ ત્રણ પ્રકારની હોય છે. સ્થિતિ (Position), સ્વચ્છંદ ગતિ (Free movement) અને પ્રતિરુદ્ધ ગતિ (Impeded movement)'

**સ્થિતિ (Position) :** કોઈ અંગની અમુક નિશ્ચિત સ્થિતિથી થતો અનુભવ તેને સ્થિતિની સંવેદના કહેવામાં આવે છે. તેમાં અંગત એક જ સ્થિતિમાં રાખવામાં પ્રયાસ કરવામાં આવતો હોય તેવી સક્રિય લાગણી અનુભવાય છે. આ ક્રિયામાં સંધિઓ (Joints) પર થતું દબાણ તેમાં

પાસેની ત્વચા અને પૈશિકતંતુઓ (Muscular fibres)નો પણ સહયોગ હોય છે. ઉદાહરણાર્થ, આપણે હાથ ઊંચા કરી રાખીએ તો ગતિની:સ્થિતિની લાગણી પેદા કરે છે.

### પ્રતિરુદ્ધ ગતિ (Impeded movement)

આ ગતિસંવેદનાનું ઉત્પન્ન થવાનું કારણ ક્રિયામાં થતો વિરોધ છે, એટલે કે પૈશિક ગતિમાં કે સાંધામાં થતા કાર્યમાં અવરોધ થતાં પ્રતિરુદ્ધગતિ સંવેદનાનો અનુભવ થાય છે. ઉદાહરણાર્થ- હાથને કોઈ વસ્તુ સાથે ઘસવો કે તેનાથી વજન ઉઠાવવું વગેરે. આ પ્રકારની સંવેદનાથી વસ્તુઓના મૂળ ધર્મો જાણી શકીએ છીએ. કોઈ વસ્તુ કઠણ છે કે સુંવાળી, વજનદાર છે કે હલકી વગેરે ગુણો પ્રતિરદ્ધ ગતિથી જાણી શકાય છે.

### સ્વચ્છંદગતિ (Free movement)

સ્વચ્છંદગતિથી આપણને સંવેદનામાં સતત પરિવર્તનનો અનુભવ થાય છે. આ ક્રિયામાં પેશીઓથી આપણને અલગ અલગ સંવેદના પ્રાપ્ત થાય છે. પેશીઓનું એક જૂથ જુદી સંવેદના ઉત્પન્ન કરે છે અને બીજું જૂથ જુદી સંવેદના ઉત્પન્ન કરે છે. આપણા એક જ હાથની ગતિની સંવેદના જુદીજુદી થાય છે. આપણે હાથને સતત ઉપર નીચે લઈ જઈશું તો માલુમ પડશે કે હાથ ઉપર લઈ જતી વખતે થતી સંવેદના હાથ નીચે મૂકતી વખતની સંવેદનાથી ભિન્ન હોય છે. તદુપરાંત ગતિની સંવેદના ગતિના સ્થિતિકાળ પર આધાર રાખે છે. ગતિકાળના પ્રમાણે તેમાં ભિન્નતા હોય છે. ગતિના વેગ (Velocity) ના પ્રમાણે પણ સંવેદનામાં અંતર હોય છે. સ્થિતિકાળ (Duration) અને વેગ (Velocity) થી ગતિનું પ્રમાણ આપણે જાણી શકીએ છીએ.

ગતિ સંવેદનાઓ આપણે માટે અત્યંત આવશ્યક છે. તેનાથી આપણને શારીરિક સ્થિતિનું જ્ઞાન સરળ રીતે થઈ શકે છે. તેનાથી આપણે દ્રવ્યના ગુણધર્મો જેવા કે વિસ્તાર સ્થિતિ, દિશા અવેધ્યતા (Impenetrability) વગેરે જાણી શકીએ છીએ. આ બાબતમાં ત્વક્સંવેદનાઓ અને દૃષ્ટિ સંવેદનાઓ મદદ કરે છે. ગમે તેમ હોય છતાં પણ આપણે એ જાણીએ છીએ કે આંખો બંધ કરીને આપણે આપણા હાથની સ્થિતિ કેવી છે, ક્યાં છે વગેરે જાણી શકીએ છીએ. આપણે અંધારામાં પણ આપણા હાથની નિશ્ચિત

આગળી પકડી શકીએ છીએ આ બાબતોમાં આપણે પેશીઓ, સંધીઓ વગેરે અંગોની સંવેદના (Sinsibility) ઉપર આધાર રાખીએ છીએ.

તેની અગત્યતા ભાર અને અવરોધ ( Resistence )ના જ્ઞાનમાં પણ ઘણી છે. તેની સવેગાત્મક કિંમત પણ ઘણી જ છે. સ્વાસ્થ્ય ઘણું કરીને પેશીઓ ઉપર આધાર રાખે છે આ પ્રમાણે ગતિસંવેદનાઓનુ મૂલ્ય અધિક છે

## ( ૯ ) વિશેષ સંવેદનાઓ (Special sensations)

વિશેષ સવેદનાઓ બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થાય છે તરંગ, ધ્વનિ સ્વાદ વગેરે વિશેષ સંવેદનાઓ છે બાહ્ય ઉત્તેજના તે સંવેદનાની ઇન્દ્રિયો કે અગ્રેન્દ્રિયો (End organs) જેવી કે આંખ, કાન, નાક, જીભ વગેરે ઉપર ક્રિયા કરે છે. ઇથિર તરંગો આંખ પર ક્રિયા કરે છે જેથી આપણને દૃષ્ટિ સંવેદના અનુભવાય છે વાયુ તરંગોની ધ્વનિ કાન સુધી પહોચે અને તેથી ધ્વનિની સવેદના અનુભવાય છે આ પ્રમાણે વિવિધ ઉત્તેજનાઓથી વિવિધ ઇન્દ્રિયો ઉપર ક્રિયા થવાથી આપણે સવેદના પ્રાપ્ત કરીએ છીએ. વિશેષ સવેદનાઓનું સ્થાન નિર્ધારણ કરી શકાય છે તેમને એકબીજાથી ભિન્ન જાણી શકાય છે તેમનુ જ્ઞાનાત્મક મૂલ્ય (Cognitive value) અધિક છે. તેનાથી આપણે સ્વાદ, ગંધ, રંગ વગેરે દ્વારા બાહ્ય વસ્તુઓના ગુણોનુ જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ. વિશેષ સવેદનાઓમાં આંગિક સવેદના અને ગતિ સંવેદના કરતાં પ્રકાર ઘણા જ છે. જેવા કે દૃષ્ટિસંવેદના, શ્રવણસવેદના, સ્પર્શ સંવેદના વગેરે

## ( ૧૦ ) શ્રવણ સંવેદના (Auditory sensation)

ધ્વનિ વાયુમા ઉત્પન્ન થતા કંપન (Vibraiton) છે વાયુમાં થતી હલકી ગતિના કારણે ધ્વનિ ઉત્પન્ન થાય છે. વાયુ તરંગો ધ્વનિ સવેદનાની ઉત્તેજના છે.

કાનના ત્રણ ભાગ હોય છે. બાહ્યકર્ણ (External ear), મધ્યકર્ણ (Middle ear), અને આંતરિક કર્ણ કે અંત કર્ણ (Internal ear), બાહ્યકર્ણ (External ear, Auricle) સંગ્રહકર્તા (Collector) છે. તે કાનનો પંખો અને શ્રવણનળી (Auditory canal) નો બનેલો હોય છે શ્રવણનળીનો અંદરનો છેડો કાનના પડદા (Tympanic membrane)

ચી ઢંકાયેલો હોય છે. બાહ્યકાન ધ્વનિ તરંગોને એકઠા કરે છે અને તેનાથી મધ્ય કાનના ઢોલ ઉપર આઘાત થાય છે અને તેનાથી કંપન પેદા થાય છે. કાનના ઢોલને ત્રણ અસ્થિઓ ચોંટેલી હોય છે, જેને હથોડા (Hammer bone)




આકૃતિ ૬

નિહાઈ (Anvil bone) અને રકાબ (Stirrup bone) કહેવામાં આવે છે. એક કંઠકર્ણી નળી (Eustachin) હોય છે જે કંઠમાંથી આવે છે. તેમાં કંઠમાંથી હવા આવતી રહે છે અને તેથી કર્ણમાં વાતાવરણના જેવું હવાનું દબાણ જળવાય છે. અગર હવાનું દબાણ અંદર એ ન્યૂનાધિક થઈ જાય તો કર્ણપટ આગળ પાછળ સરકી જાય અને ધ્વનિ તરંગોથી બરાબર સંવેદના ન થઈ શકે. મધ્યકાનમાં સ્થિત અસ્થિઓ ધ્વનિ કંપનોને તીવ્ર કરવાનું કાર્ય કરે છે અને તેને આન્તરિક કર્ણમાં મોકલે છે. આ પ્રમાણે મંદ કંપનોને પ્રબળ કરી આંતરિક કર્ણમાં રહેલા પદાર્થમાં મોકલે છે. આન્તરિક કર્ણના ત્રણ ભાગ છે. મધ્યગુહા (Vestible), અર્ધચંદ્રાકાર નળીઓ (Semi-circular canals) અને કોક્લા (Cochlea). શ્રવણમાં કોક્લા એક અગત્યનું અંગ છે. તેની બનાવટ અતિ જટિલ (Complex) છે. તેની બે નળીઓ હોય છે જે પાણીથી ભરેલી હોય છે. એક છેડા ઉપર સ્થિતિસ્થાપક (Elastic) કલા (Membrane)થી બનેલા બે દ્વાર હોય છે. દ્વારને બે ભાગોમાં વિભાજિત કરતો એક ભાગ હોય છે. તે વિભાગો અત્યંત કલાઓ અને અસ્થિઓ (Bones)ના બનેલા છે. દાંડકું તેના દ્વાર તરફ પહોળું અને કોકલાના ભાગ તરફ સાંકડું હોય છે. દ્વાર નજીક કલાઓથી બનેલો એક ત્રિકોણાકાર ભાગ હોય છે જેને આધાર કલા (Basilar membrane)

કહેવામાં આવે છે. તે તંતુઓથી બનેલી હોય છે અને અસ્થિઓની બન્ને બાજુએ પ્રસરેલી હોય છે. શ્રવણસ્નાયુતંતુઓ શ્રવણચિત્ય (Organ of cotri) ના સ્નાયુકોશો (Nerve cells)માંથી ઉત્પન્ન થાય છે. ત્યાં નળીઓમાંની કળાઓમાં જાય છે. ત્યાંથી એકત્ર થઈ શ્રવણ સ્નાયુમાં જાય છે. શ્રવણસ્નાયુ ( Auditory nerve ) ખોપરીના હાડકાના છેદદ્વારા મગજમાં જાય છે. આ રીતે જ્યારે ધ્વનિ તરંગો આંતરિક કર્ણમાં પહોંચે છે ત્યારે શ્રવણચિત્યની કેશકોશો (Haircells) ને ગતિ મળે છે જે શ્રવણ સ્નાયુઓને ઉત્તેજીત કરે છે. જ્યારે આ સ્નાયવિક આવેગ મગજમાં પહોંચે છે ત્યારે સંવેદના ઉત્પન્ન થાય છે. આધાર કલા (Basilar membrane) પર આવેલાં તંતુઓનું કાર્ય અગત્યનું છે. તે પિયાનોના તારની જેમ ગોઠવાયલા હોય છે. તે તરંગગતિ (Wabe movement) થી થતાં કંપનોની પ્રતિક્રિયા કરે છે. ધારોકે અમુક પ્રમાણની તરંગગતિ બહારના કાનમાં થાય છે. ત્યાંથી તે મધ્યકાનમાં થઈ કલાઓવાળા ભાગમાં થઈને આધારકલામાં જાય છે. ત્યાં આ તંતુ (Fibre)માં કંપન થાય છે. જેનો કંપન સમય અંદર આવતા તરંગના કંપન સમય જેટલો હોય છે. તેનાથી કેશકોશોમાં કંપન થાય છે, અને ત્યાંથી શ્રવણ સ્નાયુ (Auditory nerve)માં પહોંચે છે. શ્રવણસ્નાયુથી મગજમાં પહોંચે છે.

શ્રવણ સંવેદનાઓ કાનની વાયુ કંપનો પ્રતિની પ્રતિક્રિયા છે. સાંભળવામાં આવેલા ધ્વનિને સ્વરો (.Tones) અને કોલાહલ (Noise) એમ બે વિભાગોમાં વર્ગીકૃત કરવામાં આવે છે. ધ્વનિમાં બુલંદતા (Loudness) વૈયક્તિક સ્વરગુણ (Timbre) અને તીવ્રતા (Pitch) માં ભિન્નતા હોય છે. તાનમાં તીવ્રતા કે તારતા (Pitch) સ્વરગુણ (Timbre), સમસ્વરતા (Harmony) વિસ્વરતા (Discord) વગેરે હોય છે.

## સ્વરો (Tones)

સ્વરો એ સંગીતમય ધ્વનિ હોય છે. તેને ઉત્પન્ન કરનાર વાયુ દેવનો નિયતકાલિક (Periodic) હોય છે. તેમાં સમરસતા અને નિયમિતતા હોય છે, તે સંગીતની એવી વસ્તુ છે જેમાં સંગીત કળામાં સ્થાન પ્રાપ્ત કરી શકે તેવી સૂરોની સ્પષ્ટતા (Clarity) અને સ્થિરતા હોય છે. તે સ્વર ગુણ અને તીવ્રતામાં ભિન્ન ભિન્ન હોય છે. નિયમિત અને ઓછી તરંગ લંબાઈવાળાં વાયુકંપનો સ્વરો ઉત્પન્ન કરે છે. સ્વરો કોમળ અને સ્થિર હોય છે.

### કોલાહલ (Noises)

કોલાહલ મિશ્રિત અને અનિયમિત ધ્વનિ છે. તેનાં ઉત્પાદક કંપનો વિવિધ ગુણવાળાં અને અસ્થિર હોય છે, તે સંગીતરહિત ધ્વનિ છે. તે અત્યંત કંટાળાજનક હોય છે. સ્ટાઉટ જણાવે છે કે જ્યારે ઉત્તેજનામાં કંપનોની કડી કે જેમાં એક બીજાથી ભિન્ન એવાં કંપનો હોય અને અનુગામી કંપનોની સંખ્યા એટલી ઓછી હોય કે જે સ્વરને ઉચ્ચ ન કરી શકે, ત્યારે જ સામાન્ય રીતે કોલાહલ થાય છે.

### તારતા (Pitch)

તારતા એટલે કોઈ સ્વરની ઊંચાઈ કે નીચાઈ. તારતાની ઊંચાઈ નીચાઈ ધ્વનિની તરંગ લંબાઈ (Wave length) અને તરંગ સંખ્યા ઉપર આધાર રાખે છે. જેમકે વાયુ કંપનોની આવૃત્તિ સંખ્યા (Rate of frequency) અધિક હોય છે તેમ તારતા અધિક ઊંચી હોય છે. અધિક તરંગ લંબાઈ વાળાં વાયુ કંપનો નીચી તારતા ઉત્પન્ન કરે છે અને ઓછી તરંગ લંબાઈવાળાં વાયુકંપનો અધિક ઊંચી તારતા ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે તારતાનો ચઢાવ ઉતાર વાયુકંપનોની તરંગ લંબાઈ અને કંપનોની આવૃત્તિ સંખ્યા ઉપર આધાર રાખે છે.

### સમસ્વરતા અને વિસ્વરતા (Harmony and discord)

બે તારનું મિલન થઈ જે સ્વર બને છે તેને સંધ્વની કે સમસ્વર કહેવામાં આવે છે. આ તાનોમાં કંપનસમયમાં અંતર હોય છે. એક તાનનો કંપનસમય બીજી તાનના સમય કરતાં બમણો હોય છે. બન્ને તાન એવી રીતે મળી જાય છે કે તેમને જુદીજુદી રીતે ઓળખવી કઠિન હોય છે. બે તાનનું મિલન પ્રમાણસર થતું નથી અને પરસ્પર બરાબર સંયોજન થતું નથી અને તેનાથી થતા સ્વરને વિસ્વર કહેવામાં આવે છે.

વિસ્વરોના પ્રતિ અરુચિ થાય છે તે કર્ણકટુ હોય છે.

### સ્વરગુણ (Timbre)

વિવિધ વાદ્યો પર બજાવવામાં આવતા એકજ સૂર વિવિધ ગુણો દર્શાવે છે. સ્વરગુણ કે વૈયક્તિક ગુણ (Timbre) વાયુ કંપનોની જટિલતા ઉપર અવલંબન રાખે છે. સ્વરોમાં તફાવત પડવાનું કારણ વાદ્યથી ઉત્પન્ન કરવામાં આવેલા મૂળ સ્વર (Fundamental tone) સાથે ઉપસ્વરોનું (Overtones)

દૃષ્ટિપટલ (Retina) સુધી પહોંચાડે છે. દૃષ્ટિપટલમાં સંવેદનશીલ કોશો (Sensory cells) હોય છે અને તે સ્નાયુ કોશાઓ (Neurones) દ્વારા મગજ સાથે જોડાયેલું હોય છે. દૃષ્ટિપટલમાં બે પ્રકારના જ્ઞાનકોશો (Sense cells) હોય છે જેને શલાકાઓ (Rods) અને શંકુઓ (Cones) કહેવામા આવે છે. દૃષ્ટિપટલની મધ્યમાં એક પીતબિંદુ (Yelow point) હોય છે જેની મધ્યમાં એક અન્ય બિન્દુ હોય છે અને તેને મધ્યગર્ત (Fovea centralis) કહેવામાં આવે છે, આ ગર્તમાં શંકુઓ જ હોય છે અને તે સ્પષ્ટ દૃષ્ટિનું કેન્દ્ર (Point of clearest vision) હોય છે. કેન્દ્રની બહાર શલાકાઓ (Rods) અને શંકુઓ (Cones) બન્ને હોય છે. જેમ જેમ દૃષ્ટિપટલ ઉપર કેન્દ્રથી દૂર જતા જઈએ તેમ તેમ શંકુઓની સંખ્યા ઓછી થતી જાય છે. અક્ષિગોલકની બરાબર પાછળ દૃષ્ટિપટલમાં દૃષ્ટિસ્નાયુ હોય છે જે દૃષ્ટિપટલને મગજ સાથે જોડે છે.

પ્રકાશ કનિનિકા (Cornice)માંથી પ્રવેશ કરી નેત્રરસમાંથી પસાર થાય છે. ત્યાંથી તે બહિર્ગોળ કાચ (Convex lens) પર પડે છે. કાચમાંથી પસાર થતાં તેનું વક્રીભવન (Refraction) થાય છે. વક્રીભૂત (Refrected) કિરણો કાચરસ (Vitreous hamour)માં પ્રવિષ્ટ થાય છે. ત્યાંથી તે દૃષ્ટિપટલમાં પહોંચે છે. ત્યાં પ્રકાશ દૃષ્ટિપટલમાં સ્થિત શંકુઓ અને શલાકાઓમાં રાસાયણિક પરિવર્તન કરે છે. આ પ્રમાણે ત્યાં પ્રકાશનાં કિરણોનું સ્નાયવિક પ્રવાહમાં પરિવર્તન થાય છે અને દૃષ્ટિસ્નાયુ (Optic nerve) દ્વારા મગજમાં પહોંચે છે જેથી સંવેદનાઓ ઉત્પન્ન થાય છે.

આપણે એ જોયું કે પ્રકાશના તરંગોનું શંકુઓ અને શલાકાઓમાં પરિવર્તન થઇ સ્નાયવિક પ્રવાદ બને છે અને તે મગજમાં પહોંચતાં સંવેદના થાય છે. પ્રકાશના તરંગો ઈથરનાં એકદમ નાનાં કંપનો છે. આ તરંગો વિભિન્ન હોય છે. તેમની વિભિન્નતા લંબાઇ, વિપુલતા, દૃષ્ટિસંવેદનાનાં વિભિન્ન લક્ષણો તરંગોના પ્રકાર ઉપર આધાર રાખે છે. સંવેદનાઓ બે પ્રકારની હોય છે. ઉજ્જ્વળતાની સંવેદના (Brightness sensation) અને રંગસંવેદના (Colour sensation) ઉજ્જ્વળતાની સંવેદનાઓનો આધાર પ્રકાશતરંગની વિપુલતા (Amplitude) ઉપર હોય છે. વિવિધ વિપુલતા વાળા તરંગો વિવિધ ઉજ્જ્વળતાની સંવેદનાઓ ઉત્પન્ન કરે છે.

ઉજ્જ્વળતાનો આધાર તરંગ લંબાઈ ઉપર પણ છે. અત્યધિક પ્રકાશિત દીપક જે નજીકમાં જ છે તેના કરતાં દૂરના દીપકનો પ્રકાશ ઓછો લાગે છે. વિશુદ્ધ વર્ણ સંવેદના સમાન લંબાઇવાળા અને સમરૂપ પ્રકાશ તરંગોથી થઇ શકે છે. તરંગોની લંબાઇના મિશ્રણ ઉપર રંગ સંવેદનાની શુદ્ધતાનો આધાર છે. મિશ્રણની અધિકતા શુદ્ધતાને ખામીયુક્ત બનાવે છે. રંગ સંવેદનાઓની તીવ્રતા પ્રકાશ તરંગોની વિપુલતા પર આધાર રાખે છે. વિભિન્ન લંબાઇવાળા તરંગોના મિશ્રણથી પ્રકાશમાં તફાવત પડે છે. પ્રકાશની તીવ્રતામાં પણ તફાવત પડે છે.

રંગ-પ્રકાશની ઉત્તેજનાની તરંગ લંબાઈ પર આધાર રાખે છે. દરેક રંગ અમુક નિશ્ચિત તરંગ લંબાઈ પર પ્રતિક્રિયા કરે છે. વિવિધ તરંગ લંબાઈનો પ્રકાશ વિવિધ રંગોની સંવેદના આપે છે, જેમકે ૪૮૦ ની લંબાઈવાળા તરંગ ભૂરા રંગ પ્રસ્તુત કરે છે; ૫૨૦ ની લંબાઈવાળા તરંગ લીલારંગની સંવેદના ઉત્પન્ન કરે છે, ૫૮૦ ની પીળો અને ૭૬૦ ની લાલ રંગ પ્રસ્તુત કરે છે. અન્ય રંગોનું પણ આ પ્રમાણે છે.

### પ્રારંભિક કે મૌલિક રંગ સંવેદનાઓ (Elementary colour sensations)

માનવામાં તો આપણે ઘણા રંગો માનીએ છીએ. જેવા કે લાલ, પીળો, જાંબલી, લીલો વગેરે. અને આ પ્રમાણે ભેદ કરવા યોગ્ય તો બહુ જ રંગ છે, અને જોતાં તો દરેક રંગ મૌલિક લાગે છે. ઉદાહરણાર્થ નારંગી રંગ, નારંગી રંગ પીળા અને લાલ રંગનું મિશ્રણ છે પરંતુ તે બે રંગો જુદા માલુમ પડતા નથી. પરંતુ એમ નથી. લાલ, પીળો, લીલો અને વાદળી એ ચાર રંગ મૌલિક (Primary) છે. બાકીના વિવિધ રંગો આ ચારના પરસ્પર પ્રમાણસરના મિશ્રણથી બને છે. છતાં કેટલાક રંગો એવા છે જે વધારે આગળ પડે છે. આ રંગોમાં કાળા અને સફેદનો સમાવેશ થાય છે. આ રંગો અન્ય રંગો સાથે એકદમ આગળ પડતા માલુમ પડે છે. આ રંગોને પ્રારંભિક દાર્ષ્ટિક ગુણ હોય છે. આ બે રંગોની સંવેદના પૃથક્ છે. મૌલિક રંગોની સંખ્યા બહુ જ ઓછી છે. હેલ્મહોલ્ટ્સે (Helmholts) એક સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે કે દૃષ્ટિપટલ પ્રકાશ પ્રતિ ત્રણ મૂળ પ્રતિક્રિયાઓ કરે છે જેનાથી લાલ, લીલો અને વાદળીની સંવેદનાઓ થાય છે. તદુપરાંત તેમનો સિદ્ધાન્ત ભૌતિકશાસ્ત્રના દૃષ્ટિકોણથી,

સમય રહે છે. દરેક સંવેદનશીલ ભાગમાં પશ્ચાત્ પ્રતિમા રહી શકે છે પરંતુ દષ્ટિસંવેદનામાં તેમનું થવું અગત્યનું છે. સંવેદ્ય ઉત્તેજનાની પશ્ચાત્ અસર ઘણા સમય સુધી રહે છે. પશ્ચાત્ પ્રતિમાઓ બે પ્રકારની હોય છે. ઋણાત્મક (Negative) અને ધનાત્મક (Positive). સંવેદનામાં ઉત્તેજનાના ગયા પછી થોડો સમય તેની અસર રહે છે તેને પશ્ચાત્ પ્રતિમા ન કહેતાં પશ્ચાત્ સંવેદના કહેવું ઉચિત છે. આપણે રૂમમાં રાત્રે જે વિદ્યુતદીપક રાખીએ છીએ તે અગર અધિક પ્રકાશવાન હોય અને તેને આપણે બંધ કરી દઈએ તો આપણને બંધ થયા બાદ પણ થોડા સમય સુધી તેના તે જ રંગમાં પ્રકાશ દેખાય છે. તેને ધનાત્મક (Positive) પશ્ચાત્ પ્રતિમા કહેવામાં આવે છે. ધનાત્મક પ્રતિમામાં આપણને ઉત્તેજનાનો જે રંગ હોય છે તે જ દેખાય છે પરંતુ તેમાં સાધારણ હલકો દેખાય છે. આપણ કોઈ ભૂરા કાગળના ટૂકડા ઉપર થોડો સમય જોઈ રહીએ અને ત્યારબાદ આંખ બંધ કરીશું તો આપણને તે કાગળના જેવડો જ પીળો કાગળ દેખાશે. આ ઋણાત્મક (Negative) પ્રતિમા છે. આ પ્રમાણે સફેદની જગાએ કાળો અથવા દરેક મૌલિક રંગને માટે તેમના પૂરક રંગો દેખાય તે ઋણાત્મક પ્રતિમા છે. આ પ્રમાણે અભાવાત્મક પ્રતિમા દરેક રંગોનું તેમના પૂરક રંગોમાં પરિવર્તન કરે છે. કોઈ શક્તિશાળી ઉત્તેજના બાદ તેની પ્રતિમા અધિક સમય રહે છે. અને તે ઘડી ઘડી ધનાત્મક અને ઋણાત્મક રૂપ લે છે.

### રંગવિરોધ (Colour contrast)

દૃષ્ટિની દરેક ક્રિયાઓ કરતાં રંગવિરોધ અધિક આકર્ષક છે. વિરોધનો પ્રભાવ તો દરેક જ્ઞાનેન્દ્રિયોમાં હોય છે પરંતુ દષ્ટિમાં તે સ્પષ્ટ માલુમ પડે છે. જ્યારે અન્યમાં તેટલો સ્પષ્ટ માલુમ પડતો નથી. પીળા અને ભૂરા બે પાને પાને મૂકેલા કાગળો આપણે ક્રમશઃ જોઈશું તો તેમને જુદા એક એક રાખી જોવામાં રંગમાં તફાવત માલુમ પડશે. પીળા કાગળ ઉપર જોયા પછી ભૂરા કાગળ ઉપર જોઈશું તો તે વધારે ભૂરો લાગશે અને ભૂરા કાગળ ઉપર જોઈશું તો તેના મૂળ રંગ કરતાં અધિક પીળો લાગશે. આને ક્રમિક વિરોધ (Successive contrast) કહેવામાં આવે છે. ઘણું કરીને રંગવિરોધમાં ઋણાત્મક પશ્ચાત્ પ્રતિમાઓ હોય છે. પીળા રંગથી થાકી ગયેલી આંખની ભૂરા રંગ પર રુચિ હોય તો તેના તરફ જોતાં પશ્ચાત્ પ્રતિમા રહે છે. ભૂરી પશ્ચાત્ પ્રતિમા ક્રિયા ચાલુ હોય ત્યારે વાસ્તવિક ભૂરા રંગને દેખતાં તેની

રંગોના સંમિશ્રણમા માને છે અને વિવિધ રંગોના મિશ્રણથી તે જ રંગ ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ્ય બતાવે છે આ ત્રણ રંગોનુ ભૌતિક રીતે કરવામા આવેનુ સપ્રમાણ મિશ્રણ સફેદ કે ભૂખરા રંગની સંવેદના પ્રદાન કરે છે

રંગ સંવેદનાઓનુ અસ્તિત્વ આપણી ચેતનામા છે સંવેદનાઓનુ પરસ્પર મિશ્રણ થઈ શકતુ નથી બાહ્ય ઉત્તેજનાઓ કે પ્રકાશના તરંગોના મિશ્રણથી આપણે જુદાજુદા રંગોની અસર અનુભવીએ છીએ આપણે એ જોયુ કે લાલ, લીલો, પીળો અને વાદળી મૌલિક રંગ છે નારંગી રંગ લાલ અને પીળાનુ મિશ્રણ છે તે વેરા નારંગી જોતા માલુમ પડશે તેમા લાલની અસર વધારે છે નારંગીમા આપણે પીળા અને લાલ સિવાય કોઈ રંગની આભા જોઈ શકતા નથી નારંગી, લાલ અને પીળાનુ મિશ્રણ છે ભૂરા અને લાલનુ મિશ્રણ જામની છે દરેક રંગો આ પ્રમાણે ચાર મૌલિક રંગોના સપ્રમાણ મિશ્રણથી બને છે લાલ અને પીળા રંગનુ વિભિન્ન પ્રમાણોમા મિશ્રણ કરી તે બન્ને વચ્ચેના વિભિન્ન રંગો બનાવી શકીએ છીએ. પીળા અને ભૂરાનુ મિશ્રણ કરી તે બેની વચ્ચેના રંગો બનાવી શકીએ છીએ અમુક મિશ્રણ એવા છે જે ચોક્કસ છે જેના મિશ્રણથી ભૂખરો રંગ જ બને છે બીજો કોઈ રંગ બની શકતો નથી જે રંગોનુ મિશ્રણ થતા આ પ્રમાણે ભૂખરો રંગ બને છે તે રંગોને પૂરક રંગો (Complementary colours) કહેવામા આવે છે બે તરંગ લબાઈ દૃષ્ટિ પટલ ઉપર એક સાથે કાર્ય કરતા આ ભૂખરા રંગની સંવેદના પ્રાપ્ત કરે છે ઉદાહરણાર્થ આપણે પીળા અને વાદળી રંગને મિલાવીએ છીએ તો ભૂખરો રંગ બને છે જ્યારે આપણે આ બે તરંગ લબાઈ મિલાવીએ છીએ ત્યારે તે બને અદૃશ્ય થઈ જાય છે અને ફક્ત ભૂખરા રંગની સંવેદના આપે છે લાલ અને લીલા રંગો પણ અદૃશ્ય થઈ જાય છે અને પીળા રંગની સંવેદના છોડી જાય છે આ રંગોને પૂરક રંગો કહેવામા આવે છે આ પ્રમાણે દરેક દૃષ્ટિ સંવેદના લાલ પીળા લીલો, વાદળી, સફેદ અને કાળા રંગોમા વિભિન્ન થઈ શકે છે

### પશ્ચાત્ પ્રતિમાઓ (After images)

ઉત્તેજનાનો અંત એટલે એમ નથી કે સંવેદનાનો અંત ઉત્તેજના બંધ થના પણ જ્યા સુધી તેનુ જોર સ્નાયુઓ હોય છે ત્યા સુધી સંવેદના ચાલુ હોય છે આ સત્યનો આપણે અનુભવ કરીએ છીએ અને તે સત્યને પશ્ચાત્ પ્રતિમા કે પશ્ચાત્ સંવેદના (After sensation) કહેવામા આવે છે કોઈ પણ માંસપેશી કે ઇન્દ્રિય હોય તેમા પ્રતિક્રિયા ઉત્તેજના કરતા વધારે

સમય રહે છે. દરેક સંવેદનશીલ ભાગમાં પશ્ચાત્ પ્રતિમા રહી શકે છે પરંતુ દષ્ટિસંવેદનામાં તેમનું થવું અગત્યનું છે. સંવેદ્ય ઉત્તેજનાની પશ્ચાત્ અસર ઘણા સમય સુધી રહે છે. પશ્ચાત્ પ્રતિમાઓ બે પ્રકારની હોય છે. ઋણાત્મક ( Negative ) અને ધનાત્મક ( Positive ). સંવેદનામાં ઉત્તેજનાના ગયા પછી થોડો સમય તેની અસર રહે છે તેને પશ્ચાત્ પ્રતિમા ન કહેતાં પશ્ચાત્ સંવેદના કહેવું ઉચિત છે. આપણે રૂમમાં રાત્રે જે વિદ્યુતદીપક રાખીએ છીએ તે અગર અધિક પ્રકાશવાન હોય અને તેને આપણે બંધ કરી દઈએ તો આપણને બંધ થયા બાદ પણ થોડા સમય સુધી તેના તે જ રંગમાં પ્રકાશ દેખાય છે. તેને ધનાત્મક ( Positive ) પશ્ચાત્ પ્રતિમા કહેવામાં આવે છે. ધનાત્મક પ્રતિમામાં આપણને ઉત્તેજનાનો જે રંગ હોય છે તે જ દેખાય છે પરંતુ તેમાં સાધારણ હલકો દેખાય છે. આપણ કોઈ ભૂરા કાગળના ટૂકડા ઉપર થોડો સમય જોઈ રહીએ અને ત્યારબાદ આંખ બંધ કરીશું તો આપણને તે કાગળના જેવડો જ પીળો કાગળ દેખાશે. આ ઋણાત્મક ( Negative ) પ્રતિમા છે. આ પ્રમાણે સફેદની જગાએ કાળો અથવા દરેક મૌલિક રંગને માટે તેમના પૂરક રંગો દેખાય તે ઋણાત્મક પ્રતિમા છે. આ પ્રમાણે અભાવાત્મક પ્રતિમા દરેક રંગોનું તેમના પૂરક રંગોમાં પરિવર્તન કરે છે. કોઈ શક્તિશાળી ઉત્તેજના બાદ તેની પ્રતિમા અધિક સમય રહે છે. અને તે ઘડી ઘડી ધનાત્મક. અને ઋણાત્મક રૂપ લે છે.

રંગવિરોધ ( Colour contrast )

દૃષ્ટિની દરેક ક્રિયાઓ કરતાં રંગવિરોધ અધિક આકર્ષક છે. વિરોધનો પ્રભાવ તો દરેક જ્ઞાનેન્દ્રિયોમાં હોય છે પરંતુ દૃષ્ટિમાં તે સ્પષ્ટ માલુમ પડે છે. જ્યારે અન્યમાં તેટલો સ્પષ્ટ માલુમ પડતો નથી. પીળા અને ભૂરા બે પાસે પાસે મૂકેલા કાગળો આપણે ક્રમશઃ જોઈશું તો તેમને જુદા એક એક રાખી જોવામાં રંગમાં તફાવત માલુમ પડશે. પીળા કાગળ ઉપર જોયા પછી ભૂરા કાગળ ઉપર જોઈશું તો તે વધારે ભૂરો લાગશે અને ભૂરા કાગળ ઉપર જોઈશું તો તેના મૂળ રંગ કરતાં અધિક પીળો લાગશે. આને ક્રમિક વિરોધ (Successive contrast) કહેવામાં આવે છે. ઘણું કરીને રંગવિરોધમાં ઋણાત્મક પશ્ચાત્ પ્રતિમાઓ હોય છે. પીળા રંગથી થાકી ગયેલી આંખની ભૂરા રંગ પર રુચિ હોય તો તેના તરફ જોતાં પશ્ચાત્ પ્રતિમા રહે છે. ભૂરી પશ્ચાત્ પ્રતિમા ક્રિયા ચાલુ હોય ત્યારે વાસ્તવિક ભૂરા રંગને દેખતાં તેનો

ઉત્તેજના તીવ્ર બને છે અને વાસ્તવિક ભૂરી વસ્તુ અધિક ભૂરી દેખાય છે. દૃષ્ટિ સંવેદનામાં સમકાલિક વિરોધ (Simultaneous contrast) જોવામાં આવે છે. ભૂખરા રંગના કાગળના ટૂકડાને કોઈ રંગીન પૃષ્ઠભૂમિ પર મૂકવામાં આવે છે તો તે પૃષ્ઠભૂમિના રંગના પૂરક (Complementary) રંગ જેવો દેખાય છે. તેવી જ રીતે તેને સફેદ પૃષ્ઠભૂમિ પર મૂકવામાં આવે તો તે અધિક તેજસ્વી જણાશે. આ સમકાલિક વિરોધ (Simultaneous contrast) નાં ઉદાહરણો છે. આ ઉપરથી એ જણાય છે કે "રંગ સંવેદના ઉત્તેજનાની વસ્તુના રંગ પર જ આધાર નથી રાખતી પરંતુ સાથે સાથે તેની આસપાસના રંગો અને પછીની ઉત્તેજનાના રંગો પર પણ આધાર રાખે છે." (એંજિલ)

## શ્યામતાની સંવેદના (Sensation of blackness)

શ્યામતાની બાબતમાં ઘણી વખત કહેવામાં આવે છે કે કાળા રંગની ઉત્તેજના એ પ્રકાશની ગેરહાજરી છે અને એવું જ હોય તો કાળો રંગ અન્ય સર્વ દાર્ષ્ટિક ગુણો (Visual qualities) થી વિમુખ હોય. પ્રકાશની અનુપસ્થિતિથી જે દેખાય છે તે શ્યામ નથી હોતો પરંતુ ભૂખરો હોય છે. એ બાબત તો સર્વ વિદિત છે કે કાળો રંગ સ્પષ્ટ પ્રકાશમાં દેખાય છે અને તેથી કહી શકીએ કે કાળા રંગની પશ્ચાત્ પ્રતિમા કે વિરોધ સંવેદના પ્રત્યક્ષ (Direct) રીતે તો નહિ પણ પરોક્ષ (Indirect) રીતે પ્રકાશ પર આધાર રાખે છે. શ્યામતાની સંવેદના અન્ય રંગોની સંવેદના જેટલી જ વિધાનાત્મક (Positive) છે. કારણ કે તે પ્રકાશની અનુપસ્થિતિને કારણે નથી.

### સંયોગ (Adaptation)

આપણે સંધ્યા સમયે રૂમમાં એકદમ પ્રકાશ કરીએ છીએ ત્યારે તે સાધારણ અંતરવાળો પ્રકાશ માલુમ પડે છે, એટલે કે ગોળાના જેવો જ એકદમ સફેદ માલુમ પડતો નથી. થોડો સમય વીત્યા બાદ આપણને તેનો વાસ્તવિક સફેદ પ્રકાશ દેખાય છે. આ બાબત પરથી સ્પષ્ટ જણાય છે કે દાર્ષ્ટિક સંવેદનાનું સ્વરૂપ અમુક અંશે ઉત્તેજનાના સમય ઉપર નક્કી કરવામાં આવે છે. ઉપરોક્ત ઉદાહરણમાં જોયું તેમ જ્યારે આપણને વાસ્તવિક પ્રકાશ દશ્યમાન થાય ત્યારે સંયોગ કહેવામાં આવે છે.

વર્ણાન્ધતા (Colour blindness)

ગર્ત (Fovea) ની આસપાસનો ભાગ દરેક રંગોની પ્રતિક્રિયા કરે છે અને તે પ્રદેશ સ્પષ્ટ રંગદર્શનનો પ્રદેશ છે. દૃષ્ટિપટલનો આ ભાગ અત્યંત ઉપયોગી છે. લાલ અને લીલા રંગો આ પ્રદેશથી થોડા દૂર સુધી જ દેખી શકાય છે. વધારે દૂર જતાં તે રંગોની સંવેદના થતી નથી, તેના પછી પીળા અને ભૂરા રંગ લુપ્ત થઈ જાય છે અને છેડાઓ ઉપર દરેક રંગો સફેદ અને ભૂખરા દેખાય છે. આને સામાન્ય રંગાન્ધતા (Normal colour blindness) કહેવામાં આવે છે. તદુપરાંત રંગાન્ધતાના અન્ય પ્રકાર પણ છે. જેને પ્રકાશ અને તિમિરનું જ્ઞાન હોય છે પરંતુ રંગાવલી (Spectrum) ના કોઈ પણ રંગનું જ્ઞાન થતું નથી, તેને પૂર્ણ વર્ણાન્ધતા (Total colour blindness) વાળા કહેવામાં આવે છે. સંપૂર્ણ રંગાન્ધતા શલાકાદૃષ્ટિના જેવી હોય છે. શલાકાદૃષ્ટિ એટલે કે ભૂખરા રંગની દૃષ્ટિ, કેટલાક લોકોનાં દૃષ્ટિપટલમાં શંકુઓની ન્યૂનતા હોય છે. અને તે પૂર્ણરંગાન્ધ હોય છે. તેમના દૃષ્ટિપટલમાં અધિકાધિક શલાકાઓ હોય છે કેટલાક લોકોમાં આંશિક વર્ણાન્ધતા (Partial colour blindness) જોવામાં આવે છે, આ કોઈ બિમારી કે રોગ નથી પરંતુ રંગજ્ઞાનની વંશક્રમાનુગત વિચિત્રતા છે. આંશિક રંગાન્ધ વ્યક્તિ દરેક પ્રકારના રંગોને ભિન્ન કરવામાં અસમર્થ રહે છે. આંશિક રંગાન્ધતા બે પ્રકારની હોય છે. લાલ અને લીલા રંગને નથી દેખી શકતા તે માણસોને લાલ-લીલા રંગના આંધળા કહેવામાં આવે છે. તે લાલ અને લીલા રંગ સિવાય બાકીના રંગો જોઈ શકે છે. કેટલાક પીળા અને ભૂરા રંગને જોઈ શકતા નથી તેમને પીળા ભૂરા રંગાન્ધ કહેવામાં આવે છે. સ્ત્રીઓમાં ઘણું કરીને આંશિક રંગાન્ધતા જોવામાં આવતી નથી. પુરુષોમાં ત્રણ ચાર પ્રતિશત જોવામાં આવે છે.

દિવાદૃષ્ટિ અને સંધ્યાદૃષ્ટિ (Daylight vision and twilight vision)

શરીરવિજ્ઞાનશાસ્ત્રીઓની માન્યતા છે કે શંકુઓ (Cones) દિવાદૃષ્ટિનાં અન્ય અંગો (End organs) છે અને શલાકાઓ સંધ્યાદૃષ્ટિનાં અંત્ય અંગો છે. આપણે પ્રકાશમાંથી તિમિરમાં જઈએ છીએ અને ફરીથી પાછા પ્રકાશમાં જઈએ છીએ ત્યારે આપણી દૃષ્ટિમાં મૌલિક પરિવર્તન

થાય છે. જ્યાં સુધી આપણી આંખો સાથે અથડાતા પ્રકાશતરંગોની શક્તિ અમુક નિયત સમય સુધી રહે છે ત્યારની દષ્ટિને દિવાદષ્ટિ કહેવાય છે. આપણે રંગાવલિ (Spectrum) એક જુથ તરીકે જોઈએ અને જેમાં પીળો રંગ એકદમ હલકો દેખાય, પ્રકાશના તરંગોની શક્તિ એ હદથી નીચે જાય ત્યારે આપણને સંધ્યાદષ્ટિનો અનુભવ થાય છે. રંગાવલિ ભૂખરી દેખાવા લાગે છે. સધ્યાદષ્ટિ એ શલાકાદષ્ટિ (Rodvision) છે.

### (૧૨) ત્વક્ સંવેદનાઓ (Cutaneous sensations)

સ્પર્શસવેદના કે ત્વક્સવેદનાની ઇન્દ્રિય ત્વચા છે. ત્વચાની જે સંવેદનાઓ પ્રાપ્ત કરીએ છીએ તેને ત્વક્સંવેદના કે સ્પર્શ સંવેદના (Cutaneous sensation) કહેવામા આવે છે. ત્વચાને ત્રણ સ્તર હોય છે. બાહ્યસ્તર (Epidermis) મધ્યસ્તર (Dermis) તથા આન્તરિક સ્તર. ત્વચાના મધ્ય સ્તરમાં અસખ્ય સ્નાયુતંતુઓ ફેલાયેલાં હોય છે. આ સૂક્ષ્મ સ્નાયુઓની અસંખ્ય શાખાઓ હોય છે. વાળવાળા ભાગોના કેશની જડો આ તંતુઓ સુધી પહોંચેલી હોય છે. કેશહીન સ્તરોમાં શંકુઓ હોય છે. તેમાં સ્પર્શદેહાણુ (Touch corpuscles) હોય છે જેને સ્પર્શ આદાતાઓ માનવામા આવે છે. તેમાં અંડાકાર પિંડ હોય છે જેમાં પ્રત્યેકમાં સ્નાયુતંતુ અંત પામે છે.

ત્વચાની સપાટી સમરૂપ સંવેદનશીલ (Sensitive) હોતી નથી. અમુક નિશ્ચિત બિંદુએથી જ સવેદના પ્રાપ્ત થઇ શકે છે. ત્વચામાં બાકીના ભાગો સવેદનશીલ નથી. ત્વચામાં સંવેદનાનાં આવાં ચાર પૃથક્ અંગો છે જેને ક્રમશઃ તાપબિંદુ, શીતબિંદુ, દબાવબિન્દુ અને પીડાબિન્દુ કહેવામાં આવે છે. તાપબિન્દુ ગરમીની સંવેદના આપે છે. શીતબિન્દુ ઠંડીની, પીડાબિન્દુ પીડાની અને દબાવબિન્દુ દબાવની સંવેદના આપે છે. આપણે આ દરેકનુ ક્રમશ. અધ્યયન કરીશુ.

### તાપ અને શીત (Heat and cold)

શીતબિંદુ અને તાપબિંદુ તાવમાન કે ઉષ્ણતામાન (Temperature) ના જ્ઞાનનાં અનન્ય અગો છે. તે બહારથી પણ ઉત્તેજિત થઈ શકે છે અને આંતરિક ઉત્તેજનાઓથી પણ ઉત્તેજિત થઈ શકે છે. બાહ્ય ઠંડી કે ગરમ વસ્તુઓ કે પદાર્થોથી ઉત્તેજિત થઈ શકે છે. આંગિક પરિવર્તન જેવાં કે અત્યધિક ભય, તથા તાવ (Fever) આંતરિક ઉત્તેજનાઓ કહી શકાય.

આપણી ત્વચાના ભાગોમા શીતબિંદુઓ અને તાપબિંદુઓનુ સ્થાન નિર્ધારિત છે ભૌતિકશાસ્ત્રમા ગરમીની અનુપસ્થિતિને ઠંડી માનવામા આવે છે પરંતુ માનસ શાસ્ત્રમા તે બન્નેને અન્ય ત્વક્ ઉત્તેજનાઓની જેમ ભિન્ન માનવામા આવે છે આપણે કોઈ સાધારણ અણીવાળી ઠંડી વસ્તુ લઈ ત્વચાના કોઈપણ ભાગમા વિવિધ જગાએ મૂકી જોઈશુ તો માલુમ પડશે કે કેટલાક બિંદુઓમા શીત ળતાની સ્પષ્ટ સવેદના થાય છે જ્યારે કેટલાક બિંદુઓમા સ્પર્શની સવેદના થાય છે જ્યા જ્યા શીતળતાની સવેદના થાય છે તે બિન્દુઓ શીતબિંદુઓ (Cold spots) છે તેવી અણીને સાધારણ ગરમ કરી તેવી જ રીતે ત્વચાના ભાગમાં મૂકીને જોઈશુ તો અમુક બિંદુઓમા ગરમીની સવેદના થશે અને કેટલાક બિંદુઓમા દબાવ કે કેટલાકમા સવેદના પણ નથી થતી જે બિંદુઓ પર ગરમીની સવેદના અનુભવાય છે તે તાપબિન્દુઓ (Warmth spots) છે.

ભાવ જ્ઞાનેન્દ્રિયો (Temperature sense) પણ સમાયોજનાનો પ્રભાવ પ્રદર્શિત કરે છે આપણને આ બાબત તો જ્યારે આપણે ઠંડા પાણીથી સ્નાન કરીએ છીએ ત્યારે માલુમ પડે છે જ્યારે પ્રથમ વખત પાણી શરીર ઉપર રેડવામા આવે છે ત્યારે અત્યત ઠંડુ લાગે છે

કોઈ કોઈ વખત એવુ બને છે કે શીતબિંદુઓને ગરમ વસ્તુઓથી ઉત્તેજિત કરવામા આવે તો તે ગરમીની સવેદના આપે છે અને તાપબિંદુઓને ઠંડી વસ્તુથી ઉત્તેજિત કરવામા આવે તો તે ઠંડીની સવેદના આપે છે તેમને ક્રમશ વિરોધાભાસયુક્ત શીત સવેદના (Paradoxical sensation of cold) અને વિરોધાભાસયુક્ત તાપ સવેદના (Paradoxical sensation of warmth) કહેવામા આવે છે આ પ્રમાણે થવાનુ કારણ અજ્ઞાત છે

અધિક ઉષ્ણતા માટે ત્વચા ઉપર પૃથક્ બિંદુઓ નથી અધિક ઉષ્ણતા એ ઠંડી અને ગરમીની મિશ્રિત સવેદના છે ત્વચાથી આપણને જ્ઞાન થઈ શકે છે કે કોઈ વસ્તુ કેટલી શીતળ કે કેટલી ગરમ છે ત્વચા ઉપર એક પછી એક અધિક ગરમ વસ્તુ મૂકતા જઈશું તો માલુમ પડશે કે તાપસવેદના અધિક તીવ્રતર થતી જાય છે. તેવી જ રીતે ઠંડી વસ્તુ મૂકતા જઈશુ તો શીતસવેદના અધિકાધિક તીવ્ર માલુમ પડશે. અમુક નિયત મર્યાદા ઓળગતા તેનાથી પીડા (Pain) નો અનુભવ થશે

### કષ્ટ કે પીડા (Pain)

કષ્ટની સવેદનાના અન્ય અગો પીડાબિંદુઓ (Painsports) છે. તેમની સખ્યા અન્ય સવેદનાના બિંદુઓ કરતા અત્યધિક છે શરીરના એવા ઘણા ઓછા જ ભાગ હશે જ્યા પીડા ન થતી હોય તેમને વિદ્યુતથી કે અન્ય રીતે ઉત્તેજિત કરી શકાય છે ગાલ (Cheek)ના મોટાભાગમા પીડા બિંદુઓની સખ્યા ઓછી હોય છે, બાકીની દરેક જગાએ તે અસંખ્ય હોય છે એક સ્કવેર સેન્ટીમીટર (I sq cm) જગામા તેમની સરાસરી સંખ્યા ૧૦૦ થી ૨૦૦ હોય છે

પીડા માણસને માટે કોઈ જાતની શિક્ષા (Punishment) ન બનતાં તે કોઇ કોઈ વખત રક્ષકનુ કાર્ય કરે છે શરીરમા કોઇ અનુચિત થવાની જાણકારી તેનાથી જ મળે છે તેના તરફ નિર્લક્ષ બનવુ ઘણી વખત અત્યત ભયકર પરિણામ ઉપજાવે છે ભયકર અને નુકશાનકારક વસ્તુઓથી મનુષ્ય પીડાના કારણે જ બચે છે

### દબાવ (Pressure)

કોઈ વસ્તુને સ્પર્શ કરવાથી અમુક બિંદુઓમા દબાવની સંવેદના (Sensation of pressure) થાય છે, તેને દબાવબિન્દુ કહેવામા આવે છે દબાવબિંદુઓ ત્વચાના બધા જ ભાગોમા આવેલા છે. જુદાજુદા ભાગોમા પ્રમાણ ન્યૂનાધિક હોય છે સ્પર્શ જ્ઞાનેન્દ્રિય સમાયોજન (Adaptation) નો પ્રભાવ પણ દર્શાવે છે આપણે વસ્ત્રો પહેરીએ છીએ તેની સવેદનાનો અનુભવ થતો નથી આ રીતે પૂર્ણ સ્થિર દબાવનો અનુભવ થોડા સમય બાદ બધ થઈ જાય છે

શીત, તાપ, દબાવ અને પીડા આ ચાર સંવેદનાઓના સ્થાન નિર્વારિત થઈ શક્યા છે અને તેને પ્રારભિક ત્વક્સવેદનાઓ માનવામા આવે છે કેટલીક ત્વક્સવેદનાઓ મિશ્રિત સવેદનાઓ હોય છે જેવી કે કરડવુ, ખૂચવુ (Stinging) તથા દુખવુ (Aching) વગેરે આ સવેદનાઓને પીડાના વિભિન્ન પ્રકાર માનવામા આવે છે ગલીપચીને સ્પર્શનો પ્રકાર માનવામા આવે છે ખૂચવાની સવેદના સ્પર્શ અને પીડાનુ મિશ્રણ માનવામા આવે છે કઠોરતા અને કોમળતામા ત્વચાનો સ્પર્શ તો નિહિત છે તદુપરાત પેશીઓનો પ્રતિરોધ અને તેમા સ્થિત જ્ઞાનેન્દ્રિયોને થતુ જ્ઞાન પણ છે તે વસ્તુઓના

ગુણ છે. અને તેથી તેમની સંવેદના નથી થતી પરંતુ પ્રત્યક્ષીકરણ (Perception) થાય છે. તે ઉત્તેજનાની વિશેષતા નથી. સુંવાળપણ (Smoothness) અને ખરબચડાપણુ (Roughness) દબાવ અને સ્પર્શની સંવેદનાઓનું મિશ્રણ છે. સુંવાળપણમાં દબાવની અવિચ્છિન્ન અને નિયમિત સંવેદના થાય છે, જ્યારે ખરબચડાપણમાં અનિયમિત અને વિચ્છિન્ન દબાવની સંવેદના થાય છે. ભિનાશ એ દબાવ અને શીતલતાનું મિશ્રણ છે. અત્યધિક ગરમી એ ગરમી અને કષ્ટનું મિશ્રણ છે. તથા અત્યધિક ઠંડી એ શીત અને પીડાનો સંયોગ છે.

સ્પર્શ સંવેદનાનું અત્યધિક જ્ઞાનાત્મક મૂલ્ય છે. તેનાથી આપણે વસ્તુઓની ગરમી, ઠંડી વગેરે જાણી શકીએ છીએ તથા તેમના પ્રમાણનો તફાવત જાણી શકીએ છીએ. તેનાથી ભયંકર કષ્ટોથી બચી શકીએ છીએ. તથા વસ્તુઓની ગતિ, સ્થિતિ વગેરે જાણી શકીએ છીએ.

## (૧૩) સ્વાદ (Taste)

સ્વાદ એક રાસાયણિક ક્રિયા છે, મોઢાની અંદર સ્વાદ જ્ઞાનેન્દ્રિય સ્થિત છે. સ્વાદસંવેદનાનાં ખાસ અંગો સ્વાદકળીઓ (Taste buds) ગણાય છે. સ્વાદ કળીઓ જીહ્વા તલ ઉપર જે નાના નાના ખાડા છે તેમાં સ્થિત હોય છે. તેમાં સ્વાદઆદાતા (Taste receptors) હોય છે. તે જીહ્વાતલની નીચે સુધી ફેલાયેલા હોય છે. દરેક સ્વાદકળી બોધસ્નાયુઓ સાથે જોડાયેલી હોય છે. તે જ્ઞાન કોશાઓનાં ગુચ્છ હોય છે. તેમનો એક પાતળો ભાગ હોય છે જે ખાડામાં રહેલો હોય છે અને તે મોઢામાંની વસ્તુના સંપર્કમાં આવે છે. આ ક્રિયા થતાં જ જ્ઞાનતંતુ જાગૃત થાય છે જે જ્ઞાનકોશાને આવૃત્ત હોય છે. અને ત્યાંથી સ્નાયવિક આવેગ બોધસ્નાયુદ્વારા મગજમાં પહોંચે છે.

સ્વાદકળીની વાસ્તવિક ઉત્તેજના એક રાસાયણિક પદાર્થ (Chemical substance) છે જેને ક્રીસ્ટલોયડ (Crystalloid) કહેવામાં આવે છે. તે પ્રવાહી (Liquid) કે દ્રાવ્ય (Soluble) હોય છે. સ્વાદેન્દ્રિયની ઉત્તેજના રાસાયણિક છે. દરેક વસ્તુ પ્રવાહી બને છે ત્યારે જ તેનો સ્વાદ મળી શકે છે. જ્ઞાનેન્દ્રિય અને ઉત્તેજના વચ્ચે રાસાયણિક ક્રિયા થાય છે. જે સ્વાદસ્નાયુ (Gustatory nerve) દ્વારા મગજમાં પહોંચે છે.

જુદીજુદી જાતના ઘણા સ્વાદો છે પરંતુ મીઠો, ખાટો, ખારો અને કડવો એ ચાર સ્વાદ મૌલિક સ્વાદ ગણાય છે. જીભના વિભિન્ન પ્રદેશો




આકૃતિ ૮

વિભિન્ન સ્વાદ માટે સંવેદનશીલ છે. જીભનો પાછળનો ભાગ કડવા (Bitter) સ્વાદ માટે અધિક સંવેદનશીલ છે. જીભનું ટેરવું (Tip of the tongue) મીઠા સ્વાદને માટે, અને જીભની કિનારી ખાટા (Sour) સ્વાદના પ્રતિ અધિક

સંવેદનશીલ છે. ખારા (Salt) સ્વાદ માટે જીભનો દરેક ભાગ સમપ્રમાણમાં સંવેદનશીલ છે. સ્વાદસંવેદનાઓના આ વર્ગીકરણમાં કેટલાક ક્ષારીય



આકૃતિ ૯

(Alkaline) અને ધાત્વિક (Metallic) ને ઉપરોક્ત ચાર મૌલિક સ્વાદોમાં ઉમેરે છે. કેટલાક મીઠો (Sweet) અને કડવો (Bitter) એ બે જ મૌલિક માને છે. આ ચાર સ્વાદો ઉપરાંત અન્ય સ્વાદ સંયુક્ત સ્વાદ ( Mixed taste) છે. તે મૌલિક સ્વાદોથી સંયુક્ત હોય છે. આઇસ્ક્રીમ, ચોકલેટ, વગેરે તેનાં ઉદાહરણો છે. તેમાં અન્ય ખાદ્યોના જુદાજુદા સ્વાદોનું સંયોજન હોય છે. આ પ્રમાણે મિશ્રિત સ્વાદોની સંખ્યા અધિક છે. સ્વાદ સંવેદનાઓ આંગિક સંવેદનાઓમાં મળી જાય છે. આ પ્રમાણે ભોજનપ્રણાલી ( Alimentary canal) માં અંત પામતા સ્નાયુ તંતુઓના ઉત્તેજનથી થાય છે. આથી સ્વાદિષ્ટતા (Relish) અને અસ્વાદિષ્ટતા (Disrelish) આંશિક રીતે આંગિક સંવેદનાઓ છે. સ્વાદ અન્ય પ્રકારની સંવેદનાઓ સાથે પણ સંયુક્ત હોય છે. સ્વાદસંવેદનાઓ સ્પર્શસંવેદના સાથે મળેલી હોય છે. જીભમાં અસંખ્ય સ્નાયુતંતુઓ (Nerve fibres) તથા સ્પર્શ અંગો સ્થિત હોય છે. જીભના ટેરવામાં સ્પર્શસંવેદના જુદી કરવાની શક્તિ હોય છે. કેટલાક લોકો કહે છે કે સ્વાદની સંવેદના છે. પરંતુ તે સ્પર્શસંવેદના છે. ગરમ અને ઠંડી વસ્તુના આસ્વાદમાં સ્વાદ સ્પર્શ સાથે સંયુક્ત હોય છે. આપણે ગરમ ચા અને ઠંડી ચાના સ્વાદમાં અંતર અનુભવીએ છીએ તેનું કારણ પણ એ જ હોઈ શકે. તદુપરાંત સ્વાદ ગંધ (Smell) સાથે પણ મળી જાય છે તેનું કારણ બન્ને અંગોનું સાન્નિધ્ય કે નિકટતા (Proximity) છે તથા એ પણ સત્ય છે કે કેટલીક વનસ્પતિઓના રાસાયણિક પદાર્થો સુગંધિત કણો (Ordorous particles) થી બનેલા હોય છે. જ્યારે સ્વાદ ગંધથી સંયુક્ત હોય છે ત્યારે આપણને ખોરાક અને પીણાંની સુગંધી આવે છે. આપણે કોઈ બે સુગંધિત પદાર્થોના રસો કે જે ગંધમાં ભિન્નતા ધરાવતા હોય તેવાને નાક બંધ કરી સ્વાદ લઈશું તો તેમાં કોઈ અધિક અંતર

માલુમ ન પડતાં લગભગ એકસરખો જ સ્વાદ લાગશે. ગેટ્સ જણાવે છે કે " આ પ્રમાણેની સ્થિતિમાં કૉફી અને ક્વીનાઈનનું સાધારણ દ્રાવણ સાધારણ કડવો એકસરખો સ્વાદ આપે છે, કેટલાક આસવો સાધારણ હલકા તેજાબના જેવા સ્વાદ આપે છે. કેટલાંક ફળોના રસ ખારા અને મીઠાની માત્રા ભેદ ઉપરાંત એકસરખો જ સ્વાદ આપે છે. આ પદાર્થોની ગંધ સ્વાદ કરતાં અધિક મહત્ત્વપૂર્ણ છે." આ પ્રમાણે ભોજનની સ્વાદુતા ઘણે અંશે ગંધ પર આધારિત છે. વિશ્લેષણ કરતાં આપણે દરેક સ્વાદોનાં રૂપો જાણી શકીએ છીએ. તેમા શીત, ઉષ્ણતા, સ્પર્શ વગેરે સંમિલિત છે તેમ માલુમ પડે છે, પરંતુ તે સર્વેનો પ્રભાવ એકમના રૂપે પડે છે. ઉદાહરણાર્થ લેમોનેડ (Lemonade) મીઠો, ખાટો, ઠંડો, અમે લીંબુની ગંધનું મિશ્રિત રૂપ છે.

સ્વાદ સંવેદનાનું અનુભૂત્યાત્મક મૂલ્ય (Affective value) અધિક છે. તે આપણને જણાવે છે કે કયો પદાર્થ લેવાયોગ્ય છે અને કયો પદાર્થ લેવાયોગ્ય નથી. આ સવેદનાઓને કૃત્રિમ ટેવોથી પ્રોત્સાહન મળ્યું છે પરંતુ તે જ્ઞાન પ્રદાન કરવા કરતાં સુખ, દુઃખ કે આનંદ અધિક પ્રદાન કરે છે. રાસાયણિક સંશોધનમાં પદાર્થોના ભિન્નિકરણ અને પ્રત્યભિજ્ઞામાં (Discrimination and recognation) અધિક સહાયકર્તા છે.

(૧૪) ગંધ (Smell)

ગંધની જ્ઞાનેન્દ્રિય નાસારન્ધ્ર (Nosal cavity)માં સ્થિત કળાઓ (Membranes) છે. તેમાં નળાકાર (Clylendaral) કોશાઓ હોય છે, જેમના બહારના છેડા નાસિકાછિદ્રમાં વાયુઓના સંપર્કમાં આવી શકે તેમ હોય છે. ગન્ધ આદાતાઓ (Olfactory receptors) નાકના પૃષ્ઠ ભાગમાં એક નાની ગુફામાં સ્થિત છે. આપણે ગંધયુક્ત પદાર્થોનો શ્વાસ લઈએ ત્યારે તેમને રાસાયણિક ઉત્તેજના પ્રાપ્ત થાય છે. ગંધયુક્ત હવામાં રહેલા કણો તેમની ઉત્તેજના છે. ઉત્તેજના અને જ્ઞાનેન્દ્રિય વચ્ચે રાસાયણિક ક્રિયા થાય છે જેને ગંધ સ્નાયુઓ મગજમાં લઇ જાય છે. ઘ્રાણેન્દ્રિય વાયુરૂપ (Gascous form)માં પદાર્થને ગ્રહણ કરે છે.

ગંધના પ્રકાર તો ઘણા જ છે. જેથી ગંધની સંવેદનાનું વર્ગીકરણ (Classification) કરવું અત્યધિક કઠિન છે. તદ્દુપરાંત આપણે વિવિધ ગંધોને યોગ્ય નામો પણ ન આપી શકીએ. મુખ્ય ૭ ગંધ માનવામાં આવે

છે પરંતુ તે અનિશ્ચિત છે. હેનીંગ ( Henning )ના વર્ગીકરણ પ્રમાણે પ્રમુખ ગંધો નિમ્નાંકિત છે.

(૧) મસાલાની ગંધ જે લવીંગ મરિયાં વગેરેમાં મળે છે તે.

(૨) ફળોની ગંધ અથવા ઈથિરની ગંધ જે સંતરાંના તેલમાં, લીલી દ્રાક્ષ વગેરેમાં હોય છે.

(૩) રાળની ( Resinous ) ગંધ જે દેવદારનાં પાન, ટરપેન્ટાઈન તેલ વગેરેમાં હોય છે.

(૪) બળતાની ગંધ જે બળતા પદાર્થોમાંથી આવે છે.

(૫) કહોવાળા કે સડાની ગંધ જે હાઈડ્રોજન સલ્ફાઈડ વગેરેમાંથી આવે છે.

(૬) મ્હેક જે પુષ્પોમાંથી આવે છે.

ઉપરોક્ત મુખ્ય ગંધ છે; પરંતુ તે સિવાય અન્ય મધ્યવર્તી ગંધો હોય છે. એ ગંધો આ છ ગંધોમાં બે કે તેથી વધારે ગંધોમાં વિશ્લિષ્ટ કરી શકાય છે. " સેકેલી કોફીની ગંધ રાળ અને બળતાની ગંધની મધ્યવર્તી હોય છે; પીપરમીન્ટની ગંધ ઈથિર અને મસાલાની ગંધોની મધ્યવર્તી હોય છે " ( વુડવર્થ ) મિશ્રિત ગંધો સામાન્ય હોય છે. તે વિશુદ્ધ ગંધોના જેટલી પ્રબળ હોતી નથી.

ગંધોનું અન્ય સંવેદનાઓ સાથે મિશ્રણ પણ થાય છે. ગંધ અને આંગિક અસરોનું મિશ્રણ થાય છે. જેમકે તમાકુનો ધુમાડો કે ક્લોરોફોર્મ ( Chloroform ). નાસિકાના અંદરના ભાગમાં ત્વક્‌જ્ઞાનેન્દ્રિયો હોય છે, જે શ્વાસમાં ગયેલા પદાર્થોદ્વારા ઉત્તેજિત થાય છે. ઉદાહરણાર્થ કપૂરની ગંધ સાધારણ શીતળ સંવેદના આપે છે. આયોડીન, ક્લોરીન ( Chlorine ) વગેરેની તીક્ષ્ણગંધ ( Pungent odour ) અંશતઃ પીડાની સંવેદના પ્રાપ્ત કરે છે. ગંધ સ્વાદમાં સંયુક્ત થઈ તેને સુવાસ ( Flavour ) પ્રદાન કરે છે.

ઘ્રાણેન્દ્રિય જલદી થાકી જાય છે. એક જ પ્રકારની ગંધ થોડા સમય સુધી લેતા રહેતાં તેની અસર માલુમ પડતી નથી, તેને સમાયોજન ( Adaptation ) કહેવામાં આવે છે. ઉદાહરણાર્થ તમાકુના કારખાનામાં કાર્ય કરનાર શ્રમિકોને તમાકુની ગંધ અસર કરતી નથી પરંતુ કોઈ વ્યક્તિ

દ્રવ (Fluid) ભરેલું હોય છે. તેમના છેડાઓ સંવેદનશીલ તંતુઓવાળા ભાગમાં હોય છે. જ્યાં તે સ્નાયુઓ સાથે સંયુક્ત હોય છે. માથાની થતી ગતિથી નળીઓમાં રહેલા દ્રવમાં ગતિ થાય છે અને તેની ગતિથી તંતુઓ ઉત્તેજિત થાય છે. આ પ્રમાણે માથાની કોઇ પણ ગતિથી તંતુઓ ઉત્તેજિત થશે. આ પ્રમાણે સંતુલન ( Eguilibrium )ની સંવેદના થાય છે. સંતુલનની સંવેદના ગતિ સંવેદનાના અવયવોની પારસ્પરિક સ્થિતિનું સંતુલન રાખે છે; જ્યારે અર્ધચન્દ્રાકાર નળીઓમાં ભરાયેલા દ્રવ્યમાં ઉથલપાથલ થાય છે ત્યારે આપણે ચક્કર આવવાની સંવેદનાનો અનુભવ કરીએ છીએ. સંતુલનની સંવેદનાઓ ગતિ સંવેદનાઓની મદદથી મધ્યસ્થ સંતુલન અને શરીરની શક્તિનું નિયંત્રણ કરે છે.

(૧૭) પ્રયાસની સંવેદના ( Is there any innervation sense )

પૈશિક સંવેદના ક્રિયાશીલ બાજુ પ્રદર્શિત કરે છે. ખરી રીતે ક્રિયાશીલ તત્ત્વો શક્તિનુ જ્ઞાન કે જેનાથી બહિર્ગામી સ્નાયુઓમાં શક્તિનું ઉન્મોચન કરવામાં આવે છે તે છે. આ ક્રિયાની કે શક્તિની આગળ કરવાની ચેતનાને કેટલાક માનસશાસ્ત્રીઓ સંવેદના કહે છે. એમ માનવામાં આવે છે કે ઉત્તેજનાની બોધાગો પર થતી ક્રિયાને લીધે સંવેદના થાય છે. પ્રકાશ આંખ ઉપર પડે છે. ત્યાંથી ઉત્પાદિત સ્નાયવિક આવેગ બોધસ્નાયુ ( Sensory nerve ) ઓ દ્વારા મગજમાં પહોંચે છે. આ પ્રમાણે સંવેદનામાં સ્નાયવિક પ્રવાહ કિનારાથી મધ્યમાં જાય છે. કેટલાક માનસશાસ્ત્રીઓ જણાવે છે કે પ્રયાસની સંવેદના છે અને તે મગજમાં સ્થિત કર્મેન્દ્રીઓથી પેશીઓ તરફ શક્તિના ઉન્મોચન ( Discharge ) ને કારણે થતી બાહ્યગામી સંવેદના છે, તેની સ્નાયવિક ક્રિયા અંદરથી બહારની તરફ એટલે કે કેન્દ્રથી કિનારી તરફ થાય છે. એ ગતિઉન્મોચ ( Motor discharge )ની વિચિત્ર સંવેદના છે, તેને માટે રોગશાસ્ત્ર (Pathology) ની દલીલો કરવામાં આવે છે. કોઇ દર્દી પોતાનો જમણો પગ હલાવી શકતો નથી પરંતુ તે માને છે કે તે હલાવે છે અને ડોક્ટરને જણાવે છે કે તેને હલાવેલા પગનું વજન માલુમ પડે છે. ઈમીડ કહે છે જો કે કોઈ ગતિ કરવામાં આવી નથી અને તેથી આ સંવેદના મધ્ય ભાગમાંથી જ આવી હોવી જોઈએ.

પરંતુ તે દલીલો સંતોષપ્રદ નથી. કારણ કે આપણે એવા દર્દીને જોઇએ

છીએ ત્યારે માલુમ પડે છે કે લંગડા પગનું હલનચલન એટલે સારા પગનું હલનચલન, આંચકા વગેરે થાય છે. આ ક્રિયામાં ગતિસંવેદના સ્પષ્ટ જણાય છે અને તેથી કદાચ ગતિ કર્યા સિવાયના પગની ગતિ કર્યાનો ભ્રમ થાય. જેમ્સ જણાવે છે કે ગતિસંવેદનાઓ પેશીઓ અને સંધિઓની સંવેદનાઓ છે. કર્મસ્નાયુકોશો (Motor neurones) માં ઉદ્દિપન કે ઉન્મોચનની કોઈ શક્તિ હોતી નથી. ટીચનર જણાવે છે કે અમુક રોગોમાં દર્દી સત્ય બાબનથી અનભિજ્ઞ હોવા છતાં પણ પોતાનાં અંગોને ગતિ આપે છે અને જ્યારે અંગની સ્થિતિ બદલાયેલી જુએ છે ત્યારે આશ્ચર્ય પામે છે. આ ગતિ કરવામાં પ્રયાસ અવશ્ય હશે પરંતુ તેનું ભાન નહિ હોવાથી પ્રયાસ કોઈ સંવેદના કરી શકતો નથી. પ્રયાસની સંવેદના વિરુદ્ધ ડૉ. કુશીંગ (Dr. Cushing) જણાવે છે કે વિદ્યુત્ પ્રવાહથી ત્વક્ષને (Cortex) સીધું જ ઉત્તેજિત કરવાથી તેનાં કર્મક્ષેત્રો (Motor areas) થી કોઈ સંવેદના મળતી નથી અને તેથી પ્રયાસની લાગણી તે સંવેદના નથી. પરંતુ તે કોઈ ભ્રમ પણ નથી. આપણને અંતર્ગામી સંવેદનાઓથી પૃથક્, આપણી ચેષ્ટાઓનું માનસિક પ્રક્રિયાઓના રૂપમાં પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. આપણી ક્રિયાઓની ચેતના કોઈ અવાસ્તવિક વસ્તુની ચેતના નથી. તેનું સ્વરૂપ ચેષ્ટાત્મક છે અને તેથી પ્રયાસનું જ્ઞાન ચેષ્ટાત્મક છે, તે સંવેદના નથી.

### (૧૮) સંવેદના અને પરાવર્તન કે પ્રતિક્ષેપ ક્રિયા (Sensation and Reflex action)

પ્રતિક્ષેપ ક્રિયા કોઈ સાંવેદનિક ઉત્તેજના પ્રતિ પેશીઓની તત્ક્ષણ પ્રતિક્રિયા છે. તે અવ્યવહિત (Direct) અનૈચ્છિક (Involuntary) અને અનર્જિત (Unlearned) પ્રતિક્રિયા છે. અધિક ઉજ્જ્વળ પ્રકાશ જોનાં જ આપણે આંખ બંધ કરી લઈએ છીએ. પ્રકાશની આપણા મનમાં સંવેદના ઉત્પન્ન થાય છે અને સંવેદના ઉત્પન્ન થયા બાદ જ આંખ બંધ થાય છે. આ સાંવેદનિક પ્રતિક્ષેપ (Sensation reflex) કહેવામાં આવે છે. આપણે આનાથી અભિજ્ઞ હોઈએ છીએ તેને સચેતન પ્રતિક્ષેપ કહેવાય. અચેતન કે જેમાં આપણે ક્રિયાથી જ્ઞાત નથી હોતા તેને શરીર વ્યાપારિક પ્રતિક્ષેત્ર (Physiological reflex) કહેવામાં આવે છે. જેમકે હૃદયના ધબકારા, ઓછાવત્તા પ્રકાશમાં આંખના તારાનું સંકોચાવું અને પહોળું થવું વગેરે શરીર વ્યાપારિક પ્રતિક્ષેત્રનાં ઉદાહરણો છે. આંખના સંકોચ અને વિસ્તાર થવાની ક્રિયાને તારા પ્રતિક્ષેત્ર (Pupilary reflex) પણ

કહેવામા આવે છે તેમા અચાનક પ્રકાશ પ વાથી સવેદના થતી નથી પરતુ આખમા ધૂળનુ રજકણ પડ છે ત્યારે ઉત્તેજનાથી ફક્ત પલક ક્રિયાન્વિત થાય છે તદુપરાત તે પી ાની સંવેદના આપે છે આ પ્રમાણે સાંવેદનિક પ્રતિક્ષેત્ર સવેદના ઉત્પન્ન કરે છે, જ્યારે શરીરવ્યાપારિક પ્રતિક્ષેત્ર સંવેદના ઉત્પન્ન કરતા નથી

શરીરવ્યાપારિક પ્રતિક્ષેત્ર મગજની પ્રતિક્રિયાથી થતા નથી જેથી તે અચેતન હોય છે સવેદના માનસિક પ્રતિક્રિયા પર અવલબિત છે કારણ કે ચેતનક્રિયા સિવાય સવેદન અસભવ છે સાવેદનિક પ્રતિક્ષેત્રમા સંવેદના થાય છે પરતુ કોઈ પ્રતિક્રિયા સંવેદના પર આધારિત નથી પરતુ સપૂર્ણ રીતે સ્નાયુતત્ર પર ક્રિયા કરનારી ઉત્તેજના પર આધાર રાખે છે સાથમા સવેદના હોવા છતા તે શરીરવ્યાપારિક તથ્ય છે

મનુષ્યની ઇન્દ્રિયોમા ઉત્તેજનાઓ પ્રતિ પ્રતિક્રિયા કરવાનુ સામર્થ્ય જન્મ જાત હોય છે બાળકની ઇન્દ્રિયોને ઉત્તેજના મળતા તેને સંવેદના પણ મળે છે બાળ ને જોવુ, સાભળવુ વગેરેનુ શિક્ષણ આપવુ પ તુ નથી જોવેનુ સૂઘવુ વગેરેનો અર્થ કરવાનુ તથા ઓળખવાનુ તો તે અનુભવથી શીખે છે વિશુદ્ધ સંવેદના તો ઘણા નાના બાળકોમા જ હોઈ શકે છે

## (૧૯) સવેદનાઓના કાર્યો ( Functions of sensations )

સવેદનાનુ જ્ઞાનાત્મ મૂલ્ય ( Cognitive value ) અધિક છે આપણે બાહ્ય જગતની વસ્તુઓ અને વિષયોનુ જ્ઞાન દૃષ્ટિ ધ્વનિ, ઘ્રાણ સ્વાદ, સ્પર્શ દ્વારા મેળવીએ છીએ તે આપણને જ્ઞાનની કાચી સામગ્રી પ્રદાન કરે છે આપણે તેનાથી બાહ્ય વસ્તુઓના ગુણોનુ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ સવે દનાથી પ્રાપ્ત અપરોક્ષ અનુભવ છે એટલે કે માત્ર વસ્તુની સત્તાનુ જ જ્ઞાન છે જેમ્સનુ કથન ઉચિત જ છે કે સંવેદના આપણને વસ્તુઓનો પરિચય ( Knowledge of acquaintance ) આપે છે જ્યારે પ્રત્યક્ષ ( Perception ) આપણને તે વિષય આમતનુ જ્ઞાન આપે છે સંવેદનાઓ ગતિઓ પણ ઉત્પન્ન કરે છે ઉદાહરણાર્થ આપણે જ્યારે એકદમ દુર્ગંધ યુક્ત વાતાવરણમા હોઈએ છીએ તો ત્યાથી આપણે દૂર જઈએ છીએ અપ્રિય ગધથી એકદમ શ્વાસ ઘૂટાય છે વગેરે ગતિઓ સવેદનાને કારણે જ થાય છે

(૨૦) સંવેદનાનાં મિશ્રણ અને સંવેદનાના નમૂના ( Sensation Blend and sensation pattern )

યૌગિક સંવેદનાઓ પ્રારંભિક સંવેદનાઓમાં વિયુક્ત કરી શકાય છે. તેના બે પ્રકાર હોય છે. મિશ્રણ (Blend) અને નમૂના (Pattern). મિશ્રણ એ વિભિન્ન સંવેદનાઓનું સંયોજીત રૂપ હોય છે. તેમાં દરેક એની મળી ગયેની હોય છે કે તેમને એકબીજાથી જુદી કરી શકાતી નથી. તેમને જુદી કરવી કઠિન પડે છે. સાંવેદનિક મિશ્રણમાં તેમના સ્વયંના ગુણો લુપ્ત થાય છે અને એક વિશિષ્ટ ગુણનો ઉદ્‌ભવ થાય છે. તેમને એક એકમના રૂપમાં ગ્રહણ કરવામાં આવે છે. યૌગિક સંવેદનાના નમૂનામાં સંઘટક સંવેદનાઓ પોતાના વિશિષ્ટ ગુણો છોડતી નથી. તે એવી રીતે પ્રસરેલી હોય છે કે તેમને સરળતાથી ઓળખી શકાય છે. ઉદાહરણાર્થ, લેમોનેડ ( Lemonade ) ના રસનો સ્વાદ મીઠા ખાટા, ઠંડા અને લીંબુની ગંધનું મિશ્રણ છે જેનાથી એક વિશિષ્ટ સંવેદના પ્રદાન કરે છે. જો તેના તરફ અધિક ધ્યાન દેવામાં આવે તો તેની સંઘટક સંવેદનાઓ વિશ્લિષ્ઠ કરી શકાય છે. સાધારણ રીતે તે એક એકમ માલુમ પડે છે. અધિક ગરમી, તાપ અને પીડાનું સંમિશ્રણ છે. આધક ઠંડી શીત અને પીડાનું સંમિશ્રણ છે. નારંગી રંગ લાલ અને પીળા રંગનું દાષ્ટિક મિશ્રણ છે. એક રંગની પટ્ટીની સવેદના એકદેશીય નમૂનો (Spatial pattern) છે. પ્રકાશને બુઝાવવો તેની સંવેદના એકકાલિક નમૂનો (Temporal pattern) છે.

## પ્રકરણ ૮

# પ્રત્યક્ષ અથવા દર્શન ( Perception )

### (૧) પ્રત્યક્ષનું સ્વરૂપ ( Nature of perception )

અર્થ કરવામાં આવેલી સંવેદના એ પ્રત્યક્ષ છે. એટલે કે પ્રત્યક્ષ એટલે સંવેદનાઓના અર્થ જાણવા. વિશુદ્ધ સંવેદના એ ભાવ માત્ર છે. આપણા ઘણાખરા સાંવેદનિક અનુભવો પ્રત્યક્ષ છે. આ પ્રમાણે સંવેદના સિવાય પ્રત્યક્ષ હોઇ શકે નહિ. પરંતુ પ્રત્યક્ષીકરણ માટે સંવેદનાનો અર્થ જાણવો પડે છે. આથી આપણે કહી શકીએ કે જ્ઞાનેન્દ્રિયોના ઉપયોગથી વસ્તુઓ અને વાસ્તવિક તથ્યો ( Real facts ) જાણવાની પ્રક્રિયા તે પ્રત્યક્ષીકરણ છે. આપણે કોઇ ધ્વનિ સાંભળીએ છીએ તે માત્ર સંવેદના છે. પરંતુ જ્યારે આપણે એ જાણીએ કે તે હવાઈ જહાજ (Aeroplane) નો અવાજ છે તો આપણી સંવેદના સંવેદના ન રહેતાં પ્રત્યક્ષનું રૂપ ધારણ કરે છે. સંવેદના કોઈ વસ્તુનો પ્રથમ અનુભવ છે, જેનો આપણે અર્થ જાણતા નથી. જ્યારે પ્રત્યક્ષ થતાં તેના અર્થથી આપણે જ્ઞાત થઈએ છીએ. જેમ્સ જણાવે છે કે સંવેદના કોઇ " વસ્તુની સત્તાનો પરિચય (Knowledge of acquaintance) માત્ર છે " જ્યારે પ્રત્યક્ષ "તદ્વિષયક જ્ઞાન (Knowledge about) પ્રદાન કરે છે." પ્રત્યક્ષીકરણ સંવેદનાના અર્થગ્રહણ કરવાની ક્રિયા છે. હવે આપણે જોઈએ કે અર્થગ્રહણ કેવી રીતે કરવામાં આવે છે અને તેમાં શું શું સમાવિષ્ટ હોય છે.

પ્રત્યક્ષમાં ગુપ્તરૂપે સદશીકરણ (Assimilation) રહેલું છે. જ્યારે કોઈ વસ્તુ સંવેદનાથી આપણે પ્રત્યક્ષ કરવા માગતા હોય ત્યારે આપણે તે વસ્તુને તેને યોગ્ય વર્ગમાં મૂકીએ છીએ. આ પ્રમાણે તે સદશ હોય છે તેને વર્ગીકૃત કરીએ છીએ. આપણી સમક્ષની વસ્તુને તે જે વર્ગમાં ન આવતી હોય તેનાથી જુદી કરીએ છીએ. અને યોગ્ય વર્ગમાં મૂકીએ છીએ. ઉદાહરણાર્થ, આપણે રેલવે એંજિનનો અવાજ સાંભળીએ છીએ તો તેને અન્ય ધ્વનિઓથી પૃથક્ કરીએ છીએ. આ પ્રમાણે અર્થગ્રહણ કરતાં આપણે વસ્તુઓની તુલના કરી અન્ય વસ્તુઓથી પૃથક્કરણ ( Discrimination ) કરીએ છીએ અને ત્યાર બાદ તેના યોગ્ય વર્ગમાં મૂકીએ છીએ. સદશીકરણ

(Assimilation) અને પૃથક્કરણ (Discrimination), સ્મૃતિ (Memory) અને પ્રત્યભિજ્ઞા (Recognition) પર અધિક આધાર રાખે છે. ઉદાહરણાર્થ આપણે વાયુયાન જોયું જ ન હોય તો આપણે તેને જાણી શકતા નથી અથવા તો આપણને તેના અવાજનું જ્ઞાન ન હોય તો આપણે જાણી શકતા નથી કે વાયુયાનનો અવાજ છે. આપણે જાગૃતા હોવા છતાં જ્યારે પૂર્વાનુભવની સ્મૃતિ ન હોય તો પ્રત્યક્ષ થઈ શકતું નથી. આ પ્રમાણે પ્રત્યક્ષમાં સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞા સંમિલિત છે. વર્તમાન પ્રત્યક્ષ સમિપસ્થ વસ્તુઓના પૂર્વપ્રત્યક્ષીકરણનાં અધોચેતન અંકનો દ્વારા થાય છે. તેને અનુભવ-સ્મૃતિમૂલક પ્રક્રિયા ( Presentative-representative process') કહેવામાં આવે છે. આપણે કોઈ વસ્તુને ઓળખીએ છીએ કે તે વસ્તુ અમુક વર્ગની છે. આપણે જે વસ્તુનું પ્રત્યક્ષ કરીએ છીએ તેને ઓળખીએ છીએ ત્યારે જ તેનું પૃથક્કરણ કે વર્ગીકરણ કરીએ છીએ.

આપણાં ઘણાંખરાં પ્રત્યક્ષ મિશ્રિત હોય છે. તેમાં કલ્પના અને જ્ઞાનની અધિક જટિલતા હોય છે. આ પ્રમાણે જોતાં તો પૂર્ણ વિકસિત પ્રત્યક્ષ એ એક પ્રકારની ટેવ છે. પ્રત્યક્ષ આપણા અનુભવો પર અધિક અવલંબિત છે. જેમજેમ આપણી સ્મૃતિ અને કલ્પનાને તેમાં લગાવવામાં આવે છે તેમ તે સમૃદ્ધ બને છે. સંવેદનાઓના વર્ગીકરણમાં પ્રત્યક્ષ ધ્યાન (Attention) નું અવલંબન લે છે. એટલે કે જ્યારે આપણે ધ્યાન આપીએ છીએ ત્યારે ફક્ત વર્તમાનનું ધ્યાન નથી રાખતા પરંતુ ભવિષ્યને પણ ધ્યાનમાં લઈએ છીએ. વર્તમાનને સમૃદ્ધ બતાવવાની શક્તિ પૂર્વ અનુભવો પર આધાર રાખે છે. આપણે ભૂતકાળના પ્રકાશમાં ભવિષ્ય જોઈએ છીએ. આ પ્રમાણે પ્રત્યક્ષ વિશુદ્ધ નથી તેમાં સ્મૃતિ અને કલ્પના સમાવિષ્ટ છે. તદુપરાંત પ્રત્યક્ષ એક સંશ્લેષણાત્મક (Synthetic) પ્રક્રિયા છે. આપણે વિભિન્ન ભાગોનું પ્રત્યક્ષીકરણ કરી આખી વસ્તુનું પ્રત્યક્ષ કરતા નથી. નવા અને જૂનાનું સંયોજન તેનું આવશ્યક અંગ છે. સાહચર્યવાદી ( Associationists ) માનસશાસ્ત્રીઓ માને છે કે એક પૂર્ણ વસ્તુનું પ્રત્યક્ષ તે તેના વિભિન્ન ભાગોના પ્રત્યક્ષનો સરવાળો છે. પરંતુ તે ધારણા ખોટી છે ગેસ્ટલ્ટ્સ (Gestalts) (ગેસ્ટલ્ટના મતના માનસશાસ્ત્રીઓ) આ મતને પોકળ જણાવે છે અને તે સિદ્ધાંતના આધારે ગતિનું પ્રત્યક્ષ સમજાવી શકાતું નથી. ખરી રીતે તો આપણે પૂર્ણ વસ્તુ જોઈએ છીએ અને તેથી પૂર્ણવસ્તુ કે સમષ્ટિ (Whole) નો અનુભવ કરવો તેને જ પ્રત્યક્ષ કહેવામાં આવે છે.

પ્રત્યક્ષમાં એકીકરણ (Unification) નો ગુણ હોય છે. આપણે કોઈની તરફ જોઈએ તો તેના વિભિન્ન ભાગોના સમૂહરૂપે જોતા નથી. પરંતુ તેને એક એકમના રૂપમાં જોઈએ છીએ. તેના પ્રતિ પ્રતિક્રિયા પણ એક એકમ ગણીને જ કરીએ છીએ. ઉદાહરણાર્થ, જ્યારે આપણે કોઈ વૃક્ષ જોઈએ છીએ, ત્યારે તેને એક એકમના રૂપમાં જોઈએ છીએ. તેના અવયવોના સમૂહ રૂપે નહિ. પ્રત્યક્ષમાં પદાર્થીકરણ (Subjectification) હોય છે. આપણે જ્યારે કોઈ વસ્તુનું પ્રત્યક્ષ કરીએ છીએ ત્યારે તેને અન્ય પદાર્થ સાથે સંબંધિત કરીએ છીએ. આ ક્રિયાને પદાર્થીકરણ કહેવામાં આવે છે. ઉદાહરણાર્થ, આપણે વાયુયાનનો ધ્વનિ સાંભળીએ છીએ તો તે ધ્વનિને આપણે વાયુયાન સાથે સંબંધિત કરીએ છીએ પ્રત્યક્ષમાં સ્થાનીયકરણ ( Localisation ) અને બહિક્ષેપણ (Projection) પણ નિહિત હોય છે. સ્થાનીયકરણ એટલે કે કોઈ ઉત્તેજનાથી સંવેદના થતાં તેનો શરીરના નિશ્ચિત ભાગ સાથે સંબંધ દર્શાવવો. ઉદાહરણાર્થ, આપણા ગાલ ઉપર મચ્છર બેસે તો તેનાથી થતી સંવેદના ગાલ સાથે સંબંધિત હોય છે. તેને ઉત્તેજનાથી પ્રભાવિત શરીરના ભાગનું દૈશીય સંબંધોનું પ્રત્યક્ષ કરવું તેમ કહેવાય. બહિઃક્ષેપણ એટલે કે શરીરથી બહાર સ્થિત વસ્તુઓના દૈશીય સંબંધોનું પ્રત્યક્ષ છે. આપણે પેનનું પ્રત્યક્ષ કરીએ છીએ તો - તેને બાહ્ય જગતના એક ભાગ સાથે સંબંધિત કરીએ છીએ. સ્થાનીયકરણ સંવેદનાઓનાં સ્થાનિક ચિહ્નો ( Local signs ) પર અવલંબિત છે. જ્યારે બહિઃક્ષેપણ ગતિ ( Movement ) પર આધારિત છે.

આ પ્રમાણે પ્રત્યક્ષ વિદ્યમાન (Presentative) અને પ્રાથમિક (Representative) બન્ને તત્ત્વોથી નિહિત માનસિક વિષદ વ્યાખ્યા કરવાની (Elaboration) ક્રિયા છે. અધિક ચોકસાઈપૂર્ણ પ્રત્યક્ષ એ ક્રિયા છે કે જેનાથી મનસંવેદનાઓ કે જટિલસંવેદના (Sensation complex) નું પૃથક્કરણ (Discrimination) અને વર્ગીકરણ (Classification) કર્યા બાદ પુનર્જીવિત (Revived) સંવેદનાઓના સંરક્ષણાર્થ સહગામી (Escort) કે સાથી બની તેની પૂરવણી કરે છે. વાસ્તવિક (Actual) અને પુનર્જીવીત સંવેદનાઓનો પ્રત્યક્ષ ફળ (Percept) ના રૂપમાં સંયુક્ત (Integrated) કે દાનીકૃત (Solidified) સમસ્ત સગ્રહ (Agyregate) એટલે કે વર્તમાનમાં નિયત સ્થાનમાં સ્થિત વસ્તુનું સ્પષ્ટ રીતે તાત્કાલિક જ્ઞાનેન્દ્રિયોદ્દીપક જ્ઞાન. (Sensous apprehension)

**(૨) સંવેદના અને પ્રત્યક્ષ (Sensation and perception)**

સંવેદનાનો અર્થ ગ્રહણ કરવામાં આવે ત્યારે પ્રત્યક્ષ થાય છે. ઉત્તેજના દ્વારા મનમાં ઉત્પાદિત પ્રારંભિક ગુણ તે સંવેદના છે. સંવેદનામાં મન અને વસ્તુઓનું જગત એક સાથે આવે છે જ્યારે પ્રત્યક્ષમાં નવીન વિષયના નિર્માણ માટે વર્તમાન અને ભૂત એક સાથે આવે છે. પ્રત્યક્ષ એક જટિલ માનસિક પ્રક્રિયા છે. તેમાં સવેદના અને સ્મૃતિ મિશ્રિત હોય છે. આ રીતે પ્રત્યક્ષ સંવેદનાઓથી વિકાસ પામે છે. પરંતુ તે પૂર્ણ તથા સંવેદનાઓથી નિર્મિત નથી. પ્રવૃત્ત સંવેદનાઓ ને પ્રતિમાઓ પૂરકનું કાર્ય કરે છે. સવેદનાઓમાં આપણે સંવેદનાની ઉત્તેજનાઓ તથા વ્યક્તિના અનુભવો સંબંધી સંશોધન કરીએ છીએ, જ્યારે પ્રત્યક્ષમાં આપણે વસ્તુનો વિચાર કરીએ છીએ તથા વાસ્તવિક વસ્તુ સાથે વ્યક્તિના અનુભવોનું કેટલું સામંજસ્ય છે તેની તપાસ કરીએ છીએ. જેમ્સનું કથન ઠીક છે કે સંવેદના વસ્તુનો માત્ર પરિચય કરાવે છે જ્યારે પ્રત્યક્ષ તેમની બાબતમાં જ્ઞાન આપે છે.

પ્રત્યક્ષ સવેદના કરતાં અધિક સક્રિય હોય છે. સંવેદનામાં ગ્રહણશીલતા કે સંવેદનશીલતા માટે માનસિક ક્રિયાની અધિક આવશ્યકતા રહેતી નથી જ્યારે પ્રત્યક્ષમાં અધિક માનસિક ક્રિયા થાય છે. કારણ કે સંવેદનાનો અર્થ ગ્રહણ કરવાનો હોય છે. વુડવર્થ સવેદનાને મગજની પ્રથમ પ્રતિક્રિયા (First response) અને પ્રત્યક્ષને દ્વિતીય પ્રતિક્રિયા માને છે. સંવેદનામાં મગજમાં સ્થિત જ્ઞાનકેન્દ્રો અને શરીરના બોધસ્નાયુઓ ક્રિયા કરે છે. પ્રત્યક્ષમાં તદુપરાંત સાહચર્યક્ષેત્રો પણ કાર્ય કરે છે. પ્રત્યક્ષ અને સંવેદના બન્ને બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પાદિત સ્નાયવિક પ્રવાહથી ઉત્પન્ન થાય છે. "પ્રત્યક્ષમાં સ્નાયવિક પ્રવાહ ત્વક્ષ (Cortex) માં સ્થિત સહચારી કે સ્મૃતિ સંબંધી (Reproductive) પ્રક્રિયાઓ જાગૃત કરે છે. પરંતુ સવેદના એકલી કે નિમ્નતમ પ્રત્યક્ષ સાથે હોય છે તો તેની સાથે થતી સ્મરણ સંબંધી પ્રક્રિયાઓ ન્યૂનતમ હોય છે." (વીલિયમ જેમ્સ). વુડવર્થનું કથન છે કે "સવેદના ઉત્તેજનાદ્વારા ઉત્પાદિત પ્રથમ પ્રતિક્રિયા અથવા ઓછામાં ઓછી પ્રથમ ચેતન પ્રતિક્રિયા છે. પ્રત્યક્ષ સવેદના બાદ થતી દ્વિતીય પ્રતિક્રિયા છે અને અધિક ઉપયુક્ત શબ્દોમાં સવેદનાની અવ્યવહિત (Direct) પ્રતિક્રિયા તથા ભૌતિક ઉત્તેજનાની માત્ર વ્યવહિત (Indirect) પ્રતિક્રિયા છે."

સંવેદના એક કલ્પિત સત્તા છે. તેના અસ્તિત્વની કલ્પના કરવામાં આવે છે. આપણે નાનાં બાળકોમાં સવેદના માની લઈએ છીએ. સંવેદનામાં વસ્તુસત્તાની ભાવના જ છે. અથવા તેના ગુણોને વસ્તુ સાથે સંબંધિત કરવામાં

આવતા નથી, જ્યારે પ્રત્યક્ષમાં વસ્તુ અને ગુણોના સંબંધનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે છે. પ્રત્યક્ષમાં સદૃશીકરણ (Assimilation), પૃથક્કરણ (Discrimination), પદાર્થીકરણ (Objectification) વગેરે ક્રિયાઓ કરવામાં આવે છે. આ બધી ક્રિયાઓની મદદથી સંવેદનાઓનો અર્થ કરવામાં આવે છે.

**(3) પ્રત્યક્ષની પ્રક્રિયાઓની વિશેષતાઓ (Characteristics of the perceptual process)**

સ્ટાઉટ (Stout) પ્રત્યક્ષ સાથે સંબંધ ધરાવતાં માનસિક તત્ત્વો તથા સક્રિય પ્રક્રિયાઓને મહત્ત્વ આપે છે. તે પ્રત્યક્ષમાં નિમ્નલિખિત લક્ષણો જણાવે છે.

**એકતા અને અવિચ્છિન્નતા (Unity and Continuity)**

પ્રત્યક્ષ વિશુદ્ધ હોતા નથી. કેટલાક પ્રત્યક્ષ અલ્પસ્થાયી હોય છે જે ક્ષણિક રુચિઓની તૃપ્તિ કર્યા બાદ અલોપ થઈ જાય છે. કેટલાક પ્રત્યક્ષ દીર્ઘકાલિક હોય છે. પ્રત્યક્ષની સ્થિતિમાં આપણે ઘણા પ્રસંગોના સંબંધમાં આવીએ છીએ જે એક અવિચ્છિન્ન વિચારોની શૃંખલા બનાવે છે. તે ક્ષણિક માનસિક વ્યાપાર નથી હોતા. આપણે જોઈએ છીએ કે સરકસમાં તારપર ચાલનાર માણસ પોતાનું સંતુલન રાખે છે, અને ચાલવાની ક્રિયા કરે છે તદુપરાંત પોતાના કાર્ય બાબતની આવશ્યક સૂચનાઓનો પણ ખ્યાલ રાખે છે. તે માણસના પ્રત્યક્ષનું કાર્ય એ છે કે ઐન્દ્રિયપ્રત્યક્ષના નિર્દેશન પ્રમાણે પૈશિકગતિ કરવી, સાયકલ પર બેસી સંતુલન રાખવું, શારીરિક ખેલો વગેરેમાં પ્રત્યક્ષોની એક સાંકળી હોય છે જે અવિચ્છિન્ન હોય છે.

**ધ્યાન (Attention)**

પ્રત્યક્ષમાં ધ્યાન સમાવિષ્ઠ છે. પ્રત્યક્ષમાં વારંવાર પરિવર્તન પામતી ઉત્તેજનાઓ પર ધ્યાન આપવું પડે છે. પ્રત્યક્ષ ક્રિયાની શૃંખલામાં ક્રિયા પૂર્ણ થતાં સુધીમાં ધ્યાનથી તેનું અધ્યયન કરવામાં આવે છે. અસરો જાણવા માટે જ્ઞાનેન્દ્રિયોનું સમાયોજન (Pre-adaptation) અને તક મળતાં ક્રિયા કરવા માટે શરીરનું પૂર્વ સમાયોજન એ પ્રત્યક્ષમાં રહેલા ધ્યાનની નિશાની છે. ઉદાહરણાર્થ, ક્રિકેટ રમતો ખેલાડી દડો આવતા પહેલાં પોતે દરેક પ્રકારની તૈયારી કરી રાખે છે અને દડાની રાહ જુએ છે. દડો આવતાં તત્કાલ તે ફટકો મારે છે, આ પ્રમાણે પ્રત્યક્ષીકરણમાં ધ્યાન આવશ્યક છે. ધ્યાન સિવાય ઐન્દ્રિય અનુભવોના સંકેત જાણી શકાતા નથી. આપણે અપરિચિત અને અચાનક આવી પડેલી બાબતોનું અધિક ધ્યાનપૂર્વક કરીએ છીએ.

### પરિવર્તનશીલ પરિસ્થિતિઓ સાથે સ્વતંત્ર સમાયોજન (Free adaptation to barying conditions)

ઉત્તેજનાઓ પરિવર્તનશીલ છે અને ઘણી ઘણી વખત તેમની સ્થિતિ એટલે કે અંતર, દિશા વગેરે બદલતી રહે છે. આ પ્રમાણેનાં પરિવર્તનો સાથે સમાયોજન કર્યા સિવાય સફળતા પ્રાપ્ત થતી નથી. ઉદાહરણાર્થ, શિકાર કરનાર વ્યક્તિ શિકાર જે બાજુ દોડે તે બાજુ દોડે અને આવશ્યક પરિવર્તનો કરે તો જ શિકાર થઈ શકે છે. ક્રિકેટ રમનાર ખેલાડી દડાની ગતિવિધિ પ્રમાણે પોતાની ગતિવિધિમાં પરિવર્તન કરી સમાયોજન ન કરી શકે તો તે વધારે સમય રમી શકતો નથી અને ખેલમાં નિષ્ફળ :નીવડે છે. આ પ્રમાણે પરિવર્તનશીલ ઉત્તેજનાઓ સાથે સમાયોજન કરવામાં નિરંતર ગતિઓમાં પરિવર્તન કરવું પડે છે. પરિવર્તનશીલ પ્રયત્નો સાથે પ્રત્યક્ષનો વિષય બદલાતો નથી પરંતુ પર્યાપ્ત પ્રત્યક્ષીકરણ માટે વિવિધ પ્રયત્નો કે જે અવિચ્છિન્ન રુચિપૂર્વક કરવામાં આવે છે. સ્વતંત્ર સમાયોજનમાં પ્રત્યક્ષ કર્તા પરિસ્થિતિ સાથે પોતાની ગતિઓનું સ્વતંત્રતાપૂર્વક સમાયોજન કરે છે.

### પરિવર્તિત પ્રયત્નો સાથે દઢતા (Persistency with varied effort)

સહજક્રિયાઓમાં વિવિધ પ્રયત્નો સાથે દઢતા જોવામાં આવે છે. કોઈ વસ્તુનું પ્રત્યક્ષ કરવામાં અનેકવિધ ગતિઓ કરવામાં આવે છે અને તેમ કરતાં કરતાં સફળતા પ્રાપ્ત થાય છે. પ્રત્યક્ષ પ્રયત્ન અને ભૂલની (Trial and error) પ્રક્રિયા છે. ઉદાહરણાર્થ આપણે ઉંદર પકડવા પાંજરું મૂકીએ છીએ, તેમાં ખોરાકની પ્રાપ્તિ માટે ઉંદર પ્રવેશ કરે છે. પ્રથમ તો ઉંદર પાંજરાની ચારે તરફ જુએ છે. રસ્તો મળતાં અંદર દાખલ થાય છે. અંદર મૂકેલા પદાર્થને જુએ છે અને છેવટે ખાય છે. આ પ્રમાણે તે વિવિધ પ્રયત્નો દઢતા પૂર્વક કરે છે. પરિવર્તનશીલ પ્રયત્નો સાથે દઢતા એ વર્તમાન અનુભવો સાથેનું સમાયોજન છે. તે ગત અનુભવોના પરિણામોથી શીખવાનો હેતુ છે.

### અનુભવથી શીખવું (Learning by experience)

પ્રત્યક્ષમાં વર્તમાન અનુભવોનો વિગત અનુભવના સંસ્કારો સાથે સંબંધ હોય છે કોઈ વસ્તુનો પ્રત્યક્ષ માનસિક સંસ્કાર છોડી જાય છે જેનાથી ભવિષ્યમાં તે વસ્તુના કે તેના જેવી અન્ય વસ્તુના પ્રત્યક્ષને પરિવર્તિત કરે છે. પ્રત્યક્ષમાં અનુભવથી શીખવામાં આવે છે. ઉદાહરણાર્થ કોઈ કૂતરાને રોટલીના બદલામાં અન્ય કોઈ વસ્તુ મૂકીએ છીએ તો પ્રથમ તે તેને રોટલી

સમજી ખાવા જાય છે. પરંતુ નિરાશ થાય છે./ફરીથી આપણે તે પ્રમાણે કરીએ છીએ તેપણ તે પ્રમાણે બને છે; પરંતુ જ્યારે આપણે બે ત્રણ વખત આ પ્રમાણે કરીએ છીએ ત્યાર બાદ સાચે જ રોટલી મૂકીએ છીએ ત્યારે પણ તે શંકિત થઈ રોટલી બરાબર તપાસી જુએ છે, અને પછી જ ખાય છે. આ પ્રમાણે તેને પ્રથમ અનુભવો થાય છે કે આપણે તેને છેતરી રહ્યા છીએ. પ્રત્યક્ષમાં અનુભવથી શીખવાનું એ ઉદાહરણ ઠીક છે. વર્તમાન અનુભવથી શીખવું તે પરિવર્તનશીલ પ્રયત્ન સાથે દઢતા છે.

**પ્રત્યક્ષમાં સ્મરણ (Reproduction in perception)**

પ્રત્યક્ષમાં સ્મૃતિ રહેલી છે. પ્રત્યક્ષ કરવામાં પ્રત્યક્ષકર્તાના ભૂતકાળના અનુભવો ઉપર આધાર હોય છે. આપણે જ્યારે પ્રત્યક્ષ કરીએ છીએ ત્યારે આપણે સંવેદનાઓ અને પ્રતિમાઓનો અનુભવ કરીએ છીએ. એક સંવેદના તે જ ઈન્દ્રિય અન્યની સંવેદનાઓથી સંયુક્ત થઈ શકે છે. ઉદાહરણાર્થ, આપણે બજારમાં ફળ ખરીદવા જઈએ છીએ તો દુકાનદાર પાસે ફળ લઈને તેને જોઈએ છીએ. સૂંઘીને સ્વાદ સમજી શકાય તેવા ફળને સૂંઘીએ છીએ અને ચાખવાની આવશ્યકતા જણાય તો ચાખીએ છીએ. આ પ્રમાણે ફળના પ્રત્યક્ષમાં સ્પર્શ, દૃષ્ટિ, ઘ્રાણ અને સ્વાદની સંવેદનાઓ સંયુક્ત થાય છે. સંવેદનાઓમાં સ્મૃતિ પ્રતિમાઓથી સંયુક્ત હોય છે. આ કેરી મીઠી છે! તેને આપણે ખરીદવી જઈએ છીએ તો કોઈ દુકાને આપણે જોઈને જ જાણી લઈ એ છીએ કે કેરી મીઠી દેખાય છે. આ પ્રમાણે કહી શકીએ છીએ તેનું કારણ એ છે કે તેવી જ કેરી આપણે પહેલાં લીધી હતી અને તેવો જ રંગ હતો અને તે અધિક મીઠી હતી એટલે આપણે તેને દેખીને જ કહી દીધું. આ કાર્યમાં દૃષ્ટિસંવેદનાની સ્મૃતિ પ્રતિમાનું સ્મરણ કરે છે. સ્મરણ તે સંવેદનાને જટિલ બનાવે છે. પ્રત્યેક અર્જિત પ્રત્યક્ષમાં જટિલીકરણ હોય છે. આ પ્રમાણે પ્રત્યક્ષ વિવિધ સંવેદનાઓનો સંયોગ છે.

**(૪) પ્રત્યક્ષ અને પ્રત્યભિજ્ઞા. (Perception and Recognition)**

/પ્રત્યક્ષ એટલે સંવેદનાઓનો અર્થ ગ્રહણ કરવો તે. |અર્થ ગ્રહણ કરવામાં પ્રત્યભિજ્ઞા હોય છે./ આપણે પ્રત્યક્ષ કરીએ છીએ ત્યારે વસ્તુઓ ઓળખીએ છીએ અને તેનું વર્ગીકરણ કરીએ છીએ. મેલોન (Mellone) પ્રત્યક્ષીકરણની નિમ્નાંકિત ત્રણ ભૂમિકાઓ બનાવે છે. (૧) પ્રત્યભિજ્ઞા સિવાય પ્રત્યક્ષ (૨) સ્પષ્ટ વિચારોથી રહિત પ્રત્યભિજ્ઞા (૩) સ્પષ્ટ વિચારયુક્ત પ્રત્યભિજ્ઞા.

### પ્રત્યભિજ્ઞા સિવાય પ્રત્યક્ષ

નિમ્નતમ કોટીનાં પશુઓમાં પ્રત્યભિજ્ઞા સિવાય પ્રત્યક્ષ થઈ શકે છે. એક પ્રકારની માછલી સ્વાહાર ગંધમાત્રથી શોધી લે છે. એક બીજા પ્રકારની માછલી દૃષ્ટિથી એમ કરી લે છે. એક ત્રીજા પ્રકારની ચપટી માછલીઓ સમીપ આવી વસ્તુઓનો ભાર સમજે છે. જો તે જાળીથી અથડાઈ જાય છે તો તળિયે છુપાઈ જાય છે. છતાં પણ પોતાના માથા ઉપર રહેલા કીડાને ઓળખી શકતી નથી અને તે તેમને સ્પર્શ કરે તોપણ તેમના ઉપર તરાપ મારતી નથી, પરંતુ તેની ગંધની સંવેદનાથી તેમની ઉપસ્થિતિનો આભાસ થવાથી તેને માટે તળાવના તળિયામાં નિરૂદ્દેશ્ય ફરતી રહે છે. મામૂલી માછલી પ્રકાશ અને અંધકાર, સ્વાદ અને ગંધનો પ્રત્યક્ષ કરી શકે છે પરંતુ વિભિન્ન પ્રકારની સંવેદનાઓને સંબંધિત કરી શકતી નથી. બિલાડી વિભિન્ન પ્રકારની સંવેદનાઓને સંબંધિત કરી શકે છે અને વસ્તુને ઓળખી શકે છે. પરંતુ માછલી અનુભવથી શીખી શકતી નથી. તેની સ્મૃતિપ્રતિમાઓ સ્પષ્ટ હોતી નથી. તે સંવેદનાઓને જટિલ પ્રત્યક્ષમાં સંયુક્ત કરી શકતી નથી. તેના પ્રત્યક્ષમાં પ્રત્યભિજ્ઞા હોતી નથી. ( મેલોન )

આ પ્રમાણે પ્રત્યભિજ્ઞા સિવાય પ્રત્યક્ષ થાય છે પતંગિયાં જ્યોતથી ગભરાતાં નથી. તેમના પ્રત્યક્ષમાં પ્રત્યભિજ્ઞા નહિ હોવાથી જ તેમ બને છે. તે પ્રત્યક્ષ કરતાં પોતાના વિગત અનુભવોના પ્રકાશમાં સંવેદનાઓનો અર્થ કરતાં નથી.

### સ્પષ્ટ વિચારોથી રહિત પ્રત્યભિજ્ઞા

ફૂલ સુગંધિત 'દેખાય છે,' જામફળ મીઠાં 'દેખાય છે,' પાણી ગરમ 'દેખાય છે.' આ ઉદાહરણોમાં દૃષ્ટિસંવેદના ક્રમશઃ ગંધ, સ્વાદ અને સ્પર્શની સંવેદનાઓની સ્મૃતિપ્રતિમાઓનું સ્મરણ કરે છે અને તે સંવેદનાઓના સ્થાયી પ્રભાવના કારણે દૃષ્ટિસંવેદનાઓ જટિલ બની ગઈ છે. તેમાં ગત અનુભવોની સ્મૃતિપ્રતિમાઓ સ્પષ્ટ રીતે પુનર્જીવિત થઈ નથી. તેમાં દૃષ્ટિસંવેદનાઓની વિશેષતા એ છે કે તેમનું સ્વાદ, ગંધ અને સ્પર્શ સાથે સાહચર્ય છે. અર્જિત પ્રત્યક્ષ ( Acquired perception )માં સંવેદનાઓ સ્પષ્ટ વિચારોના કારણે જટિલ થઈ જાય છે.

આપણે પાછળ જોઈ ગયા કે પ્રત્યક્ષ કરવામાં સંવેદનાઓ સંયુક્ત હોય છે તેનો અર્થ એ નહિ કે પ્રત્યક્ષ માનસિક એકમોનો સમૂહ છે. પ્રત્યક્ષમાં વિવિધ સંવેદનાઓ અવશ્ય હોય છે પરંતુ તેમનું સંયોજન એક નવીન

માનસિક પ્રક્રિયાના રૂપમાં હોય છે. પ્રાણી અનુભવથી શીખવા સમર્થ થાય તે પહેલાં પ્રત્યક્ષના આ સ્તરમાં પ્રવિષ્ટ થવું આવશ્યક છે, જ્યારે એક કૂતરો રોટલીને સદૃશ વસ્તુથી ભિન્ન કરી શકે છે ત્યારે સમજવું જોઈએ કે તેનામાં દૃષ્ટિ અને સ્વાદસંવેદનાઓ સંયુક્ત કરવાની શકિત રહેલી છે. તથા તેમના સાહચર્યના અનુભવોથી લાભ ઉઠાવવાની શકિત ધરાવે છે.

અસ્પષ્ટ વિચારો સંવેદનાઓનું વિશિષ્ટીકરણ કરે છે અને તેમનાથી જ્ઞાન હોવાની લાગણી ઉત્પન્ન કરે છે. જેને સ્ટાઉટ (Stout) જટિલીકરણ (Complication) કહે છે. અર્જિત પ્રત્યક્ષમાં સંવેદનાઓ અનુભવોના પ્રભાવોથી વિશિષ્ટ થાય છે. પ્રત્યક્ષના આ સ્તરમાં અનુભવનું સ્પષ્ટ સ્મરણ થતું નથી છતાં પણ ગત અનુભવોનો પ્રભાવ અવશ્ય પડે છે ગત અનુભવો અસર છોડતા ગયા હોય છે તે વર્તમાન અને પુનરાવૃત્ત થનારી સંવેદનાઓને પરિવર્તિત કરે છે તથા તેનાથી પરિચિત હોય તેવી લાગણી પેદા કરે છે. આ પ્રમાણે પૂર્વાનુભવો વર્તમાન સંવેદનાને સાર્થકતા પ્રદાન કરે છે. આ સ્તરમાં સાર્થકતાની લાગણી માત્ર થાય છે તેનો ચેતનામાં ઉદય થતો નથી. તથાપિ વ્યવહારમાં પરિવર્તન થાય છે. તેમાં ધારણાશકિત (Retentiveness) કાર્ય કરે છે પરંતુ સ્મરણ (Recall) અસ્પષ્ટ હોય છે.

### સ્પષ્ટ વિચારયુક્ત પ્રત્યભિજ્ઞા

આપણે દૂર પડેલી લાંબી વસ્તુ જોઈએ છીએ. તેને આપણે થોડીવાર સમજીએ કે તે દોરડું પડ્યું છે અને ફરીથી કહીએ કે નહિ તે દોરડું નથી પણ સર્પ છે. આ સમયે આપણા પ્રત્યક્ષ ગત અનુભવોથી પુનર્જીવિત થયેલા બે વિરોધી વિચારોને કારણે અનિશ્ચિત છે. થોડી વાર બાદ આપણે તેની નજીક જઈને જોઈએ છીએ તો માલુમ પડે છે કે તે દોરડું જ છે. આ સમયે આપણા સર્પ બાબતના વિચારો દૂર થાય છે અને ગત અનુભવોથી સ્મૃત દોરડાના વિચારોથી દૃષ્ટિસંવેદનાનું વિશિષ્ટિકરણ થાય છે. અને એકદમ નિકટ જઈએ છીએ તો માલુમ પડે છે કે તે દોરડું ક્ષેત્રમાં જતા કોઈ કૃષકનું છે જે ત્યાંથી થોડે દૂર ઘાસ કાપી રહેલો છે. આ સમયે આપણે નિશ્ચિત પ્રત્યભિજ્ઞા (Definite recognition) કરીએ છીએ. તેમાં દોરડાની બાબતના આપણા વિચારો દૃષ્ટિસંવેદના સાથે સંયુક્ત થાય છે અને તેને નિશ્ચિત અર્થ અને પરિચયની લાગણી પ્રદાન કરે છે. આ સમયે અર્થની લાગણી થતી નથી પરંતુ સ્પષ્ટ ચેતનામાં તેનો ઉદય થાય છે.

**(૫) પ્રત્યક્ષમાં સુવિધાપ્રદ તત્ત્વ ( Factors of advantage in perception )**

પ્રત્યક્ષમાં ધ્યાન સમાવિષ્ઠ છે. ધ્યાન ચૂંટણી કરે છે, પ્રત્યક્ષ પણ ચૂંટણીના નિયમોને આધીન છે. આપણે અન્ય વસ્તુઓને છોડી એક વસ્તુનો પ્રત્યક્ષ કરીએ છીએ. પ્રત્યક્ષ સંયોજનાના નિયમ ( Law of combination ) ને પણ અનુસરે છે. આપણે કોઈ વસ્તુનો પ્રત્યક્ષ કરવામાં તેના એકમનો પ્રત્યક્ષ સરળતાથી કરી શકીએ છીએ. તે સુવિધાના નિયમ (Law of advantange ) ને આધિન છે; આપણે કેટલીક સહેલી વસ્તુઓ કે તથ્યોનો પ્રત્યક્ષ અધિક સરળતાથી કરી શકીએ છીએ. પ્રત્યક્ષનાં કેટલાંક સુવિધાજનક તત્ત્વો નીચે પ્રમાણે છે.

**સમીપતા** ( Proximity ) તત્ત્વો નજીક નજીક હોય તો તેમને એક નમૂનામાં સમૂહબદ્ધ કરવાં સરળ પડે છે. અનિયમિત બિંદુઓ કે જે એકદમ વિખરાયેલાં માલુમ પડતાં હોય તેવાં બિંદુઓમાં સમીપસ્થનો આપણે જલદી પ્રત્યક્ષ કરીએ છીએ અને તેમને સમૂહબદ્ધ કરીએ છીએ.

**અવિચ્છિન્નતા** ( *Continuity* ) :—આ એક સુવિધાપ્રદ તત્ત્વ છે. નમૂનાની અવિચ્છિન્નતા તત્ત્વોને નિયમિત એકમોમાં સમૂહબદ્ધ કરવામાં અનુકૂળ હોય છે. કોઈ સીધી કે વક્રરેખામાં આવેલાં બિંદુઓ સરળતાથી એકમોમાં સમૂહબદ્ધ થઈ શકે છે.

**સદૃશતા** (Similarity ) :—તત્ત્વોની સદૃશતા તેમને સમૂહબદ્ધ કરવામાં અનુકૂળ હોય છે. જો બિંદુઓ વિભિન્ન રંગોનાં હોય તો તેમાંથી એક જ રંગનાં બિંદુઓનો એક સમૂહમાં પ્રત્યક્ષ થાય છે.

**અંતરાવેશિતા** ( Inclusiveness ) :—સમૂહ કે નમૂનાનો પ્રત્યક્ષ તેનાં પૃથક્ તત્ત્વો કરતાં અધિક સરળતાથી થઈ શકે છે.

**પરિચિતતા** ( Familiarity ) :—કોઈ નમૂનાથી પરિચિત થવું તે પ્રત્યક્ષ માટે અનુકૂળ હોય છે. અપરિચિત વ્યક્તિઓમાં સ્થિત આપણા મિત્રને આપણે સરળતાથી ઓળખી શકીએ છીએ.

**તત્પરતા** ( Rediness ) :—કોઈપણ સમયે તત્પરતા એક સુવિધાજનક તત્ત્વ હોય છે. જો આપણે કોઈ ધ્વનિ સાંભળવા કે કંઈ કરવા માટે તત્પર રહીએ તો જ તેનો પ્રત્યક્ષ સરળ રીતે થાય છે. અને આપણે

અન્ય સમાનરૂપે પરિચિત અને સઘન સમૂહો કરતાં સારો લાભ મેળવી શકીએ છીએ.

**સમષ્ટિ (Whole)**:—જે સમષ્ટિનો પ્રત્યક્ષ થાય છે તેનાથી તેની સાથે સમાનતા ધરાવતા અને સંબંધિત ભાગોનો પ્રત્યક્ષ કરવામાં સુવિધા રહે છે. પ્રત્યક્ષમાં સમષ્ટિ અવયવો તે નિર્ધારિત કરે છે.

પ્રત્યક્ષ ચૂંટણી સંયોજન કરનારી ક્રિયા છે. તેમાં વસ્તુની ચૂંટણી કરવામાં આવે છે, તેના ભાગો પર ધ્યાન આપવામાં આવે છે તથા તેમને સમૂહબદ્ધ કરવામાં આવે છે.

**(૬) સાંવેદનિક ચિહ્ન અને અર્થ** (Sensory signs and meanings).

આપણે ગુણયુક્ત અને સબંધયુક્ત વસ્તુઓ અને ઘટનાઓનો પ્રત્યક્ષ કરીએ છીએ. પ્રત્યક્ષ અને શીખવું એ બન્ને અન્યોન્યાશ્રિત છે. આપણે ફક્ત દશ્યક્ષેત્ર જ જોતા નથી પરંતુ વસ્તુઓનું ક્ષેત્ર તેમજ વસ્તુગત પરિસ્થિતિ જોઈએ છીએ. આપણે ઘણી બાબતો પ્રત્યક્ષથી શીખીએ છીએ અને પ્રત્યક્ષીકરણમાં આપણા પૂર્વાનુભવો અને જ્ઞાનનો ઉપયોગ કરીએ છીએ. આ પ્રમાણે શીખવું પ્રત્યક્ષપર આધારિત છે અને પ્રત્યક્ષ પૂર્વજ્ઞાનપર અવલંબિત છે. પ્રત્યક્ષીકરણ ચિહ્નોના ઉપયોગ કરવાની એક પ્રક્રિયા છે જેનાથી તેમના અર્થ જાણી શકાય છે. વાતાવરણની ઉત્તેજનાઓ ચિહ્ન હોય છે અને વસ્તુગત તથ્ય તેમનો અર્થ હોય છે. આ પ્રમાણે આપણે કોઇ કોઇ વખત કોઇ તથ્યનું ચિહ્ન (Sign) જોઇએ છીએ અને તથ્યનો પ્રત્યક્ષ કરીએ છીએ. ઉદાહરણાર્થ, આપણે ફળબજારમાં જઇએ છીએ ત્યારે કહીએ છીએ કે અમુક કેરી મીઠી દેખાય છે. આ બાબતમાં આપણે જોઇએ તો મિઠાશ એ સ્વાદથી જાણી શકાય છે, તેને જોઈ શકાતી નથી. આપણે અહીંયાં આપણા પૂર્વાનુભવ પ્રમાણે તેમાં કોઈ ચિહ્ન જોયાં અને તેથી કહ્યું કે તે મીઠી દેખાય છે. આ પ્રમાણે મિઠાશનાં દાર્ષ્ટિક ચિહ્નો (Visual signs)નો સ્વાદના પ્રત્યક્ષના પ્રકાશમાં તેમનો અર્થ કરીએ છીએ.

સાધારણ રીતે કેટલાંક ચિહ્નોનો અર્થ અનુભવથી કરવામાં આવે છે. મનુષ્યો જે ચિહ્નોનો ઉપયોગ કરે છે તે ઘણે ભાગે શીખવામાં આવેલો હોય છે પરંતુ કેટલાંક નૈસર્ગિક (Instrinctive) પણ હોય છે. ચિહ્નો બે પ્રકારનાં હોય છે. પ્રતિક (Simbol) અને ઇંગિત (Signal). પ્રતિક એ ઉત્તેજનાઓ છે જે કોઇ વસ્તુનો બોધ કરાવે છે. જેમકે નામ કોઇ

વ્યક્તિનો બોધ કરાવે છે. પ્રતિકોના નિરંતર ઉપયોગથી આપણે તેમના અર્થ સાથેનો તેમનો સંબંધ સારી રીતે જાણી જઈએ છીએ કે જેથી તેમનો સબંધ પ્રાકૃતિક લાગે છે. ઇંગિત કોઇ વસ્તુનું હોય છે અને તે વસ્તુની કોઇ ને કોઇ પ્રાકૃતિક ઉત્તેજના ઇંગિત કહેવાય છે, વાયુયાનનો અવાજ ગતિશીલ વાયુયાનની વિશેષતા છે. કોઈ માણસ ભવા ચઢાવેલો અને રાતોપીળો થઇ ગયેલો હોય તો આપણે કહીએ છીએ કે તે ક્રુદ્ધ છે. તેના મુખારવિંદ ઉપર આપણને તેવાં ચિહ્નો દેખાય છે.

ચિહ્નો એક પ્રકાશિત સંકેત ( Reduced cue ) છે. આપણે કોઈ વસ્તુથી પરિચિત થવા માટે તેને પૂર્ણતયા તપાસી લઇએ છીએ તથા તેની વિશેષતાઓ જાણી લઇએ છીએ અને એટલે ઘનિષ્ઠ સંબંધ સ્થાપિન થતાં તેની ઉપસ્થિતિથી જ્ઞાત થવા માટે તેની એકાદ વિશેષતા જ પર્યાપ્ત હોય છે. ઉદાહરણાર્થ આપણે આપણા મિત્રની છબી ( *Photo* ) થોડે દૂર મૂકેલી હોવા છતાં આપણે તેને ઓળખી શકીએ છીએ આપણે માટે ધ્વનિનો સાધારણ કર્ણસ્પર્શ વસ્તુને ઓળખવા માટે પર્યાપ્ત હોય છે. પહવાસિત સંકેતની ક્રિયા નિશ્ચિત નિશાનવાળી પ્રક્રિયા થઇ શકતી નથી કારણ કે દ્વયર્થક ચિહ્ન ( Ambiguous sign ) હોય તો તેના પ્રત્યક્ષમાં ભૂલો થવાનો સંભવ હોય છે. આપણે દૂર કોઈ વસ્તુ જોઇએ અને તે આપણને લાગે કે કોઈ મનુષ્ય હશે અથવા કોઈ થાંભલો હશે આ બન્ને વસ્તુઓની ઉત્તેજના એક જ હોય છે. આ પ્રમાણે વસ્તુનું આપણાથી અધિક અંતર કોઇ પણ આકારનું હોય તેની ઉત્તેજના કોઈ પણ આકારની હોઈ શકે છે.

દ્વયર્થક આકૃતિઓ ( Ambiguous figurs ) એવી હોય છે જેમાં



આકૃતિ ૧૦

તે બે કે બેથી વધારે વસ્તુઓનું પ્રતિનિધિત્વ કરતી હોય છે. આપણે વિભિન્ન વસ્તુઓ જોઈ શકીએ છીએ પરંતુ એક જ સમયે એક જ વસ્તુ જોઇ શકીએ છીએ આકૃતિ ૧૦માં આપેલું દાદરાનું ચિત્ર જુઓ. તેને આપણે વિભિન્ન

રૂપોમાં જોઈ શકીએ છીએ. આપણે તેને જોઈશું તો તે એક ચોરસ ચિત્રની જેમ દેખાય છે. પરંતુ ખાસ તો તે દાદરાના ઉપરના ભાગ જેવો દેખાય છે, અથવા તો દાદરાના અંદરના ભાગના રૂપમા દેખાય છે. આપણે થોડી વધારે વખત ધ્યાનપૂર્વક જોઈશું તો તેનાં રૂપો સમય સમય પર બદલાતાં માલુમ પડશે. ઉત્તેજના એકસરખી જ છે પરંતુ આપણે તેનો અર્થ વિભિન્ન રીતે કરીએ છીએ.

એવા જ પ્રકારની અન્ય આકૃતિ ( આકૃતિ ૧૧ ) જુઓ. તેમા કેટલા ઘન ( Cubes ) સમાયેલા છે. તે ઘનોની ગણતરી આપણે કરીશું તો પ્રથમ તેમાં ૭ ઘન જણાશે. અને ફરીથી તપાસ કરીશું તો જણાશે કે તેમાં સાત ઘન સમાયેલા છે. કોઈ કોઈ વખત તો વિના પ્રયત્ને દષ્ટિબિંદુ બદલાશે.

આ પ્રમાણેની આકૃતિઓ જોતાં આકૃતિ તો એક જ અને પૂર્વાનુસાર જ હોય છે છતાં વખતોવખત જોતાં તેમાં પરિવર્તન થાય છે તેનું

કેટલા બ્લોક છે? ફરીથી ગણો.

આકૃતિ ૧૧

કારણ આકૃતિ નથી પરંતુ નિરીક્ષકમા રહેલા તત્ત્વો છે. નિરીક્ષક આકૃતિના ભાગો ઉપર દૃષ્ટિપાત કરે છે. તેના વિભિન્ન દૃષ્ટિબિંદુઓના કારણે પરિવર્તનો થાય છે. બુડવર્થનું કથન છે કે "આપણે વસ્તુઓને તે છે તેવી જોતા નથી પરંતુ આપણે જેવા છીએ તેવી જોઈએ છીએ.

(૭) આકૃતિ અને આધારનો પ્રત્યક્ષ ( Perception of figure and ground )

આપણે કોઈ આકૃતિ સ્પષ્ટ જોઈએ છીએ ત્યારે તે કોઇ આધાર ( Ground )થી ઊંચી ઊઠેલી માલુમ પડે છે. કોઇ ન્યૂનાધિક સ્પષ્ટ રેખા

તે બન્નેને જુદાં કરે છે. ગેસ્ટલ્ટ મનોવૈજ્ઞાનિકોનો મત છે કે આપણે એક એકમના રૂપમાં પ્રત્યક્ષ કરીએ છીએ તેના અવયવોના સમૂહરૂપે નહિ કોઈ વસ્તુ કે જેને આપણે જાણતા હોય તે પોતાના આધારથી આગળ પડતી અને આંખોને આકર્ષણ કરતી માલુમ પડે છે. ઉદાહરણાર્થ દિવાલ પર લાગેલા સફેદ રંગની પૃષ્ટભૂમિ પર લાલ રંગનાં ફૂલનાં ચિત્રો એકદમ ધ્યાન ખેંચે છે. આ ફૂલોનો તેમની પૃષ્ટભૂમિથી અલગ એક સ્પષ્ટ આકૃતિના રૂપમાં પ્રત્યક્ષ થાય છે, આપણે તે ફૂલોને પાર્શ્વવર્તી પૃષ્ટભૂમિ સાથે સંલગ્ન કરી પ્રત્યક્ષ કરી શકતા નથી. પ્રત્યક્ષનો વિષય હંમેશાં એક આકૃતિ હોય છે તેના અવયવોનો સમૂહ નહિ. પ્રત્યક્ષ મગજમાં ચાલતી સમગ્ર પ્રતિક્રિયાઓ પર આધારિત છે.

પૃષ્ટભૂમિ એક અસીમ દેશના જેવી પ્રતિત થાય છે, રૂપ કે આકૃતિ સઘન હોય છે અને તેની રૂપરેખા હોય છે. આધારભૂમિ પર સ્થિત આકૃતિ આધાર કરતાં જલદી ધ્યાન આકર્ષિત કરે છે આધાર આકૃતિની પાછળ સ્થિત હોય છે. આકૃતિ આપણને એકદમ સમ્મુખ સ્થિત માલુમ પડે છે. આપણે આકૃતિનો એક એકમના રૂપમાં પ્રત્યક્ષ કરીએ છીએ અને આધારનો બોધ ભૌતિક હોય છે એવો ગેસ્ટલ્ટ મનોવૈજ્ઞાનિકોનો મત છે. આકૃતિને ઓળખવી એ એક પ્રાકૃતિક પ્રક્રિયા છે જે પ્રત્યક્ષીકરણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

આકૃતિ અને આધાર ફક્ત દૃશ્યક્ષેત્ર સુધી જ સિમિત નથી. તે ધ્વનિ ક્ષેત્રમાં પણ જોવામાં આવે છે. એક ઢોલનો ધ્વનિ સાધારણ ધ્વનિઓની પૃષ્ટભૂમિથી પૃથક્ માલુમ પડે છે. ધીમા અવાજોની પૃષ્ટભૂમિમાં એક વ્યક્તિનો બુલંદ અવાજ આકૃતિના રૂપમાં જુદો જ માલુમ પડે છે.

### (૮) ભ્રમ ( Illusion )

પ્રત્યક્ષ સંવેદનાઓનો સાચો અર્થ કરવાની ક્રિયા છે. તેમાં વસ્તુની કે સાંવેદનિક ચિહ્નોની ઠીક પ્રત્યભિજ્ઞા હોય છે પરંતુ ભ્રમ સાંવેદનિક ચિહ્નો કે સંવેદનાઓનો ખોટો અર્થ કરવો તે છે. તે અયથાર્થ પ્રત્યક્ષીકરણ છે. ભ્રમ એ ભૂલભરેલું પ્રત્યક્ષીકરણ છે. ભ્રમ એ પ્રત્યક્ષીકરણમાં થતી મોટી અને આશ્ચર્યકારક ભૂલો છે. આપણે જ્યારે પ્રત્યક્ષીકરણ કરતાં કોઈ વસ્તુનો કે સંવેદનાનો ખોટો અર્થ કરીએ છીએ તે ભ્રમ કહેવામાં આવે છે. ભ્રમ થવાનાં કારણો ઉત્તેજનાની સંદિગ્ધતા કે તેની પથભ્રષ્ટ કરવાની શક્તિ હોય છે. કોઈ વખત બાહ્ય ભૌતિક કારણોથી ભ્રમ ઉદ્ભવે છે તથા કેટલાંક ભ્રમના કારણો શરીરની અંદરનાં પણ હોય છે. આપણે હવે ભ્રમનાં વિભિન્ન કારણો જોઈશું.

## ટેવ અને પરિચયના કારણે ઉત્પન્ન થતો ભ્રમ

આપણે કોઈ ખાસ તથ્યના ચિહ્નના રૂપમા કોઈ ખાસ ઉત્તેજના ગ્રહણ કરવા ટેવાયેલા છીએ આપણુ પ્રત્યક્ષીકરણ સાધારણ રીતે સાચું જ હોય છે પરંતુ સાધારણ ઉત્તેજનાની સમાન કોઇ અન્ય ઉત્તેજના પ્રાપ્ત કરીએ છીએ ત્યારે તેમા ભૂલ થાય છે. આ પ્રમાણેનો ભ્રમ અરસ્તુના સમયમાં જાણવામા આવ્યો હતો આપણે બે આગળીઓ કાતરની જેમ ઉપર નીચે મૂકી તેના અગ્રભાગથી પેન્સીલ પકડીશુ તો એમ લાગશે કે આપણે બે પેન્સીલોને સ્પર્શ કરી રહ્યા છીએ. આને અરસ્તુનો ભ્રમ કહેવામા આવે છે. આ ભ્રમનું કારણ એક ઉત્તેજનાનુ બે આગળીઓની બાજુ પર કાર્ય છે. સામાન્ય રીતે આગળીને બે વસ્તુની ઉત્તેજનાઓની આવશ્યકતા હોય છે અગર આંગળીઓ સાધારણ સ્થિતિમાં હોત તો એ પ્રકારની ઉત્તેજના એક વસ્તુથી નહિ પણ બે વસ્તુથી જ થાત આ જ પ્રકારનો ભ્રમ પ્રૂફરીડરનો હોય છે. આપણે ઘણી વખત વાચના વાચતા 'ધમધમ' શબ્દ આવતા તેને તરત જ 'ધમાધમ' વાચીએ છીએ તેના ફરકનો પણ ખ્યાલ કરતા નથી. પછીનો શબ્દ પણ પહેલાના શબ્દના જેવી જ પ્રતિક્રિયા કરે છે અને આપણે તેનાથી ઠીક ભાવાર્થ સમજી સતુષ્ટ થઈ આગળ વધીએ છીએ

## અવિશ્લિષ્ટ સમગ્ર પ્રભાવના કારણે થતો ભ્રમ

ઘણુ કરીને આપણે જે ઉત્તેજનાઓ પ્રાપ્ત કરીએ છીએ તે એટલી જટિલ (Complex) હોય છે કે આપણે જે વાસ્તવિક તથ્ય જોવા માગતા હોય તે દબાઈ જાય છે અને તે તથ્ય જાણવુ અધિક કઠિન પડે છે. એટલે કે તેને જાણવા માટે વિશ્લેષણ કરવુ પડે છે તથા વિસ્તૃત બાબતો ઉપર પૂર્ણ ધ્યાનપૂર્વક જોવું પડે છે. આ ક્રિયા એટલા બધા પરિશ્રમની અપેક્ષા રાખે છે કે આપણે તેનાથી બચવા માગીએ છીએ. દરેક વ્યક્તિ આ ક્રિયાથી દૂર રહેવાનું અધિક ઉચિત સમજે છે, આ બાબતમા પ્રસિદ્ધ ઉદાહરણ મ્યુલર-લાયર (Muller-Lyer) આકૃતિ છે. આ ભ્રમને ઘણા માનસશાસ્ત્રીઓનો મત છે કે તે આ પ્રકારનો ભ્રમ પ્રત્યક્ષની વસ્તુના તરફના આપણા વલણ ઉપર આધારિત છે એ બરાબર રેખાઓ કે જે સમાન છે તેની તુલના કરતા આપણે ઘણી ભૂલો કરીએ છીએ અને રેખાઓને બદલે આપણે સમૂહોની તુલના કરીએ છીએ આકૃતિ ૧૨ માની પ્રથમ આકૃતિ જોતાં માલુમ પડશે કે બે બાણુના બહારના ખૂણાઓ જોડેલા છે તે લીટી જેનાથી અંદરના ખૂણા જોડાયા આવ્યા છે તેની બીજી લીટી કરતા લાંબી

દેખાય છે. આ પ્રમાણે થવાનું કારણ તીરના શિર્ષભાગોની વિરુદ્ધ દિશાઓ છે. દ્વિતીય આકૃતિમાં બન્ને આકૃતિઓની મધ્યની રેખાઓ સમાન લંબાઈની







આકૃતિ ૧૨.

છે પરંતુ એ લાંબી રેખાઓની મધ્યની રેખા અન્ય નાની રેખાઓની મધ્ય રેખા કરતાં વધારે લંબાઈની માલુમ પડે છે. તૃતીય આકૃતિમાં આડી અને ઊભી બન્ને રેખાઓ સમાન લંબાઈની છે પરંતુ ઊભી રેખા આડી રેખા કરતાં વધારે લાંબી માલુમ પડે છે. આ પ્રમાણેના ભ્રમોનું કારણ તે કાર્યમાં ક્રિયા કરતી પેશીઓના પ્રયાસો અસમાન છે તે છે. ઊભી રેખા જોવા માટે અધિક પેશીઓ કાર્ય કરે છે અને તેથી અધિક જટિલ પ્રયાસ કરવા પડે છે. ત્રાંસી રેખા કે કોઇ જટિલ રેખા પ્રત્યક્ષના પરિણામમાં ફેર પાડી શકે છે. આ પ્રકારના ભ્રમ પોશાકના બનાવનારાઓ માટે ઘણા જ મહત્ત્વના હોય છે.

**ભૌતિક કારણોથી ઉત્પન્ન ભ્રમ**

આ ભ્રમ પડઘો સાંભળીએ છીએ ત્યારે થાય છે. ઉદાહરણાર્થ, પહાડોની ખીણોમાં ફરતા કોઈ દોસ્ત દૂર અદશ્ય રહીને અવાજ લગાવે તો આપણે તે તરફ જોઈએ છીએ પરંતુ વાસ્તવિક રીતે તે બીજી બાજુ હોય છે. અવાજ જ્યાંથી આવે છે તે તેના અવાજનો પ્રતિધ્વનિ હોય છે.

**તત્પરતા અને પ્રતીક્ષા ( Set and exhectancy )ના કારણે થતો ભ્રમ.**

જ્યારે કોઈ તથ્યને જોવા માટે એકદમ તત્પર થઈ બેઠા હોઈએ ત્યારે આપણે તેના ચિહ્નોના રૂપમાં ઘણી અયોગ્ય અને જુદી ઉત્તેજનાઓ ગ્રહણ કરીએ છીએ. ઉદાહરણાર્થ, આપણે કોઈ મિત્રને આમંત્રણ આપ્યું છે અને જણાવ્યું છે કે કાલે ઠીક અગિયાર વાગે આવી જશો, તે દિવસે આપણે આપણી ઘડિયાળમાં અગિયારના ટકોરા થયા બાદ તેમની પ્રતીક્ષામાં એટલા વ્યાકુળ થઈએ છીએ કે રૂમની પાસેથી કોઈ આવનાર જનારનો અવાજ માલુમ પડે છે તો આપણે તેને જ દોસ્ત ધારી લઈએ છીએ.

ચિંતા (Anxiety) પણ ઘણી વખત ભયનું કારણ બને છે, ભયથી પણ ઘણી વખત ભ્રમ ઉત્પન્ન થાય છે તાજા અનુભવો ( Recent experience ) થી પણ ઘણી વખત એમ બને છે. ઉદાહરણાર્થ થોડા સમય પૂર્વે ઘરમા ચોરી થઇ હોય તો રાત્રે બિલ્લી કંઈ ખખડાવે તેને પણ ચોર સમજી લઈએ છીએ, પરંતુ જ્યારે વાસ્તવિકતા જોઈએ છીએ ત્યારે સમજાય છે. આ પ્રમાણે ભ્રમ થવાના ઘણા કારણો હોય છે.

## (૯) ભ્રમ અને વિભ્રમ (Illusion and Hallucination)

ભ્રમ એ પ્રત્યક્ષ છે. જો કે તેમા વસ્તુઓનો ભૂલભરેલો પ્રત્યક્ષ કરવામાં આવે છે, પરંતુ વસ્તુઓ જ્ઞાનેન્દ્રિયોની સમક્ષ હોય છે. તે બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થતો નથી. તે આત્મસાપેક્ષ (Subjective perception) છે. તેનો બાહ્ય વસ્તુઓમાં આધાર હોતો નથી. વિભ્રમમાં અસરકારક અનુભવો પૂર્ણતયા કે આંશિક બોધઅંગોની કે તેમના સ્નાયવિક જોડાણની નિયમિતતાને કારણે થાય છે. અને આ પ્રમાણે વિક્ષિપ્ત મનસ્થિતિમાં મનુષ્યો સાપ દેખે છે કે અન્ય વસ્તુઓ દેખે છે. કારણ કે તેના ઉપર જે જોયું તેની સમાન કોઈ અસર હોવી જોઈએ એટલે સાપ કે અન્ય વસ્તુઓ વાસ્તવિક તેણે જોઈ હોવી જોઈએ અને તે અસરોના અર્થ વિના વિરોધ કર્યે અને સ્પષ્ટ રીતે ટેવોના નિર્દેશનથી નિર્દિષ્ટ હોવી જોઇએ. પરંતુ ભ્રમમાં તેનાથી વિરુદ્ધ એટલે કે અસરો કે અંકનો સ્વયં સાધારણ રીતે દષ્ટિપટલ (Ratina) પર અસર કરતી ફક્ત ઉત્તેજનાઓને લીધે જ નથી પરંતુ તે પૂર્ણતયા કે આંશિક રીતે ગુફાની અસરેથી પ્રેરિત સ્નાયુતંત્રની અપ્રાકૃતિક સ્થિતિને લીધે છે

પ્રત્યક્ષ આંશિક રીતે ભ્રમયુક્ત હોય છે. અને આંશિક રીતે વિભ્રમયુક્ત હોય છે અથવા તો પૂર્ણતયા ભ્રમયુક્ત હોય છે. વિભ્રમમાં સજીવ માનસિક સ્મૃતિ પ્રતિમા કે કલ્પનાપ્રતિમા હોય છે જેને ભૂલથી પ્રત્યક્ષ સમજી લેવામાં આવે છે. તે એટલી સજીવ હોય છે કે તેને વાસ્તવિક સમજી લેવામાં આવે છે. વિચિત્ર વસ્તુઓ દેખવી, વિચિત્ર અવાજો સાંભળવા એ વિભ્રમનાં ઉદાહરણો છે જે સામાન્ય વ્યક્તિઓમાં પણ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. પરંતુ વિભ્રમ વિક્ષિપ્ત વ્યક્તિઓમાં અધિક જોવામાં આવે છે.

## (૧૦) બાહ્ય જગતનો પ્રત્યક્ષ (Perception of external reality )

પ્રત્યક્ષ એ સમતુલન કે સંશ્લેષણની ક્રિયા છે. કોઈ પણ વસ્તુના પ્રત્યક્ષમાં વિભિન્ન ઇન્દ્રિયોથી કે વિભિન્ન સાંવેદનિક ગુણોથી પ્રાપ્ત સંવેદનાઓનું સંશ્લેષણ થાય છે. પ્રત્યક્ષીકૃત વસ્તુ કોઈ દૂર સ્થાન કે દિશામાં સ્થિત હોય છે તેનામાં દેશીય ગુણ, સઘનતા, રૂપ, પરિમાણ વગેરે ગુણ હોય છે. તેનામાં સ્વતંત્રતાનો પણ થોડોઘણો અંશ હોય છે. જ્યારે આપણે તેના પર ક્રિયા કરવાનું બંધ કરીએ છીએ ત્યારે પણ તેનું અસ્તિત્વ રહે છે. પ્રત્યક્ષકૃત વસ્તુઓના ગુણોના બે પ્રકાર પાડવામાં આવે છે, જેને મૌલિક અને ગૌણ કહે છે. સઘનતા, અંતર, દિશા, ગતિ, વિસ્તાર વગેરે મૌલિક ગુણ છે. મૌલિક ગુણોનો પ્રત્યક્ષ પૈશિક સંવેદનાઓથી થાય છે. આપણને અમુક મૌલિક ગુણોનો પ્રત્યક્ષ ન હોય તો આપણે રંગ, ધ્વનિ વગેરેને અન્ય વસ્તુઓથી પૃથક્ દેશમાં સ્થિત વસ્તુઓના ગુણ નહિ સમજવા જોઈએ. મનોવૈજ્ઞાનિક દૃષ્ટિથી મૌલિક ગુણો અધિક તાત્ત્વિક ગુણો છે. ગૌણ ગુણોમાં પરિવર્તન થવા છતાં વસ્તુ તેની તે જ રહે છે.

આપણી સંવેદનાઓની ઉત્પત્તિનું કારણ આપણી પેશીઓ, સંધિઓ, કંડરાઓ (Tendons) ની પરિવર્તનશીલ દશાઓ છે જે શરીરની ગતિઓની સાથે થાય છે. આપણે આ સંવેદનાઓને બાહ્ય વસ્તુઓના ગુણ નથી સમજતા. પરંતુ રંગ, ધ્વનિ, વિસ્તાર, સ્વાદ વગેરે બાહ્ય ઇન્દ્રિયોની સંવેદનાઓને ફક્ત સંવેદનાઓ જ માનવામાં નથી આવતી, તેમને બાહ્ય પદાર્થોના ઇન્દ્રિયજ્ઞેય ગુણ માનવામાં આવે છે. તેનું કારણ એ છે કે સંવેદનાઓથી થતાં પરિવર્તનો ગતિસંવેદનાઓથી અલગ ઓળખવામાં આવે છે. અમુક હદ સુધી તે પૈશિક ગતિઓથી નિયંત્રિત કરી શકાય છે. આપણે કંઈ જોવા માટે આંખ ખોલીએ અને આજુબાજુ ફેરવી અમુક હદ સુધી દૃશ્ય વસ્તુઓ પર નિયંત્રણ કરી શકીએ છીએ પરંતુ તે કેવી રીતે પ્રસ્તુત થશે તે આપણા નિયંત્રણમાં નથી.

બાહ્ય વાસ્તવિકતાનો પ્રત્યક્ષ સચેષ્ટ ગતિના અનુભવ પર અવલંબિત છે. કોઈ પણ બાહ્ય પદાર્થનો સચેષ્ટ ગતિના અનુભવથી પ્રત્યક્ષ થતો નથી. જ્યાં સુધી પૈશિક ચેષ્ટાઓને ઉદ્દેશ્યની પ્રાપ્તિ માટે વિરોધનો સામનો કરવો પડે છે ત્યાં સુધી જ કોઈ બાહ્ય પદાર્થનો પ્રત્યક્ષ થાય છે. ઉદાહરણાર્થ આપણે મોટરમાં બેસવા મોટરસ્ટેન્ડ તરફ જઈએ છીએ. ટાઈમ વગેરેની તપાસ કરીએ છીએ. કેટલોક સમય પ્રતીક્ષા કરીએ છીએ અને મોટર આવે છે ત્યારે આપણને તેનો બાહ્ય પદાર્થના રૂપે પ્રત્યક્ષ થાય છે. સ્ટાઉટ કહે છે કે બાહ્ય-

તાનો પ્રત્યક્ષ પ્રથમ કોઈ લક્ષ્યપ્રાપ્તિના પ્રયાસમાં અથવા સમાયોજન ચેષ્ટામાં ગતિઓના સમાયોજન પ્રસંગે ઉત્પન્ન થાય છે. બાહ્યજગતના પ્રત્યક્ષમાં પ્રતિરોધનો પ્રત્યક્ષ મહત્ત્વપૂર્ણ ભાગ લે છે.

## (૧૧) શરીરનો પ્રત્યક્ષ (Perception of body)

શરીરનો પ્રત્યક્ષ ધીરેધીરે સ્પર્શ, ગતિ અને સાહચર્યના અનુભવો કરતાં કરતાં પ્રાપ્ત હોય છે. શરીરના આકાર કે રૂપનુ જ્ઞાન સહજ નથી હોતું. તે પ્રત્યક્ષ અને સાહચર્યનું પરિણામ છે. નાના બાળકને સર્વપ્રથમ પોતાના શરીરનું જ્ઞાન લગભગ હોતું નથી. તે પોતાના શરીરને તપાસે છે શરીરનાં વિભિન્ન અંગોથી થતા સ્પર્શથી સ્પર્શસંવેદનાઓ પ્રાપ્ત કરે છે. તે શરીરની ગતિઓથી ગતિસંવેદના પ્રાપ્ત કરે છે. ગતિ સંવેદનાઓ સ્પર્શસંવેદનાઓથી સંયુક્ત હોય છે. આરંભમાં તેને શરીરનાં 'અંગોનું અપૂર્ણ જ્ઞાન થાય છે ધીરેધીરે ગતિસંવેદના અને સ્પર્શસંવેદનાનું સંશ્લેષણ થતું જાય છે.

શરીરની ગતિઓથી તે કોઈ કોઈ વખત બાહ્ય જગતના સંપર્કમાં આવે છે. અને ત્યારબાદ સ્પર્શસંવેદનાઓ થાય છે. વ્યક્તિ પોતે સ્વશરીરને સ્પર્શ કરે અને બાહ્ય વસ્તુને સ્પર્શ કરે તેમાં ઘણો જ તફાવત છે. પોતાના શરીરને સ્પર્શ કરતાં એક સ્પર્શ કરવામાં આવતા અંગને અને દ્વિતીય સ્પર્શ કરનાર અંગને એમ બે સ્પર્શસંવેદનાઓ હોય છે; જ્યારે કોઈ બાહ્ય વસ્તુને સ્પર્શ કરવામાં એક જ સંવેદના હોય છે. આપણે સ્વયં કોઈ વસ્તુને સ્પર્શ કરીએ તો તે સક્રિય સ્પર્શ (Active touch) કહેવામાં આવે છે. અને વસ્તુથી આપણને સ્પર્શ થાય તો તેને અક્રિય સ્પર્શ (Passive touch) કહેવામાં આવે છે. અક્રિય સ્પર્શ શરીરની ગતિ કરવાથી થતો નથી. તેનાથી ખાલી સ્પર્શની સંવેદના થાય છે. સક્રિય સ્પર્શનો અનુભવ અને અક્રિય સ્પર્શનો અનુભવ તેમાં ફરક છે. શરીરના પ્રત્યક્ષમાં સક્રિય સ્પર્શ એકનું જ તત્ત્વ નથી શરીરના પ્રત્યક્ષને દૃષ્ટિ અધિક નિશ્ચિત બનાવે છે. જે સ્પર્શ અને ગતિસંવેદનાઓથી સંયુક્ત હોય છે. બાળક ગતિસંવેદનાઓને જલદી સમજી લે છે, કારણ કે તે પોતાનાં અંગોને ગતિમાન જુએ છે. તે પોતાના હાથપગની તથા અન્ય અંગોની ગતિઓ થતાં જુએ છે. દૃષ્ટિસંવેદનાઓથી તેનું જ્ઞાન નિશ્ચિત બને છે. ધીરે ધીરે તે દૃષ્ટિસંવેદનાઓની મદદ સિવાય ગતિસંવેદનાઓના અર્થ સમજવા લાગે છે અને તે દૃષ્ટિની સહાય સિવાય પોતાનાં વિભિન્ન અંગપ્રત્યંગોની દિશ્યાલ કરી શકે છે

(૧૨) દેશ કે વિસ્તારનો પ્રત્યક્ષ (Perception of space or extension)

આપણે જગતને દેશ તરીકે પ્રત્યક્ષ કરીએ છીએ. અહીં દેશનો અર્થ વિસ્તાર છે. એટલે કે આપણે દુનિયાનો પ્રત્યક્ષ વિસ્તાર ગણીને કરીએ છીએ. વિશ્વની વસ્તુઓ આપણે નજીક કે દૂર, ડાબી બાજુ કે જમણી બાજુ જોઈએ છીએ. ચેતના દરેક વસ્તુને એકીસમયે સમજી શકતી નથી. ચેતના એકદમ ઉદ્‌ભવતી નથી. તે અનિશ્ચિત અને અપૂર્ણતાના રૂપ સુધી વિકાસ પામે છે. માનસશાસ્ત્ર સમક્ષ એ જ સમસ્યા છે કે તેમ કેવી રીતે બને છે, આ પ્રમાણે માનસશાસ્ત્રીઓ દેશ (Space)ની વ્યાખ્યા કરવામાં અધિક રસ ધરાવતા નથી તેમજ તેની વાસ્તવિકતાની ચોકસાઈ કરવામાં રસ ધરાવતા નથી. આ બધા પ્રશ્નોની ચર્ચા કરવાનું કાર્ય તત્ત્વવેત્તાઓનું છે. તેવી જ રીતે દેશની સ્થિતિરેખાઓ નિશ્ચિત કરવાનો પણ પ્રયત્ન કરતા નથી. એ સમસ્યા ભૌતિકશાસ્ત્રીઓ અને ગણિતશાસ્ત્રીઓ માટે છે. તેથી દેશના પ્રત્યક્ષની સમસ્યા માનસશાસ્ત્રીય રીતે એ છે કે પ્રકૃતિસ્થ પ્રૌઢ મનુષ્ય દેશીય (Spatial) જગત કેવી રીતે જુએ છે

જો માનસશાસ્ત્રની દેશપ્રત્યક્ષની આ સમસ્યા દેશના તત્ત્વજ્ઞાનની અને ગણીતશાસ્ત્રીય સમસ્યાઓમાં ગૂંચાયેલ ન હોય તો દેશદર્શનની આ સમસ્યામાં અન્ય માનસશાસ્ત્રીય સમસ્યાઓ ગૂંચાયેલી હોવી ન જોઇએ એટલે કે એમ ન થવું જોઇએ કે દેશનો પ્રત્યક્ષ એ 'સંબંધનો પ્રત્યક્ષ છે. દેશનો પ્રત્યક્ષ તેનાથી કંઈક અધિક છે. દેશ પ્રત્યક્ષમાં સંબંધ કરતાં અધિક બાબતો સમાવિષ્ઠ છે. તે અંતર, દિશા જેવી દેશની સ્થિતિથી સંબંધિત ચીજો પરસ્પર સંયુક્ત બાબતોની પૂર્વધારણા કરે છે.

દેશની વ્યવસ્થાનાં વિશિષ્ટ લક્ષણોપૂર્ણ વિસ્તારના ભાગો જે દેશીય સંબંધથી સંયુક્ત છે તે બાબતોના સ્વભાવ કે સ્વરૂપ પર આધારિત હોય છે. એટલું કહેવું પર્યાપ્ત છે કે દેશીય વ્યવસ્થા એ સહઅસ્તિત્વ ધરાવતી બાબતોની વિશિષ્ટ રીતે થયેલી ગોઠવણ છે. પરંતુ માનસશાસ્ત્રની દૃષ્ટિએ એટલું જ કહેવું તે પર્યાપ્ત નથી. માનસશાસ્ત્રીઓને તેની સ્થિતિ સાથે સંબંધ છે કે જેની દ્વારા અસ્તિત્વની પદ્ધતિનું પ્રથમ સમયે નિરીક્ષણ કરવામાં આવ્યું છે.

વ્યાપ્તિ સિવાય વિસ્તારનો પ્રત્યક્ષ ન હોઇ શકે. સહઅસ્તિત્વનો ક્રમ કે જે જ્ઞાન અનુભવોની ચોક્કસ બાજુ જેને આપણે વિસ્તાર કહીએ છીએ

અને ખાસ જેને સ્પર્શ અને દષ્ટિનો વિસ્તાર કહીએ છીએ તેના સંબંધથી જ ઉન્નતિ અને વિકાસ પામે છે. તેનું જ્ઞાન તે દેશના વિસ્તારનો પ્રત્યક્ષ છે. આ વ્યાપ્તિ તે બીજું કંઈ જ નથી, તે ફક્ત સ્થાનિક ચિહ્નોના અંતરની સતત પુનરાવૃત્તિ (Repetition) છે. તેથી સ્થિતિનો સાંવેદનિક ક્રમ દિશા (Direction) અને અંતર (Distence) કે જેનાથી આપણે બાહ્ય-જગતમા દેશીય સંબંધો જોઇએ છીએ તે ઘણુ કરીને અંતર કરવા જેવા વિસ્તૃત અનુભવોના ભાગોને જોડનાર સંબંધક ક્રમ છે પરંતુ તેના ભાગોના સંબંધોના સ્પષ્ટ જ્ઞાન માટે વ્યાપ્તિ એકલી જ પૂરતી નથી. અન્ય ભાગોના સહકારને છોડીને અંતર અને દિશા જેવા તેના ભાગોના સંબંધકમાં સ્થિતિના પ્રત્યક્ષ કરવા માટે વ્યાપ્તિનાં ઉતમ રૂપો પૂરતાં જ છે. તે દષ્ટિબિંદુની વિરુદ્ધમાં અત્યંત કડક પ્રમાણો પ્રાપ્ત છે. દ્વયર્થક આકૃતિઓ (Ambiguous figures) ઉપરથી જાણી શકાય છે કે દષ્ટિસંવેદનાઓનો ચોક્કસ સંબંધક ક્રમ, સ્થિતિ, અંતર અને દિશાની બાબતમાં ફક્ત દષ્ટિની વ્યાપ્તિથી જ સમજાવી શકાતો નથી પરંતુ અન્ય બાબતોના સહકારની પૂર્વધારણા કરે છે. "દેશ પ્રત્યક્ષનો વિકાસ કરવો હોય તો વ્યાપ્તિના અનુભવો સક્રિય ગતિના અનુભવો સાથે સંયુક્ત થવા જોઈએ. અને આ બન્ને તત્ત્વોએ એકતા અને અવિચ્છિન્ન રસ ધરાવી સહકારી તત્ત્વો તરીકે ક્રિયામાં ભાગ લેવો જોઈએ. જ્યારે વિસ્તૃત (Extensive) અનુભવોનો સક્રિય ગતિતંત્રના પૂર્વ જોડાણ પ્રમાણે અર્થ મેળવે છે તો ફક્ત વિસ્તૃત અનુભવો વ્યવસ્થિત વ્યાપ્તિ (Extensity) નો પ્રત્યક્ષ થઈ જાય છે અને તેથી વ્યવસ્થિત વિસ્તાર (Extension) નો પ્રત્યક્ષ થાય છે." (સ્ટાઉટ)

(૧૩) સ્થાનીયકરણ અને અભિક્ષેપ (Localisation and projection)

સ્થાનીયકરણ એટલે ઉત્તેજનાથી પ્રભાવિત શરીરના સંવેદનશીલ પ્રદેશના ભાગવિશેષના સંબંધો શોધવા તેને કહેવામાં આવે છે. અભિક્ષેપ સ્વય ઇન્દ્રિયથી બાહ્ય વસ્તુઓના સંબંધની શોધને કહેવામાં આવે છે. સ્થાનીયકરણમાં ગતિઓની શ્રેણી આવી જાય છે અને સંવેદનાઓનું ત્વચાનાં વિવિધ બિંદુઓ પરનુ પૃથક્કરણ પણ સમાવિષ્ટ છે. અભિક્ષેપ આપણાથી અને અન્ય વસ્તુઓથી સંબંધમાં બાહ્યવસ્તુઓનું સ્થાનીયકરણ છે. એમ માનવામાં આવે છે કે વિકાસક્રમમા સ્થાનીયકરણ અભિક્ષેપને અનુસરે છે. પરંતુ સ્થાનીયકરણ અભિક્ષેપથી ભાગ્યે જ વિયુક્ત કરી શકાય છે. સ્ટાઉટ જણાવે છે કે બાહ્ય

પોતાના શરીરના દેશીય સંબંધનુ જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તેમાં અભિક્ષેપ અને સ્થાનીયકરણ બન્ને સમાવિષ્ઠ હોય છે. સત્ય તો એ છે કે સંયુક્ત સ્થાનીયકરણ અને અભિક્ષેપ ફક્ત અભિક્ષેપને અનુસરે છે. આપણે મુખ્યતયાં વસ્તુના દેશીય સંબંધો પર ધ્યાને આપીએ છીએ, વસ્તુદ્વારા પ્રભાવિત શરીરના સંવેદનશીલ પ્રદેશના ભાગોના સંબંધો પર નહિ. ઉદાહરણાર્થ આપણે કોઈ વસ્તુ જોઈ રહ્યાં છીએ તો આપણે તે વસ્તુથી સંબંધિત તે દેશમાં સ્થિત વસ્તુઓ કે બાબતો તરફ લક્ષ આપીએ છીએ ત્યારે આપણે એ નથી ધ્યાન આપતા કે તેનાથી આપણા ઉપર શું પ્રભાવ પડે છે. સ્થાનીયકરણ બાબતમાં સ્ટાઉટ જણાવે છે કે પ્રત્યક્ષકર્તાના શરીરના કોઈ પણ ભાગોપર સ્પર્શસંવેદનાનું સ્થાનીયકરણ તે સ્થાનીયકરણ કહેવામાં આવે છે અને અભિક્ષેપ માટે જણાવે છે કે સ્પર્શસંવેદનાનું બાહ્યજગતમાં ગમે ત્યાં કરવામાં આવતું સ્થાનીયકરણ તેને અભિક્ષેપ કહેવામાં આવે છે. સ્થાનીયકરણ શરીરના સવેદનશીલ પ્રદેશના દેશીય સંબધોનો નિર્દેશ કરે છે અને અભિક્ષેપ બાહ્યવસ્તુઓના દેશીય સબંધોનો નિર્દેશ કરે છે. |

બહિરાંગિક (Extra organic) સ્થાનીયકરણ કે અભિક્ષેપ એટલે બહિર્દેશીય જગતમાં વસ્તુઓની સ્થિતિનું નિર્ધારણ કરવું. એટલે કે આપણે જ્યારે સંવેદનાઓનું બાહ્ય જગતમાં સ્થાનીયકરણ કરીએ ત્યારે ફક્ત આપણે બાહ્ય વસ્તુઓ સાથેનો પરસ્પર તેમજ આપણી સાથેનો સંબંધ જોઈએ છીએ. ખરી રીતે સ્થિતિ એટલે દિશા સહિત આપણી અને વસ્તુ વચ્ચેનું અંતર. આપણે જ્યારે મહાવિદ્યાલયની સ્થિતિ નિર્ધાર કરીએ છીએ ત્યારે આપણે પ્રથમ એ જોઇએ છીએ કે આપણી પાસેથી તે કેટલું દૂર છે અને તે કઈ દિશામાં અને કેટલે દૂર આવેલું છે. આ રીતે અભિક્ષેપની સમસ્યા એટલે કે સ્પર્શથી અંતર અને દિશા જોવી તે

વસ્તુનું અંતર તેની નિકટ પહોંચવામાં વ્યય કરવામાં આવેલી પૈશિક શકિતના પ્રમાણને લક્ષમાં લઈ નક્કી કરવામાં આવે છે. આ રીતે જોતાં જો આપણે મહાવિદ્યાલય જલદી પહોચી શકીએ તો તે નિકટ છે પરંતુ જો તે દૂર હોય તો આપણે ત્યાં પહોંચવા માટે ઘણો સમય ચાલવું પડે બીજા અર્થમાં કહીએ તો વ્યય કરવામાં લાગેલો સમય ઓછો હોય તો વસ્તુ નિકટ છે તેમ જાણવું. આ પ્રમાણે વસ્તુને સ્પર્શ કરવામાં લાગતી પૈશિક શકિતને ધ્યાનમાં રાખીને આપણે વસ્તુનું અંતર સ્પર્શથી નક્કી કરી શકીએ.

જેવી રીતે ગતિશક્તિનું પ્રમાણ વસ્તુનું અંતર નક્કી કરે છે, તેવી જ રીતે ગતિ સંવેદનાનો ધર્મ (Quality) વસ્તુની દિશા નક્કી કરે છે. આપણે હાથ ઊંચો કરીએ છીએ ત્યારે જુદી ગતિસંવેદના અનુભવીએ છીએ અને હાથને આગળ લાંબો કરીએ છીએ ત્યારે જુદી જ જાતની ગતિસંવેદના અનુભવીએ છીએ. તેવી જ રીતે હાથને પાછળની બાજુ, જમણી બાજુ કે ડાબી બાજુ લંબાવીએ છીએ તો જુદી જુદી ગતિસંવેદનાઓ અનુભવાય છે. આ પ્રમાણેના સંવેદનાઓના અંતરથી વસ્તુની દિશા નક્કી થઈ શકે છે. આપણે પેશીઓની લાગણીને ધ્યાનમાં લઈ પહેલાં કોઈ વસ્તુને સ્પર્શ કરતાં થયેલી લાગણી પ્રમાણે વર્તમાનમાં કોઇ વસ્તુની દિશા નક્કી કરી શકીએ. આ પ્રમાણે આપણે જોયું કે ગતિસંવેદનાઓનું પ્રમાણ અને ગુણો (Quantity and quality) વસ્તુનું અંતર અને દિશા નક્કી કરે છે.

સ્થાનીયકરણ ત્વક્‌સંવેદનાઓ અને ગતિસંવેદનાઓનાં સ્થાનિક ચિહ્નો પર આધારિત છે. આપણે જોયું કે બાહ્ય વસ્તુના અનુસંધાનમાં જે સ્થિતિઓ કાર્ય કરે છે તે પ્રત્યક્ષ કર્તાના સ્વયંના શરીરના અનુસંધાનમાં પણ ક્રિયાશીલ હોય છે. પરંતુ સાથે અન્ય તત્ત્વો પણ ભાગ ભજવે છે અને અત્યધિક અગત્યનાં છે. ત્વક્‌સંવેદના બેવડાય છે તેનું કારણ ત્વચાના એક ભાગનું અન્ય ભાગના સંપર્કમાં આવવું તે છે. આ પ્રમાણેના દરેક સંપર્કમાં બે વિસ્તૃત સંવેદનાઓ જે દશ્ય થાય છે, અદશ્ય થાય છે, એક સાથે રહે છે અને જે તીવ્રતામાં ભિન્ન હોય છે તે પરસ્પર સહકારથી રહેતી હોય છે. અર્થપ્રાપ્તિના સંબંધમાં આ બેવડી સંપર્કવાળી સંવેદનાઓ અત્યંત અગત્યની છે. સ્પર્શજઅનુભવો ધરાવતી તેમાંની દરેક દેશીય અર્થ કરે છે.

### (૧૪) દેશ કે વિસ્તારનો સ્પર્શજ પ્રત્યક્ષ (Tactual perception of space)

પ્રકૃતિસ્થ પ્રૌઢ મનુષ્ય દેશનો પ્રત્યક્ષ દષ્ટિ અને સ્પર્શના સહકારદ્વારા કરે છે. આ બન્નેથી વિમુખ મનુષ્યે જગતના વિસ્તારનો પ્રત્યક્ષ કરેલો હોતો નથી, એક પ્રશ્ન થાય છે કે જ્યારે દેશનો પ્રત્યક્ષ સ્પર્શ અને દષ્ટિથી થાય છે તો દષ્ટિથી પ્રત્યક્ષ થઈ શકે તેવો કેટલો વિસ્તાર હશે અને સ્પર્શથી પ્રત્યક્ષ થઈ શકે તેવો કેટલો? અને જન્માંધ માણસ દેશનો પ્રત્યક્ષ કેવી રીતે કરતો હશે? દેશીય જગતનું સ્વરૂપ શું છે? સ્પર્શસંવેદનાઓથી વિમુખ મનુષ્ય વિસ્તારનો પ્રત્યક્ષ કેવી રીતે કરતો હશે? આ બધા પ્રશ્નો અત્યંત અગત્યના છે, તેની આપણે ચર્ચા કરીશું.

સ્પર્શથી વિસ્તારનો પ્રત્યક્ષ કેવી રીતે થાય છે તે જોતા પહેલાં આપણે જોવું જોઈએ કે સક્રિય સ્પર્શ (Active touch) કે વિશ્લેષણાત્મક સ્પર્શ (Analytic touch) અને નિષ્ક્રિય સ્પર્શ (Passive touch) કે સંશ્લેષણાત્મક સ્પર્શ (Synthetic touch)માં તફાવત શું છે ? જ્યારે ત્વચાની સપાટીનો કોઈ ભાગ અક્રિય હોય અને વસ્તુમાં સાથેસાથેનાં અનેક બિંદુઓના સંપર્કમાં આવે તો તે સ્પર્શને અક્રિય કે સંશ્લેષણાત્મક સ્પર્શ કહેવામાં આવે છે. તેને અક્રિય કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે તેમાં વસ્તુના એક ભાગથી અન્ય ભાગ તરફની સક્રિય ગતિ કરવામાં આવતી નથી. ઉદાહરણાર્થ આપણે કોઈ વસ્તુ ઉપર હાથ મૂકીએ તો તે સ્પર્શ માત્ર છે. હાથ આપણે ત્યાંથી આગળપાછળ કરવાની ક્રિયા કરતા નથી. તેને સંશ્લેષણાત્મક સ્પર્શ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં વસ્તુના અનેક ભાગોની અસરો સમાવિષ્ઠ છે. સ્પર્શેન્દ્રિય જ્યારે વસ્તુના વિભિન્ન ભાગોનું અનુસંધાન કરવામાં આવે છે અને વસ્તુ ઉપર ધીરે ધીરે ફેરવવામાં આવે છે તેને સક્રિય કે વિશ્લેષણાત્મક સ્પર્શ કહેવામાં આવે છે. તેને સક્રિય (Active) સ્પર્શ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં સક્રિય ગતિ હોય છે. ઉદાહરણાર્થ કોઈ આંધળા માણસને એક આનો આપ્યો હોય અને તેને ઓળખવા કહ્યું હોય તો તે એક આનાની કિનારે આંગળી ફેરવે છે. આ સક્રિય સ્પર્શ કહેવામાં આવે છે. તેને વિશ્લેષણાત્મક (Analytic) સ્પર્શ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં પૂર્ણ સ્પર્શનું અનુગામી અસરોમાં વિભાજન થાય છે.

અક્રિય સ્પર્શમાં કેટલાંક બિંદુઓનો એક સાથે સ્પર્શ કરવામાં આવે છે. અક્રિય સ્પર્શમાં વિસ્તૃત સંવેદના પ્રાપ્ત થાય છે કે જેની અંદરથી આપણે સ્થાનિક લક્ષણોમાં અને અન્ય બાબતોમાં ભિન્નતા ધરાવતી સ્પર્શ સંવેદનાઓ જુદી કરી શકીએ. આ વિભિન્ન બિંદુઓથી આપણે જાણી શકીએ કે વિભિન્ન બિંદુઓ એક સાથે સ્થિત છે. સંશ્લેષણાત્મક સ્પર્શથી જ પૂર્વ અનુભવ સિવાય સામાન્ય અને યોજનાપૂર્વકની સમગ્ર અસરો પ્રાપ્ત થાય છે. આંધળી વ્યક્તિ સ્પર્શસંવેદનાની વ્યાપ્તિથી વસ્તુના એક કે વિભિન્ન ભાગોનો એકીવખતે પ્રત્યક્ષ કરી લે છે. જ્યારે તે પોતાની હથેળીથી કોઈ વસ્તુને સ્પર્શ કરે છે ત્યારે તે વસ્તુના નિષ્ક્રિય સંપર્કમાં આવે છે. વસ્તુના વિભિન્ન ભાગો હથેળીના વિભિન્ન ભાગોને ઉત્તેજિત કરે છે. જેમાં સ્પર્શસંવેદનાઓનાં જુદાં જુદાં સ્થાનીય ચિહ્નો (Local sign) હોય છે.

જેવી રીતે ગતિશક્તિનું પ્રમાણ વસ્તુનું અંતર નક્કી કરે છે, તેવી જ રીતે ગતિ સંવેદનાનો ધર્મ (Quality) વસ્તુની દિશા નક્કી કરે છે. આપણે હાથ ઊંચો કરીએ છીએ ત્યારે જુદી ગતિસંવેદના અનુભવીએ છીએ અને હાથને આગળ લાંબો કરીએ છીએ ત્યારે જુદી જ જાતની ગતિસંવેદના અનુભવીએ છીએ. તેવી જ રીતે હાથને પાછળની બાજુ, જમણી બાજુ કે ડાબી બાજુ લંબાવીએ છીએ તો જુદી જુદી ગતિસંવેદનાઓ અનુભવાય છે. આ પ્રમાણેના સંવેદનાઓના અંતરથી વસ્તુની દિશા નક્કી થઈ શકે છે. આપણે પેશીઓની લાગણીને ધ્યાનમાં લઈ પહેલાં કોઈ વસ્તુને સ્પર્શ કરતાં થયેલી લાગણી પ્રમાણે વર્તમાનમાં કોઇ વસ્તુની દિશા નક્કી કરી શકીએ. આ પ્રમાણે આપણે જોયું કે ગતિસંવેદનાઓનું પ્રમાણ અને ગુણો (Quantity and quality) વસ્તુનું અંતર અને દિશા નક્કી કરે છે.

સ્થાનીયકરણ ત્વક્‌સંવેદનાઓ અને ગતિસંવેદનાઓનાં સ્થાનિક ચિહ્નો પર આધારિત છે. આપણે જોયું કે બાહ્ય વસ્તુના અનુસંધાનમાં જે સ્થિતિઓ કાર્ય કરે છે તે પ્રત્યક્ષ કર્તાના સ્વયંના શરીરના અનુસંધાનમાં પણ ક્રિયાશીલ હોય છે. પરંતુ સાથે અન્ય તત્ત્વો પણ ભાગ ભજવે છે અને અત્યધિક અગત્યનાં છે. ત્વક્‌સંવેદના બેવડાય છે તેનું કારણ ત્વચાના એક ભાગનું અન્ય ભાગના સંપર્કમાં આવવું તે છે. આ પ્રમાણેના દરેક સંપર્કમાં બે વિસ્તૃત સંવેદનાઓ જે દશ્ય થાય છે, અદશ્ય થાય છે, એક સાથે રહે છે અને જે તીવ્રતામાં ભિન્ન હોય છે તે પરસ્પર સહકારથી રહેતી હોય છે. અર્થપ્રાપ્તિના સંબંધમાં આ બેવડી સંપર્કવાળી સંવેદનાઓ અત્યંત અગત્યની છે. સ્પર્શજઅનુભવો ધરાવતી તેમાંની દરેક દેશીય અર્થ કરે છે.

**(૧૪) દેશ કે વિસ્તારનો સ્પર્શજ પ્રત્યક્ષ (Tactual perception of space)**

પ્રકૃતિસ્થ પ્રૌઢ મનુષ્ય દેશનો પ્રત્યક્ષ દૃષ્ટિ અને સ્પર્શના સહકારદ્વારા કરે છે. આ બન્નેથી વિમુખ મનુષ્યે જગતના વિસ્તારનો પ્રત્યક્ષ કરેલો હોતો નથી, એક પ્રશ્ન થાય છે કે જ્યારે દેશનો પ્રત્યક્ષ સ્પર્શ અને દૃષ્ટિથી થાય છે તો દૃષ્ટિથી પ્રત્યક્ષ થઈ શકે તેવો કેટલો વિસ્તાર હશે અને સ્પર્શથી પ્રત્યક્ષ થઈ શકે તેવો કેટલો? અને જન્માંધ માણસ દેશનો પ્રત્યક્ષ કેવી રીતે કરતો હશે? દેશીય જગતનું સ્વરૂપ શું છે? સ્પર્શસંવેદનાઓથી વિમુખ મનુષ્ય વિસ્તારનો પ્રત્યક્ષ કેવી રીતે કરતો હશે? આ બધા પ્રશ્નો અત્યંત અગત્યના છે, તેની આપણે ચર્ચા કરીશું.

સ્પર્શથી વિસ્તારનો પ્રત્યક્ષ કેવી રીતે થાય છે તે જોતા પહેલાં આપણે જોવું જોઈએ કે સક્રિય સ્પર્શ (Active touch) કે વિશ્લેષણાત્મક સ્પર્શ (Analytic touch) અને નિષ્ક્રિય સ્પર્શ (Passive touch) કે સંશ્લેષણાત્મક સ્પર્શ (Synthetic touch)માં તફાવત શું છે? જ્યારે ત્વચાની સપાટીનો કોઈ ભાગ અક્રિય હોય અને વસ્તુમાં સાથેસાથેનાં અનેક બિંદુઓના સંપર્કમાં આવે તો તે સ્પર્શને અક્રિય કે સંશ્લેષણાત્મક સ્પર્શ કહેવામાં આવે છે. તેને અક્રિય કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે તેમાં વસ્તુના એક ભાગથી અન્ય ભાગ તરફની સક્રિય ગતિ કરવામાં આવતી નથી. ઉદાહરણાર્થ આપણે કોઈ વસ્તુ ઉપર હાથ મૂકીએ તો તે સ્પર્શ માત્ર છે. હાથ આપણે ત્યાંથી આગળપાછળ કરવાની ક્રિયા કરતા નથી. તેને સંશ્લેષણાત્મક સ્પર્શ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં વસ્તુના અનેક ભાગોની અસરો સમાવિષ્ઠ છે. સ્પર્શેન્દ્રિય જ્યારે વસ્તુના વિભિન્ન ભાગોનું અનુસંધાન કરવામાં આવે છે અને વસ્તુ ઉપર ધીરે ધીરે ફેરવવામાં આવે છે તેને સક્રિય કે વિશ્લેષણાત્મક સ્પર્શ કહેવામાં આવે છે. તેને સક્રિય (Active) સ્પર્શ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં સક્રિય ગતિ હોય છે. ઉદાહરણાર્થ કોઈ આંધળા માણસને એક આનો આપ્યો હોય અને તેને ઓળખવા કહ્યું હોય તો તે એક આનાની કિનારે આંગળી ફેરવે છે. આ સક્રિય સ્પર્શ કહેવામાં આવે છે. તેને વિશ્લેષણાત્મક (Analytic) સ્પર્શ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં પૂર્ણ સ્પર્શનું અનુગામી અસરોમાં વિભાજન થાય છે.

અક્રિય સ્પર્શમાં કેટલાંક બિંદુઓનો એક સાથે સ્પર્શ કરવામાં આવે છે. અક્રિય સ્પર્શમાં વિસ્તૃત સંવેદના પ્રાપ્ત થાય છે કે જેની અંદરથી આપણે સ્થાનિક લક્ષણોમાં અને અન્ય બાબતોમાં ભિન્નતા ધરાવતી સ્પર્શ સંવેદનાઓ જુદી કરી શકીએ. આ વિભિન્ન બિંદુઓથી આપણે જાણી શકીએ કે વિભિન્ન બિંદુઓ એક સાથે સ્થિત છે. સંશ્લેષણાત્મક સ્પર્શથી જ પૂર્વ અનુભવ સિવાય સામાન્ય અને યોજનાપૂર્વકની સમગ્ર અસરો પ્રાપ્ત થાય છે. આંધળી વ્યક્તિ સ્પર્શસંવેદનાની વ્યાપ્તિથી વસ્તુના એક કે વિભિન્ન ભાગોનો એકીવખતે પ્રત્યક્ષ કરી લે છે. જ્યારે તે પોતાની હથેળીમાં કોઈ વસ્તુને સ્પર્શ કરે છે ત્યારે તે વસ્તુના નિષ્ક્રિય સંપર્કમાં આવે છે. વસ્તુના વિભિન્ન ભાગો હથેળીના વિભિન્ન ભાગોને ઉત્તેજિત કરે છે. જેમાં સ્પર્શસંવેદનાઓનાં જુદાં જુદાં સ્થાનીય ચિહ્નો (Local sign) હોય છે.

આ પ્રમાણે સ્પર્શસંવેદનાઓનાં સ્થાનીય ચિહ્નોની મદદથી જુદા જુદા ભાગોને જાણે છે.

આપણે જોયું કે સંશ્લેષણાત્મક સ્પર્શની એકતા અને સહયોગથી દૈશીય પ્રત્યક્ષની ચોકસાઈમાં વિકાસ કેવી રીતે થાય છે. આ પ્રમાણેનો સહકાર વસ્તુ ઉપર આધાર રાખે છે. એટલે કે જો વસ્તુ એક કે બીજા હાથમાં સમાવી શકાય તેમ હોય તો જ શકય બની શકે છે. કારણ કે મોટી વસ્તુ માટે સંશ્લેષણાત્મક સ્પર્શ કરવો અતિ કઠિન છે. અને તેને માટે સક્રિય ગતિ જ એક માર્ગ છે અને તે જ એક મુખ્ય સાધન હોવું જોઈએ. પરંતુ તે તદ્દન સત્ય નથી. અંધ મનુષ્ય ઘણી વખત વસ્તુની વિમાઓ (Dimensions) પોતાના શરીરની વિમાઓથી માપી શકે છે. જેમ કે તે વસ્તુની ઊંચાઈની પોતાની ઊંચાઈ સાથે તુલના કરીને જાણી શકે છે. તે પોતાના હાથની આંગળીઓ વિભિન્ન ભાગો પર ફેરવી તેમની સક્રિયગતિથી વસ્તુના વિભિન્ન ભાગોનું અંતર, દિશા તથા સ્થિતિનો પ્રત્યક્ષ કરે છે. પરંતુ આપણે એ માનવું જોઈએ કે દૃષ્ટિવૃત (Visual horizon) કરતાં સ્પર્શવૃત (Touch horizon) અધિક રૂકાવટોથી ભરેલું છે. સ્પર્શજ્ઞાનની અધિકમાં અધિક હદ દેશમાં આપણે જેટલે સુધી હાથ લંબાવી શકીએ તે છે અને તેનાથી વિશાળ દેશનું સંશોધન સમસ્ત શરીરને ક્રિયાન્વિત કરવાથી થઈ શકે, જેમાં ઉપલબ્ધ પ્રથમ વિસ્તાર પૂર્ણતયા પાછળ રહી જાય છે. દેશના પૂર્ણ અને ચોક્કસ જ્ઞાન માટે વસ્તુના પૂર્વપ્રત્યક્ષોનું એકીકરણ કરી એક ભ્રમકાલિક ઉપલબ્ધ સમષ્ટિ બનાવવી જોઈએ. અને આ માનસિક પ્રતિમાઓની મદદથી થઈ શકે. અંધ મનુષ્યો આ બાબતને સંબંધિત શક્તિ સાધારણ જોઈ શકતા મનુષ્ય કરતાં જુદી અને અત્યધિક અવરુદ્ધ હોય છે. મનુષ્યમાં સ્થિત કેન્દ્રીય સ્નાયુયંત્ર કે જે દેશના પ્રત્યક્ષમાં કાર્ય કરે છે તે પ્રધાન દાષ્ટિક યંત્ર છે. દૃષ્ટિદેશ સ્પર્શદેશનું નિયંત્રણ કરે છે. જો મનુષ્યની દૃષ્ટિ લઈ લેવામાં આવી છે તેની આંખોથી અતિરિક્ત ઘણું જ લઈ લેવામાં આવ્યું છે. તેના મગજનો થોડો ભાગ પણ તે ગુમાવે છે.

### (૧૫) રેખા, સપાટી, સઘનતા અને ગતિનો સ્પર્શજ પ્રત્યક્ષ

(Tactual perception of line, Surface, solidity and movement)

ડૉ. સ્ટીવન્સ (Dr. Stephens) રેખાની વ્યાખ્યા કરતાં જણાવે છે કે આગળપાછળ અને તેમાં જ વિરુદ્ધ દિશામાં પૈશિક ગતિથી અનુભૂત, પરંતુ

સમકાલિક અસ્તિત્વની કલ્પના કરવામાં આવેલી અને એક જ સમયે પ્રત્યક્ષ કરી શકાય છે તેવાં વિરોધક બિન્દુઓનો સમૂહ તે રેખા છે." રેખાનું જ્ઞાન જ્યારે વિરોધક બિંદુઓ શરીરની સપાટી ઉપર જ હોય છે ત્યારે સરળતાથી કરી શકાય છે.

રેખાની લંબાઇનો નિર્ણય ગતિપ્રયાસના પ્રમાણથી થશે. રેખાની એક બાજુથી બીજી બાજુ જતાં પૈશિકશક્તિના વ્યયનું પ્રમાણ જો રેખા નાની હશે તો ઓછું હશે અને રેખા મોટી હશે તો મોટું હશે. આપણે એક ફર્લોંગ ગતિ કરવામાં લાગતી શક્તિ કરતાં એક ફૂટ ગતિ કરવાના પ્રમાણમાં ઓછી શક્તિનો વ્યય થશે. ગતિસંવેદનાનાં વિભિન્ન ગુણોથી તેની દિશા પણ નક્કી થઈ શકે છે. રેખાઓ વિભિન્ન રૂપની હોય છે જેવી સીધી, વાંકી વગેરે. આ પ્રમાણેની રેખા ઓળખવામાં તેને પસાર કરતાં અનુભૂત ગતિ સંવેદનાની ભિન્નતા ઉપર આધાર રહે છે. વાંકી રેખામાં પસાર થતાં ધીમે ધીમે જવું પડે છે જ્યારે ખૂણાઓ વાળી રેખાઓમાં એક દિશાથી અન્ય દિશામાં જવું પડે છે.

ડૉ. સ્ટીવન્સ સપાટીની વ્યાખ્યા કરે છે કે ઉપરનીચે ડાબાજમણી અને ચારે તરફ વ્યાપ્ત હાથને પૂર્ણતયા લંબાવતાં સ્પર્શ કરી શકાય તેવી અને તેથી તેટલા જ અંતરે આવેલ સહઅસ્તિત્વ ધરાવતાં વિરોધક બિંદુઓની રેખાઓનો સમૂહ તે સપાટી છે. આપણે જેવી રીતે રેખાનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ તેવી જ રીતે સપાટીના વિસ્તારનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. સપાટીની સંરચના કરતી રેખાઓની શ્રેણીઓના અનુભવો એકત્રિત કરવામાં આવે છે અને અંતે તે સહઅસ્તિત્વના વિચારોમાં વિકાસ પામે છે. સપાટીનું પરિણામ (Magnitude) તેમાં લાગતી શક્તિના પ્રમાણ અને સ્થિતિકાળથી માપવામાં આવે છે. ચારે બાજુની રેખાના કિનારાની રેખાની વિભિન્ન દિશાઓથી સપાટીનું રૂપ જાણી શકાય છે.

આપણે વસ્તુઓની સઘનતાનો પ્રત્યક્ષ સક્રિય સ્પર્શ કે ગતિથી કરીએ છીએ. સઘનતાનો સીધો પ્રત્યક્ષ અવરુદ્ધ ગતિથી થાય છે. તેમાં તીવ્ર પૈશિક ખેંચાણ અને દબાવની સંવેદના થાય છે. સ્ટાઉટ જણાવે છે કે આપણે સઘન વસ્તુનો પ્રત્યક્ષ તેવી જ સપાટીના પ્રત્યક્ષની જેમ કરતા નથી અને કરી શકીએ પણ નહિ. સઘનતા પરસ્પર કાપતી સવારીઓની અચોક્કસ અધિકતા ધરાવે છે. આપણે વસ્તુની સપાટીનાં જ સંવેદનો આપીએ છીએ. સમગ્ર ઉપલબ્ધિમાંથી બિંદુઓ, રેખાઓ અને સપાટીનાં ક્ષેત્રોનું પૃથક્કરણ કરી

જુદાં કરી શકાય. વસ્તુની સઘનતા જાણવા માટે તેની આજુબાજુના વિભાગોને લક્ષમાં લેવા પડે છે. તેથી સ્ટાઉટ જણાવે છે કે તૃતીય વિના (Third dimension) ના પૂર્ણ અને વિકસિત પ્રત્યક્ષમાં સ્વતંત્ર ગતિ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે. આ પ્રમાણે આપણે હાથને ઊંચો નીચો કરીએ ત્યારે ઊભી સપાટીનો ખ્યાલ આવે અને હાથને ડાબી બાજુથી જમણી બાજુ ફેરવીએ તો આડી સપાટીનો ખ્યાલ આવે. આ બન્નેને સંયુક્ત કરી સઘન વસ્તુનો ખ્યાલ કરી શકીએ. વસ્તુનું પરિણામ સપાટી ઉપર હાથ ફેરવતાં ગતિના પ્રમાણની આવશ્યકતા પરથી નક્કી કરી શકાય છે. અને તેનો આકાર કિનારાની રેખાઓની દિશાઓથી નક્કી થઈ શકે છે.

કોઈ ગતિમાન વસ્તુને નિષ્ક્રિય સ્પર્શ કરતાં આપણને વિભિન્ન સ્થાનિક ચિહ્નોવાળી સ્પર્શસંવેદનાઓ પ્રાપ્ત થાય છે. સંવેદનાઓમાં પરિવર્તન આપણાથી થતું નથી પરંતુ ગતિમાન વસ્તુના કારણે થાય છે. તેનાથી આપણને પરિવર્તનશીલ ગતિસંવેદનાઓ પ્રાપ્ત થાય છે. આ સંવેદનાઓથી આપણે ગતિનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ.

### (૧૬) અંતર કે દેશની તૃતીય વિમાનો દૃષ્ટિજ પ્રત્યક્ષ (Visual-Perception of space or of the third dimension)

અંતરનો આપણે સ્પર્શ સીધો પ્રત્યક્ષ કરી શકીએ છીએ પરંતુ દૃષ્ટિથી થઇ શકતો નથી. વાતાવરણથી પ્રાપ્ત ઉત્તેજનાઓ પડદા પર પાડેલા ચિત્રની જેમ દૃષ્ટિપટલ (Ratina) ઉપર બે વિમાઓ (Dimension) માં પ્રસરેલી હોય છે. આપણે અંતરનો પ્રત્યક્ષ પૂર્ણ કરવામાં દૃષ્ટિએ આપેલાં દાર્ષ્ટિક ચિહ્નોનો અર્થ સમજીએ છીએ. આપણે અંતરનો સીધો પ્રત્યક્ષ કરી શકતા નથી. બીશપ બર્કલે (Bishop Berkley) એ આ બાબતને સંબંધિત એક સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું. જે મુજબ દૃષ્ટિ અંતરનું કોઈ પ્રત્યક્ષ પ્રમાણ પ્રદાન કરી શકતી નથી. આ સિદ્ધાંત જણાવે છે કે તૃતીય વિમામાં આકાર અને અંતરના દરેક દૈશીય (Spatial) પ્રત્યક્ષ પૂર્ણરીતે સ્પર્શ પૈશિક (Tucto muscular) અનુભવોને કારણે છે. અન્ય શબ્દોમાં બર્કલે અનુસાર જ્યારે આપણે વસ્તુને આંખથી દૂર છે એમ જોઈએ, તેના અંતરનું જ્ઞાન પ્રારંભિક રીતે ફક્ત વસ્તુઓનો સંપર્ક સાધવા માટે ત્યાં જઈને પ્રાપ્ત કરેલા સ્પર્શજ (Tocheal) અને ગતિ (Motor) ના અનુભવોને કારણે જ છે. એ વિગત અનુભવોનાં પરિણામો સ્પષ્ટતા (Distinctiveness) પ્રકાશ,

છાયા (Shade); દાષ્ટિંક દશ્યનો આકાર વગેરે ગૌણ (Secondary) સહકારી (Associative) સ્થિતિઓથી નિર્દેશિત છે, અને આ નેત્રથી બાહ્યતા (Outness) ના પ્રત્યક્ષનું નિર્માણ કરે છે." (સ્ટાઉટ)

આ સિદ્ધાન્ત માટે કરવામાં આવતી દલીલો નીચે પ્રમાણે છે.

નેત્રની દષ્ટિપટીય (Retinal) સંવેદનાઓ સીધી રીતે અંતર બતાવી શક્તિ નથી. કારણ કે વસ્તુથી દષ્ટિ પર ઉત્પાદિત અસરો ધૂંધલી કે તેજસ્વી મોટી કે નાની હોઈ શકે છે. અને સીધી રીતે કોઈ પણ પ્રકારે અંતર (Distance) થી સંબંધિત હોય તેવું કંઈ પણ ધરાવતી નથી.

(૨) નેત્રની ગતિ સંવેદનાઓ અંતર બતાવી શકતી નથી કારણ કે નેત્ર બે વિમાઓમાં જ ફરી શકે છે એટલે કે નેત્રની ગતિઓ અવરુદ્ધ છે. તે ઉપર તરફ, નીચે તરફ, ડાબીબાજુ અને જમણીબાજુ ફરે છે પરંતુ અક્ષિ-ગોલક અંતર માપવા માટે અક્ષિકૂપમાંથી બહાર નીકળી વસ્તુ પામે નથા જઇ શકતી. નેત્ર દેશની બે વિમાઓનું સીધી રીતે જ્ઞાન મેળવી શકે છે તૃતીય વિમા જોઈ શકતાં નથી. આ પ્રમાણે દષ્ટિપટીય સંવેદનાઓ (Retinal sensations) અને ગતિ સંવેદનાએ (Muscular sensations) સીધી રીતે અંતર જણાવી શકતાં નથી. તેથી દેશની તૃતીય વિમા સીધી દષ્ટિથી જોઈ શકાતી નથી.

(૩) આ પરિકલ્પનાની યથાર્થતા નક્કી કરવા માટે પ્રયોગો કરવામાં આવ્યા છે. તેમાંના ઘણાનાં પરિણામોથી આ વિચારને પુષ્ટિ મળે છે. કેટલાક જન્માંધ માણસોની આંખો શસ્ત્રક્રિયા (Operation) કરી સુધારવામાં આવી અને તેઓ દેખવાને યોગ્ય થતાં તે બાબતની કાળજી રાખવામાં આવી કે તેમના દાષ્ટિંક અનુભવો સ્પર્શ અને ગતિ અનુભવોના સહયોગમાં ન આવે. જ્યારે દૂરની ઘન (Solid) વસ્તુ તેમને બતાવવામાં આવી તો તેમણે એક ચપટી સપાટી જોઈ. આ પ્રયોગ પરથી જણાય છે કે સ્પર્શની મદદ સિવાય આંખો દેશની તૃતીય વિમા (Third dimension) જોઈ શકતી નથી અને એ નિષ્કર્ષ પર પહોંચીએ છીએ કે દેશનો દષ્ટિજ પ્રત્યક્ષ (Visual perception) એ અર્જિત પ્રત્યક્ષ (Acquired perception) છે.

તદુપરાંત તૃતીય વિમાના પ્રત્યક્ષને સંબંધિત દાષ્ટિંક ભ્રમ (Illusion) નું તથ્ય એ બતાવી આપે છે કે તૃતીય વિમાનો દાષ્ટિંક પ્રત્યક્ષ થતો નથી,

સપાટ જમીનમાં સ્થાયી નિવાસ કરનાર વ્યક્તિને ડુંગરાળ પ્રદેશમાં અંતરનો નિર્ણય કરવો કઠિન બને છે, તેને દૂરની ટેકરીઓ નિકટ માલુમ પડે છે. આ ઉદાહરણ બતાવી આપે છે કે જો કે આપણે આપણા દૈનિક અનુભવોમાં વસ્તુનું અંતર જાણવા આંખ પર આધાર રાખીએ છીએ પરંતુ નવીન પરિસ્થિતિ કે વાતાવરણમાં હોય ત્યારે તેમ કરી શકતા નથી. આ તથ્ય સાબિત કરે છે કે આંખ સીધી રીતે તૃતીય વિમાનો પ્રત્યક્ષ કરી શકતી નથી એટલે એ જ કે તૃતીય વિમાનો પ્રત્યક્ષ છે. જ્યારે આપણે સ્થિતિથી ટેવાયેલા હોઈએ છીએ ત્યારે આંખો અંતરનો પ્રત્યક્ષ કરી શકે છે. કારણ કે તેમણે સ્પર્શ અને ગતિસંવેદનાઓના સહયોગથી પ્રત્યક્ષ કરતાં શીખી લીધેલું છે. પરંતુ આપણે જ્યારે પૂર્ણતયા નવીન પરિસ્થિતિમાં મૂકાયેલા હોઈએ છીએ ત્યારે આંખો વસ્તુના અંતરનો નિર્ણય કરી શકતી નથી. કારણ કે અહીં તેને સ્પર્શ અને ગતિસંવેદનાઓના સહવાસથી શીખવાની તક પ્રાપ્ત થતી નથી. આથી તૃતીય વિમાનો પ્રત્યક્ષ સીધો પ્રત્યક્ષ નથી પરંતુ અર્જિત પ્રત્યક્ષ છે.

આ પ્રમાણે બર્કલે અનુસાર આપણે જોયું કે આંખો તૃતીય વિમાનો પ્રત્યક્ષ કરતી નથી પરંતુ ફક્ત દાર્ષ્ટિક ચિહ્નો (Visual signs) પ્રદાન કરે છે જેનો અર્થ કરી આપણે અંતરનો પ્રત્યક્ષ કરીએ છીએ. હવે આપણે તે ચિહ્નો ક્યાં છે તે જોઈએ. માનસશાસ્ત્રીઓએ આંખથી અંતર જાણવાનાં સાધનોના બે વિભાગ કર્યા છે, એકનેત્રીય દૃષ્ટિ (Monotular vision) પ્રત્યક્ષ કરવામાં એક આંખનો ઉપયોગ કરવામાં આવે છે તેને એકનેત્રીય દૃષ્ટિ કહેવામાં આવે છે. દ્વિનેત્રીય દૃષ્ટિ (Binocular vision) પ્રત્યક્ષ કરવામાં બન્ને આંખોનો ઉપયોગ કરવામાં આવે ત્યારે તેને દ્વિનેત્રીય દૃષ્ટિ કહેવામાં આવે છે. અંતરનાં દાર્ષ્ટિક ચિહ્નો નિમ્નાંકિત છે.

### ગણિત સંબંધી નેત્રદશા (Mathemetical perspective)

જો આપણે વસ્તુના વાસ્તવિક આકારથી જ્ઞાત હોઈએ તો આપણે તેના અંતરનું અનુમાન કરી શકીએ. આ પ્રમાણે હોવાથી એ તો નિશ્ચિત છે કે આપણી આગળપાછળ ગતિથી વસ્તુના આકારમાં પરિવર્તન થયું નથી. આથી આપણે તેના આકારના પરિમાણથી અંતર નક્કી કરી શકીએ ઉદાહરણાર્થ, આકાશમાં જતું વિમાન, આપણે એકદમ કોઈ પખીની જેમ જોઈએ તો માની લઈએ કે તે અધિક દૂર છે અને મોટું દેખાય તો માની

લઈએ કે તે નજીક છે. વસ્તુ જેટલી દૂર હોય તેટલી નાની દેખાય છે અને જેટલી નજીક હોય તેટલી મોટી દેખાય છે.

**વાયવ્ય નેત્રદશા કે રૂપરેખાની સ્પષ્ટતા** (Aerial perspective or clearness of outline)

જો વસ્તુઓનો દેખાવ તેજસ્વી હોય અને તેના વિભાગોનું સ્પષ્ટ વિભાજન કરવામાં આવ્યું હોય તેમ દેખાય તો જાણવું કે તે નજીક છે; એટલે કે જો વસ્તુઓની રૂપરેખાઓ સ્પષ્ટ હોય તો તે સમિપ છે અને જો ધૂંધળી અને અસ્પષ્ટ હોય તો તે દૂર છે. ઉદાહરણાર્થ દૂરના પહાડો અસ્પષ્ટ અને ધૂંધલા દેખાય છે અને સમિપસ્થ પહાડોના ભાગો તેના પર આવેલાં વૃક્ષો સહિત સ્પષ્ટ દેખાય છે.

**પ્રકાશ અને છાયાનું વિતરણ** (Distribution of light and shadow)

અંતરને માટે પ્રકાશ અને અંધકારનું વિતરણ એક મહત્વપૂર્ણ દાર્ષ્ટિક ચિહ્ન છે. આપણે કોઈ ચિત્ર જોઈએ છીએ ત્યારે તેનો પ્રકાશિત ભાગ નિકટ માલુમ પડે છે અને છાયાવાળો ભાગ દૂર માલુમ પડે છે. પ્રકાશ અને છાયાને ધ્યાનમાં લઈને વસ્તુની સઘનતા (Solidity) અને આકાર (Shape) નું અધ્યયન કરી શકીએ છીએ. જો બનાવેલા ચિત્રમાં પ્રકાશ અને છાયાનું યોગ્ય વિતરણ હોય તો વસ્તુઓ વાસ્તવિક જેવું અંતર હોય તેવા અંતરે દેખાય છે.

**આવરણ** (Superposition)

જ્યારે એક વસ્તુ અન્ય વસ્તુને ઢાંકી દેતી હોય તેમ દેખાય છે ત્યારે ઢાંકનારી વસ્તુ સમીપવર્તી માલુમ પડે છે અથવા જ્યારે આપણે જોઈએ છીએ કે એક વસ્તુની રૂપરેખા અન્ય વસ્તુને કારણ તૂટેલી છે તો જેની રૂપરેખા તૂટેલી છે તે વસ્તુ દૂર છે અને જેનાથી તૂટેલી દેખાય છે તે વસ્તુ સમીપસ્થ છે એમ માનીએ છીએ.

**ગતિ** (Motion)

વસ્તુના અંતરના નિરીક્ષણમાં દાર્ષ્ટિક સંવેદનાઓનાં સ્થાનીય ચિહ્નોનાં પરિવર્તનો કે આંખોની ગતિથી થાય છે તેને પણ લક્ષણમાં લેવામાં આવે છે. જ્યારે આપણે ચાલીએ છીએ ત્યારે સમીપસ્થ વસ્તુઓ દૂરસ્થ વસ્તુઓ કરતાં અધિક જલદી ચાલતી માલુમ પડે છે. આપણે મોટરમાં સફર

કરતા હોઇએ છીએ ત્યારે જોઈએ છીએ કે નજીકની વસ્તુઓ વિરુદ્ધ દિશામાં અધિક જલદી જતી માલુમ પડે છે અને તેનાથી દૂરથી વસ્તુઓ ધીમે ધીમે જતી માલુમ પડે છે. આ પ્રમાણે સામાન્ય રીતે આંખો, શરીર કે માથાના ફેરફાર પ્રમાણે દાર્ષ્ટિક દશ્યોમાં વિભિન્ન ઝડપોથી થતાં પરિવર્તનોથી પ્રત્યક્ષ કર્તવ્યથી તેનું અંતર નક્કી કરવામાં આવે છે.

**સમાયોજન** ( Accommodation )

અક્ષીગોલકનો બાહ્યગોળ કાચ ( Conbex lens ) વિભિન્ન અંતરો સાથે વલિકાયપેશી ( Ciliary muscle ) દ્વારા સમાયોજિત થાય છે. અંતર જેટલું ઓછું હોય છે તેટલી કાચની ગોળાઈ વધી જાય છે અને અંતર જેટલું વધારે હોય છે તેટલી કાચની ગોળાઈ ઘટી જાય છે. કાચના સમાયોજનની આ ક્રિયામાં ગતિસંવેદનાઓ હોય છે, તે અને આંખની આજુબાજુની ગતિ બન્ને આંખને તૃતીય વિમાની સ્થિતિ અને અંતર જાણવામાં સહાય કરે છે,

**દૃષ્ટિપટ પર પડતી પ્રતિમાઓની વિષમતા** ( Disparity of retinal images )

ડાબી આંખ વસ્તુના ડાબા ભાગને જુએ છે અને જમણી આંખ વસ્તુના જમણા ભાગને જુએ છે. બન્ને આંખોમાં પડતી વસ્તુની પ્રતિમાઓમાં સાધારણ તફાવત હોય છે. આ દષ્ટિપટગત 'વિષમતા કહેવામા આવે છે. વસ્તુ જેટલી સમીપ હોય છે, પ્રતિમાઓમાં તેટલી અધિક વિષમતા હોય છે. જેથી તેમના સંયોજનમાં અધિક કષ્ટ પડે છે.' અધિક દૂરથી વસ્તુની દષ્ટિગત પ્રતિમાઓમાં વિષમતા ઓછી હોય છે જેનું સંયોજન સરળતાથી થઈ શકે છે.

આ પ્રમાણે જોયું કે બર્કલે અને તેના અનુયાયીઓ અનુસાર દેશની તૃતીય વિમાનો પ્રત્યક્ષ સિદ્ધ જ થતો નથી. ખરી રીતે તો તૃતીય વિમાનો નિર્ણય આંખ ઉપરોક્ત ચિહ્નોથી કરે છે અને તૃતીય વિમામાં આકાર અને અંતરનો પ્રત્યક્ષથી પૂર્ણતયા સ્પર્શજ અને ગતિના અનુભવોના કારણે છે.

આ પરિકલ્પનાઓની ઘણા માનસશાસ્ત્રીઓએ ટીકા કરી છે. સ્ટાઉટ જણાવે છે કે દષ્ટિના સંબંધમાં એમ કહેવું તે તદ્દન અસત્ય છે. એકનેત્રીય દષ્ટિ (Monocular vision)માં પણ તે અસત્ય છે કે દષ્ટિ ફક્ત પ્રકાશ અને છાયાના વિતરણ જેવાં ગૌણ ચિહ્નો પ્રદાન કરે છે અન્ય કંઇ જ નહિ. બર્કલેના સિદ્ધાન્તના ટીકાકારોને આ પ્રમાણે સમજાવી શકાય છે. બર્કલેના

સિદ્ધાન્તની થોડી ગરબડ ઉપર આધાર રાખે છે અર્થાત્ તે સત્યકથનમાંથી થોડો ખોટો નિષ્કર્ષ કાઢે છે તે સ્પષ્ટ જણાવે છે કે દેશના દષ્ટિજ પ્રત્યક્ષ નો વિકાસ તેના સ્પર્શજ પ્રત્યક્ષના ઘનિષ્ઠ સયોજનથી થાય છે અને આ સયોજન એટનુ ઘનિષ્ઠ હોય છે કે દષ્ટિજ પ્રત્યક્ષના સહકાર સિવાય વિકાસ પામી શકતું નથી, પરતુ આથી એમ નથી કે દેશનો દષ્ટિજ પ્રત્યક્ષ એ તેનો સ્પર્શજ પ્રત્યક્ષ છે. જો આ પ્રમાણે જ હોય તો દષ્ટિનુ અસના કે પ્રારભિક કઈ જ ન હોય અને ગત્યાત્મક સ્પર્શજ પ્રત્યક્ષ તૃતીય વિમાની જે બાબતો જોવામા અસફળ થાય તેવી કોઈ વસ્તુને આખો જોઈ શકે નહિ તદુપરાત સ્પર્શજ દેશીયવૃત્ત મર્યાદિત છે, જ્યારે દષ્ટિજ દેશીયવૃત્ત અમર્યાદિત છે. તેથી જો દષ્ટિજ પ્રત્યક્ષ ફક્ત ગત્યાત્મક સ્પર્શજ પ્રત્યક્ષ પર જ આધારિત હોત તો દષ્ટિજ દેશની આ બાબતો અવાસ્તવિક હોત પરિણામ સ્વરૂપ આપણે એમ ન કહી શકીએ કે દેશનો દષ્ટિજ પ્રત્યક્ષ પૂર્ણતયા અર્જિત ( Acquired ) છે

આથી આપણે એ નિષ્કર્ષ પર પહોચીએ છીએ કે બર્કલેનો સિદ્ધાત એ દર્શાવે છે કે દેશના દષ્ટિજ પ્રત્યક્ષનો વિકાસ દેશના સ્પર્શજ પ્રત્યક્ષ સાથે નજીકના સહકાર દ્વારા થાય છે પરતુ સાથે એ પણ સત્ય છે કે તૃતાય વિમાના દષ્ટિજ પ્રત્યક્ષનો વિકાસ સ્પર્શની મદદથી થાય છે છતા તે વિશુદ્ધ અર્જિત પ્રત્યક્ષ નથી આખો સ્વય દેશની તૃતીય વિમાનો પ્રત્યક્ષ કરી શકે છે

**(૧૭) સઘનતાનો દૃષ્ટિજ પ્રત્યક્ષ (Visual perception of solidity)**

સઘનતાનો આપણે દષ્ટિથી સીધો પ્રત્યક્ષ કરતા નથી પરતુ કેટલાક દષ્ટિગત ચિહ્નો હોય છે જેનો અર્થ કરી સઘનતાનો પ્રત્યક્ષ કરીએ છીએ આપણી બન્ને આખો એક જ વસ્તુની બે ભિન્ન પ્રતિમાઓ ગ્રહણ કરે છે આ બાબત આપણી આખોની નજીક પેન રાખી પ્રથમ ડાબી આખથી જોઈશુ તો માલૂમ પડશે કે પેનની ડાબી બાજુનો ભાગ અધિક દેખાય છે અને તેવી જ રીતે જમણી બાજુની આખોથી જોઈશું તો માલુમ પડશે કે જમણી બાજુનો ભાગ થોડો વધારે દેખાય છે, આપણે બન્ને આખોથી જોઈશુ તો માલૂમ પડશે કે વસ્તુ બેવડી દેખાય છે આખથી એકાદ હાથ દૂર પેન્સીલ રાખીને જોઈશું તો બે પેન્સીલ દેખાશે, સ્ટીરિયોસ્કોપથી આંખોની દષ્ટિ પર પ્રયોગ કરવામા આવે છે સ્ટીરિયોસ્કોપ ( Stereoscope ) એક એવુ

સાધન છે જેમાં કોઈ સઘન વસ્તુના મામૂલી અંતરવાળી છબીઓ જે બન્ને દષ્ટિપટના કોણોની સમકક્ષ પરસ્પર થોડા ભિન્ન કોણોથી લેવામાં આવી હોય તે એવી રીતે આંખોની સમક્ષ કરવામાં આવે છે કે તે બન્ને છબીઓમાં તે જ અંતર હોય છે, જે દૃષ્ટિપટલગત પ્રતિમાઓમાં હોય છે. જ્યારે આ બન્ને છબીઓ જોવામાં આવે છે ત્યારે તે સઘન માલૂમ પડે છે. તેમાં બે પ્રતિમાઓનું સંયોજન થતાં એક સઘન પ્રતિમા દેખાય છે. સઘનતાનો દષ્ટિજ પ્રત્યક્ષ દૃષ્ટિ અને પૈશિક સંવેદનાઓનું મિશ્રણ છે. આ પ્રમાણે સઘનતાના દૃષ્ટિ જ પ્રત્યક્ષમા બાહ્ય પેશીઓથી સંબંધિત ગતિ સંવેદનાઓ અંતર (Distance)ના પ્રત્યક્ષમાં જેમ દૃષ્ટિ સંવેદનાઓ સાથે સંયુક્ત થાય છે તેમ થાય છે. આથી સઘનતાનો આપણો પ્રત્યક્ષ અર્જિત હોય છે.

### (૧૮) દૃષ્ટિપટપર પડેલાં ચિત્રો ઊંધાં હોવા છતાં સીધી દૃષ્ટિ

વસ્તુની દૃષ્ટિપટલગત પ્રતિમાઓ ઊંધી હોય છે. એટલે કે જે ભાગ ઉપર હોવો જોઈએ તે નીચે હોય છે, વસ્તુનો ડાબો ભાગ દૃષ્ટિ પરના જમણા ભાગમાં હોય છે. આ પ્રમાણે દૃષ્ટિપટગત પ્રતિમાઓ ઊંધી હોય છે. અને એ વસ્તુ તો સત્ય છે કે આપણે વસ્તુના ઉપરના ભાગને નીચેના ભાગની જેમ નથી જોતા અને નીચેના ભાગને ઉપરના ભાગની જેમ નથી જોતા. તેને માટે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આપણે દશ્યક્ષેત્રને સાચા રૂપમાં કેવી રીતે જોઈ શકીએ છીએ ? કેટલાક માનસશાસ્ત્રીઓ આ પ્રમાણે જણાવે છે. એંજીલ (Angell) જણાવે છે કે "સત્ય વસ્તુ તો એ છે કે આપણને દૃષ્ટિપટલ કે મસ્તિષ્કકોશોની સીધી ભિન્ન ચેતના નથી. માનસિક પ્રતિમા તે પૂર્ણતયા દૃષ્ટિપટગત પ્રતિમાઓથી ભિન્ન છે." અન્ય માનસશાસ્ત્રીઓ જણાવે છે કે ડાબાજમણી અને ઉપરનીચેનો તફાવત પ્રમુખતઃ સ્પર્શજ સંશોધનના કારણે છે. આંખને માટે તો તે અર્જિત અર્થ છે. સ્ટ્રેટન (Stratten)ના પ્રયોગેથી આ મતને પુષ્ટિ મળે છે સ્ટ્રેટને એવા કાચનાં ચશ્માં બનાવ્યાં જે દશ્યક્ષેત્રને ફરીથી ઊંધુ કરતાં હતાં. તે ચશ્માંને તેણે સતત સાત દિવસ સુધી પહેર્યાં. તેને ફક્ત રાત્રે ઉતારી મૂકવામાં આવતાં અને તે સમયે આંખો ઉપર પટ્ટી બાંધી રાખવામાં આવતી. તેની દૃષ્ટિપટ ઉપર વસ્તુની પ્રતિમા સીધી પડતી હતી પરંતુ તે વાતાવરણ સાથેના વ્યવહારમાં ઘણી જ ગડબડ થવા લાગી. અમુક જાણીતી વસ્તુની સ્મૃતિની મદદથી તે થોડીઘણી સફળતા મેળવતા. કંઈ લાવવાનું કહેવામાં આવતું તો

ઊલટી જ દિશામાં જતા અને માર્ગમાં પડેલી કોઈ વસ્તુથી બચવા માગે તો તેને જ જઈને અથડાતા. પરંતુ ધીરે ધીરે તેમણે ગતિઓને આ નવીન અનુભવો પ્રમાણે કેળવી હતી. ચશ્માં ઉતારતાં થોડા સમય બાદ દૃષ્ટિનું કાર્ય પૂર્વવત્ ચાલુ થઈ જતું.

આ પ્રમાણે ઉપરનીચે અને ડાબાજમણીનો તફાવત મુખ્યતઃ સ્પર્શમાં સમાવિષ્ઠ છે અને આંખોને માટે તો તે અર્જિત અર્થ છે. આ પ્રયોગના પરિણામથી કહી શકીએ કે સીધી દૃષ્ટિ, દૃષ્ટિ અને ગતિના સંગઠન ઉપર આધાર રાખે છે.

### (૧૯) ગતિનો દૃષ્ટિજ પ્રત્યક્ષ ( Visual perception of movement )

દૃશ્યક્ષેત્રમાં ગતિને સરળતાથી જોઈ શકાય છે. ગતિના દાર્ષ્ટિક પ્રત્યક્ષના બે માર્ગ છે. જ્યારે આપણે નિશ્ચલ આંખોથી વસ્તુની ગતિ જોઈએ છીએ ત્યારે દૃષ્ટિક્ષેત્રથી પસાર થતી ઘણી જ દાર્ષ્ટિક પ્રતિમાઓ પ્રાપ્ત થાય છે. તેમાં આપણો પ્રયત્ન હોતો નથી. આ પ્રત્યક્ષ પરોક્ષ દૃષ્ટિથી થાય છે. તેમાં દૃષ્ટિપ્રતિમાઓની સાથે સાથે સતત પરિવર્તન પામતી સંવેદના ઉત્પન્ન કરનારી ગતિસંવેદનાઓ (Muscular sensations)નો અભાવ હોય છે. દ્વિતીય, આપણે પોતે પોતાની આંખોને ફેરવીને વસ્તુની ગતિનો પ્રત્યક્ષ કરી શકીએ છીએ. એટલે કે આપણે પ્રત્યક્ષ દૃષ્ટિથી વસ્તુની ગતિનો પ્રત્યક્ષ કરી શકીએ છીએ. તેમાં પ્રત્યક્ષ દૃષ્ટિથી પ્રાપ્ત સંવેદનાઓ સાથે ગતિ સંવેદનાઓ અને અન્ય સંવેદનાઓ હોય છે. આપણે આંખોની ગતિથી સબંધિત પૈશિક સંવેદનાઓથી ગતિનો પ્રત્યક્ષ કરીએ છીએ.

પરંતુ એમ કહેવામાં આવે છે કે આંખોની પેશીઓની ગતિને બરાબર સમજી શકતા નથી. તદુપરાંત કોઈ વસ્તુ દૃષ્ટિક્ષેત્રમાં એકલી હોય છે ત્યારે આપણે તેની ગતિનું ખરું અનુમાન નથી કરી શકતા. દૃષ્ટિક્ષેત્રમાં આવેલી નિશ્ચલ વસ્તુઓના સંબંધ દ્વારા વસ્તુઓની ગતિ નિર્ધારિત કરવામાં આવે છે. તેનું નિર્ધારણ વસ્તુઓનું આંખોથી અનુસરણ કરવાથી કે આંખોની પેશીઓના પરિવર્તનથી ગતિઓનો પ્રત્યક્ષ કરવાથી નથી થતું.

### (૨૦) અપરોક્ષ પ્રત્યક્ષ અને પરોક્ષ કે અર્જિત પ્રત્યક્ષ ( Direct and indirect or acquired perception )

આપણે પથ્થરને સ્પર્શ કરીએ છીએ અને તે સઘન માલૂમ પડે છે. આ પ્રમાણેના પ્રત્યક્ષને અપરોક્ષ ( Direct ) પ્રત્યક્ષ કહેવામાં આવે છે.

પરંતુ આપણે તેને આંખથી જોઇએ છીએ તો તે સઘન 'દેખાય છે' તે અર્જિત (Acquired) પ્રત્યક્ષ કહેવાય છે, કારણ કે આંખોથી તેને કઠણતાનો સીધો પ્રત્યક્ષ થતો નથી. આપણે જ્યારે તેને જોઇને જ કહીએ છીએ કે તે સઘન છે તો આપણે તે પહેલાં સ્પર્શ કરી તેની સઘનતાનું જ્ઞાન મેળવી લીધેલું હોય છે. અને તેથી જ આપણે તેને જોઈને કહીએ છીએ કે તે સઘન છે. આપણને પથ્થર જોતાં જ તેની સઘનતાના વિચાર પૂર્વાનુભવને કારણે આવે છે. આ જ પ્રમાણે આપણે ફળને પાકું અને મીઠું બતાવીએ છીએ તો તે સ્પર્શ કરવાથી અને ચાખવાથી માલુમ પડે તેવી વસ્તુ છે; પરંતુ આપણે જોઈને કહીએ છીએ કે અમુક પાકાં છે અને અમુક કાચાં છે. તેવી જ રીતે સુગંધનો પ્રત્યક્ષ આપણે સુંઘીને કરી શકીએ છીએ જેને જોઈને કહીએ છીએ. આ ઉદાહરણો અર્જિત પ્રત્યક્ષનાં છે. આ પ્રમાણે અંતર, સઘનતા, ગતિ વગેરે દષ્ટિજ પ્રત્યક્ષ–અર્જિત પ્રત્યક્ષ હોય છે.

(૨૧) દેશીય પ્રત્યક્ષના વિભિન્ન સિદ્ધાન્તો (Different theories of spatial perception)

દેશીય પ્રત્યક્ષના મુખ્ય ત્રણ સિદ્ધાન્તો છે. (૧) સાહચર્યવાદી વિકાસાત્મક સિદ્ધાન્ત (Associationistic genetic theory) જે દેશને અનુભવમૂલક (Emperical) માને છે. (૨) નેટીવીસ્ટીક સિદ્ધાન્ત (Nativistic theory) તે પણ દેશને અનુભવમૂલક માને છે પરંતુ તેમાં સંવેદનાઓની વ્યાપ્તિ (Extensity) નો સમાવેશ કરે છે. (૩) નેટીવીસ્ટીક સિદ્ધાન્ત જે દેશને અનુભવમૂલક ગણતી નથી. પ્રથમ સિદ્ધાન્ત ઇંગ્લીશ સાહચર્યવાદી મતાવલંબીઓના સિદ્ધાન્તનું મહત્ત્વનું સ્વરૂપ છે. જોન લોક (John Locke) રૂઢીવાદી માન્યતા કે જન્મ થતાં મન એક સ્વચ્છ સપાટી હોય છે જેના ઉપર ભૌતિક જગતનાં સંવેદનાના અંકનો 'સંવેદનાઓ'-ના રૂપમાં નોંધાય છે. આ મતના માનસશાસ્ત્રીઓ માનસિક ક્રિયાના સિદ્ધાન્તને 'સહકાર' તરીકે ઓળખે છે, તેઓ આ સિદ્ધાન્ત પ્રમાણે દેશીય વિચારોના વિકાસનું વર્ણન નીચે પ્રમાણે કરવા લાગ્યા. એ સ્પષ્ટ છે કે સ્થિતિ અને અંતરનો પ્રત્યક્ષ શારીરિક ગતિ સાથે સંબંધિત છે. કોઇ પણ દિશામાં જોઇ હોય તેવી કોઈ વસ્તુના સ્થાને પહોંચવા માટે આપણે શરીરથી, આંખથી કે આંગળીઓથી ક્રિયા કરવી પડે. આ ગતિઓ ગતિશીલ ભાગોથી સંયુક્ત પેશીઓ, સંધિઓ વગેરેથી બનેલાં બોધઅંગો દ્વારા સંવેદનાઓ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે આપણી તે સ્થાને પહોંચવા માટે કરવામાં આવેલી ગતિઓની પુનરાવૃત્તિથી રંગસંવેદના કે પ્રકાશસંવેદના, ગતિસંવેદનાઓ સાથે

જોડાય છે. આ પ્રમાણે દાર્ષ્ટિક સંવેદનાઓ કે અન્ય સંવેદનાઓના ગતિ-સંવેદનાઓ સાથેના સહકારથી વસ્તુના સ્થાનનો પ્રત્યક્ષ થાય છે. આ પ્રમાણેનાં નિરીક્ષિત સ્થાનોનો જથ્થો અન્ય ગતિસંવેદનાઓથી યુક્ત સંવેદનાઓના જથ્થાને જન્મ આપે છે. તેમની સ્થિતિ નિશ્ચિત થતાં તે પોતાના અન્ય સાથીઓના સહકારથી એક સ્થાનની સંયુક્ત સંવેદનાનું રૂપ ધારણ કરે છે. કેટલાક સાહચર્યવાદીઓ ( Associationists ) નું માનવું છે કે આ ક્રિયામાં ગતિસંવેદનાઓનું તદ્દન જુદા જ રૂપમાં એટલે કે વ્યાપ્તિ ( Extension ) કે અન્ય દેશીય ગુણો ( Spatial qualities )માં પરિવર્તન થાય છે. તેઓ જણાવે છે કે ગતિસંવેદનાઓનું સ્પર્શ ( Touch ) કે રંગ (Colour) સંવેદનાઓ સાથેનું જોડાણ જેવી રીતે રાસાયણિક તત્ત્વોનું સંયોજન થાય છે તેવી જ રીતે થાય છે. પ્રોફેસર વુન્ડ્ટે ( Professor wundt ) જોયું કે આ સરળ સિદ્ધાન્તથી કામ ચાલી શકશે નહિ, એટલે તેમણે અધિક સ્પષ્ટ પ્રત્યભિજ્ઞા અને માનસિક રસાયણશાસ્ત્રના સિદ્ધાન્તને અધિક ક્ષેત્ર આપી તેને ઉત્પાદક સંશ્લેષણોનો સિદ્ધાન્ત (The principle of creative synthesis ) એવું અધિક યોગ્ય નામ આપી તથા સંશ્લેષણમાં પ્રવિષ્ટ થનાર સંવેદનાઓથી વિભિન્ન પ્રકારોની પરિકલ્પનાઓ કરી સુધારો કરવાનો પ્રયત્ન કર્યો.

વુન્ડ્ટ( Wundt )ના આ સિદ્ધાન્ત કે જે વિકાસાત્મક સિદ્ધાન્તોનો સર્વોત્તમ સિદ્ધાન્ત છે પરંતુ તે ખામીયુક્ત છે. કારણ કે તેમાં સંવેદનાઓ જેવા ભાવાત્મક અસ્તિત્વને અવાસ્તવિક વ્યક્તિગત શક્તિઓ લાદીને સચોટ બનાવવાની અનિયમિત ક્રિયાઓની અધિક માત્રા સમાયેલી છે. તેમને પોતાને યોગ્ય સાથીઓ શોધી સંયુક્ત થવાની શક્તિ પ્રદાન કરવામાં આવી છે એટલું જ નહિ; પરંતુ સંવેદનાના ધર્મોના એક જટિલ જથ્થામાંથી દેશીય વ્યાપ્તિ અને નમૂનાના અનુભવ-જેની અંતર્ગત તૃતીય વિમા ( Third dimension ) ની વ્યાપ્તિ પણ છે એવી તદ્દન ભિન્ન વસ્તુની ઉત્પાદકશક્તિ પ્રદાન કરવામાં આવી છે. અને જો વુન્ડ્ટનો સિદ્ધાન્ત સંતોષપ્રદ નથી તો ઈંગ્લીશ સાહચર્યવાદીઓના સિદ્ધાન્ત પણ સંતોષપ્રદ નથી; અર્થાત્ દેશપ્રત્યક્ષ ( Space perception ) નો સાહચર્યવાદી વિકાસાત્મક સિદ્ધાન્ત ( Association istic genetic theory ) અસ્વીકાર્ય છે.

દ્વિતીય સિદ્ધાન્તના મુખ્ય પ્રતિપાદક વિલિયમ જેમ્સ ( William James ) છે. તેમના અનુસાર તત્કાળ પ્રદત્ત અમુક ચોક્કસ સંવેદનાઓમાં

વ્યાપકતાનો ગુણ હોય છે. આ સિદ્ધાન્તમાં માનનારાઓ સવેદનાની વ્યાપકતાના ધર્મને વ્યાપ્તિ ( Extinsity ) તરીકે ગણે છે અને જણાવે છે કે આ વિશિષ્ટતા કે ધર્મ દરેક સંવેદનાઓ માટે સામાન્ય છે. એમ કહેવામાં આવે છે કે અનુભવ ખાસ કરીને વિસ્તૃત સપાટીઓ પર આપણું બોધ અંગો પુનરાવૃત્ત ( Repeated ) ગતિઓ દ્વારા દરેક સંવેદનાઓમાં સામાન્ય એવી જન્મસ્થાનથી પ્રવૃત્ત વ્યાપ્તિમાં સ્થિતિઓનું યોગ્ય પૃથક્કરણ કરાવે છે. તે દેશીયતાની રચના કરાવી શકતા નથી.

આ સિદ્ધાન્ત સંવેદનાવાદ ( Sensationism ) ની પ્રારંભિક ભૂલોવાળો છે. અને ખાસ કરીને સવેદનાને ઘણાં જ લક્ષણો અને શક્તિઓ ધરાવનારા ભૌતિક વસ્તુઓના નમૂના પાછળનું યથાર્થ અસ્તિત્વ ગણવાની ભુલ કરે છે. જેમ્સ જણાવે છે કે " આપણી સર્વ સંવેદનાઓ નિઃસંદેહરૂપે ( Positively ) 'અને સમજાવી ન શકાય તેવો ( Inexplicably ) વ્યાપક સમષ્ટિઓ ( Extensive wholes ) છે." સંવેદના એ " અનુભવનો ગુણ છે જે મનની ( અર્થાત્ પ્રાણીની ) ભૌતિક ઉત્તેજનાઓ પ્રતિ પ્રતિક્રિયાના રૂપે ઉત્પન્ન થાય છે." ( ઇબીડ ) ઉપરોક્ત કારણોથી આ સિદ્ધાન્ત સ્વીકાર્ય ગણાતો નથી. આપણે આ પ્રમાણે કહીએ કે દેશીય વિચારણા માટે એક જ શક્તિ છે " કે આપણામાંના દરેક વ્યક્તિગત વિકાસક્રમમાં ન્યૂનાધિક એકીકરણ કરે છે તે રીતે આંગિક વિકાસક્રમમાં જેની ધીરે ધીરે રચના થઈ છે" અને " આવી એકીકરણ માટેની શક્તિ જટિલ માનસિક રચનાના એકધારી વિકાસ પ્રત્યેના જન્મજાત વલણ તરીકે ગણાવી જોઈએ તે સર્વ વિકસિત દેશીય પ્રત્યક્ષની પૂર્વધારણા છે." ( મેકડૂગલ ) આ પ્રમાણે આપણે એ નિષ્કર્ષ પર પહોચીએ છીએ કે આપણો કે અન્ય ઉચ્ચ પ્રાણીઓનો દેશીય પ્રત્યક્ષ અત્યંત જટિલ ક્રિયા છે અને તે માટેની શક્તિ આપણે રચતા નથી પરંતુ આતરિક બંધારણમાં રહેલી છે. વસ્તુઓના દેશીય ગુણો જેવા કે અંતર, સ્થિતિ, આકાર વગેરે માનસિક ક્રિયા દ્વારા જ જાણી શકાય છે. જ્ઞાનઉત્તેજકો અને સવેદનાત્મક અનુભવોના ગુણો એ ઉદ્બોધકો છે.

**(૨૨) સ્પર્શની તુલનામાં દૃષ્ટિના (દેશીય પ્રત્યક્ષના સાધન તરીકે) લાભાલાભ (Advantages and disadvantages of sight (as a means of spatial percaption) as compared with touch)**

સ્પર્શ સાથેની તુલનામાં દેશીય પ્રત્યક્ષના સાધન તરીકે દૃષ્ટિના નિમ્નાંકિત લાભ છે.

(૧) બહુગ્રાસતા (Comprehensiveness) :—દૃષ્ટિક્ષેત્ર સ્પર્શક્ષેત્ર કરતાં અત્યધિક વિસ્તૃત છે. તેનો વિસ્તાર એટલો બધો છે કે બાહ્ય દુનિયાના અત્યંત વિશાળ એવા ભાગોમાંથી થતી સંવેદનાઓનો સમાવેશ કરે છે. આ પ્રમાણે સ્પર્શથી જે તૃતીય વિમાનો પ્રત્યક્ષ ન થતો હોય તેનો પ્રત્યક્ષ આંખથી થાય છે. એ વસ્તુ સત્ય છે કે શરીરથી દૂર એવા બાહ્યજગતમાં સ્થિત વસ્તુઓથી આંખ ઉત્તેજિત થાય છે.

(૨) અધિક નાજુકતા (Greater delicacy) : —દાર્ષ્ટિક સંવેદ્યતા (Visual sensibility) તેની બારિકાઈ અને નાજુકતામાં સ્પર્શ જ સંવેદ્યતા (Tactual sensibility) થી જુદી પડે છે. ઘણી વખત સ્પર્શ ન થઈ શકે તેવાં કાર્યો દૃષ્ટિથી થઇ શકે છે. આપણે ઘણી વખત સોયનું કાણું સ્પર્શથી જાણી શકતા નથી જે દૃષ્ટિથી જોઇ શકીએ છીએ.

(૩) બન્ને ચક્ષુઓના ઉપયોગથી અત્યંત મહત્ત્વની એવી સ્થાનિય ચિહ્નોની પદ્ધતિ જાણી શકીએ છીએ. દૃષ્ટિક્ષેત્રમાં તે બિંદુઓથી આગળ અને પાછળ સ્થિત વસ્તુઓની સ્થિતિનો તફાવત સ્પષ્ટ રીતે ગમે તે સમયે કરી શકીએ છીએ.

(૪) આંખની બાબતમાં એમ છે કે એવાં ઘણાં વિભિન્ન સંવેદદૃશ્યો છે જે સતત સહચારદ્વારા દેશીય સંબંધો પ્રગટ કરે છે. જો કે તે પ્રત્યક્ષ અને મુખ્ય રીતે આ કાર્યમાં, કે જેનાથી સંબંધોનું પ્રથમ જ્ઞાન થાય છે, ભાગ લેતાં નથી. પ્રકાશ અને છાયાનું વિતરણ એ તેનું ઉદાહરણ છે.

સ્પર્શ સાથેની તુલનામાં દેશીય પ્રત્યક્ષના સાધન તરીકે દૃષ્ટિના ગેરલાભો નિમ્નાંકિત છે.

(૧) પ્રત્યક્ષીકૃત વસ્તુના સીધા સંપર્કમાં દૃષ્ટિપટલ (Retina)ની સપાટી હોતી નથી. પરિણામસ્વરૂપ એક જ કદ અને એક જ આકારની વસ્તુના દાર્ષ્ટિક દૃશ્યમાં આંખથી તેના અંતર અને દિશાના પરિવર્તન તથા ઉજ્જ્વળતાની સ્થિતિઓના પરિવર્તનના કારણે ઘણા જ લગાતાર ફેરફારો થયા છે. વસ્તુથી આંખ પર પડતા પ્રકાશમાં થતું કોઇપણ જાતનું પરિવર્તન તેનાથી થતી સંવેદનામાં પરિવર્તન કરે છે.

(૨) અગત્યના અર્થમાં જોતાં દૃષ્ટિની વિશિષ્ટતા એ છે કે તે ઘ્રાણ અને શ્રવણ સંવેદનાને મળતી છે. સ્પર્શ સંવેદનાઓનું જ્ઞાન ત્વચાની સપાટીથી થાય છે. પરંતુ દૃષ્ટિસંવેદનાનું જ્ઞાન ત્વચાની સપાટીથી થતું નથી. દાર્ષ્ટિક

વસ્તુઓ હંમેશ આપણાથી બહાર હોય છે. આપણી પશ્ચાત્ પ્રતિમાઓ પણ અસ્પષ્ટ રીતે બહાર તરતી દેખાય છે.

(૩) દષ્ટિપટલ પર સ્થાનીયકરણનો અભાવ હોય છે. એવડી દષ્ટિ સંવેદના માટે દષ્ટિપટલનો એક ભાગ અન્ય ભાગનું અનુસંધાન કરી શકતો નથી, જેથી પ્રકાશસંવેદના કે રંગસંવેદના સ્વયં દષ્ટિપટલના આકાર કે તેના વિભાગોથી દેશીય વ્યવસ્થાનો કદાપિ કોઈ પ્રત્યક્ષ થતો નથી.

(૪) આંખની ગતિઓ કે હીલચાલ અવરોધાય છે. તે ઉપરનીચે કે ડાબાજમણી ફરી શકે છે. પરંતુ અક્ષિગોલક અક્ષિકૂળમાંથી નીકળી દૂર જઈ શકતો નથી. આ કસરની શરીરની ગતિઓથી પૂર્તિ કરી શકાય છે.

(૫) આંખનાં ગતિનાં પ્રસાધનોને કોઈ પણ જાતની સંધિઓ હોતી નથી, જેથી તેની ગતિઓ સંયુક્ત સંવેદનાઓનો સાથ પામતી નથી. જેથી સ્વયં દષ્ટિપટીય અનુભવો સિવાય તે ડોળાના ફરવાથી થતી સ્પર્શસંવેદનાઓથી જ ખરી રીતે અનુભવાય છે. આ પ્રમાણ એમ દર્શાવતું જણાય છે કે ફક્ત આ પ્રમાણેનું પૃથક્કરણ અસ્પષ્ટ અને શ્રેષ્ઠ ઓળખ આંખની ગતિ પ્રમાણે દષ્ટિ સંવેદનાઓમાં થતાં સ્થાનીય ચિહ્નો પ્રતિની સંવેદના પર આધાર રાખે છે

લાભ અને ગેરલાભ બન્ને જોતાં આપણે કહી શકીએ કે દષ્ટિની અશક્તિઓ તેને સ્પર્શ અને સ્પર્શથી અનુસંધાન કરવા માટે થતી ગતિઓથી સ્વતંત્ર રીતે દેશીય યોગ્ય પ્રત્યક્ષના વિકાસ માટે અશક્ત બનાવે છે. શંકા થતાં દષ્ટિના પ્રદત્તોનું સ્પર્શના પ્રદત્તોથી પરીક્ષણ કરવામાં આવે છે. દેશીય પ્રત્યક્ષની શરૂઆત અને અંતમાં સ્પર્શના આધારે જ તેની ચોકસાઈ કરવામાં આવે છે. વિકસિત દાર્ષ્ટિક પ્રત્યક્ષ દેશીય સંબંધોનું વિશાળ અને એકલા સ્પર્શથી શક્ય હોય તેના કરતાં અધિક સ્પષ્ટ રીતે અને બારીકાઈપૂર્વક પૃથક્કરણ જ્ઞાન મેળવે છે.

(૨૩) દેશનો શ્રવણજ પ્રત્યક્ષ (Auditory perception of space)

દેશના પ્રત્યક્ષના અંગ તરીકે આંખ અને હાથ કરતાં તેનું સ્થાન નીચું ગણાય. આંખ અને હાથ જેવાં અન્ય અંગોની જેમ તેની સંવેદનશીલ સપાટી અને પૈશિક પ્રસાધનો હોતાં નથી. છતાં પણ તે પોતાની રીતે દેશ અંતર (Space distinction) કરી શકે છે. આપણે સાંભળીને સ્થિતિ, અંતર કે દિશાનો સીધો પ્રત્યક્ષ કરી શકતા નથી, આપણને દેશનો સીધો શ્રવણજ પ્રત્યક્ષ થતો નથી.

આપણને દેશની દિશાનો પ્રત્યક્ષ કરવા માટે બન્ને કાનની સંયુક્ત ક્રિયાની આવશ્યકતા રહે છે. આ પ્રમાણે દૃષ્ટિ જેમ દ્વિનેત્રીય (Binocular) હોય છે તેમ ધ્વનિ પણ દ્વિવર્ગીય (Binaural) હોય છે. શ્રવણ દ્વારા દિશાના પ્રત્યક્ષમાં આપણે ડાબી બાજુના ધ્વનિથી જમણી બાજુના ધ્વનિનો યોગ્ય તફાવત કરી શકીએ છીએ. પરંતુ પાછળથી આવતા ધ્વનિનો આગળથી આવતા ધ્વનિથી બરાબર તફાવત કરી શકતા નથી. જમણી બાજુથી આવતો ધ્વનિ ડાબા કાન કરતાં જમણા કાનને અધિક ઉત્તેજિત કરે છે. તેવી જ રીતે ડાબી બાજુથી આવતો ધ્વનિ જમણા કાનને ઓછો ઉત્તેજિત કરી શકે છે. આપણે કોઈ દિશાના ધ્વનિના બન્ને કાનો ઉપર પડતા પ્રભાવોની શક્તિથી દિશાનો યોગ્ય નિર્ણય કરી શકીએ છીએ. આ પ્રમાણે દિશા શ્રવણજ પ્રત્યક્ષ કાનથી સાંભળવામાં આવતા ધ્વનિની તીવ્રતા ઉપર આધાર રાખે છે.

કાન સ્વયં સીધો અંતરનો પ્રત્યક્ષ કરી શકતો નથી. જેથી કાનથી દેશના અંતર અને દિશાનો જે પ્રત્યક્ષ થાય છે તેનાથી વસ્તુઓનું પરોક્ષ જ્ઞાન થાય છે. શ્રવણદ્વારા કરવામાં આવતું સ્થાનીયકરણ ઘણું કરીને ભૂલ-ભરેલું જ હોય છે. કાનથી અંતરનું જ્ઞાન સ્પર્શ અને ગતિથી કરવામાં આવે છે. આંખોથી ગમે તે પ્રકારની વસ્તુ જોઈ હોય પરંતુ તેનો નિર્ણય કરવાની ક્રિયામાં પૂર્વાનુભવોની મદદ લેવામાં આવે છે. આ પ્રમાણે શ્રવણેન્દ્રિયમાં અંતરના તફાવતનું જ્ઞાન સંવેદનાનાં પરિવર્તનોથી કરીએ છીએ. આપણે ધ્વનિથી ઠીક રીતે પરિચિત હોઈએ તો વસ્તુના અંતર કે દિશાનું ઠીક અનુમાન લગાવી શકીએ છીએ. ધ્વનિની તીવ્રતાની માત્રા પરથી અંતર માલૂમ કરી શકાય છે. વસ્તુ અધિક દૂર હોય તો તેના ધ્વનિની તીવ્રતા નિકટસ્થ વસ્તુના ધ્વનિ કરતાં ઓછી હોય છે.

ધ્વનિની તીવ્રતાનું વખતોવખત સાહચર્ય થાય છે અને તેનાથી આપણે દેશની દિશા અને અંતરનો પ્રત્યક્ષ કરીએ છીએ. અને વર્તમાન પ્રત્યક્ષમાં એ પ્રમાણે પ્રાપ્ત અનુભવોની સહાય લઈ વસ્તુની દિશા અને અંતરનું અનુમાન લગાવીએ છીએ. જેથી દેશ કે અંતર અને દિશાનો શ્રવણજ પ્રત્યક્ષ અર્જિત હોય છે.

## (૨૪) સામાજિક પ્રત્યક્ષ (Social perception)

આપણે અન્ય વ્યક્તિની માનસિક પ્રક્રિયાઓનો સીધો પ્રત્યક્ષ કરતા નથી પરંતુ તેના હાવભાવ, વાતાવરણ સાથેની ક્રિયાઓ વગેરેનું નિરીક્ષણ કરીએ છીએ અને તે નિરીક્ષણનો અર્થ કરીએ છીએ. વ્યક્તિનાં લક્ષણોનો

પ્રત્યક્ષ તેની મુખાકૃતિ પરની અભિવ્રત્તિઓથી કરીએ છીએ. અન્ય વ્યક્તિના ક્રોધનો અનુભવ કરવો એ એક જટિલ અનુભવ છે. પરંતુ આ અનુભવનું એક જ તત્ત્વ સમગ્ર દશાનું ચિહ્ન બની શકે છે. બાળકની કેળવણીનો સારો એવો ઘણો ભાગ નાનાં નાનાં ચિહ્નોની સહાયતાથી લોકોના અભિપ્રાયો અને વિશેષતાઓ જાણતાં શીખવું તે છે. પરિવારના વાતાવરણમાં પરિવર્તનનાં ચિહ્નોનું અધ્યયન કરતાં શીખી લે છે અને અમુક હદ સુધી લોકોને ઓળખવાનું શીખી લે છે." (વુડવર્થ)

આપણે માનવીય લક્ષણોને નાનાં નાનાં ચિહ્નો જે વ્યવહારદ્વારા જ્ઞાન થાય છે તેનાથી જાણીએ છીએ. કોઈ વ્યક્તિનાં લક્ષણો આપણે તેના વ્યવહાર ઉપરથી જાણીએ છીએ; કારણ કે વ્યવહાર એ વ્યક્તિની માનસિક ક્રિયાઓનું વાતાવરણમાં કરવામાં આવતું બાહ્ય પ્રકાશન છે. આપણે એ જાણવું હોય કે અમુક વ્યક્તિની સ્મૃતિશક્તિ અધિક છે તો આપણે તેનું અધ્યયન અને તેના પરિણામો જાણવાં પડે છે. અને તે રીતે જ આપણે નિર્ણય કરી શકીએ છીએ. આ પ્રમાણે આપણે ફક્ત ચહેરા ઉપરની અભિવ્યક્તિઓથી જ વ્યક્તિની માનસિક ક્રિયાઓનું અધ્યયન નથી કરતા પરંતુ તેનું વાતાવરણમાં વિવિધ પરિસ્થિતિઓમાં વાસ્તવિક વ્યવહારનું નિરીક્ષણ પણ કરીએ છીએ. "મુખાકૃતિમાં માનવીય અભિવ્રત્તિઓ, અભિપ્રાયો અને આવેગોને સારી રીતે ઓળખવાનું એટલું બધું મહત્ત્વ છે કે બાળકોને પ્રારંભમાં જ યથાશક્તિ એવી યોગ્યતા પ્રાપ્ત કરવાની ઉત્તેજના મળે છે. પિતા આખો દિવસ કાર્ય કરીને એવી મુખમુદ્રા લઈ ઘેર આવે છે કે માતા તરત તેને સમજી લે છે અને તે પ્રમાણે પોતાના શબ્દો અને કાર્યમાં પરિવર્તન કરી દે છે. બાળક તેની ગંભીર મુદ્રા સમજવામાં નિષ્ફળ થાય છે. પરંતુ જ્યારે આમોદપૂર્ણ મસ્તી અને કોલાહલ માટે એકાએક ધમકાવવામાં આવે છે ત્યારે તેને વિશેષ સાવધાનીપૂર્વક પરિસ્થિતિની તપાસ કરવી પડે છે. કેટલાક પ્રયાગો અને ભૂલો બાદ બાળક કેટલીક સૂક્ષ્મ બાબતો જાણતાં શીખે છે. છતાં પણ આ શીખવાની ક્રિયા કંઈક જટિલ હોય છે. ઉદાહરણાર્થ એક સામાન્ય કક્ષાના બાળકને સુંદર અને કુરૂપ ચહેરાઓમાં ભેદ કરનાર લક્ષણો ઓળખવામાં અથવા ક્રોધ, હર્ષ, ગીડ કે શોકનાં ચિહ્નો શોધવામાં કેટલાંય વર્ષ લાગે છે." (ગેટ્સ)

### (૨૫) કાળનો પ્રત્યક્ષ (Perception of time)

કાળનો પ્રત્યક્ષ એ અસ્પષ્ટ કાલાવધિ (Duration)નો પ્રત્યક્ષ હોય

કે સમયાન્તર (Interval)નો પ્રત્યક્ષ હોય. તે આપણે સમયની પૂર્તિ તરફ ધ્યાન આપીએ છીએ કે મર્યાદિત કર્તા ઉત્તેજના તરફ ધ્યાન આપીએ છીએ તેના ઉપર આધાર રાખે છે. આપણે જે સમય જાણીએ છીએ તે ફક્ત સમય બિંદુ જ નથી જે ફક્ત ગત સમય અને ચાલુ સમય વચ્ચે નોંધેલું હોય. સમયપ્રમાણુ ગમે તે હોય, વસ્તુ તે સમયપ્રમાણુની ચેતના છે. આ ચેતના વ્યવહારૂ વર્તમાન (Specious present) છે. વ્યવહારૂ વર્તમાનનું લક્ષણુ એ છે કે જે વસ્તુ એક સમયચેતનામાં આવી તે એકદમ અદૃશ્ય થતી નથી અથવા દૂર થતી નથી; પરંતુ તે ધીરે ધીરે દૂર થાય છે. અને તેથી આપણે ચેતનાની કિનારીમાં ફક્ત ક્ષણાર્ધ પહેલાં જ જે આપણા ધ્યાનના ક્ષેત્રમાં હતું, તેનાથી જ જ્ઞાત નથી હોતા પરંતુ આગામી પ્રવેશકથી પણ જ્ઞાત રહેવુ જોઈએ.

તેમાં ફક્ત વર્તમાન જ નથી હોતો પરંતુ નિકટ ભૂતની પ્રતિધ્વનિ અને નિકટ ભવિષ્યનું પૂર્વજ્ઞાન પણ સંમિલિત હોય છે. પરંતુ પ્રત્યક્ષના સ્તર પર વર્તમાન, ભૂત અને ભવિષ્યનો ભેદ અધિક સ્પષ્ટ માલુમ પડતો નથી. જ્યારે આપણે આતુરતાપૂર્વક કોઈ વસ્તુની પ્રતીક્ષા કરતા હોઈએ છીએ ત્યારે આપણે ભવિષ્યનો પ્રત્યક્ષ કરીએ છીએ. જ્યારે આપણે તેનાથી તૃપ્ત થઇએ છીએ ત્યારે આપણને ભૂતકાળનો પ્રત્યક્ષ થાય છે.

કાળના સીધા પ્રત્યક્ષમાં અન્ય દરેક સંવેદનાઓ કાર્ય કરે છે, પરંતુ ચોક્કસ પ્રત્યક્ષમાં તો શ્રવણનો ભાગ મહત્ત્વનો .છે. આપણે જ્યારે એક ધ્વનિ સાંભળીએ અને ત્યાર બાદ બીજો ધ્વનિ સાંભળીએ તે વખતે પ્રથમ ધ્વનિની અસર આપણી ચેતનામાં હોય છે અને આગત ધ્વનિ તો આપણે જાણીએ છીએ. તે ઉપરથી આપણે એ તુલના કરી શકીએ કે હમણાં શું છે? અને તે પહેલાં શું હતું? આ પ્રમાણે વર્તમાન અને ભૂતનું અંતર કહી શકીએ.

લક્ષ્ય પ્રાપ્તિ માટે કરવામાં આવતી ચેષ્ટા જેટલી વિલંબિત હોય છે તેટલો. કાળ. લાંબો. પ્રતીત. થાય. છે અને. જેટલી. જલ્દી.અને. ઓછી. ચેષ્ટાથી. લક્ષ્યપ્રાપ્તિ થાય છે તેટલો સમય ટૂંકો લાગે છે. તેવી જ રીતે આનંદ પ્રમોદથી ભરપૂર સમય ટૂંકો માલૂમ પડે છે જ્યારે કંટાળો આવતો હોય ત્યારે સમય લાંબો માલૂમ પડે છે. સ્મૃતિ અને કલ્પનાદ્વારા વિગત અને આગત સમયનું સ્પષ્ટ જ્ઞાન થાય છે.

**(૨૬) પ્રત્યક્ષ અને પૂર્વાર્જિત જ્ઞાન** (Perception and Apperception).

પૂર્વોર્જિત જ્ઞાન (Apperception) નામ (Term)નો પ્રથમ ઉપયોગ કરનાર લેઇબ્નીટીઝ (Leibnitz) હતો. તે પૂર્વોર્જિત જ્ઞાન એટલે અસ્પષ્ટ વિચારોના વિરોધક તરીકે સ્પષ્ટ વિચારોનું ચેતનામાં દશ્ય થવું તે છે એમ માનતો હતો. હર્બર્ટના કથનાનુસાર તે એ ક્રિયા છે જેનાથી ઉપલબ્ધિઓના સમૂહનું નવીન તત્ત્વોનું સદૃશીકરણ કરી બધાનું એકતંત્ર રૂપ કરે છે. પૂર્વોર્જિત જ્ઞાન પ્રત્યક્ષનાં નવીન તત્ત્વોને સમાવિષ્ટ કરે છે અને એ રીતે જ્ઞાનની એક નવી સમષ્ટિ (whole) બની જાય છે.

પૂર્વોર્જિત જ્ઞાન વિશદ વ્યાખ્યા કરવાની દરેક ક્રિયાઓના આધારરૂપ મૌલિક સિદ્ધાંત કહી શકાય. તેમાં નવીન અનુભવોનું પૂર્વ અસ્તિત્વ ધરાવતા અનુભવોના સ્થાનને જ્ઞાનનિધિ (Apperception masses) કહેવામાં આવે છે. કોઈ પણ પ્રકારનો નવો અનુભવ તેની સાથે કોઈપણ રીતે સંબંધિત હોવો જોઈએ. આપણે પૂર્વ અનુભવોના પ્રકાશમાં પહેલેથી સંચિત જ્ઞાનનિધિમાં નવીન જ્ઞાનની સામગ્રી મિલાવીએ છીએ. આ બાબતમાં એંજલ જણાવે છે કે "આપણા પૂર્વપ્રત્યક્ષો વર્તમાનપ્રત્યક્ષ સાથે સંયોજિત થઈ જાય છે, તેનું પરિવર્તન કરીએ છીએ. અને અતીન અનુસાર બનાવીએ છીએ. પ્રત્યક્ષ એક સંશ્લેષણાત્મક અનુભવ છે, જૂના અને નવાનો સંયોગ એ સંશ્લેષણનું આવશ્યક અંગ છે." પૂર્વોર્જિત જ્ઞાનમાં અમુક અંશે સદૃશીકરણ (Assimilation) અને પૃથક્કરણ (Discrimination) સહિતનું ધ્યાન અને આત્મચેતના, સમાવિષ્ટ છે.

માનસિક જીવનની શરૂઆત અસ્પષ્ટ, અવિભક્ત સંવેદનાની સ્થિતિ સાથે થાય છે. પ્રત્યક્ષીકૃત (Percept)માં જ્યારે સંવેદનાનો જથ્થો સદૃશીકૃત (Assimilated) અને સંયુક્ત (Integrated) થાય છે ત્યારે આપણે જ્ઞાનના પ્રથમ પગથિયે પહોંચીએ છીએ. જ્યારે બાળક વસ્તુમાં સ્વાદ, સ્પર્શ અને દૃષ્ટિસંવેદનાઓને જાણવા લાગે છે ત્યારે તેને પ્રત્યક્ષ થાય છે. પ્રત્યક્ષ એ સાચા જ્ઞાનના શ્રીગણેશ છે. પ્રતિમાઓ સંચિત કરવાની શક્તિ એ દ્વિતીય ચરણ છે. પ્રતિમા પ્રત્યક્ષનું આદર્શ સ્મરણ છે. તે મનની ધારણા અને પ્રત્યાહ્વાન શક્તિ ધરાવે છે. વિશદ વ્યાખ્યાનું અંતિમ અને ઉચ્ચતમ ચરણ અનુભવોની ક્રમબદ્ધ અને તર્કયુક્ત જ્ઞાનના રૂપમાં પૂર્ણ વ્યવસ્થામાં રહેલું છે. તે ધ્યાનનો વિકાસ અને તદ્દાવન કરવાના ઉચ્ચતમ અંશની પૂર્વધારણા કરે છે.

માનસિક વિકાસક્રમને આપણે કહી શકીએ કે અનુભવથી સ્મરણ તથા

બુદ્ધિદ્વારા વિચારોના માર્ગથી તત્કાલજ્ઞાનનું ગહનજ્ઞાનમાં સ્થાનપરિવર્તન એ માનસિક વિકાસક્રમ છે. એમ ન માનવું જોઇએ કે બૌદ્ધિક રચના, પ્રત્યક્ષ, કલ્પના અને અન્ય તેવી જ વિભિન્ન શક્તિઓ છે જે સ્વતંત્ર રીતે વિકાસ પામે છે. માનસિક ક્રિયાના વિભિન્ન ક્રમોનું એ પ્રમાણે સ્વતંત્ર વિભાજન ન કરી શકાય, આ પ્રમાણે પ્રત્યક્ષીકૃત જોવામાં આવશે કે તેનું સ્વરૂપ અર્થ કરવામાં આવેલી સંવેદનાઓથી બનેલું છે. તેવી જ રીતે કલ્પના અને વિચારની બાબતમાં છે. આ બાબતમાં એમ માનવાનું નથી કે પૂર્વ ક્રિયાઓનો ત્યાગ કરી ઉચ્ચ ક્રિયાઓ પ્રગતિ કરે છે. સત્ય વસ્તુ એ છે કે ઉચ્ચ ક્રિયાઓ પૂર્વ ક્રિયાઓની અવિચ્છિન્ન પ્રગતિનો સાથ કરે છે. આ ક્રિયાઓની પુનરાવૃત્તિ તેમને સ્વયંચાલિત ( Automatic ) બનાવે છે. અને માનસિક ઉપાર્જનની અધિક પ્રગતિ માટે ધ્યાનની ક્રિયા નક્કી કરે છે.

**(૨૭) પ્રત્યક્ષ અને ગત્યાત્મક પ્રતિક્રિયા (Perception and motor response)**

પ્રત્યક્ષ અને ગતિની સરખામણી કરતા વુડવર્થ કહે છે કે, "પ્રત્યક્ષ, તથ્ય જે રૂપે છે તે રૂપમાં સમાયોજન છે; જ્યારે ગત્યાત્મક સમાયોજન તથ્યમાં પરિવર્તન કરવાની તૈયારી છે. પ્રત્યક્ષ તથ્યોમાં પરિવર્તન કરતો નથી પરંતુ તે છે તેવાં જ તેમને ગ્રહણ કરે છે. ગતિ તથ્યોને બદલે છે અથવા તો નવાં તથ્યો ઉત્પન્ન કરે છે. આપણે કહી શકીએ કે પ્રત્યક્ષ સંવેદના અને ગતિ માટેની તૈયારી વચ્ચેની અવસ્થા છે." આ પ્રમાણે પ્રત્યક્ષ ગત્યાત્મક પ્રતિક્રિયા પહેલાં થાય છે. ઉદાહરણાર્થ આપણે કોલેજના વાચનાલયમાં કોઈ સમાચારપત્ર જોયું અને તેને વાંચવા લાગ્યા. આ સમયે આપણને સમાચારપત્રનો પ્રત્યક્ષ થાય છે અને ત્યાર બાદ વાંચવા માટેની ગતિ થાય છે. આ પ્રમાણે પ્રત્યક્ષ વાતાવરણમાં સ્થિત કોઈ વસ્તુને શોધે છે તથા તે પ્રત્યક્ષીકૃત વસ્તુપ્રતિ ગત્યાત્મક પ્રતિક્રિયાને જન્મ આપે છે.

આપણા સંવેદનાના અર્થગ્રહણ કરવાની ક્રિયાને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. સંવેદનાઓ દ્વારા આપણે સંકેતો ગ્રહણ કરીએ છીએ અને પ્રત્યક્ષ દ્વારા તેનો અર્થ કરી પૂર્ણ જાણકારી પ્રાપ્ત કરીએ છીએ અને ત્યારબાદ કાર્ય માટેની તૈયારી કરવામા આવે છે. આ પ્રમાણે પ્રત્યક્ષ બાદ ગત્યાત્મક ક્રિયા થાય છે. ગત્યાત્મક ક્રિયા ઘણી વખત પ્રત્યક્ષ થતાં તરત જ કરવામાં આવે છે. ઉદાહરણાર્થ ટ્રેઈનની સીટી થતાં દરેક યાત્રીઓ ટ્રેનમાં બેસવાની શરૂઆત કરે છે, તેવી જ રીતે કોલેજમાં સમયનો ઘંટ વાગતાં જ પ્રત્યેક શિક્ષાર્થી

પૂર્વાર્જિત જ્ઞાન (Apperception) નામ (Term)નો પ્રથમ ઉપયોગ કરનાર લેઇબ્નિટીઝ (Leibnitz) હતો. તે પૂર્વાર્જિત જ્ઞાન એટલે અસ્પષ્ટ વિચારોના વિરોધક તરીકે સ્પષ્ટ વિચારોનું ચેતનામાં દૃશ્ય થવું તે છે એમ માનતો હતો. હર્બર્ટના કથનાનુસાર તે એ ક્રિયા છે જેનાથી ઉપલબ્ધિઓના સમૂહનું નવીન તત્ત્વોનું સદૃશીકરણ કરી બધાનું એકતંત્ર રૂપ કરે છે. પૂર્વાર્જિત જ્ઞાન પ્રત્યક્ષનાં નવીન તત્ત્વોને સમાવિષ્ટ કરે છે અને એ રીતે જ્ઞાનની એક નવી સમષ્ટિ (whole) બની જાય છે.

પૂર્વાર્જિત જ્ઞાન વિશદ વ્યાખ્યા કરવાની દરેક ક્રિયાઓના આધારરૂપ મૌલિક સિદ્ધાંત કહી શકાય. તેમાં નવીન અનુભવોનું પૂર્વ અસ્તિત્વ ધરાવતા અનુભવોના સ્થાનને જ્ઞાનનિધિ (Apperception masses) કહેવામાં આવે છે. કોઈ પણ પ્રકારનો નવો અનુભવ તેની સાથે કોઈપણ રીતે સંબંધિત હોવો જોઈએ. 'આપણે પૂર્વ અનુભવોના પ્રકાશમાં પહેલેથી સંચિત જ્ઞાનનિધિમાં નવીન જ્ઞાનની સામગ્રી મિલાવીએ છીએ. આ બાબતમાં એંજીલ જણાવે છે કે "આપણા પૂર્વપ્રત્યક્ષો વર્તમાનપ્રત્યક્ષ સાથે સંયોજિત થઈ જાય છે, તેનું પરિવર્તન કરીએ છીએ. અને અતીત અનુસાર બનાવીએ છીએ. પ્રત્યક્ષ એક સંશ્લેષણાત્મક અનુભવ છે, જૂના અને નવાનો સંયોગ એ સંશ્લેષણનું આવશ્યક અંગ છે." પૂર્વાર્જિત જ્ઞાનમાં અમુક અંશે સદૃશીકરણ (Assimilation) અને પૃથક્કરણ (Discrimination) સહિતનું ધ્યાન અને આત્મચેતના, સમાવિષ્ટ છે.

માનસિક જીવનની શરૂઆત અસ્પષ્ટ, અવિભક્ત સંવેદનાની સ્થિતિ સાથે થાય છે. પ્રત્યક્ષીકૃત (Percept)માં જ્યારે સંવેદનાનો જથ્થો સદૃશીકૃત (Assimilated) અને સંયુક્ત (Integrated) થાય છે ત્યારે આપણે જ્ઞાનના પ્રથમ પગથિયે પહોંચીએ છીએ. જ્યારે બાળક વસ્તુમાં સ્વાદ, સ્પર્શ અને દૃષ્ટિસંવેદનાઓને જાણવા લાગે છે ત્યારે તેને પ્રત્યક્ષ થાય છે. પ્રત્યક્ષ એ સાચા જ્ઞાનના શ્રીગણેશ છે. પ્રતિમાઓ સંચિત કરવાની શક્તિ એ દ્વિતીય ચરણ છે. પ્રતિમા પ્રત્યક્ષનું આદર્શ સ્મરણ છે. તે મનની ધારણા અને પ્રત્યાહ્વાન શક્તિ ધરાવે છે. વિશદ વ્યાખ્યાનું અંતિમ અને ઉચ્ચતમ ચરણ અનુભવોની ક્રમબદ્ધ અને તર્કયુક્ત જ્ઞાનના રૂપમાં પૂર્ણ વ્યવસ્થામાં રહેલું છે. તે ધ્યાનનો વિકાસ અને તફાવત કરવાના ઉચ્ચતમ અંશની પૂર્વધારણા કરે છે.

માનસિક વિકાસક્રમને આપણે કહી શકીએ કે અનુભવથી સ્મરણ તથા

બુદ્ધિદ્વારા વિચારોના માર્ગથી તત્કાલજ્ઞાનનું ગહનજ્ઞાનમા સ્થાનપરિવર્તન એ માનસિક વિકાસક્રમ છે. એમ ન માનવું જોઇએ કે બૌદ્ધિક રચના, પ્રત્યક્ષ, કલ્પના અને અન્ય તેવી જ વિભિન્ન શક્તિઓ છે જે સ્વતંત્ર રીતે વિકાસ પામે છે. માનસિક ક્રિયાના વિભિન્ન ક્રમોનું એ પ્રમાણે સ્વતંત્ર વિભાજન ન કરી શકાય, આ પ્રમાણે પ્રત્યક્ષીકૃત જોવામાં આવશે કે તેનું સ્વરૂપ અર્થ કરવામાં આવેલી સંવેદનાઓથી બનેલું છે. તેવી જ રીતે કલ્પના અને વિચારની બાબતમાં છે. આ બાબતમાં એમ માનવાનું નથી કે પૂર્વ ક્રિયાઓનો ત્યાગ કરી ઉચ્ચ ક્રિયાઓ પ્રગતિ કરે છે. સત્ય વસ્તુ એ છે કે ઉચ્ચ ક્રિયાઓ પૂર્વ ક્રિયાઓની અવિચ્છિન્ન પ્રગતિનો સાથ કરે છે. આ ક્રિયાઓની પુનરાવૃત્તિ તેમને સ્વયચાલિત ( Automatic ) બનાવે છે. અને માનસિક ઉપાર્જનની અધિક પ્રગતિ માટે ધ્યાનની ક્રિયા નક્કી કરે છે.

## (૨૭) પ્રત્યક્ષ અને ગત્યાત્મક પ્રતિક્રિયા ( Perception and motor response )

પ્રત્યક્ષ અને ગતિની સરખામણી કરતા વુડવર્થ કહે છે કે, "પ્રત્યક્ષ, તથ્ય જે રૂપે છે તે રૂપમાં સમાયોજન છે; જ્યારે ગત્યાત્મક સમાયોજન તથ્યમાં પરિવર્તન કરવાની તૈયારી છે. પ્રત્યક્ષ તથ્યોમાં પરિવર્તન કરતો નથી પરંતુ તે છે તેવાં જ તેમને ગ્રહણ કરે છે. ગતિ તથ્યોને બદલે છે અથવા તો નવાં તથ્યો ઉત્પન્ન કરે છે. આપણે કહી શકીએ કે પ્રત્યક્ષ સવેદના અને ગતિ માટેની તૈયારી વચ્ચેની અવસ્થા છે " આ પ્રમાણે પ્રત્યક્ષ ગત્યાત્મક પ્રતિક્રિયા પહેલાં થાય છે. ઉદાહરણાર્થ આપણે કોલેજના વાચનાલયમાં કોઈ સમાચારપત્ર જોયું અને તેને વાંચવા લાગ્યા. આ સમયે આપણને સમાચારપત્રનો પ્રત્યક્ષ થાય છે અને ત્યાર બાદ વાંચવા માટેની ગતિ થાય છે. આ પ્રમાણે પ્રત્યક્ષ વાતાવરણમાં સ્થિત કોઈ વસ્તુને શોધે છે તથા તે પ્રત્યક્ષીકૃત વસ્તુપ્રતિ ગત્યાત્મક પ્રતિક્રિયાને જન્મ આપે છે.

આપણા સવેદનાના અર્થગ્રહણ કરવાની ક્રિયાને પ્રત્યક્ષ કહેવામા આવે છે. સવેદનાઓ દ્વારા આપણે સંકેતો ગ્રહણ કરીએ છીએ અને પ્રત્યક્ષ દ્વારા તેનો અર્થ કરી પૂર્ણ જાણકારી પ્રાપ્ત કરીએ છીએ અને ત્યારબાદ કાર્ય માટેની તૈયારી કરવામા આવે છે. આ પ્રમાણે પ્રત્યક્ષ બાદ ગત્યાત્મક ક્રિયા થાય છે. ગત્યાત્મક ક્રિયા ઘણી વખત પ્રત્યક્ષ થતાં તરત જ કરવામાં આવે છે. ઉદાહરણાર્થ ટ્રેઈનની સીટી થતા દરેક યાત્રીઓ ટ્રેનમાં બેસવાની શરૂઆત કરે છે, તેવી જ રીતે કોલેજમાં સમયનો ઘંટ વાગતાં જ પ્રત્યેક શિક્ષાર્થી

જણાવે છે કે " આપણી સર્વ પાકી આદતો .અચેતન હોય છે જ્યારે પ્રત્યક્ષ સ્પષ્ટતયા એક ચેતન માનસિક પ્રક્રિયા છે." પ્રત્યક્ષમાં ધ્યાન અને ચેતના હોય છે જ્યારે ટેવો તેમના પથપ્રદર્શનથી મુક્ત હોય છે. જેથી પ્રત્યક્ષ આદત ન કહી શકાય. એ સત્ય છે કે ટેવોથી થયેલા પૂર્વઅનુભવો આપણા પ્રત્યક્ષનું નિર્ધારણ કરે છે.

### (૩૦) પ્રત્યક્ષનાં કાર્યો ( Functions of perception )

પ્રત્યક્ષનાં કાર્યો જાણવા માટે તેનો આંગિક સબંધ જાણવો આવશ્યક છે. માનવશરીર એ સંવેદનશીલ ગત્યાત્મક અંગ (Sensory-motor organism ) છે. બોધસ્નાયુઓના આવેગોના કારણે ગત્યાત્મક પ્રતિક્રિયાઓ અંગોથી પ્રભાવિત થાય છે. મગજનાં ઉચ્ચતર કેન્દ્રોમાં બોધ અંગોને પેશીઓ સાથે જોડનાર માર્ગો અત્યંત જટિલ છે અને પરિણામસ્વરૂપ બોધસ્નાયુઓ દ્વારા અંતર્ગામી ઉત્તેજના ઐચ્છિક પેશીઓમાં ગતિવિકાસ પામે તે પહેલાં અસંખ્ય માધ્યવર્તિ માનસિક ક્રિયાઓ ઉત્પન્ન કરે છે." પ્રત્યક્ષ એ આમાંની અમુક માનસિક ક્રિયાઓનું ચેતનસંયોજન છે. સ્મૃતિ, કલ્પના વગેરે અન્ય બીજાં, આ સત્યોને મગજમાં રાખીને જ્યારે જોવામાં રોકાયેલાં હોય ત્યારે વાસ્તવિક રીતે જે થાય છે તે નિકટ રહીને નિરીક્ષણ કરીને આપણે પ્રત્યક્ષનાં મુખ્ય કાર્યો તત્કાલ શોધીએ છીએ." ( Angell )

આ પ્રમાણે પ્રત્યક્ષ એ વ્યક્તિની વાતાવરણ ઉપરની તાત્કાલિક અને વ્યવસ્થિત માનસિક પ્રતિક્રિયા છે. તેમાં જગત સંબંધોના એક તંત્ર તરીકે સમક્ષ કરવામાં આવેલું છે. કેવળ અણુઓ અને પરમાણુઓના અવ્યવસ્થિત જથ્થા તરીકે પ્રતિક્ષિત નહિ પરંતુ નિશ્ચિત વસ્તુમાં ધ્યાનની વિભિન્ન ક્રિયાઓથી રચિત. સામાન્ય રિવાજ પ્રમાણે સંવેદનાઓને જો એક ક્રિયા તરીકે, જેમાં મન અને ભૌતિક જગતનું મિલન થાય છે, તે રીતે યોગ્ય વર્ણન કરવામાં આવે છે તો પ્રત્યક્ષને નવીન વસ્તુના સર્જન માટે ભૂત અને વર્તમાનના સંયોગબિંદુ તરીકે વર્ણવી શકાય. પ્રત્યક્ષીકૃત વસ્તુ ફક્ત અણુઓ અને પરમાણુઓના તરંગો કે જેને આપણે પ્રકાશ ધ્વનિ કે જે હોય તે ભૌતિક રીતે જ સમક્ષ સ્થિત તરંગો નથી. વર્તમાન સંશ્લેષણાર્થ વિશિષ્ટ પ્રકારનાં પરિણામો પ્રાપ્ત કરવા માટે શક્તિમાન કરનાર વિગત સમયના અનુભવોથી પ્રભાવિત સ્નાયુતંત્રનું તેમની સમક્ષ પ્રદર્શન કરનાર મનોભૌતિક ( Psycho physical ) અંગથી અર્થ કરવામાં આવેલા તેવા આ તરંગો છે. પ્રત્યક્ષનું પ્રથમ અને પાયાનું કાર્ય ,આપણે જે વસ્તુઓના જગતમાં રહીએ છીએ તેનું

આપણને પ્રારંભિક જ્ઞાન પૂરું પાડવાનું છે. તે જ્ઞાનની ક્રિયામાં પ્રથમ, યથાર્થ, ચોક્કસ અને પૂર્ણ ચરણ છે." (એંજીલ)

દ્વિતીય મુખ્ય કાર્ય આ પ્રથમમાંથી જ ઉદ્દભવે છે. દરેક સંવેદનશીલ અને સંવાદક ક્રિયાઓને જેમનું તેઓ નિર્દેશન કરે છે તેમની અધિક ક્ષમતાપૂર્ણ ગતિઓના કારણે અંતિમ મૂલ્ય હોય છે. પ્રત્યક્ષ આ નિયમનો અપવાદ નથી. સાંવેદનિક સંવેદનાઓ એકદમ ગત્યાત્મક પ્રતિક્રિયામાં ન ચાલી જવી જોઈએ પરંતુ અર્થ કરેલો હોવો જોઈએ અને અન્ય સંવેદનિક આવેગો સાથે સંબદ્ધ હોવી જોઈએ. તેમને ક્ષણિક રોકવા માટે કોઈ સાધન હોવું તથા પુનઃ પુનઃ આગમન થતાં તેમનું તાદાત્મ્ય કરવું તે આવશ્યક છે. આ પ્રમાણે પ્રત્યક્ષ એક દ્વાર છે જે દ્વારા સંવેદનશીલ આવેગોને ગત્યાત્મક પ્રતિક્રિયા કરતાં પહેલાં પસાર થવું પડે છે, તે પ્રત્યક્ષ જ્ઞાનની ક્રિયાનાં તત્ત્વોની રચના કરે છે. તેનાથી પૂર્વ અનુભવો દ્વારા નિયંત્રિત ગતિઓ થાય છે. પ્રત્યક્ષથી વ્યક્તિ વાતાવરણમાં પોતાનું સુસમાયોજન કરી શકે છે.

## પ્રકરણ ૯

## કલ્પના (Imagination)

### (૧) કલ્પનાનું સ્વરૂપ (Nature of imagination)

આપણે સામાન્ય અર્થમાં કાલ્પનિક, અવાસ્તવિક અને વિશુદ્ધ સૌન્દર્યાત્મક નિર્દેશને કલ્પના કહીએ છીએ. આપણે શ્રેષ્ઠ કાવ્યોને કલ્પનાનું કાર્ય કહીએ છીએ. કોઈ અદ્ભુત આશ્ચર્યપૂર્ણ મિજાજવાળા વિલક્ષણ માણસને આપણે કાલ્પનિક મિજાજવાળો કહીએ છીએ. જો કે આ પ્રમાણેના અર્થો તેના પારિભાષિક અર્થને મળતા જ છે, છતાં માનસશાસ્ત્રીઓ તેનો વિસ્તૃત અર્થમાં ઉપયોગ કરે છે. માનસશાસ્ત્રમાં કલ્પના એટલે સમક્ષ ન હોય તેવી વસ્તુઓની ચેતના છે. તેમાં પૂર્વના સંવેદનશીલ આવેગોનો સમાવેશ થાય છે. પ્રત્યક્ષમાં અને કલ્પનામાં એ જ તફાવત છે કે પ્રત્યક્ષ નૈતિક ઉત્તેજનાઓથી ઉત્પન્ન થાય છે, જ્યારે કલ્પનામાં તેમ નથી.

આ પ્રમાણે આપણે જોયું કે કલ્પના તેના પારિભાષિક અર્થમાં કહીએ તો એ છે કે તે બોધ અંગોની ઉત્તેજના સિવાય વસ્તુઓની ચેતના છે. આ પ્રમાણેની ચેતનાના બે પ્રકાર છે. ઉત્પાદક કલ્પના (Productive imagination) અને પુનરાવૃત્યાત્મક કલ્પના (Reproduction). પુનરાવૃત્યાત્મક કલ્પનામાં પૂર્વ પ્રત્યક્ષ કે પ્રતિમાઓ ચેતનામાં પ્રવેશ કરે છે. આપણે આંખ બંધ કરીને જે દૃશ્ય જોયું હોય તેની દૃષ્ટિ કે પ્રતિમા પ્રાપ્ત કરી શકીએ છીએ. કલ્પના ઉત્પાદક હોય છે જેમાં વસ્તુઓ પૂર્વે કદાપિ તેમના વર્તમાન રૂપમાં મનમાં ન આવી હોય તે દેખાય છે. કલ્પના રચનાત્મક હોય તેમાં પ્રતિમાઓનું નવનિર્માણ થતું નથી, પરંતુ પૂર્વ અનુભવોનું પુનરુત્પાદન કરી નવીન રૂપમાં જોવામાં આવે છે. તેમાં પૂર્વ અનુભવોનું નવીન ક્રમમાં સંયોજન કરવામાં આવે છે. આ પ્રમાણે આપણે આઠ પગ વાળા અને બે મસ્તકવાળા સિંહની પ્રતિમાની કલ્પના કરી શકીએ છીએ. આપણે કોઈ સુંદર બગીચાની પ્રતિમાની કલ્પના કરી શકીએ છીએ. કલ્પનામાં આપણે કોઈ કોઈ વખત શીંગડાંવાળાં મનુષ્યોની

પ્રતિમાઓ જોઈ કલ્પના કરી શકીએ છીએ. કલ્પનામાં અનુભવોનાં તત્ત્વોનું પૃથક્કરણ તથા પૂર્વે જોયેલી વસ્તુઓના ભાગોમાં પરિવર્તન કે સ્થાનભ્રષ્ટતા પણ જોવામાં આવે છે. આપણે ધડ સહિત ચાલતું માથું તો જોયું છે; પરંતુ કલ્પનામાં વિના ધડનું ચાલતું માથું જોઈ શકીએ છીએ; તેવી જ રીતે સોનાના શીંગવાળી એક સુંદર ગાયને પણ જોઈ શકીએ છીએ. કલ્પનામાં અનુભૂત વસ્તુની આકારવૃદ્ધિ કરવામાં પણ આવે છે. રાક્ષસોની પ્રતિમાઓની કલ્પના પણ તે જ પ્રકારની છે. કલ્પનામાં પૂર્વપ્રત્યક્ષીકૃત વાસ્તવિક વસ્તુઓનાં તથ્યોનું સ્મરણ કરી તેમનું નવીન રૂપમાં સર્જન કરવામાં આવે છે. તેમાં ઘણા સમય પૂર્વેના અનુભવોનાં તથ્યોનું સ્મરણ કરી વિભિન્ન તથ્યો સંયુક્ત કરવામાં આવે છે. કલ્પના પર આપણી ઇચ્છિાઓનો પ્રભાવ પડે છે. તે ઇચ્છાપ્રેરિત હોય છે. મર્ફીનું કથન છે કે, "કલ્પના અપ્રાપ્ય લક્ષ્યની પ્રાપ્તિ માટેનો એક ઉપાય છે."

### (૨) સ્મૃતિ અને કલ્પના (Memory and imagination)

કલ્પના મનની એક રચનાત્મક (Creative) ક્રિયા છે જેના દ્વારા મનુષ્ય પોતાના પૂર્વઅનુભવોના આધાર પર નવીનતમ વિચારસૃષ્ટિનું સર્જન કરે છે. સ્મૃતિ પ્રત્યક્ષ દ્વારા પ્રાપ્ત અનુભૂતિને તેના તે જ સ્વરૂપમાં ચેતના સમક્ષ લાવે છે. કલ્પના અને સ્મૃતિ બન્નેનો આધાર પ્રત્યક્ષ જ્ઞાન છે અને બન્નેમાં ઘનિષ્ઠ સંબંધ છે. સ્મૃતિમાં ભૂતકાળમાં થયેલા વસ્તુના અનુભવોની તે જ રૂપમાં પુનરાવૃત્તિ છે, જ્યારે કલ્પના પૂર્વઅનુભવવસ્તુના પુનરાવર્તન ઉપરાંત તે અનુભૂતિઓના આધારે નવસૃષ્ટિનું નિર્માણ કરે છે. સ્મૃતિમાં અનુભવની વસ્તુનું પૂર્વ રૂપમાં જ પુનરાવર્તન થાય છે, જેથી તેને કોઈ કોઈ વખત પુનરાવૃત્યાત્મક કલ્પના (Reproductive imagination) કહેવામાં આવે છે. કલ્પના રચનાત્મક (Constructive) હોય છે. કલ્પનામાં અતીત અનુભવોનાં તત્ત્વો હોય છે જેને તે સંયુક્ત કરી, પૃથક્ કરી, પ્રરૂઢ કરી કે સ્થાનાપન્ન કરીને નવીન નમૂના સર્જે છે અને એ રીતે નવીન પ્રતિમાઓનું સર્જન કરે છે. સ્મૃતિમાં આપણે પૂર્વ અનુભવોનું સ્મરણ કરીએ છીએ અને તેને આપણે સારી રીતે ઓળખીએ છીએ. આ પ્રમાણે સ્મૃતિમાં પ્રત્યભિજ્ઞા (Recognition) હોય છે. તેમાં હમેશાં ભૂતકાળનો સંકેત હોય છે, જ્યારે કલ્પનામાં પ્રત્યભિજ્ઞાને સ્થાન નથી તથા તેમાં સમયનો નિશ્ચિત સંકેત પણ હોતો નથી.

આપણે જે પ્રતિમાઓને ઇચ્છાનુસાર જોડીને નવીનતમ કલ્પનાઓનું નિર્માણ કરીએ છીએ તે આપણે અતીત અનુભવોથી પ્રાપ્ત કરીએ છીએ. અતીત અનુભવોનું સ્મરણ કરી તેનાં તત્ત્વોને વ્યવસ્થિત રીતે ક્રમબદ્ધ કરી નવીન નમૂનાઓની રચના કરવામાં આવે છે. કલ્પના નવીન સામગ્રી તૈયાર કરી શકતી નથી જેથી પૂર્વ અનુભવોનાં તત્ત્વોના સ્મરણ સિવાય નવીન કલ્પનાનું નિર્માણ થઈ શકતું નથી. આથી કલ્પના સ્મૃતિ પર આધાર રાખે છે. સ્મૃતિ સિવાય આપણી કલ્પના કોઈ નિતાંત નવા જગતનું નિર્માણ કરી શકતી નથી. આપણને એવી કોઈ બાબત કલ્પનામાં નથી આવતી જેનો અનુભવ આપણે જ્ઞાનેન્દ્રિયો દ્વારા ન કર્યો હોય. કોઈ જન્માંધ વ્યક્તિ કદાપિ કોઈ રંગની કલ્પના કરી શકતી નથી.

જેવી રીતે કલ્પનામા સ્મૃતિ હોય છે તેવી રીતે સ્મૃતિમાં કલ્પના પણ હોય છે. પરંતુ સદૈવ સ્મૃતિની સાથે કલ્પના રહે છે તેમ ન કહી શકાય; કારણ કે ઘણી વખત સ્મૃતિમાં કલ્પના રહેતી નથી. ઉદાહરણાર્થ પરીક્ષામાં ઘણી વખત એવો પ્રશ્ન આવે છે કે, 'અમુક કાવ્યની ચાર લીટી લખો અને તેનું વિવેચન કરો' આ સમયે વિદ્યાર્થી કવિતાનું સ્મરણ કરી તેનાં અલ્પવિરામો, વિરામચિહ્નો સહિત જેવી હોય તેવી કવિતા લખે છે. આ વિદ્યાર્થીની સ્મૃતિમાં કલ્પનાનું કોઈ તત્ત્વ નથી. પરંતુ કોઈ કોઈ વખત અનુભવનું વિસ્તારપૂર્વક સ્મરણ કરવું પડે છે ત્યારે આપણે તેનાં સામાન્ય તત્ત્વો તો યાદ રાખીએ છીએ પરંતુ અમુક બાબતોની કલ્પનાથી પૂર્તિ કરીએ છીએ. કોઈ કોઈ વખત આપણે જે વસ્તુથી પૂર્ણ પરિચિત હોય તેવી વસ્તુનું અન્ય માણસ વિવેચન કરતો હોય તેમાં આપણને ઘણો જ ફેર માલૂમ પડે છે કારણ કે તે માણસ તે વસ્તુની રૂપરેખાનું સ્મરણ કરી વર્ણન કરે છે, પરંતુ રિક્ત સ્થાનોની પૂર્તિ કલ્પનાથી જ કરે છે. આ પ્રમાણે કલ્પના અને સ્મૃતિ પરસ્પર સંબંધિત છે.

### (૩) પ્રત્યક્ષ અને કલ્પના (Perception and imagination)

સંવેદનાઓનો અર્થ ગ્રહણ કરવાની ક્રિયાને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. સંવેદનાઓની ઉત્પત્તિ બાહ્ય ઉત્તેજનાઓથી થાય છે અને સંવેદનાઓ ઉત્પન્ન થતાં આપણે તેનો આપણા અનુભવો પ્રમાણે અર્થ કરીએ છીએ. સંવેદના અને પ્રત્યક્ષ બન્નેમાં બાહ્ય ઉત્તેજનાઓ ઇન્દ્રિયો ઉપર કાર્ય કરે છે. કલ્પનામાં

બાહ્ય ઉત્તેજનાઓ ઇન્દ્રિયો ઉપર કાર્ય કરતી નથી. સંવેદનાઓનો અર્થ કરવામાં પૂર્વાનુભવોની સ્મૃતિ અને કલ્પનાની મદદ લેવામાં આવે છે. કોઈ કોઈ વખત એમ પણ બને છે કે કલ્પનાઓના અધિક પ્રભાવને કારણે વસ્તુને યથાર્થ ન જોતાં તેને જુદી જ જોઇએ છીએ, જેથી ભ્રમ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે કલ્પના અને પ્રત્યક્ષ બન્ને ક્રિયાઓ ભિન્ન છે; પરંતુ તેમનો સંબંધ ઘનિષ્ઠ છે. પ્રત્યક્ષથી પદાર્થ કે વસ્તુનો અનુભવ સ્પષ્ટ અને સજીવ થાય છે. કલ્પનાનું ચિત્ર ઘણું કરીને અસ્પષ્ટ હોય છે. આ પ્રમાણે કલ્પના અને પ્રત્યક્ષનાં ચિત્રોમાં તફાવત હોય છે. કલ્પનાનો આધાર સ્મૃતિ છે અને તે બન્ને સ્મરણાત્મક માનસિક પ્રક્રિયાઓ (Representative Processes) છે, જ્યારે પ્રત્યક્ષ અનુભવાત્મક માનસિક પ્રક્રિયા (Presentative process) છે.

(૪) કલ્પનાના પ્રકાર (Kinds of imagination)

કલ્પનાનું જુદી જુદી રીતે વર્ગીકરણ કરવામાં આવે છે. વર્ગીકરણની પ્રથમ: નિષ્ક્રિય અને સક્રિય કલ્પના, દ્વિતિય : ગ્રહણાત્મક અને સૃજનાત્મક કલ્પના તથા તૃતીય : તાર્કિક, નૈતિક અને સૌન્દર્યાત્મક કલ્પના છે.

**પ્રથમ : નિષ્ક્રિય અને સક્રિય કલ્પના** (Passive and active imagination)

નિષ્ક્રિય કલ્પના એ અનૈચ્છિક કલ્પના છે. મન પૂર્ણતયા નિષ્ક્રિય રહેતું નથી. તે અંશતઃ સક્રિય રહે છે, નિષ્ક્રિય કલ્પના સમયે મન ઘણું કરીને નિષ્ક્રિય રહે છે. તેમાં પ્રતિમાઓ કોઈ પણ પ્રકારના સંકલ્પપ્રયાસ સિવાય સ્વયં મનશ્ચક્ષુ (Mind's eye) સમક્ષ ઉદિત થાય છે અને સ્વયં સંયુક્ત થાય છે. ઉદાહરણાર્થ સ્વપ્ન, તેમાં અનુભવ કરવામાં આવતી પ્રતિમાઓ અને અનુભવ કરવાનો ક્રમ વ્યક્તિના ચેતનસંકલ્પ (Conscious will) પર આધાર રાખતી નથી. તેઓ ચેતનસંકલ્પપ્રતિ ધ્યાન આપ્યા સિવાય પોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે. કલ્પનાની આ અનાયાસ રમન નિષ્ક્રિય કલ્પના કહેવામાં આવે છે. આધુનિક માનસશાસ્ત્રીઓ જણાવે છે કે તે સંકલ્પથી પૂર્ણ તયા સ્વતંત્ર નથી, કારણ કે તેઓ વ્યક્તિના–તેમના અનુભવ માટે અચેતન ચેષ્ટાત્મક (Conative) જોર ઉપર આધાર રાખે છે.

સક્રિય કલ્પના ઐચ્છિક કલ્પના છે. સક્રિય-કલ્પનામાં મન સક્રિય રીતે પ્રતિમાઓ ગ્રહણ કરે છે અને તેનાં રૂપો અને ક્રમો નક્કી કરે છે. તેમાં મન

પ્રતિમાનું ચિત્રણ કરે છે તથા અનુભવો ગ્રહણ કરી તેમને સંયુક્ત કરવાનો પ્રયત્ન કરે છે. તેમાં સંકલ્પના પ્રયાસથી પ્રતિમાઓનો સંયોગ થાય છે. મન સક્રિય હોય છે એટલે બિનજરૂરી પ્રતિમાઓનો અસ્વીકાર કરે છે તથા જરૂરી પ્રતિમાઓનો સ્વીકાર કરી નિર્માણ કરે છે. ઉદાહરણાર્થ, આપણે તાજમહાલ જોવા જવાનું છે અને તે બાબતમાં આપણે કલ્પના કરીએ તે સક્રિય કલ્પના છે.

**દ્વિતીય : ગ્રહણાત્મક અને સૃજનાત્મક કલ્પના (Receptive and Creative imagination)**

ગ્રહણાત્મક કલ્પનામાં સ્ટીફન (Stephen) ના શબ્દોમાં રચનાનો એક પથપ્રદર્શક વિચાર, સામગ્રી તથા તેમના સંયોગનો ક્રમ બહારથી નિર્દેશિત હોય છે. આ પ્રમાણે જ્યારે આપણે કોઈની પાસેથી વાર્તા કે તેના પ્રવાસનું વર્ણન સાંભળીએ છીએ ત્યારે મનમાં પ્રતિમાઓ સ્વયં સંગ્રહિત થાય છે. તે સમયની આપણી કલ્પના ગ્રહણાત્મક હોય છે. કોઈ વાર્તા વાંચતી વખતે તેમાં વર્ણિત સ્થળો, પાત્રો વગેરે આપણા મનશ્ચક્ષુ સમક્ષ ઉદ્ભવી શકે છે, એ પ્રતિમાઓ ગ્રહણાત્મક કલ્પનાની ક્રિયાથી થાય છે.

રચનાત્મક કે સૃજનાત્મક કલ્પનાની બાબતમાં સ્ટીફન જણાવે છે કે તેમાં "મન સ્વયં પોતાનામાંથી પથપ્રદર્શક વિચાર ઉત્પન્ન કરે છે. સામગ્રી ઐચ્છિક પ્રયત્નોથી પોતાની સ્મૃતિનાં તત્ત્વોમાંથી ઉત્પન્ન કરે છે અને તેમને પોતાનામાં કાર્ય કરતા રચનાત્મક આવેગો અનુસાર સંયુક્ત કરે છે." આવી બાબતોમાં અન્ય વ્યક્તિથી વર્ણિત કે જે જોયું છે તેની રચના નથી હોતી પરંતુ કોઈ નવીન વસ્તુ જ હોય છે.

**તૃતીય : તાર્કિક, નૈતિક અને સૌન્દર્યાત્મક કલ્પના (Logical, Ethical and Aesthetic imagination)**

તાર્કિક કલ્પના એ જ્ઞાનાત્મક કલ્પના (Cognitive) કે બૌદ્ધિક (Intellectual) કલ્પના છે. જે કલ્પનામાં કંઈ કંઈ સમજવા કે ગ્રહણ કરવા માટે કરવામાં આવે છે તેને તાર્કિક કે બૌદ્ધિક કલ્પના કહેવામાં આવે છે. બૌદ્ધિક કલ્પનાથી આપણે જ્ઞાનાર્જનના ઉદ્દેશ્યની પૂર્તિ કરી શકીએ છીએ. લેખકો નવલકથા, નાટક કે વાર્તા લખે છે તેને બૌદ્ધિક કલ્પના કહેવામાં આવે છે. વૈજ્ઞાનિકોની પરિકલ્પના (Hypothesis) પણ તે જ પ્રકારની કલ્પના છે. જ્ઞાનપ્રાપ્તિના ઉદ્દેશ્યની પૂર્તિ માટેની બૌદ્ધિકકલ્પના ગ્રહણાત્મક હોય છે.

આપણે ઇતિહાસ, નાટક, નવલકથા વગેરે વાંચીએ છીએ, તેનાથી જ્ઞાન-વૃદ્ધિ થાય છે તે આપણી ગ્રહણાત્મક કલ્પના છે.

જે કલ્પના કંઈક વ્યાવહારિક ઉદ્દેશ્યોની પૂર્તિ કરે તેને નૈતિક કે વ્યાવહારિક (Practical) કલ્પના કહેવામાં આવે છે. કોઈ વિશેષ ધ્યેયની પૂર્તિ કરવા માટે તે કલ્પના કરવામાં આવે છે જેથી તેને બાહ્ય જગતના નિયમોના નિયંત્રણમાં રહેવું પડે છે. કારણકે વસ્તુગત બાહ્ય પરિસ્થિતિઓથી પ્રતિકૂળ રહી ધ્યેયસિદ્ધિ થઈ શકતી નથી. ઉદાહરણાર્થ, આપણે સમુદ્રયાત્રાની યોજના તૈયાર કરીએ છીએ. તેમાં આપણે પ્રત્યેક બાહ્ય પરિસ્થિતિઓના નિયંત્રણમાં રહી કલ્પના કરીએ છીએ. તે આપણી વ્યાવહારિક કલ્પના છે. જેનાથી આપણી વ્યાવહારિક આવશ્યકતાની પૂર્તિ થઇ શકે છે.

સૌન્દર્યાત્મક કલ્પના એ કલાત્મક કલ્પના છે. જે કલ્પનાનો સૌન્દર્યના ઉપભોગ અર્થે ઉપયોગ કરવામાં આવે છે તે સૌન્દર્યાત્મક કલ્પના છે. સૌન્દર્યાત્મક કલ્પનાથી આપણી સૌન્દર્યઇચ્છાઓની પૂર્તિ કરવામાં આવે છે. તે કોઈ વ્યાવહારિક સર્જન નથી કે જેથી આપણી વ્યાવહારિક આવશ્યકતાઓની પૂર્તિ થઈ શકે. ન તો તે કોઈ બૌદ્ધિક કલ્પના છે કે જેથી આપણી જ્ઞાન-પિપાસા તૃપ્ત થઈ શકે. તે તો એક સૌન્દર્યાત્મક સૃષ્ટિ છે જેના સર્જનને કોઇ પણ પ્રકારનું બાહ્ય નિયંત્રણ હોતું નથી. તે બાહ્ય વસ્તુઓથી સ્વતંત્ર છે. ચિત્રકારની ચિત્રનિર્માણ માટેની, કવિની કાવ્યરચના માટેની તથા સંગીતજ્ઞની તાન ગોઠવવા માટે કરવામાં આવતી કલ્પનાઓ સૌન્દર્યાત્મક કલ્પનાઓ છે. તેમાં રચનાત્મક ક્રિયા સ્વયં આનંદ પ્રદાન કરે છે તથા સૌન્દર્યભાવનાઓ (Aesthetic sentiments) ની તૃપ્તિ કરે છે.

### (૫) કલ્પનાનાં પ્રરૂપો : (Types of imagination)

વિભિન્ન વ્યક્તિઓની કલ્પનાઓ ભિન્ન હોય છે. તેનું કારણ એ છે કે વિભિન્ન વ્યક્તિઓ વિભિન્ન પ્રતિમાઓની મદદથી કલ્પનાઓ કરે છે. કેટલાક માણસો દૃષ્ટિપ્રતિમા (Visual image) ની સહાયતાથી કલ્પના કરે છે. તેઓ દૃષ્ટિકલ્પનામાં પ્રવીણ હોય છે. તેઓ આંખથી જોયેલા પદાર્થોનું સારી રીતે સ્મરણ કરે છે. જ્યારે તેઓ કોઈ વસ્તુ કે અનુભવને સંબંધિત ચિંતન કરે છે ત્યારે તેઓ અધિકાધિક ઉપયોગ દૃષ્ટિપ્રતિમાઓનો કરે છે. આવા મનુષ્યોમાં દૃષ્ટિકલ્પના પ્રધાન હોય છે. કાનથી સાંભળેલા ધ્વનિના અનુભવોનું પુનરાવર્તન ધ્વનિકલ્પના દ્વારા કરવામાં આવે છે. કોઈ સાંભળેલા

ધ્વનિનું ચિંતન કરવામાં આપણે ધ્વનિપ્રતિમાની મદદ લઈએ છીએ. ઘણા લોકો દૃષ્ટિકલ્પનામાં નિર્બળ હોય છે પરંતુ ધ્વનિકલ્પનામાં પ્રવીણ હોય છે. આવા લોકોને ધ્વનિકલ્પનાપ્રધાન કહેવામાં આવે છે. તે લોકોને વસ્તુ દેખતાં જ તેના ધ્વનિની યાદ આવી જાય છે. ધ્વનિ-કલ્પના અને દૃષ્ટિકલ્પના આપણા અનુભવો સંચિત કરવાનાં પ્રમુખ સાધનો છે. તદુપરાંત અન્ય પ્રકારની કલ્પનાઓ છે પરંતુ તેમની આપણા જીવનમાં અધિક મહત્તા નથી. કેટલાક લોકો સ્પર્શપ્રતિમાઓનું અધિક સફળતાથી ચિત્રણ કરી શકે છે. સ્પર્શ દ્વારા અનુભવો યાદ કરે છે. આંધળી વ્યક્તિ સ્પર્શકલ્પના કરે છે. તેની સ્પર્શકલ્પના તીવ્ર હોય છે. વસ્ત્રોના વ્યાપારીઓ વસ્ત્રનું જાડાપણું કે મુલાયમતા સ્પર્શ દ્વારા જાણે છે. આપણી કલ્પના-પ્રતિમાઓ સંવેદનાના પ્રત્યેક પ્રકારો સાથે સંબંધિત છે. આપણે ક્રિયા-પ્રતિમા અથવા પૈશિકપ્રતિમાઓનો અનુભવ કરી શકીએ છીએ. જ્યારે આપણે કોઈ કાર્ય કરીએ છીએ ત્યારે તે કાર્યમાં કોઈ વિશેષ પ્રકારના અનુભવ આપણા મનમાં સંગ્રહિત રહે છે. પાણીમાં તરવાની ક્રિયાની આપણે કલ્પના કરી શકીએ છીએ તેવી જ રીતે વોલીબોલ રમવાની ક્રિયાની કલ્પના કરી શકીએ છીએ. આપણે જેવી રીતે કોઈ ધ્વનિપ્રતિમાથી ધ્વનિની કલ્પના કરીએ છીએ તેવી રીતે કલ્પનાથી કોઈ સુંદર સુવાસનો અનુભવ ઘ્રાણ-પ્રતિમાથી કરી શકીએ છીએ. કલ્પના વિભિન્ન મિષ્ટાન્નોનું આસ્વાદન કરવું તે સ્વાદપ્રતિમા છે. આ પ્રમાણે કલ્પના દ્વારા વિભિન્ન સ્વાદોનો અનુભવ કરી શકીએ છીએ.

આ પ્રમાણેની વિભિન્ન કલ્પનાઓમાં વ્યક્તિગત ભેદ હોય છે. ભિન્ન ભિન્ન વ્યક્તિની ભિન્ન ભિન્ન પ્રકારની કલ્પના કરવાની પ્રવીણતા હોય છે. કોઈ એક પ્રકારની કલ્પના સારી રીતે કરી શકે છે તો કોઈ બીજા પ્રકારની કલ્પના કરવામાં પ્રવીણ હોય છે. સાધારણ તથા ન્યૂનાધિક પ્રમાણમાં દરેક પ્રકારની કલ્પના કરવાની શક્તિ હોય છે.

### (૬) કલ્પનાનો વિકાસ (Development of imagination)

સ્મૃતિ પર કલ્પના આધાર રાખે છે. તે સ્મૃતિના આધાર પર નવ-સૃષ્ટિનું નિર્માણ કરે છે. સ્મૃતિ પ્રત્યક્ષ પર આધાર રાખે છે. કલ્પનાનો વિકાસ મનુષ્યમાં ધીરે ધીરે વધતી જતી ઉમર પ્રમાણે થતો જાય છે. ત્રણ વર્ષથી નાની ઉમરના બાળકમાં પુનરાવ્યાત્મક કલ્પના હોય છે. તે વિગત અનુભવોનું

સ્મરણ કરી કલ્પના કરે છે; પરંતુ નવીન સર્જન કરી શકાતું નથી. થોડા સમય બાદ તેની કલ્પના ગ્રહણાત્મક થાય છે. એટલે કે કોઈની પાસેથી સાંભળેલી વાર્તાઓની પ્રતિમાઓનું ચિત્રણ કરી શકે છે. ત્યાર બાદ ત્રણ અને ચાર વર્ષમાં તેની સર્જનાત્મક (Creative) કલ્પના સાધારણ હોય છે. તેમને નવી નવી વાર્તાઓ, પરીઓ, રાક્ષસો વગેરેની વાર્તાઓ સાંભળવામાં અત્યંત આનંદ મળે છે. ત્યાર બાદ ચારથી આઠ વર્ષ દરમિયાનના સમયમાં તેમની સર્જનાત્મક કલ્પના તરંગમયી હોય છે. તે વાસ્તવિક જગતથી અધિક દૂર હોય છે. અને એમ કહીએ કે તે વસ્તુસ્થિતિ સાથે કોઈ સંબંધ રાખતી નથી તે પણ યથાર્થ ગણાય. આમ બનવાનું કારણ એ જ છે કે તેઓ બાહ્ય જગત અને તેના નિયમો, રીતરિવાજો વગેરેથી અજ્ઞાન હોય છે. બાળકોની હાથકળા, ખેલકૂદ, આપસમાં વાર્તાઓ કહેવી વગેરે કલ્પનાના વિકાસનાં પ્રકાશન અને પ્રમાણો છે. તેઓ જેમ જેમ મોટાં થતાં જાય છે તેમ તેમ બાહ્ય જગતના અધિક સંપર્કમાં આવે છે અને તેનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેઓ વસ્તુસ્થિતિને ઓળખે છે, અને ત્યારે તેમની કલ્પના વસ્તુસ્થિતિની નિકટ સંપર્કમાં આવે છે અને રચનાત્મક કલ્પનાનો યથોચિત ઉપયોગ થાય છે. આ ઉપયોગી કલ્પના વાસ્તવિકતાની આવશ્યકતાઓની પૂર્તિ કરે છે. આ પ્રમાણે તેઓ વ્યાવહારિક બને છે અને તેમની કલ્પના તરંગમયી ન રહેતાં ક્રિયાત્મક થતી જાય છે. તે આત્મગત (Subjective) ન રહેતાં વસ્તુગત (Objective) બની જાય છે. કિશોરાવસ્થામાં પુનઃ કલ્પના તરંગમયી બનવા લાગે છે. તે અવસ્થામાં કલ્પનામાં આવેગોની અધિક પ્રબળતા અને પ્રાધાન્ય થઈ જાય છે. સંવેગની માત્રા અધિક થઇ જાય છે. કિશોરાવસ્થા ઘણું કરીને દિવાસ્વપ્નો (Day dreams)ની વય કહેવામાં આવે છે. તેમ કલ્પના દિવાસ્વપ્નોનું પદ ધારણ કરે છે. દિવાસ્વપ્નોની અધિકતા વ્યક્તિને હાનિકારક હોય છે, કારણ કે તે વ્યક્તિને સાંસારિક વ્યવહાર માટે અયોગ્ય બનાવે છે. કિશોરાવસ્થા બાદ દિવાસ્વપ્નોનો અંત થાય છે અને કલ્પના પુનઃ ક્રિયાત્મક બની જાય છે. ક્રિયાત્મક કલ્પના સંવેગાત્મક દિવાસ્વપ્નોને સ્થાનભ્રષ્ટ કરે છે અને પોતાનું પ્રભુત્વ સ્થાપિત કરે છે. તે વસ્તુસ્થિતિ દૂર રહેતી નથી. અંતે કલાત્મક કલ્પનાનો ઉદ્‌ભવ થાય છે. કલાત્મક કલ્પના સત્યમ્, શિવમ્ સુન્દરમ્ ના આદર્શોનું નિર્માણ કરે છે. તે મનુષ્યજીવનની આવશ્યકતાઓની પૂર્તિ કરે છે તથા તેની મહત્ત્વાકાંક્ષાઓ અને અભિલાષાઓની તૃપ્તિ કરે છે, તે મનુષ્યને તેના વાસ્તવિક જીવનથી ઊંચે લાવે છે તથા આધ્યાત્મિક આશંકાઓનું સર્જન કરે છે.

### (૭) માનસિક વિકાસમાં કલ્પનાનું સ્થાન (The place of imagination in mental development)

મનુષ્યની અનેક માનસિક શક્તિઓમાં કલ્પનાશક્તિનું સ્થાન અત્યંત મહત્ત્વપૂર્ણ છે. કલ્પના દ્વારા જ પોતે અન્ય વ્યક્તિની સ્થિતિમાં મુકાઈ તેમના વિચાર, ભાવ, સંવેગ વગેરેને સમજી શકીએ છીએ. કલ્પના દ્વારા જ આપણે અન્યના સુખદુઃખ સમજી તેમને મદદ કરી શકીએ છીએ. આપણે અન્ય દેશોના લોકોના જીવનની જાણકારી અને સમજ કલ્પના દ્વારા જ પ્રાપ્ત કરીએ છીએ. વર્તમાન કે ભૂતકાળના મહાન પુરુષોની કૃતિઓ, કવિઓ અને લેખકોની રચનાઓ વગેરેને સમજીને આનંદ લૂંટવો તે કલ્પના દ્વારા જ સંભવિત છે. આપણે કલ્પનાની મદદથી પૂર્વ અનુભવોના આધારે આગામી સમયની કલ્પનાઓ કરીએ છીએ. સંસ્કૃતિ અને સભ્યતાના વિકાસનો મોટો ભાગ કલ્પનાથી જ રચાય છે. મહાન વૈજ્ઞાનિકો, સમાજસુધારકો, રાજનીતિજ્ઞો વગેરેની મોટી મોટી યોજનાઓ જેના દ્વારા જગતની ઉન્નતિ, દેશની પ્રતિષ્ઠા અને સમાજનો ઉદ્ધાર કરવામાં આવે છે તે કલ્પના દ્વારા જ સંભવિત છે.

વિભિન્ન પ્રકારની કલ્પનાઓ મનુષ્યની વિભિન્ન પ્રકારની યોગ્યતાઓનો વધારો કરે છે. જે વ્યક્તિ દૃષ્ટિકલ્પનામાં પ્રવીણ હોય છે તે વિચારક બની શકે છે. ધ્વનિકલ્પનામાં પ્રવીણ વ્યક્તિ શ્રેષ્ઠ સંગીતકાર કે ગાયક બની શકે છે. સૌન્દર્યમયી કલ્પનામાં પ્રવીણ હોય તે શ્રેષ્ઠ કલાકાર, ચિત્રકાર સાહિત્યકાર કે કવી બની શકે છે. ક્રિયાત્મક કલ્પનામાં પ્રવીણ વ્યક્તિ એક શ્રેષ્ઠ એંજિનિયર બની શકે છે.

વિચારોના વિકાસને માટે શબ્દકલ્પના અત્યંત આવશ્યક છે. મનુષ્યની વિચારશક્તિમાં જેમ જેમ વિકાસ થાય છે તેમ તેમ તે કોઈ પણ પ્રકારના બોધ માટે શબ્દોનો પ્રયોગ કરે છે અને શબ્દો દ્વારા જ તે બાબતનો વિચાર કરે છે. શબ્દ સંકેતનું કાર્ય કરે છે. આપણા વિચારો અધિકતર શબ્દસંકેતો દ્વારા જ ચાલે છે. શબ્દ એક વિસ્તૃત અનુભવ ને સંકેત દ્વારા આપણા મનનો પટ પર આવે છે. શબ્દસંકેતોથી વિચારવાની શક્તિના કારણે માનવ અધિકાધિક જ્ઞાન પ્રાપ્ત કરે છે અને પશુઓ કરતાં ઉચ્ચ સ્થાન પર પહોંચે છે. શબ્દ સંકેતો દ્વારા જટિલ સમસ્યાઓનો વિચાર કરી તેમનો ઉકેલ કરી શકાય છે.

### (૮) દિવાસ્વપ્ન (Day dreams)

અક્રિયતાની કોઇ પણ ક્ષણે અને વિશૃંખલ વિચારદશામાં વિભિન્ન

વિચારો ઉત્પન્ન થાય છે. સ્મૃતિથી વિસ્મૃત બાબતોનું સ્મરણ થાય છે અને એક સ્મૃતિથી અન્ય સ્મૃતિનું આગમન થાય છે. આ સમયે આપણે કોઇ જુદી જ કલ્પનાસૃષ્ટિમાં ફરતાં હોઇએ છીએ. આપણે હવાઈ મહેલ બનાવીએ છીએ જેમાં પ્રતિમાઓ સ્વતંત્ર સાહચર્યની પ્રક્રિયાથી પરસ્પર નિર્દેશ કરે છે. તેને સ્વતંત્ર સાહચર્ય એટલા માટે કહેવામાં આવે છે કે તેનું કોઈ લક્ષ્ય હોતું નથી તથા ન તો તે કોઈ ઉદ્દેશ્યથી નિયંત્રિત હોય છે. પ્રતિમાઓ સ્વતંત્ર સાહચર્ય (Free association) થી આવે છે અને જાય છે. ઘણુ કરીને મન નિષ્ક્રિય રહે છે. પ્રૌઢ કરતાં બાળકોમાં દિવાસ્વપ્નો અધિક પ્રચૂર હોય છે. અંતર્મુખી વ્યક્તિઓ (Introverts)નું દિવાસ્વપ્નો તરફ અધિક વલણ રહે છે જ્યારે બહિર્મુખી વ્યક્તિ (Extroverts)નું એટલું બધું હોતું નથી.

દિવાસ્વપ્નોમાં હવાઈ મહેલ બનાવવામાં આવે છે. તેમાં જે રીતની જોઈએ તે રીતની કરવામાં આવે છે અને જેથી વસ્તુને જે રૂપમાં જોવી હોય તેની કલ્પના કરવામાં આવે છે. વસ્તુના વાસ્તવિક રૂપનો ખ્યાલ કરવામાં આવતો નથી. દિવાસ્વપ્નમાં ઘણુ કરીને એક નાયક હોય છે, જેમાં દ્દષ્ટા સ્વયં નાયક બને છે. ઘણું કરીને વિજેતા નાયકની કલ્પના કરવામાં આવે છે. તેમાં પોતે કોઈ ઉચ્ચતમ પર્વતારોહણ કરી ખૂબ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી જેથી વિરોધીઓ બધાની આંખો ઊઘડી ગઈ કે તે અધિક શક્તિશાળી, હિંમતવાન અને બુદ્ધિમાન છે. આવી રીતે દ્દષ્ટા સ્વયં પોતાને વિજેતા નાયક (Conquering hero) માનીને કલ્પનાસૃષ્ટિમાં ભ્રમણ કરે છે. તેમાં સ્વપ્નદ્દષ્ટા પોતાના પ્રતિદ્વન્દ્વિયોને સખત હાર આપે છે અને પોતાના આગામી જીવનની સફળતાનો સરળ માર્ગ કરે છે. આ પ્રમાણે વિજેતા નાયકમાં સ્વસ્થાપનની તથા પ્રભુત્વપ્રાપ્તિની ઈચ્છાઓની તૃપ્તિ થાય છે. એ પણ સંભવિત છે કે સ્વપ્નદ્દષ્ટા પોતાની જાતને એક પીડિત નાયક (Suffering hero) ના રૂપમાં જુએ તેમાં પોતાની વાસ્તવિક સ્થિતિથી દૂર એવી કષ્ટપૂર્ણ સ્થિતિમાં કલ્પવામાં આવે છે. તેમાં પોતે કષ્ટ ભોગવીને પણ પોતાની પ્રતિષ્ઠા જાળવવાનો પ્રયત્ન કરે છે જેથી તેમાં પણ સ્વસ્થાપનની ઈચ્છાને તૃપ્તિ મળે છે. આ પ્રમાણે બન્ને પ્રકારના વિજેતાઓની કલ્પના સ્વપ્નદ્દષ્ટામાં આત્મસન્માન અને સ્વસ્થાપનની પ્રેરણા કરે છે.

કેટલાક માનસશાસ્ત્રીઓનો મત છે કે દિવાસ્વપ્નો ઈચ્છાપ્રેરિત હોય

છે. તેના પ્રેરકો દૈનિક જીવનના પ્રેરકો હોય છે અને તેમાં દૈનિક અનુભવોના આધારે કલ્પનાની સૃષ્ટિ રચવામાં આવે છે. તેમાં ભવિષ્ય પ્રતિ દષ્ટિપાત કરવામાં આવે છે. તેનું કલ્પનાના ખેલ તરીકે અન્ય ખેલોની જેમ મૂલ્ય અવશ્ય છે. તેમનાથી કોઈ કોઈ વખત દબાવેલી ઇચ્છાઓની નગ્નપૂર્તિ થાય છે. આ પ્રમાણે તે વાસનાનાં પૂર્તિકારક હોય છે. તે આ પ્રમાણે લાભકારક હોવા છતાં જ્યારે મનુષ્યના વાસ્તવિક જીવનની જવાબદારીઓ અને કઠિનાઈઓથી ઉન્મુખ રૂપમાં જોવામાં આવે છે ત્યારે તે અત્યંત નુકશાનકારક હોય છે. સંવેગહીન તલ્લીનતા જેવા દિવાસ્વપ્નમાં વ્યક્તિ ઉદાસિન થઈ બેસી રહે છે અને વિચારોને ઉન્મુક્ત રાખે છે અને તે કલ્પનાસૃષ્ટિમાં એટલી તલ્લીન રહે છે કે તે પોતાના સામાજિક વાતાવરણ સાથેનો ઘણી વખત સંબંધવિચ્છેદ પણ કરી દે છે.

## ( ૯ ) સ્વપ્ન (Dreams)

સ્વપ્ન એ નિદ્રા દરમિયાન થતી કાલ્પનિક (Imaginative) ચેતના છે. આપણે જ્યારે નિદ્રાવસ્થામાં હોઈએ છીએ ત્યારે મગજની ક્રિયા નિમ્ન સ્તર પર પહોંચી જાય છે. તે હલકી નિદ્રામાં નિષ્ક્રિય કલ્પના છે. સ્વપ્નની પ્રતિમાઓ સ્પષ્ટ હોય છે જેથી તે વાસ્તવિક પ્રત્યક્ષની જેમ માલૂમ પડે છે. પરિણામસ્વરૂપ સ્વપ્નદ્રષ્ટાને માલૂમ પડતું નથી કે સ્વયં સ્વપ્નાવસ્થામાં છે. તે તેને પ્રત્યક્ષીકરણ સમજે છે. સ્વપ્નો કપોલકલ્પિત ઉત્તેજનાઓથી જ સમજવામાં આવે છે. તેમનો બાહ્ય વસ્તુઓ સાથે સંબંધ હોતો નથી તેમજ તેમની સાથે સામંજસ્ય પણ રાખતો નથી. નિદ્રા સમયે મસ્તિષ્કનાં ઉચ્ચતર કેન્દ્રો ક્રિયા કરતાં નથી જેથી અધિકાંશતા આલોચનશક્તિ નિરુદ્ધ હોય છે જેથી સ્વપ્નપ્રતિમાઓ અસંગત રીતે સંયુક્ત થાય છે અને સ્વપ્નદૃષ્ટા અશક્ય એવી વસ્તુઓ અને ઘટનાઓને સત્ય માને છે. સ્વપ્નમાં વિચારો અને પ્રતિમાઓ એક શ્રૃંખલા બની જાય છે. સ્વપ્નમાં વિચારોનું સંવહન પ્રતિમાઓ દ્વારા થાય છે, જેને બાળકની વિચારક્રિયા સાથે સરખાવી શકાય. સ્વપ્નકલ્પનાઓ રચનાત્મક હોય છે, પરંતુ નિષ્ક્રિય હોય છે. આપણે નિદ્રાવસ્થામાં આવેલાં સ્વપ્નોને જ્યારે જાગૃત થઈએ છીએ ત્યારે ભૂલી જઈએ છીએ. ઘણા માનસશાસ્ત્રીઓનું કહેવું છે કે આપણે નિદ્રા દરમિયાન હંમેશાં સ્વપ્ન જોઈએ છીએ.

સ્વપ્ન ભ્રમના સ્વરૂપમાં પણ હોઇ શકે. બાહ્ય આદાતાઓ, તથા આંતરિક અંગો અમુક અંશે સ્વપ્નોના ઉદ્ભવમાં ઉત્તરદાયી છે. સ્વપ્નભ્રમ બાહ્ય ઉત્તેજનાઓથી પ્રભાવિત થાય છે. નિદ્રાવસ્થામાં કપાળના ભાગને સ્પર્શ થતાં શિરોવેદના કે માથું કોઈ જગાએ ભચકાયું હોય તેવાં સ્વપ્ન આવે છે. શરીરના ખુલ્લા ભાગને ઠંડી ઉત્તેજના મળવાથી પાણીમાં તરવુ, પર્વતારોહણ તથા નગ્નાવસ્થામાં હોવાનાં સ્વપ્ન આવે છે. એમ પણ બને છે કે, આંતરિક અંગો, ક્રોધ, ભય, ચિંતા તથા અન્ય આંગિક સ્થિતિઓ સ્વપ્નનાં કારણો બને છે.

"એ પણ જોવામાં આવ્યું છે કે સ્વપ્નો પૂર્વજીવનથી સબંધિત હોય છે. ઘણુ કરીને સ્વપ્નો પૂર્વદિવસના અનુભવોમાંથી ઉદ્ભવે છે. ખાસ કરીને તીવ્ર અને સ્પષ્ટ અનુભવોમાંથી ઉદ્ભવે છે. ભવિષ્ય માટે કરવામાં આવી હોય તેવી યોજનાઓ કે વિગત પ્રસંગોને સંબધિત વિચારોની શ્રૃંખલા જાગૃત દશા (Waking state) માંથી સ્વપ્નદશા (Dream state)માં ચાલુ જ હોય છે. જ્યારે વિચારોની શ્રૃંખલા સંવેગો અને આવેગોથી યુક્ત હોય છે ત્યારે પણ આ બને છે. જો કે સ્વપ્નો ઘણા લાંબા સમય પહેલાંના પ્રસગોથી સંબંધિત હોય તેમજ પૂર્ણતયા વિસ્મૃત થોડાઘણા અનુભવો કે જેમનું જાગૃત જીવનમાં પ્રત્યાહ્વાન ન થઈ શકે તેમનાથી પણ સંબધિત હોય છે પરંતુ પૂર્વ પ્રસગો ભાગ્યે જ અપરોક્ષ રીતે સમક્ષ કરાય છે." (ક્વિડ) ઉત્તેજનાઓ અને પૂર્વાનુભવો ઉપરાંત વ્યક્તિની અતૃપ્ત ઇચ્છાઓ પણ સ્વપ્નમાં અગત્યનો ભાગ ભજવે છે. ફ્રોઈડ જણાવે છે કે, ઘણાં સ્વપ્નો ઇચ્છાતૃપ્તિઓ છે.

## (૧૦) ફ્રોયડનો સ્વપ્નસિદ્ધાન્ત (Freud's Theory of Dreams)

સ્વપ્નોનું ક્રમબદ્ધ અધ્યયન સર્વપ્રથમ ફ્રોયડે શરૂ કર્યું. તેનો એ વિશ્વાસ હતો કે દરેક સ્વપ્નો કોઈ ઇચ્છાની પ્રચ્છન્ન તૃપ્તિના રૂપમાં હોય છે. સ્વપ્નો નાનપણથી અત્યારની અવસ્થા સુધીની અતૃપ્ત ઇચ્છાઓનાં નગ્ન પ્રકાશનો છે " તે સ્વપ્નોને ઇચ્છાનાં પ્રકાશનો તરીકે ગણતો હતો. તે દૈનિક જાગૃત જીવન દરમિયાન ચેતનાથી બહિષ્કૃત વ્યક્તિત્વમાં સ્થિત તત્વો અનન્તરાગમનથી સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક વેષાન્તર દ્વારા સ્વપ્રકાશન કરી શકે તેનાં સાધનો છે. દમન કરેલી ઇચ્છાઓ સ્વપ્રકાશનનો માર્ગ શોધે છે, સ્વપ્નો અવચેતનમાંથી ઉદ્ભવે છે એમ કહેવું તે સ્મૃતિમાંથી ચાલી ગઈ હોય તે

બાબતોમાંથી ઉત્પન્ન થાય છે એવું નથી; પરંતુ તેથી વિપરીત સ્વપ્ન એ દમન કરેલી હોવા છતાં ચેતનામાં પુનઃસ્થાનપ્રાપ્તિ માટે સંઘર્ષ કરતી શક્તિઓનું પરિવર્તનશીલ પ્રકાશન છે. સ્વપ્ન એ એક સુંદર યંત્રનું ઉદાહરણ છે જેનાથી વ્યક્તિત્વમાં નિહિત અધોગત (Sub merged) અથવા દબાવેલાં (Suppressed) તત્ત્વો હમેશના જીવન સાથે સંઘર્ષ કરતાં તત્ત્વો પ્રકટ કરવામાં આવે છે. હંમેશની ચેતના કે મન પ્રવૃત્તિઓનું એક જૂથ હોય છે જે સામાજિક અને ખાસ કરીને નૈતિક સિદ્ધાન્તોથી બલિષ્ઠ કરવામાં આવેલી હોય છે અને જે જીવન વ્યતિત કરવા માટે અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે આવશ્યક છે તથા જે સ્વીકૃત સામાજિક જીવનનો એક ભાગ છે. આપણે સમાજમાં રહીએ છીએ જેને માટે આપણા અમુક નૈસર્ગિક પ્રવૃત્યાત્મક સ્વભાવને અસહ્ય છે. આ બધીમાં ભય અને કામ (Sex) મુખ્ય છે. ભયની પ્રવૃત્તિઓ કામપ્રવૃત્તિઓ કરતાં ઘણા ઓછા અંશે દમન કરવામાં આવેલી છે. કામાત્મક વૃત્તિઓ ઓછીવત્તી અવિચ્છિન્નતાથી આપણી સાથે જ હોય છે જેથી તેના સખત દમનની જરૂર રહે છે. ફ્રોયડે સ્વપ્નોને કામવાસનાઓના લાક્ષણિક પ્રકાશન તરીકે ઘણું જ મહત્ત્વ આપ્યું છે." (મર્ફી) દમન કરવામાં આવેલી વાસાનાઓ અચેતન થઈ જાય છે પરંતુ તેમની શક્તિ ક્ષીણ થતી નથી. જ્યારે તક મળે છે ત્યારે તે ચેતનાપ્રદેશમાં બળપૂર્વક પ્રવેશ કરે છે. જાગૃત અવસ્થામાં કામવાસનાઓને ચેતનમાં પ્રવેશ કરતા પ્રતિરોધક (Censor) રોકે છે. નિદ્રાવસ્થામાં પ્રતિરોધકની સાવધાનીમાં શિથિલતા આવી જાય છે અને તેની અસર ઓછી થઇ જાય છે; જેથી બલાત્ પ્રવેશ કરનાર અભિવૃત્તિઓને થોડા અંશે સ્વતંત્રતા મળે છે. પરિણામ સ્વરૂપ દબાયેલી અચેતન કામવાસનાઓ વેષાન્તર કરી સ્વપ્નમાં પ્રકાશિત થાય છે.

"ઘણાં સ્વપ્નો અને તેમાંય બાળકોનાં સ્વપ્નો ઘણું કરીને અપરોક્ષ ઇચ્છાતૃપ્તિઓ છે. તે દિવાસ્વપ્નો જેવાં છે. તે ઉન્મુક્ત ઇચ્છાઓનો સંપર્ક સાધે છે અને આવી ઇચ્છાઓની તૃપ્તિઓનું ચિત્રણ કરે છે. તેમની તુલનામાં પ્રૌઢોમાં આવાં સ્વપ્નો ઓછાં જોવા મળે છે એમ ફ્રોયડનું માનવું છે. કેટલાંક સામાન્ય પ્રકારનાં જે ગમે તે રીતે દશ્ય હોય છે અને તે નોંધવાયોગ્ય તૃપ્તિસ્વપ્નો છે. એક આળસુ માણસ શિયાળાની ઠંડી સવારમાં તે પોતે ઉઠ્યા સિવાય પોતાની તૈયારી રાખી શકશે તે ફરીથી ઊંઘી જાય છે અને સ્વપ્નમાં તૈયારી રાખે છે. પરંતુ પ્રૌઢોના સ્વપ્નોનો મોટા ભાગ એટલો સરળ હોતો નથી. તેમને જાણવાનો માર્ગ તો સંકેતોના અર્થ છે. (ઇબીડ)

વધારે ને વધારે સ્વપ્નોનાં પૃથક્કરણ કરતાં ફ્રોયડ (Freud) એ દઢ આન્યતાએ આવ્યો કે આપણે અવસર મળતાં જોવા ધારવું જોઈએ તેના કરતાં અધિક મોટી સંખ્યામાં તેમના અપરિમિત પ્રકારો હોવા છતાં તેમની તૃપ્તિમાં અમુક અદ્‌ભુત તાદાત્મ્ય અથવા સમાનતા છે. જનતામાં થવાનાં સ્વપ્નો જે પુનઃદ્રશ્યમાન રાખવામાં આવેલાં છે તે ફક્ત નિશાવસ્ત્રોથી આવૃત્ત હોય છે. ઊડવાનાં અને કોઈનાથી પીછો કરાયો હોય તેમ લાગે તેવાં સ્વપ્નો વારંવાર આવતાં દરેક જાતના લોકોનાં સ્વપ્નોમાં સંકેતોનો અમૂક સંગ્રહ જોવા મળે છે. સંકેતો કે જેનો જ્યાં દ્રશ્યમાન થાય ત્યાં નિયમિત રીતે અને ઘણા થોડા અપવાદો સહિત સમાન જ વસ્તુનો અર્થ થાય છે. આ સંકેતોમાંના ઘણા સંકેતયુક્ત વસ્તુને સ્પષ્ટ સાદશતા આપે છે. ખાસ કરીને આ કામાત્મક સંકેતોની બાબતમાં અધિક સ્પષ્ટ કરવામાં આવ્યું હતું ઘણા સંકેતોના અર્થ તેમના ઉદ્‌ગમનો ગમે તે રીતે ગહન પૃથક્કરણનો ઉપયોગ કરીને કરવો તે ઘણું જ કઠિન હતું. તેણે નિરીક્ષણ કર્યું કે સંકેતો એક પેઢીથી બીજી પેઢીને આપી શકાય. સામાજિક જૂથથી ઉપયુક્ત સંકેતોનો વ્યક્તિથી સ્વીકાર કરી શકાય." (ફ્રોઈડ)

"પરંતુ ફક્ત વેપાન્તરક્રિયા કે સંકેતોની ક્રિયા એ જ તંત્ર નથી કે જેના દ્વારા અભિવૃત્તિઓ પરિવર્તિત રૂપમાં સ્વપ્નનાં તત્ત્વો અપરોક્ષ નહિ પરંતુ અચેતનમાં કરેલી ઈચ્છાઓના પરિણામી ગોઠવેલી કે પરિવર્તિત કર્યા હોઈ શકે. પ્રગટ સ્વપ્નો એ ગુપ્ત સ્વપ્નોની વિકૃત અભિવ્યક્તિ છે અને તેથી ગુપ્ત ઈચ્છા છે, પ્રગટસ્વપ્ન પ્રસંગ તરીકે દેખાય છે."(ફ્રોઈડ). નિદ્રા સમય દરમિયાન પ્રતિરોધકની શિથિલતાનો લાભ લઈ ગુપ્ત સ્વપ્નો ચેતનામાં પ્રવેશ કરે છે. તે સ્પષ્ટ ચેતનાપ્રદેશ પર પોતાનો પૂર્ણ કાબુ જમાવે છે. ફ્રોયડ એ પણ જણાવે છે કે ઘણાં સ્વપ્નો શારીરિક કારણો જેવાં કે ગુસ્સો, ચિંતા, વગેરેને લીધે આવે છે પરંતુ તેને સ્વપ્નક્રિયાનાં તથ્યોની સમજૂતી કે સ્વપ્નનાં લક્ષણો માનતો નથી. સ્વપ્ન જોવાં તે તદ્દન નકામું નથી. તે દેખાય છે તેવું યોજનામાં કે ગહનતામાં જટિલ અને મનોવિકારક નથી. (જસ્ટ્રો–Jastrow) તે આગળ જણાવે છે કે "તેની (સ્વપ્નની) દુનિયાના નૈતિક અને સામાજિક મહેસુલ વસુલ કરનાર અફસરોને રાખવાની રીત ઘણી જ રસપ્રદ છે. તે આચ્છાદિત વીંટાળી નિપૂણ નાટકીય વેષપરિવર્તનો કરી તાર્કિક ધર્મો માટે માન હોય તે રીતે નૈતિકનું પણ સમય આવતાં થોડું માન રાખી પોતાના માલની દાણચોરી કરે છે." (જસ્ટ્રો). આ પ્રમાણે કામવાસનાઓ

પોતાના પ્રકાશન માટે વેષાન્તર કરે છે. તે વેષાન્તર કરીને સ્વપ્નોમાં પરોક્ષ રીતે પૂર્તિ કરે છે.

ફ્રોયડનો સ્વપ્નસિદ્ધાન્ત અમુક અંશે સત્ય છે. દબાવવામાં આવેલી કામવાસનાઓ સ્વપ્નોમાં પ્રકાશિત થાય છે, જેની પૂર્તિ તેઓ વેષાન્તર કરી કરે છે. પરંતુ તેની ઘણા મનોવૈજ્ઞાનિકોએ જુદી જુદી ટીકા કરી છે. ઘણાનું કહેવું છે કે આ સિદ્ધાન્તમાં એક રતલ અસત્ય સાથે એક ઔંસ સત્ય રહેલું છે. એ માનવું ખોટું છે કે ફક્ત કામવાસનાઓ જ દબાયેલી હોય છે. અન્ય ઇચ્છાઓ પણ દબાયેલી હોઈ શકે, જેથી સ્વપ્નો દબાયેલી કામવાસનાઓ કે અતૃપ્ત કામવાસનાઓના પ્રકાશમાં પણ ન હોઈ શકે. ફ્રોયડનો સિદ્ધાન્ત કામ વાસનાઓને અધિક મહત્ત્વ આપે છે. પરંતુ એ તરફ નિર્લક્ષ બને છે કે વ્યક્તિની પ્રભુત્વની ઇચ્છાનું દમન કરવામાં આવે છે. સ્વસ્થાપનની પ્રવૃત્તિનું અત્યધિક દમન કરવામાં આવે છે. સ્વસ્થાપનની ઇચ્છાનાં પૂર્તિકારક સ્વપ્નો હોય છે જેનો ભવિષ્ય તરફ સંકેત હોય છે. આ સિદ્ધાન્ત ભય અને ચિંતાનાં સ્વપ્નોનું વર્ણન કરતો નથી.

એ સત્ય નથી કે દરેક સ્વપ્નો બાળપણની અતૃપ્ત ઇચ્છાઓ જે અચેતનમાં રહેલી હોય છે તેનાં પ્રકાશનો છે. તેને માટેનાં યોગ્ય પ્રમાણો દર્શાવવામાં આવ્યાં નથી. ફ્રોયડ અચેતનને અધિક મહત્ત્વ આપે છે. તેને માટે વુડવર્થ જણાવે છે કે, "પ્રાયઃ અતૃપ્ત ઇચ્છાઓ તે જેટલી વર્ણિત કરે છે તેટલી અચેતન હોતી નથી. તે અસ્વીકૃત, અસંજ્ઞાત, અવિશિષ્ટ અવશ્ય હોય છે. સ્વપ્નોમા પ્રગટ થનારી ઇચ્છાઓ એટલી અચેતન હોતી નથી જેટલી અતૃપ્ત ઇચ્છા હોય છે, જે પૂર્ણ રીતે ચેતન થઈ શકે છે."

દરેક સ્વપ્નોને પ્રગટ કે અપ્રગટ અર્થ હોય છે. તેને માટેના કોઈ પૂર્ણ આધાર નથી. જસ્ટ્રો જણાવે છે કે ફ્રોયડનો સિદ્ધાન્ત ઘણી સમસ્યાઓ ખુલ્લી રાખે છે. શું દરેક સ્વપ્નોને પ્રગટ કે અપ્રગટ અર્થ હોય છે? અપ્રગટ અર્થ સર્વદા પ્રભુત્વ કરે છે? એવાં સ્વપ્નો નથી કે જે પોતાની વાર્તા સારી રીતે સ્વપ્નકથામાં કહે?" તદુપરાંત સ્વપ્નને ફ્રોયડ જેમ માને છે તેમ તે યાંત્રિક રીતે નિયંત્રિત ક્રિયા નથી. ફ્રોયડે પોતાના સિદ્ધાન્તની રચના અસાધારણ વ્યક્તિઓનાં સ્વપ્નોનું અધ્યયન કરીને કરી છે જેથી તે કામપ્રેરકોને અધિક મહત્ત્વ આપે છે. મનોવૈજ્ઞાનિક વ્યાખ્યાઓમાં અસાધારણ મનના અધ્યયનથી સાધારણ મનની વ્યાખ્યા કરવી ઉચિત નથી. જસ્ટ્રો જણાવે છે કે "ફ્રોયડ પૂર્ણતયા ઓળખતો નથી તે એ છે કે દરેક સ્વપ્નો સમાન ક્રમથી ચાલતાં નથી, કારણ કે સ્વપ્નદ્રષ્ટાઓનું જુદું જુદું માનસશાસ્ત્ર હોય છે."

## (૧૧) વિભ્રમ (Hallucination)

વિભ્રમ એ મગજ દ્વારા ઉદ્દિપ્ત પ્રતિમા છે. તે ઉત્તેજનાઓ દ્વારા ઉદ્દિપ્ત થતી નથી. વિભ્રમ એક સંવેદનાની સજીવતાયુક્ત સ્મૃતિપ્રતિમા છે. તે સ્મૃતિપ્રતિમાને ભૂલથી સંવેદના સમક્ષ લેવામાં આવે છે. ભ્રમ અને વિભ્રમમાં તફાવત એ જ છે કે ભ્રમ બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થાય છે જ્યારે વિભ્રમ બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થતો નથી. મેકડુગલનું કથન છે કે વિભ્રમ અનુપસ્થિત વસ્તુઓનું દર્શન છે, અથવા અધિક પારિભાષિક શબ્દોમાં "વિભ્રમ સાંવેદનિક સજીવતાની સાથે દૂરસ્થ વસ્તુઓની બાબતમાં વિચારવું છે." વિભ્રમમાં વસ્તુ અનુપસ્થિત હોય છે. તે વસ્તુનું સ્મરણ થાય છે અથવા કલ્પનાથી તે વસ્તુનો વિચાર થાય છે. વિભ્રમમાં ઐન્દ્રિય સંસ્કાર પણ હોઈ શકે છે, પરંતુ તેમનું કાર્ય અધિક મહત્ત્વપૂર્ણ હોતું નથી. વિભ્રમ બાહ્ય ઉત્તેજનાથી ઉત્પન્ન થતો નથી. એક ગામથી અન્ય ગામ જતી વ્યક્તિને રસ્તામાં લૂંટારા મળ્યા હોય અને ઘણી જ મુશ્કેલીથી બચી ગઈ હોય તો તે વ્યક્તિ ઘેર પહોંચી ગયા છતાં તેના મગજની અસ્વસ્થતાને કારણે ઘટનાની સ્મૃતિપ્રતિમાઓ જુએ છે. અને તેને એમ થયા કરે છે કે તેઓ આવીને મારશે. આ પ્રમાણેની તેના મનમાં રહેલી સ્મૃતિપ્રતિમાઓ સાંવેદનિક સજીવતાથી યુક્ત હોય છે. તે પ્રતિમાઓ એટલી સજીવ હોય છે કે વ્યક્તિને પોતે ઘટનાનો પ્રત્યક્ષ કરી રહી હોય એવો અનુભવ થાય છે. વિભ્રમ આત્મગત પ્રત્યક્ષ છે જે સ્મૃતિપ્રતિમાની સજીવ સંવેદનાના કારણે ઉત્પન્ન થાય છે.

વિભ્રમ ઘણા પ્રકારના હોય છે. જેમાં દૃષ્ટિ અને શ્રવણ સંબંધી વિભ્રમ સામાન્ય હોય છે. દૃષ્ટિ સંબંધી વિભ્રમમાં વ્યક્તિ એવી વસ્તુઓ જુએ છે જે તેની પ્રત્યક્ષમાં હોતી નથી. શ્રવણ સંબંધી વિભ્રમમાં વ્યક્તિ કાલ્પનિક ધ્વનિ સાંભળે છે, તે ખાસ કરીને એવા ધ્વનિ સાંભળે છે જે અધિકતમ તેના જીવનથી સંબંધિત હોય. ચોરોથી છૂટીને નાઠેલો માણસ ચોરોની બૂમો પાડવાના અવાજ સાંભળે છે. ભ્રમ એ મનનું સર્જન છે. અને કલ્પનાની એક વિશુદ્ધ પેદાશ છે. વિભ્રમનું બાહ્યજગતમાં પ્રક્ષેપણ થાય છે. ઉદાહરણાર્થ આગ હોલવવા ગયેલ વ્યક્તિ કે જેણે અંદર કોઈને બળતું જોયું હોય તો તેને આગ હોલવાઈ નથી અને અંદર માણસ બળી રહ્યો છે એમ ઘેર ગયા પછી પણ યાદ આવે છે અને એ જાતનો વિભ્રમ પેદા થાય છે.

સાધારણ અને સ્વસ્થ મનુષ્યો ઘણા જ ઓછા વિભ્રમ જુએ છે; પરંતુ વિક્ષિપ્ત કે હિસ્ટિરિયાના રોગીઓ વિભ્રમ વધારે જુએ છે. તેઓ કાલ્પનિક ધ્વનિઓ સાંભળે છે તથા કાલ્પનિક મનુષ્યો સાથે વાતચીત કરે છે. સ્વસ્થ મનુષ્ય હોવા છતાં નિર્દેશ ગ્રહણશીલ હોય તેવા મનુષ્યોમાં વિભ્રમ ઉત્પન્ન કરી શકાય છે. સમોહિતાવસ્થા (Hypnosis) માં શાબ્દિક નિર્દેશથી ઘણી વ્યક્તિઓમાં વિભ્રમ ઉત્પન્ન કરી શકાય છે.

ભ્રમ ઐન્દ્રિય ઉત્તેજનાથી ઉત્પન્ન થાય છે. જેમાં સંવેદનાનો ખોટો અર્થ કરવામાં આવે છે. તેને ખોટો પ્રત્યક્ષ કહેવામાં આવે છે. વિભ્રમ બાહ્ય ઉત્તેજનાથી ઉત્પન્ન થતો નથી પરંતુ તે મસ્તિષ્કીય ઉત્તેજનાથી ઉત્પન્ન થાય છે. "આપણે વિભ્રમ અને ભ્રમ કે ઐન્દ્રિય સંસ્કારોના ખોટા અર્થની મધ્યમાં કોઈ સ્પષ્ટ વિભાજક રેખા દોરી શકતા નથી, કેમકે આપણને એ વિશ્વાસ કદાપિ ન થઈ શકે કે વિભ્રમની ઉત્પત્તિમાં કોઈ ઐન્દ્રિય સંસ્કાર કાર્ય કરી રહ્યો નથી. પરંતુ આપણે વ્યવહારમાં એને ભ્રમ કહીએ છીએ જેમાં ઐન્દ્રિય સંસ્કારોનું કાર્ય સ્પષ્ટ હોય છે. વિભ્રમ એને કહીએ છીએ જેમાં ઐન્દ્રિય સંસ્કારોનું કાર્ય સંદિગ્ધ હોય છે અથવા તેનું ગૌણ મહત્ત્વ હોય છે." (મેકડૂગલ) આ પ્રમાણે વિભ્રમોમાં ઐન્દ્રિય સંસ્કારની અનુપસ્થિતિ હોય છે અને કદાચ હોય છે તોપણ તેમનું કાર્ય મહત્ત્વપૂર્ણ હોતું નથી; જ્યારે ભ્રમમાં ઐન્દ્રિય સંસ્કાર સદૈવ સાથે હોય છે. વિભ્રમની ઉત્પત્તિ મગજની વિકૃત દશાના કારણે થાય છે.

(૧૨) ભ્રાન્તિ (Delusion)

ભ્રમ (Illusion) સમજવામાં ભૂલ થઈ હોય તેવો ઐન્દ્રિય સંસ્કાર છે, જે ઐન્દ્રિય ઉત્તેજનથી ઉત્પન્ન થાય છે. વિભ્રમ (Hallucination) ભૂલથી સંવેદના સમજી લેવામાં આવેલી સજીવ સ્મૃતિપ્રતિમા છે જે મસ્તિષ્કીય ઉત્તેજનાથી ઉત્પન્ન થાય છે. ભ્રાન્તિ (Delusion) એક મિથ્યા વિશ્વાસ છે. જે-ઈચ્છાપૂર્તિકારક વિચારોથી ઉત્પન્ન થાય છે. ભ્રાન્તિ એક એવો વિશ્વાસ છે જેનું નિવારણ અત્યંત મુશ્કેલ છે. તે ગમે તેવી વિરોધી યુક્તિ પ્રયુક્તિઓને કાર્યાન્વિત કરવા છતાં નિવારણ કરી શકાતી નથી. ઉદાહરણાર્થ એવું ઘણી વખત બને છે કે ભવિષ્ય જોનારા કોઈ માણસને કહે કે તમે તો કરોડપતિ છો, તમારું ભાગ્ય એવું બળવાન છે. આ વિશ્વાસ જો તે મનુષ્યના મનમાં બેસી ગયો તો તેને કાઢવો અત્યંત મુશ્કેલ બને છે. તે

પોતાની જાતને ઘણો જ ભાગ્યવાન અને મોટો આદમી સમજે છે. તે આ મિથ્યા વિશ્વાસ સિવાયની અન્ય દરેક બાબતોમાં તર્કબુદ્ધિ રાખે છે. ભ્રાન્તિનાં કારણોમાં ખાસ કરીને ખોટી સૂચના, દોષપૂર્ણ વિચારો તથા ભૂલભરેલું નિરીક્ષણ હોય છે. જે વિશ્વાસ મનમાં દૃઢ થઈ તેનાં જ વિચાર કરવાની પ્રવૃત્તિ બની જાય છે અને તેની ક્રિયાત્મક પ્રવૃત્તિઓ પણ તેને પ્રેરિત કરે છે.

સામાન્ય રીતે ભ્રાન્તિના બે પ્રકાર માનવામાં આવે છે. શ્રેષ્ઠતાની ભ્રાન્તિ (Delusion of Grandeur) અને પીડન ભ્રાન્તિ (Delusion of Persecution). શ્રેષ્ઠતાની ભ્રાન્તિમાં વ્યક્તિ પોતાની જાતને સર્વોચ્ચ અને સર્વશ્રેષ્ઠ માને છે. આ ભ્રાન્તિમાં વ્યક્તિનો એ વિશ્વાસ હોય છે કે પોતે અત્યંત ધનવાન અને બળવાન છે, અથવા તો પોતે એક વિશ્વવિજયી રાજા છે. તે વ્યક્તિ આ પ્રમાણેના વિશ્વાસના વિચારોમાં જ તલ્લીન રહે છે. આપણે આગળ દિવાસ્વપ્નમાં જોઈ ગયા કે વિજયી નાયકની કલ્પના કરે છે. વિજેતા નાયક અને શ્રેષ્ઠતાની ભ્રાન્તિમા સાદૃશ્યતા છે. શ્રેષ્ઠતાની ભ્રાન્તિવાળો મનુષ્ય એટલો અધિક અંતર્મુખી (Introvert) થઈ જાય છે કે પોતે વાસ્તવિકતાથી અત્યંત દૂર ચાલ્યો જાય છે.

// પીડિત હોય એમ વિશ્વાસ થઈ ગયો હોય તેને પીડન ભ્રાન્તિ કહેવામાં આવે છે તેમાં વ્યક્તિને કોઈપણ પ્રકારની પીડા પ્રતિ વિશ્વાસ બેસી જાય અને પરિણામસ્વરૂપ તે પીડાથી અત્યંત વ્યગ્ર રહે છે. પીડિત ભ્રાન્તિનાં કેટલાંક રૂપો પીડિત નાયકનાં દિવાસ્વપ્નો સાથે ઘણી બાબતોમાં સામ્ય ધરાવે છે. પીડન ભ્રાન્તિમાં મનુષ્ય પોતે કોઈને કોઇ પ્રકારની પીડાનો અનુભવ કરતો હોય છે. ચોરીનો ગંભીર અપરાધ કરી ચૂક્યો હોય તેવા પીડન ભ્રાન્તિવાળા મનુષ્યને પોતાના અપરાધની ગુપ્ત વેદનાથી અત્યંત પરેશાની રહે છે. તે અધિક સંવેદનશીલ હોય છે. તે હંમેશાં એ વિચાર કરતો રહે છે કે અમુક મારે માટે આ ષડ્યંત્ર રચે છે, અમુક આ પ્રમાણે કરે છે વગેરે. તેને કોઇ સત્ય વસ્તુ બતાવવામાં આવે તોપણ તે પોતાના વિચારો અનુસાર અર્થ કરે છે; સંકેતની ભ્રાન્તિ (Delusion of reference) પીડન ભ્રાન્તિનું એક રૂપ છે. તેમાં મનુષ્ય જરા જરા બાબતમાં શક કરે છે. તેની સમક્ષ તેને ન સંભળાય તેમ કોઈ બે માણસ વાત કરે તોપણ તે એમ સમજે છે કે એ બન્ને મળીને કોઈ ષડ્યંત્ર રચે છે. તે દરેક નાની બાબતોનો પણ પોતાની ભ્રાન્તિ સાથે મેળ કરવા માટે ખોટા જ અર્થ કરે છે. તે ગમે તે બાબતને

ગમે તેમ તોડીફોડીને ઊલટા અર્થ કરીને ભ્રાન્તિમાં મેળ કરી લે છે. શ્રેષ્ઠતાની ભ્રાન્તિ અને પીડન ભ્રાન્તિ બન્ને વિભ્રમ સાથે સંબંધિત છે.

## (૧૩) સ્વયંપર્યાપ્ત વિચાર (Austistic thinking)

સ્વયપર્યાપ્ત વિચાર સ્વતઃ પર્યાપ્ત હોય છે. તે યથાર્થવાદી વિચાર (Realistic thinking) અને સમાજીકૃત વિચાર (Socialized thinking)થી તદ્દન વિરુદ્ધ જ હોય છે. તેને માનની કોઇ પરવા હોતી નથી તેમજ તે વસ્તુસ્થિતિની પણ પરવા કરતો નથી. તેનો વાસ્તવિકતા સાથે મેળ ખાતો નથી લોકોની ટીકાની કોઇ પરવા કરતો નથી.

દિવાસ્વપ્ન એ સ્વયં પર્યાપ્ત વિચારનો દાખલો છે. સ્વયંપર્યાપ્ત વિચાર સાધારણ લોકોમાં જોવામાં આવે છે. પાગલ મનુષ્યોમાં પણ જોવામાં આવે છે. તેઓ વાસ્તવિક દુનિયાથી દૂર પોતાની કાલ્પનિક દુનિયામાં ફરતા હોય છે. તેમાંના ઘણા તો પોતાની કાલ્પનિક દુનિયામાં એટલા ખોવાઈ ગયેલા હોય છે કે જે વાતાવરણ સાથે ક્રિયા પ્રતિક્રિયા કરવામાં તદ્દન અસમર્થ બની ગયેલા હોય છે અને બાહ્ય જગત સાથેનો તેમનો સબંધવિચ્છેદ થઈ ગયેલો હોય છે. તેઓ વિચારોનું આદાનપ્રદાન પણ કરી શકતા નથી. તેઓ જ કલ્પનાઓનું વિવરણ કર્યા કરે છે. તે પોતાની આજુબાજુ સ્થિત પ્રત્યેક વસ્તુ અને સામગ્રીમાં વ્યક્તિગત પ્રયોજન જુએ છે. દિવાસ્વપ્નો વ્યક્તિની જાહેર જીવનમાં મૂર્ત ન પામેલી અતૃપ્ત વાસનાઓનાં પ્રકાશનો છે. દિવાસ્વપ્નો અત્યધિક ન હોય ત્યાં સુધી તે સારાં છે પરંતુ જ્યારે અત્યધિક થાય છે ત્યારે માનસિક વિકૃતિઓ પેદા કરે છે.

## (૧૪) મનોસૃષ્ટિ (Fantasy)

દિવાસ્વપ્નો જેવાં તે જ મનોસૃષ્ટિ છે. ગ્રંથિ એક સંવેગયુક્ત વિચારોનું સંગઠન છે. જેનો પ્રારંભ સામાન્ય રીતે સ્વસ્થાન (Self assertion)ની ઇચ્છાઓ અને કામવાસનાઓ (Libido)ના દમનથી થાય છે. મનુષ્ય જ્યારે જાગૃત જીવનમાં પોતાની ઇચ્છાઓની તૃપ્તિ કરવામાં અસફળ બને છે ત્યારે તે મનોસૃષ્ટિમાં કલ્પના દ્વારા તૃપ્તિના પ્રયાસ કરે છે. દિવાસ્વપ્ન દ્વારા તે વાસ્તવિકતાથી કાલ્પનિકતામાં જઈ શકે છે. આ પ્રમાણે વાસ્તવિકતાથી કાલ્પનિકતામાં જવાનો માર્ગ દિવાસ્વપ્નો છે. મનુષ્ય વાસ્તવિકતા સાથેના પોતાના પ્રભાવપૂર્ણ સમાયોજનમાં અસફળ રહે છે ત્યારે તે દિવાસ્વપ્નોની કાલ્પનિક દુનિયામાં પહોંચી જાય છે, જ્યાં તેને કોઈ પણ પ્રકારની મુશ્કેલી

આડે આવતી નથી તથા તે સરળતાથી પોતાની ઇચ્છાઓ અને આકાંક્ષાઓની તૃપ્તિ કરી શકે છે. વિજેતા નાયક અને પીડિત નાયકનાં દિવાસ્વપ્નો પ્રભુત્વ કે સ્વસ્થાપનની ઇચ્છાઓની તૃપ્તિ કરે છે. વાસ્તવિક જગતમાં તેમની તૃપ્તિ થતી નથી પરંતુ તેમનું અપમાન અને ઘાત થાય છે. આ જ પ્રમાણે સન્માન અને સામાજિક મૌલિક આવશ્યકતાઓની પૂર્તિ દિવાસ્વપ્નો દ્વારા થાય છે.

દિવાસ્વપ્નો કે મનોસૃષ્ટિની કલ્પનાઓ વ્યક્તિની રુચિઓ અને દબાયેલી વાસનાઓ ઉપર આધાર રાખે છે. ધાર્મિક વ્યક્તિ હંમેશાં સ્વર્ગ અને વૈકુંઠની કલ્પનામાં જ ફર્યા કરે છે. તે પોતે વૈકુંઠ કેવી રીતે પ્રાપ્ત કરી શકે તેની કલ્પના કરે છે તથા સ્વર્ગનું ચિત્ર પોતાની સમક્ષ રાખે છે. તે એવી કલ્પનાઓમાં મસ્ત રહે છે. માનવતાની પૂજક હોય તે સમાજની અસમાનતાઓ રહિત રચના અને રામરાજ્યની સ્થાપનાની કલ્પનાઓમાં રહે છે. અને કવિઓ પ્રેમપૂર્ણ આદર્શ સમાજનાં સ્વપ્નો જુએ છે દિવાસ્વપ્નો વાસ્તવિક હોતાં નથી પરંતુ મન પર તેમનો ઘણો જ પ્રભાવ પડે છે. પરંતુ પ્રભાવ પૂર્ણ કે અધિક થાય તે સારું નથી. તે એક કલ્પનાના ખેલ સમાન છે. તેનાથી માનવીય ઇચ્છાઓની કાલ્પનિક તૃપ્તિ થાય છે. પરંતુ પૂર્ણતયા મનોસૃષ્ટિમાં જ ભ્રમણ કર્યા કરવું અને માત્ર તેમાં જ સંતોષ માની બાહ્ય વાસ્તવિક જગત એટલે કે પોતાના વાતાવરણથી સબંધ વિચ્છેદ કરી તેમના સંપર્કથી દૂર રહેવુ તે અત્યંત ખરાબ છે અને તેનાં પરિણામો પણ ભયંકર હોઈ શકે છે. મનોસૃષ્ટિમાં અધિક રહેનાર મનુષ્ય સદાને માટે વાસ્તવિકતાથી દૂર થઈ જાય છે અને એ પણ સંભવિત છે કે માનસિક અસ્તવ્યસ્તતાનો શિકાર બની જાય. અત્યધિક મનોસૃષ્ટિથી બચવાનો માર્ગ એ જ છે કે જગતની વાસ્તવિકતા સાથે સંબંધ સ્થાપિત કરી તેની સાથે સુસમાયોજન કરવું.

**(૧૫) કલાસૃષ્ટિમાં કલ્પના ( Imagination in creative Art ).**

કલાના સર્જનમાં રચનાત્મક કે સર્જનાત્મક સૌન્દર્યકલ્પના હોય છે. કલાના સર્જન માટેની કલ્પનામાં કલાકારના અમુક નિયમોનુ ધ્યાન રાખવું પડે છે. જો તેમાં ધ્યાન ન રખાય અને નિયમોનું યોગ્ય પાલન ન થાય તો કલા બેઢંગી અને અરુચિકર માલુમ પડે છે. ઉદાહરણાર્થ, એક ચિત્રકાર કોઇ સૌન્દર્યકલ્પના કરે છે તો તે સૌન્દર્ય, રંગમિશ્રણ વગેરે દરેક આવશ્યક નિયમોને લક્ષમાં રાખે છે. તે નિયમોને બાહ્યજગતના વસ્તુગત નિયમો

ન સમજવા જોઈએ. પરંતુ કલાકારના આત્મગત નિયમો માનવા જોઈએ. આ પ્રમાણે રચનાત્મક અનુસંધાનમાં નિયંત્રણ હોય છે. નિયંત્રણ હોવા છતાં કલાકાર તેને એક રમત બનાવી દે છે. કલાકારને રચનાત્મક કલ્પના અને આવિષ્કારાત્મક નવસર્જન અત્યંત આનંદપ્રદ માલૂમ પડે છે. રચનાત્મક કર્મ તેને માટે આનંદનું ઉત્પાદન છે. તે પોતે સૌન્દર્યકલ્પના દ્વારા આનંદ લૂટે છે. પ્રતિભાશાળી કલાકાર અધિક કાર્ય ન કરતાં રમત જ કરે છે, કલાના સર્જન માટે વિભિન્ન પ્રારંભિક સામગ્રી એકઠી કરવામાં આવે છે.

કલાકૃતિઓની મજા માણવામાં કલ્પનાનું અધિક મહત્ત્વ છે. ઉદાહરણાર્થ, કોઇ નવલકથા વાંચનાર સ્વયં નવલકથાના નાયક સાથે પાઠક પોતાનું એકાત્મ્ય કરે છે. કલાકૃતિઓનું મૂલ્યાંકન કરવામાં એકાત્મીકરણ કરવામાં આવે છે અને પોતાની વાસ્તવિક જીવનની વિપત્તિઓ ભૂલી જઈ લેખકદ્વારા પ્રદત્ત સામગ્રીઓની મદદથી દિવાસ્વપ્ન જુએ છે. કલાના મૂલ્યાંકનમાં એક પ્રકારની સહાનુભૂતિ ( Sympathy ) હોય છે. તેમાં એવી બાબત હોય છે જે વ્યક્તિમાં એક સંવેગ પેદા કરે છે. આ પ્રિય સંવેગની સાથે વ્યક્તિ એકાત્મ્ય કરી અત્યંત આનંદ પ્રાપ્ત કરે છે. સહાનુભૂતિમાં વ્યક્તિ વસ્તુમાં પોતાની અનુભૂતિ કરે છે. અનુભૂતિ ઉત્પન્ન કરવામાં કલાકૃતિમાં સંવેગ ઉત્પન્ન કરવાની શક્તિ ઉપર આધાર રહે છે. હાસ્યરસ પૂર્ણ કવિતા આપણને હસાવે છે તેવી જ રીતે આનંદપ્રમોદ કરતા યુગલની પ્રતિમા અત્યંત આનંદ આપે છે; જ્યારે કરુણ રસપૂર્ણ કવિતા આપણને અત્યંત દુઃખ કરે છે. તદુપરાંત કલાના મૂલ્યાંકનમાં વ્યક્તિની રુચિ પર પણ નિર્ભર રહે છે. 'કલાકૃતિ વ્યક્તિને પસંદ આવે તેમ તેનું મૂલ્ય અંકાય છે, બૌદ્ધિક પ્રશંસા સિવાય કલાકૃતિની આલોચના ઉચ્ચ સ્તરે પહોંચી શકતી નથી. સમસ્યાત્મક કૃતિઓનું મૂલ્યાંકન કરવામાં સમસ્યાઓની બૌદ્ધિક આલોચના આવશ્યક છે. કલાકૃતિઓના ઉપભોગમાં દિવાસ્વપ્ન પણ એક અગત્યનું તત્ત્વ છે.'

### (૧૬) યૌક્તિકીકરણ (Rationalization)

યૌક્તિકીકરણ એક સૂક્ષ્મ પ્રક્રિયા છે, તે મૌલિક પ્રેરકોને છુપાવી સ્વીકાર્ય યુક્તિ પ્રદાન કરે છે. સર્વાધિક પ્રભાવશાળી પ્રલોભન એ છે કે જે પ્રચ્છન્ન થઈને આવે છે " (ગેટ્સ). વ્યક્તિ પોતાની નિર્બળતાઓ, અપરાધો કે ભૂલો સહન કરી શકતી નથી અને તેમનાથી તેનામાં આત્મ તિરસ્કારની ભાવના ઉત્પન્ન થાય છે. વ્યક્તિ તેમનાથી દૂર થવા માગે છે જેથી તે

પોતાના દોષોનું યૌક્તિકીકરણ કરીને, તેમનાથી 'દૂર' થવાનો પ્રયત્ન કરે છે. તે બાબતો કે બનાવોનું એવી રીતે સ્પષ્ટીકરણ કરે છે, કે જેથી તે અન્યની સમક્ષ અધિકાધિક સ્વીકાર્ય બનાવી શકે. આ ક્રિયાને યૌક્તિકીકરણની ક્રિયા કહેવામાં આવે છે. યૌક્તિકીકરણથી એવો માર્ગ પ્રાપ્ત કરવામાં આવે છે, જેમાં સામાન્ય સિદ્ધાન્તો અનુસાર વિચારવાની અધિક આવશ્યકતા હોય છે. ઉદાહરણાર્થ, કોઈ ઑફિસમાં નોકરી માટે ઘણા ઉમેદવારોની અરજીઓ પહોંચી હોય, પરંતુ ઑફિસર લાગવગ અને શિફારસવાળા ઉમેદવારોને પ્રાથમિકતા આપે છે અને અન્ય ઉમેદવારોની અધિક યોગ્યતા હોવા છતાં તેની નિયુક્તિ કરે છે. તેમને પ્રશ્ન કરતાં જવાબ મળે છે કે, તે વ્યક્તિ પોતાના હાથ નીચે કાર્ય કરવાને માટે વિશ્વાસપાત્ર છે. આ પ્રમાણે તે તે વ્યક્તિનું ઔચિત્ય સિદ્ધ કરવા માટે જ્ઞાન, કાર્યદક્ષતા અને અન્ય યોગ્યતાઓ કરતાં વિશ્વાસપાત્રતાને અધિક મહત્ત્વ આપે છે. આ પ્રમાણે ઑફિસર તે વ્યક્તિની યૌક્તિકતા સાબિત કરી બતાવે છે અને સાચા પ્રેરકને છુપાવે છે.

### (૧૭) એકાત્મીકરણ (Identification)

એકાત્મીકરણમાં વ્યક્તિ અન્ય વાસ્તવિક કે કાલ્પનિક વ્યક્તિ સાથે પોતાની જાતને એ પ્રમાણે એકાત્મ કરી દે છે કે તેનાં સુખદુઃખ પોતાનાં સુખદુઃખ માને છે અને તેવી લાગણી અનુભવે છે. જ્યાં સુધી એકાત્મીકરણ રહે છે ત્યાં સુધી તે અન્ય વ્યક્તિને પોતાનું અંગ હોય એમ અનુભવીને તે એમ માને છે કે તેમાં તે પોતાના જીવનનો એક ભાગ વ્યતીત કરી રહ્યો છે. એકાત્મીકરણ નવલકથા વાંચતાં કથાના નાયક સાથે કરવામાં આવે છે. પાઠક નાયકનાં વિસ્મયજનક, સાહસપૂર્ણ તેમજ દરેક પ્રકારનાં કાર્યોની પરંપરામાં પોતાનું જીવન વ્યતિત કરે છે એકાત્મીકરણ મનોસૃષ્ટિનું એક રૂપ છે. ચલચિત્રો જોનાર વ્યક્તિ ચિત્રોની મહત્ત્વપૂર્ણ વ્યક્તિ સાથે પોતાનું તાદાત્મ્ય કરવાની પ્રવૃત્તિ ચાલુ રાખે છે અને તેની કલ્પનામાં થોડા સમય માટે પોતાનાં સુખ-દુઃખો ભૂલી જાય છે. એકાત્મીકરણ વ્યક્તિને પ્રતિમાની રચનાનું પોતે કષ્ટ કર્યો સિવાય દિવાસ્વપ્નનો ઉપભોગ કરે છે. તેનાથી અતૃપ્ત ઈચ્છાઓની કાલ્પનિક તૃપ્તિ થાય છે. તે દુઃખપૂર્ણ દુનિયાથી દૂર કાલ્પનિક દુનિયામાં જવાનો માર્ગ પ્રદાન કરે છે.

### (૧૮) પ્રક્ષેપણ (Projection)

પ્રક્ષેપણમાં એ માનવામાં આવે છે કે પોતાની નિર્બળતા કે કષ્ટ કોઈ

અન્ય કાલ્પનિક કે વાસ્તવિક વસ્તુ કે વ્યક્તિને કારણે જ છે. મુશ્કેલીને પોતાની જ કમી ઉપરાંત કોઈ અન્ય કારણુમાં પ્રક્ષિપ્ત કરવાની એક સાર્વભૌમ પ્રવૃત્તિ હોય છે. ટેનીસમાં આપણે જ્યારે દડા પર આઘાત કરી શકતા નથી ત્યારે આપણે જિજ્ઞાસાપૂર્વક રેકેટ, દડા કે જાળી તરફ જોઈએ છીએ. કાચો સુતાર પોતાનાં ઓજારોને દોષ દે છે. જ્યારે આપણે પરીક્ષામાં અસફળ થઈએ છીએ ત્યારે પ્રશ્નોને અન્યાયપૂર્ણ બતાવીએ છીએ. કોઈ સુરાપાનનો અભ્યાસી હોય છે તો એ ટેવને પૈતૃક બતાવે છે." (ગેટ્સ) લોકોની ટેવ હોય છે કે પોતાની ભૂલોનો સ્વીકાર ન કરતાં તેને અન્ય લોકોમાં પ્રક્ષિપ્ત કરે છે તથા પોતાની જ અકાર્યકુશળતા અને અકાર્યક્ષમતા માટે તેમની પર દોષારોપણ કરે છે. સામાજિક સ્વીકૃતિની પ્રાપ્તિમાં કે કોઈ પ્રબળ ઇચ્છામાં અસફળતા પ્રક્ષેપણ દ્વારા થોડે ઘણે અંશે દૂર કરી શકાય છે

## પ્રકરણ ૧૦

### શીખવું (Learning)

**(૧) શીખેલી અને ન શીખેલી ક્રિયાઓ** (Learned and unlearned actions)

"વ્યક્તિ નિષ્ક્રિય બની જાય તો તે કોઈ પણ સફળતા પ્રાપ્ત કરી શકતી નથી આપણે જોઈ ગયા કે પ્રત્યક્ષ ગત્યાત્મક ક્રિયાઓ પર આધારિત છે 'વ્યક્તિ પોતે વાતાવરણી ઉત્તેજનાઓ પ્રતિ પ્રતિક્રિયા કરે છે અને સ્વયં પોતાની ક્રિયાઓથી શીખે છે કોઈ નવી વસ્તુ કરવી તેને શીખવું કહેવામા આવે છે, પરંતુ તેમા એ આવશ્યક છે કે તે શીખેલું સ્મૃતિમા સ્થાન પ્રાપ્ત કરે અને આગામી તત્સમાન કાર્યમા પુન જોવામા આવે શીખવું એટલે વ્યક્તિના અનુભવસંગ્રહમા એક વસ્તુની વૃદ્ધિ કરવી તે છે શીખવામાં આવેલા કાર્યો અનુભવનો ફળ હોય છે જે જે શીખવામા આવે છે તેમાં દરેક નવી બાબતો શીખવામા આવે છે એમ નથી

ન શીખેલા કાર્યો જન્મજાત વ્યવહારના અંશ હોય છે પ્રતિક્ષેપ ક્રિયાઓ (Reflex actions), સહજ પ્રવૃત્તિઓ (Instincts), સંવેગો, લાગણીઓ વગેરેનું અથવા પ્રદર્શન વગેરે જન્મજાત પ્રવૃત્તિઓ છે આ કાર્યો ઉપર શીખેલા કાર્યો આધાર રાખે છે અન્ય પ્રાણીઓની સહજાત ક્રિયાઓ અને ખાસ કરીને નિમ્ન કોટિના પ્રાણીઓની ક્રિયાઓ અધિક દૃઢ હોય છે જ્યારે મનુષ્યોમા તે અનુભવાનુસાર પરિવર્તન પામતી રહે છે

**( ૨ ) શીખવાની પદ્ધતિઓ** ( Methods of learning )

બાળક વસ્તુઓને વિના નિર્દેશન શીખી શકે છે અને વસ્તુનું જ્ઞાન પોતે મેળવી શકે છે પરંતુ તે પૂર્ણતયા વિના નિર્દેશન શીખતું નથી બાળ કને તેના માતાપિતા શિક્ષક વગેરે તેની જ્ઞાનાર્જન શક્તિનો તથા પ્રત્યક્ષી કરણનો વિકાસ થાય તે માટે સદૈવ પ્રયત્નશીલ રહે છે સાથે તે બાળકમા ગ્રહણશક્તિ હોવી જરૂરી છે તેણે ક્રિયાઓમા ભાગ લેવો જોઈએ, શિક્ષક અને માતાપિતા તો તેને ફક્ત ક્રિયા કરી અનુભવ કરવાની તક આપી શકે કે તેમાથી શું ગ્રહણ કરવું તે સમજાવી શકે, બાકી બધો આધાર તો

બાળક ઉપર જ રહે છે. પ્રૌઢ કે બાળક દરેક કંઇક કરવા માટે તેના માર્ગો શીખે છે. તે ઘણી પદ્ધતિઓનો ઉપયોગ કરે છે. તેને પ્રતિક્ષેપ (Reflexes), સહજ ક્રિયાઓ ( Instincts ) અને સંવેગો ( Emotions ) હોય છે. જ્યારે કોઈ ઉત્તેજના મળે છે ત્યારે તે પૂર્વશિક્ષણુ ન હોવા છતાં અમુક રીતનું વર્તન કરે છે. શીખવામાં જુદી જુદી પદ્ધતિઓનો ઉપયોગ કરવામાં આવે છે જે નિમ્નાંકિત છે.

(૧) શીખવાની પ્રતિક્રિયાઓ અભ્યાસથી દૃઢ થાય છે. ( Learning reactions are strengthened by practice )—આ રીતથી શીખવામાં અમુક માર્ગો ક્રિયા કરવા માટે તૈયાર જ હોય છે. કોઈ ચોક્કસ ઉત્તેજના પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે; પરંતુ તે પ્રતિક્રિયાને અભ્યાસ સબળ, સરળ બનાવે છે. તે અભ્યાસથી એકદમ સરળ અને બરાબર થઇ જાય છે. આ પ્રકારના શીખવામાં નવા માર્ગો બનતા નથી. તેમાં ફક્ત પહેલાંના માર્ગો અભ્યાસથી પુષ્ટ થાય છે. પક્ષીના બચ્ચાંની જન્મજાત પ્રવૃત્તિ હોય છે કે ચાંચથી દાણા ઉઠાવવા. તેમ દાણાઓનો પ્રત્યક્ષ થતાં જ તેમની સહજ-ક્રિયા જાગૃત થાય છે. અને જેમ જેમ અભ્યાસ થાય છે તેમ તે પુષ્ટ થાય છે. બાળકો ચાલતાં શીખે છે તે પણ આ જ રીતથી શીખે છે.

(૨) કૃત્રિમ ઉત્તેજનાની પદ્ધતિ ( Method of substitute stimulus )—અમુક ઉત્તેજનાઓ જન્મજાત પ્રતિક્રિયાઓ ઉત્પન્ન કરે છે. અમુક ઉત્તેજનાઓ ઘડી ઘડી થતાં તેની પ્રતિક્રિયાઓ તે જ પ્રકારની કરવામાં આવે છે અને ઉત્તેજનાની પ્રતિક્રિયા સહજક્રિયા બની જાય છે. આ પ્રમાણે સહજક્રિયાઓ કૃત્રિમ ઉત્તેજનાઓથી ઉત્પન્ન થાય છે. ઉદાહરણાર્થ, પાળેલા કૂતરાને જો એક પ્રકારની ટેવ પાડવામાં આવી હોય કે ઘંટ વાગતાં તેને ભોજન મળી જાય. જીવનમાંથી લાળ વહેવાને માટે ભોજન જીભના સીધા સંપર્કમાં આવે ત્યારે બને છે. પરંતુ સમય થતાં ભોજન ન મળવા છતાં ઘંટડી વાગતાં તેના મોંમાં લાળ આવી જાય છે. આ પ્રમાણે તેની લાળ આવવાની ક્રિયાને ઘંટડીના ધ્વનિની કૃત્રિમ ઉત્તેજના સાથે સંબંધ કરવામાં આવે તો ધ્વનિ જે કૃત્રિમ ઉત્તેજના છે તે લાળ વહેવરાવી શકે છે.

## કૃત્રિમ પ્રતિક્રિયાઓ (Substitute response)

આ એક જુદા પ્રકારની નિયંત્રિત પ્રતિક્રિયા ( Conditioned Response ) છે. કોઈ ઉત્તેજના નૈસર્ગિક પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે અને

તે પ્રતિક્રિયાને બદલે કોઈ કૃત્રિમ પ્રતિક્રિયા જોડવામાં આવે છે. કોઈ દાખલો-સર પ્રારંભિક સહજક્રિયા સફળ ન થઈ શકે ત્યાં ક્રિયામાં બીજી પદ્ધતિ અપનાવવામાં આવે છે અને સફળતા મળતાં સુધી પ્રયત્ન કરવામાં આવે છે. અને કોઈ એકથી સફળતા મળે છે, જે અભ્યાસથી ચોક્કસ બની જાય છે. કોઈ ભૂખી બિલ્લીને એક પાંજરામાં મૂકવામાં આવે અને તેનું દ્વાર બંધ કરવામાં આવે. તે બહાર નીકળવાના તેના દરેક પ્રયાસ કરશે. તેની સહજ ક્રિયા કે જે પાંજરાની શલાકાઓ વચ્ચેથી નીકળવું તે છે, અને તેને માટે તે દરેક પ્રવૃત્તિ કરી લે છે. અકસ્માત તે કોઈ બટન દબાવી દે છે જેનાથી દ્વાર ખૂલી જાય છે અને તે બહાર નીકળી જાય છે. કેટલોક સમય આ પ્રમાણે થતાં તે પાંજરામાંથી નીકળી જવા માટેની તે રીતથી પૂર્ણતયા ટેવાઈ જાય છે. આ પ્રમાણે તે પોતાની સહજ ક્રિયાને સ્થાને કૃત્રિમ ક્રિયા કરી બહાર નીકળી જાય છે.

## સરળ ક્રિયાઓનું સંયુક્તિકરણ (Combination of simple acts)

શીખવાની આ પદ્ધતિમાં વિવિધ સરળ ક્રિયાઓને અધિક જટિલ (Complex) ક્રિયાઓમાં સંયુક્ત કરવામાં આવે છે. જટિલ ક્રિયાઓના ભાગો જન્મજાત હોય છે અથવા તો સ્થાનાપન્ન ઉત્તેજના કે સ્થાનાપન્ન પ્રતિક્રિયા દ્વારા શીખવામાં આવ્યું હોય તેના પરિણામસ્વરૂપ અપેક્ષિત ક્રિયા હોય. જટિલ કાર્યોમાં કેટલાંક સરળ કાર્યો સંયુક્ત હોય છે. સંયુક્તીકરણ દ્વારા શીખવાના ઉદાહરણમાં તો હારમોનિયમ વગાડવું તથા ટાઈપરાઈટીંગ શ્રેષ્ઠ છે.

## અનિયમિત પ્રતિક્રિયાઓ શીખવી (To learn rendom Responses)

એવી કોઈ ઉત્તેજના હોય કે જેનો જન્મજાત પ્રતિક્રિયા સાથે સંયોગ ન હોય; પરંતુ મસ્તિષ્કમાં સ્થિત કેન્દ્રો તથા કરોડરજ્જુમાં જતો સ્નાયવિક પ્રસાદ ઉત્પન્ન કરે છે. જે ત્યાં જ રહેતો નથી પરંતુ કેટલાક સ્નાયુમાર્ગો દ્વારા બહાર આવે છે. તેને માટે કોઈ વિશિષ્ટ પંથ હોતો નથી પણ ઘણા હોય છે. આ પ્રમાણેની સ્થિતિથી પેદા થતી ગતિઓ અનિયમિત ગતિઓ કહેવામાં આવે છે. તેમાંની કેટલીક વારંવાર જોવામાં આવે છે જેથી તેમની સમય પર પુનરાવૃત્તિ કરવામાં આવે છે. અધિક સમય પુનરાવૃત્તિ થતાં તે ટેવ

બની જાય છે પરિણામસ્વરૂપ પહેલાં જે ઉત્તેજના અનિયમિત ક્રિયા ઉત્પન્ન કરતી હતી તેના પ્રતિ તત્કાલ જાગૃત થતી પ્રતિક્રિયા બની જાય છે. આ પ્રમાણે ઉદ્દેશ્યહીન વિવિધ ગતિઓથી નિયંત્રિત ગતિઓનો પ્રાદુર્ભાવ થાય છે. શીખવાની વિવિધ પદ્ધતિઓ એકદમ સ્પષ્ટ અને ભિન્ન નથી પરંતુ તે એક બીજામાં સમાવિષ્ટ થાય છે. તે પરસ્પર એકબીજા પર આધાર રાખે છે, છતા દરેકને પોતાના વિશિષ્ટ લક્ષણો છે

### (૩) શીખવાના નિયમો (The Laws of learning)

#### ઉપયોગનો નિયમ (The law of use)

આ નિયમ બતાવે છે કે દરેક બાબતો સમાન હોતા કોઈપણ શીખેલા કાયની શક્તિ, કાર્ય જેટલા વખત કરવામા આવ્યું હોય તેની સંખ્યા ઉપર આધાર રાખે છે આ નિયમ દરેક પદ્ધતિઓને લાગુ પડે છે. જન્મજાત પ્રતિક્રિયાઓ અભ્યાસથી પ્રબળ થાય છે. કોઈ પણ ક્રિયાનો અભ્યાસ કે ટેવ તે ક્રિયાને સરળ અને અધિક નિશ્ચિત બનાવે છે. ઉદાહરણાર્થ, એક વિદ્યાર્થી એક કવિતા દસ વખત વાચી લે છે અને એક વિદ્યાર્થી તે કવિતા એક વખત વાચે છે. આ બન્નેમાં પ્રથમ વિદ્યાર્થીએ કવિતા અધિક અભ્યાસ કરી વાચી છે તો તેને તે સરળ માલૂમ પડે છે. અને તેને તેનુ અધિક સમય સુધી સ્મરણ રહે છે. આ પ્રમાણે અન્ય બાબતો સમાન રહેતા જ્યારે પરિસ્થિતિ અને પ્રતિક્રિયા વચ્ચેના પરિવર્તનીય સબંધોનો અભ્યાસ કરવામા આવે છે ત્યારે તે દૃઢ થતો જાય છે.

#### અનુપયોગનો નિયમ (The Law of discuss)

કોઈપણ શીખવાની ક્રિયાનો અભ્યાસ અમુક સમય સુધી નથી રાખવામાં આવતો તો તે ક્ષીણ થતો જાય છે. જો આપણે વિજ્ઞાનનું એકાદ બે વર્ષ અધ્યયન ન કરીએ તો આજે જે જાણીએ છીએ તેટલુ બે વર્ષ બાદ નથી જાણતા હોતા. પરંતુ તેમાંનું ઘણુખરુ ભૂલી જઈએ છીએ. ઉપયોગથી પરિસ્થિતિ અને પ્રતિક્રિયાનો સંબંધ ગાઢ બને છે, જ્યારે અનુપયોગથી તે નિર્બળ બને છે. એક જર્મન માનસશાસ્ત્રી એબીનગૌસે (Ebbingaus) આ બાબતના પ્રયોગો કર્યા અને જણાવ્યું કે નિરર્થક શબ્દો જલદી ભૂલી જવાય છે, જે સામગ્રીસાર્થક હોય છે ઉદાહરણાર્થ કવિતા. એટલી જલદી વિસ્મૃત નથી થતી અને ગત્યાત્મક ક્રિયાઓ જેવી કે સાયકલ ચલાવવી, ટાઇપરાઈટીંગ વગેરે અધિક સમય બાદ વિસ્મૃત થાય છે. આ પ્રમાણે

વિસ્મરણ સામગ્રીના પ્રકાર ઉપર આધાર રાખે છે. નિરર્થક સામગ્રી જલદી વિસ્મૃત થાય છે જ્યારે સાર્થક સામગ્રી અત્યંત મોડી વિસ્મૃત થાય છે. તદુપરાંત વિસ્મરણ શીખનારની ઉમર-ઉપર પણ આધાર રાખે છે. કોઈપણ બાબતનું વિસ્મરણ બાળકો કરતાં પ્રૌઢોમાં જલદી થતું જોવામાં આવે છે.

## પરિણામનો નિયમ ( The Law of effect )

કોઈપણ ક્રિયામાં સફળતા મળે છે તો ક્રિયા તેને સંતોષ આપે છે, પુનરાવૃત્તિ કરવાની પ્રેરણા આપે છે અને તે ક્રિયા અંતે આદત બની જાય છે; જ્યારે જે ક્રિયામાં અસફળતા મળે છે તેના પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થાય છે અને તેનું પુનરાવર્તન કરવામાં આવતું નથી જેથી લુપ્ત થઇ જાય છે. આ પ્રમાણે જોતાં સફળ પ્રક્રિયાનું અધિક સમય પુનરાવર્તન થાય છે. પરિણામસ્વરૂપ તે એક ટેવ બની જાય છે. આ પ્રમાણેના પશુઓ ઉપર ઘણા પ્રયોગો કરવામાં આવ્યા છે. ભૂલભુલૈયામાં એક ઉંદરને મૂકવામાં આવે છે. તેમાં એ પ્રમાણેની યોજના હોય છે કે જો એક બાજુના માર્ગમાં જાય તો તેને વિદ્યુતઆંચકો લાગે અને બીજી બાજુ જાય તો ખાવાનું મળે. તેમાં મૂકેલો ઉંદર જે રસ્તામાં વીજળીનો આંચકો લાગે છે તે રસ્તામાં તો એક જ વખત જાય છે. ત્યાર પછીથી તે જે રસ્તે જતાં ખાવાનું મળે છે તેજ રસ્તે જવાનું શીખે છે. આ પ્રમાણે સુખ અને આનંદ એ પશુઓના શીખવામાં કાણુ કરવાનાં સાધનો છે. સુખ અને દુઃખનો શીખવા ઉપર પ્રભાવ પડે છે.

શીખવાના મુખ્ય ત્રણ નિયમો આપણે જોઈ ગયા, જે શીખવાની દરેક ક્રિયાઓમાં લાગુ પડે છે તદુપરાંત ઘણા લેખકોએ અન્ય નિયમો સૂચવ્યા છે તે નીચે પ્રમાણે છે.

## પ્રારંભિકતાનો નિયમ (The Law of primacy)

કોઈપણ કાર્ય નવું નવું કરવાનું હોય તો તે આપણું ધ્યાન અધિક આકર્ષિત કરે છે અને તેના તરફ અધિક ધ્યાન આપવામાં આવે છે. પ્રથમ કાર્યની મન પર જલદી અને ઊંડી છાપ પડે છે જેથી તે ભુલાતું નથી. પહેલો દિવસ જ્યારે સ્કૂલમાં ગયેલા હોઈએ છીએ તે દિવસની અસર મન પર ઘણા સમય સુધી રહે છે. તેવી જ રીતે કોઇપણ કાર્યનો પહેલો વખત

-અધિક ધ્યાન આકર્ષિત કરે છે. આ પ્રમાણે શીખવાની ક્રિયામાં પ્રારંભિકતાનું મહત્ત્વ છે.

### પુનરાવૃત્તિનો નિયમ (The Law of frequency)

પ્રતિક્રિયાના પુનરાવૃત્તિ પ્રતિક્રિયા અને પરિસ્થિતિના સંબંધને અધિકાધિક દૃઢ બનાવે છે. એક પ્રતિક્રિયા તેમના સંબંધને દૃઢ બનાવે છે, તેની બીજી વારની પ્રતિક્રિયા અધિક દૃઢ બનાવે છે અને તૃતીય તેથી પણ અધિક દૃઢ બનાવે છે. આ પ્રમાણે અન્ય દરેક બાબતો સમાન હોય ત્યારે પ્રતિક્રિયાની જેટલી અધિક વાર પુનરાવૃત્તિ કરી અભ્યાસ કરવામાં આવે તેટલી સંબંધની દૃઢતા વધે છે અને તેટલો જ અધિક પુષ્ટ બને છે. આ નિયમને પુનરાવૃત્તિનો નિયમ કહેવામાં આવે છે.

### તાજગી કે નવીનતાનો નિયમ (The Law of recency)

અન્ય દરેક બાબતો અને સંયોગો સમાન હોય તો અભ્યાસ જેટલો તાજો અને નવીન હોય તેટલો જ પ્રતિક્રિયા અને પરિસ્થિતિનો સંબંધ અધિક દૃઢ હોય છે. નવીનતા હોય છે તેની ધ્યાન આકર્ષિત કરવાની ક્ષમતા અધિક હોય છે જેમ જેમ અધિક અભ્યાસ કરવામાં આવે છે તેમ તેમ પુષ્ટ થતો જાય છે.

### તત્પરતાનો નિયમ (The Law of readiness)

કાર્ય કરવાની તત્પરતા હોય છે તો પ્રતિક્રિયા અધિક શીઘ્ર થાય છે. પરંતુ કાર્યને માટે તત્પરતા હોતી નથી તો પ્રતિક્રિયામાં વિલંબ થાય છે. -આ પ્રમાણે કોઈ વસ્તુનો અભ્યાસ તત્પરતા ઉપર આધાર રાખે છે.

### (૪) પશુઓનું શીખવું (Animal Learning)

### સ્થાનને શીખવું (Place learning)

સર્વ પ્રાણીઓ સ્થાનને શીખી શકે છે. અમુક એવાં પ્રાણીઓ છે જેમને કરોડરતંભ નથી તે નથી શીખી શકતાં. સ્થાનને શીખવાના સંબંધના અનુસંધાન માટે વૈજ્ઞાનિકો ખાસ કરીને સફેદ ઉંદરોનો ઉપયોગ કરે છે. જેમને પ્રયોગશાળામાં જ ઉછેરવામાં આવ્યા હોય છે. ઉંદરને એક ભૂલભુલૈયામાં મૂકવામાં આવે છે. ભૂલભુલૈયાની રમત એવી હોય છે કે વચમાં અમુક માર્ગો સાંકડા હોય, અમુક બંધ હોય અને એક નિશ્ચિત આરોઅવળો માર્ગ હોય કે જે મધ્યમાં મૂકેલા ખોરાક સુધી જતો હોય. ઉંદરને ભૂલભુલૈયામાં મૂકવામાં

આવતાં તે દરેક જાતની તપાસ શરૂ કરે છે. તે જુદાજુદા માર્ગોમાં ફરે છે. આ પ્રમાણે કરતાં કરતાં તે ખોરાક પાસે પહોંચી જાય છે. તેને ફરીથી બહાર કાઢી અંદર જવાનો માર્ગમાં મૂકવામાં આવે છે તો તે એકદમ પૂર્વ કરતાં અધિક તેજીથી ખોરાક તરફ જાય છે. તે માર્ગમાં પણ પહેલાની જેમ અધિક ગલીઓમાં ભૂલો પડતો નથી. તેનું ખોરાક પ્રાપ્ત કરવાનું એક ધ્યેય હોય છે. આ પ્રમાણે જો તેને વધારે વખત કરવા દેવામા આવે તો તે ભૂલભુલૈયાથી એટલો પરિચિત થઈ જાય છે કે તે દ્વારથી સીધો જ અમુક માર્ગેથી ખોરાક પાસે જ પહોચે છે. આ પ્રમાણે તે પ્રતિક્ષેપ શ્રૃંખલા સિદ્ધાન્ત (Chain reflex theory) પ્રમાણે ગતિઓનો નિશ્ચિત ક્રમ શીખી ગયો હોય છે. તે નિરર્થક ગતિવિધિઓનો ત્યાગ કરે છે. એક આવશ્યક ગતિઓની નિયમિત શ્રૃંખલા બનાવે છે. ઘણાનું એમ કહેવું છે કે તે નિશ્ચિત પથના સિદ્ધાન્ત (Fixed path Theory) અનુસાર શીખે છે પરંતુ તે પણ ઠીક નથી. કારણ કે પ્રયોગો કરી એ જોવામાં આવ્યું છે કે જ્યારે તેના માર્ગમાં રુકાવટો હોવાં છતાં તે આવશ્યક અન્ય માર્ગો દ્વારા ભોજનના સ્થાને પહોંચી જાય છે. આ પ્રમાણે તે ફક્ત માર્ગ જ શીખતો નથી પરંતુ તે પૂર્ણ ભૂલભુલૈયાને શીખે છે. તેની દિવાલો, માર્ગો, બંધ દ્વારો વગેરેનું તે ન્યૂનાધિક પ્રમાણમાં નિશ્ચિત સ્થાનનિર્ધારણ કરે છે. આ પ્રમાણે ઉંદર સ્થાનને શીખે છે.

**ઓજારોને શીખવું** (Tool Learning)

આપણે જોયું કે સ્થાનને નિરીક્ષણથી શીખી શકાય છે. તેમાં ગતિની પણ મદદ લેવામાં આવે છે. વસ્તુઓને ઓળખવા માટે તેને હાથમાં લઈને તપાસવામાં આવે છે. અગર કોઈ ઓજાર હોય તો તેનો ઉપયોગ કરી જોવામા આવે છે. આ પ્રમાણે પ્રહસ્તન (Manipulation)થી વસ્તુનો પરિચય પ્રાપ્ત કરવામાં આવે છે. પશુઓ પણ પોતાના પંજા, મોં, દાંત વગેરેથી વસ્તુનો પરિચય કરે છે.

પશુઓની શીખવાની પદ્ધતિઓનું નિરીક્ષણ કરવા માટે થોર્નડાઈક (Thorndike) પાંજરાની સહાયથી જુદાંજુદાં પશુઓ ઉપર પ્રયોગો કર્યા. એક ભૂખી બિલાડીને એક પાંજરામાં બંધ કરવામાં આવી. જેનો દરવાજો બટન દબાવવાથી ખૂલી શકતો હતો. બહારની બાજુ ખોરાક મૂકવામાં આવ્યો હતો. બિલાડી પાંજરાની શલાકાઓ વચ્ચે પોતાના પંજા ઘુસેડી ખોરાક પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે, પરંતુ પહોંચી શકતી નથી. તે અધિક બળપૂર્વક

શલાકાઓને કરડે છે, તેમાં પંજા ભરાવે છે અને જે કંઇ વસ્તુ મળે તેને હલાવે છે. અને એ પ્રમાણે તે પૂરા પાંજરામાં ઘૂમી વળે છે તે ખાસ કરીને જે તરફ ખોરાક રાખવામાં આવેલો હોય છે ત્યાં જ મસ્તી કરે છે. અચાનક તેનો પંજો બટન પર વાગી જાય છે જેનાથી દ્વાર ખૂલી જાય છે. તે એકદમ ખોરાક તરફ દોડે છે ફરીથી તેને પાંજરામાં પૂરવામાં આવે છે. આ સમયે પણ તેની અનિયમિત ગતિઓ શરૂ થઈ જાય છે. અને ફરીથી પણ પ્રયાસ અને ભૂલ (Trial and error) નો વ્યવહાર માલૂમ પડે છે, પરંતુ આ સમયે પહેલાંના કરતાં ઓછો હોય છે અચાનક બટન પર પંજો પડતાં દ્વાર ખૂલી જાય છે. દ્વિતીય પ્રયત્નમાં પહેલાં કરતાં ઓછો સમય લાગ્યો. આ પ્રમાણેની કેટલીક પુનરાવૃત્તિઓ બાદ તે પાંજરામાં પ્રવેશતાં જ સાચી પ્રતિક્રિયા કરી શકે છે. તે એટલે સુધી કે તે પાંજરામાં પ્રવેશતાંની સાથે જ બટનની પાસે પહોંચે છે અને તેને દબાવી દ્વાર ખોલી થોડીક જ સેકંડોમાં બહાર નીકળી જાય છે.

આ પ્રયોગથી એમ નક્કી કરી શકાય છે કે સ્ફુર્તિમય ગતિઓ કરતાં જ્ઞાનેન્દ્રિયોની અધિક આવશ્યકતા રહે છે અને તે એક મહત્ત્વપૂર્ણ તત્ત્વ છે. બિલાડી એક સમય પાંજરામાં જઈ આવ્યા પછી ફરીથી જ્યારે તેને અંદર મૂકવામાં આવે છે ત્યારે તે પોતાની ચેષ્ટા દરવાજાની આસપાસ કેન્દ્રિત કરે છે, જ્યાં બટન મૂકવામાં આવેલું હોય છે. આ ઉપરથી કહી શકાય કે જ્યારે પ્રથમ તેને પાંજરામાં મૂકવામાં આવેલી ત્યારે તેણે સ્થાનને સંબંધિત કંઈક શીખી લીધું છે. પાંજરામાં સ્થિત બટનનું સ્થાનાન્તર કરી અન્ય સ્થાને મૂકવામાં આવે છે અને પછી તેને અંદર પૂરવામાં આવે છે તો તે બટનને શોધી કાઢે છે અને તેને દબાવી દ્વાર ખોલી બહાર નીકળી જાય છે. આ ઉપરથી કહી શકીએ કે તે વસ્તુને પણ શીખે છે. તે વસ્તુના ઉપયોગી અને અનુપયોગી ગુણો પણ શીખે છે એમ પણ કહી શકાય; કારણ કે બટનથી જ્ઞાન થયા બાદ તે શલાકાઓ દ્વારા બહાર નીકળવાના પ્રયત્નો બંધ કરી દે છે; કારણ કે તે સાંકડા માલૂમ પડતાં તેને નિરુપયોગી સમજે છે. "થોર્નડાઈકે એ નિષ્કર્ષ કર્યો કે પશુઓ વિચાર કે તર્ક–વિતર્કથી શીખતાં નથી. અનુકરણથી શીખવાનું તેણે નિશ્ચિત પ્રમાણોના આધારથી અસિદ્ધ કરી દીધું. પશુઓએ ન તો નિરીક્ષણથી શીખ્યું, ન વિચારથી. પરંતુ કરવાથી શીખ્યું. તેમણે વાતાવરણ પ્રતિ વિવિધ ગત્યાત્મક પ્રતિક્રિયાઓ કરી અને કોઈ અંધ ક્રમિક પ્રક્રિયાથી અસફળ પ્રતિક્રિયાઓ લુપ્ત થઈ ગઈ અને સફળ પ્રતિક્રિયાઓ પુષ્ટ થઈ ગઈ અને પરિસ્થિતિ સાથે દૃઢતાથી સંબદ્ધ થઈ ગઈ. પ્રયત્ન અને ભૂલ

(Trial and error) એ પશુઓને શીખવાની પદ્ધતિ હતી" (વુડવર્થ). લૉયડ મોર્ગન (Lloyd Morgan)નું કથન છે કે "જો કોઈ કાર્ય કોઈ એવી માનસિક શકિતની ક્રિયાનું ફળ સમજી શકાય છે જેનું મનોવૈજ્ઞાનિક દૃષ્ટિમાં નિમ્ન સ્થાન છે તો આપણે કોઈ પણ સ્થિતિમાં તેને એક ઉચ્ચ માનસિક શકિતની ક્રિયાનું ફળ ન સમજવું જોઈએ."

આપણે ઉપરના ઉદાહરણમાં જોયું કે બિલાડી હરસમયે બહાર નીકળવાના પ્રયાસો ચાલુ રાખે છે અને તેમાં તે ઘણી ભૂલો પણ કરે છે. આ પ્રમાણે ભૂલો કરતાં કરતાં પણ તે સાચો માર્ગ મેળવી લક્ષ્ય પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે સમસ્યાનો ઉકેલ કરવાની પદ્ધતિને પ્રયાસ અને ભૂલ –(Trial and error)ની પદ્ધતિ કહેવામાં આવે છે. શીખવાની આ પદ્ધતિ આંધળી છે કે નહિ? એવો પ્રશ્ન થવો સ્વાભાવિક છે. તેનો જવાબ તો એ જ હોઈ શકે કે જ્યાં સુધી લક્ષ્ય સાથે સંબંધિત છે તે આંધળી નથી પરંતુ ઉપાયોની બાબતમાં કહી શકીએ કે તે આંધળી છે. પશુને લક્ષ્યનું જ્ઞાન હોવું સંભવિત છે અને ઓછામાં ઓછુ એ તો સંભવિત છે કે તે લક્ષ્યની અનુપસ્થિતિથી જ્ઞાત હોય. પરંતુ તેને લક્ષ્યપ્રાપ્તિના માર્ગનું જ્ઞાન નથી હોતું એટલે કે તે લક્ષ્યપ્રાપ્તિના ઉપાયો જાણતું નથી. વુડવર્થ પ્રયત્ન અને ભૂલના વ્યવહારની નિમ્નાંકિત આવશ્યક બાબતો જણાવે છે.

(૧) "કોઈ લક્ષ્યને પ્રાપ્ત કરવાની તત્પરતા."

(૨) "લક્ષ્યપ્રાપ્તિના માર્ગને સ્પષ્ટ જોવાની અયોગ્યતા."

(૩) "પરિસ્થિતિનું અનુસંધાન."

(૪) "લક્ષ્ય સુધી પહોંચાડનાર સંભવમાર્ગો જોવા કે કોઈ પણ રીતે પ્રાપ્ત કરવા."

(૫) "એ માર્ગોનું પરીક્ષણ કરવું."

(૬) એક માર્ગમાં અટકાવ થતાં પાછા ફરવું અને અન્ય પથથી જવા પ્રયત્ન કરવો"

(૭) "અંતમાં એક સારો માર્ગ પ્રાપ્ત કરી લક્ષ્ય સુધી પહોંચવું."

આપણે ઉપરના પ્રયોગમાં જોયું કે બિલાડી નિશ્ચિત લક્ષ્યપ્રાપ્તિ માટે તત્પર રહે છે. તેને એ ખબર નથી હોતી કે કેવી રીતે બહાર જઈને

ખોરાક પ્રાપ્ત કરી શકાશે. આ પ્રમાણે તે લક્ષ્યપ્રાપ્તિના માર્ગને સ્પષ્ટ જોઇ શકતી નથી જેથી તે પરિસ્થિતિનું અનુસંધાન કરે છે અને બહાર રહેલા ખોરાકને પ્રાપ્ત કરવા માટે જઈ શકાય તેવા માર્ગો શોધે છે. માર્ગ મળે છે અને તેમાં કઠિનાઈ ઉપસ્થિત થતાં તે નિષ્ફળ બને છે. એક માર્ગમાં નિષ્ફળ બનતાં તે અન્ય માર્ગ શોધી કાઢે છે અને તે માર્ગનું અનુસરણ કરે છે. અને તે દ્વારા લક્ષ્ય પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે તે પરિસ્થિતિની તપાસ કરી માર્ગ મેળવે છે. તેમાં તે કોઈ કોઈ વખત નિષ્ફળતા મેળવે છે, કેટલીક ભૂલો કરે છે અને અંતમાં સાચો માર્ગ પ્રાપ્ત કરે છે.

પ્રયત્ન અને ભૂલથી શીખવામાં નિરીક્ષણ (Observation) અને શારીરિક ગતિઓ મુખ્ય છે. પ્રથમ પશુ વિવિધ ગતિઓ કરે છે અને પ્રાપ્ત થતા કેટલાક માર્ગોનું અનુસરણ કરે છે. જેમાં ખોટા માર્ગોને છોડી દે છે અને સાચા માર્ગનું અનુસરણ કરી લક્ષ્ય પ્રાપ્ત કરે છે. આપણે પ્રયોગમાં જોયું તેમાં બિલ્લી નિરીક્ષણ પણ કરે છે. ગતિ આવશ્યક છે. પરંતુ ગતિ કરતાં તેનાં પરિણામો જોવાં અધિક આવશ્યક છે. આથી પ્રથમ તે પરિસ્થિતિઓ અને વસ્તુઓની વિશેષતાઓનું નિરીક્ષણ કરે છે અને ત્યારબાદ ગત્યાત્મક પ્રવૃત્તિ શરૂ કરે છે. આ રીતે ગત્યાત્મક ક્રિયાઓ કરતાં નિરીક્ષણ અધિક મહત્ત્વપૂર્ણ માલૂમ પડે છે જ્યારે ઉંદર ભૂલભુલૈયાં (Maze) થી પૂર્ણ રીતે જાણકાર થઈ જાય છે ત્યારે તેમાં તે ઉપયુક્ત ગતિઓની શૃંખલા બરાબર અને જલદી જલદી કરી શકે છે. તે ગતિઓના સંગઠનથી એ પ્રમાણેની કુશળતા પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે કોઈ કોઈ વખત ગતિઓને સંયુક્ત કરવી તે અધિક મહત્ત્વપૂર્ણ માલૂમ પડે છે. આ પ્રમાણે શીખવાના બે પ્રકાર છે: પરિસ્થિતિનું નિરીક્ષણ કરી શીખવું અને ગતિઓનું સંયોજન કરી શીખવું.

## આંતરદૃષ્ટિથી શીખવું (Learning by insight)

પ્રયાસ તથા ભૂલની પદ્ધતિના પ્રયોગો અત્યંત કઠિનાઈવાળા હોય છે. તેમાં ટુકડે ટુકડે પરિસ્થિતિનું અધ્યયન કરવું પડે છે. તેમાં ભૂલો થવાનો સંભવ પણ રહે છે, જેથી એ ત્રુટીઓથી રહિત એક પદ્ધતિનો ઉપયોગ કરવાનો શરૂ કરવામાં આવ્યો જેને લાકડીથી પહોંચવાની સમસ્યા (Reaching stick problem) કહેવામાં આવે છે. જર્મનીના એક માનસશાસ્ત્રી કોહલરે (Kohler) ઉચ્ચ શ્રેણીનાં પશુઓ પર આ પદ્ધતિથી પ્રયોગો કર્યા. આ પ્રયોગની વિધિ આ પ્રમાણે છે. એક વાંદરાને પાંજરામાં બંધ કરવામાં આવે

છે તથા પાજરાની બહાર તે જોઈ શકે તે રીતે અને તેનો હાથ ન પહોંચી શકે તેટલે દૂર કેળા કે કોઈ ખાદ્ય પદાર્થ મૂકવામા આવે છે. તે હાથથી વસ્તુએ પહોચી શકતો નથી, પરતુ લાકડીથી વસ્તુએ પહોચી શકે તેવી એક લાકડી તેની પાસે પડેલી હોય છે આ લાકડીની મદદથી તે કેળા ખેચી લેવાનુ શીખી લે છે ત્યારબાદ તેને બે લાકડીઓ આપવામા આવી તેમાંની એક પણ એટલી મોટી નહોતી જે કેળા સુધી પહોચી શકે તેમા એક એટલી જાડી હતી કે અન્ય લાકડીનો પાતળો છેડો તેમા આવી શકે શુ તે વાદરામાં એટલી બુદ્ધિ છે કે તે બન્ને લાકડીઓને જોડીને કેળા મેળવી શકે? થોડા સમય સુધી તેણે એક જ લાકડીથી કેળા પ્રાપ્ત કરવા ઘણા નિષ્ફળ પ્રયાસો કર્યા અને તેણે જાણી લીધુ કે તે એક લાકડીથી કેળા સુધી પહોચી શકવાનો નથી અને તે થાકીને પાજરાના પૃષ્ઠ ભાગમાં ચાલ્યો ગયો ત્યા બેઠા બેઠા તે બને લાકડીઓથી ખેલતો હતો, અચાનક તે બન્ને લાકડીનો એક એક છેડો પાસે લાવ્યો રમતમા ને રમતમા તેણે નાની લાકડીનો પાતળો છેડો જાડી લાકડીના એક છેડામા થોડા ઊડે સુધી ખોસી દીધો તે નવા ઓજારથી અત્યત ખુશ થયો અને તે લઈને પાજરાના અગ્રભાગમાં દોડી આવ્યો પહેલી વખત લાકડી બરાબર જોડાઈ નહોતી તેથી જુદી થઈ ગઈ પરતુ તેણે તરત જ ફરીથી જોડી લીધી અને તેનાથી કેળા પ્રાપ્ત કર્યા પ્રથમ કેળાને ખાધાની પરવા કર્યા સિવાય તે નવી જોડેલી લાકડી પહોચી શકે તેટને સુધી જે કઈ વસ્તુઓ હતી તેને પોતે ખેચી લીધી. બીજે દિવસે ફરીથી એની પરીક્ષા કરવામા આવી તો તે સમયે તેણે થોડી જ ક્ષણોમા જોડેની લાકડી તૈયાર કરી દીધી અને પૂર્વવત્ ઉપયોગ શરૂ કરી દીધો આ બાબતમા આપણે વાદરાની ત્રણ ક્રિયાઓમા અતર્દૃષ્ટિ જોઈએ છીએ પ્રથમ તો આધળા વ્યવહારથી અચાનક જોડાઈ ગયેની લાકડીનો નિશ્ચિત ઉપયોગ કર્યો દ્વિતીય, બીજે દિવસે વિના કોઈ પ્રયત્ન કે વિના કોઈ ભૂલ, કાર્ય પૂર્વવત્ કર્યું. તૃતીય તેની પોતાની હથિયાર પ્રત્યેની રુચિમા

અતર્દૃષ્ટિ કોઈ વખત તો અગ્રદષ્ટિ ( Foresight ) હોય છે અને કોઈ વખત પશ્ચાત્દૃષ્ટિ (Hindsight) જ્યારે વાદરો પોતાની જોડેલી લાકડી લઈ કેળા પ્રાપ્ત કરના માટે તત્પર થયો અને તેને પ્રાપ્ત કરવાના પ્રયત્ન કરવા લાગ્યો તેને અગ્રદષ્ટિ કહેવામા આવે છે, કારણ કે તેને એ ભાન થયુ કે એ લાકડીથી કેળા પ્રાપ્ત કરી શકાશે તેને પોતાની લક્ષ્યપ્રાપ્તિનો સ્પષ્ટ માર્ગ દેખાયો, પરતુ પ્રયાસ અને ભૂલના વ્યવહારમા પાજરામા મૂકવામા આવેલી

બિલાડીના વ્યવહારમાં પશ્ચાતદૃષ્ટિ હોય છે કારણ કે તેને લક્ષ્યપ્રાપ્તિને માટે અનુસરણ કરવામાં આવતો માર્ગ તે પ્રથમ જોઈ શકતી નથી. તે ઘણા માર્ગોનું અનુસરણ કરે છે, પરંતુ અસફળ રહે છે. અને ઘણા પ્રયત્નો બાદ યોગ્ય માર્ગ મેળવી શકે છે. તે પશ્ચાતદૃષ્ટિ છે. વુડવર્થ જણાવે છે કે "પૂર્વ દૃષ્ટિ (Foresight) લક્ષ્ય સુધી પહોંચનાર માર્ગનું અનુસરણ કરતાં પહેલાં જોઈ લેવું તે છે અને પશ્ચાતદૃષ્ટિ (Hindsight) અનુસરણ કરી લીધા પછી એ જોવું કે માર્ગ ઠીક છે તે છે. જ્યારે પૂર્ણ પરિસ્થિતિ ખૂલી હોય છે ત્યારે પૂર્વદૃષ્ટિને માટે એક તક હોય છે પરંતુ જ્યારે પરિસ્થિતિની મહત્ત્વપૂર્ણ વિશેષતાઓ ઢંકાયેલી હોય છે ત્યારે આપણે અધિકાધિક પશ્ચાતદૃષ્ટિની આશા કરી શકીએ છીએ."

પશુઓ અન્ય પદ્ધતિઓથી પણ શીખે છે જે નીચે પ્રમાણે છે.

### નિષેધાત્મક સમાયોજન(Negative adaptation)

જ્યારે પશુ ઉત્તેજનાથી ટેવાઇ જાય છે ત્યારે તે વ્યર્થ પ્રતિક્રિયાઓનો નિષેધ કરે છે. આપણે સર્વપ્રથમ ઉંદરને ભૂલભુલૈયામાં મૂકવામાં આવે છે તે પ્રયોગ જોયો. આપણે તેને અહિંયાં ફરીથી જોઈએ. જ્યારે તેને ભૂલભુલૈયામાં મૂકીએ છીએ ત્યારે તે ભયપૂર્વક ચારે તરફ જુએ છે અને બહાર નીકળવાના નિષ્ફળ પ્રયાસો કરે છે. પરંતુ થોડી જ ક્ષણો બાદ તેની સંવેગાત્મક અશાન્તિ ઓછી થાય છે અને તે સ્થાનની શોધ કરે છે; બીજે દિવસે ફરીથી તેને મૂકવામાં આવે છે તો માલૂમ પડે છે કે પહેલા દિવસ કરતાં તેની સંવેગાત્મક અશાન્તિ ઓછી થઈ ગઈ હોય છે અને તે તેના દરેક ભાગમાં શાન્તિ અને સ્વતંત્રતાપૂર્વક ફરે છે. અને જો તે સ્થાનમાં ખાવાનું કંઈ જ નથી અથવા તો તેને ઉપયોગી કંઈ જ નથી તો થોડી જ ક્ષણો બાદ તેની આ પ્રમાણેની અનુસંધાનાત્મક ક્રિયાઓ બંધ થઈ જાય છે અને ફરીથી તેને ત્યાં જ મૂકવામાં આવે તો તેની ચેષ્ટાઓ પહેલાં કરતાં અધિક ઓછી થઈ જાય છે. આ પ્રમાણે તેના વ્યવહારથી આપણે જાણી શકીએ કે તે કંઈ ને કંઈ શીખે છે જરૂર. તેની આ પ્રમાણેની શીખવાની રીતને નિષેધાત્મક સમાયોજન (Nagative adaptation) કહેવામાં આવે છે. ઉંદર પોતે પોતાની જાતને પરિસ્થિતિથી સમાયોજિત કરી લે છે અને ધીરેધીરે પોતાની પ્રતિક્રિયાઓનો લોપ કરતો જાય છે. પહેલાં તો તેણે ભયની પ્રતિક્રિયાઓનો લોપ કર્યો અને ત્યારબાદ ધીરેધીરે અનુસંધાનાત્મક ચેષ્ટાઓનો લોપ કર્યો. કારણ કે તે સ્થાનમાં ભયજનક કોઈ વસ્તુ દેખાઈ નહિ તથા તેને પૂરા સ્થા

નમાં પોતાને રુચિકર કોઈ વસ્તુ પ્રાપ્ત ન થઈ જેથી અનુસંધાનાત્મક પ્રતિક્રિયાઓ બંધ કરી.

નિષેધાત્મક સમયશક્તિનું મહત્ત્વ ઘણું જ છે. આપણે એવા નિષેધાત્મક સમાયોજનના ઘણા જ દાખલાઓ જોઈએ છીએ. પાળેલાં જાનવરો નિષેધાત્મક સમાયોજનથી શીખે છે. બળદ મોટરના અવાજથી ટેવાઈ જાય છે. ઘોડો જીનથી અભ્યસ્ત થઈ જાય છે. આ પ્રમાણે પશુઓ નિરર્થક પ્રતિક્રિયાઓનો નિષેધ કરી નિષેધાત્મક સમાયોજનથી શીખે છે.

### નિયંત્રિત પ્રતિક્રિયા (Conditioned response)

નિયંત્રિત પ્રતિક્રિયા એક અનૈચ્છિક પ્રારંભિક પ્રતિક્રિયા હોય છે, જે કોઈ એક પ્રમુખ ઉત્તેજનાની પહેલાં નિયમિત રૂપથી આવતા સંકેત દ્વારા જાગૃત થાય છે. નિયંત્રિત પ્રતિક્રિયા ઓછાવત્તા રૂપમાં અંતિમ પ્રતિક્રિયાની સમાન હોઈ શકે. અથવા તો પોતાની પ્રારંભિક અવસ્થામાં અંતિમ પ્રતિક્રિયાથી બિલકુલ ભિન્ન હોઈ શકે. એક પ્રતિક્રિયા કોઈ કૃત્રિમ કે સંબદ્ધ ઉત્તેજના (Artificial or conditioned stimulus)થી ઉત્પન્ન થઈ શકે છે. ઉદાહરણાર્થ: ઘંટડીનો અવાજ થતાં નિયમિત ભોજન મળતું હોય તેવા કૂતરાને ઘંટડી વાગતાં જ મોંમાં લાળ આવે છે. ઘંટડીનો અવાજ એ ઉત્તેજના છે. મોંમાં લાળ લાવવા માટેની સાચી ઉત્તેજના ભોજન છે. પરંતુ કૂતરો એ રીતે ટેવાઈ ગયેલો છે કે ઘંટડી વાગ્યા બાદ ભોજન મળે છે અને જેથી ઘંટડી એક સંકેતના રૂપમાં કાર્ય કરે છે. કોઈ કોઈ વખત એક જ ઉત્તેજના ભિન્ન ભિન્ન પ્રતિક્રિયાઓને જન્મ આપે છે. પ્રતિક્રિયા એ રીતે નિયંત્રિત કરી શકાય છે. એક પ્રતિક્રિયા નિયંત્રિત ઉત્તેજનાથી સંયુક્ત થઈ જાય છે અથવા તો એક જ ઉત્તેજના કોઈ નિયંત્રિત પ્રતિક્રિયાને જન્મ આપે છે.

### (૫) મનુષ્યોનું શીખવું (Human Learning)

મનુષ્ય, પશુઓ જે જે પદ્ધતિથી શીખે છે તે દરેક પદ્ધતિનો ઉપયોગ કરે છે. બાળકો પ્રયાસ અને ભૂલની પદ્ધતિથી ઘણી વસ્તુઓ શીખે છે. સાયકલ ચલાવવી, લખવું, વાંચવું વગેરે ક્રિયાઓ તે ઘણા પ્રયાસો અને ઘણી ભૂલો કર્યા બાદ શીખે છે. તે પહેલાં વસ્તુનું નિરીક્ષણ કરે છે અને ઘણા વખત સુધી વિચાર કરી કાર્ય કરે છે. કોઈપણ વસ્તુ હોય. બાળક તેને હલાવે છે ત્યારે તે પોતાની ગતિઓ પર અધિક ધ્યાન નહિ આપતાં

વસ્તુ પ્રતિ અધિ ધ્યાન આપે છે આ પ્રમાણે તે વસ્તુઓનુ નિરીક્ષણ કરી તેને શીખવાનો પ્રયત્ન કરે છે પશુઓ જેવી રીતે અતર્દષ્ટિથી શીખે છે તેવી રીતે બાળક પણ શીખે છે. તે અનિશ્ચિત અને અનિયમિત ગતિઓ કરતા કરતા અચાનક નિશ્ચિત સફળ ગતિ પ્રાપ્ત કરે છે તેઓ અતર્દષ્ટિથી કોઈ સાર્થક તથ્યનુ નિરીક્ષણ કરે છે અથવા તો તેનો સબધ જોઈ લે છે આ પ્રમાણે બાળકો થોડા ઘણા અશે પ્રયત્ન અને ભૂલની પદ્ધતિથી તથા અતર્દષ્ટિથી શીખે છે જેમ જેમ મોટા થતા જાય છે તેમ તેમ તેમનો માનસિક વિકાસ થતો જાય છે અને પ્રયત્ન અને ભૂલની પદ્ધતિથી ઉન્નતિ કરતા કરતા તેઓ વિચારાત્મક પદ્ધતિ (Rational method)થી શીખે છે શાળામા પહેલા તેમને અક્ષરો યાદ રાખવા માટે આકૃતિની આવશ્યકતા રહે છે અને અક્ષરોની સાથે ચિત્રો પ્રતિ પ્રતિક્રિયા કરે છે પરતુ ધીરે ધીરે ચિત્રો ન હોવા છતા અક્ષરોના પ્રતિ પ્રતિક્રિયા કરે છે આ પ્રમાણે તેઓ નિયત્રિત પ્રતિક્રિયાઓથી શીખે છે તે સકેતોના અર્થ શીખે છે તેઓ બરફના ટુકડાને જોઈને તેને સ્પર્શ કરે છે અને જાણી લે છે કે બરફ ઠડો છે ઘણા સમય બાદ તેમને બરફને સ્પર્શ કરવાની પણ આવશ્યકતા રહેતી નથી અને માત્ર દર્શનથી જ કહી શકે છે કે તે ઠડો છે મનુષ્ય નિષેધાત્મક સમાયોજનથી પણ શીખે છે તે નિરર્થક ઉત્તેજનાઓ સાથે નિષેધાત્મક સમાયોજન (Negative adjustment) કરે છે મહત્ત્વપૂર્ણ ન હોય તેવી ઉત્તેજનાઓ પ્રતિ પ્રતિક્રિયા કરવાનુ પણ છોડી દે છે પશુઓ કરતા મનુષ્ય નિરીક્ષણથી અધિક શોધી શકે છે કારણ કે પશુઓ કરતા તેનામા નિરીક્ષણશકિત અધિક હોય છે જેનો વિકાસ પણ અધિક થાય છે કારણ કે તે દરેક વસ્તુને નિરીક્ષણથી જોઈ તેના ઉપર વિચાર કરે છે તે એક વખત નિરીક્ષિત વસ્તુના દર્શનનુ અન્ય વસ્તુના નિરીક્ષણ સમયે સ્મૃતિ દ્વારા પ્રત્યાહ્વાન કરી શકે છે તે પરિસ્થિતિની મહત્ત્વપૂર્ણ વિશેષતાઓનુ અધિક જલદી અને સફળતાપૂર્વક નિરીક્ષણ કરી શકે છે

પશુઓ કરતા મનુષ્યોની શીખવાની શ્રેષ્ઠતા વુડવર્થ આ પ્રમાણે જણાવે છે

"(૧) મનુષ્ય એક અધિક સારો નિરીક્ષક છે તે વસ્તુઓ, લોકો અને પરિસ્થિતિઓની એ વિશેષતાઓનુ નિરીક્ષણ કરે છે જે પશુઓના ક્ષેત્રની બહાર હોય છે

(૨) મનુષ્ય કોઈ સમસ્યાને ઉકેલવા માટે અધિક વિચારવ્યવસ્થા અને સંયમથી કામ લે છે.

(૩) મનુષ્ય શીખવામાં નામો, સંખ્યાઓ અને સામાન્ય રીતે ભાષાનો અધિક ઉપયોગ કરે છે.

(૪) અંશતઃ ભાષાની સહાયતાથી મનુષ્ય સમસ્યાઓની બાબતમાં વિચારવામાં ત્યારે પણ સમર્થ હોય છે જ્યારે સામગ્રી તેની સમક્ષ પ્રસ્તુત હોતી નથી. વિચારણા મનુષ્યમાં કોઇપણ અન્ય પશુની તુલનામાં અધિક વિકસિત હોય છે."

## (૬) શીખવાનો પ્રદેશ (Plateau of learning)

શીખવાની વક્રરેખાઓમાં એકથી અધિક સમતલ ટુકડા જોવામાં આવે છે. જેના ઉપરથી માલૂમ પડે છે કે થોડા સમય માટે પ્રગતિ અટકી ગઈ છે. તે અવસ્થામાં એ જ પ્રમાણમાં પ્રયાસ કરવામાં આવે છે જે પૂર્વે કરવામાં આવતો હોય, પરંતુ ઉન્નતિ થતી નથી. આ સમતલ ભાગ જે ઉન્નતિના અવરોધનું નિર્દેશન કરે છે તેને શીખવાનો પ્રદેશ કહેવામાં આવે છે. તેનું કારણ અપર્યાપ્ત પ્રેરણા, સરળ ટેવોનું જટિલ આદતોમાં અપર્યાપ્ત સંગઠન અને જૂની તથા નવી આદતોમાં સંઘર્ષ હોઈ શકે છે. વુડવર્થ જણાવે છે કે "સંભવિત છે કે એ કરવામાં આવનાર કાર્યની સાચી શારીરિક સીમાનું પ્રતિબિંબ હોય અને તેમની પાછળ એક ઉચ્ચ સ્તર પર પહોંચાડનારી પ્રગતિ ઉન્નત પદ્ધતિઓનું પરિણામ હોય." આગળ પ્રગતિ માટે એ આવશ્યક છે કે અપૂર્ણ આદતો પુષ્ટ બને. આ અવધિમાં અપૂર્ણ ટેવો પાકી બને છે. એ સમય દરમિયાન પૂર્વે શીખેલી બાબતો ઘનીભૂત થાય છે તથા આગામી પ્રગતિની તૈયારી થાય છે.

## (૭) શીખવાના સિદ્ધાંત (Theories of learning)

થોર્નડાઇકે પશુઓ પર ઘણા જ પ્રયોગો કર્યા અને એ નિષ્કર્ષ પર પહોંચ્યા કે શીખવું એ અભ્યાસ અને પરિણામના નિયમોથી નિયંત્રિત થાય છે. અભ્યાસના નિયમમાં ઉપયોગ, અનુપયોગ, પુનરાવૃત્તિ અને નવીનતાના નિયમોનો સમાવેશ થાય છે. અભ્યાસથી ગત્યાત્મક ક્રિયાઓને પુષ્ટિ મળે છે. ગત્યાત્મક પ્રતિક્રિયાઓ અભ્યાસના અભાવમાં ક્ષીણ થતી જાય છે. ગત્યાત્મક પ્રતિક્રિયાની પ્રબળતા પુનરાવૃત્તિ પર

આધાર રાખે છે. તેની જેટલી અધિક પુનરાવૃત્તિ કરવામાં આવે છે તેટલી તે અધિક પ્રબળ બને છે. થોડા સમય પૂર્વે કરેલી પ્રતિક્રિયા કરતાં તાજેતરમાં કરવામાં આવેલી પ્રતિક્રિયા પ્રબળ હોય છે. પરિણામનો નિયમ દર્શાવે છે કે રુચિકર પ્રતિક્રિયા ફરીથી કરવામાં આવે છે અને તે સરળતાથી ટેવમાં પરિવર્તિત થાય છે. પરંતુ અરુચિકર પ્રતિક્રિયા સરળતાથી પાકી બનતી નથી. જે કાર્યમાં સફળતા મળે છે તે કાર્ય ફરીથી કરવામાં આવે છે અને તે દૃઢ થઈ જાય છે. જ્યારે અસફળ કાર્ય ફરીથી કરવામાં આવતું નથી જેથી તેનો નાશ થાય છે. વૉટસન પરિણામના નિયમનો સ્વીકાર કરતો નથી, કારણ કે તેનાથી સુખદુઃખના રૂપમાં ચેતનાને સ્થાન મળે છે. તે શીખવાનું સ્પષ્ટીકરણ પુનરાવૃત્તિ અને નવીનતાના નિયમોથી કરે છે. તે જણાવે છે કે દરેક શીખવું તે નિયંત્રણ કરવું છે. તેમાં કોઈ પ્રતિક્રિયાને કોઈ સ્થાનાપન્ન ઉત્તેજનાથી સંબદ્ધ કરવામાં આવે છે અથવા તો કોઈ સહજ પ્રતિક્રિયાનું સ્થાન કોઈ નિયંત્રિત પ્રતિક્રિયા લઈ લે છે. થોર્નડાઈક અને વૉટસન બન્નેનો મત છે કે, દરેક શીખવુ પ્રયાસ અને ભૂલની પદ્ધતિથી થાય છે. બધું જ શીખવું યાંત્રિક અને આધળું છે. મેકડૂગલ જણાવે છે કે બધું જ શીખવું તે બુદ્ધિમત્તા પૂર્વક કોઈ લક્ષ્યનું અનુસંધાન કરવું તે છે. ઓછામાં ઓછી તેમાં સફળતા અને વિફળતાને ચેતના અને સફળતાનું અનુસરણ અને વિફળતાનો નિષેધ કરવો તેનો તો સમાવેશ થાય છે જ. વ્યવહાર સાર્થક અને સપ્રયોજન કરવામાં આવે છે. પ્રયોજનમાં લક્ષ્યનું પૂર્વજ્ઞાન અને તેની પ્રાપ્તિની ઈચ્છા તો રહે છે જ. તે પૂર્વ દૃષ્ટિ કરતાં સપ્રયોજનને અધિક મહત્ત્વ આપે છે. કોફ્કા ( Koffka ) અને કોહલર (Kohler) વગેરેનો મત છે કે શીખવું તે આધળી કે યાન્ત્રિક ક્રિયા નથી. તેમાં અંતર્દૃષ્ટિ એટલે કે પરિસ્થિતિમાં વસ્તુનો સંબંધ જોવો તે સમાવિષ્ઠ છે. ભૂલભૂલૈયાને શીખવામાં પશુ શરૂઆતથી જ પરિસ્થિતિ પ્રતિ પ્રતિક્રિયા કરે છે; પરંતુ અંતમાં જ્યારે તે એક ગતિને પૂર્ણ રીતે શીખી લે છે ત્યારે તે પરિસ્થિતિનુ યોગ્ય ગતિ અને લક્ષ્યથી એક સમષ્ટિના રૂપમાં નિરીક્ષણ કરે છે.

# પ્રકરણ ૧૧

## સ્મૃતિ (Memory)

### (૧) સ્મૃતિનાં તત્ત્વો (Factors in memory

આપણે જે કાંઈ ઇન્દ્રિયાનુભવ કરીએ છીએ તેનો સંસ્કાર હંમેશને માટે આપણા મગજ પર પડી જાય છે અને તે જ સંસ્કાર દ્વારા આપણે એક વખત અનુભૂત પદાર્થ કે વસ્તુની સમક્ષ ન હોવા છતાં તેની પ્રતિમા આપણી સમક્ષ કરી શકીએ છીએ આ ક્રિયામાં પૂર્ણતયા તો નહિ પરંતુ કેટલાક અંશે પૂર્વાનુભવોને પુનર્જીવિત કરીએ છીએ અને તે સ્થિતિમાં પોતાને એકવાર જોઈએ છીએ અને તેનો આનંદ માણીએ છીએ આ પ્રમાણે સ્મૃતિ એટલે વિગત અનુભવોનુ તેના તે જ સ્વરૂપમાં પુનરુત્પાદન છે તેમાં કલ્પનાની જેમ વિગત અનુભવોની ભિન્ન ક્રમમાં નવી પુનર્વ્યવસ્થા થતી નથી વિલિયમ જેમ્સ સ્મૃતિની પરિભાષા આપતાં જણાવે છે કે, "સ્મૃતિ ચેતનાથી વિમુખ થયા પછી મનની કોઈ અતીત દશાનુ જ્ઞાન છે, અથવા સ્મૃતિ કોઈ ઘટના કે તથ્યનુ જ્ઞાન છે, જેના સંબંધમાં આપણે મધ્યવર્તી સમયમાં વિચાર કરતા ન હતા તથા સાથે જ તે અતિરિક્ત ચેતના પણ છે કે અમે તેને પહેલા વિચાર્યું છે કે અનુભવ કર્યો છે" આ પ્રમાણે સ્મૃતિ એટલે ધારણ કરવામાં આવેલા પૂર્વાનુભવોનુ પ્રત્યાહ્વાન (Recall) છે

સ્મૃતિના સામાન્ય શિર્ષકની અંતર્ગત શીખવુ અથવા કંઠસ્થીકરણ (*Learning*), *ધારણ કરવુ અથવા ધારણા (Retention), પ્રત્યાહ્વાન* (Recall) અને પ્રત્યભિજ્ઞા (Recognition) એ પ્રમુખ તત્ત્વો આવે છે શીખવુ એટલે કે કોઈ બાબતનો અનુભવ કરવો, જેમાં સાહચર્યોનુ નિર્માણ કરવુ, તે સબંધોનુ કે અનુભવોનુ કાયમ રહેવુ તે ધારણા છે તે વિગત અનુભવોનુ પુનરુત્થાન તે પ્રત્યાહ્વાન અને તેમનુ સ્થાન, સ્થિતિ વગેરેને ઓળખવુ તે પ્રત્યભિજ્ઞા છે સ્મૃતિના તત્ત્વોનુ આપણે ક્રમવાર અધ્યયન કરીએ

### શીખવું (Learning)

શીખવું એ મનમાં વિચારોનો સંબંધ સ્થાપિત કરવો તે છે. તથ્યોને વખતોવખત જોવાથી અને મનમાં તેમનો સંબંધ સ્થાપિત થવાથી શીખાય છે. શરીરશાસ્ત્ર દૃષ્ટિએ જોતાં શીખવું એટલે સ્નાયુકોશાઓ વચ્ચે સંબંધ નિર્માણ કરવો. આપણે કૉલેજનો એક પાઠ શીખીએ છીએ, તેનું કેટલાક વખત પુનરાવર્તન કરીએ છીએ તથા અન્ય પાઠો સાથે તેને સંબંધિત કરીએ છીએ ત્યારે તેની મન પર ઊંડી અસર પડે છે. અસંબંધિત તત્ત્વો કરતાં તથ્યોને તેમના પ્રસંગોથી સંયુક્ત કરી શીખવું સરળ પડે છે. 63

### ધારણા (Retention)

શીખેલી વસ્તુઓને મનમાં સમાવી રાખવી તેને ધારણા કહેવામાં આવે છે. આપણે જે કંઈ ધ્યાનપૂર્વક શીખીએ છીએ તે માનસિક સંસ્કારના રૂપમાં અધોચેતન સંસ્કાર છોડી જાય છે. જે અધોચેતન સ્તરમાં સુરક્ષિત રહે છે. અભ્યાસ અને પુષ્ટીકરણ (Reinforcement) મગજની રચનામાં પરિવર્તન કરે છે. આ પરિવર્તનો આકારમાં અત્યંત સૂક્ષ્મ હોય છે પરંતુ તેઓ વ્યક્તિને પૂર્વ શીખેલી બાબતોને તેના તે જ સ્વરૂપમાં પુનઃ જોઈ શકે છે. ધારણા એક એવું તથ્ય છે જેને પ્રત્યાહ્વાન કે સ્મરણથી જ સિદ્ધ કરી શકાય છે. કારણ કે આપણે એ જ બાબતોનું સ્મરણ કે પ્રત્યાહ્વાન કરી શકીએ છીએ જેને આપણે પૂર્વે શીખી હોય અને તેને અદ્યાપિપર્યંત ધારણ કરી રાખી હોય. આ પ્રમાણે પ્રત્યાહ્વાન ધારણા પર આધારિત છે.

### સ્મરણ અથવા પ્રત્યાહ્વાન (Recall)

પૂર્વ અનુભવોને તેના તે જ રૂપમા પુનઃ ચેનનામાં લાવવાની ક્રિયાને પ્રત્યાહ્વાન કહેવામાં આવે છે. તેમાં વિગત અનુભવોને પુનઃ ચેતનામાં લાવવામાં આવે છે, જે અધોચેતનસ્તરમાં સુરક્ષિત હોય છે ઉદાહરણાર્થ: એકાદ બે વર્ષ પહેલાં શીખેલી કવિતા જે અધોચેતનસ્તરમાં સુરક્ષિત છે તેને ચેતનામાં લાવવી, એ ક્રિયાને પ્રત્યાહ્વાન કહેવામાં આવે છે. પૂર્વ અનુભવોનું સ્મૃતિપટ પર આવવું તે સંસ્કારોના ઉત્તેજિત થવા પર આધાર રાખે છે. અને એ ઉત્તેજનાનું કારણ સંસ્કારોનો પરસ્પર સંબંધ છે.

### પ્રત્યભિજ્ઞા (Recognition) 63

કેટલાક સમય પૂર્વે પરદેશ ગયેલો આપણો મિત્ર જ્યારે પાછો આવે

છે ત્યારે આપણે તેને ઓળખી લઈએ છીએ ત્રીજી કે ચોથી ક્ષામાં શીખેની કવિતા જ્યારે અત્યારે કોઈ વખત જોવા મળે છે તો જાણી લઇએ છીએ કે આ તો હુ પહેલા ભણી ગયેલો છુ આ માનસિક પ્રક્રિયા પ્રત્યભિજ્ઞા છે પ્રત્યભિજ્ઞા પૂર્વાનુભવોને જ પુનરુત્થાપન સાથે જેવામા આવે છે જેમાં આપણને તેનાથી પરિચિત હોવાની અનુભૂતિ થાય છે પ્રત્યભિજ્ઞા કોઈ પ્રસ્તુત કે જ્ઞાનેન્દ્રિયના સપર્કમા આવતી વસ્તુનુ સ્મરણ કરવાની ક્રિયા છે જેવી રીતે પ્રત્યક્ષમા ચિહ્નો (Signs) કે સકેતો (Cues) નો ઉપયોગ કરવામા આવે છે તેવી રીતે પ્રત્યભિજ્ઞામા પણ કરી શકાય છે અને ખરુ જોતા તો પ્રત્યભિજ્ઞા એક પ્રકારનુ પ્રત્યક્ષીકરણ (Perception) છે કોઈ વસ્તુને ઓળખવા માટે તેના પ્રકારને જોવો પર્યાપ્ત નથી કારણ કે તે જ પ્રકારની ઘણી વસ્તુઓ હોય છે ઉદાહરણાર્થ તમે ક્લાસમા અધ્યયન કરી રહ્યા છો અને તમારો દોસ્ત જરૂરી કામે તત્કાળ જવા માટે સાયકલની આવશ્યકતા હોવાથી આવે છે તમને ખાતરી છે કે અધ્યાપક જવાની રજા આપશે નહિ એટલે દોસ્તને ચાવી (સાયકલની) આપી દઈ કહો છો કે અમુક રગના સીટ-કવરવાળી અને અમુક સ્થાને મૂકેલી છે તે સાયકલ લઈ જશો તે આપના કહ્યા મુજબના ચિહ્નવાળી સાયકલ લઇ જાય છે આ પ્રમાણેનો સકેત મળવાથો વસ્તુને ઓળખી શકાય છે સામાન્ય રીતે તો આપણે સકેતોથી સ્પષ્ટ રીતે પરિચિત થયા સિવાય જ તેમનો ઉપયોગ કરીએ છીએ, કારણ કે આપણી રુચિ સકેતોમા નહિ પરતુ વસ્તુમા હોય છે

નિશ્ચિત સ્મૃતિમા નિશ્ચિત પ્રત્યભિજ્ઞા આવશ્યક છે પહેલાના અનુભવોનુ સ્થાન અને કાળનુ સ્પષ્ટ જ્ઞાન ન હોય તો નિશ્ચિત પ્રત્યભિજ્ઞા અસભવ છે કોઈ કોઈ વખત સ્મૃતિમા અનિશ્ચિત પ્રત્યભિજ્ઞા (Indefinite recognition) હોય છે જેમાં વસ્તુથી પરિચિત હોવાનો અનુભવ થાય છે, પરતુ સ્મૃતિપ્રતિમાનુ ઉદ્‌ગમસ્થાન અને કાળનુ સ્મરણ થતુ નથી. તેમા જુના સબધો ચેતનાની કિનારી પર ફરતા રહે છે, પરતુ તેમને ચેતનાના સ્તર પર લાવી શકાતા નથી ઉદાહરણાર્થ આપણે કોઇ વ્યક્તિને જોઇએ ત્યારે આપણે કહીએ છીએ કે આ માણસને હુ ઓળખુ છુ મે તેને કઇ જોયો છે, પરતુ એ સ્મરણ નથી કે ક્યારે અને કયા જોયો છે

**(૨) કઠસ્થીકરણમા મિતવ્યય (Economy in memorizing)**

કઠસ્થીકરણ એ સમયનો વ્યય થાય તેનુ કાર્ય છે પરતુ તેમાં સુવિ-

### શીખવું (Learning)

શીખવું એ મનમાં વિચારોનો સંબંધ સ્થાપિત કરવો તે છે. તથ્યોને વખતોવખત જોવાથી અને મનમાં તેમનો સંબંધ સ્થાપિત થવાથી શીખાય છે. શરીરશાસ્ત્ર દૃષ્ટિએ જોતાં શીખવું એટલે સ્નાયુકોશાઓ વચ્ચે સંબંધ નિર્માણ કરવો. આપણે કૉલેજનો એક પાઠ શીખીએ છીએ, તેનું કેટલાક વખત પુનરાવર્તન કરીએ છીએ તથા અન્ય પાઠો સાથે તેને સંબંધિત કરીએ છીએ ત્યારે તેની મન પર ઊંડી અસર પડે છે. અસંબંધિત તત્ત્વો કરતાં તથ્યોને તેમના પ્રસંગોથી સંયુક્ત કરી શીખવું સરળ પડે છે.

### ધારણા (Retention)

શીખેલી વસ્તુઓને મનમાં સમાવી રાખવી તેને ધારણા કહેવામાં આવે છે. આપણે જે કંઈ ધ્યાનપૂર્વક શીખીએ છીએ તે માનસિક સંસ્કારના રૂપમાં અધોચેતન સંસ્કાર છોડી જાય છે , જે અધોચેતન સ્તરમાં સુરક્ષિત રહે છે. અભ્યાસ અને પુષ્ટીકરણ (Reinforcement) મગજની રચનામાં પરિવર્તન કરે છે. આ પરિવર્તનો આકારમાં અત્યંત સૂક્ષ્મ હોય છે પરંતુ તેઓ વ્યક્તિને પૂર્વ શીખેલી બાબતોને તેના તે જ સ્વરૂપમાં પુનઃ જોઈ શકે છે. ધારણા એક એવું તથ્ય છે જેને પ્રત્યાહ્વાન કે સ્મરણથી જ સિદ્ધ કરી શકાય છે. કારણ કે આપણે એ જ બાબતોનું સ્મરણ કે પ્રત્યાહ્વાન કરી શકીએ છીએ જેને આપણે પૂર્વે શીખી હોય અને તેને અદ્યાપિપર્યંત ધારણ કરી રાખી હોય. આ પ્રમાણે પ્રત્યાહ્વાન ધારણા પર આધારિત છે.

### સ્મરણ અથવા પ્રત્યાહ્વાન (Recall)

પૂર્વ અનુભવોને તેના તે જ રૂપમા પુનઃ ચેતનામાં લાવવાની ક્રિયાને પ્રત્યાહ્વાન કહેવામાં આવે છે. તેમાં વિગત અનુભવોને પુનઃ ચેતનામાં લાવવામાં આવે છે, જે અધોચેતનસ્તરમાં સુરક્ષિત હોય છે ઉદાહરણાર્થ: એકાદ એ વર્ષ પહેલાં શીખેલી કવિતા જે અધોચેતનસ્તરમાં સુરક્ષિત છે તેને ચેતનામાં લાવવી, એ ક્રિયાને પ્રત્યાહ્વાન કહેવામાં આવે છે પૂર્વ અનુભવોનું સ્મૃતિપટ પર આવવું તે સંસ્કારોના ઉત્તેજિત થવા પર આધાર રાખે છે. અને એ ઉત્તેજનાનું કારણ સંસ્કારોનો પરસ્પર સંબંધ છે.

### પ્રત્યભિજ્ઞા (Recognition)

કેટલાક સમય પૂર્વે પરદેશ ગયેલો આપણો મિત્ર જ્યારે પાછો આવે

છે ત્યારે આપણે તેને ઓળખી લઈએ છીએ. ત્રીજી કે ચોથી કક્ષામાં શીખેલી કવિતા જ્યારે અત્યારે કોઈ વખત જોવા મળે છે તો જાણી લઇએ છીએ કે આ તો હું પહેલાં ભણી ગયેલો છું. આ માનસિક પ્રક્રિયા પ્રત્યભિજ્ઞા છે. પ્રત્યભિજ્ઞા પૂર્વાનુભવોને જ પુનરુત્થાપન સાથે જોવામાં આવે છે. જેમાં આપણને તેનાથી પરિચિત હોવાની અનુભૂતિ થાય છે. પ્રત્યભિજ્ઞા: કોઈ પ્રસ્તુત કે જ્ઞાનેન્દ્રિયના સંપર્કમાં આવતી વસ્તુનું સ્મરણ કરવાની ક્રિયા છે. જેવી રીતે પ્રત્યક્ષમાં ચિહ્નો (Signs) કે સંકેતો (Cues) નો ઉપયોગ કરવામાં આવે છે તેવી રીતે પ્રત્યભિજ્ઞામાં પણ કરી શકાય છે અને ખરું જોતાં તો પ્રત્યભિજ્ઞા એક પ્રકારનું પ્રત્યક્ષીકરણ (Perception) છે. કોઈ વસ્તુને ઓળખવા માટે તેના પ્રકારને જોવો પર્યાપ્ત નથી; કારણ કે તે જ પ્રકારની ઘણી વસ્તુઓ હોય છે. ઉદાહરણાર્થ: તમે કલાસમાં અધ્યયન કરી રહ્યા છો અને તમારો દોસ્ત જરૂરી કામે તત્કાલ જવા માટે સાયકલની આવશ્યકતા હોવાથી આવે છે. તમને ખાતરી છે કે અધ્યાપક જવાની રજા આપશે નહિ એટલે દોસ્તને ચાવી (સાયકલની) આપી દઈ કહો છો કે અમુક રંગના સીટ–કવરવાળી અને અમુક સ્થાને મૂકેલી છે તે સાયકલ લઈ જશો. તે આપના કહ્યા મુજબના ચિહ્નવાળી સાયકલ લઇ જાય છે. આ પ્રમાણેનો સંકેત મળવાથી વસ્તુને ઓળખી શકાય છે. સામાન્ય રીતે તો આપણે સંકેતોથી સ્પષ્ટ રીતે પરિચિત થયા સિવાય જ તેમનો ઉપયોગ કરીએ છીએ; કારણ કે આપણી રુચિ સંકેતોમાં નહિ પરંતુ વસ્તુમાં હોય છે.

નિશ્ચિત સ્મૃતિમાં નિશ્ચિત પ્રત્યભિજ્ઞા આવશ્યક છે. પહેલાંના અનુભવોનું સ્થાન અને કાળનું સ્પષ્ટ જ્ઞાન ન હોય તો નિશ્ચિત પ્રત્યભિજ્ઞા અસંભવ છે. કોઈ કોઈ વખત સ્મૃતિમાં અનિશ્ચિત પ્રત્યભિજ્ઞા (Indefinite recognition) હોય છે. જેમાં વસ્તુથી પરિચિત હોવાનો અનુભવ થાય છે, પરંતુ સ્મૃતિપ્રતિમાનું ઉદ્‌ગમસ્થાન અને કાળનું સ્મરણ થતું નથી. તેમાં જુના સંબંધો ચેતનાની કિનારી પર ફરતા રહે છે, પરંતુ તેમને ચેતનાના સ્તર પર લાવી શકાતા નથી. ઉદાહરણાર્થ: આપણે કોઇ વ્યક્તિને જોઇએ ત્યારે આપણે કહીએ છીએ કે આ માણસને હું ઓળખું છું. મેં તેને કંઇ જોયો છે; પરંતુ એ સ્મરણ નથી કે ક્યારે અને ક્યાં જોયો છે.

**(૨) કંઠસ્થીકરણમાં મિતવ્યય (Economy in memorizing)**

કંઠસ્થીકરણ એ સમયનો વ્યય થાય તેવું કાર્ય છે. પરંતુ તેમાં સુવિ-

ધાઓ પણ છે જેથી સમય અને શ્રમ બન્નેનો મિતવ્યય થઈ શકે. જો વર્તમાન દશાઓની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે તો કુશળતાપૂર્વક શીખવું સરળ બની શકે છે. આ બાબતના નિયમો પ્રતિ ધ્યાન આપી અભ્યાસ કરવાથી વ્યર્થ પ્રયત્નો અને સમયનું નુકસાન બન્નેમાંથી બચી શકાય છે, તેમાં ખાસ નિયમ તો એ છે કે શીખતી વખતે ધ્યાનવિભાજક દરેક બાબતોથી દૂર રહેવું જેથી નિશ્ચિત કાર્ય પ્રતિ સારી રીતે ધ્યાન આપી શકાય. કંઠસ્થીકરણમાં પ્રપાઠ ( Recitation ) નું અધિક મહત્ત્વ છે.

પ્રપાઠ ( Recitation )—એક પાઠને વખતોવખત વાંચવાથી તે સ્મૃતિમાં સ્થિર થઇ જાય છે. અહિંયાં પ્રપાઠનો અર્થ શીખેલી વસ્તુની મનમાં ને મનમાં આવૃત્તિ કરવી એટલે કે મનન કરવું. એકાદ બે વખત વાંચ્યા બાદ તે પાઠનું મનમાં મનન કરવું અને ભૂલ માલૂમ પડતાં પાઠ્ય વિષય જોઇ લેવો. પ્રપાઠથી કંઠસ્થીકરણમાં ઘણા જ ફાયદા થાય છે. એક જ પાઠને વારંવાર વાંચવાથી પાઠનો ભાવાર્થ જાણવામાં ઘણી જ મદદ મળે છે. તેનાથી સામગ્રી દીર્ઘકાલ સુધી સ્મૃતિમાં રહી શકે છે. આપણે પ્રત્યેક પ્રપાઠથી જાણી શકીએ છીએ કે પહેલાં આપણે કેટલું જાણતા હતા અને હવે કઈ બાબત ઉપર અધિક ધ્યાન આપવું જરૂરી છે. લગાતાર પઠનથી સફળતા કે અસફળતા જાણી શકાતી નથી. જ્યારે પ્રપાઠમાં થોડો સમય મળતાં આપણે જાણી શકીએ છીએ કે આપણે કેટલે સુધી સફળતા પ્રાપ્ત કરી છે પ્રપાઠમાં એ આવશ્યક છે કે પાઠ્યસામગ્રીનું સર્વપ્રથમ અનુસંધાન કરી જાણવું જોઇએ કે તેમાં શું છે અને કેવી બાબત છે. ત્યાર બાદ જ પ્રપાઠ કરવાની શરૂઆત કરવામાં આવે તો સમય ઘણો જ બચી જાય છે. જો સાર્થક સામગ્રી હોય તો નિરર્થક શબ્દો કરતાં અધિક સરળ રીતે થઈ શકે છે. જ્યારે પાઠ્યસામગ્રીનો ભાવાર્થ શીખવાનો હોય ત્યારે આ પદ્ધતિ અધિક સહાયક બને છે તે એ છે કે પાઠ્યસામગ્રીનું એક વખત પઠન થયા બાદ વિચારની એક રૂપરેખા તૈયાર કરવામાં આવે અને બીજી વખતના વાચન સમયે વિસ્તારપૂર્ણ બાબતો તેમાં જોડી દેવામાં આવે. પ્રપાઠથી કંઠસ્થીકરણમાં સમયની બચત થાય છે અને તે સ્થાયી સ્મૃતિને માટે અધિક લાભપ્રદ છે.

**સાન્તર અને નિરંતર પુનરાવૃત્તિ (Spaced and unspaced Repetitions )**

કંઠસ્થીકરણની બાબતમાં કોઇ કોઈ વખત એ વિચાર આવે છે કે શું

આપણે પાને ત્યાં સુધી વાચ્યા કરવો જોઈએ કે જ્યાં સુધી આપણે તેને કંઠસ્થ ન કરી લઈએ? અથવા કંઠસ્થ થતા સુધીમાં વચ્ચે એકાદ બે વખત અવકાશ રાખવો જોઈએ? આ પ્રશ્નનો જવાબ તો ઘણા વૈજ્ઞાનિકોએ ઘણા પ્રયોગો બાદ આપ્યો છે કોઇ પણ વિષયને અવકાશ રાખ્યા સિવાય નિરંતર તેને કંઠસ્થ કરવા કરતા અવકાશ રાખીને કંઠસ્થ કરવો અધિક લાભપ્રદ હોય છે આ બાબતમા વુડવર્થનો પ્રયોગ નોંધવા જેવો છે તે જણાવે છે ક, "એક પ્રયોગમા પાઠકે ૨૦ સખ્યાઓની એક સૂચિને ૩૦-૩૦ સેકંડના અવકાશાનન્તર વાચી અને તેને કંઠસ્થ કરવા માટે ૧૧ વખત વાચવી પડી પાંચ પાંચ મિનિટનો અવકાશ આપવાથી તે જ પ્રકારની એક સૂચી ૭ વખત વાચવાથી કંઠસ્થ થઈ ગઈ અવકાશને દસ મિનિટનો કરવાથી વાચનની સખ્યા ઘટીને પાચ થઈ ગઇ અને અવકાશને વધારતા વધારતા બે દિવસ સુધીનો કરતા છતા પણ સખ્યા તેની તે જ રહી"

આ પ્રયોગના પરિણામો પરથી આપણે જોઇ શકીએ છીએ કે નિરંતર પુનરાવૃત્તિ કરતા સાન્તર પુનરાવૃત્તિ અધિક પ્રભાવશાળી હોય છે સાન્તર પુનરાવૃત્તિમા શબ્દોને સમજવા માટે અને અનુક્રમો પર ધ્યાન આપવા માટે થોડો ઘણો અવકાશ મળે છે જો વાચતા આપણે ધીરે ધીરે વાચીએ, ધીરે એટલે કે અર્થ સમજી શકીએ તેટલુ ધીરે વાચીએ તો સભવિત છે કે સમયની બચત થઇ શકે કંઠસ્થીકરણનો સામાન્ય નિયમ તો એ છે કે તેને મધ્યાન્તરો (Intervals) બાદ વાચવુ, કારણ કે મધ્યાન્તરના સમયે પઠિત વિષય સાર્થ થઈ જાય છે જેથી પુનઃપ્રયત્નથી તે જલદી અધિક સરળતાથી યાદ થઈ શકે છે. એ પણ ધ્યાનમા રાખવા યોગ્ય છે કે, સાન્તર પુનરાવૃત્તિ એટલે એમ નથી કે અધ્યયનનો સમય થોડો હોય અને વચમા વિશ્રામનો સમય મળતો જાય, પરતુ સાન્તર અધ્યયનનો ઉદ્દેશ્ય એ છે કે એકજ પાઠના અધ્યયનમા થોડો થોડો અવકાશ રાખવામા આવે તો તે સ્મૃતિમા સારી રીતે સ્થિર થઈ શકે છે નિરંતર કંઠસ્થીકરણ તાત્કાલિક સ્મૃતિ માટે સહાયક થઈ શકે છે પરતુ સ્થાયી સ્મૃતિને માટે તો સાન્તર પઠન અધિક સારુ ફળદાયી બને છે

**પૂર્ણ સામગ્રીને એક સાથ યાદ કરવી કે ટુકડે ટુકડે યાદ કરવી?**
**( Whole versus part learning )**

એક લાબા પાઠને કંઠસ્થ કરતાં આપણે તેને નાના ખડોમા વિભાજિત કરી પ્રત્યેક ખડ જ્યા સુધી યાદ ન થાય ત્યા સુધી અધ્યયન કરવુ કે પૂરા

પાઠને વારવાર વાચી યાદ કરવો ? આપણે સમગ્રવિધિ (Whole method) ને અનુસરવુ જોઇએ કે અશવિધિ (Part method) ને અનુસરવુ જોઇએ ? આપણે કદાચ એ જ જવાબ આપીશુ કે અશવિધિ જ અધ્યયન માટે અધિક લાભપ્રદ છે, પરતુ એમ નથી ઘણા માનસશાસ્ત્રીઓના આ બાબતમા કરવામા આવેલા પ્રયોગોનુ પરિણામ સમગ્રવિધિના પક્ષમા આવે છે પરતુ ઘણી વખત પરિણામ અશવિધિના પક્ષમા પણ આવે છે આ પ્રમાણે એ કહેવુ કે સમગ્રવિધિથી અધ્યયન અધિક ફળદાયી બને છે તો તે અનુચિત જ ગણાય કારણ કે ખડવિધિ (Part method)થી પણ કોઇ કોઇ વખત શ્રેષ્ઠ પરિણામ પ્રાપ્ત થઇ શકે છે આ પ્રમાણેની પરિસ્થિતિ હોય ત્યારે આપણે વિના જોયે નિયમોનુ પાલન કરવા કરતા એ અધિક ફળદાયો થઇ પડે છે કે આપણી પરિસ્થિતિઓ અને વ્યક્તિગત વિશેષતાઓ અનુસાર તેમા પરિવર્તન કરી લેવુ પ્રૌઢાને માટે અમુક પક્તિઓ સુધીના કઠસ્થીકરણમા સમગ્રવિધિ ફળદાયી માલૂમ પડી છે બાળકો અશવિધિથી અધ્યયન કરી સારુ પરિણામ લાવી શકે છે કારણ કે તે લાબો પાઠ જોઇ હતોત્સાહ થઈ જાય તે સભવિત છે જેથી સમગ્રવિધિ બાળકો માટે સફળતા આપી શકતી નથી સ્થાયી સ્મૃતિને માટે સમગ્રવિધિ સારી છે જ્યારે ખડવિધિ તાત્કાલિક સ્મૃતિ માટે સારી છે સમગ્રવિધિનો ઉપયોગ કરી અધ્યયન કરવામા થોડી અધિક કુશળતા અને માનસિક સતુલનની આવશ્યકતા રહે છે ખડવિધિમા માન નારાઓ માટે એ આવશ્યક છે કે પૂર્ણ સામગ્રીનુ એકાદ બે વખત વાચન કરી લે, ત્યારબાદ તેનુ વિભાજન કરી ટુકડે ટુકડે વાચે પહેલા વાચી લેવાથી એ ફાયદો થાય છે કે પૂર્ણપાઠની રૂપરેખા મનમા તૈયાર થઈ જાય છે જેથી બાદમા તૈયાર કરવામા આવતા ખડોના એકીકરણમા સરળતા પડે છે પાઠનુ ખડોમા વિભાજન કરવામા પણ એક બાબતનુ સ્મરણ રાખવા જેવુ છે કે દરેક ખડ પોતાની સ્મૃતિવિસ્તાર (Memory span) કરતા અધિક લાબા હોવા જોઇએ કારણ કે માની લો કે આપણો સ્મૃતિવિસ્તાર કવિતાની ચાર પક્તિઓ સુધીનો છે, એટલે કે કવિતાની ચાર પક્તિઓ યાદ કરી શકીએ છીએ હવે આપણે તે ચાર જ પક્તિઓનુ વારવાર રટણ કરીએ તેથી કઈ જ અધિક લાભ થતો નથી માટે આપણે તેનાથી થોડી વધારે પક્તિઓ મિનાની ખડ તૈયાર કરવો જોઈએ

## સ્મરણ કરવાની ઇચ્છા (Intention to Remember)

કોઈ પણ વસ્તુને શીખવા માટે શીખવાની ઇચ્છા આવશ્યક છે વિના

ઇચ્છા કરવામા આવેતુ અધ્યયન પ્રભાવશાળી હોતું નથી તે અધ્યયન વધારે સમય સ્મૃતિમા પણ રહેતુ નથી માટે શીખવાનો સકલ્પ જરૂરી છે

બોધપૂર્વક અને અબોધપૂર્વક શીખવું (Intelligent and unintelligent learning)

કોઈપણ ગદ્યાશનુ ખાલી રટણ કરવુ તેથી યોગ્ય પરિણામ પ્રાપ્ત થઇ શકતુ નથી કોઇપણ પ્રસ્તુત સામગ્રીનુ નિરીક્ષણ કરીને તેનુ અધ્યયન કરવુ એ જ ઠીક છે કઠસ્થ કરવામા અધિક આવશ્યક એ છે કે સર્વ પ્રથમ યુક્ત સામગ્રીને વાચી તેનો અર્થ શોધવો અને જો કોઈ સાર્થક સામગ્રીનું રટણ દ્વારા કઠસ્થીકરણ કરે છે તો તે વાસ્તવિક રીતે એક મુશ્કેલ માર્ગ અપનાવે છે એમ કહી શકાય, કારણ કે તે સામગ્રી અને મન વચ્ચે સાહચર્ય સ્થાપિત કરી શકતો નથી અને સામગ્રી માનસિક સરચનામા બેસી શકતી નથી માટે કઠસ્થીકરણમા એ આવશ્યક છે કે સામગ્રીને સર્વપ્રથમ સમજવી જેનો અર્થ સમજવામા આવે છે તે અધિક પ્રભાવપૂર્ણ હોય છે તે સ્મૃતિમા સ્થિર થઇ શકે છે

(૩) ધારણા (Retention)

અતીત અનુભવો કે સસ્કારોને મગજમા સચિત કરવા તેને ધારણા કહેવામા આવે છે અનુભવો માનસિક સસ્કારો (Mental dispositions) ના રૂપમા ધારણ કરવામા આવે છે તે અધોચેતન સસ્કાર છે જેને મનના સ્થાયી સસ્કાર કહેવામા આવે છે તે માનસિક પ્રક્રિયાઓ નથી, કેટલાક માનસશાસ્ત્રીઓનુ માનવુ છે કે અધોચેતનનુ અસ્તિત્વ નથી અનુભવો શારીરિક સસ્કારોના રૂપમા મગજમા સુરક્ષિત રહે છે, તેમા અધોચેતન માનસિક પરિવર્તન થતુ નથી પરતુ અચેતન મગજની ક્રિયા થાય છે સ્નાયુતત્રના પરિવર્તનોના સ્થાયિત્વના કારણે આદત બની જાય છે અને તેથી સ્મૃતિ થાય છે

પરતુ આ મત યથોચિત નથી અતીત અનુભવોના સચય બાબતમા સ્ટાઉટ જણાવે છે કે અતીત અનુભવો માનસિક સસ્કારોના રૂપમા રહે છે, જે સ્થાયી માનસિક સરચના (Structure) છે, તે માનસિક પ્રક્રિયાઓથી નિર્ધારિત થાય છે તે ઉત્તરકાલીન માનસિક પ્રક્રિયાઓનુ નિર્ધારણ અને પરિવર્તન કરે છે આ પ્રમાણે જોતા અતીત અનુભવો માનસિક સસ્કારોના

રૂપમાં મનમાં સુરક્ષિત રહે છે. તેમના જેવા જ શારીરિક સંસ્કારો (Physiological dispositions) મગજમાં પણ હોય છે. મેલોનનું કથન છે કે "તે માનસિક સંસ્કારોના રૂપમાં પણ રહે છે અને શારીરિક સંસ્કારોના રૂપમાં પણ." પરંતુ શારીરિક સંસ્કારો માનસિક સંસ્કારોનું સ્થાન લઇ શકતા નથી. માનસિક સંસ્કારો શારીરિક સંસ્કારોથી ભિન્ન છે. શારીરિક સંસ્કાર એ ભૌતિક સત્તાઓ છે. તે મસ્તિષ્કનાં આગામી પ્રક્રિયાઓ અને તેમના સ્વરૂપનું નિર્ધારણમાં સહાય કરનાર પરિવર્તન છે. મગજ એ મન નથી કારણ કે મગજના સંસ્કારો ભૌતિક પ્રક્રિયાઓનાં પરિણામો જે મગજમાં થનાર ભૌતિક પ્રક્રિયાઓનુ નિર્ધારણ કરે છે. આ પ્રમાણે માનસિક સંસ્કાર શારીરિક સંસ્કારથી ભિન્ન છે.

કેટલાક માનસશાસ્ત્રીઓ માનસિક સંસ્કારોના અસ્તિત્વનો સ્વીકાર કરતા નથી. તેઓ ફક્ત અચેતન નાસ્તિક ક્રિયામાં માને છે અને તેમના મત પ્રમાણે અનુભવો અચેતનમાં ધારણ કરવામાં આવે છે. તેનો અર્થ તો એ જ થઈ શકે કે, યા તો અચેતન સક્રિયતા (Unconscious activity) અથવા તો અચેતન નિષ્ક્રિયતા (Unconscious Inactivity). અચેતન સક્રિયતા એટલે તો એ થાય કે આપણે જે કંઈ શીખ્યા તેને લગાતાર મનમાં રટ્યા કરવું. એટલે કે આપણે કોઈ કવિતા જાણી તો તેને વારંવાર મનમાં રટ્યા કરવી. જેને જેને આપણે જાણીએ છોએ તે દરેકને મનમાં ને મનમાં યાદ રાખવી. પરંતુ અચેતન નિષ્ક્રિયતા હોય તો અચેતન કહેવું જ વ્યર્થ છે, કારણ કે તેનો અર્થ એ હોવો જોઈએ કે જે કંઈ શીખવામાં આવે છે તેનાથી શારીરિક સંરચનામાં પરિવર્તન થાય છે અને તે પરિવર્તન કાયમ રહે છે. અને તેમને જ્યાં સુધી બાહ્ય ઉત્તેજનાથી ઉત્તેજિત કરવામાં ન આવે ત્યાં સુધી તે નિષ્ક્રિય રહે છે. પરિવર્તિત સ્વરૂપ જે નિર્દિષ્ટ સ્મૃતિને ધારણ કરે છે તેને સ્મૃતિચિહ્ન (Memoryimage) કહેવામાં આવે છે. આપણે જે કંઇ શીખીએ છીએ તેની પ્રત્યેક પ્રક્રિયા મગજમાં પોતાના સંસ્કાર મૂકી જાય છે, જેનાથી તે વસ્તુઓના પ્રત્યાહ્વાનમાં સહાય મળે છે. માનસિક પ્રક્રિયાના રહી ગયેલા સંસ્કારો એક વ્યવસ્થિત સમષ્ટિ છે. અધોચેતન સંસ્કારો જુદા જુદા સંશ્લિન નથી હોતા પરંતુ પરસ્પર સંલગ્ન હોવાના કારણે સુવ્યવસ્થિત રૂપમાં સુરક્ષિત રહે છે, તેને સાહચર્ય કહેવામાં આવે છે. આ પ્રમાણે સાહચર્ય સંબંધના સૂત્રથી સંબદ્ધ હોવાના કારણે પરસ્પર એકબીજાને જાગૃત કરવાની શક્તિ ધરાવે છે. આ પ્રમાણેની સંલગ્નતા (Chhesion) માનસિક ગઠનમાં સંશ્લિન સંસ્કારો વ્યવસ્થિત કરે છે. અનુભવ એક માનસિક વ્યાપાર

છે અને જ્યારે જ્યારે તે થાય છે ત્યારે માનસિક સંરચનામાં પરિવર્તન કરે છે. પ્રત્યેક માનસિક પ્રક્રિયા પોતાની પાછળ સંસ્કાર છોડી જાય છે. જ્યારે તે જાગૃત થાય છે ત્યારે સ્મરણ થાય છે.

આપણે સ્મૃતિચિહ્નોને પ્રત્યક્ષતઃ જોઈ શકતા નથી ત્યારે આપણે ફક્ત પ્રમાણ કે સાબિતીઓ ઉપર આધાર રાખવો પડે છે. ધારણાના સંબંધમાં ત્રણ પ્રમાણ (Evidence) દર્શાવી શકાય. પ્રથમ, આપણે આજથી અમુક સમય પહેલાં શીખેલી કવિતાનું આજ પ્રત્યાહ્વાન (Recall) કરી શકીએ છીએ. દ્વિતીય, વર્ષોજૂના મિત્રને ઘણા સમય બાદ મળતાં આપણે તેને ઓળખી શકીએ છીએ, જો આપણામાં કોઈ એવી શક્તિ ન હોત કે જેમાં પૂર્વ અનુભવો સુરક્ષિત રહે તો આપણે ન કવિતા યાદ રાખી શકીએ ન મિત્રની યાદ રાખી શકીએ. આ પ્રમાણે પ્રત્યાહ્વાનથી એ સાબિત થઈ શકે છે કે ધારણાનું અસ્તિત્વ છે. તૃતીય પ્રમાણ સાધારણ અસ્પષ્ટ છે, જેને પુનઃ શીખવાની પદ્ધતિ (Relearning method) કહેવામાં આવે છે. ઉદાહરણાર્થ આપણે કેટલાક સમય પહેલાં એક ગદ્યાંશ શીખી ગયા છીએ, અને એ સંભવિત છે કે આજે આપણને તેમાંનો એક અક્ષર પણ યાદ નથી અને આપણે તેને ઓળખી પણ શકતા નથી. પરંતુ આજ તે ગદ્યાંશને એકદમ જલદીથી શીખી શકીએ છીએ. કોઈ નવા ગદ્યાંશને યાદ કરતાં લાગે તેથી ઓછા સમયમાં તેને યાદ કરી લઈએ છીએ. આ પ્રમાણે બનવાનું કારણ ધારણામાં રહેલો આપણો પૂર્વ અનુભવ જ હોઈ શકે.

### (૪) વિસ્મૃતિ (Forgetting)

વિસ્મરણની ગતિ કંઠસ્થીકરણના પછીના તત્કાળ સમયમાં અધિક હોય છે અને તે સમયે અધિક પ્રમાણમાં વિસ્મરણ થાય છે. યાદ કરેલી સામગ્રીનો અડધો ભાગ તો કંઠસ્થીકરણ પછીના અડધા કલાકમાં જ વિસ્મૃત થાય છે. તેનો ૨/૩ ભાગ ૮ કલાકથી એક દિવસની અંદર, ૩/૪ લગભગ ૭ દિવસમાં અને ૪/૫ એક મહિનામાં વિસ્મૃત થાય છે. ઉપરોક્ત પ્રમાણ એબ્લીંગહાઉસે (Eblinghaus) ઘણા પ્રયોગો બાદ દર્શાવ્યું. વિસ્મૃતિની વક્રરેખાની એ વિશિષ્ટતા છે કે તેમાં પ્રારંભમાંથી પતન થાય છે. પ્રારંભિક સ્મૃતિભંશની માત્રા પછીથી થતી સ્મૃતિભંશની માત્રા કરતાં અધિક હોય છે. ઘણા લાંબા સમય બાદ પુનરાવર્તન અધિક લાભપ્રદ હોય છે. પ્રયોગોથી એ પણ

જોવામાં આવ્યું છે કે ક્રિયાશીલતાની દશામાં વિસ્મૃતિની ગતિ અધિક તેજ હોય છે ત્યારે સુપ્તાવસ્થામાં વિસ્મૃતિની ગતિ ધીમી હોય છે. નિદ્રાના પહેલા પહેલા થોડા કલાકોમાં વિસ્મૃતિ અવશ્ય થાય છે, પરંતુ જાગૃત અવસ્થા કરતાં ઓછી. સંસ્કારવેગ તાત્કાલિક સ્મૃતિમાં કામ કરે છે અને પરિણામ શીખવાના અમુક સમય બાદ સ્મૃતિમાં અધિક જલદી પતન થાય છે. સ્થાયી સ્મૃતિમાં સંસ્કારવેગ (Perseveration) કામ કરતો નથી.

વિસ્મૃતિનાં કારણો પણ ઘણાં છે. ફક્ત કાળક્ષેપ (Lapse of time) જ સ્મૃતિનું કારણ નથી. આપણા દૈનિક જીવનની દરેક પ્રક્રિયાઓ જોઈશું તો તેમાં કેટલીક અંશતઃ સમાન અને કેટલીક અંશતઃ અસમાન દેખાય છે. તેઓ પરસ્પર એકબીજાનાં સ્મૃતિચિહ્નોને અસ્તવ્યસ્ત કરી દે છે. ઉદાહરણાર્થ આપણે કોઈનું નામ જાણીએ છીએ અને તેને ઓળખીએ છીએ. પરંતુ જ્યારે તે પરદેશ ચાલ્યો જાય છે ત્યારે આપણે આપણાં કાર્યોમાં લાગેલા રહેતાં તેનું વિસ્મરણ કરી દઈએ છીએ. એ પણ સંભવિત છે કે તેને ફરી યાદ કરીએ પણ નહિ. આ પ્રમાણે તેની સાથેનું સાહચર્યબંધન આપણા અન્યની સાથે થતા સાહચર્યબંધનના કારણે તૂટી જાય છે.

અનુપયોગને કારણે સ્મૃતિનો ક્ષય થાય છે. આપણો હાથ તૂટી ગયેલો છે અને ઘણા સમયથી એકદમ નિષ્ક્રિય છે. તો અમુક સમય બાદ તે એકદમ કામ સિવાયનો થઈ જાય છે. તેનામાં શક્તિ રહેતી નથી કે તે કામ કરી શકે. તેવી જ રીતે સ્મૃતિચિહ્નોમાં પણ છે. જે ચિહ્નો અધિક સમય સુધી નિષ્ક્રિય અને અનુપયુક્ત રહે છે તે કોઈ પણ જાતની અડચણ નડતી ન હોવા છતાં ચેતનામાં આવી શકતાં નથી. તે અધિક સમય નિષ્ક્રિય રહેવાથી નિર્બળ બની જાય છે, જેથી ભાવપૂર્ણ રીતે કાર્ય કરી શકતાં નથી. આ પ્રમાણે જો અધોચેતન સંસ્કારો મટી જાય છે તો તેમને ચેતનામાં પુનર્જીવિત કરી શકાતા નથી. તેમના સંબંધની બાબતમાં પણ એમ જ છે. જો તેમના પરસ્પર સાહચર્યસંબંધનો વિચ્છેદ થાય છે તો તેમને ચેતનામાં લાવી શકાતા નથી. તદુપરાંત આપણી ઇચ્છાથી પણ વિસ્મરણ થઈ શકે છે. ઇચ્છાથી કરવામાં આવતું વિસ્મરણ ઇચ્છાપ્રેરિત હોય છે. ઇચ્છાપ્રેરિત દમન આપણને કષ્ટદાયક અને આત્મસમ્માન (Self regard) ઘાતક બાબતોનું કરવામાં આવે છે અને તે રીતે તેમનું વિસ્મરણ કરવામાં આવે છે. અચાનક મગજમાં કે ત્વક્ષના દૃષ્ટિકેન્દ્રમાં થતા આંચકા કે નુકશાનથી પણ વિસ્મૃતિ થાય છે.

વિસ્મૃતિ હંમેશ કોઈ ખરાબી ગણાતી નથી. વિસ્મૃતિને ઘણા લોકો પ્રાણીની નિર્બળતા માને છે પરંતુ તે ઉચિત નથી. તેનાથી મગજની શક્તિનો મિતવ્યય થાય છે. તે મન પરથી અનાવશ્યક બાબતોનો ભાર હલકો કરે છે અને નવીન બાબતોની ઉપલબ્ધિ માટે માર્ગ સાફ કરે છે. વિસ્મૃતિ આ કાર્ય ન કરત અને આપણે જે કંઈ શીખ્યા છીએ તે સદૈવ યાદ રહેત તો આપણા નવીન પરિસ્થિતિ સાથે સમાયોજન કરવાના પ્રયાસોમાં અડચણરૂપ બનત. આ પ્રમાણે અનુપયુક્ત ચિહ્નોનો ક્ષય થવો લાભપ્રદ છે. આપણે આવશ્યક બાબતોનું જ સ્મરણ રાખવાનું હોય છે જેથી તેમને ધારણ કરવા માટે અનાવશ્યક અને નિરુપયોગી બાબતો ભૂલી જવી જોઈએ.

### ભૂલવું કેવી રીતે (How to forget)

ભૂલવામાં આપણે એમ માનીએ છીએ કે કષ્ટદાયક બાબતોના વિસ્મરણ માટે તેમનું દમન કરવું જ એક ઉપાય છે. પરંતુ તે યોગ્ય ઉપાય નથી કારણ કે તેમને દબાવવા માટે જ્યારે જ્યારે પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે તેની સ્મૃતિ ઘણું કરીને અધિક કષ્ટ આપે છે. માટે પીડાપ્રદ બાબતો કે પરિસ્થિતિને યાદ કરવા પ્રત્યે નિરસ્કાર હોય તો આપણે તે તથ્યોનો મુકાબલો કરવો જોઈએ અને તે સાથે આવશ્યક સમાયોજન કરી લેવું જોઈએ. ભૂલવા માટેનો એક નિયમ એ પણ છે કે બાબતની પુનરાવૃત્તિ ન કરવી. કારણ કે પુનરાવૃત્તિથી સાહચર્યબંધનો અધિક પ્રબળ બને છે, પુનરાવૃત્તિના અભાવને કારણે સાહચર્યબંધનોમાં શિથિલતા આવી જાય છે અને અંતે વિસ્મૃત થઈ જાય છે.

### વિસ્મૃતિ કેવી રીતે દૂર કરવી (How to avoid forgetting)

વિસ્મૃતિના અટકાવ માટે પુનરાવર્તન એક અત્યંત લાભપ્રદ ક્રિયા છે. આપણે એક પાઠ શીખીએ છીએ. થોડા સમય બાદ તેને થોડાઘણા અંશે ભૂલી જઈએ છીએ. તેને ફરીથી વાંચવાથી પહેલાંના કરતાં તે અધિક સારી રીતે મગજમાં સ્થિર થાય છે. સમય સમય પર પુનરાવર્તન (Review) કરવાથી સાહચર્યબંધનો પ્રબળ બને છે અને સ્મરણ કરવામાં અડચણ પડતી નથી. સારી રીતે શીખવામાં આવ્યું હોય તો લાંબા મધ્યાન્તરો બાદ પુનરાવર્તન કરવાથી દીર્ઘકાળ સુધી ધારણામાં રહી શકે છે. પુનરાવર્તનમાં એ ધ્યાન રાખવું આવશ્યક છે કે બની શકે ત્યાં સુધી પ્રપાઠ પર આધાર રાખવો જોઈએ અને એ રીતે જૂના સંસ્કારોને કાર્યશીલ રહેવા દઈ તેમને જ નિર્મૂળ કરવા દેવું જોઈએ.

કંઠસ્થીકરણમાં મિતવ્યય માટેના જે નિયમો છે તે દરેક નિયમો ધારણામાં પણ લાગુ પડે છે. સક્રિય આવૃત્તિ બાદ થતું વિસ્મરણ નિષ્ક્રિય અધ્યયન કે આવૃત્તિ બાદ થતા વિસ્મરણ કરતાં ધીમું હોય છે. નિરંતર શીખવા પછી થતા વિસ્મરણ કરતાં સાન્તર શીખવા પછી થતું વિસ્મરણ ધીમું હોય છે. તેથી જ ખંડવિધિથી શીખ્યા પછી થતા વિસ્મરણ કરતાં સમગ્ર વિધિથી શીખ્યા બાદનું વિસ્મરણ ઘણું ધીમુ હોય છે.

### (૫) ધારણાના હેતુ (Conditions of Retention)

માનસિક હેતુ (Mental conditions)

ધારણાના ઘણા માનસિક હેતુ છે. તેમાં ધ્યાન એક મહત્ત્વનો હેતુ છે ધારણાની શક્તિ ધ્યાન પર અધિક આધાર રાખે છે. પૂર્વ અનુભવો કે શીખવા ઉપર જેટલું અધિક ધ્યાન આપવામાં આવે તેટલી ધારણાશક્તિ અધિક થાય છે તથા ધારણા કરવામાં સરળતા માલૂમ પડે છે. કૉલેજમાં પ્રૉફેસરના લેક્ચરને અધિક ધ્યાનપૂર્વક સાંભળીએ છીએ તેટલું આપણે અધિક ધારણ કરી શકીએ છીએ. બેધ્યાન રહેવાથી લેકચર યાદ રહેતું નથી અને રહે છે તોપણ થોડા સમય માટે જ. રુચિ સિવાય ધ્યાન અધિક કેન્દ્રિત કરવામાં આવતું નથી. જેથી રુચિ (Interest) પણ ધારણાનો હેતુ છે. જો આપણને રાજનીતિશાસ્ત્ર કે માનસશાસ્ત્ર અથવા તો કોઈપણ વિષયના અધ્યયન માટે રુચિ છે તો જ આપણે તેનું ધ્યાનપૂર્વક અધ્યયન કરીશું અને તેને સારી રીતે ધારણ કરી શકીશું પરંતુ જો રુચિ નહિ હોય તો વિષય પ્રત્યે બેધ્યાન રહીશું અને પરિણામસ્વરૂપ તેને સારી રીતે ધારણ કરી શકીશું નહિ. રુચિની સાથે યાદ કરવાનો કે શીખવાનો ઈરાદો પણ હોવો આવશ્યક છે. માટે યાદ કરવાનો ઈરાદો (Intention to remember) એ પણ ધારણાનો એક હેતુ છે. યાદ કરવાની ઈચ્છા કે ઈરાદા સિવાય શીખવામાં આવે છે તો ધારણ કરી શકતા નથી. ઉદાહરણાર્થ આપણે ફરવા ગયા છીએ અને માર્ગમાં કોઈ મેદાનમાં કોઈ રાજનૈતિક પાર્ટીની સભા હોય. જેમાં પાર્ટીના નેતા ભાષણ કરી રહ્યા હોય. આપણે થોડો વખત ત્યાં ઊભા રહી ભાષણ સાંભળીએ. આ ભાષણને આપણે અધિક સમય ધારણ કરી શકતા નથી; કારણ કે તેને યાદ રાખવાનો આપણો ઈરાદો હોતો નથી. જ્યારે આપણે કૉલેજમાં રાજનીતિશાસ્ત્રના અધ્યાપકે કરેલા ભાષણને ધારણ કરીએ છીએ અને તે અધિક સમય માટે રહી શકે છે, તેનું કારણ એ છે કે આપણે યાદ કરવાના ઈરાદાપૂર્વક સાંભળીએ છીએ. આપણને પૂર્વ અનુભવોની

વિસ્તારપૂર્વક બાબતો યાદ આવતી નથી, તેનું કારણ આપણે તેમને યાદ કરવાનો ઈરાદો રાખ્યા સિવાય શીખ્યા હોઈએ છીએ. વર્તમાન અનુભવોને પૂર્વસંચિત જ્ઞાન સાથે મિલાવવું તે પણ ધારણાનો હેતુ છે. આપણે વિષય કે વસ્તુને બરાબર સમજી શકયા ન હોઈએ તો આપણી ધારણામાં ત્રુટિ રહે છે. આપણે વિભિન્ન વિષયોનો તાર્કિક સંબંધ સારી રીતે સમજીને અધ્યયન કરીએ છીએ તો તે સરળતાથી ધારણ કરી શકીએ છીએ. ગોખણપટ્ટીને શીખવા કે યાદ કરવાના કાર્યમાં અયોગ્ય ગણવામાં આવે છે તેનું કારણ એ જ છે કે તેમાં બુદ્ધિમત્તાપૂર્વક સમજીને અધ્યયન કરવામાં આવતું નથી અને તેનું પરિણામ એ આવે છે કે જે કંઈ યાદ કરવામાં આવે છે તે અલ્પસ્થાયી હોય છે. તદુપરાંત આપણા વ્યાપક અનુભવોને પણ આપણે સારી રીતે ધારણ કરી શકીએ છીએ. આપણા વ્યક્તિત્વને પ્રભાવિત કરનાર કોઈ પણ અનુભવ આપણને ઘણા સમય સુધી યાદ રહે છે. ઉદાહરણાર્થ, વિનોબા ભાવે જેવી મહાન વિભૂતિની આપણને મુલાકાત થાય તો તે આપણે ભૂલી શકતા નથી. આ પ્રમાણે વ્યાપક અનુભવ (Massive experience) પણ ધારણાનો માનસિક હેતુ છે.

શારીરિક હેતુ ( Physiological conditions )

મગજમાં થતાં પરિવર્તનો એ ધારણાનો શારીરિક હેતુ છે. મગજનાં પરિવર્તનોની દૃષ્ટિથી જોતાં માલૂમ પડશે કે મનુષ્યોમાં જન્મજાત અંતર–તફાવત રહેલો છે. મગજ અતીત અનુભવોના આધારરૂપ છે. આપણે એ બાબત માનીએ છીએ કે અધોચેતન વિચારો સાથે સંબંધ રાખનાર મગજનાં રચના-પરિવર્તનો છે. ધારણાશક્તિનો આધાર માનસિક દશા પર નિર્ભર છે. શીખતી વખતે શરીર અને મગજ સ્વસ્થ; સ્ફૂર્તિમય અને પ્રફુલ્લિત હોય તો શીખવા માટે અધિક અનુકૂળ માલુમ પડે છે. પરંતુ જ્યારે કંટાળી ગયા હોય કે થાકી ગયા હોય તેની શારીરિક અને મસ્તિષ્કની દશામાં શીખવામાં કંઈજ યાદ રહેતું નથી. થાક ધારણાને માટે અત્યંત પ્રતિકૂળ હોય છે. સ્વસ્થ અને શાંત ચિત્તથી શીખવામાં આવે છે તે અધિક યાદ રહે છે અને સ્મૃતિમાં સારી રીતે સ્થિર થાય છે, જ્યારે થાકીપાકીને વાંચવા બેઠા હોઇએ છીએ ત્યારે બરાબર યાદ રહેતું નથી.

ભૌતિક હેતુ ( Physical Conditions )

ઉત્તેજનાની સ્પષ્ટતા ( Distinctness of the stimulus ) ધારણાનો એક હેતુ છે. અસ્પષ્ટ ઉત્તેજના ઊંડી અસર કરી શકતી નથી, જેથી

તે મનમાં ધારણ કરી શકાતી નથી; પરંતુ સ્પષ્ટ ઉત્તેજના અધિક અસર કરે છે જેને સરળતાથી ધારણ કરી શકાય છે. ઉદાહરણાર્થ, માણસોનું એક ટોળું હુલ્લડ કરતી વખતે અવાજ કરે છે તે આપણે ધારણ કરી શકતા નથી, જ્યારે કોઈ સારુ ગાયન ગાતું હોય તો તેને સરળતાથી યાદ રાખી શકીએ છીએ. ઉત્તેજનાની તીવ્રતા (Intensity) પણ ધારણાનો એક હેતુ છે. તીવ્ર ઉત્તેજના મન પર ઊંડી અસર કરે છે અને તેને લાંબા સમય સુધી ધારણ કરી શકીએ છીએ. પરંતુ મંદ ઉત્તેજના અધિક પ્રભાવ પાડતી નથી જેથી તેને અધિક સમય સુધી ધારણ કરી શકતા નથી. એકદમ તેજસ્વી પ્રકાશ આપણે જલદી અને વધારે સમય સુધી ધારણ કરી શકીએ છીએ પરંતુ ઝાખો પ્રકાશ જલદી ધારણ કરી શકતા નથી. ઉત્તેજનાની પુનરાવૃત્તિ (Repetition) પણ ધારણાનો હેતુ છે. ઉત્તેજનાની પુનરાવૃત્તિ ધારણાને દઢ અને અધિક સ્થાયી બનાવે છે. આપણે એક કવિતા વારંવાર વાંચીએ છીએ તો તે અધિક યાદ રહે છે. સિનેમાનાં ગાયનો જેમ જેમ અધિક વખત સાંભળીએ છીએ તેમ તે અધિક યાદ રહે છે. પુનરાવૃત્તિ ફક્ત ઉત્તેજનાના પ્રભાવોની ચેતનામાં સ્થિતિની સમયાવધિ વધારવાનું જ કાર્ય કરે છે. ધ્યાન સિવાય અને બુદ્ધિનો ઉપયોગ કર્યો સિવાય કરવામાં આવતું પુનરાવર્તન અધિક પ્રભાવશીલ હોતું નથી. એ વાત જરૂર છે કે પુનરાવર્તનથી માનસિક સંસ્કારો અધિક સ્થિર બને છે અને જ્યારે અનુભવો મનમાં ઘર કરી લે છે ત્યારે તેમનું પ્રત્યાહ્‌વાન (Recall) સરળતાથી થઇ શકે છે. ઉત્તેજનાનો સ્થિતિકાળ (Duration) પણ ધારણાનો એક હેતુ છે. ઉત્તેજનાનો જલદી અંત આવે છે. તેનો પ્રભાવ બરાબર પડતો નથી જેથી ધારણ કરી શકાતી નથી; પરંતુ ઉત્તેજના અધિક સમય રહે છે તો તેનો પ્રભાવ અધિક પડે છે અને ધારણ કરી શકાય છે. કોઈ સંગીતનો ધ્વનિ થોડા જ સમય બાદ બંધ થઇ જાય છે તો આપણે તેને ધારણ કરી શકતા નથી; પરંતુ કોઈ ગાયન કે જે અમુક સમય સુધી ચાલુ જ રહે છે તેને આપણે સારી રીતે ધારણ કરી શકીએ છીએ.

### (૬) પ્રત્યાહ્‌વાન (Recall)

કોઈ અપ્રસ્તુત વસ્તુનું સ્મરણ કરવુ એટલે કે જે વસ્તુ જ્ઞાનેન્દ્રિયોની સમક્ષ નથી તેનું સ્મરણ કરવું તે પ્રત્યાહ્‌વાન છે. પ્રત્યાહ્‌વાનને સ્થાને કોઈ કોઈ વખત પુનરુત્પાદન (Reproduction) શબ્દ વાપરવામાં આવે છે અને તે અધિક યોગ્ય પણ છે. પ્રત્યાહ્‌વાન એ પૂર્વાનુભવોનું પુનરુત્પાદન છે. તેમાં

માનસિક સંરચનામાં માનસિક સંસ્કારના રૂપે સુરક્ષિત અનુભવોનું પુનરુત્પાદન કરવામાં આવે છે. પ્રત્યાહ્વાન કરતાં પુનરુત્પાદન શબ્દ અધિક ઉચિત છે, કારણ કે પ્રત્યાહ્વાનનો અર્થ ઘણી વખત એ જ કરવામાં આવે છે કે વિગત અનુભવોની સાધારણ રૂપરેખાનું સ્મરણ કરવું. જ્યારે પુનરુત્પાદનનો અર્થ એ થાય કે વિગત અનુભવોને પૂર્ણતયા તેના તે જ રૂપમાં યાદ કરવા. ઉદાહરણાર્થ, કોઈ આપણને પૂછે કે અમુક તારીખે રાજનીતિશાસ્ત્રના અધ્યાપક સાહેબે કરેલા લેકચરનું પ્રત્યાહ્વાન કરી શકશો ? તો આપણો જવાબ હકારમાં હશે અને તેનો અર્થ એ જ થાય કે તે ભાષણના અમુક સાધારણ સંસ્કારો આપણા પર રહેલા છે. પરંતુ કોઈ કહે કે તમે તેનું પુનરુત્પાદન કરી શકશો ? તો કદાચ આપણે માટે તે કઠિન થઈ પડશે. કારણ કે આપણે સ્મૃતિના આધારે પૂર્ણ ભાષણનું પ્રત્યાવર્તન કરી તે પ્રમાણે રજુ કરવું પડે, છતાં પ્રત્યાહ્વાન શબ્દનો પ્રયોગ વિસ્તૃત અર્થમાં કરવામાં આવે છે.

પ્રત્યાહ્વાનમાં પૂર્વાનુભવોનું પુનરુત્પાદન કરવામાં આવે છે. પરંતુ પ્રત્યાહ્વાન અને પ્રત્યક્ષમાં અંતર રહેલું છે. પ્રત્યક્ષ એક માનસિક ઘટના છે અને પ્રત્યાહ્વાન બીજી. જે પ્રત્યક્ષ કરવામાં આવ્યો હોય છે તે જ પુનઃ સ્મૃતિમાં થતો નથી. પ્રત્યાહ્વાન એ પૂર્વપ્રત્યક્ષની ફક્ત પુનરાવૃત્તિ જ નથી. પરંતુ પહેલાં જોયેલી કે અનુભવેલી વસ્તુ કે ઘટનાને મનમાં ગ્રહણ કરવી તે છે. ડ્રેવર (Drever) જણાવે છે કે "પ્રત્યક્ષ એક ઘટના છે. તેની સ્મૃતિ એ નવીન ઘટના છે." વિગત ઘટનાઓ કે અનુભવો એક સંસ્કારના રૂપમાં મનમાં સુરક્ષિત રહે છે. તે ચેતન ક્રિયાના રૂપમાં હોતી નથી તેને માનસિક ઘટનાના રૂપમાં પુનરુત્પાદિત કરી શકાતી નથી. માટે એ કહેવું યથેચિત નથી કે પ્રત્યાહ્વાન એ પૂર્વપ્રત્યક્ષની હૂબહૂ પ્રતિલિપિ છે. પ્રત્યાહ્વાન ધારણા પર આધાર રાખે છે. સારી ધારણાશક્તિ હોવા છતાં પ્રત્યાહ્વાન થઈ શકતું નથી જેથી આપણે કહી શકીએ કે પ્રત્યાહ્વાનમાં અડચણો પણ હોય છે.

### પ્રત્યાહ્વાનમાં અડચણ (Interference in recall)

કોઈ વસ્તુને કંઠસ્થ કરી લીધી એટલે એ ચોક્કસ નથી કે સમય પર તેનું પ્રત્યાહ્વાન થઈ શકે, કારણ કે મધ્યાન્તર (Interval)માં તેનું વિસ્મરણ થવું પણ સંભવિત છે. એક ધારણાશક્તિ પ્રત્યાહ્વાનની ખાતરી આપતી નથી. આપણે કોઈ વસ્તુ ધારણ અવશ્ય કરીએ છીએ કારણ કે ધારણ કર્યા સિવાય સમય પર યાદ આવવું અશક્ય છે. પરંતુ કોઈ કોઈ વખત

અણીના: સમયે જ યાદ આવતું નથી અને તે સમયે માથું ખંજવાળવું પડે છે. ઉદાહરણાર્થ શિક્ષકે જણાવેલું ઘેરથી:તૈયાર કરી લાવવાનું લેશન આપણે તૈયાર કર્યું હોય છે; પરંતુ શિક્ષક પૂછે છે તે વખતે યાદ આવતું નથી પરંતુ સમય પૂરો થતાં શિક્ષક જાય છે અને પછીથી યાદ આવે છે. આ ઉપરથી આપણે કહી શકીએ કે પ્રત્યાહ્વાનમાં અડચણ અવશ્ય આવે છે.

પ્રત્યાહ્વાનમાં સંવેગાત્મક અડચણ હોઈ શકે છે. કોઈ સંવેગ પ્રત્યાહ્વાન નિરુદ્ધ કરી શકે છે. ભયના કારણે પ્રત્યાહ્વાન નિરુદ્ધ થઈ શકે છે. ઉપરોક્ત ઉદાહરણમાં આપણે જોયું કે વિદ્યાર્થી શિક્ષકની આગળ કંઈ જ બોલી શકતો નથી, તેનું કારણ ભય પણ હોઈ શકે. ઘણી વખત આપણે જોઈએ છીએ કે કોલેજમાં વક્તૃત્વ હરિફાઈ સમયે પ્રવચન કરવા રંગમંચ પર ઉપસ્થિત વિદ્યાર્થી બધું સારી રીતે યાદ કરી શકતા નથી . અને ઘણી વખત પ્રવચનને ગમે તેમ પૂરું કરી રંગમંચ છોડી દે છે. આ પ્રમાણે ભૂલો થવાનું કારણ વ્યાખ્યાનદાતાની વ્યાખ્યાન તૈયાર કરવામાં રહેલી કચાશ હોતું નથી, પરંતુ શ્રોતાઓ સમક્ષ ઊભા રહેવાનો ભય હોય છે. એ ભય વ્યાખ્યાનદાતાનું ધ્યાન વિભાજિત કરી દે છે અને પરિણામસ્વરૂપ વ્યાખ્યાનમાં અસીમ ભૂલો કરે છે. જો તે સમયે તે વ્યક્તિ ભયને ભૂલી જઈ શકે તો તેની સ્મૃતિ તેને પૂર્ણ રીતે મદદ કરે છે. પરીક્ષાના સમયે પણ ઘણી વખત વિદ્યાર્થીઓ ભયના કારણે અથવા તો મનની ઉદ્વિગ્નતાના કારણે પ્રશ્નોના જવાબ લખવામાં ભૂલો કરે છે. આ પ્રમાણે સંવેગો પ્રત્યાહ્વાનમાં બાધક થાય છે.

બીજી અડચણ ત્યારે ઉપસ્થિત થાય છે જ્યારે એક જ સમયે બે ક્રિયાઓ ઉત્પન્ન થાય છે. અને તે એકબીજાના માર્ગમાં આવી જાય છે. આપણે ઘણી વખત જોઈએ છીએ કે પ્રોફેસર સાહેબ શીખવતાં બોલવામાં અચકાઈ જાય છે અને હિચકિચાય છે તેનું કારણ એ નથી હોતું કે તે પોતાના વિષયને લગતી બાબત ભૂલી જાય છે. જે કંઈ શીખવવાનું છે તે ભૂલી જાય છે. આ પ્રમાણે એક પ્રત્યાહ્વાન બીજાને રોકી દે છે. તે જ પ્રમાણે કોઈ પરિચિત વ્યક્તિનું નામ યાદ કરવા માગીએ છીએ ત્યારે પણ ઘણી વખત બને છે તેમ આપણે જે નામ યાદ કરવા માગતા હોય તેના જેવું જ સાધારણ અંતરવાળું નામ યાદ આવી જાય છે. જેમકે દયાશંકરને બદલે મયાશંકર, મગનની જગાએ છગન અને સરલાની જગાએ તરલા યાદ આવે છે. આ બાબતમાં ખોટું નામ સાચા નામના માર્ગમાં આવી

જાય છે અને તેના પ્રત્યાહ્‌વાનને અટકાવી દે છે. ખોટું નામ અધિક તત્પરતાથી આગળ આવે છે અને આપણને સાચા માર્ગથી વિચલિત કરે છે: આ સમયે આપણે ત્યાં જ અટકી જઈએ તો થોડીવાર બાદ વાંચ્છિત નામ યાદ આવી જાય છે; કારણ કે તે સમય દરમિયાન નિરોધક સુઝાવ પોતાનું અસ્થાયી બળ અને તાજગીનો પ્રભાવ (Recency effect) છોડી દે છે. અને નિરોધ (Inhibition) સમાપ્ત થઈ જાય છે. કોઈ કોઈ વખત ભૂલવાની ઈચ્છા પણ પ્રત્યાહ્‌વાન અટકાવી શકે છે. તેમાં વિસ્મૃતિનું કારણ દમન હોય છે.

કોઈ કોઈ વખત પ્રત્યાહ્‌વાન પૂર્ણ હોતું નથી પરંતુ અપૂર્ણ હોય છે. આપણે ઉપર જોઈ ગયા કે એક નામને બદલે તેના જ જેવું સાધારણ અંતરવાળું અન્ય નામ યાદ આવે છે. તે પ્રત્યાહ્‌વાન અપૂર્ણ હોય છે. એ અપૂર્ણ પ્રત્યાહ્‌વાન ફક્ત આંશિક જ નહિ પરંતુ અશુદ્ધ પણ હોય છે. છતાં પણ યાદ આવેલા ખોટા નામમાં અક્ષરોનો ધ્વનિ, ભાષા તથા રૂપ સુરક્ષિત રહે છે.

### (૭) પ્રત્યાહ્વાનના હેતુ (Conditions of recall)

પ્રત્યાહ્‌વાન ધારણા પર નિર્ભર છે એટલે ધારણાના હેતુ પ્રત્યાહ્‌વાનના હેતુ છે. પ્રત્યાહ્‌વાન અનુકૂળ માનસિક તેમજ શારીરિક અવસ્થા પર આધાર રાખે છે. શરીરની અને મનની સ્વસ્થ અને સ્ફૂર્તિમય અવસ્થા પ્રત્યાહ્‌વાન માટે અનુકૂળ હોય છે. શીખતી વખતે તેમજ પ્રત્યાહ્‌વાન કરતી વખતે મન સ્વસ્થ અને પ્રફુલ્લિત હોવું અત્યંત આવશ્યક છે. થાકીને વાંચવાથી કંઈ યાદ રહી શકતું નથી તેમજ સારી રીતે તેનું પ્રત્યાહ્‌વાન થઈ શકતું નથી. આ રીતે થાક પ્રત્યાહ્‌વાન તેમજ ધારણા માટે પ્રતિકૂળ છે. થાકેલા હોઈએ છીએ ત્યારે શીખેલી કે અનુભવેલી બાબતોનું સારી રીતે સરળતાથી પ્રત્યાહ્‌વાન કરી શકતા નથી.

પ્રત્યાહ્‌વાન તે સમયની વ્યક્તિની વિશેષ પ્રવૃત્તિ અને પ્રધાન રુચિ પર આધાર રાખે છે. કોઈ વખત આપણને કોઈ પુસ્તક જોતાં આપણી પ્રધાન રુચિ અનુસાર તે પુસ્તક ક્યાંથી લાવ્યા હતા, સાથે કોણ હતા, તેનો કોણે કોણે ઉપયોગ કર્યો વગેરે બાબતો યાદ આવે છે.

પ્રત્યાહ્‌વાન અધોચેતન સાહચર્ય બંધનો અને સંકેતો (Cues) પર આધાર રાખે છે. અતીત અનુભવોના સંસ્કારો અધોચેતન ચિહ્નો પરસ્પર

સાહચર્યસંબંધ ગઠિત થઈ ચૂક્યો હોય છે જેમની એક શ્રૃંખલા બને છે, આથી ગત અનુભવનું પ્રત્યાહ્વાન કોઈ એવા પ્રત્યક્ષ કે વિચારના સંકેત પર. આધાર રાખે છે જેની સાથે પ્રારંભિક અનુભવમાં તેમનું સાહચર્ય થયું હોય. આપણે જે બંગલામાં પહેલાં રહ્યા હોય તેને ફરીથી કોઈ વખત જોતાં તે સમયના અતીત અનુભવોનાં સંસ્મરણો ફરીથી આવે છે.

પ્રત્યાહ્વાન પ્રસંગના પ્રભાવ પર નિર્ભર રહે છે. દરેક સહચારી વિચારો ન્યૂનાધિક રૂપમાં સંબધિત વિચારશ્રૃંખલાઓનાં અંગ હોય છે. કોઈ વિશેષ સમય પર કઈ બાબત યાદ આવશે તે પૂર્વ પ્રસંગ પર આધાર રાખે છે.

## (૯) સ્મૃતિપ્રતિમા (Memory image)

કોઈ પ્રત્યાહ્વાનિત તથ્ય કે અનુભવ અમુક સાંવેદનિક રૂપની સાથે ઉપસ્થિત થાય છે તેને સ્મૃતિપ્રતિમા કહેવામા આવે છે. પરંતુ તે યથાર્થવત્ અને વાસ્તવિક રીતે સૂંઘવું, જોવું, સાંભળવું વગેરેની સમાન હોય તો. ઉદાહરણાર્થ, હારમોનિયમના સ્વરનું પ્રત્યાહ્વાન કરવું. ગુલાબની સુગંધનું પ્રત્યાહ્વાન કરવું વગેરે. આ પ્રમાણેના પ્રત્યાહ્વાનમાં ધ્વનિ અને સુગંધનું યથાર્થવત પુનરાવર્તન કરવામાં આવે છે, તે વાસ્તવિક સાંવેદનિક (Sensory) અનુભવના જેવું માલૂમ પડે છે. અધિકાંશ સ્મૃતિપ્રતિમાઓ યથાર્થતા અને પૂર્ણતાની દૃષ્ટિએ જોતાં વાસ્તવિક સાંવેદનિક અનુભવ કરતાં નિમ્ન કોટિની હોય છે. તદુપરાંત સ્મૃતિપ્રતિમાઓ વ્યક્તિઓમાં સજીવતા અને યથાર્થતાની દૃષ્ટિએ પણ ભિન્ન હોય છે. જ્યાં સુધી વસ્તુની વાસ્તવિક ઉપસ્થિતિ હોય ત્યારે તેનાં તથ્યોનું યથાર્થ નિરીક્ષણ કરવામાં ન આવે ત્યાં સુધી તે તથ્યોને વસ્તુની સ્મૃતિપ્રતિમામાં જોઈ શકાતાં નથી. ઉદાહરણાર્થ, કોઈ વ્યક્તિ દાદરો ચઢીને આવે. તે દાદરાને જુએ છે. અને તેને આપણે કહીએ કે દાદરાનું પ્રત્યાહ્વાન કરો અને એક માનસિક પ્રતિમા તૈયાર કરો. તો તે બની શકશે. પરંતુ ફરીથી તેમને કહેવામાં આવે કે તે માનસિક પ્રતિમામાં જોઈને દાદરાનાં પગથિયાં ગણી બતાવો તો તે નહિ બની શકે અને બતાવશે તોપણ બરાબર નહિ બતાવે. તેનું કારણ એ જ છે કે તેમણે ફક્ત દાદરાનો સામાન્ય પ્રભાવ જ ધારણ કર્યો હતો! આ પ્રમાણે આપણે જ્યારે કોઈ વસ્તુ જોઈએ છીએ ત્યારે તેનો સાધારણ પ્રભાવ જ ગ્રહણ કરીએ છીએ અને તેની સ્મૃતિપ્રતિમાની રચના કરીએ છીએ તો એ સાધારણ પ્રભાવનું જ પ્રત્યાહ્વાન કરી શકીએ છીએ. આપણે તેની દરેક બાબતોનું અધ્યયન કરીએ તો તેની એ

વિશિષ્ટ બાબતોનું પણ પ્રત્યાહ્વાન કરી શકીએ. આપણે જે જે વસ્તુનું નિરીક્ષણ કરીએ છીએ તેનું જ પ્રત્યાહ્વાન કરી શકીએ છીએ તેથી અધિક બાબતોના પ્રત્યાહ્વાનમાં અસમર્થ રહીએ છીએ.

**(૯) પ્રત્યક્ષ અને સ્મૃતિપ્રતિમા (Percept and memory image)**

સ્મૃતિપ્રતિમા એ પ્રત્યક્ષનું પુનરુત્પાદન છે. તેમનામાં અગત્યના ભેદ હોવા છતાં અમુક બાબતોમાં સમાનતા છે રંગ, ધ્વનિ વગેરે જેવા સંવેદ્ય ગુણો પ્રતિમા અને પ્રત્યક્ષ બન્નેની રચનામાં હોય છે. પરંતુ એ ગુણો પ્રતિમામાં તો જ દશ્યમાન થાય છે જો આપણે પ્રત્યક્ષમાં પહેલાં જોયા હોય. વસ્તુના સંવેદ્ય ગુણો, સ્વરૂપ અને સંયોજન પ્રત્યક્ષમાંથી જ સ્મૃતિમાં પુનરુત્પાદિત કરી શકાય છે. પૂર્ણતાની અને સ્પષ્ટતાની દૃષ્ટિએ તેમાં તફાવત આવશ્યક હોય છે. અને તે વ્યકિતનો અંતરો ઉપર ખાસ આધાર રાખે છે. કેટલાક માણસો રંગનું પૂર્ણ સ્પષ્ટનાથી પુનરુત્પાદન કરી શકે છે, કેટલાક ગંધનું અને કેટલાક ધ્વનિનું સ્પષ્ટ અને સારી રીતે તેમના ચોક્કસ સ્વરૂપમાં પુનરુત્પાદન કરી શકે છે.

આ પ્રમાણેની સમાનતા હોવા છતાં અમુક બાબતોમાં અંતર છે તે નીચે પ્રમાણે છે.

**તીવ્રતા** (Intensity):– તીવ્રતામાં સ્મૃતિ પ્રતિમા અને પ્રત્યક્ષમાં અંતર છે. સ્મૃતિપ્રતિમા કરતાં પ્રત્યક્ષ અધિક તીવ્ર હોય છે. હ્યુમ (Hume) ની અનુસાર પ્રત્યક્ષ મન ઉપર જે સજીવતાથી થાય છે તે સ્મૃતિ પ્રતિમાના તે રૂપ કરતાં જુદો જ હોય છે. પ્રતિમાઓ પ્રારંભિક સંસ્કારની ધૂંધલી અનુકૃતિઓ હોય છે. તેમાં માત્રા કે તીવ્રતાની દૃષ્ટિએ અંતર હોય છે. પરંતુ તે વાજબી નથી. સ્ટાઉટ જણાવે છે કે તેમાં ખાસ અંતર હોય છે. ફક્ત માત્રાનું નહિ, વાસ્તવિક સવેદનાઓ જે રીતે મનપર પ્રભુત્વ જમાવે છે તે રીતે પ્રતિમાઓ કરતી નથી. પ્રત્યક્ષ આક્રમક હોય છે જેથી તે બલાત્કારથી બલાત્ મન પર પ્રભુત્વ જમાવે છે. પ્રતિમાઓ આક્રમક હોતી નથી. જેથી તે બલાત્ મન પર પ્રગટ થઈને ચેતનાના પ્રવાહમાં દખલ કરતી નથી.

**પ્રતિમાનું ખંડિત થવું** (Fragmentariness of image) આપણા વાસ્તવિક સમસ્ત અનુભવો હંમેશ ચેતનાની એક સમષ્ટિ બનાવે છે. એક સંવેદના પોતાની સાથે અન્ય સંવેદનાઓની એક શ્રૃંખલામાં ઉત્પન્ન થાય છે. પ્રત્યક્ષ સાથે ઘણું કરીને ન્યૂનાધિક પ્રમાણમાં મિશ્રિત લક્ષણોવાળી

આંગિક સંવેદનાઓ હોય છે. ટૂંકમાં સ્પર્શ, દૃષ્ટિ, ધ્વનિ, સ્વાદ વગેરે વિશિષ્ટ સંવેદનાઓ આંગિક સંવેદ્યના અને તેનાં પરિવર્તનો સાથે ઘનિષ્ઠ સંબંધમાં હોય છે, પરંતુ માનસિક પુનર્જીવનમાં પ્રતિમાનાં સંવેદ્યતત્ત્વો સમસ્ત સાંવેદનિક અનુભવોમાંથી જુદાં થયેલાં હોય છે.

આ પ્રમાણે જ્યારે આપણે ધ્વનિપ્રતિમા જોઈએ છીએ ત્યારે તે સમસ્ત ગતિ, આંગિક કે અન્ય સંવેદનાઓની એક શ્રૃંખલાનો ભાગ હોતી નથી. પ્રતિમાનાં સંવેદ્યતત્ત્વો તેમના સાંવેદનિક જોડાણથી વિચ્છિન્ન હોય છે. અને પ્રત્યક્ષ અને પ્રતિમાનો ખાસ ભેદ જ આ છે. આપણે કોઈ વસ્તુનો પ્રત્યક્ષ કરીએ છીએ ત્યારે તેનો આકાર, રંગ, રૂપ વગેરે જોઈએ છીએ. જો ગંધયુક્ત હોય તો તેની ગંધ લઈએ છીએ, સ્વાદયુક્ત હોય તો તેને ચાખીએ છીએ. આ પ્રમાણેના વાસ્તવિક ઇન્દ્રિયજન્ય અનુભવો એક અવિચ્છિન્ન સમષ્ટિ તૈયાર કરે છે. પરંતુ જ્યારે તેનું સ્મરણ કરવામાં આવે છે ત્યારે ફક્ત તેની દૃષ્ટિપ્રતિમાનું જ સ્મરણ કરવામાં આવે છે. તેનાથી થતા અન્ય ઇન્દ્રિયજન્ય અનુભવોનું સ્મરણ થતું નથી. જ્યારે પ્રત્યક્ષનું પ્રતિમાના રૂપમાં પુનરુત્પાદન કરવામાં આવે છે ત્યારે તેની અમુક બાબતો લુપ્ત થઈ જાય છે. પરંતુ ઘણી વખત પ્રત્યક્ષનું તેની પૂર્ણ સ્પષ્ટતા સાથે પ્રતિમામાં પુનરુત્પાદન કરી શકાય છે. આ પ્રમાણે સ્મૃતિપ્રતિમા પ્રારંભિક અનુભવમાં પોતાના પ્રસંગથી વિચ્છિન્ન હોય છે.

**માનસિક ક્રિયા સાથે સંબંધ** ( Relation to subjective activity)

સંવેદનાઓ તેમની સાંવેદનિક તીવ્રતાથી ધ્યાન આકર્ષિત કરે છે. પરંતુ પ્રતિમાઓ જ્યાં સુધી વિચારોના સામાન્ય નિર્દેશન સાથે સંબંધિત હોય છે ત્યાં સુધી ધ્યાન આપવામાં આવે છે. વિચારો માનસિક સ્થિતિઓ પ્રમાણે એકબીજાને અનુસરે છે. પ્રત્યક્ષનું નિર્દેશન બાહ્ય પરિસ્થિતિઓથી થાય છે. તેનો વિચારોની જેમ એકબીજા સાથે સંબંધ હોતો નથી. વૉર્ડ જણાવે છે કે "પ્રત્યક્ષને ન તો તાર્કિક અવિચ્છિન્નતા હોય છે, ન તો માનસિક અવિચ્છિન્નતા". મેલોન જણાવે છે કે "પ્રત્યક્ષ અધિક સ્થિર, અધિક નિશ્ચિત હોય છે. અને તેમની વસ્તુઓ આપણી સામે પરિપૂર્ણ દેશમાં નિશ્ચિત સ્થાન ધરાવે છે. સ્મૃતિપ્રતિમાઓ અધિક ચંચળ હોય છે અને દેશમાં પ્રક્ષિપ્ત હોય છે. છતાં પણ અધિકાંશ લોકોને માટે તે વાસ્તવિક પ્રત્યક્ષીકૃત દેશ હોતો નથી. જે દેશમાં સ્મૃતિપ્રતિમાઓની સત્તા હોય છે તે

પૂર્ણ દેશ હોતો નથી." સ્મૃતિપ્રતિમાઓ મન દ્વારા વિકસિત કરવામાં આવે છે જેને ધ્યાનથી સ્થિર રાખી શકાય છે. પરંતુ ધ્યાનનો સ્વભાવ ચંચળ હોય છે, જે સમય સમય પર બદલાતો રહે છે. જેથી સ્મૃતિપ્રતિમાઓ અસ્થિર હોય છે જ્યારે પ્રત્યક્ષ બાહ્ય પરિસ્થિતિઓથી નિયમિત હોય છે જેથી તે સ્થિર હોય છે.

**સ્પષ્ટતા ( Distinctness ) :**—પ્રત્યક્ષની વસ્તુથી પૃથક્ હોવાના કારણે સ્મૃતિપ્રતિમા અપૂર્ણ હોય છે. તેમાં વિસ્તારની સર્વ બાબતો સ્પષ્ટ રીતે જોઈ શકાતી નથી. જ્યારે પ્રત્યક્ષ સ્પષ્ટ અને પૂર્ણ હોય છે. જેમાં વિસ્તારની સર્વ બાબતોનું જ્ઞાન મળી શકે છે. આપણે કેરીનો પ્રત્યક્ષ કરીએ છીએ તો તે સ્પષ્ટ હોય છે. પરંતુ તેની સ્મૃતિપ્રતિમામાં કેરીનું સ્પષ્ટ જ્ઞાન થઈ શકતું નથી; કારણ કે પ્રત્યક્ષ કરતાં પ્રતિમા અસ્પષ્ટ હોય છે. તેમાં વિસ્તૃત બાબતોની જાણકારી મળી શકતી નથી. તેમાં પ્રત્યક્ષની અમુક થોડી ઘણી બાબતોનું સ્મરણ થતું નથી. સ્મૃતિપ્રતિમાની અસ્પષ્ટતાનું કારણ અંશતઃ વિસ્મૃતિ પણ હોય છે. પ્રત્યક્ષ અમુક અંશે નષ્ટ થાય છે તેનું કારણ આપણી ધારણાશક્તિમાં ખામી અથવા તો આપણી પ્રત્યાહ્વાન ક્રિયામાં ન્યૂનતા હોઈ શકે. સ્મૃતિપ્રતિમા એક જ પ્રત્યક્ષનું પરિણામ હોતી નથી પરંતુ અનેક પ્રત્યક્ષો કે જેમાં ફક્ત થોડી ઘણી બાબતોમાં જ સામ્ય હોય છે અને બાકીની બાબતોમાં વૈષમ્ય હોય છે તેનું પરિણામ હોય છે. પ્રત્યક્ષની વિસ્તૃત બાબતોમાં અધિક વિષમતા હોય છે જેથી સ્મરણમાં બાધક નીવડે છે. તદુપરાંત સ્મૃતિપ્રતિમામાં તેટલી જ બાબતો પુનર્જિવિત થાય છે જેટલી પ્રત્યે તે ક્ષણે રુચિ હોય અને રુચિને આવશ્યક હોય.

**શારીરિક ક્રિયા સાથે સંબંધ ( Relation to motor activity ) :**—આપણા પ્રત્યક્ષો આપણી શારીરિક ગતિઓ પ્રમાણે પરિવર્તન પામે છે. પ્રત્યક્ષનું નિયંત્રણ બાહ્ય ઉત્તેજનાઓથી થાય છે. તેથી પ્રત્યક્ષ વાતાવરણસ્થિત ઉત્તેજનાઓ તથા આપણી શારીરિક અને ઐન્દ્રિય ગતિઓની સાથે પરિવર્તન પામે છે. આપણે વિચારો કે સ્મૃતિપ્રતિમાઓને સાથે લઈ જઈ શકીએ છીએ. પરંતુ જ્યારે આપણે વસ્તુ તરફથી મુખ ફેરવી લઈએ અથવા તો આંખો બંધ કરી લઈએ તો આપણે પહેલાં જે જોયું હોય તે જોઈ શકતા નથી. ટૂંકમાં સંવેદનાઓ આપણી ઇન્દ્રિયોના સમાયોજનની સાથે પરિવર્તન પામે છે. પરંતુ આપણાં ઇન્દ્રિયપરિવર્તનો કે ગત્યાત્મક પરિવર્તનો સાથે સ્મૃતિપ્રતિમા પરિવર્તિત થતી નથી.

(૧) એંજીલ સ્મૃતિપ્રતિમા અને પ્રત્યક્ષમાં ભેદ જણાવતાં કહે છે કે "પ્રત્યક્ષ ગતિઓ જાગૃત કરે છે, જ્યારે સ્મૃતિપ્રતિમાઓ નહિ. ઉદાહરણાર્થ આપણે કોઈ પુસ્તક જોઈએ છીએ તો તેને ઉઠાવીએ છીએ અને તેને વાંચીએ છીએ પરંતુ કાલ્પનિક પુસ્તક માટે એવી કોઈ ગતિ કરવામાં આવતી નથી." (૨) પ્રત્યક્ષોની ઉત્પત્તિ અને નાશ આપણા સંકલ્પથી સ્વતંત્ર હોય છે. સ્મૃતિ-પ્રતિમાઓને આપણે ઘણું કરીને સંકલ્પથી જાગૃત કરી શકીએ છીએ અને સંકલ્પથી દૂર કરી શકીએ છીએ." (મેસેન) (૩) પ્રત્યક્ષની વસ્તુઓ આપણા સંકલ્પથી સ્વતંત્ર હોય છે જ્યારે સ્મૃતિપ્રતિમાઓ આપણા સંકલ્પથી ઉત્પન્ન થાય છે. પ્રત્યક્ષની વસ્તુઓ સર્વ મનુષ્યને માટે સમાન હોય છે અને દરેક તેનો પ્રત્યક્ષ કરી શકે છે પરંતુ સ્મૃતિપ્રતિમાઓ દરેકને માટે સમાન હોતી નથી.

### (૧૦) પ્રારંભિક સ્મૃતિપ્રતિમા ( Primary memory image )

પ્રારંભિક સ્મૃતિપ્રતિમામાં મન ચેતનક્રિયામાં હોય છે અને આ રીતે તે અન્ય સ્વરૂપો કે જે ન્યૂનાધિક નિષ્ક્રિય સંવેદનાઓ હોય છે તેનાથી જુદી પડે છે. આપણે પ્રારંભિક સ્મૃતિપ્રતિમા ત્યારે પ્રાપ્ત કરી શકીએ છીએ જ્યારે આપણે અનુભવ કર્યો બાદ અથવા તો ઉત્તેજનાની ક્રિયાનો અંત થયા બાદ તત્કાળ અમુક સંવેદનાનું પ્રત્યાહ્વાન કરીએ અથવા ધ્યાન આપીએ. ઉદાહરણાર્થ આપણી સાથે કોઈ આદમી વાત કરી રહ્યો છે અને વાત બંધ થયા બાદ તરત જ અમુક સેકંડ સુધી તેને અવાજના પ્રતિધ્વનિની જેમ ધ્યાન આપવાથી સાંભળી શકીએ છીએ; તેના બોલવા પ્રત્યે આપણે બેધ્યાન હોઈએ તો આપણે જાણી શકીએ છીએ કે તે શું કરી રહ્યો હતો. પ્રાથમિક પ્રતિમા એ પશ્ચાત્પ્રતિમા નથી, તેમાં ઘણું જ અંતર છે. પશ્ચાત્ પ્રતિમા ઉત્તેજનાનો અંત થતાં તરત જ સ્વયં ઉપસ્થિત થાય છે; જ્યારે પ્રારંભિક સ્મૃતિપ્રતિમા ધ્યાનના પ્રયત્નથી સ્મૃતિપટ પર લાવવામાં આવે છે. ટૂંકમાં પ્રારંભિક સ્મૃતિપ્રતિમા એ સ્મૃતિની પ્રારંભિક ક્રિયા છે. ગમે તેમ હોય પણ બૌદ્ધિક જીવનના મિતવ્યયમાં તેનું અગત્યનું સ્થાન છે.

પ્રારંભિક પ્રતિમા અને પશ્ચાત્ પ્રતિમાની બાબતમાં વોર્ડ જણાવે છે કે "દ્વાર પરની ખટખટાહટ, ઘંટનો અવાજ, દોસ્તનો ચહેરો કે જેના પર આપણે ધ્યાન આપ્યું નથી, કોઈ કોઈ વખત થોડી ક્ષણો બાદ વારંવાર આવનાર પ્રતિમાઓ દ્વારા 'સાંભળી લેવાય છે. જો કે એમ માલૂમ પડે છે

કે વાસ્તવિક સંસ્કારની બિલકુલ ઉપેક્ષા કરવામાં આવી હતી. દષ્ટિની બાબતમાં પ્રારંભિક સ્મૃતિપ્રતિમા સદૈવ કોઈ વસ્તુ પર એક ક્ષણ સુધી નજર સ્થિર કરી જોવાથી અને પછી આંખો બંધ કરી અથવા અન્ય દિશામાં ફેરવી પ્રાપ્ત કરી શકાય છે. વસ્તુની પ્રતિમા એક ક્ષણ સુધી અધિક સ્પષ્ટ અને સજીવ દેખાય છે, અને ધ્યાનના પ્રયત્નથી લગાતાર કેટલીક વખત પાછી લાવી શકાય છે. આ પ્રમાણેના પુનરુત્થાનમાં આંખોને જલદી ખોલવાથી અને બંધ કરવાથી અથવા અચાનક તેમને કોઈ બીજી તરફ લઈ જવાથી અધિક સહાયતા મળે છે."

આ રીતે જોતાં પ્રારંભિક સ્મૃતિપ્રતિમા પશ્ચાત્પ્રતિમાની સમાન છે. પ્રારંભિક સ્મૃતિપ્રતિમા પશ્ચાત્પ્રતિમાની જેમ કોઈ રીતે ઈન્દ્રિય દ્વારા સ્થિરીકૃત માલૂમ પડે છે. પશ્ચાત્પ્રતિમાની સ્થિરતા ધ્યાનના પ્રયત્ન પર નિર્ભર રહે છે જ્યારે પશ્ચાત્પ્રતિમા ઉત્તેજનાના.

### (૧૧) પુનરાવર્તી પ્રતિમા (Recurrent image)

પુનરાવર્તી પ્રતિમાઓ થોડા થોડા સમયે વારંવાર ઉત્પન્ન થાય છે. અને જ્યાંસુધી તેમનામાં સ્થિતિસ્થાપકતા રહે છે. ત્યાં સુધી તે થોડા થોડા સમયે ચેતનામાં આવતી રહે છે. જ્યારે તેની સ્થિતિસ્થાપકતા સમાપ્ત થાય છે ત્યારે તે ચેતનામાં આવવાનું બંધ કરે છે. આ ઉપરથી આપણે અધોચેતન વિચારોની અમુક ક્રિયાઓ ધારી શકીએ. તેઓ સદૈવ ચેતનામાં પ્રવેશવા માટે સંઘર્ષ કરે છે પરંતુ અધિક પ્રબળ અને સંગઠિત વિચારો દ્વારા તેમનું દમન થાય છે. તે ગમે તે રીતે વારંવાર ચેતનામાં બલાત્ પ્રવેશ કરવાની કોશિશ કરે છે. ઘણા સમય પહેલાંનું વિસ્મૃત કોઈ દશ્ય કે ધ્વનિ આપણી સ્મૃતિમાં ફુરસદ-સમયે આવી શકે છે. પુનરાવર્તી પ્રતિમાને કોઇ તાત્કાલિક કારણ હોતું નથી કે જેનાથી તેનો ઉદ્ભવ થતો હોય. પ્રત્યક્ષની સ્વતંત્રતાનો તેમાં કંઈક અંશ હોય છે. તે પ્રભાવશાળી અને આકર્ષક પ્રત્યક્ષોના અવશેષ હોય છે. તેમનો ઉદ્ગમ અને નાશ તેમની કોઈ આશ્ચર્યકારક ભેદી રીતથી જ થાય છે. તે પ્રત્યક્ષની જેમ બાહ્ય ઉત્તેજના પર નિર્ભર નથી. તે ઉત્તેજનાઓ અને તેમના પ્રભાવોની સમાપ્તિ બાદ કેટલાક કલાકો કે કેટલાક દિવસો બાદ પુનઃ અચાનક પાછી આવે છે. આપણે તેમની સાહચર્યની કડીઓ પણ જાણી શકતા નથી, જેમનાથી તેમનું પ્રત્યાદ્ભવાન કે નિદેંગન થાય છે. પુનરાવર્તન પ્રતિમા મનમાં નિયંત્રિત પ્રતિમા જેવી હોતી નથી પરંતુ તે એક માનસિક ચિત્ર છે.

(૧૨) પ્રત્યક્ષ અને પશ્ચાત્પ્રતિમા ( Percept and After image )

આપણે કોઇ વસ્તુને જોઈએ છીએ તો તેને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. પરંતુ વસ્તુના દૂર થવા છતાં તેનો મન પર પ્રભાવ રહે છે અને તેને મળતી જ પ્રતિમા જોવામા આવે છે તેને પશ્ચાત્પ્રતિમા કહેવામાં આવે છે. આપણે તેજસ્વી વિદ્યુતગોળા તરફ જોઈએ છીએ તો આપણને તેનો પ્રત્યક્ષ થાય છે; પરંતુ થોડી ક્ષણો જોયા બાદ નેત્ર બંધ કરવાથી શ્વેત પ્રકાશનું એક વૃત્ત જોવામાં આવે છે તેને પશ્ચાત્ પ્રતિમા કહેવામાં આવે છે. પશ્ચાત્ પ્રતિમાઓ બે પ્રકારની હોય છેઃ ભાવાત્મક ( Positive ) અને અભાવાત્મક (Negative). આપણે આંખ મીંચી દીધા બાદ જે શ્વેત પ્રકાશનું વૃત્ત જોઈએ છીએ તેને ભાવાત્મક પશ્ચાત્ પ્રતિમા ( Positive after-image ) કહેવામાં આવે છે. ધીરે ધીરે તે સફેદ વૃત્ત કાળા કે ધૂંધલા વર્ણમાં પરિવર્તિત થાય છે તે અભાવાત્મક પશ્ચાત્પ્રતિમા (Negative after-image) છે. ભાવાત્મક પશ્ચાત્પ્રતિમા ઉત્તેજનાના ચાલી ગયા બાદ પ્રારંભિક ઐન્દ્રિય ઉદ્દિપન ચાલુ રહેવાના કારણે થાય છે. જ્યારે અભાવાત્મક પશ્ચાત્પ્રતિમા ઉદ્દિપન પછી તરત જ જે થાક લાગે છે તેના કારણે થાય છે.

પશ્ચાત્પ્રતિમાને પશ્ચાત્ સવેદના ( After sensation ) પણ કહેવામાં આવે છે અને તે અધિક યોગ્ય છે. કારણ કે તે ઉત્તેજનાની સમાપ્તિ બાદ ઇન્દ્રિય પરના તેના રહેતા પ્રભાવથી ઉત્પન્ન થાય છે. પ્રત્યક્ષ અને પશ્ચાત્પ્રતિમા બન્નેમાં બાહ્ય ઉત્તેજનાઓથી થતાં ઐન્દ્રિય ઉત્તેજનો થાય છે. પ્રત્યક્ષની વસ્તુના જે ગુણો હોય છે તે ગુણયુક્ત દાર્ષ્ટિક ભાવાત્મક પ્રતિમા હોય પરંતુ અભાવાત્મક પ્રતિમાઓમાં કંઈક અંતર અવશ્ય હોય છે.

પ્રત્યક્ષમાં સમક્ષ સ્થિત ઉદ્દિપક વસ્તુ પર અધિક ધ્યાન આપી તેને ચેતનાના ક્ષેત્રમાં અધિક સમય રોકી રાખી શકાય છે પરંતુ પશ્ચાત્પ્રતિમાને ધ્યાનથી રોકી રાખી શકાતી નથી. કારણ કે તે આપણા સંકલ્પથી સ્વતંત્ર છે. તેના ઉપર આપણા સંકલ્પનું નિયંત્રણ હોતું નથી અને તે ચેતનાનું ક્ષણિક કાર્ય છે જેને અધિક સમય રાખી શકાતું નથી. તદુપરાંત તેમનામાં અન્ય બાબતોમાં પણ અંતર છે. પ્રત્યક્ષ ત્યારે જ થઈ શકે છે જ્યારે ઉત્તેજના ઇન્દ્રિય સમક્ષ ઉપસ્થિત હોય. જ્યારે પશ્ચાત્પ્રતિમા ઉત્તેજના ચાલી ગયા બાદ તરત જ ઉત્પન્ન થાય છે. પ્રત્યક્ષમાં સંવેદનાનો અર્થ કરવામાં આવે છે અને જેથી અર્થગ્રહણનું આવશ્યક સંયોજન, પૃથક્કરણ

અને સદશીકરણ જેવી માનસિક ક્રિયાઓ કરવામાં આવે છે, જ્યારે પશ્ચાત્ પ્રતિમામાં એ ક્રિયાઓ થતી નથી.

## (૧૩) આઇડીટિક પ્રતિમા (Eidetic Image)

એક ચોક્કસ પ્રકારની પ્રતિમા હોય છે જેને આઇડીટિક પ્રતિમા કહેવામાં આવે છે. ઘણું કરીને ચૌદ વર્ષની ઉમરથી ઓછી ઉમરનાં બાળકો અને તેમનામાં પણ અડધાં બાળકો આઇડીટિક પ્રતિમાઓનો અનુભવ કરે છે. આ પ્રતિમાઓની શોધ જર્મનીની મારબર્ગ ઇન્સ્ટીટયૂટ (Marburg Institute) ના જર્મન સ્કૉલરોએ કરી હતી, જેનું નેતૃત્વ ઈ. આર. જેનેશ (E. R. Janesch) કરતા હતા. આઇડીટિક પ્રતિમા એક આત્મગત દાર્ષ્ટિક ક્રિયા છે; જે અમુક યુવાનોમાં જોવામાં આવે છે. પ્રૌઢોમાં ઘણી ઓછી જોવામાં આવે છે. કોઈ બાળક કોઈ વસ્તુને એકદમ તલ્લીન થઈને જુએ અને થોડી વાર બાદ આંખો બંધ કરી દે અથવા કોઈ ધૂંધલી પૃષ્ઠભૂમિ પર જુએ તો તે વસ્તુને પોતાની સમક્ષ પહેલાં હતી તેવી જ જુએ છે અને તેની બાબતમાં એવા પ્રશ્નો પૂછવામાં આવે જે બાબતનો વસ્તુની વાસ્તવિક ઉપસ્થિતિ સમયે વિચાર પણ ન આવ્યો હોય. તેવા પ્રશ્નોના પણ જવાબ આપી શકે છે. પ્રતિમાનું આ સ્વરૂપ માનસિક હોય છે પરંતુ બિલકુલ સજીવ માલૂમ પડે છે. તે એટલી બધી સ્પષ્ટ હોય છે કે જેની વિસ્તૃત બાબતોને વાસ્તવિક પ્રત્યક્ષમાં ભૂલી ગયા હોય તેને પણ તેમાં જોઈ શકાય છે. આ પ્રતિમા બિલકુલ પ્રારંભિક પ્રત્યક્ષની અનુકૃતિ હોતી નથી. તેમાં પરિવર્તન પણ થાય છે. તે અધિક નિયમિત થઈ શકે છે. તેનો રંગ પહેલાં કરતાં અધિક તેજસ્વી અને આકર્ષક જોઈ શકાય છે. તે હાલતી ચાલતી પણ જોઈ શકાય છે. આ પ્રમાણેનાં પરિવર્તનો ઐચ્છિક પણ હોઈ શકે છે અને અનૈચ્છિક પણ. આ પ્રતિમાઓ બાળપણના અંતિમ ભાગમાં સામાન્ય રીતે જોવા મળે છે અને સાધારણ રીતે કિશોરાવસ્થામાં લુપ્ત થઈ જાય છે. ઘણા વયસ્કો પણ આ પ્રકારની પ્રતિમા ગ્રહણ કરે છે. એ જોવામાં આવ્યું છે કે અમુક વિશિષ્ટ પ્રકારના લોકો આ પ્રતિમાઓનો અનુભવ કરે છે જેમને આઇડીટિક કહેવામાં આવે છે

## (૧૪) સહસવેદના (Synesthesia)

કેટલાક સાધારણ મનુષ્યો એક વિચિત્ર શક્તિ ધરાવે છે, જે ધ્વનિઓને રંગયુક્ત હોય તે રીતે સાંભળી શકે છે. તે તતુડીને શબ્દ લાલ સાંભળી શકે છે. ગંભીર સ્વરને ઘાડો આસમાની સાંભળી શકે છે.. તેઓ અક્ષરોને

રંગોના રૂપમાં સાંભળી શકે છે. સ્વર અને વ્યંજનોને વિશિષ્ટ રંગોના રૂપમાં સાંભળી શકે છે. તેઓ સંખ્યાઓને વિશેષ રંગના રૂપમાં સાંભળી શકે છે. વુડવર્થ જણાવે છે કે, "રંગયુક્ત શ્રવણ સર્વાધિક સામાન્ય સહ-સંવેદના છે. જો કે તે સહસવેદનાનું એક રૂપમાત્ર નથી. તેમાં એક ઇન્દ્રિય પર ક્રિયા કરનાર ઉત્તેજના પ્રતિ અન્ય ઇન્દ્રિય સાથે સંબંધ ધરાવતી સહ-સંવેદનાઓ પ્રતિમાઓ દ્વારા પ્રતિક્રિયા કરવામાં આવે છે." તેની ઉત્પત્તિ નિશ્ચિત રીતે જાણી શકાઈ નથી.

(૧૫) પ્રત્યભિજ્ઞા (Recognition)

પ્રત્યભિજ્ઞા કોઈ પ્રસ્તુત વસ્તુનું અથવા જ્ઞાનેન્દ્રિયના સંપર્કમાં આવતી વસ્તુનું સ્મરણ કરવાની ક્રિયા છે. આપણે કોઈ વસ્તુને જોઈને ઓળખી જઇએ છીએ તેવી જ રીતે રેલવે એંજિનની સીટીના અવાજને ઓળખીએ છીએ વગેરે. પ્રત્યભિજ્ઞામાં પૂર્વ અનુભવ જ્યાં અને જ્યારે થયો હોય તે સમય અને સ્થાનથી સંબંધિત કરવામાં આવે છે. સ્મૃતિમાં પ્રત્યાહુત સામગ્રીને સ્વીકૃત કે અસ્વીકૃત કરવાનું કાર્ય પ્રત્યભિજ્ઞા કરે છે. તેના સિવાય સ્મૃતિ પૂર્ણ થતી નથી.

જેવી રીતે પ્રત્યક્ષમાં સંકેતો (Cues) અને ચિહ્નો (Signs) નો ઉપયોગ કરવામાં આવે છે તેવી રીતે પ્રત્યાહ્વાનમાં પણ કરવામાં આવે છે. અને ખરી રીતે જોતાં તો પ્રત્યભિજ્ઞા એક પ્રકારનું પ્રત્યક્ષીકરણ છે. ઉદાહરણાર્થ, આપણે ફરવા નીકળ્યા હોઈએ અને દૂર ગોચર તરફ નીકળી જઈએ. દૂરથી આપણને કોઈ અભેદ વસ્તુ આવતી દેખાય તો આપણે કહીએ છીએ કે આ તો ગાય છે. અને થોડી નજીક આવતાં આપણે કહીએ છીએ કે આ તો કનૈયાની ગાય છે. આ પ્રમાણે આપણે વસ્તુને ઓળખવા માટે ફક્ત નિરીક્ષણ ઉપર આધાર ન રાખતાં સંકેતોનો પણ ઉપયોગ કરીએ છીએ, કારણ કે આપણે તે જ શ્રેણીની અન્ય વસ્તુઓથી તેને ભિન્ન કરવાની હોય છે. ખાસ કરીને આપણે વસ્તુના નિશ્ચિત સંકેતોથી પૂર્ણ તથા અભિજ્ઞ હોતા નથી. જેનાથી આપણે તેને સારી રીતે ઓળખી શકીએ. આપણો દોસ્ત કે જે સિને-અભિનેતાને ઓળખતો ન હોય તેને આપણે ઓળખાવવા માટે એટલું બરાબર વર્ણન કરી શકતા નથી કે જેથી તે બરાબર ઓળખી શકે. જેથી આપણે એ બતાવીએ છીએ કે તેના શરીર પર અમુક સ્થાને કોઈ ઘા છે કે કોઈ વિચિત્ર ડાઘ છે કે એવી અન્ય કોઈ નિશાની છે.

કોઈ કોઈ વખત આપણને કોઈ વસ્તુથી પરિચિત હોવાની અનુભૂતિ

થાય છે, પરતુ તેની પ્રતિમાનુ પ્રત્યાહ્વાન કરી શક્તા નથી તો તે આશિક પ્રત્યભિજ્ઞા ગણાય છે પરતુ તે પ્રત્યાહ્વાન થતા પૂર્ણ થાય છે ઉદાહરણાર્થ આપણે કોઈ સાધારણ પરિચિત વ્યક્તિને જોઈએ છીએ તો આપણને એમ લાગે છે કે આપણે તેને ઓળખીએ છીએ આપણે વિચાર કરીએ છીએ કે આપણે તેને ઓળખીએ છીએ પરતુ તેની સાથે કયા મુલાકાત થઈ હતી, ક્યારે થઈ હતી અને કયા કારણસર થઈ હતી તેનુ બરાબર જ્ઞાન નથી અને એ બાબતોને જાણવા માટે આપણે ઘણો જ પ્રયત્ન કરીએ છીએ અને તે તે નિશ્ચિત સ્થિતિઓનુ પ્રત્યાહ્વાન કરવાનો પ્રયત્ન કરીએ છીએ, પરતુ તે બાબતમા નિશ્ચિત સ્મરણ થઈ શકતું નથી આમા આપણને પ્રત્યભિજ્ઞા અવશ્ય હોય છે પરતુ સ્મૃતિ હોતી નથી અને આ પ્રમાણે પ્રત્યાહ્વાન સિવાય પ્રત્યભિજ્ઞા સાથે અપૂર્ણતાની અનુભૂતિ થાય છે જ્યારે આપણને એ અનુભૂતિ થાય છે કે આપણા મનમા વર્તમાન પ્રત્યક્ષનુ સાહચર્ય છે જેનુ નિર્માણ કોઈ વિગત સમયમા થયુ હતુ અને તે પણ કે તેઓ ચેતનાના દ્વારને ઘેરી રહેનુ છે તો આપણને પરિચિત હોવાનુ જ્ઞાન થાય છે પરિચિત હોવાની લાગણીમા એ બાબત સમાવિષ્ટ હોય છે કે જે વસ્તુનો વર્તમાન અનુભવ થઈ રહ્યો છે તેનો પૂર્વ અનુભવ થઈ ગયેલો છે આ પ્રત્યભિજ્ઞા અવશ્ય છે, પરતુ અનિશ્ચિત પ્રત્યભિજ્ઞા (Indefinite recognition) છે તેને સબધિત પ્રત્યાહ્વાન સફળ થાય છે તો પ્રત્યભિજ્ઞા પૂર્ણ થાય છે, જેને નિશ્ચિત પ્રત્યભિજ્ઞા (Definite Recognition) કહેવાય છે નિશ્ચિત પ્રત્યભિજ્ઞામા પ્રત્યાહ્વાન અને પ્રત્યભિજ્ઞાની પ્રક્રિયાઓનો સહયોગ થાય છે આ પ્રમાણે પહેલાં અનિશ્ચિત પ્રત્યભિજ્ઞા, તેના પછી પ્રત્યાહ્વાન થાય છે જેનાથી નિશ્ચિત પ્રત્યભિજ્ઞા થાય છે

એક એ પ્રકારની સ્મરણ કરવાની ક્રિયા છે જેમા કોઈ પરિચિત વસ્તુના પ્રત્યક્ષથી સહાયતા મળે છે જેની શરૂઆત પ્રત્યાહ્વાનથી થાય છે અને પ્રત્યભિજ્ઞા દ્વારા પૂર્ણ થાય છે કોઈ કોઈ વખત આપણે કોઈ પુસ્તકના લેખકનુ નામ યાદ કરવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે આપણને અનેક નામો યાદ આવે છે પરતુ આપણે તેનો અસ્વીકાર કરીએ છીએ અને તે આપણે નામનુ પ્રત્યાહ્વાન કરવામા સફળ થઈએ છીએ જેનો આપણે સ્વીકાર કરીએ છીએ અને આ રીતે તે નામને ઓળખીને આપણે સ્મરણ કરવાની ક્રિયાની સમાપ્તિ કરીએ છીએ

પ્રત્યભિજ્ઞા વર્તમાન અનુભવને તેના પહેલે પહેલે થવાના સમય અને

સ્થાનથી સંબંધિત કરી શકે છે. પ્રત્યાભિજ્ઞા નિશ્ચિત હોઈ શકે છે. આંગિક પ્રતિક્રિયાનું પુનર્જીવિત થવું અને સહચારી વિચારોનું પુનરુત્થાન અથવા એ બન્ને સાથે સાથે વર્તમાન અનુભવને ભૂતકાળમાં કોઈ નિશ્ચિત સમય સાથે સંબંધિત કરી શકીએ છીએ. આ નિશ્ચિત પ્રત્યભિજ્ઞા છે. તેમાં કોઈ વસ્તુનો પ્રત્યક્ષ પરિચય હોવાની લાગણીથી મિશ્રિત સહચારી વિચારોના એક સમૂહને પુનર્જીવિત કરે છે. (ટીચનર)

## (૧૬) સ્મૃતિઓની વિવિધતા (Variety of Memories)

આપણે સામાન્ય ભાષામાં કહીએ છીએ કે અમુક માણસની સંખ્યા માટેની સ્મૃતિ સારી છે; પરંતુ નામ માટેની સ્મૃતિ ખરાબ છે. વિભિન્ન વ્યક્તિઓની સ્મૃતિ વિભિન્ન દિશાઓમાં વિકસિત હોય છે. આપણે ઉપર જોયું તેમ એક જ વ્યક્તિની સ્મૃતિ સંખ્યાઓ માટે સારી હોઈ શકે છે, જ્યારે નામોને માટે ખરાબ. એક વ્યક્તિની સ્મૃતિ સ્થાનો માટે સારી હોઈ શકે છે, જ્યારે ચહેરાઓ માટે ખરાબ હોય છે. આ પ્રમાણોનાં અંતરો થોડાઘણા અંશે વ્યક્તિના જન્મજાત બંધારણ પર આધાર રાખે છે; પરંતુ વ્યક્તિની રુચિ સાથે તેમનો ઘનિષ્ઠ સંબંધ હોય છે. તેઓ વિભિન્ન પ્રકારની વ્યક્તિની રુચિઓ પર આધાર રાખે છે. પરંતુ વ્યક્તિની અમુક વિશેષતાઓ છે જેવું આ રીતે વર્ણન થઈ શકે નહિ. જેથી એમ કહેવામાં આવે છે કે સામાન્ય સ્મૃતિ ક્યાંય નથી પરંતુ વિશેષ સ્મૃતિ સર્વત્ર છે.

## (૧૭) સ્મૃતિના ભેદ (Kinds of Memory)

નિષ્ક્રિય સ્મૃતિ અને સક્રિય સ્મૃતિ (Passive memory and active memory)

નિષ્ક્રિય અને સક્રિય સ્મૃતિમાં અંતર એ છે કે જ્યારે આપણા અનુભવો આપણા કોઈપણ પ્રયત્ન કે સંકલ્પ સિવાય સ્મૃતિમાં જાગૃત થઈ જાય છે તો તેને નિષ્ક્રિય સ્મૃતિ કહેવામાં આવે છે; જ્યારે સક્રિય પ્રયત્ન કે સંકલ્પથી અનુભવોને સ્મૃતિમાં લાવવામાં આવે છે તો તેને સક્રિય સ્મૃતિ કહેવામાં આવે છે. નિષ્ક્રિય સ્મૃતિમાં અનુભવોને યાદ કરવાનો પ્રયાસ કરવામાં આવતો નથી. ઉદાહરણાર્થ, આપણે પૂજ્ય બાપુનો ફોટો જોઈએ છીએ ત્યારે તેમના સત્ય અને અહિંસાના આદેશો યાદ આવે છે. ગુલાબના ફૂલનું દર્શન તેની મનમોહક સુગંધીની યાદ આપે છે. સક્રિય સ્મૃતિમાં આપણા પ્રયાસો

અને સંકલ્પો કાર્ય કરે છે. આપણે કોઈ વિસ્મૃત નામ યાદ કરવાનો પ્રયત્ન કરી તેને યાદ કરીએ છીએ. પ્રસંગોપાત પરદેશ ગયેલા દોસ્તને યાદ કરીએ છીએ. એ સક્રિય સ્મૃતિ કહેવાય છે.

સ્મૃતિના વિચારોને નિર્દેશાત્મક શક્તિઓ (Suggestive forces)ના નિયંત્રણથી સહાયતા મળે છે. નિષ્ક્રિય સ્મૃતિમાં સ્મરણકર્તા સામાન્ય રીતે નિષ્ક્રિય રહે છે અને વિચારોને એકબીજાને તેમના સાહચર્યની શક્તિ મુજબ નિર્દેશ કરવા દેવામાં આવે છે. તેમાં આપણા પર વિચારો નિયંત્રણ કરે છે કે જેની શૃંખલાએ આપણું ધ્યાન ખેંચ્યું હોય અને તે વિચારોની નિર્દેશાત્મક શક્તિઓથી વર્તમાનથી ભૂતમાં કે દૂરના ભવિષ્યમાં આપણા મનને લઈ જવામાં આવે છે. આ પ્રમાણેની મનઃસ્થિતિમાં પુનરાવર્તી પ્રતિમાઓ સામાન્ય હોય છે. સક્રિય સ્મૃતિમાં કર્તા સ્વયં અમુક ચોક્કસ વિચાર કે વિચારસમૂહનું ધ્યાનના પ્રયત્નથી પ્રત્યાહ્વાન કરે છે. વિગત વિચારના પ્રત્યાહ્વાન માટે કર્તા નિર્દેશાત્મક શક્તિઓનું નિયંત્રણ કરે છે અને વિચારોનું કેન્દ્રીકરણ (Fixation of ideas) કરે છે. વિચારોનું કેન્દ્રીકરણ એટલે કે સાધારણ પુનર્જીવિત પ્રતિમાઓને પૂર્ણતયા જીવિત કરવા માટે ધ્યાન કેન્દ્રિત કરવું. જો આપણે સુભાષચંદ્ર બોઝના વિચાર પર ધ્યાન કેન્દ્રિત કરીએ તો તેમની બાબતનું અધિકાંશ જ્ઞાન પુનઃજીવિત કરી શકીએ.

**વૈયક્તિક અને નિર્વૈયક્તિક સ્મૃતિ (Personal and impersonal memory)**

વ્યક્તિગત સ્મૃતિમાં ફક્ત ભૂતકાળના અનુભવોનું સ્મરણ કરવામાં આવતું નથી પરંતુ તેનાથી સંબંધિત વિભિન્ન વ્યક્તિગત અનુભવોનું પણ સ્મરણ કરવામાં આવે છે. આપણે જ્યારે કોલેજ પ્રવેશના પ્રથમ દિવસની યાદ કરીએ છીએ ત્યારે તેની સાથે સંબંધિત આપણા વ્યક્તિગત જીવનની ઘણી બાબતો યાદ આવે છે. આ વ્યક્તિગત સ્મૃતિ છે. પરંતુ નિર્વૈયક્તિક સ્મૃતિમાં ફક્ત એક જ તથ્યનું સ્મરણ કરવામાં આવે છે. તેની સાથે અન્ય વૈયક્તિક અનુભવો કે તથ્યોનું સ્મરણ કરવામાં આવતું નથી. આપણે જ્યારે પાયથાગોરસનો પ્રમેય યાદ કરીએ છીએ ત્યારે તેની સાથે તેને શીખતી વખતની પ્રક્રિયાઓથી સંયુક્ત વિશેષ ઘટનાઓ કે બાબતોનું સ્મરણ કરતા નથી.

**તાત્કાલિક સ્મૃતિ અને સ્થાયી સ્મૃતિ (Immediate memory and permenent memory)**

શીખ્યા પછી તરત કરવામાં આવતા સ્મરણને તાત્કાલિક સ્મૃતિ

કહેવામાં આવે છે યાદ કરેલી બાબતોને તન્ત જ યાદ કરી શકાય છે યા` કરવામા આવ્યા બાદ તરત જ કરવામા આવતી સ્મૃતિ અસ્થાયી હોય છે જ્યારે અમુક સમય વ્યતીત થયા બાદની સ્મૃતિ સ્થાયી હોય છે કાળક્ષેપ જેટનો અધિક હોય છે એટનુ વિસ્મૃતિનુ પ્રમાણ અધિક હોય છે, કારણ કે કાળક્ષેપના સમયે વિસ્મૃતિનુ તત્ત્વ અર્જિત જ્ઞાનને અધિકાશ નષ્ટ કરે છે તાત્કાનિક સ્મૃતિ ઉમરના પ્રમાણમા વધતી જાય છે તાત્કાલિક સ્મૃતિ કિશોરાવસ્થા સુધી ધીમી ગતિથી પ્રગતિ કરે છે ત્યાર પછી ૧૭ વર્ષની ઉમર સુધી અધિક શીઘ્ર ગતિથી પ્રગતિ કરે છે તાત્કાલિક સ્મૃતિ સરકારવેગ પર આધાર રાખે છે આ નિયમ કાર્ય કરતો હોનાથી અનુભવની પ્રવૃત્તિ પુન જાગૃત થવાની તથા ચેતનામા અનાત્ પ્રવેશ કરવાની હોય છે પ્રૌઢ પ્રાપ્ત જ્ઞાન પર અધિક ધ્યાન આપે છે જેથી સંસ્કારવેગ પ્રબળ બને છે અને તેમની તાત્કાનિક સ્મૃતિ અધિક હોય છે સ્થાયી સ્મૃતિ સાહચર્યના નિયમો પર આધાર રાખે છે સ્થાયી સ્મૃતિમા સામગ્રી અધિક સ્થાયી બને છે તેનુ કારણ એ જ છે શીખેલી સામગ્રી મનમા અન્ય વિચારો સાથે જેટની અધિક સબદ્ધ થાય છે અને તેમા ભળી જાય છે તેટનુ તેનુ સ્થાયિત્વ અધિક બને છે

## યાન્ત્રિક સ્મૃતિ અને તાર્કિક કે બૌદ્ધિક સ્મૃતિ (Rote memory and Logical memory)

વિના સમજે કઈ શીખવુ કે અનુભવવુ તેને ગોખણપટ્ટી કહેવામા આવે છે તેમા આત્મસાત્ કઈજ થતુ નથી કોઈ વિદ્યાર્થી યન્ત્રની માફક વખતો વખત આવૃત્તિ કરી કવિતા કે ગદ્યાંશ યાદ કરે છે તે ફકત ગોખણપટ્ટી છે બૌદ્ધિક સ્મૃતિ વસ્તુને કે અનુભવને બુદ્ધિપૂર્વક સમજીને યાદ કરવા પર આધાર રાખે છે તેમા ફકત પુનરાવૃત્તિ પર આધાર ન રાખતા સમજવા પર અધિક આધાર રાખવામા આવે છે, જે વિદ્યાર્થી વિષયને વાચે છે તેને સમજે છે અને યાદ કરે છે તે, તે વિષયનુ આવશ્યક ઉચિત સમય પર પુન સ્મરણ કરી શકે છે આ બૌદ્ધિક સ્મૃતિ છે યાન્ત્રિક સ્મૃતિનુ વિસ્મરણ જલદી થાય છે, જ્યારે બૌદ્ધિક સ્મૃતિનુ જલદી વિસ્મરણ થતુ નથી

બર્ગસો (Bergson) અભ્યાસજન્ય સ્મૃતિ (Habit memory) અને શુદ્ધ સ્મૃતિ (True memory) નો પણ યાન્ત્રિક સ્મૃતિ અને બૌદ્ધિક સ્મૃતિના જેવો જ ભેદ છે બર્ગસો જણાવે છે કે અભ્યાસ કે આદત શરીરનો

વ્યાપાર છે, જ્યારે સ્મૃતિ મનનો વ્યાપાર છે. જ્યારે આપણે સામગ્રીને કે કવિતાને યંત્રવત્ ગોખીએ છીએ તો આપણે ફક્ત અમુક શબ્દસમૂહોની આવૃત્તિ કરવાની ટેવ પાડીએ છીએ. કવિતાનું સ્મરણ કરવામાં આપણે અનુભવોનું પુનરુત્પાદન કરતા નથી પરંતુ ફક્ત યંત્રવત્ આવૃત્તિ કરીએ છીએ. અભ્યાસજન્ય સ્મૃતિ શાબ્દિક પુનરાવૃત્તિઓનું પરિણામ છે. શુદ્ધ સ્મૃતિ સાહચર્ય અને રુચિ પર આધાર રાખે છે. શુદ્ધ સ્મૃતિ એ બૌદ્ધિક સ્મૃતિ છે.

## (૧૮) સાહચર્ય અને નિર્દેશ (Association and Suggestion)

સાહચર્ય એક પ્રત્યક્ષ અને એક વિચારની વચ્ચે અથવા બે વિચારોની મધ્યનો એ સંબંધ છે જેની મદદથી એકનો ચેતનપ્રવેશ બીજાને પુનર્જીવિત કરવાનું કાર્ય કરે છે. ઉદાહરણાર્થ, સુરેશ અને મહેશ બન્ને એક સાથે કૉલેજ આવે છે. તેમને જ્યાં જોઈએ ત્યાં સાથે જ હોય આપણા મનમાં બન્નેના વિચારો વચ્ચે સાહચર્ય સ્થાપિત થઇ ગયું હોય છે. ત્યારથી આપણે ગમે ત્યારે તે બેમાંથી ગમે તે એકને જોઇએ છીએ અથવા તેમની બાબતમાં વિચાર કરીએ છીએ તો આપણા મનમાં તરત જ તેના સાથીનો વિચાર આવે છે. સુરેશને જોતાં મહેશનો વિચાર આવે છે અને મહેશને જોતાં સુરેશનો વિચાર આવે છે. કારણ કે મનનાં એ બન્નેના વિચારોની મધ્યે સાહચર્ય સ્થાપિત થઇ ચૂક્યું છે. નિર્દેશ એ પ્રક્રિયા છે જેનાથી એક પ્રદત્ત પ્રત્યક્ષ કે વિચાર કોઈ અતીત પ્રત્યક્ષના અધોચેતન સંસ્કારને જાગ્રત કરે છે અને તેને ચેતનામાં સ્મૃતિપ્રતિમાના રૂપમા પુનર્જીવિત કરે છે. અતીત પ્રત્યક્ષોનું પુનરુત્પાદન સાહચર્યના નિયમાનુસાર કાર્ય કરતી નિર્દેશની શક્તિઓના કારણે થાય છે. કોઇ અતીત પ્રત્યક્ષ પુનર્જીવિત થાય છે; કારણકે કોઈ વર્તમાન પ્રત્યક્ષથી તેને નિર્દેશ મળે છે. વર્તમાન પ્રત્યક્ષ અતીત પ્રત્યક્ષનો નિર્દેશ કરે છે. કારણ કે તેમની સાથે તેનું સાહચર્ય થયેલું છે. નિર્દેશ સાહચર્યને કારણે થાય છે. ડ્રેવર (Drever) સાહચર્યને આસક્તિ (Cohesion) કહે છે. વિચાર પરસ્પર આસક્ત થાય છે અને એક સમૂહ કે સમષ્ટિ બનાવે છે. સાહચર્યના બે પ્રકાર છે. નિયંત્રિત સાહચર્ય (Controlled association) અને મુક્ત સાહચર્ય (Free association).

## (૧૯) નિયંત્રિત સાહચર્ય (Controlled Association)

સાહચર્યની પ્રક્રિયાનું નિર્ધારણ જ્યારે કોઇ એક નિશ્ચિત પ્રયોજનથી કરવામાં આવે છે તેને નિયંત્રિત સાહચર્ય કહે છે. પરીક્ષાભવનમાં વિદ્યાર્થી

કોઈ નિબંધ લખે છે તે સમયે નિયંત્રિત સાહચર્યમાં સાહચર્યની ક્રિયા કોઇ નિશ્ચિત પ્રયોજન કે હેતુથી થાય છે.

**નિયંત્રિત સાહચર્યપરીક્ષા** (Controlled association test)

નિયંત્રિત સાહચર્યની પરીક્ષામાં પરીક્ષણીય વ્યક્તિ સમક્ષ કોઈ ઉત્તેજના શબ્દ પ્રસ્તુત કરવામાં આવે છે. તેની પ્રતિક્રિયા કોઇ વિશેષ પ્રકારનો સંબંધ હોય તેવા શબ્દથી તેને કરવાનું કહેવામાં આવે છે. તેને પ્રસ્તુત શબ્દનો વિરોધી શબ્દ બનાવવાનું કહેવામાં આવે છે. અથવા તો કોઇ શબ્દ દ્વારા નિર્દિષ્ટ વસ્તુનો એક ભાગ બતાવવાનું કહેવામાં આવે છે અથવા ઉત્તેજના શબ્દથી સંબંધિત કોઇ જાતિ બતાવવાનું કહેવામાં આવે છે બુદ્ધિમાન મનુષ્ય સરળ નિયંત્રિત સાહચર્યપરીક્ષામાં પ્રતિક્રિયા જલદી કરી શકે છે.

આ પરીક્ષામાં પરીક્ષણીય વ્યક્તિ ઉત્તેજના પ્રતિ વિશેષ પ્રકારની પ્રતિક્રિયા માટે તત્પર રહે છે કારણ કે યોગ્ય અને સાચા પ્રત્યાહ્વાન માટે પ્રારંભિક તત્પરતા (Preparatory set) અનુકૂળ હોય છે અને યોગ્ય શબ્દ ચૂંટવામાં સહાયક બને છે. ઉદાહરણાર્થ, પરીક્ષણીય વ્યક્તિ ઉત્તેજના શબ્દની પ્રતિક્રિયા કરવા માટે તત્પર રહે છે અને તરત જ 'ગરીબ,' 'સારું' વગેરે ઉત્તેજના શબ્દોની 'તવંગર,' 'નરસું' વગેરે શબ્દો કહી પ્રતિક્રિયા કરે છે. ગણિતના કાર્યમાં અધિક તત્પરતા સિવાય ઘટાવવું, સરવાળો કરવો, ભાગાકાર, ગુણાકાર વગેરે થઈ શકતું નથી. તેમાં પણ નિયંત્રિત સાહચર્ય કામ કરે છે. આમાં તત્પરતા કાર્ય પ્રતિની પ્રતિક્રિયા છે. શબ્દના અર્થ પ્રસંગ સિવાય જાણી શકાતા નથી. વસ્તુગત પરિસ્થિતિથી તત્પરતા ઉત્પન્ન થાય છે જે વિચાર અને કાર્ય બન્નેનું નિયંત્રણ કરે છે.

**(૨૦) મુક્ત સાહચર્ય (Free Association)**

મુક્ત સાહચર્યમાં વિચાર પર કોઈ પણ પ્રકારનું નિયંત્રણ હોતું નથી. તેમાં એક વિચાર વિના કોઈ પણ પ્રકારની અડચણ બીજાને નિર્દેશ કરે છે. બીજો ત્રીજાને અને ત્રીજો ચોથાને, એમ અનન્ત સુધી ચાલુ રહે છે. દિવાસ્વપ્ન એ મુક્ત સાહચર્યનું શ્રેષ્ઠ ઉદાહરણ છે. દિવાસ્વપ્નમાં વિચારો મુક્ત થઈને અન્ય વિચારોને નિર્દેશ કરે છે. દિવાસ્વપ્નમાં એક અવિચ્છિન્ન વિચાર-શ્રૃંખલા હોય છે. તેમાં કોઈ પણ બાધક તત્ત્વ હોતું નથી. પરંતુ તે સંવેગ-પ્રેરિત અવશ્ય હોય છે.

## મુક્ત સાહચર્યપરીક્ષા (Free Association test)

મુક્ત સાહચર્યની પરીક્ષા પ્રયોગથી કરી શકાય છે. તેમાં પરીક્ષણીય વ્યક્તિને ઉત્તેજના શબ્દો આપવામાં આવે છે અને તેની પ્રતિક્રિયા રૂપે જે શબ્દો મનમાં આવે તે કહેવાનું કહેવામાં આવે છે. જો તેને 'પેન' શબ્દ કહેવામાં આવે તો તે 'નિબંધ', 'નોટબૂક' કે તેવા કોઇ પણ શબ્દથી પ્રતિક્રિયા કરી શકે છે. તેમાં કયો શબ્દ યાદ આવશે તે સાહચર્યની વારંવારતા પર તથા નવીનતા અને તીવ્રતા પર આધાર રાખે છે. જો તેણે પેનથી નિબંધો અધિક લખ્યા હોય તો શક્ય છે કે તે યાદ આવે; કારણકે તેમનું સાહચર્ય પ્રબળ હોય. તેમાં વ્યક્તિની વર્તમાન સ્થિતિ પર ધ્યાન આપવું પણ આવશ્યક છે. કારણકે જો વ્યક્તિ તે સમયે આનંદિત અને ખુશમિજાજ હોય તો તેના મનમાં પ્રિય વિચાર આવશે અને જો તે અપ્રસન્ન હોય તો તેના મનમાં અપ્રિય વિચાર આવશે.

### (૨૧) સાહચર્ય પરીક્ષાના લાભ (Uses of Association tests)

(૧) આ પરીક્ષાઓથી વ્યક્તિની વિચાર કરવાની ટેવોની કંઇક જાણકારી મળે છે; કારણ કે તે વ્યક્તિની વિચાર કરવાની ટેવો પર પ્રકાશ પાડે છે. વ્યક્તિના મનમાં વારંવારતાને કારણે કેટલાક વિચારો અધિક સંગઠિત રૂપમાં હોય છે. જેથી તેની અહં કેન્દ્રિય પ્રતિક્રિયાઓ (Egocentric responses) સરળતાથી તેની પસંદગીઓ અને નાપસંદગીઓ પ્રકટ કરી શકે છે. (૨) આ પરીક્ષાઓનો બીજો લાભ એ છે કે તે વ્યક્તિની સંવેગાત્મક ગ્રંથિઓ કે જે અધિક તીવ્ર હોય છે તેમનું ઉદ્‌ઘાટન કરી શકે છે. જો તે ધનથી સંબંધિત શબ્દોની પ્રતિક્રિયા કરવામાં કચવાય છે અને વ્યગ્ર માલૂમ પડે છે તો તે ઉપરથી કહી શકાય છે કે તે આર્થિક મુશ્કેલીઓમાંથી પસાર થઇ રહ્યો છે. મુક્ત સાહચર્યની મદદથી જ મનોવિશ્લેષકો (Psycho analysts) ગ્રંથિઓની શોધ કરે છે. (૩) આ પરીક્ષાઓ નવીનતાનાં તત્ત્વોના આધારે રહસ્યોદ્‌ઘાટન કરવામાં પણ અધિક ઉપયોગી થઈ પડે છે. જો કોઇ આદમી કોઇનું ખૂન કરીને તત્કાળ આવ્યો હોય તો ઉચિત ચૂંટેલા ઉત્તેજના શબ્દો તેને ખૂનના દશ્યનું સ્મરણ કરાવશે અને તેની પ્રતિક્રિયાઓ પણ તે પ્રમાણેની હશે, જેથી તેનો ભેદ ખુલ્લો થઈ જાય. તે પ્રતિક્રિયાને રોકવાનો પ્રયત્ન કરે કે અચકાય જેથી તેના પ્રતિ સંદેહ પેદા થાય.

## (૨૨) સાહચર્યના નિયમો (Laws of Association)

સાહચર્યના મુખ્ય ત્રણ નિયમો છે. (૧) સાદૃશ્યનો નિયમ (Law of similarity) (૨) વિરોધનો નિયમ (Law of contrast) અને (૩) સાન્નિધ્યનો નિયમ (Law of contiguity)

### (૧) સાદૃશ્યનો નિયમ (Law of similarity)

સદશ અનુભવોની એકબીજાને નિર્દેશ કરવાની પ્રવૃત્તિ હોય છે. એક પ્રત્યક્ષ કે વસ્તુનો વિચાર પૂર્વ અનુભવ કરેલી વસ્તુ કે વિચારનો નિર્દેશ કરે છે. સદશ વસ્તુઓ એકબીજાને નિર્દેશ કરવાની પ્રવૃત્તિ રાખે છે. એક પ્રત્યક્ષીકૃત વસ્તુની પ્રવૃત્તિ પોતાનાથી સાદૃશ્ય રાખનાર અને ભૂતકાળમાં જોયેલી વસ્તુને પુનર્જીવિત કરવાની હોય છે. એવા વિચારોના પુનર્જાગરણમાં એક વસ્તુ એવી વસ્તુનું સ્મરણ કરાવી શકે છે કે જેનાથી તેના અતીત અનુભવોમાં કોઈ સબંધ રહ્યો ન હોય. આપણે કોઈ ચિત્રને જોઈએ છીએ તો જેનો ફોટો છે તે વ્યક્તિનું સ્મરણ થાય છે. તેમાં ચિત્ર અને વ્યક્તિમાં સાદૃશ્ય છે તેથી જ ચિત્ર જોતાં વ્યક્તિનું સ્મરણ થાય છે. કોઈ બે વિષયોના સંબંધ બાબતમાં વિચાર કોઈ વખત કર્યો ન હોય કે જેથી આપણા મનમાં તે બન્નેના વિચારોનું સાહચર્ય થઈ શકે. આ પ્રમાણે હોવા છતાં સાદૃશ્યતા હોવાના કારણે એક વિષય બીજી વસ્તુની યાદ દેવરાવે છે. ઉદાહરણાર્થ, કોઈ વ્યક્તિ જઈ રહી છે. તેની ગતિ આપણા ઘનિષ્ઠ મિત્રની સમાન છે અને દેખાવમાં પણ સમાન હોય તો તે વ્યક્તિ સાદૃશ્યતાના કારણે આપણા મિત્રનું સ્મરણ કરાવે છે. સાદૃશ્યતાનો નિયમ ફક્ત ત્યારે જ કામ કરે છે જ્યારે બે સદશ વસ્તુઓમાં આંશિક અસાદશતા હોય, બે પૂર્ણતયા સમાન વસ્તુઓ એકબીજાનો નિર્દેશ કરી શકતી નથી, તે ભૂલથી એકબીજાના સ્થાનમાં માની લેવામાં આવે છે.

### (૨) વિરોધનો નિયમ ( Law of contrast )

કોઈ પ્રત્યક્ષ કે વિચારની પ્રવૃત્તિ પોતાના વિરોધી પ્રત્યક્ષ કે વિચારનો નિર્દેશ કરવાની હોય છે. વિરોધી એકબીજાનો નિર્દેશ કરે છે. દુઃખદાયી વિચારોનું સ્મરણ કરાવે છે. ગુલામી અવસ્થા આપણી પહેલાંની સ્વતંત્ર અવસ્થાનું સ્મરણ કરાવે છે. ગરીબીના દિવસો સંપત્તિના દિવસોનું સ્મરણ કરાવે છે, ઉનાળાની ગરમી શિયાળાની ઠંડીનું સ્મરણ કરાવે છે. પરંતુ અત્યારે આ વિરોધના નિયમને મૌલિક માનવામાં આવતો નથી.

(૩) સાન્નિધ્યનો નિયમ ( Law of contiguity )

એકસાથ થયેલા અથવા તો અત્યંત નિકટમાં એકબીજાને અનુસરનારા અનુભવોની એકસાથે રહેવાની પ્રવૃત્તિ હોય છે અને તે સાહચર્ય નિર્માણ કરે છે. જે અનુભવો એક જ સમયે અને અવ્યવહિત ક્રમમાં થાય છે તેમની એકબીજાને પુનર્જીવિત કરવાની પ્રવૃત્તિ હોય છે. જો કલ્પનાને હંમેશાં કામિની સાથે જોઈ હોય અથવા તેના પછી તરત જ જોઈ હોય તો કલ્પનાનો પ્રત્યક્ષ કે વિચાર કામિનીની બાબતમાં વિચારોને જાગૃત કરે છે. એક સુંદર વિકસિત ગુલાબના ફૂલનો પ્રત્યક્ષ થતાં તેની મનમોહક મહેકનું સ્મરણ થઈ આવે છે. કારણ કે પૂર્વે તેમનો સંયુક્ત અનુભવ થયેલો છે. આજ પ્રમાણે પ્રથમ ઉદાહરણમાં પણ કલ્પના અને કામિનીને ભૂતકાળમાં એક સાથે અથવા તો અવ્યવહિત ક્રમમાં જોયાં હોવાથી એકનો વિચાર બીજાના વિચારને જાગૃત કરે છે. તેવી જ રીતે પાકા આમ્રફળનો પ્રત્યક્ષ તેની મિઠાશનું સ્મરણ કરાવે છે. સ્ટાઉટ જણાવે છે કે " જે વિચારો સાથે સાથે અથવા અવ્યવહિત ક્રમમાં હોય છે, ધ્યાન અને રુચિની અવિચ્છિન્નતા તેમના સંબંધોનું નિર્ધારણ કરે છે. જ્યારે પ્રત્યક્ષો અને વિચારો પર એકસાથે ધ્યાન આપવામાં આવે છે ત્યારે તેઓ પરસ્પર સંબંધિત થઈ જાય છે. જે પ્રત્યક્ષો અને વિચારોએ આપણી રુચિને જાગૃત નથી કરી તે છૂટી જાય છે." સાહચર્યનો મૌલિક સિદ્ધાન્ત સાન્નિધ્ય જેવો તેનો શબ્દાર્થ છે તેવો નથી પરંતુ રુચિની અવિચ્છિન્નતા ( Continuity of interest ) છે.

(૨૩) સાહચર્યના નિયમોનો પરસ્પર સંબંધ ( *Inter-relation of the Law of Association* )

સાન્નિધ્યના નિયમમાં સાદશ્યતાનો નિયમ પણ આવી જાય છે. ઉદાહરણાર્થ, યોગેશ અને મૂકેશને પૂર્વે અનેક વખત એકસાથે જોયા છે જેથી એ બન્નેના વિચારોનું આપણા મનમાં સાહચર્ય થઇ ગયું છે. હવે ફરીથી કોઈ વખત મૂકેશ એકલાને જોઇએ છીએ તો અથવા પ્રત્યક્ષ કરીએ છીએ તો તે યોગેશનું સ્મરણ કરાવે છે. તેમાં એમ બને છે કે મૂકેશનો વર્તમાન પ્રત્યક્ષ સાદશ્યતાને કારણે મૂકેશના અધોચેતન સંસ્કારોને પુનર્જીવિત કરે છે, જેનાથી તેને ઓળખી શકાય છે અને મૂકેશના વિચાર યોગેશના વિચારને પુનર્જીવિત કરે છે. કારણ કે તે બન્નેને આપણે સદૈવ એકસાથે જોતા આવ્યા હતા, જેથી તેમના વિચારોનું આપણા મનમાં સાહચર્ય થઈ ગયું છે. આ પ્રમાણે મૂકેશના અધોચેતન સંસ્કારોના સાદશ્યના કારણે તેનો

વર્તમાન પ્રત્યક્ષ કરાવે છે અને મૂકેશના વિચારસાન્નિધ્યના કારણે યોગેશના વિચારોને પુનર્જીવિત કરે છે. આ પ્રમાણે સાન્નિધ્યના નિયમની અંતર્ગત સાદશ્યનો નિયમ પણ આવી જાય છે.

સાદશ્યના નિયમમા સાન્નિધ્યનો નિયમ સમાવિષ્ટ છે. સાદશ્યનો નિયમ બે વસ્તુઓમા અત્યધિક સાદશ્ય અને તેની સાથે આંશિક અસાદશ્ય હોય તો જ કાર્ય કરી શકે છે. એક સમાન તત્ત્વોનું દર્શન અધોચેતન સંસ્કારોને પુનર્જીવિત કરે છે તેનુ કારણ બન્નેની સાદશતા હોય છે, અને તે ભિન્ન તત્ત્વોને જાગૃત કરે છે તેનુ કારણ તેમનું સાન્નિધ્ય છે. આપણે પૂ. ગાંધીજીની પ્રતિમા જોઈએ તો મનમા તેમના વિચારો જાગ્રત થાય છે, કારણ કે પ્રતિમા અને તેમની વચ્ચે સાદશ્ય છે અને તેમાં ઘણાં તત્ત્વો અસાદશ્ય પણ છે. જેમકે ચિત્રમાં અવાજ, જીવન વગેરે નથી જ્યારે બાપુમાં હતાં. ચિત્ર બાપુ કરતાં નાનુ છે વગેરે. જ્યારે ચિત્રને જોઈએ છીએ ત્યારે સમાન તત્ત્વો સાદશ્યને કારણે પોતાના અધોચેતન સંસ્કારોને જાગૃત કરે છે અને સાન્નિધ્યથી તેઓ ભિન્ન તત્ત્વોને જાગૃત કરે છે.

હેમિલ્ટન (Hamilton) સાદશ્યનો નિયમ અને સાન્નિધ્યનો નિયમ બન્નેને સમગ્રતાના નિયમ (Law of redintegration) માં મિલાવી દે છે. તેનો અર્થ એ થાય છે કે બે પ્રત્યક્ષ જે ચેતનામાં એકઠા થાય છે તે એક સમગ્ર માનસિક દશાનું નિર્માણ કરે છે અને તેથી જ્યારે કોઈ એક ભાગ ચેતનામાં આવે છે ત્યારે તેની પ્રવૃત્તિ સમગ્ર એકમને જાગૃત કરવાની હોય છે. આ પ્રમાણે સમસ્ત માનસિક દશાનો એક ભાગ સમગ્ર એકમનું સ્મરણ કર્યા સિવાય તેના એક ભાગનું સ્મરણ કરતો નથી. વિભિન્ન અંશોથી સમગ્ર એકમનું નિર્માણ ધ્યાનની અવિચ્છિન્નતા (Continuity of attention) કે જેને સ્ટાઉટ (Stout) સમગ્રતાના નિયમનો આધારભૂત સિદ્ધાન્ત માને છે, તેનાથી થાય છે.

ડ્રેવર (Drever) નો મત છે કે સાદશ્યનો નિયમ સમષ્ટિગત સંબંધોના નિયમ (Law of systematic relations) ની ક્રિયાની એક વિશેષ સ્થિતિ છે. "આપણા અનુભવો રુચિની અવિચ્છિન્નતા (Continuity of interest) તથા રુચિથી નિર્ધારિત ધ્યાનની પ્રક્રિયાની એકતા અને અવિચ્છિન્નતાના આધાર પર સમગ્ર એકમો અને સમષ્ટિઓના નિર્માણમાં પ્રવૃત્ત હોય છે. પરિણામસ્વરૂપ સમષ્ટિઓ અને સંઘટકો વચ્ચે, સંઘટકોમાં એકબીજાની વચ્ચે અને સંઘટકો અને સમગ્ર એકમો વચ્ચે સાહચર્યનાં બંધન

સ્થાપિત થઈ જાય છે."*

અત્યારે વિરોધના નિયમને સામાન્ય રીતે સાહચર્યનો મૌલિક નિયમ માનવામાં આવતો નથી. તેને સાન્નિધ્યના નિયમ અને સાદશ્યના નિયમમાં મિલાવી શકાય છે. ચેતનામાં ઘણું કરીને વિરોધી વસ્તુઓ કે ગુણ એકઠા થઈ જાય છે, જેથી સાન્નિધ્યના કારણે એકબીજામાં સાહચર્યનો સંબંધ સ્થાપિત થઈ જાય છે. જેમકે આપણે સ્વર્ગ અને નરકની બાબતમાં એકસાથે વિચાર કરીએ છીએ કે સ્વર્ગમાં અધિક આરામ છે, જ્યારે નરકમાં અધિક કષ્ટ છે. બેન (Bain) વિરોધના નિયમને સાદશ્યતાના નિયમમાં મિલાવવાનો પ્રયત્ન કરે છે. વિરોધી વસ્તુઓ એક જ જાતિની હોય છે જેથી તેમનામાં જાતિગત એકતા રહેલી છે. આ પ્રમાણે ઠંડી ગરમીનું સ્મરણ કરાવે છે, કારણ કે બન્ને ઉષ્ણતામાનનાં રૂપ છે, પ્રમાણિકતા અપ્રમાણિકતાનું સ્મરણ કરાવે છે, કારણ કે બન્ને ચારિત્ર્યનાં રૂપ છે. ગરીબી ધનિકતાની સ્મૃતિ કરાવે છે, કારણકે બન્ને આર્થિક સ્થિતિથી સંબંધિત છે. વિરોધના નિયમને સાદશ્યતાના નિયમમાં મિલાવવો તે તો નિરર્થક અને જબરદસ્તીની ખેંચાતાણ છે; કારણ કે વિરોધી વસ્તુઓ એક જ વર્ગની હોવા છતાં તે આત્યન્તિક સદસ્ય (Extreme members) હોય છે અને આત્યન્તિક સદસ્ય સદશ હોવા કરતાં અધિક અસદશ હોય છે.

(૨૪) સહયોગી અને વિરોધી નિર્દેશ (Convergent and Divergent Suggestion)

જ્યારે કોઈ એક સ્મૃતિપ્રતિમાને જાગ્રત કરવા માટે પ્રત્યક્ષ કે વિચાર સહયોગ કરે છે ત્યારે તેને સહયોગી નિર્દેશ કહેવામાં આવે છે. તેમાં એક વિચાર અન્ય વિચારને સહાય કરવાની પ્રવૃત્તિ કરે છે. ઉદાહરણાર્થ આપણે કોઈ વસ્તુ કંઇ ભૂલી ગયા છીએ અને મળતી નથી. આપણને તે વસ્તુ રહી જવાનો સંભવ હોય તેવાં દરેક સ્થાનોનો વિચાર કરીએ છીએ. તે સમયે તે દરેક સ્થાનના વિચારો તે સ્થાનની સ્મૃતિપ્રતિમાને પુનર્જીવિત કરી શકે છે, જ્યાં વસ્તુ મૂકવાનો સંભવ હોય.

કોઇ કોઈ સમય એમ પણ બને છે કે એક જ અનુભવના અન્ય ઘણા અનુભવો સાથે ઘણા સંબંધ હોય, પરંતુ તે દરેક સંબંધિત અનુભવોને જાગૃત કરી શકતો નથી. પરિણામસ્વરૂપ નિર્દેશાત્મક શક્તિઓમાં સંઘર્ષ થઈ જાય છે અને ઉપરાંત તેમનામાંથી એક પુનર્જીવિત થઈ જાય છે. સ્ટાઉટ જણાવે છે કે

* કોલિન્સ અને ડ્રેવર: પ્રાયોગિક મનસશાસ્ત્ર

"એક પ્રત્યક્ષ કે વિચારની એક જ સમયે કેટલીક સહચારી પ્રતિમાઓને નિર્દેશ કરવાની પ્રવૃત્તિને વિરોધી નિર્દેશ કહે છે." એક પુસ્તકનો પ્રત્યક્ષ લેખકની કે જેણે તે પુસ્તક લખ્યું છે, સહાધ્યાયીની કે જેની પાસેથી પુસ્તક પ્રાપ્ત કર્યું છે તથા એવી અન્ય ઘણી ઘટનાઓ અને બાબતો કે જેની સાથે તેનું અનુભવમાં સાહચર્ય છે; સ્મરણ કરાવી શકે છે. એક જ વસ્તુ એક જ સમયે અનેક બાબતો યાદ કરાવે છે તેને વિરોધી નિર્દેશ કહેવામાં આવે છે. તેમાં એક જ વસ્તુની એક જ સમયે અનેક બાબતો સ્મરણ કરાવવાની પ્રવૃત્તિ હોય છે. પરંતુ કઇ વસ્તુ કે બાબતનું સ્મરણ થશે તે તે સમયની પ્રધાન રુચિ પર આધાર રાખે છે. સ્ટાઉટ કહે છે કે "સ્મરણના સમયે માનસિક ક્રિયાની સામાન્ય પ્રવૃત્તિ સાથે જે વસ્તુઓનું સામંજસ્ય હોય છે તેમની પુનઃ વિચારમાં જાગૃત થવાની પ્રવૃત્તિ હોય છે. વરસાદના દર્શનથી છત્રીનો નિર્દેશ મળશે, જો આપણે બહાર જવા ઇચ્છતા હોય તો; નહિતર તેનાથી ફક્ત અન્ય કોઈ વ્યક્તિના ભિંજાઈ જવાનો નિર્દેશ મળી શકે છે."

(૨૫) સ્મૃતિના રોગ (Diseases of Memory)

સ્મૃતિમાં કેટલીક અસાધારણ દશાઓ (Abnormalities) હોય છે. જેવી કે સ્મૃતિલોપ (Amnesia), વાક્ભ્રંશ (Aphasia) અને અતિસ્મૃતિ (Hypermnesia). સ્મૃતિલોપ વિસ્મૃતિનું અસાધારણ રૂપ છે. તેમાં સ્મૃતિનો આકસ્મિક લોપ થયેલો હોય છે. સ્મૃતિલોપ "પૂર્વવર્તી અસ્થાયી (Temporary), નિયતકાલિક (Periodical), પ્રગામી (Progressive) કે સહજ (Congenital) હોઈ શકે છે." (મેલોન)

(૧) અસ્થાયી સ્મૃતિલોપ (Temporary Amnesia) ઘણું કરીને દુર્ઘટના કે અકસ્માતના કારણે થાય છે. તેમાં અકસ્માત પહેલાંની ઘટનાઓનું વિસ્મરણ થઈ જાય છે. તેને પૂર્વવર્તી સ્મૃતિલોપ (Retroactive amnesia) કહે છે. (૨) નિયતકાલિક સ્મૃતિલોપ (Periodic amnesia) દ્વૈધ વ્યક્તિત્વ (Double personality) માં જોવામાં આવે છે. તેમાં જુદી જુદી વ્યવસ્થિત સ્મૃતિઓના બે સમૂહ એકબીજાથી સ્વતંત્ર થઇ જાય છે. કોઈ આદમી અકસ્માત થતાં અચાનક પોતાનું ઘર, પોતાના સંબંધિઓ તેમ જ પહેલાંની પ્રત્યેક ઘટનાઓ અને બાબતો ભૂલી જાય છે. અંતે ઘેરથી બીજે સ્થળે ચાલ્યો જાય છે. ત્યાં તે એક ભિન્ન વ્યક્તિની જેમ વ્યવહાર કરે છે. પોતે જીવનનિર્વાહ માટે ધંધો રોજગાર કરે છે અને દરેક વસ્તુ કરે છે. અમુક સમય બાદ કોઇ દિવસ અચાનક તેને પોતાના

પૂર્વ અનુભવો અને ઘરનાંઓનું સ્મરણ થઈ આવે છે. તેને પોતાનું પૂર્વ જીવન યાદ આવે છે. આ પ્રમાણેના સ્મૃતિલોપને નિયતકાલિક સ્મૃતિલોપ કહે છે. (૩) પ્રગામી સ્મૃતિલોપ (Progressive amnesia) વૃદ્ધાવસ્થામાં થાય છે. વૃદ્ધ વ્યકિત સર્વપ્રથમ પોતાના નવા અનુભવોને ભૂલો જાય છે. એ સંભવિત છે કે ઘણા સમય સુધી તે પોતાના પહેલાંના અનુભવો ન ભૂલે. પહેલો તે વ્યકિતવાચક સંજ્ઞાઓને ભૂલી જાય છે, પછી જાતિવાચક સંજ્ઞાઓને. પછી વિશેષણો, ક્રિયાવિશેષણો, વિભક્તિઓને, ઘણુ કરીને જે શબ્દો વિવિધ પ્રસંગોમાં વાપરવામાં આવે છે તેને અંતમાં ભુલે છે. અને જેનો ઉપયોગ ઘણો ઓછો કરવામાં આવે છે તેને જલદી ભૂલી જાય છે. ઘણું કરીને એ જોવા મળે છે કે તે પોતાનાં બાળકોનાં અને સ્વયં પોતાનું નામ પણ ભૂલી જાય છે. (૪) સહજ સ્મૃતિલોપ ( Congenital amnesia ) ખાસ કરીને ક્ષીણ બુદ્ધિ (*Imbecile*) અને જડબુદ્ધિ (*Idiot*) વાળા લોકોમાં જોવામાં આવે છે. તેમની વિસ્મૃતિનું કારણ તેમના મગજના નૈસર્ગિક દોષ છે. પરંતુ એ સંભવિત છે કે કોઈ વિશેષ પ્રકારની સ્મૃતિમાં તે અધિક વિલક્ષણ હોય. એક જડબુદ્ધિ પાંત્રીસ વર્ષ સુધી એક કબ્રસ્તાનમાં દફનાવવામાં આવતા દરેક વ્યકિતની તિથિનું સ્મરણ કરી શકતો હતો અને મૃત વ્યકિત તથા અન્ત્યેષ્ટિમાં શોક કરનારનાં નામ તથા ઉમર બરાબર બતાવી શકતો હતો (મેલોન) (૫) આંશિક સ્મૃતિલોપ (Partial amnesia) માં વિશેષ વસ્તુઓનું વિસ્મરણ થઈ જાય છે. કોઈ સાંભળવાની સ્મૃતિ, કોઈ જોવાની સ્મૃતિ તથા કોઈ અન્ય સ્મૃતિઓથી વિમુખ થઈ શકે છે. આમ બનવાનું કારણ મગજના સંબંધમાં સંબંધિત ભાગોની ક્ષતિ હોય છે. મામૂલી પ્રકારની સ્મૃતિની અસ્થાયી ક્ષતિ તો સાધારણ વ્યક્તિઓમાં પણ જોવામાં આવે છે. જેમકે પરીક્ષાર્થી પરીક્ષાની સમાપ્તિ થતાં ગોખેલું બધું જ ભૂલી જાય છે. (૬) વાક્‌ભ્રંશ (Aphasia)માં વાણીની અનેક અનિયમિતનાઓનો સમાવેશ થાય છે. આપણે એ જોઈએ છીએ કે ઘણી વખત ઘણા લોકો વાંચેલું સમજી શકે છે; પરંતુ સાંભળીને સમજી શકતા નથી. સાંભળેલું અને વાંચેલું સમજી શકવા છતાં પોતાના વિચારોને શબ્દમાં વ્યક્ત કરી શકતા ન હોય તેવા પણ ઘણા માણસો હોય છે. કોઈ કોઈ વખત ઘણા લખી શકે છે પણ વાંચી શકતા નથી. આ સર્વ પ્રકારો વાક્‌ભ્રંશના છે. (૭) અતિ સ્મૃતિ ( Hypermnesia ) અચાનક કોઈ ચીજનું અસાધારણ રીતે યાદ આવવું તે છે. કોઈ કોઈ વખત એ જોવામાં આવે છે કે ઘણા સમયથી વિસ્મૃત એવી કોઈ બાબત કે અનુભવ અચાનક સ્વપ્નમાં કે અન્ય કોઈ રીતે યાદ આવે છે.

કેટલાક લોકોની સ્મૃતિ અલૌકિક હોય છે તેઓ એક વસ્તુને કે પાઠને એક જ વખત અધ્યયન કરી યાદ કરી લે છે કેટલાક લોકો એક જ વખત સખ્યાઓ સાભળી યાદ કરી શકે છે અને મનમા તેમનો ગુણાકાર કરી શકે છે (૮) સ્મૃત્યાભાસ (Paramnesia) એ ભ્રાન્ત પ્રત્યભિજ્ઞા (False recognition) છે કોઈ કોઈ વખત આપણે કઈ વાચતા હોય ત્યારે આપણે એમ અનુભવીએ છીએ કે જાણે આપણે પહેલા કોઈ વખત તેને વાચ્યુ હોય .આપણે તે બાબતથી પૂર્ણતયા જ્ઞાત છીએ કે આપણે પહેલા કદાપિ વાચ્યું નથી કોઈ કોઈ વખત આપણે જે સ્થાને આવ્યા છીએ તે સ્થાને આપણને વિશ્વાસ હોય કે કદાપિ આવ્યા જ નથી, છતા પહેલા આવ્યા હોય તેવો અનુભવ થાય છે આ સ્મૃત્યાભાસ કહેવામા આવે છે

## (૨૬) સારી સ્મૃતિનાં લક્ષણો (Marks of good Memory)

કઠસ્થીકરણમા સરળતા અને શીઘ્રતા, ધારણાનુ સ્થાયિત્વ, જલદી યાદ આવવુ, વાસ્તવિક સ્મરણની યથાર્થતા તથા સમય પર કઠસ્થીકૃતનુ પ્રત્યાહ્વાન કરી શકવુ વગેરે સારી સ્મૃતિના લક્ષણો છે જે વ્યક્તિની સ્મૃતિ સારી હોય છે તે પ્રદત્ત સામગ્રીને શીઘ્ર શીખી શકે છે તે શીખેલી વસ્તુનુ અધિક સમય સુધી સરક્ષણ કરી શકે છે તેમજ આવશ્યકતાનુસાર તેનુ સમયપર પ્રત્યાહ્વાન કરવાની શક્તિ ધરાવે છે તેના પ્રત્યાહ્વાનમા ભૂલ થતી નથી અને સમય પર તરત જ યોગ્ય બાબતનુ સ્મરણ કરી શકે છે સ્ટાઉટ જણાવે છે કે "કેટલીક વ્યક્તિ શીઘ્ર અને સરળતાથી શીખી શકે છે પરંતુ જલદી ભૂલી જાય છે, બીજા શીખવામા વાર લગાડે છે પરતુ એક વખત શીખ્યા બાદ અધિક સમય સુધી ધારણ કરે છે" આ બન્નેમાં એટલે કે જલદી યાદ કરી જલદી વિસ્મરણ થવુ અને ધીમે ધીમે યાદ કરી અધિક સમય સુધી ધારણ કરવુ તેમા અધિક સમય સુધી ધારણ કરવાની ક્ષમતા સ્મૃતિનુ અધિક મહત્ત્વપૂર્ણ લક્ષણ છે સ્મરણની સ્ફૂર્તિ અને યથાર્થતા સ્મૃતિનુ બીજુ લક્ષણ છે જો શીખેલી સામગ્રી જલદી અને આવશ્યકતાનુસાર સમય પર યાદ ન આવી શકે તો તે નિરર્થક છે સારી સ્મૃતિનું મહત્ત્વપૂર્ણ ચિહ્ન ઉપયોગિતા છે આપણામા એ ક્ષમતા અવશ્ય હોવી જોઈએ કે શીખેલી કે કઠસ્થીકૃત સામગ્રી સમય પર આવશ્યકતાનુસાર યાદ કરી શકીએ અનુચિત અને અપ્રાસગિક બાબતોનુ સ્મરણ વ્યર્થ હોય છે" કેટલાક લોકો એવા હોય છે કે જે દરેક બાબત જાણતા હોય છે તેમના મન દરેક પ્રકારના જ્ઞાનથી પરિપૂર્ણ હોય છે, પરતુ

જ્યારે ખાસ જરૂર હોય છે ત્યારે સમય પર તેમાંની કોઈ બાબતનું પ્રત્યાહ્વાન કરી શકતા નથી અને જ્યારે જરૂર નથી હોતી ત્યારે વિવિધ બાબતોનું નિરર્થક સ્મરણ કરે છે. આ શકિત તદ્દન કામવિનાની કહી શકાય. તેનાથી કોઈ ફાયદો થઇ શકતો નથી. સામગ્રીને ધારણ કરવાથી કંઇ જ ફાયદો થતો નથી, જ્યાં સુધી આવસ્યકતાનુસાર તેને યાદ ન કરી શકીએ. માટે સારી સ્મૃતિ અનાવસ્યક અને અપ્રાસંગિક બાબતોનો ત્યાગ કરી આવસ્યક અને પ્રાસગિક સામગ્રી ધારણ કરવી અને તેનું ઉચિત સમય પર યાદ કરવાની ક્ષમતા હોય તે જ કહી શકાય. અનાવસ્યક બાબતોનો ત્યાગ કરવાનુ કારણ એ છે કે તે આવસ્યક બાબતોને મનથી બહાર કાઢી મૂકવા પ્રયત્ન કરે છે અને સમય પર રુચિ અનુસાર ઉપયોગી બાબતોનું સ્મરણ કરવામા અડચણ કરે છે.

કંઠસ્થીકરણમા શીઘ્રતા અને સરળતા ઘણે ભાગે પ્રારંભિક અનુભવથી સંયુક્ત રુચિની તીવ્રતા પર આધાર રાખે છે. જે થોડા સમય માટે ધ્યાનને આકર્ષિત કરે છે. તે મનમાં સ્થિર રહી શકતું નથી અને સ્મરણ પણું થઈ શકતું નથી. રુચિકર વસ્તુ સ્વયં તથા તેને સંબંધિત અન્ય રુચિકર બાબતો તેનું ધારણ અને પ્રત્યાવાહન થઇ શકે છે. શીખવાની શીઘ્રતાનુ કારણ નૈસર્ગિક રુચિ છે.

સ્મરણશક્તિ સંરક્ષિત રહે છે તે સમય પણ ઘણે ભાગે રુચિ પર આધાર રાખે છે. ફક્ત પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થી પરીક્ષા માટે કરવામાં આવેલી તૈયારી પરીક્ષા પર્યંત યાદ રાખે છે અને ત્યાર બાદ તેની દરેક બાબતો વિસ્મૃત થઈ જાય છે; જ્યારે જ્ઞાનોપાર્જનનો ઇચ્છુક વિદ્યાર્થી પરીક્ષાની સમાપ્તિ બાદ થોડા જ સમયમાં ભૂલી શકતો નથી. કારણ કે પ્રથમ વિદ્યાર્થીની અસ્થાયી રુચિ હોય છે, જ્યારે દ્વિતીય વિદ્યાર્થીની સ્થાયી રુચિ હોય છે. વકીલની બાબતમાં પણ એ જ પ્રમાણે છે. તે પોતાના કોઈ કેસની બાબતો કેસ સમાપ્ત થતાં ભૂલી જાય છે. કારણ કે કેસના તથ્યો તેને માટે અસ્થાયી રૂપથી રુચિકર હોય છે અને તેથી તે અલ્પ સમયને માટે ધારણ કરે છે. તેને માટે કાયદાની બાબતો સ્થાયી રૂપથી રુચિકર હોય છે તો તેને ધારણ કરી રાખે છે. આ પ્રમાણે સમયની દીર્ઘતા જેમાં શીખેલી વસ્તુ સંરક્ષિત રહે છે તે ઘણે ભાગે રુચિ પર આધાર રાખે છે. ધારણાની અવધિને નૈસર્ગિક મનના ગઠન પર આધાર રાખવો જોઇએ, પુનરાવૃત્તિ અને રુચિ પર નહિ. પરંતુ નૈસર્ગિક મનનું ગઠન સ્વાભાવિક રુચિના આધારે ધારણા નિર્ધારિત કરે છે

સ્મૃતિની ઉપયોગિતા વ્યવસ્થિત જ્ઞાન પર આધાર રાખે છે. જે વ્યક્તિનું જ્ઞાન તંત્રબદ્ધ હોય છે તે તરત જ જેની આવશ્યકતા હોય તેને અને જ્યારે આવશ્યકતા હોય ત્યારે તેનું સ્મરણ કરી શકે છે. જ્યારે જે વ્યક્તિનું જ્ઞાન તંત્રબદ્ધ અને વ્યવસ્થિત નથી હોતું તેને સમયપર કાર્ય બાબતનું સ્મરણ કરવામાં કઠિનાઈનો સામનો કરવો પડે છે.

## ( ૨૭ ) સ્મૃતિ પ્રશિક્ષણ ( Memory Training )

એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે કે સ્મૃતિને અભ્યાસથી ઉન્નત કરી શકાય કે નહિ. જ્યારે કોઈ માણસ એમ કહે કે તેની સ્મૃતિ અત્યંત નિર્બળ છે તો તેનું કહેવું ઠીક છે; કારણ કે વ્યક્તિઓમાં જે રીતે અન્ય યોગ્યતાઓમાં અંતર હોય છે તેવી રીતે તેમાં પણ હોઇ શકે. પરંતુ તેને માટે એ સંભવ છે કે તેની સ્મરણશક્તિને વધારવાની એટલી આવશ્યકતા ન હોય જેટલી તેના સ્મૃતિકાર્યને વ્યવસ્થિત કરવાની હોય. એ સંભવિત છે કે જો તે પોતાના સ્મૃતિકાર્યને બુદ્ધિમત્તાપૂર્વક વ્યવસ્થિત કરી સારી સફળતા પ્રાપ્ત કરી શકે.

સ્મૃતિમાં કંઠસ્થીકરણ ( Memorizing ), ધારણા (Retention), પ્રત્યાહ્વાન ( Recall ) એ મુખ્ય હોય છે. અને સ્મૃતિ માટેનો ઉપરોક્ત પ્રશ્ન આ રીતે પૂછી શકાય કે કંઠસ્થીકરણ, ધારણા, અને પ્રત્યાહ્વાનની અભ્યાસથી ઉન્નતિ થઈ શકે છે કે નહિ? વિલિયમ જેમ્સના અનુસાર ધારણા એક શરીર વ્યાપારિક તથ્ય છે. તે જણાવે છે કે "અભ્યાસની કોઈ પણ માત્રા કે પ્રમાણ કોઇ મનુષ્યની સામાન્ય ધારણાશક્તિ (Retentiveness) ને પરિવર્તિત નહિ કરી શકે એવું પ્રતીત થાય છે. એ એક શારીરિક ગુણ છે જે મનુષ્યને પોતાના શારીરિક ગઠનની સાથે એક જ વખત પ્રાપ્ત થાય છે, જેને બદલવાની આશા તે કદાપિ નથી કરી શકતો." એ બાબત સત્ય છે કે શરીર પર તેનો અધિક આધાર છે. અસ્વસ્થ અને રોગી શરીરવાળા મનુષ્યની ધારણાશક્તિ સ્વસ્થ અને નિરોગી મનુષ્યની ધારણાશક્તિ કરતાં અધિક નિર્બળ હોય છે તેમાં કોઈ શંકા નથી. પરંતુ ધારણાશક્તિ જન્મજાત હોય છે જેથી તેને અભ્યાસથી ઉન્નત કરી શકાતી નથી, પરંતુ જેમ્સનું માનવું છે કે ધ્યાનને વધારવાથી શીખવાની શક્તિમાં પ્રગતિ થઈ શકે છે. તે જણાવે છે કે "સ્મરણ કરવાની શક્તિ પ્રારંભિક અનુભવ પર આપેલી ધ્યાનની માત્રા પર આધારિત છે. અભ્યાસથી જેને પ્રશિક્ષિત કરી શકાય છે તે ધ્યાનની શક્તિ છે; પ્રત્યાહ્વાન કે સ્મરણની શક્તિ નહિ.

અભ્યાસથી શીખવાની શક્તિ વધે છે, ધારણાની શક્તિ નહિ. " ( જેમ્સ ) જેમ્સનો એ મત યથાર્થ છે કે અભ્યાસથી સ્મૃતિની ઉન્નતિનું અંતિમ કારણ ધ્યાનની વૃદ્ધિ છે. કોઈ વસ્તુને શીખતાં જો તેના પ્રતિ બરાબર ધ્યાન આપવામાં આવે તો તે વસ્તુ મનમાં સ્થિર થઈ જાય છે. ધ્યાનથી તેના અધોચેતન સંસ્કારો અધિક સ્થાયી બને છે. ધ્યાન તે વસ્તુને અન્ય વસ્તુઓ સાથે સંબંધિત કરી તેને જ્ઞાનની સમષ્ટિનું એક સ્થાયી એકમ બનાવે છે. જેથી તેનુ સ્મરણ અધિક સરળતાથી થઈ શકે છે

સ્ટાઉટનો મત છે કે સામાન્ય સ્મૃતિમા ઉન્નતિ નથી કરી શકાતી, પરંતુ અભ્યાસથી સ્મૃતિમાં વિશેષ દિશામાં ઉન્નતિ કરી શકાય છે. માનસિક સંસ્કારો એક બીજામાં પ્રવિષ્ટ થાય છે, જેથી કેટલાક અનુભવોની સ્મૃતિનો વ્યાયામ સમાન અનુભવોની સ્મૃતિમાં વધારો કરે છે અને આ જ કારણે ધાર્મિક પ્રવચન કરનાર પોતે ઉપદેશોને જલદી યાદ કરી શકે છે અને તેને ધારણ પણ કરી શકે છે. કારણ કે એક વ્યક્તિ જ્યારે કંઈક શીખી લે છે ત્યારે તેની વિશેષતાઓના જ્ઞાનથી તેની આગળની પ્રગતિ સરળ બને છે

// મન ( Munn ) સ્મૃતિપ્રશિક્ષા માટે કેટલાક સંકેતો દર્શાવે છે (૧) સ્મરણ કરવાના ઇરાદાથી શીખો (૨) જે કંઈ શીખો છો તેના પ્રતિ અધિક ધ્યાન આપો (૩) શીખતે સમય સ્મૃતિપ્રતિમાઓનો ઉપયોગ કરો (૪) જે શીખો છો તેનું અન્ય ચીજો સાથે સાહચર્ય સ્થાપિત કરો. (૫) લયનો ઉપયોગ કરો તેનાથી ધારણામાં મદદ મળે છે. (૬) થોડા થોડા અવકાશ પછી તે સામગ્રીને શીખો. (૭) શીખેલી સામગ્રીની મનમાં આવૃત્તિ કરો. આવૃત્તિથી શીખવામા સરળતા અને ધારણામા સહાયતા મળે છે. (૮) અધ્યયન બાદ આરામ કરો કે સૂઈ જાઓ. (૯) સામગ્રીને પૂરી વાંચો અને ત્યારે જ તેના ભાગોનું અધ્યયન કરો //

## પ્રકરણ ૧૨

## વિચાર (Thinking)

### (૧) વિચારનું સ્વરૂપ (Nature of Thinking)

વુડવર્થ (Woodworth)ના મતાનુસાર વિચારમાં નીચે પ્રમાણેનાં તત્ત્વો હોય છે

(૧) કોઈ લક્ષ્યની તરફ ઉન્મુખ થવું (Orientation towards a goal)

(૨) લક્ષ્યપ્રાપ્તિ માટે અહીંતહીં માર્ગ શોધવો (Seeking this way or that for realizing the goal)

(૩) પૂર્વ નિરીક્ષિત તથ્યોનું પ્રત્યાહ્વાન (Recall of previously observed facts)

(૪) પ્રત્યાહૃત તથ્યોને નવા નમૂનામાં બાંધવું (Grouping these recalled facts in new patterns)

(૫) આંતરિક વાક્-ગતિઓ અને મુદ્રાઓ (Inner speech movements and gestures)

વિચારમાં ઉપરોક્ત તત્ત્વો રહેલાં હોય છે. પરંતુ વિચારના પ્રત્યેક કાર્યમાં આ દરેક ક્રિયાઓનું હોવું જરૂરી નથી. કોઈ કોઈ વખત વિચાર આન્તરિક વાક્ સિવાયના પણ હોય છે. અવ્યવસ્થિત અને અસ્તવ્યસ્ત વિચારોમાં કોઈ ખાસ લક્ષ્ય ન પણ હોય. પરંતુ જ્યારે આપણે કોઈ વ્યાવહારિક કે ગમે તે બાબતનો વિચાર કરીએ છીએ ત્યારે તેમાંનાં પ્રથમ ચાર તત્ત્વો તો હોય છે. વિચારનું ખાસ લક્ષ્ય કોઈ પ્રશ્નનો ઉકેલ કરવાનું હોય છે. જેથી વિચાર સામાન્ય રીતે કોઈ લક્ષ્ય તરફ ઉન્મુખ હોય છે. કોઈ કઠિન સમસ્યા કે ગમે તેવા પ્રશ્નનો ઉકેલ કરવા માટે ગમે તે માર્ગ શોધીએ છીએ તેમાં વિવિધ સાધનો શોધીએ છીએ. વર્તમાન પ્રશ્નનો ઉકેલ કરવા માટે આપણા પૂર્વ અનુભવો પ્રતિ દૃષ્ટિપાત કરીએ છીએ, અને તેને સંબંધિત પૂર્વ અનુભવનાં તથ્યોનું પ્રત્યાહ્વાન કરીએ છીએ. તેવી કોઈ ખાસ સમસ્યાના નિકાલ માટે તેને નવીન નમૂનામાં ગોઠવીએ છીએ. તેમજ કોઈ વખત

આંતરિક વાક્‌-ગતિઓ દ્વારા વિચારોનું આંશિક પ્રદર્શન પણ કરીએ છીએ, અથવા તો વિચારને સરળ બનાવવા માટે કોઈ વિશેષ પ્રકારની મુદ્રા અપનાવીએ છીએ. આ પ્રમાણે આપણે કોઈ સમસ્યાનો ઉકેલ કરવામાં સફળ થઈએ છીએ. મન ( Munn ) જણાવે છે કે, " વિચાર સાંકેતિક પ્રક્રિયાઓ (Symbotic processes)ની મદદથી જગતનું માનસિક પ્રહસ્તન (Manipulation) છે. તેમાં સ્મૃતિ કલ્પના અને તર્ક અથવા સમસ્યાનો ઉકેલ કરવાનો ઉપયોગ થાય છે.

/ વુડવર્થ જણાવે છે કે " વિચારનાં બે પ્રમુખ લક્ષ્ય હોય છે. અનુસંધાન ( Discovery ) અને આવિષ્કાર ( Invention ). તે સત્યની શોધ કરે છે અને કોઈ સારી વસ્તુની યોજના બનાવવાનો પ્રયત્ન કરે છે." વિચાર કોઈ લક્ષ્ય તરફ ઉન્મુખ હોય છે અને તેમાં સામાન્ય રીતે કોઈ એક લક્ષ્યપ્રાપ્તિની તત્પરતા જોવામાં આવે છે. તે કોઈ સૈદ્ધાન્તિક કે વ્યાવહારિક સમસ્યાનો ઉકેલ શોધે છે અને કોઈ નવા સત્યને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. તે સમસ્યાને નિરીક્ષિત સામગ્રીના નવીન નમૂનામાં આબદ્ધ કરે છે અને નવીન સંબંધનું અનુસંધાન કરવાનો પ્રયત્ન કરે છે. તે વિભિન્ન સમયે વિભિન્ન સ્થાનોમાં પ્રત્યક્ષીકૃત તથ્યો કે જે પ્રસંગને આવશ્યક હોય તેનુ પ્રત્યાહ્વાન કરી નવીન નમૂનાઓમાં તૈયાર કરે છે અને તેમાં કોઈ નવીન વસ્તુઓનું અનુસંધાન કરે છે. આ પ્રમાણે તેમાં સ્મૃતિ અને કલ્પના રહેલી છે. વિચાર સ્મૃતિ અને કલ્પના પર ઘણો આધાર રાખે છે અને તેની મદદથી જટિલ સમસ્યાઓનો નિકાલ કરે છે. વિચારમાં સંશ્લેષણ (Synthesis ) અને વિશ્લેષણ ( Analysis )નો પણ સમાવેશ હોય છે. તેમાં અમુક ખાસ તથ્યોનું પ્રાસંગિક નવા નમૂનાઓમાં સંશ્લેષણ કરવામાં આવે છે. તથા પ્રત્યાહૃત કે પ્રત્યક્ષીકૃત તથ્યોનું તેના સંઘટકોમાં વિશ્લેષણ કરવામાં આવે છે.

વિચાર મૂર્તથી અમૂર્ત તરફ જાય છે; એટલે કે ઐન્દ્રિય પ્રત્યક્ષમાં મૂર્ત વિસ્તૃત બાબતોને છોડી દે છે અને વસ્તુઓનાં લક્ષણો પર ધ્યાન આપે છે. તેની તપાસ કરે છે અને આ રીતે તે સમક્ષનો વિશેષ જોયેલાં તથ્યોને છોડી દઈ અપ્રતિમ ( Imageless ) પ્રત્યયો તરફ જાય છે. સર્વ પ્રથમ વિચાર પ્રત્યક્ષ સાથે સંબંધિત રહે છે જેમાં તે પ્રત્યક્ષની સામગ્રીનું અધ્યયન કરે છે, ત્યારબાદ તે શાબ્દિક માધ્યમથી ચાલતા કાલ્પનિક વિચારના

સ્તર પર પહોંચે છે. અને છેવટે તે નિષ્પ્રતિમ વિચારના સ્તર પર પહોંચી જાય છે. આપણા બૌદ્ધિક જીવનમાં નિષ્પ્રતિમ વિચારો ગુંથાયેલા રહે છે સામાન્ય રીતે સાંવેદનિક પ્રતિમાઓ (Sensory images), ભાવાત્મક પ્રતિમાઓ (Abstract images) અને શાબ્દિક પ્રતિમાઓ (Verbal images) આપણી વિચારપ્રક્રિયાની સાથે જ હોય છે. પરંતુ એ માનવું વ્યર્થ છે કે સાંવેદનિક કે શાબ્દિક પ્રતિમાઓ વિચારપ્રક્રિયા સાથે હોય છે જ. સાંવેદનિક પ્રતિમાઓ સિવાય પણ વિચાર કરી શકાય છે. વિચારમાં પ્રતિમા હોય છે પરંતુ તે વિચારોના અર્થનું પ્રકાશન કરતી નથી.

વુડવર્થનો મત છે કે વિચારમાં અગ્રદૃષ્ટિ (Foresight) અને પશ્ચાતદૃષ્ટિ (Hind sight) પણ સમાવિષ્ઠ હોય છે. જ્યારે સમસ્યાનો ઉકેલ કરવા માટે વ્યક્તિ પોતાના ભૂતકાળમાં દૃષ્ટિપાત કરી વિગત અનુભવો-ની પ્રાસંગિક સામગ્રીનું સ્મરણ કરે છે તેને પશ્ચાતદૃષ્ટિ કહેવાય છે. વિચારમાં અગ્રદૃષ્ટિ પણ હોય છે. વ્યક્તિ પોતે સામગ્રીના નવીન સયોજનાના શુભ પરિણામો જાણી લે છે અને તેનો ખ્યાલ કરે છે તે પ્રમાણે નવો નિષ્કર્ષ કરે છે. આ અગ્રદૃષ્ટિ છે. આ પ્રમાણે વિચારમાં અગ્રદૃષ્ટિ અને પશ્ચાતદૃષ્ટિનો સમાવેશ થાય છે. તદુપરાંત વિચારનો ભાષા સાથે ઘનિષ્ઠ સંબંધ છે. વિચાર અને ભાષા બન્નેનો વિકાસ એકસાથે થાય છે. વિચારની મર્યાદાઓ ગમે તે હોય પરંતુ તે સામાજિક વાતાવરણના ઘનિષ્ઠ સંબંધમાં છે. ઉચ્ચતર બૌદ્ધિક ક્રિયાઓ ભાષાના માધ્યમ દ્વારા નિયંત્રિત થાય છે.

### (૨) પ્રત્યયન (Conception)

વિચારો પ્રત્યયોનો ઉપયોગ કરે છે. સામાન્ય વિચારોને પ્રત્યય કહેવામાં આવે છે. જો કોઇ શબ્દનો વિચારમાં ઉપયોગ કરવો હોય તો તેનો અર્થ જાણવો જરૂરી છે. અને તેને વિચારના કાર્યમાં ભાગ લેવા માટે અર્થ હોવો જોઇએ. કોઈ શબ્દના અર્થને પ્રત્યય (Concept) કહેવામાં આવે છે. ઘણી વખત એવું બને કે આપણે કોઈ શબ્દનો અર્થ જાણતા હોઇએ છીએ પણ અન્ય વ્યકિત પુછે ત્યારે આપણે સમજાવી શકતા નથી. એનો અર્થ એ છે કે આપણી પાસે પ્રત્યય છે પરંતુ આપણે તેને યોગ્ય રૂપ આપી શકતા નથી. પરંતુ પ્રત્યયોનું નિર્માણ કેવી રીતે થાય છે? પ્રત્યયના નિર્માણની પ્રક્રિયાને પ્રત્યયન (Conception) કહેવામાં આવે છે. પ્રત્યયના નિર્માણનાં નિમ્નલિખિત ચરણ છે. (૧) મોટા ભાગની વ્યક્તિઓનું નિરીક્ષણ. (૨) પ્રત્યેક

વ્યક્તિનું તેનાં ગુણોમાં વિશ્લેષણ. (૩) તેમની પરસ્પર તુલના કરવી જેથી તેમની સદૃશતા (Similarity) અને વૈષમ્ય (Differences)ની જાણકારી થાય (૪) સમાન ગુણોનું એક પ્રત્યયના રૂપમાં માનસિક એકીકરણ. (૫) પ્રત્યયને નામ આપવું અથવા સંજ્ઞા આપવી. આ પ્રમાણે વસ્તુઓના પ્રત્યયનું નિર્માણ કરવા માટે ઘણી વસ્તુઓનું નિરીક્ષણ કરવું જોઈએ. અધિક સ્પષ્ટ અને બરાબર પ્રત્યય માટે નિરીક્ષણ અને પુષ્ટીકરણ આવશ્યક છે. ત્યારબાદ તેમનું તેમના ગુણોમાં વિધાન કરવું જોઈએ. વસ્તુઓમાં સમાન વિશેષતાઓને શોધી કાઢવી જોઈએ અને તે કાર્ય ત્યારે બને છે જ્યારે તેમની પરસ્પર તુલના કરવામાં આવે. ઉદાહરણાર્થ ઉંદર અને ખિસકોલીમાં કઈ બાબતમાં સાદૃશતા છે તે તેમની પરસ્પર તુલના કરી જાણી શકીએ. આ પ્રમાણે તુલના કરી તેમની સાદૃશતા અને વૈષમ્ય જાણવું જોઈએ. ત્યારબાદ તેમાંથી વૈષમ્યને દૂર કરી સાદૃશતા પર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. અને તેના વિચારોને વસ્તુના પ્રત્યયમાં જોડવા જોઈએ અને ત્યારબાદ તેનું નામકરણ થાય, અથવા સંજ્ઞા આપવામાં આવે જેથી તે નિશ્ચિત થઈ જાય. મનમાં સંસ્કાર અધિક ઊંડા બનાવે જેથી ધારણામાં અધિક સમય રહી શકે તથા તેનું સ્મરણ પણ થઈ શકે.

### (૩) પ્રત્યક્ષીકરણ અને પ્રત્યયન (Perception and conception)

પ્રત્યયનનો આધાર પ્રત્યક્ષ પર છે. પ્રત્યયન એ ક્રિયા છે જેમાં વિશેષ વસ્તુઓ કે પરિસ્થિતિઓમાં રહેલાં સમાન તત્ત્વોનું નિરીક્ષણ કરવામાં આવે છે. પ્રત્યક્ષ પ્રત્યયનનો આધાર છે. એક બાળક વિવિધ વસ્તુઓ જુએ છે, તેમાંથી તેમનાં સમાન તત્ત્વોને શોધી તેનું નામ આપે છે. ઉદાહરણાર્થ શાળાનું લખવાનું કાળું પાટિયું, કોલસા, એક કાળી પેન વગેરે જુએ છે. તેમનું સારી રીતે નિરીક્ષણ કરે છે તેમના સમાન ગુણો જુએ છે અને તેને કાળાશ કહે છે. કાળાશ એ તેની પ્રત્યક્ષીકૃત વસ્તુઓમાં સમાન ગુણ છે. જેને મનમાં તેણે કાળી વસ્તુઓથી પૃથક્ કરી દીધો. ખરું જોતાં વસ્તુઓથી અલગ તેનું અસ્તિત્વ હોય નહિ પરંતુ વિચારમાં તેને પૃથક્ કરી દેવામાં આવ્યો છે. પૃથક્ કરવાની આ માનસિક પ્રક્રિયાને પ્રત્યાહાર (Abstraction) કહેવામાં આવે છે. કાળાશનો પ્રત્યય એ પ્રત્યાહારનું પરિણામ છે. આ જ પ્રમાણે અન્ય વસ્તુઓના પ્રત્યય બતાવવા માટે તેમનો પ્રત્યક્ષ કરવો આવ-

શ્યક છે. ત્યારબાદ તેમના સંઘટક ગુણોમાં તેમનું વિશ્લેષણ કરી દરેકમાં સમાનતા ધરાવતા ગુણને પૃથક્ કરી તેનું નામ આપવામાં આવે છે. આ રીતે પ્રત્યયન માટે વિશેષ પરિસ્થિતિઓ કે વસ્તુઓનું પ્રત્યક્ષીકરણ આવશ્યક છે.

## (૪) પ્રત્યયોનો વિકાસ (Development of concepts)

નાનું બાળક બોલવામાં સમર્થ થતા પહેલાં પણ સંભવતયા કંઈક વિચાર કરે છે. અને વાતચીત શરૂ કરતા પહેલાં કેટલાક અવિકસિત પ્રત્યયોનું નિર્માણ કરી ચૂકયો હોય છે. તે નિરીક્ષણ કરે છે અને યાદ કરે છે કે માણસો તથા વસ્તુઓ કેવી રીતે વ્યવહાર કરે છે. તે પોતાની માતાને ઓળખે છે. પોતાની સાથે કેવો વ્યવહાર કરશે તે પણ જાણી લે છે અને તેની પ્રતિક્રિયા કરવા તૈયાર રહે છે. તે પોતાને રમવા આપેલી વસ્તુઓથી રમે છે, તેને પાડી નાખે છે, તેનો અવાજ સાંભળે છે; તે દૂધની શીશી જુએ છે તો તેમાંથી દૂધ ચૂસવાની આશા કરે છે. ઘૂઘરાનો વાગતો અવાજ સાંભળે છે, તેને ઓળખે છે. આ બધી બાબતો ઉપરથી પ્રતીત થાય છે કે તેની પાસે તે તે વસ્તુઓના પ્રત્યક્ષ છે. તે વાતચીત કરતો થાય તે પહેલાં તેનો આ પ્રમાણેનો વ્યવહાર બતાવી આપે છે કે તે કેટલાક પ્રત્યયો બનાવી ચૂકયો છે. તેનો કોઈ વસ્તુનો પ્રત્યય તેના વસ્તુ પ્રતિના વ્યવહાર કે વસ્તુના તેના પ્રતિના વ્યવહાર પર આધાર રાખે છે. તે પોતાનાં માતપિતાને ઓળખે છે અને તેમના પ્રતિ ભિન્ન વ્યવહાર કરે છે, તે ઉપરથી માલૂમ પડે છે કે તે બન્ને માટે તેણે જુદા જુદા પ્રત્યયોનું નિર્માણ કર્યું છે. જ્યારે તે બોલતાં શીખે છે ત્યારે તેને શબ્દોના અર્થ જાણવા પડે છે અને તે બરાબર શબ્દોનો ઉપયોગ કરે છે, ત્યારે આપણને માલૂમ પડી જાય છે કે તેણે આવશ્યક સંબંધિત પ્રત્યયો જાણી લીધા છે. જ્યારે તે શબ્દોને સમજતો થઈ જાય છે અને વાતચીત કરતો થઈ જાય છે ત્યારે તે પ્રત્યયનું નિર્માણ કરે છે. આ ઉપરથી આપણે કહી શકીએ, તે જે જે વસ્તુઓનો વ્યવહારમાં ઉપયોગ કરી શકે છે તે તે વસ્તુઓના પ્રત્યયોનું તે સરળતાથી નિર્માણ કરી શકે છે. તે સામાજિક વાતાવરણસ્થિત વસ્તુઓના પ્રત્યયોને યાદ કરી લે છે. તે મુખ્ય વસ્તુઓના પ્રત્યયો તૈયાર કરે છે.

ત્રણથી બાર વર્ષની અંદરનું બાળક યથાર્થવાદ (Realism), સ્વમાનવવાદ (Anthropomorphism) કે યંત્રવાદ (Mechanism) અનુસાર વાતાવરણમાં રહેલા ભૌતિક પદાર્થોના [illegible]

આરભમા પ્રાકૃતિક તથ્યોની બાબતમા તેના પ્રત્યય સાદા હોય છે પ્રાકૃતિક પદાર્થો સાથે તેનો સબધ નથી હોતો તેના પ્રત્યય પોતાની જેમ, જીવીત પ્રાણીની જેમ કરે છે તે સૂર્ય, ચદ્ર, નક્ષત્રો, વરસાદ, તથા તેના અન્ય પદાર્થોના સર્વજીવવાદી પ્રત્યયો કરે છે પરતુ ભૌતિક પદાર્થો કે જેનો વ્યાવહારિક બાબતોમા ઉપયોગ થાય છે અને જેનાથી તે સબધિત હોય છે તેના પ્રત્યયો યથાર્થવાદી કે યત્રવાદી બનાવે છે તે પોતાના દૈનિક વ્યવહારમા આવતી વસ્તુઓ દૂધ કપડા, પુસ્તક, પેન વગેરેના યથાર્થવાદી પ્રત્યયોનુ નિર્માણ કરી લે છે રગના નામનો શરૂઆતમા ઉપયોગ કરવામા તેની ભૂલો થાય છે પરતુ ધીરે ધીરે તે સારી રીતે સમજી જાય છે અને યથાર્થ અને બરાબર નામો બતાવે છે બાળકના મનમા પહેલા પ્રાકૃતિક પ્રત્યયો સર્વજીવવાદી હોય છે પરતુ ધીરે ધીરે તેનો વિકાસ થાય છે અને તે યત્રવાદી બને છે પહેલા તે ભૌતિક પદાર્થોમા માનવીય ઇચ્છાઓ અને લાગણીઓ માની લે છે એટલે કે તેમને પોતાના તુલ્ય સજીવ માને છે, પરતુ ધીરે ધીરે તે તેમને જડ અને અચેતન પદાર્થોના રૂપમા જુએ છે તે ભૌતિક પદાર્થોને પોતાની સાથે જે રૂપમાં સબધિત હોય છે તે રૂપના પ્રત્યય બનાવે છે પહેલા તો સૂર્ય, ચદ્ર વગેરે કે જેનાથી દૂર છે તેમના પ્રત્યય અહકેન્દ્રિય (Ego centric) બનાવે છે તે તેમને પોતાની સાથે ચાલતા જુએ છે અથવા તો પોતાનુ અનુસરણ કરતા હોય તેમ માને છે. ત્યારબાદ તેમને તે ભૌતિક પદાર્થોની જેમ સમજે છે અને તેમના ભૌતિક પદાર્થોથી સબધિત રૂપોનો વિચાર કરે છે અને તેમના યથાર્થવાદી પ્રત્યયોનુ નિર્માણ કરે છે વુડવર્થ અહકેન્દ્રિય પ્રત્યયોની બાબતમા જણાવે છે કે, "અહકેન્દ્રિય પ્રત્યય એ છે જે વસ્તુને સ્વય વ્યક્તિથી સબધિત કરે છે બાળક ધીરે ધીરે વસ્તુઓને પરસ્પર ક્રિયા કરતી અથવા પરસ્પર સબધિત રૂપમા જોવા લાગે છે અને એ રીતે યથાર્થવાદી પ્રત્યયોના નિર્માણની શરૂઆત કરે છે અહકેન્દ્રિય પ્રત્યય વ્યક્તિની ઇચ્છાઓ સાથે ઘનિષ્ઠતા ધરાવે છે પરતુ યથાર્થવાદી પ્રત્યય અધિક વ્યાવહારિક હોય છે કેમકે વસ્તુઓના વાસ્તવિક રૂપ સાથે તે અધિક સગત હોય છે અને એ રીતે તેઓ વ્યક્તિને વાતાવરણ પર પોતાના નિયત્રણને અધિક વ્યાપક બનાવવામા સમર્થ બનાવે છે '

બાળક સાહચર્ય દ્વારા સાહચર્યથી સામાન્ય પ્રત્યયોનુ નિર્માણ કરે છે તે વિવિધ વસ્તુઓનુ સાદશીકરણ કરે છે અને જે પદાર્થો સમાન હોય છે તેમની સાદશ બાબતોને શોધી લે છે અને તે સમાન ગુણના પ્રત્યય બનાવે

છે. તેમાં તે સમાન પદાર્થના સંઘટક ગુણોનું નિરીક્ષણ કરે છે અને તેમાં નિહિત સમાનતાઓ પર ધ્યાન કેંદ્રિત કરે છે અને પ્રત્યાહાર (Abostraction) થી સમાન ગુણોને અસમાન ગુણોથી દૂર કરે છે અને તે સમાન ગુણોના સામાન્ય પ્રત્યય બનાવે છે.

### (૫) પ્રત્યય અને પ્રતિમા (Concept and Image)

પ્રત્યય અને પ્રતિમામાં ઘણું અંતર છે. પ્રત્યય સામાન્ય અને અમૂર્ત (Abstract) હોય છે જ્યારે પ્રતિમા મૂર્ત (Concrete) હોય છે. તેમજ પ્રત્યય કોઈ વિશેષ વસ્તુનો હોતો નથી પરંતુ સામાન્ય હોય છે; જ્યારે પ્રતિમા કોઈ વિશેષ વસ્તુની હોય છે. એટલે કે પ્રતિમા કોઈ વિશેષ મનુષ્ય, પશુ કે ગમે તેની હોય છે, પરંતુ પ્રત્યક્ષ મનુષ્ય અને પશુ કે અન્ય કંઈ હોય તેનો હોય છે. પ્રત્યય એક માનસિક સૃષ્ટિ છે જે અનેક પ્રત્યક્ષીકૃત વસ્તુઓનાં સામાન્ય તત્ત્વો પર કરેલા વિચારોનું પરિણામ છે. પ્રતિમા મનુષ્યજાતિની કે પશુની જાતિની બની શકતી નથી; પરંતુ મનુષ્ય જાતિ પર વિચાર તો કરી શકીએ છીએ. પ્રત્યયન કલ્પનાની તુલનામાં એક ઉચ્ચતર માનસિક પ્રક્રિયા છે. પ્રત્યય એ અનેક વ્યક્તિઓનાં સામાન્ય તત્ત્વોનો વિચાર છે.

### (૬) પ્રત્યયોનું કાર્ય (Function of concepts)

પ્રત્યય વિચારમાં મહત્ત્વપૂર્ણ ભાગ લે છે. ડૉ. સ્ટીવન્સ જણાવે છે કે તે વિચારનું સાધારણીકરણ કરે છે. આપણે ફક્ત વર્તમાન પર જ આધાર રાખતા નથી. પ્રત્યયન આપણને ભૂતકાળ અને ભવિષ્યકાળનો વિચાર કરવા સમર્થ બનાવે છે. પ્રત્યય વિચારના ક્ષેત્રને વિગત અને દૂરસ્થ આગત સમય સુધી વિસ્તૃત કરે છે. તે દરેક કાળ અને સ્થાનોની વિભિન્ન જાતિઓ સાથે સંબંધ ધરાવતી વ્યક્તિઓનાં સામાન્ય તથ્યોના વિચાર હોય છે. પ્રત્યયોની મદદથી આપણે આપણા વિચારોનું વર્ગીકરણ કરી તેમાં એકતા અને સંગઠન કરીએ છીએ. પ્રત્યય એક જાતિમાં આવતી દરેક વ્યક્તિઓને એક સાથે કરી શકાય છે. પ્રત્યયથી આપણા વિચારોને એક સૂત્રમાં બાંધી શકાય છે, જેથી આપણું જ્ઞાન તંત્રબદ્ધ બને છે. પ્રત્યયન વર્ગીકરણનો મુખ્ય આધાર છે. પ્રત્યય આપણા અનુભવોને વ્યવસ્થિત બનાવવામાં સહાય કરે છે. અસંખ્ય વસ્તુઓને ઉચ્ચતર અને નિમ્નતર પ્રત્યયોથી વ્યવસ્થિત કરી તેમની અધિકતા દૂર કરી શકીએ છીએ, જેથી સમજવામાં સરળતા પડે. આ પ્રમાણે અનુભવની વસ્તુઓની વિભિન્નતાઓ યાદ કરવાના ભારથી મુક્ત થઈએ છીએ.

પ્રત્યય તર્કને માટે આવશ્યક હોય છે. તેને તરકવાનું માધ્યમ પણ કહી શકાય. નિર્ણય પ્રત્યય અને વિચારોથી બને છે. તરકવામાં પ્રદત્ત નિર્ણયમાંથી ગર્ભિત નવીન નિર્ણય પ્રાપ્ત કરવામાં આવે છે. પ્રત્યય તરકવામાં એક મુખ્ય પહેલું કાર્ય કરે છે, આ પ્રમાણે તરકવામાં પ્રત્યય મદદરૂપ છે. તેના સિવાય તર્કતા અસંભવ છે. '

## (૭) તરકવું (Reasoning)

જ્યારે કોઈ વ્યક્તિ પ્રાપ્ત સામગ્રીની તપાસ કરે છે અને 'જ્યારે તે અમુક નિશ્ચિત અથવા ઓછામાં ઓછો સંભવતો હોય તેવા નિષ્કર્ષ પર પહોંચે ત્યારે એ તર્ક કરતો હોય છે એમ કહેવામાં આવે છે. તર્ક એક વિચારાત્મક પ્રક્રિયા છે. તે વિચારનું સ્વરૂપ છે. તર્ક કરવામાં પ્રાપ્ત સામગ્રીને તેમના સંયોગથી એક નવો નિષ્કર્ષ પ્રાપ્ત કરવા માટે નિરીક્ષણ કે સ્મરણથી બરાબર સૂક્ષ્મ રીતે જોવામાં આવે છે. અને ત્યારબાદ જે નિષ્કર્ષ પ્રાપ્ત થાય તેનું સત્યાપન (Verification) કે પરીક્ષા (Test) કરવામાં આવે છે. વુડવર્થ જણાવે છે કે " તર્કવાનું મહત્ત્વપૂર્ણ ચરણ (Step) નિષ્કર્ષ કાઢવો તે છે. નિષ્કર્ષ કાઢવો તે વસ્તુઓના સંયોજનમાં ગર્ભિત બાબતોને જાણવી તે છે. વસ્તુઓ ચાહે તથ્ય હોય, સિદ્ધાન્ત હોય, ચાહે વિચાર હોય, ચાહે વાક્ય હોય. સમગ્ર પ્રક્રિયામાં કેટલીક અંશભૂત ક્રિયાઓ થાય છે. (૧) સામગ્રીનો સંગ્રહ કરવો ( Gathering the data ) (૨) સામગ્રીનો સંયોગ કરવો (Combining) (૩) સંયુક્ત સામગ્રીની ગર્ભિત બાબતો ( Implication) ને જોવી. (૪) આ પ્રમાણે ઉપલબ્ધ નિષ્કર્ષની પરીક્ષા કરવી."

તર્ક કરવામાં પ્રથમ ચરણસામગ્રી એકઠી કરવાનુ છે. તર્ક કરતા પહેલાં નિરીક્ષણ કે સ્મરણની મદદથી સમસ્યાને સબંધિત આવશ્યક સામગ્રી એકઠી કરવામાં આવે છે. દ્વિતીય ચરણ છે સામગ્રીઓનું સંયોજન. તેમાં પ્રાપ્ત સામગ્રીને જોડવામાં આવે છે. તેમનો પરસ્પર સંબંધ કરવામાં આવે છે. તેમનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે છે કે જે સંયોગ કર્યો બાદ તેનો શો અર્થ થાય છે તેનું શું પરિણામ આવે છે. તૃતીય ચરણમાં સંયુક્તભૂત સામગ્રીનું અધિક સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરવામાં આવે છે. તેમાં ગર્ભિત બાબતો શોધવામાં આવે છે અને સામગ્રીઓમાં નવીન સંબંધ જાણવામાં આવે છે. આ ચરણ અધિક મહત્ત્વપૂર્ણ છે. તત્પશ્ચાત્ અંતિમ ચરણ નિષ્કર્ષનું છે પ્રાપ્ત નિષ્કર્ષની શકયતા હોય તો પરીક્ષા કરવામાં આવે છે.

છે. તેમાં તે સમાન પદાર્થના સંઘટક ગુણોનું નિરીક્ષણ કરે છે અને તેમાં નિહિત સમાનતાઓ પર ધ્યાન કેંદ્રિત કરે છે અને પ્રત્યાહાર (Abostraction) થી સમાન ગુણોને અસમાન ગુણોથી દૂર કરે છે અને તે સમાન ગુણોના સામાન્ય પ્રત્યય બનાવે છે.

## (૫) પ્રત્યય અને પ્રતિમા (Concept and Image)

પ્રત્યય અને પ્રતિમામાં ઘણું અંતર છે. પ્રત્યય સામાન્ય અને અમૂર્ત (Abstract) હોય છે જ્યારે પ્રતિમા મૂર્ત (Concrete) હોય છે. તેમજ પ્રત્યય કોઈ વિશેષ વસ્તુનો હોતો નથી પરંતુ સામાન્ય હોય છે; જ્યારે પ્રતિમા કોઈ વિશેષ વસ્તુની હોય છે. એટલે કે પ્રતિમા કોઈ વિશેષ મનુષ્ય, પશુ કે ગમે તેની હોય છે, પરંતુ પ્રત્યક્ષ મનુષ્ય અને પશુ કે અન્ય કંઈ હોય તેનો હોય છે. પ્રત્યય એક માનસિક સૃષ્ટિ છે જે અનેક પ્રત્યક્ષીકૃત વસ્તુઓનાં સામાન્ય તત્વો પર કરેલા વિચારોનું પરિણામ છે. પ્રતિમા મનુષ્યજાતિની કે પશુની જાતિની બની શકતી નથી, પરંતુ મનુષ્ય જાતિ પર વિચાર તો કરી શકીએ છીએ. પ્રત્યયન કલ્પનાની તુલનામાં એક ઉચ્ચતર માનસિક પ્રક્રિયા છે. પ્રત્યય એ અનેક વ્યક્તિઓનાં સામાન્ય તત્વોનો વિચાર છે.

## (૬) પ્રત્યયોનું કાર્ય (Function of concepts)

પ્રત્યય વિચારમાં મહત્ત્વપૂર્ણ ભાગ લે છે. ડૉ. સ્ટીવન્સ જણાવે છે કે તે વિચારનું સાધારણીકરણ કરે છે. આપણે ફક્ત વર્તમાન પર જ આધાર રાખતા નથી. પ્રત્યયન આપણને ભૂતકાળ અને ભવિષ્યકાળનો વિચાર કરવા સમર્થ બનાવે છે. પ્રત્યય વિચારના ક્ષેત્રને વિગત અને દૂરસ્થ આગત સમય સુધી વિસ્તૃત કરે છે. તે દરેક કાળ અને સ્થાનોની વિભિન્ન જાતિઓ સાથે સંબંધ ધરાવતી વ્યક્તિઓનાં સામાન્ય તથ્યોના વિચાર હોય છે. પ્રત્યયોની મદદથી આપણે આપણા વિચારોનું વર્ગીકરણ કરી તેમાં એકતા અને સંગઠન કરીએ છીએ પ્રત્યય એક જાતિમાં આવતી દરેક વ્યક્તિઓને એક સાથે કરી શકાય છે. પ્રત્યયથી આપણા વિચારોને એક સૂત્રમાં બાંધી શકાય છે, જેથી આપણું જ્ઞાન તંત્રબદ્ધ બને છે. પ્રત્યયન વર્ગીકરણનો મુખ્ય આધાર છે. પ્રત્યય આપણા અનુભવોને વ્યવસ્થિત બનાવવામાં સહાય કરે છે. અસંખ્ય વસ્તુઓને ઉચ્ચતર અને નિમ્નતર પ્રત્યયોથી વ્યવસ્થિત કરી તેમની અધિકતા દૂર કરી શકીએ છીએ, જેથી સમજવામાં સરળતા પડે. આ પ્રમાણે અનુભવની વસ્તુઓની વિભિન્નતાઓ યાદ કરવાના ભારથી મુક્ત થઈએ છીએ.

પ્રત્યય તર્કને માટે આવશ્યક હોય છે. તેને તરકવાનું માધ્યમ પણ કહી શકાય. નિર્ણય પ્રત્યય અને વિચારોથી બને છે. તરકવામાં પ્રદત્ત નિર્ણયમાંથી ગર્ભિત નવીન નિર્ણય પ્રાપ્ત કરવામાં આવે છે. પ્રત્યય તરકવામાં એક મધ્યપદનું કાર્ય કરે છે, આ પ્રમાણે તરકવામાં પ્રત્યય મદદરૂપ છે. તેના સિવાય તર્કતા અસંભવ છે.

(૭) તરકવું (Reasoning)

જ્યારે કોઈ વ્યક્તિ પ્રાપ્ત સામગ્રીની તપાસ કરે છે અને જ્યારે તે અમુક નિશ્ચિત અથવા ઓછામાં ઓછો સંભવતો હોય તેવો નિષ્કર્ષ પર પહોંચે ત્યારે એ તર્ક કરતો હોય છે એમ કહેવામાં આવે છે. તર્ક એક વિચારાત્મક પ્રક્રિયા છે. તે વિચારનું પ્રરૂપ છે. તર્ક કરવામાં પ્રાપ્ત સામગ્રીને તેમના સંયોગથી એક નવો નિષ્કર્ષ પ્રાપ્ત કરવા માટે નિરીક્ષણ કે સ્મરણથી બરાબર સૂક્ષ્મ રીતે જોવામાં આવે છે. અને ત્યારબાદ જે નિષ્કર્ષ પ્રાપ્ત થાય તેનું સત્યાપન (Verification) કે પરીક્ષા (Test) કરવામાં આવે છે. વુડવર્થ જણાવે છે કે " તર્કવાનું મહત્ત્વપૂર્ણ ચરણ (Step) નિષ્કર્ષ કાઢવો તે છે. નિષ્કર્ષ કાઢવો તે વસ્તુઓના સંયોજનમાં ગર્ભિત બાબતોને જાણવી તે છે. વસ્તુઓ ચાહે તથ્ય હોય, સિદ્ધાન્ત હોય, ચાહે વિચાર હોય, ચાહે વાક્ય હોય. સમગ્ર પ્રક્રિયામાં કેટલીક અંશભૂત ક્રિયાઓ થાય છે. (૧) સામગ્રીનો સંગ્રહ કરવો ( Gathering the data ) (૨) સામગ્રીનો સંયોગ કરવો (Combining) (૩) સંયુક્ત સામગ્રીની ગર્ભિત બાબતો ( Implication) ને જોવી. (૪) આ પ્રમાણે ઉપલબ્ધ નિષ્કર્ષની પરીક્ષા કરવી."

તર્ક કરવામાં પ્રથમ ચરણ સામગ્રી એકઠી કરવાનું છે. તર્ક કરતા પહેલાં નિરીક્ષણ કે સ્મરણની મદદથી સમસ્યાને સંબંધિત આવશ્યક સામગ્રી એકઠી કરવામાં આવે છે. દ્વિતીય ચરણ છે સામગ્રીઓનું સંયોજન. તેમાં પ્રાપ્ત સામગ્રીને જોડવામાં આવે છે. તેમનો પરસ્પર સંબંધ કરવામાં આવે છે. તેમનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે છે કે જે સંયોગ કર્યો બાદ તેનો શો અર્થ થાય છે તેનું શું પરિણામ આવે છે. તૃતીય ચરણમાં સંયુક્તકૃત સામગ્રીનું અધિક સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરવામાં આવે છે. તેમાં ગર્ભિત બાબતો શોધવામાં આવે છે અને સામગ્રીઓમાં નવીન સંબંધ જાણવામાં આવે છે. આ ચરણ અધિક મહત્ત્વપૂર્ણ છે. તત્પશ્ચાત્ અંતિમ ચરણ નિષ્કર્ષનું છે પ્રાપ્ત નિષ્કર્ષની શક્યતા હોય તો પરીક્ષા કરવામાં આવે છે.

વુડવર્થ જણાવે છે કે તર્કવાને માનસિક અનુસંધાન (Mental Explorlation) કહી શકાય છે. તર્ક કરવામાં પ્રત્યક્ષીકૃત સામગ્રીમાં નવીન સંબંધો શોધવામાં આવે છે, અને તે માનસિક અનુસંધાન ગત્યાત્મક અનુસંધાનમા બદલાઈ જાય છે. આપણે કોઈ અજ્ઞાત ગામમાં જતા હોય અને માની લો કે તે સમયે આપણે પથભ્રષ્ટ થઇ ગયા અને સાચો માર્ગ ભૂલી ગયા. આ સમયે આપણે એક જગાએ બેસીને વિચાર કરીએ છીએ કે કયો માર્ગ ઇચ્છિત ગામમાં જતો હશે. આ રીતે આપણે મનમાં વિભિન્ન રીતે એ નવીન પરિસ્થિતિનો ઉકેલ કરી શકીએ છીએ. સમયપર વાસ્તવિક ગતિઓથી સંબંધિત માર્ગનું અનુસંધાન કરી શકીએ છીએ. એક પછી એક એમ વિભિન્ન તપાસ અને સુરાકનું અનુસરણ કરતાં અંતે આપણને સાચો માર્ગ મળી જાય છે, જે આપણે જવા માગતા હોય ત્યાં પહોંચાડી શકે છે. વુડવર્થ આ પ્રમાણે એક પછી એક સુરાક મળતો માર્ગ પ્રાપ્ત કરવાની તર્કની ક્રિયાને પ્રયાસ અને ભૂલની પદ્ધતિ કહે છે. તેનો પ્રયાસ અને ભૂલથી ફરક એટલો જ છે કે પ્રયાસ અને ભૂલની ક્રિયામાં ગત્યાત્મક અનુસંધાન કરવામાં આવે છે, જ્યારે તર્કવામાં વિચાર કરી સુરાક મેળવી તેનું અનુસરણ કરવામાં આવે છે. તેમાં પૂર્વ પ્રત્યક્ષીકૃત તથ્યોનું પ્રત્યાહ્વાન કરી તેમનું અનુસરણ કરવામાં આવે છે. વિચાર કરવાથી સમયનો મિતવ્યય થાય છે અને ગત્યાત્મક અનુસંધાનમાં કરવામાં આવતા શારીરિક પરિશ્રમથી બચી જવાય છે. પ્રયાસ અને ભૂલની ગત્યાત્મક ક્રિયાઓથી કરવામાં આવતા અનુસંધાન સાથે તે મળતી છે. તર્ક કરવામાં પ્રયાસ અને ભૂલના સામાન્ય વ્યવહારનું દર્શન થાય છે. તેમાં એક લક્ષ્યપ્રાપ્તિનું ધ્યેય હોય છે જેને માટે વિવિધ સાધનોની તપાસ કરી પ્રગતિ કરવામાં આવે છે. તર્કવામાં વર્તમાન વાતાવરણનું વસ્તુતઃ અનુસંધાન કરવામાં આવતું નથી. તેમને લક્ષ્ય સુધી પહોંચાડનાર માર્ગોનું વાસ્તવિક નિરીક્ષણ કરવામાં આવતું નથી. તેમાં વિગત અનુભવોનું સ્મરણ કરવામાં આવે છે અને તે પ્રમાણે સમસ્યાનો ઉકેલ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તેમાં સમસ્યાનો ઉકેલ કરવા માટે વિચાર કરવામાં આવે છે. આ પ્રમાણે તર્કવાની ક્રિયા પ્રયાસ અને ભૂલની પ્રક્રિયા સાથે સામાન્ય રીતે ઘણાં સાદૃસ્ય રાખે છે; પરંતુ તેમની પ્રકૃતિ એક બીજાથી તદ્દન ભિન્ન છે. વિચારમાં કોઈ કોઈ વખત સમસ્યા ઉકલી પણ શકતી નથી અને જેથી નાના અનુભવોનું નિરીક્ષણ કે વાસ્તવિક ગત્યાત્મક ક્રિયાઓનો સહારો લેવો પડે છે. એકદમ નવીન સ્થાનમાં આપણે વિચાર દ્વારા માર્ગ પ્રાપ્ત કરી શકતા નથી, ત્યારે આપણે ગત્યાત્મક ક્રિયાઓનો આશરો લઈએ

છીએ અને અહીં તહીં ફરીને માર્ગ શોધીએ છીએ. તર્કવામાં મુખ્ય બાબત સામગ્રીનું માનસિક અનુસંધાન અને નવા-સંબંધની પ્રાપ્તિ છે માનસશાસ્ત્ર ઘણું કરીને અનુસંધાનાત્મક પ્રક્રિયાનું અનુસરણ કરે છે.

### ( ૮ ) તર્કવાના ભેદ (Kinds of Reasoning)

તર્કશાસ્ત્ર (Logic) ની દષ્ટિએ તર્કવાના ત્રણ ભેદ હોય છે. આગમન (Induction), ઉપમાન (Analogy) અને નિગમન ( Deduction ). આગમન એટલે કે કેટલાંક વિશેષ નિરીક્ષિત તથ્યોથી એક સામાન્ય સિદ્ધાન્ત પ્રાપ્ત કરવો. ઉપમાન એટલે કેટલાંક નિરીક્ષિત તથ્યોથી તેમની સાદૃશતાના આધારે એક નવીન વિશેષ તથ્ય કાઢવું. અને નિગમન એટલે કોઈ સામાન્ય સિદ્ધાન્તને વિશેષ તથ્યમાં લાગુ કરવો. આ પ્રમાણે આગમનાત્મક, ઉપમાનાત્મક અને નિગમનાત્મક તર્ક હોઈ શકે છે. પરંતુ મનોવિજ્ઞાનની દષ્ટિએ તર્ક યોજના બનાવવી તે અથવા તો સમજવું તે હોઈ શકે છે. યોજના બનાવવામાં આપણી ઇચ્છા એક આવશ્યકતા છે જેની તૃપ્તિ કરવાની હોય. તર્કવું એ એવી પ્રક્રિયા છે જે યોજના અને આવિષ્કારમાં હોય છે. વિચારોની રચનાઓથી સમય અને સામગ્રીની બચત થાય છે. સમજવામાં જે રૂપમાં સામગ્રી હોય છે તેને સમજવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ પ્રકારના તર્કમાં આપણે પ્રભાવને કેવી રીતે બદલવો તે આપણુ લક્ષ્ય નથી હોતુ પરંતુ આપણુ સીધું ધ્યાન તે કેવી રીતે કાર્ય કરે છે તે તરફ હોય છે.

વિલ્સબરી જણાવે છે કે તર્કવાનાં બન્ને રૂપો પ્રગતિ અટકી જવાના કારણે ઉત્પન્ન થાય છે અને કોઈ વર્તમાન પરિસ્થિતિમાં પરિવર્તન કરવાની ઇચ્છા તેને પ્રેરિત કરે છે. આપણે સક્રિય યોજના બનાવવા માટે પરિસ્થિતિમા આવશ્યકતાનુસાર પરિવર્તન કરવાનો પ્રયત્ન કરીએ છીએ. આ પરિવર્તનો આપણે તર્કથી પ્રાપ્ત કરી શકીએ છીએ.

### (૯) તર્કવાનાં પ્રેરક ( Motives of Reasoning )

વુડવર્થ તર્કવાના નીચે પ્રમાણેના પ્રેરકો જણાવે છે.

કોઈ વ્યાવહારિક સમસ્યાનો ઉકેલ (Solution of a practical problem)

માની લો કે તમે કોઈ પહાડ જોવા માટે ગયા છો અને રસ્તામાં

જંગલમાથી પસાર થવાનું હોય છે. ત્યાં તમે સાચો માર્ગ ભૂલી ગયા છો. આ સમયે તમારે એકદમ નવી પરિસ્થિતિને સામને કરવો પડે છે, તમારે આવશ્યક સામગ્રી શોધી નવી પરિસ્થિતિમાંથી પાર થવા માટે કોઇ ચાવી શોધવી પડશે. તમારે તેને માટે પોતાના વિગત સમયના અનુભવોનું સ્મરણ કરવું પડશે અને પ્રાસંગિક તથ્યોનો સ્વીકાર કરી અપ્રાસંગિક અને અનાવશ્યક તથ્યો દૂર કરવાં પડશે. અને જ્યાં સુધી તમારો પરિસ્થિતિનો આવશ્યક અને અનુકૂળ નમૂને ન મળી શકે ત્યાં સુધી સામગ્રીને એક પછી એક એમ નમૂનામાં વારાફરતી ગોઠવી શોધ ચાલુ રાખવી પડશે.

**પોતાનું ઔચિત્ય બતાવવું (Self justification or Rationalization)**

આપણે આગળ જોઈ ગયા તે બાબતમાં સમસ્યાને ઉકેલ કરવા અથવા તો આપણે શું કરવું કે જેથી અડચણથી મુક્ત થઈ જઈએ તે જાણવા માટે તર્ક કરવામાં આવે છે. પરંતુ ઘણી વખત આપણે કોઈ કરી દીધેલા અનુચિત કાર્યની ઉચિતતા કે યોગ્યતા સાબિત કરવા માટે તર્ક કે વિચાર કરવો પડે છે. આપણે માની લો કે કોઈ એવું કાર્ય કર્યું છે કે જે અનુચિત છે અને આદર્શની વિરુદ્ધ છે. જો કે સામાન્ય રીતે તેને સ્વીકાર થઇ ગયો છે. છતાં પણ ઘણા લોકો તેની ટીકા કરે છે. આપણે પણ જાણીએ છીએ કે તે કાર્ય અનુચિત છે અને ટીકાને પાત્ર છે. પરંતુ થઈ ગયા પછી આપણે જાતેજ તેને અનુચિત કહીએ તો ઠીક નહિ અને તેથી આપણે તે કાર્યનું ઔચિત્ય સિદ્ધ કરવા માટે યુક્તિયુક્ત પ્રેરકની જાણકારી માટે વિચાર કરીએ છીએ. આ પ્રમાણે આપણે વિચાર એટલા માટે કરીએ છીએ કે આપણા કાર્યનું ઔચિત્ય સિદ્ધ કરી શકીએ. આપણે કોઈ એવી બાબત શોધવા પ્રયત્ન કરીએ છીએ જે આપણુ કાર્ય અયોગ્ય નથી એમ સિદ્ધ કરી શકે. આ ક્રિયાને યૌક્તિકીકરણ (Rationalization) કહે છે.

**વ્યાખ્યા (Explanation)**

કોઈ ઘટના કે તથ્યની વ્યાખ્યા કરવાની હોય ત્યારે તર્ક કે વિચાર કરવો પડે છે. આપણે કોઈ તથ્યની વ્યાખ્યા કરવામાં તેને એક સામાન્ય સિદ્ધાન્ત સાથે સંબંધિત કરવાની ચેષ્ટા કરીએ છીએ. આપણે પ્રકૃતિના કોઈ નિયમને એક ઉચ્ચ નિયમથી અનુમાન કરીને તેની વ્યાખ્યા કરવાની ચેષ્ટા કરીએ છીએ. જ્યારે આપણે કોઈ તથ્ય કે નિયમની વ્યાખ્યા કરવામાં સફળતા મેળવીએ છીએ ત્યારે આપણે નિશ્ચિંત બનીએ છીએ.

### ઉપનય કે લાગુ કરવું (Application)

આપણે કોઈ સિદ્ધાન્ત લાગુ થાય તેવા વિશેષ તથ્યની શોધ કરીએ છીએ સિદ્ધાન્તને લાગુ થઇ શકે તેવી બાબત અહીં તર્કની પ્રેરક બને છે. કોઈ વિશેષ પરિસ્થિતિમાં લાગુ કરેલા સિદ્ધાન્તથી આપણે ભાવિ ઘટનાની ભવિષ્ય-વાણી કરી શકીએ છીએ.

### શંકા (Doubt)

કોઈ સામાન્ય સિદ્ધાન્ત વિચાર કરવા માટે પ્રેરિત કરી શકે છે. માની લો કે આપણી સમક્ષ કોઇ સિદ્ધાન્ત રજુ કરવામાં આવ્યો. તેને જોતાં આપણને તેની પ્રમાણિકતા ઉપર શંકા થઈ, તો હવે આપણું એ કાર્ય થઈ ગયું કે તે સિદ્ધાન્ત કઈ કઈ બાબતમાં કોને કોને લાગુ પડતો નથી તે શોધવું. અને આપણે એવાં વિશેષ ઉદાહરણો શોધીએ કે જેને તે સિદ્ધાન્ત લાગુ ન થતો હોય. આ પ્રમાણે તર્કવાની પ્રેરક શંકા બની શકે છે.

### સત્યાપન (Verification)

કોઈ કોઈ વખત આપણે કોઈ પરિકલ્પના લઈએ છીએ અને તેનાં પરિણામો શોધીને અને તેમની નિરીક્ષિત તથ્યો સાથે તુલના કરી તેની સત્યતા સાબિત કરવાનો પ્રયત્ન કરીએ છીએ. આ પ્રમાણે પરિકલ્પનાની પરીક્ષા કરવા માટે તર્ક કે વિચાર કરીએ છીએ.

### (૧૦) સમસ્યાના ઉકેલનાં ચરણ (Steps in problem-sob ving)

તર્કવું એ એક ચિન્તનાત્મક વિચાર છે. તેનું કોઈ સમસ્યાનો ઉકેલ કરવાનું લક્ષ્ય હોય છે. દરેક સમસ્યા સરળ હોય કે જટિલ, વ્યાવહારિક હોય કે સૈદ્ધાન્તિક; તે સમાધાનની અપેક્ષા રાખે છે. જ્યારે વાંચ્છિત લક્ષ્ય પ્રાપ્ત કરવાનો કોઈ સીધો માર્ગ હોતો નથી, જ્યારે ઇચ્છિત પરિણામો લાવવા માટેનાં પૂરાં સાધનો પ્રાપ્ત હોતાં નથી, ત્યારે એક કઠિન સમસ્યા પેદા થઈ જાય છે. અને જ્યારે લક્ષ્ય સુધી પહોંચવાનો માર્ગ અને તેને આવશ્યક સાધનો મળી જાય છે ત્યારે તેનું સમાધાન થઈ જાય છે. ઉકેલ કરવાની ક્રિયામાં ગત્યાત્મક અનુસંધાન અને પ્રહરતનની મદદ લેવામાં આવે છે; પરંતુ જ્યારે જ્યારે આ પ્રમાણેના ઐન્દ્રિય પ્રત્યક્ષથી સમસ્યાના ઉકેલ માટે ચાવી

મળતી નથી ત્યારે તે પરિસ્થિતિ ચિન્તનાત્મક વિચારને જન્મ આપે છે. તેમાં વિચારનાં સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે. વિગત અનુભવમાં શીખવામાં આવેલા પ્રત્યયો નવી સમસ્યા પર લાગુ કરવામાં આવે છે અને સાધારણ રીતે તેમનું શાબ્દિક પ્રતિકો દ્વારા સ્મરણ કરવામાં આવે છે. ડ્રેવર (Drever) તર્કવાની માનસિક ક્રિયામાં નિમ્નાંકિત ચાર ચરણ બનાવે છે. (૧) સમસ્યાને સમજવી. (૨) સક્રિયતાપૂર્વક સંભવ માર્ગોનું અનુસરણ કરવું. (૩) પ્રાપ્ત પરિકાલ્પનિક ઉકેલ (૪) પરિણામોનું અનુમાન તથા વિચારથી પ્રાપ્ત ઉકેલની પરીક્ષા. સર્વપ્રથમ સમસ્યાને સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ. નહિ તર તેનો ઉકેલ થઈ શકતો નથી. જો તેને સારી રીતે અને બુદ્ધિમત્તાપૂર્વક સમજી લેવામાં આવે તો સમજવું કે તેનો અમુક અંશે ઉકેલ થઈ ચૂક્યો. તેની દરેક નાની બાબતો પર ધ્યાન આપી તેને સમજી લેવી જોઈએ. જો તેને સારી રીતે સમજ્યા સિવાય તેનો ઉકેલ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો અંધારાંમાં ભટકવું પડે છે. અને તેનાથી પરિસ્થિતિ પર કાબૂ મેળવી શકાતો નથી. છેવટે નિષ્ફળ થવું પડે છે. આથી સમસ્યાને પહેલાં અધિક સ્પષ્ટ રીતે સમજવી જરૂરી છે અને ત્યારબાદ તેનો ઉકેલ કરવામાં અધિક સરળતા પડે છે. ત્યારબાદ તેને આવશ્યક યાદ કરેલા પૂર્વ અનુભવો કે બાબતોને બરાબર સમજી લેવા જોઈએ; જેથી તેનો યથાર્થ ઉપયોગ કરી શકાય. તત્પશ્ચાત્ આપણને તેનાથી છૂટવાના અથવા તો ઉકેલ પ્રાપ્ત કરવાના દરેક સંભવ માર્ગોનું અનુસરણ કરવું જોઈએ. અને આ પ્રમાણે તર્કવિધિથી અનુસરવામાં આવતા માર્ગોને પરસ્પર સંબંધિત કરવા જોઈએ જેથી ખ્યાલ આવી શકે કે અમુક આ પ્રમાણે છે અને અમુક માર્ગને અનુસરવાથી આ લાભ થશે. આ પ્રમાણે થવા બાદ આપણા મનમાં કોઈ ઉકેલ મળી આવે છે અને તે ઉકેલ પરિકાલ્પનિક અને અસ્થાયી હોય છે. પરિકલ્પના (Hypothesis) એક પ્રશ્ન હોય છે જે આપણને વિચાર અને નિરીક્ષણ કરવા જણાવે છે. તે એક એવો પ્રશ્ન હોય છે જે કોઈ બાબતની તપાસ કરતાં શોધાયેલો હોય છે. જેનું અનુસંધાન અને સત્યાપન આવશ્યક હોય છે. નવીન અને સમસ્યાત્મક પરિસ્થિતિમાં જે પરિકલ્પનાઓ કરવામાં આવે છે તે ઘણી જ સામાન્ય અને અનિશ્ચિત હોય છે. પરિકલ્પનાથી નિષ્કર્ષ કરવામાં આવે છે. અનુમાન કરવામાં આવેલા નિષ્કર્ષ જો વાસ્તવિક નિરીક્ષણનાં તથ્યોથી મળી જાય છે અને તેની બરાબર હોય છે તો માનવામાં આવે છે કે આપણો પરિકાલ્પનિક અસ્થાયી ઉકેલ બરાબર છે. કઠિન સમસ્યાના ઉકેલ માટે આ પ્રમાણે કરવામાં આવે તો સાચો ઉકેલ પ્રાપ્ત થઈ શકે છે.

## (૧૧) તર્ક કરવો એ શું પ્રયાસ અને ભૂલની પ્રક્રિયા છે ?
(Is reasoning a trial and error process ?)

કેટલાક માનસશાસ્ત્રીઓનો મત છે કે તર્કવું એ પ્રયાસ અને ભૂલની પ્રક્રિયા છે. અને કેટલાકનો મત છે કે તે પ્રયાસ અને ભૂલનો પૂર્ણતયા પ્રતિવાદ (Antithesis) છે. આપણે આગળ જોઈ ગયા કે પ્રયાસ અને ભૂલના વ્યવહારમાં પાંજરામાં મૂકેલી બિલાડી બહાર મૂકેલું ભોજન પ્રાપ્ત કરવાની અપેક્ષા રાખે છે. આ પ્રમાણે તે પોતાના લક્ષ્ય તરફ ઉન્મુખ હોય છે; પરંતુ લક્ષ્ય પ્રાપ્ત કરવાનો સ્પષ્ટ માર્ગ તેને મળતો નથી. તે લક્ષ્યપ્રાપ્તિ માટે પરિસ્થિતિનું અનુસંધાન કરે છે. કેટલાક માર્ગોની તપાસ કરે છે, તેને જુએ છે, અને કેટલાકનું અનુસરણ કરી તેની પરીક્ષા કરે છે. આ પ્રમાણે કરતાં કેટલીક વખત નિષ્ફળતા મેળવે છે અને અંતે એક માર્ગ પ્રાપ્ત કરે છે, જેનાથી તેને લક્ષ્યપ્રાપ્તિ થાય છે. સમસ્યાનો ઉકેલ કરવા લાગેલા વિચારકની પણ આ પ્રમાણેની જ પરિસ્થિતિ થાય છે. તેની પાસે એક લક્ષ્ય હોય છે અને પ્રારંભને માટે આવશ્યક સામગ્રી પણ હોય છે; પરંતુ લક્ષ્ય તરફ જવા માટેનો ાર્ગઆવશ્યકમ સીધો માર્ગ હોતો નથી. જો તે તેને મળી જાય તો સમસ્યા તેને માટે કોઇ ચીજ રહેતી નથી. તેને સમ્ભવ પથોનું અનુસંધાન કરવું પડે છે અને તેમને પ્રાપ્ત કરી તે માર્ગનું અનુસરણ કરવું પડે છે. અનેક માર્ગોને અપનાવી તેમની પરીક્ષા કરે છે અને ઘણા માર્ગોમાં નિષ્ફળતા પ્રાપ્ત કર્યા બાદ અંતે એક માર્ગ પ્રાપ્ત કરે છે જે તેની સમસ્યાના ઉકેલના લક્ષ્ય સુધી પહોંચાડે છે. આ પ્રમાણે વિચારકની પદ્ધતિ પણ પ્રયાસ અને ભૂલની પ્રક્રિયા છે. પરંતુ તે પ્રયાસ અને ભૂલથી અમુક રીતે ભિન્ન છે. પ્રયાસ અને ભૂલના વ્યવહારમાં ઉપાયો કે માર્ગના અનુસંધાન માટે તેમાં પૈશિક ગતિઓ કરવામાં આવે છે. વિચારક પણ પથના અનુસંધાનમાં સંભવ માર્ગોમાં પ્રયાસ કરે છે; પરંતુ પ્રયાસ અને ભૂલના વ્યવહારની જેમ ગત્યાત્મક અનુસંધાન (Motor exploration) કરતો નથી, પરંતુ પ્રત્યયન દ્વારા પ્રયાસ કરે છે. તેમાં પૈશિક ગતિઓ કરવામાં આવતી નથી અને તેમાં ઉપાયોનો કે સમ્ભવ માર્ગોનો વાસ્તવિક પ્રત્યક્ષ પણ થતો નથી. વુડવર્થ જણાવે છે કે, " તેમાં પ્રયાસ અને ભૂલનો સામાન્ય નમૂનો લક્ષિત હોય છે. પોતાની કાર્યપદ્ધતિમાં તે પ્રયાસ અને ભૂલનો તદ્દન પ્રતિવાદ છે. કારણ કે તેમાં ઉપાયોની તરત હીલચાલ કરી પરીક્ષા કરવાને બદલે તેમનો વિચાર થાય છે. અને તેથી પણ તેને કેટલાક ઉપાયો સીધા નિરીક્ષણની જગ્યાએ સ્મૃતિથી પ્રાપ્ત થાય છે. બન્ને સ્થિતિઓમાં લક્ષ્યતત્પરતા (Goal set)

હોય છે જે ક્રિયાઓને સીમિત રાખે છે, લક્ષ્યથી અધિક દૂર ભટકવાથી તેને રોકી રાખે છે તથા અનુસંધાનને એ ઉપાયો સુધી સીમિત રાખે છે જે કંઈક આશાજનક છે"* વિચારક સમસ્યાને પૂરી રીતે સમજીને સમસ્યાના સ્વરૂપથી મેળ ખાતા હોય તેવા આવશ્યક માર્ગદર્શક વિચારોનો આશ્રય લે છે. આ પ્રમાણે હોવા છતાં સાચા માર્ગનો નિશ્ચય કરવામાં તેને અધિક કઠિનાઈ પડે છે તર્કવામાં સ્મૃતિથી પ્રાપ્ત કરેલા સંભવ માર્ગોનો વિચાર હોય છે અને તેમનો વારંવાર સંયોગ કરી તેમની ગર્ભિત બાબતોની તપાસ કરી એક નવીન નિષ્કર્ષ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. જો કે પ્રયાસ અને ભૂલના વ્યવહારમાં લક્ષ્યોન્મુખતા અને લક્ષ્યપ્રાપ્તિની બાબતમાં સામ્ય ધરાવે છે છતાં પણ તર્કવું પ્રયાસ અને ભૂલના વ્યવહારનો પ્રતિવાદ છે કારણ કે પ્રયાસ અને ભૂલમાં વિચાર, સામગ્રીની ગર્ભિત બાબતોનું અધ્યયન વગેરે સમાવિષ્ટ નથી

### (૧૨) તર્કનું માનસશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્ર (તર્કશાસ્ત્ર) (Psychology of Reasoning and Logic)

માનસશાસ્ત્ર તર્કની માનસિક પ્રક્રિયાઓનું અધ્યયન કરે છે વિચારની વાસ્તવિક પ્રક્રિયાઓ, તર્કને કઠિન કે સરળ બનાવનાર સ્થિતિઓ, બાળકમાં તર્કશક્તિની વૃદ્ધિ, વ્યક્તિગત ભિન્નતાઓ વગેરે તથા અન્ય એવી સમસ્યાઓનું અધ્યયન માનસશાસ્ત્ર કરે છે જ્યારે તર્કશાસ્ત્ર તર્કના ફળ કે પરિણામનું અધ્યયન કરે છે. માનસશાસ્ત્ર આપણને આપણું વિચારવું સાચું હોય કે ખોટું તે બતાવે છે કે આપણે કેવી રીતે વિચાર કરીએ છીએ વિચારના સામંજસ્ય સાથે તેનો સંબંધ નથી મનોવિજ્ઞાન તર્કની અનુસંધાનાત્મક પ્રક્રિયાનું અધ્યયન કરે છે, જેનો અનુમાનમાં અંત આવે છે. અનુમાન એટલે બે આપેલા વાક્યોનો નિષ્કર્ષ કાઢવો બે આપેલા વાક્યોને આધારવાક્યો (Premises) કહેવામાં આવે છે તર્કશાસ્ત્રનો ખાસ સંબંધ એ પ્રશ્ન સાથે છે કે સામગ્રીમાંથી શો નિષ્કર્ષ કાઢવામાં આવ્યો છે અથવા શું અનુમાન (Inference) કરવામાં આવ્યું છે. બે આપેલા આધારવાક્યો અને નિષ્કર્ષથી એક ન્યાયવાક્ય બને છે, જેમાં ત્રણે ક્રમવાર રાખવામાં આવે છે દા ત.

દરેક પક્ષીને પાંખ હોય છે.
પોપટને પણ પાંખ છે
∴ પોપટ એક પક્ષી છે

---

* ગુજરાત - માન પ્રકાશન, ૧૯૬૪

આ પ્રમાણે નિષ્કર્ષ જેના પર આધાર રાખે છે તે દરેક સામગ્રી સ્પષ્ટ કરવામા આવે છે અને બે આધારવાકયો અને નિષ્કર્ષ ત્રણેના સયોગથી એક ન્યાયવાક્ય બને છે. નિષ્કર્ષ બે આધારવાકયો પરથી અનુમિત થાય છે તે તેમા ગર્ભિત હોય છે તર્કશાસ્ત્રની દષ્ટિએ બે કે તેથી અધિક નિર્ણયોથી તેમના સમાન તત્ત્વોના મધ્યપદ ( Middle term ) થી એક નવીન નિષ્કર્ષ કરવો તેને તર્ક કહેવામા આવે છે

### (૧૩) નિર્ણય ( Judgement )

નિર્ણય એ એવી માનસિક પ્રક્રિયા છે જેમા મન બે કે તેથી વધારે વિચારોના પ્રત્યયોની પરસ્પર તુલના કરે છે નિર્ણય બે વસ્તુઓ કે ગુણો અથવા એક વસ્તુ અને ગુણના મધ્યવર્તી સબધને ગ્રહણ કરે છે નિર્ણયમા જ્ઞાન આવશ્યક છે તે એવી પ્રક્રિયા છે જેમા અધિક સ્પષ્ટ પ્રત્યયો, પ્રત્યક્ષો કે વિચારોને એક જટિલ વિચારમા મિલાવવામા આવે છે ગુલાબનુ ફૂલ લાલ છે આ એક નિર્ણય છે અહી મન ફૂલના પ્રત્યક્ષને લાલ રગના પ્રત્યક્ષ સાથે મૂકે છે તેને લાલ ફૂલના જટિલ વિચાર સાથે સયુક્ત કરે છે અને તે માની લે છે કે ગુલાબનુ ફૂલ લાલ છે અને આ રીતે તેની સત્યતાનો નિશ્ચય કરે છે

### (૧૪) નિર્ણય અને પ્રત્યયન ( Judgement and conception )

તર્કશાસ્ત્રની દષ્ટિએ પ્રત્યયન નિર્ણયની પહેલા થાય છે પ્રત્યયોને જાણીને તેમનુ સશ્લેષણ કરવુ તે નિર્ણય કહેવામાં આવે છે આ પ્રમાણે પ્રત્યયો નિર્ણયના તત્ત્વો છે નિર્ણય પ્રત્યયોને સયુક્ત કરવાની એક જટિલ માનસિક ક્રિયા છે, પરતુ માનસશાસ્ત્રના દષ્ટિકોણથી નિર્ણય પ્રત્યયનના પહેલા હોય છે નિર્ણય એક જટિલ વિચારાત્મક અનુભવ છે, જે ધ્યાનના દ્વિવિધ વિભાજનથી જાણવામા આવે છે અને આગળ થઈ ગયેલા નિર્દેશોની અસરથી તેને આકાર મળે છે નિર્ણયમાં ધ્યાન સક્રિય ધ્યાન હોય છે પ્રત્યય એક સામાન્ય વિચાર છે, તે નિર્ણયોની શ્રૃખલાનુ પરિણામ છે તેની રચના નિર્ણયાત્મક ક્રિયાથી કરવામા આવે છે પ્રારભિક અવિકસિત નિર્ણયના રૂપમા પ્રાપ્ત વિચારોના વિસ્તૃતીકરણ ( Elaboration ) થી પ્રત્યયોનુ નિર્માણ થાય છે સરળ નિર્ણયો પ્રથમમા અયુક્ત હોય છે વિકસિત વિસ્તૃત

અને જટિલ નિર્ણયોમા પ્રત્યયો સમાયેલા હોય છે આ પ્રમાણે પ્રત્યય અને નિર્ણય બન્ને પરસ્પર એકબીજા પર આધાર રાખે છે

**(૧૫) જ્ઞાનના આધારભૂત કર્મના રૂપમાં નિર્ણય (Judgement as the Fundamental Act of Knowledge)**

નિર્ણયની મન પર થતી ક્રિયાથી આપણે વાતાવરણનુ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. તેનાથી વાતાવરણનો અર્થ જાણી શકાય છે. આપણે આપણી વિવિધ ઈન્દ્રિયો આખ, કાન, નાક, ત્વચા વગેરેથી વાતાવરણ સાથે સબધ રાખીએ છીએ, પરતુ માનસિક પ્રતિક્રિયાઓ સિવાય તે દ્વારા વાતાવરણનુ જ્ઞાન મેળવી શકતા નથી. વાતાવરણને જાણવા માટે માનસિક ક્રિયાઓ અત્યત આવશ્યક છે. આપણે રગ જોઈએ છીએ, ધ્વનિ સાભળીએ છીએ વગેરે ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત વાતાવરણની ઉત્તેજનાને સમજવાનુ કાર્ય મનથી જ થાય છે. દરેક સવેદનાઓ મનથી સમજવામા આવે છે. મન સવેદનાઓનો અર્થ ગ્રહણ કરે છે. મનની વાતાવરણને સમજવાની ક્રિયા તે નિર્ણય છે. તે મનની અનુભવોના અર્થ પ્રત્યેની જાગરૂકતા છે તેનાથી આપણા સાસારિક જ્ઞાન જેવા કે વ્યાવહારિક, દાર્શનિક, વૈજ્ઞાનિક વગેરેનો ઉદ્ગમ થાય છે. નિર્ણય બૌદ્ધિક ક્રિયાઓનો સાર છે. નિર્ણય કરવાનુ કાર્ય જ્ઞાન છે નિર્ણય મનનુ પ્રારભિક અને સરળ કાર્ય છે, તે બૌદ્ધિક વ્યાપારનુ આધારભૂત કર્મ છે.

પ્રત્યયન નિર્ણયનુ એક રૂપ છે. પ્રત્યયનથી મન વસ્તુઓની કે તથ્યોની પરસ્પર તુલના કરે છે અને તેમના સાદૃશ્ય અને વિષય ગુણોની તપાસ કરે છે અને તે પ્રમાણે તેમનુ વિભિન્ન પ્રતિઓમા વર્ગીકરણ કરે છે. મન તરત જ વસ્તુના એક જાતિના ગુણો જાણી શકતું નથી તેને સામાન્ય ગુણ જાણવા માટે શોધ કરવી પડે છે અને તે પ્રાપ્ત થતા તેના આધારે પદાર્થોનુ વર્ગીકરણ કરે છે. અર્થગ્રહણ એ અન્વેષણ જ છે અન્વેષણ અર્થગ્રહણને માટે આવશ્યક છે. અન્વેષણમા પણ કેટલાક નિર્ણયોનો સાથ મળે છે પ્રત્યયન એટલે પદાર્થના સામાન્ય ગુણોનો નિર્ણય કરવો આ પ્રમાણે પ્રત્યયન નિર્ણયનુ એક રૂપ છે

તર્ક પણ અર્થગ્રહણ કરવાનું એક રૂપ છે. આપેલા નિર્ણયોમા તર્ક કરી નવો સંબંધ શોધવામા આવે છે તથા તેમાંથી કોઈ નવો નિર્ણય પ્રાપ્ત કરવામા આવે છે તર્ક એ નિર્ણયનુ એક જટિલ રૂપ છે તર્કમાં વર્તમાન અનુભવનું તથ્ય કે જેનો પ્રભાવ કોઈ સમસ્યા પર પડે છે તે પ્રભાવને વિગત અનુભવોની મદદથી શોધવાની ક્રિયા કરવામાં આવે છે

પ્રત્યક્ષથી આપણે બાહ્ય વાતાવરણમાં સ્થિત વસ્તુઓનું વિભિન્ન ઈન્દ્રિયો દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. મન પ્રત્યક્ષ દ્વારા સંવેદનાઓના અર્થ ગ્રહણ કરે છે અને બાહ્ય વાતાવરણનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. પ્રત્યક્ષ અને નિર્ણય ભિન્ન નથી. પ્રત્યક્ષ નિર્ણયનો એક પ્રકાર છે. આ પ્રમાણે પ્રત્યયન, તર્ક અને પ્રત્યક્ષની રીતિઓથી મન વાતાવરણને જાણે છે–તેનો અર્થ ગ્રહણ કરે છે. તે નિર્ણયનાં વિભિન્ન રૂપો છે, આ પ્રમાણે નિર્ણય જ્ઞાનનું આધારભૂત કર્મ છે.

## (૧૬) વિચાર અને ભાષા (Thought and Language)

સામાન્ય રીતે વિચાર ભાષામાં પ્રકાશિત થાય છે. આપણે કોઈ વિચાર કરીએ છીએ કેમકે આપણે સમસ્યાનો ઉકેલ કરવો હોય છે. આ સમયે જો આપણે એકલા હોઇએ છીએ તો સ્વગત વાતચીત કરીએ છીએ. અને કોઈ કોઈ વખત શારીરિક હલનચલન અને હાવભાવ સાથે ઊંચા અવાજે વાત કરીએ છીએ. મનુષ્ય એક વિચાર અને વાતચીત કરનાર પ્રાણી છે. વિચાર અને વાતચીત બન્ને સામાજિક સંપર્કના કારણે થાય છે. વિચારને ભાષાથી અધિક સહાયતા મળે છે. ભાષા વિચારનું પ્રકાશન છે. તે બન્નેનો સાથે સાથે વિકાસ થાય છે; પરંતુ તે ભિન્ન છે. ભાષા સિવાય પણ વિચાર થઈ શકે છે.

વિચારને ભાષાની ઘણી મદદ મળે છે. વાદવિવાદ અને પરસ્પર વાતચીતથી વિચાર કરવાની ઉત્તેજના મળે છે. જ્યારે આપણે બાળકને કંઈ કહીએ છીએ તો તેમના વિચારને ઉત્તેજના મળે છે. આપણે આપણા વિચારોને જેમ જેમ અધિક વ્યક્ત કરીએ છીએ તેમ તેમ તે અધિક સ્પષ્ટ થતા જાય છે. ઉદાહરણાર્થ: એક સામાજિક વક્તા પોતે જનસમૂહમાં ભાષણ કરે છે અને પોતાના વિચારો વ્યક્ત કરે છે. તે વિષયના તેના વિચારો અધિક સ્પષ્ટ હોય છે, કારણ કે તેનો ખાસ વિષય છે અને કેટલીક વખત તે પ્રકટ કરી ચૂકયો હોય છે. આપણે સામાન્ય રીતે સામાજિક પરિસ્થિતિમાં તેનાથી સંબધિત વિચાર કરીએ છીએ. જ્યારે કોઇ વખત એકાન્તમાં વિચાર કરી રહ્યા હોઈએ છીએ ત્યારે પણ કોઈ કોઈ વખત જાણે સત્ય કોઈ ને સામે કહી રહ્યા હોય તેમ કરવામાં આવે છે. આ પ્રમાણે આપણે એકાન્તમાં વિચાર કરતા હોઈએ છીએ ત્યારે પણ આપણે માનસિક રૂપથી એક સામાજિક પરિસ્થિતિમાં જ વિચાર કરીએ છીએ.

ભાષા વિચારનુ પ્રકાશન છે. આપણે આપણા વિચારોને લખી શકીએ છીએ અને ભાષા દ્વારા અન્ય વ્યક્તિઓને સમજાવી શકીએ છીએ. ભાષામાં લખી લીધેલા આપણા વિચારોનો ભવિષ્યમાં આપણે આવશ્યકતાના સમયે ઉપયોગ કરી શકીએ છીએ તેમજ અન્યને જરૂર પડતાં તેમને સમજાવી પણ શકીએ છીએ તથા તેમના જ્ઞાનમાં વૃદ્ધિ કરી શકીએ છીએ. સમાજના સંપર્કથી જ્ઞાનનો વિકાસ થાય છે અને ભાષાથી સંપર્કમાં વૃદ્ધિ થાય છે. આ રીતે ભાષાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે. વિચાર અને ભાષા બન્નેનો સાથે સાથે વિકાસ થાય છે ભાષાના વિકાસની મદદથી વિચારનો વિકાસ થાય છે અને ભાષાના વિકાસને વિચારના વિકાસથી ઘણી જ મદદ મળે છે. વિચારપૂર્વક કરવામાં આવતી અભિવ્યક્તિ અધિક નિશ્ચિત હોય છે. અને સ્પષ્ટ વિચારોથી અભિવ્યક્તિ સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે ભાષા વિચારો પર આધાર રાખે છે. નિશ્ચિત ભાષા વિચારોને અધિક નિશ્ચિત બનાવે છે.

ભાષા સ્મરણમાં પણ સહાય કરે છે. કોઈ વસ્તુનાં નામ નશ્ચિત અને સ્પષ્ટ હોય છે, જ્યારે તેના વિચાર અસ્પષ્ટ હોય છે, જેથી ભાષામાં અભિવ્યક્ત વિચારોના તથ્યોનુ સ્મરણ અધિક સરળતાથી થઈ શકે છે. આપણે કોઈ તથ્યોનું નામકરણ કરીએ છીએ તેથી મન પર તેના ઊંડા સંસ્કાર પડે છે. અને તેથી તેમને ધારણ કરવામાં અને સ્મરણ કરવામાં સરળતા પડે છે. ભાષાથી વિચારની પણ બચત થાય છે. કોઈ વસ્તુને આપવામાં આવેલું નામ તે પ્રતિક હોય છે અને તે વિચાર કરતાં અધિક સ્પષ્ટ અને નિશ્ચિત હોય છે જેથી ફક્ત પ્રતિકો (Symbols) નું પ્રહરતન સરળતાથી થઈ શકે છે. પ્રતિકો તથ્યોનાં સ્થાનાપન્ન (Substitute) હોય છે તેવા પ્રકારની એક શ્રૃંખલા ભાષા બનાવે છે. શબ્દોના રૂપમાં વર્ણિત સિદ્ધાન્તોને અધિક જલદી યાદ કરી શકાય છે, જેથી જે યોગ્ય શબ્દોમાં પ્રાપ્ત સિદ્ધાન્તને ગોઠવી મૂક્યો હોય છે તો સમસ્યાનો ઉકેલ કરવામાં ઘણી જ મદદ મળે છે.

આ પ્રમાણે ભાષાથી ઘણી જ સહાયના મળે છે. પરંતુ એ સંભવિત છે કે કોઈ કોઈ વખત તેનાથી છેતરાઈ પણ જવાય. કોઈ કોઈ વખત એમ પણ બને છે કે આપણુને કોઈએ જે કંઈ કહ્યું તે સમજી લીધું છે એમ લાગે છે; પરંતુ વાસ્તવિક રીતે આપણે તેને સમજ્યા ન હોય. આથી નુકસાન ભોગવવાનો પ્રસંગ આવી જાય તે પણ સંભવ છે. તદુપરાંત કેટલાક દ્વયર્થક (Ambiguous) શબ્દ હોય છે. કેટલાક બહુ પ્રશ્નાત્મક (Question begging) શબ્દો હોય છે જેનો ઉપરથી અર્થ જોતાં શું થતું

હોય, જ્યારે તેનો ગર્ભિત અર્થ બિલકુલ ભિન્ન હોય. કેટલાક શબ્દો એવા પણ હોય છે જે સંવેગ (Emotion) અને પૂર્વગ્રહ (Prejudice) ઉત્પન્ન કરે છે અને જેથી આપણા વિચારનો માર્ગ અવરોધાય છે. ગમે તેમ હોય પણ વિચાર ભાષા પર આધાર રાખે છે અને ભાષા વિચાર પર.

**(૧૭) વિચાર આન્તરિક વાણીથી અભિન્ન છે? (Is thinking identical with Inner Speech?)**

કેટલાક વ્યવહારવાદી માનસશાસ્ત્રીઓનો મત છે કે વિચાર એક માનસિક પ્રક્રિયા નથી. તે સ્થૂલ કે સૂક્ષ્મ, શ્રવ્ય કે અશ્રવ્ય વાણીની ગતિઓથી અભિન્ન નથી. પ્રાચિન યુનાની વિદ્વાનોએ પણ તે તરફ ઇશારો કર્યો હતો અને અત્યારે પણ ઘણા તે મતને આન્તર્નિરીક્ષણ (Introspection) દ્વારા સમર્થન આપે છે. આ દરેક વિચારને મૂક વાણીથી સંયુક્ત કરવામાં સંમત છે. વિચારવું એ બાહ્ય કે આંતરિક વાર્તાલાપ છે. ફક્ત વાતચીત અને શબ્દાડંબર (Verbalism)ને વિચાર કહેવો તે ઉચિત નથી. વિચાર અવરુદ્ધ અને સૂક્ષ્મ વાણી તથા અશ્રવ્ય વાર્તાલાપ છે એ બાબત સત્ય માલૂમ પડે છે. કારણકે વિચાર કરતી વખતે આપણે ઓછાવત્તા પ્રમાણમાં સ્વયં પોતાની સાથે વાર્તાલાપ કરીએ છીએ. વિચારવાની ક્રિયામાં ઘણું કરીને આપણે આંતરિક વાણીનું જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે ઘણું કરીને બડબડીએ છીએ અને હોઠ ફફડાવીએ છીએ તથા અશ્રવ્ય વાણીની ગતિઓ કરીએ છીએ. પરંતુ આ બાબતથી એમ કહી શકીએ કે આન્તારક વાણી અને વિચાર બન્ને ઘણું કરીને સાથે સાથે ચાલે છે. પરંતુ એમ ન કહી શકીએ કે તે એક બીજાથી અભિન્ન છે ભિન્ન નહિ. જે આન્તરિક વાણી વિચારની સાથે હોય છે તે સાર્થક વાણી હોય છે. વિચારનો સંબંધ શબ્દો કરતાં અર્થ સાથે અધિક હોય છે. જો કે સાવધાન વિચારકને માટે શબ્દોનું પણ અધિક મહત્ત્વ હોય છે.

કોઈ કોઈ વખત વિચાર ભાષા સિવાય થાય છે. જ્યારે વિચાર અત્યધિક સક્રિય હોય છે ત્યારે ઘણું કરીને વાણી ખંડિત થઈ જાય છે. કોઈ વિચાર ભાષામાં તો વ્યક્ત થઈ શકતો જ નથી. કોઈ કોઈ વખત આપણે કોઈ વસ્તુની બાબતમાં વિચાર કરીએ છીએ પરંતુ તેનું નામ યાદ નથી આવતું. કોઈ કોઈ વખત આપણે ગોખેલું ભાષણ બોલી જઈએ છીએ પરંતુ તેને સંબંધિત વિચાર કરતા જ નથી; એટલે સુધી કે જ્યારે આપણે તૈયાર કર્યો સિવાય

ભાષણ કરીએ છીએ ત્યારે પણ આપણો વિચાર ભાષણનો પુરોગામી હોય છે, અને વાણી તેની અનુગામિની હોય છે. કોઈ કોઈ વખત આપણે પાનાં પર નાનાં વાંચી જઈએ છીએ, પરંતુ સમજમાં કંઈ નથી આવતું. અહીંયાં આપણા વિચાર અને વાંચવામાં કઈ સામંજસ્ય થતું નથી. આપણે અર્થ સમજ્યા સિવાય કોઈ પરિચિત ગદ્યાંશનો પ્રપાઠ કરતા જઈએ છીએ અને સાથે સાથે વિચાર કરીએ છીએ એ તદ્દન જુદી વાત છે. કોઈ કોઈ વખત આપણે એક અર્થના પ્રગટીકરણ માટે આવશ્યક શબ્દને પ્રાપ્ત કરવામાં કઠિનાઈનો અનુભવ કરીએ છીએ જે ચોક્કસ આપણા મનમાં જ થાય છે. ઘણું કરીને આપણે એક પરિચિત શબ્દ માટે અટકી જઈએ છીએ. આ સર્વ તથ્યો એ સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરે છે કે વિચાર વાણીથી પહેલો થાય છે અને તેનાથી ભિન્ન છે. જેથી વિચાર અને વાણીનો અભેદ હાસ્યાસ્પદ છે. ભાષા શાબ્દિક ચિહ્નોની એક સમષ્ટિ છે અને વિચાર એ ચિહ્નો સાથે સંબંધ ધરાવે છે.*

### (૧૮) વિચાર અને કલ્પના (Thinking and Imagination)

વુડવર્થ તર્કને માનસિક અનુસંધાન (Mental Exploration) અને કલ્પનાને માનસિક પ્રહસ્તન (Mental manipulation) કહે છે. તર્ક વિચારનું પ્રરૂપ છે, તે માનસિક અનુસંધાન છે. આપણી કોઈ વસ્તુ ખોવાઈ ગઈ છે તો આપણે તેને અહીં તહીં શોધ્યા સિવાય પહેલાં તેનાં સંભવસ્થાનોનો વિચાર કરીએ છીએ કે તે અમુક જગ્યાએ હોય તે સંભવ છે અને અંદાજ લગાવીએ છીએ કે ગઈ કાલે અમુક કામ માટે તેને લીધી હતી અને ત્યાર પછી તેને બીજા કોઈ કામમાં લીધી નથી. તો તે વખતે તેને ક્યાં મૂકી હશે ? આ પ્રમાણેના માનસિક અનુસંધાનથી તેની શોધ કરીએ છીએ. જેમાં ગત્યાત્મક અનુસંધાન (Motor exploration)ના સ્થાને માનસિક અનુસંધાન કરવામાં આવે છે. કલ્પનામાં મનમાં પૂર્વ અનુભવોનું સ્મરણ કરવામાં આવે છે. અને તેમને નવા નમૂનામાં સંયુક્ત કરવામાં આવે છે. કલ્પનામાં આપણે વાસ્તવિક વસ્તુઓને ઊલટપૂલટ કરતા નથી પરંતુ મનમાં કલ્પિત વસ્તુઓને ઊલટપૂલટ અને અહીં તહીં ફેરવીએ છીએ અને તે રીતે નવા નમૂનાની સજાવટ કરીએ છીએ. આપણે કલ્પનામાં વાસ્તવિક પ્રહસ્તન કર્યા સિવાય બગીચામાં પુષ્પો સાથે આનંદ માણીએ છીએ. અને તેના ફૂલહાર બનાવી વડીલના ફોટાને અર્પણ કરીએ છીએ.

* વુડવર્થ – માનસશાસ્ત્ર

આથી કલ્પનાને માનસિક પ્રહસ્તન કહેવામાં આવે છે. તેમાં ગત્યાત્મક પ્રહસ્તન (Motor manipulation) કરવામાં આવતું નથી અને તેને સ્થાને માનસિક પ્રહસ્તન કરવામાં આવે છે.

સામાન્ય રીતે વિચારનું નિયંત્રણ કોઈ લક્ષ્ય કે પ્રયોજનથી થાય છે. અને લક્ષ્યપ્રાપ્તિ માટે વિચાર કરવામાં આવે છે. સૈદ્ધાન્તિક કે વ્યાવહારિક કોઈ પણ પ્રકારનું લક્ષ્ય હોય તે વિચારસાહચર્યનું નિયંત્રણ કરે છે. આ પ્રમાણે વિચારમાં નિયંત્રિત સાહચર્ય (*Controlled : association*) હોય છે. તે અમુક લક્ષ્યથી નિયંત્રિત હોય છે. જ્યારે સ્વચ્છન્દ કલ્પનામાં મુક્ત સાહચર્ય (Free association) સમાવિષ્ટ હોય છે. તેમાં કોઇ લક્ષ્યથી નિયંત્રણ કે પથપ્રદર્શન કરવામાં આવતું નથી. ઉદાહરણાર્થઃ દિવા-સ્વપ્નમાં વિચારોને કોઈ નિયંત્રણ હોતું નથી. તેમાં મુક્ત સાહચર્ય હોય છે. પરંતુ વ્યવહારોપયોગી કલ્પનામાં નિયંત્રિત હોય છે; કારણ કે તેમાં કલ્પના કોઇ નિશ્ચિત લક્ષ્ય પ્રતિ ઉન્મુખ હોય છે, જેથી આવશ્યક લક્ષ્યથી તેનું નિયં-ત્રણ થાય છે. આ પ્રમાણે કલ્પનામાં મુક્તસાહચર્ય અને નિયંત્રિત સાહચર્ય બન્નેનો સમાવેશ થાય છે, જ્યારે વિચારમાં ફક્ત નિયંત્રિત સાહચર્ય જ હોય છે.

વિચારમાં વિગત અનુભવોનાં પ્રાસંગિક તથ્યોનું સ્મરણ કરવામાં આવે છે અને કોઈ લક્ષ્યને પ્રાપ્ત કરવા માટે તેમનો સંયોગ કરી એક નવા નમૂનાનું નિર્માણ કરવામાં આવે છે. તેમાં સ્મૃતિ અને કલ્પનાની માનસિક ક્રિયાઓ સાંવેદનિક પ્રતિમાઓની મદદથી થાય છે. વિચાર પણ સામાન્ય રીતે સાંવેદનિક કે શાબ્દિક પ્રતિમાઓની સહાયતાથી થાય છે પરંતુ તેમના સિવાય પણ થઈ શકે છે. અપૂર્વ વિચારો પ્રતિમાહીન પ્રયત્નોથી કરવામાં આવે છે. તે પ્રતિમાઓથી મુક્ત હોય છે.

## પ્રકરણ ૧૩

## વિશ્વાસ (Belief)

### (૧) વિશ્વાસની પ્રકૃતિ (Nature of Belief)

વિશ્વાસ એ વાસ્તવિકતાનું જ્ઞાન છે વાસ્તવિન્તાની બાબતમા સત્યના તેની આધારભૂત બાજુ છે જો કે તેમા સવેગાત્મક તત્ત્વો સમાયેના છે, છતા ચેષ્ટાથી તે પ્રભાવિત થાય છે તેનો સ્વભાવ જ્ઞાન, મુક્ત કલ્પના અને શકા સાથે તુલના કરી સમજી શકાય મનની વાસ્તવિક અવસ્થાના રૂપમા વિશ્વાસ કોઈ સત્યનુ કથન માત્ર નથી, તેથી પણ કઈક અધિક છે કોઈ પણ રીતે જો એક વખત વિશ્વાસ સ્થાપિત થઈ જાય તો તે તેના વિનાશ કરવાના કે પરિવર્તિત કરવાના પ્રયત્નોનો સખત વિરોધ કરે છે વિશ્વાસમા વસ્તુગત પરિસ્થિતિઓથી નિયત્રિત આત્મગત નિશ્ચયનો અનુભવ થાય છે તે સ્મૃતિ પ્રત્યક્ષ કે વિચારથી ઉત્પન્ન થાય છે અને તેમા ચેષ્ટા તેમ જ વાતાવરણ સાથે સ્વસમાયોજનનુ તત્ત્વ રહેનુ હોય છે

વિશ્વાસની જ્ઞાન સાથે તુલના કરી શકાય છે બન્ને જ્ઞાનાત્મક છે પરતુ જ્ઞાન સમષ્ટિગત અને આવશ્યક છે જ્યારે વિશ્વાસ વ્યક્તિગત છે કેટલાક માનસશાસ્ત્રીઓનુ માનવુ છે કે વિશ્વાસ સ્વભાવત બૌદ્ધિક હોય છે. જ્ઞાનની સાથે તુલના કરતા માલૂમ પડે છે કે વિશ્વાસ વ્યક્તિગત હોય છે વાસ્તવિકતાને સમજવામા વિશ્વાસ હોય છે તે પ્રત્યક્ષ વિચાર, નિર્ણય વગેરેની સાથે જ રહે છે અને જો તે માનસિક પ્રક્રિયાઓ સાથેથી છૂટો પાડી દેવામા આવે તો તેઓ વાસ્તવિ‍ પર કાબૂ કરી શકતી નથી બૌદ્ધિક ક્રિયાઓ સાથે વિશ્વાસ રહે છે જરૂર પરતુ તેમનાથી ભિન્ન છે અને એ પણ ધ્યાનમા રાખવા ગોગ્ય છે કે દરેક બૌદ્ધિક ક્રિયાઓ સાથે વિશ્વાસનુ હોવુ અનિવાર્ય નથી મુક્ત કલ્પના વિશ્વાસથી મુક્ત હોઈ શકે છે, કારણ કે તેમા આત્મગત ક્રિયાનુ પ્રભુત્વ હોતુ નથી આપણે કલ્પના કરીએ કે એક બગલો અદ્ધર ઊડતો ઊડતો જઈ રહ્યો છે, પરતુ આપણે તેમા વિશ્વાસ કરતા નથી આ પ્રમાણે કલ્પના વિશ્વાસથી મુક્ત હોઈ શકે છે

વિશ્વાસ શકા (Doubt) થી વિરુદ્ધ હોય છે શકામા મન એ વૈકલ્પિક વિચારોમા ઘેરાયેલુ રહે છે શકા એ વિશ્વાસનો અભાવ છે વિશ્વાસમા આશાની અનુભૂતિ થાય છે જ્યારે શકામા ચિતાનો અનુભવ થાય છે. શકા એક કષ્ટજનક દશા છે જેનાથી દરેક દૂર રહેવા પ્રયત્ન કરે છે વિશ્વાસ આનદાયક સ્થિતિ છે અને દરેક તેને માટે ન માનવા જેવુ હોય તોપણ માનવાની ઇચ્છા રાખે છે આ રીતે શકા એ વિશ્વાસનો માનસિક વિરોધ છે ઘણી વખત એમ માનવામા આવે છે કે અવિશ્વાસ (Disbelief) વિશ્વાસની વિરુદ્ધ છે પરતુ એ ખોટુ છે કારણ કે અવિશ્વાસ એ બીજો વિશ્વાસ છે અવિશ્વાસ એ વિશ્વાસનો અભાવ નથી પરતુ વિપરીત બાબતમા ભાવાત્મક વિશ્વાસ છે આપણે જ્યારે વિશ્વાસ કરીએ છીએ ત્યારે કાર્ય કરીએ છીએ અને જ્યારે શકા કરીએ છીએ ત્યારે કાર્ય બધ કરીએ છીએ. આ રીતે વિશ્વાસનો સાચો વિરોધ શકા છે, અવિશ્વાસ નહિ

હ્યૂમ (Hume) નો મત છે કે વિશ્વાસ સ્વભાવત સંવેગાત્મક (Emotional) હોય છે વિશ્વાસ એવી વસ્તુ છે જેમા મનને લાગણી થાય છે એ વાત સત્ય છે કે વિશ્વાસમા અનુભૂતિનુ તત્ત્વ રહેલુ છે તેમા વિવશતાની અનુભૂતિ થાય છે આપણને વિશ્વાસ વિવશ કરે છે, ફરજ પાડે છે, ત્યારે આપણે કોઈ બાબતમા કે વસ્તુમા વિશ્વાસ કરીએ છીએ અને તે વિવશતા આપણા નિયત્રણમા નથી તેવી આત્મગત અને વિષયગત પરિસ્થિતિઓ ઉત્પન્ન કરે છે જ્યારે કોઈ પણ પ્રકારનો નિશ્ચય થઈ શકતો નથી ત્યારની અવસ્થા કષ્ટદાયક માલૂમ પડે છે અને એ કષ્ટપ્રદ અવસ્થા વિશ્વાસથી દૂર થઈ શકે છે ' આતરિક સ્વભાવની દૃષ્ટિએ વિશ્વાસ કે વાસ્તવિકતાની બુદ્ધિ એક પ્રકારની અનુભૂતિ છે અને તેનુ અન્ય વસ્તુઓ કરતા સંવેગો સાથે અધિક સામ્ય છે (વિલિયમ જેમ્સ) મેકડુગલ પણ વિશ્વાસને સંવેગ માને છે વિશ્વાસમા અન્ય તત્ત્વો કરતા અનુભૂતિનુ તત્ત્વ અધિક આગળ પડતુ હોય છે, પરતુ તેની ઉત્પત્તિ જ્ઞાનથી થાય છે અને તેનાથી ચેષ્ટાત્મક અભિવ્યક્તિઓ જન્મ પામે છે તેમા પરિસ્થિતિ સાથે પોતાનુ સમાયોજન કરવાનો આવેગ હોય છે

બેન (Bain) નુ કહેવુ છે કે વિશ્વાસનો સ્વભાવ સકલ્પાત્મક (Volitional) હોય છે વિશ્વાસ એક એવી પ્રવૃત્તિ છે જે કર્મનો પ્રારભ કરે છે " એ માનસિક અવસ્થા જેને વિશ્વાસની સજ્ઞા આપવામા આવે છે બુદ્ધિ અને લાગણીઓને પોતાનામા સમાવિષ્ઠ કરે છે, પરતુ તે સાથે જ તે તત્ત્વત

ચેષ્ટા કે સંકલ્પ સાથે પણ સંબંધિત હોય છે. (બેન) વિશ્વાસ અને ક્રિયાનો સંબંધ એ કથનથી પ્રકટ થાય છે કે જે આપણો વિશ્વાસ છે તે પ્રમાણે આપણે કામ કરીએ છીએ. (બેન) સ્ટાઉટ જણાવે છે કે "આપણે શું માનવું જોઈએ અને શું નહિ તેનો નિર્ણય કરવામાં વ્યાવહારિક અને સૈદ્ધાન્તિક આવશ્યકતાઓ પ્રમુખ ભાગ ભજવે છે." વિશ્વાસ સંભવ હોય તો સ્વયં કાર્યમાં પરિણત થાય છે. તેમાં ચેષ્ટા કે સ્વસમાયોજનનું તત્ત્વ રહેલું હોય છે; પરંતુ એ કાર્યતત્પરતા સ્વયં વિશ્વાસ નથી હોતી. તે તો વિશ્વાસનું પરિણામ હોય છે. વિશ્વાસમાં જ્ઞાન, વેદના અને ચેષ્ટાનાં તત્ત્વો રહેલાં હોય છે, પરંતુ બધા કરતાં પ્રમુખ તત્ત્વ અનુભૂતિ હોય છે. વિશ્વાસની અંતર્વસ્તુ જ્ઞાન દ્વારા નિર્ધારિત થાય છે. સંકલ્પ વિશ્વાસની કસોટી છે. વિશ્વાસની ઉત્પત્તિ પ્રત્યક્ષ, સ્મૃતિ વગેરેથી થાય છે.

### (૨) વિશ્વાસના આધાર (Grounds of Belief)

**જ્ઞાનાત્મક આધાર (Intellectual grounds)**—વિશ્વાસ આપણા જ્ઞાન પર આધાર રાખે છે. જો કોઈ વ્યક્તિને કહેવામાં આવે કે અણુબોંબ અધિક વિનાશક છે તો જો તે નહિ જાણતી હોય તો આપણા કહેવામાં વિશ્વાસ નહિ કરે. તે જણાવશે કે તે તો તદ્દન અવિશ્વસનીય છે, એવું બની જ ન શકે. તર્ક વિશ્વાસને જન્મ આપે છે. પૂર્વે આપણે અનુભવથી જાણી લીધા હોય અને માલૂમ કરી લીધા હોય તેવા વિશ્વાસો અને નિર્ણયોથી તે સંયુક્ત કરી તેમાં એક નવો જ નિર્ણય કે વિશ્વાસ પ્રાપ્ત કરવામાં આવે છે. આપણે જ્યારે કોઈ બાબતનો તાર્કિક (Logical) સંયોગ શોધવામાં નિષ્ફળતા પ્રાપ્ત કરીએ છીએ ત્યારે આપણે તેમાં વિશ્વાસ કરતા નથી અને આનાકાની કરીએ છીએ. આ પ્રમાણે તર્ક નવા વિશ્વાસોને જન્મ આપે છે.

પ્રત્યક્ષ વિશ્વાસનો સ્રોત છે. આપણે કોઈ વસ્તુનો પ્રત્યક્ષ કરીએ છીએ અને તેમાં વિશ્વાસ કરીએ છીએ અને આ પ્રમાણે કરેલો વિશ્વાસ સંભવતયા અધિક સત્ય હોય છે. ઉદાહરણાર્થઃ આપણે સાયકલ જોઈએ છીએ અને તેની વાસ્તવિકતામાં વિશ્વાસ કરીએ છીએ. આપણે તેને સ્પર્શ કરી જોઈએ છીએ તો તે આપણી ચેષ્ટાનો વિરોધ કરે છે. આથી આપણે વિશ્વાસ કરી લઈએ છીએ કે તે વાસ્તવિક છે. તેની વાસ્તવિકતામાં શંકા રાખતા નથી. મેકડૂગલ જણાવે છે કે, "કોઈ પદાર્થની વાસ્તવિકતાનું સર્વથી પ્રબળ પ્રમાણ તેના દ્વારા તેને ખસેડવા કે પરિવર્તિત કરવા માટે કરવામાં આવતા આપણા

શારીરિક પ્રયત્નોનો કરવામાં આવતો પ્રતિરોધ છે. સઘનતા વાસ્તવિકતાનું પ્રબળ પ્રમાણ છે." આ પ્રમાણે આપણો પ્રત્યક્ષ આપણા વિશ્વાસનું નિર્ધારણ કરે છે.

આંતરદર્શન વિશ્વાસનો એક આધાર છે. આપણે આપણી માનસિક ક્રિયાઓનું આંતરનિરીક્ષણ કરીએ છીએ અને તેમાં વિશ્વાસ કરીએ છીએ. આપણે ઉલ્લાસ કે શોકનું આંતનિરીક્ષણ કરીએ છીએ અને તેની વાસ્તવિકતામાં વિશ્વાસ કરીએ છીએ. આપણે પ્રત્યક્ષમાં બાહ્ય જગતની વસ્તુઓનું નિરીક્ષણ કરી તેમાં વિશ્વાસ કરીએ છીએ; જ્યારે આંતરનિરીક્ષણમાં પોતાના મનની ક્રિયાઓનું નિરીક્ષણ કરી તેની વાસ્તવિક્તામાં વિશ્વાસ મૂકીએ છીએ.

કલ્પના વિશ્વાસનો એક આધાર છે. બુદ્ધિપૂર્વક કરવામાં આવેલી અથવા તો બુદ્ધિથી નિયંત્રિત કલ્પનાની રચનાઓમાં વિશ્વાસ કરવામાં આવે છે. કોઈ વૈજ્ઞાનિક કોઈ વ્યાખ્યા કરવા માટે સિદ્ધાન્તની રચના કરે છે અને તેમાં તે વિશ્વાસ મૂકે છે અને પોતે કાર્ય કરે છે. ખરી રીતે જોતાં આ વિશ્વાસનું કારણ વિચાર કે તર્ક છે અને વિચારના આધારે જ તેમાં વિશ્વાસ કરવામાં આવે છે. પરંતુ મુક્તકલ્પના પણ પોતાની પ્રતિમાઓમાં વિશ્વાસ પેદા કરે છે. જે પ્રતિમાઓ પૂર્ણતયા અસ્પષ્ટ છે તે વિશ્વાસ ઉત્પન્ન કરે છે. તેમ જ સઅ્વ કલ્પના જે સવેગોથી ભરપૂર છે તે પણ વિશ્વાસ પેદા કરે છે. બાળકો સમક્ષ ભૂતો, રાક્ષસો, પરીઓ વગેરેની થતી વાતોમાં તેમની વાસ્તવિકતામાં તે અધિક વિશ્વાસ કરે છે. આ પ્રમાણે મુક્ત કલ્પના પણ વિશ્વાસ પેદા કરે છે.

સ્મૃતિ પણ વિશ્વાસનો આધાર છે. આપણે સ્મરણ કરેલા વિગત અનુભવોમાં વિશ્વાસ કરીએ છીએ. વિદ્યાર્થી પ્રશ્નપત્ર વાંચે છે અને તે પોતે શીખી ગયો હોય તેનું સ્મરણ કરે છે અને તે તે પ્રશ્નોના જવાબ તૈયાર કરે છે. જવાબો કે જે તેણે સ્મરણ કર્યા છે તેમાં તે વિશ્વાસ કરે છે કે તે સાચા છે. આ પ્રમાણે પ્રત્યક્ષ કલ્પના, વિચાર, સ્મૃતિ વગેરે વિશ્વાસના જ્ઞાનાત્મક આધાર છે.

**સંવેગાત્મક આધાર (Emotional Grounds)**—ખરેખર આપણા અધિકાધિક વિશ્વાસો આપ્ત વાક્યો એટલે આપ્ત પુરુષોનાં કથનો પર આધારિત છે. મેલોન કહે છે કે "એ સ્પષ્ટ છે કે આપણામાંના પ્રત્યેકના મનમાં જ્ઞાનનિધિનો અધિકતમ ભાગ અન્યથી પ્રાપ્ત સૂચનાથી ઉપલબ્ધ હોય છે. આપણે, કોઈ કહે છે તેમાં વિશ્વાસ કરીએ છીએ. સાક્ષ્ય કે આપ્ત

વાક્ય એ એક જટિલ સાધન છે. તે આંશિક રીતે બૌદ્ધિક છે અને આંશિક રીતે સંવેગાત્મક છે. તેનું બૌદ્ધિક તત્ત્વ એ છે કે આપણે માનવાયોગ્ય ચારિત્ર્યવાળા આપ્ત પુરુષનાં કથનો કે વચનો અને કોઈ પ્રામાણિક ગ્રંથનાં વચનોમાં વિશ્વાસ મૂકીએ છીએ. જેમકે આપણે વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ વગેરે વાંચીએ છીએ અને તેનું સત્યાપન કર્યા સિવાય તેમાં વિશ્વાસ કરીએ છીએ. તેનું સંવેગાત્મક તત્ત્વ એ છે કે કોઇ આપણામાં પ્રેમ, માન, વખાણ વગેરે કરી આપણામાં આવેગ ઉત્પન્ન કરી રુચિ ઉત્પન્ન કરે તે છે. નિર્દેશ વિશ્વાસનો આધાર છે. મેલોન કહે છે કે ' નિર્દેશ (Snggestion) થી આપણું તાત્પર્ય એક વિશેષ પ્રકારની સૂચનાથી છે. અર્થાત્ એ પ્રક્રિયાથી કે જેને કારણ એક પ્રકારના માનસશાસ્ત્રીય પ્રભાવ કે શક્તિને કારણે વિશ્વાસ સીધા મનમાં ઘર કરી લે છે અને તાર્કિક પ્રમાણ કે તર્કના પ્રભાવથી સર્વથા મુક્ત રહે છે. વિજ્ઞાપન (જાહેરાત) ની કળાનો મોટો ભાગ તથા રાજનીતિ અને અન્ય વિષયોમાં પ્રચારની કેટલીક આધુનિક પદ્ધતિઓ એ પ્રકારની હોય છે. નિર્દેશોને ગ્રહણ કરવાની પ્રવૃત્તિ–બીજા શબ્દોમાં તર્ક સિવાય વિશ્વાસોને આત્મસાત કરવા–નિર્દેશગ્રહણક્ષમતા (Suggestibility) કહેવાય છે. દરેક વ્યક્તિ અમુક હદ સુધી નિર્દેશગ્રહણક્ષમ હોય છે–કેટલાક તો બીજાઓ કરતાં અત્યધિક માત્રામાં એવા હોય છે. નિર્દેશગ્રહણક્ષમતા મનુષ્યને પોતાના વિશ્વાસ બતાવવામાં સામાજિક પ્રભાવો પ્રતિ સંવેદનશીલ બનાવી દે છે.'' ''વિચાર, રચનાની એક ઊપજ છે જેથી વ્યક્તિના વિશ્વાસ એક ઘણી મોટી હદ સુધી તે સમુદાયમાં પ્રચલિત વિશ્વાસો દ્વારા તૈયાર કરવામાં આવે છે તથા નિર્ધારિત કરવામાં આવે છે, જેમાં તે રહે છે.'' (સ્ટાઉટ) આપણે જે સમાજમાં રહીએ છીએ તેનાથી આપણા વિશ્વાસ અધિકાધિક પ્રભાવિત થાય છે. આપણા વિશ્વાસો સમાજના રીત-રિવાજોથી રંગાયેલા હોય છે. વ્યક્તિ જાદુ, ટોણાં વગેરે બાબતોમાં વિશ્વાસ કરે છે તે તેના સમુદાય કે સમાજમાંથી ગ્રહણ કરેલા હોય છે જેમાં તે રહેતો હોય છે. આ રીતે સમાજનાં તત્ત્વોનો પ્રભાવ વિશ્વાસના સર્જનમાં રહેતો હોય છે.

સંવેગ પણ વિશ્વાસનો આધાર છે. એટલે કે વિશ્વાસ લાગણીઓ અને કામનાઓથી અધિક પ્રભાવિત થાય છે. બીકણ વ્યક્તિઓ ભૂતોમાં વિશ્વાસ કરે છે, કારણ કે તેમને ભય લાગે છે. તેવી જ રીતે સામાન્ય મનુષ્યો પણ કોઈની શક્તિમાં વિશ્વાસ કરે છે. કોઈને તાનાશાહ (Dictator) માની

લે છે; કારણ કે તેનાથી તેઓ ડરે છે અને તેથી નાનાશાહમાં વિશ્વાસ કરે છે. અભિમાનથી પોતાની મોટાઈનો વિશ્વાસ ઉત્પન્ન થાય છે. પ્રેમવશ યુવક પોતાની પ્રેમિકાના કાલ્પનિક ગુણોમાં વિશ્વાસ કરે છે. તિરસ્કાર તિરસ્કૃત વ્યક્તિના કાલ્પનિક દુર્ગુણમાં વિશ્વાસ ઉત્પન્ન કરે છે. આપણને જે ગમે છે તેને માનીએ છીએ અને જે ગમતું નથી તેમાં વિશ્વાસ કરતા નથી. આ પ્રમાણે ઈચ્છાઓ અને લાગણીઓ તથા અન્ય સંવેગો વિશ્વાસના આધાર છે. તેમનાથી પક્ષપાતપૂર્ણ વિશ્વાસનો ઉદ્દ્ગમ થાય છે. સ્વભાવ પણ વિશ્વાસનો આધાર છે. પ્રસન્ન અને આશાવાદી સ્વભાવ વસ્તુની ઉજ્જ્વળ બાજુનો વિશ્વાસ પેદા કરે છે.

**ચેષ્ટાત્મક આધાર** (Conalive Grounds)—વિશ્વાસનો આધાર ક્રિયા છે અને ક્રિયાનો આધાર વિશ્વાસ છે. પરંતુ વિશ્વાસનો આધાર ક્રિયા છે અને ક્રિયા વિશ્વાસ ઉત્પન્ન કરે છે. "ફક્ત એટલા માટે કે વિશ્વાસ ક્રિયાનો આધાર છે, ક્રિયા વિશ્વાસનો આધાર હોવી જ જોઈએ. કોઈ લક્ષ્યને માટે પ્રયત્ન કરવો તે તેની પ્રાપ્તિ માટે આવશ્યક સાધનોને માટે પ્રયત્ન છે." (સ્ટાઉટ) આથી જ્યારે આપણે કોઈ લક્ષ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીએ છીએ ત્યારે આપણે તેની ઉપયોગિતામાં વિશ્વાસ કરીએ છીએ. જે અનુપયોગી અને અનાવશ્યક છે તેનો આપણે સ્વીકાર કરતા નથી. આપણે કાર્યમાં પરિણત કરી શકાય તેવા ઉપયોગી વિશ્વાસોને સ્વીકારીએ છીએ. આપણી વ્યાવહારિક અને સૈદ્ધાન્તિક આવશ્યકતાઓ આપણા વિશ્વાસમાં ભાગ ભજવે છે, જેને પ્રાપ્ત કરવાના આપણે પ્રયત્ન કરીએ છીએ. આ પ્રમાણે ક્રિયા વિશ્વાસનો આધાર છે.

પ્રબળ ઈચ્છા પણ વિશ્વાસને જન્મ આપે છે. જેમ્સ જણાવે છે કે વિશ્વાસ કરવાની ઈચ્છા પણ વિશ્વાસનું કારણ છે. પ્રબળ ઈચ્છા વિશ્વાસ ઉત્પન્ન કરે છે. પોતાના દોસ્તની સખત બીમારીના સમાચાર મળતાં તેને મળવાની પ્રબળ ઈચ્છાવાળો મિત્ર પોતાની કાર (car) વ્યવસ્થિત છે અને તેને કંઈ જ અડચણ આવનાર નથી એમ માનીને તત્કાળ લઈને રવાના થઈ જાય છે. પરંતુ એ ખ્યાલ નથી કરતો કે તેમાં પેટ્રોલ નંખાવવાનું છે. તેની પ્રબળ ઈચ્છા એ વિશ્વાસ પેદા કરી દે છે કે કારમાં કંઈ જ ખામી રહેલી નથી. તીવ્ર ઉત્કંઠા વિશ્વાસની જનની છે. અંતમાં સહજ પ્રવૃત્તિઓ પણ વિશ્વાસનો આધાર છે. ભગવાન જેવી અતિમાનવિક શક્તિઓમાં વિશ્વાસ કરવાની આપણી સહજ પ્રવૃત્તિ હોય છે.

**(૩) જ્ઞાન ( Knowledge )**

જ્ઞાનમાં નીચે પ્રમાણેના તત્ત્વો હોય છે. (૧) મનમાં વિચારોનું એકતંત્ર (૨) જગતમાં વસ્તુઓનું એકતંત્ર (૩) વિચારોના તંત્ર અને જગતના તંત્ર વચ્ચે સંવાદ ( Correspondance ) અને (૪) એ સંવાદમાં વિશ્વાસ. આ પ્રમાણે જ્ઞાન એક એવું તંત્ર છે જે બાહ્ય જગતમાં સ્થિત વસ્તુઓના તંત્ર અનુસાર હોય છે. અને તેમાં એ વિશ્વાસ હોય છે કે તે તદનુસાર છે. વિચારોનું તંત્ર બાહ્ય વસ્તુઓના તંત્રની અનુસાર ન હોય તો તે સાચું જ્ઞાન હોઈ શકે નહિ. જો આપણે ઘણે જ દૂર સ્થિત કોઈ થાંભલાને માણસ સમજી લઈએ તો તે આપણું જ્ઞાન ભ્રામક છે. પરંતુ જો આપણે તેને થાંભલો સમજીએ તો આપણને તેનું જ્ઞાન યથાર્થ છે. જ્ઞાનમાં વિશ્વાસનું તથ્ય પણ રહેલું છે. આપણા વિચાર વસ્તુના તંત્રથી બરાબર મળતા હોય પરંતુ જો આપણે તેમાં વિશ્વાસ નથી કરતા તો એમ કહી શકાય કે આપણને તે વસ્તુનું જ્ઞાન છે. વિશ્વાસ સિવાય તે અપૂર્ણ રહે છે.

**(૪) જ્ઞાન અને વિશ્વાસ ( Knowledge and Belief )**

જ્ઞાન અને વિશ્વાસ બન્ને જ્ઞાનાત્મક ( Cognitive ) છે. પરંતુ જ્ઞાન સનાતન અને આવશ્યક છે, જ્યારે વિશ્વાસ વ્યક્તિગત છે. દરેક જ્ઞાન વિશ્વાસ છે, પરંતુ દરેક વિશ્વાસ જ્ઞાન નથી. જ્ઞાન કરતાં વિશ્વાસ અધિક વ્યાપક છે. પ્રત્યક્ષ અને અનુમાનથી કરવામાં આવેલા વિશ્વાસ જ્ઞાન છે; પરંતુ લાગણી, ઇચ્છા, સહજપ્રવૃત્તિ વગેરે ઉપર આધારિત વિશ્વાસ જ્ઞાન ન કહી શકાય, તેને ફક્ત મત ( Opinion ) કહી શકાય. આ પ્રમાણે લાગણી વગેરે પર સ્થાપિત વિશ્વાસ ફક્ત મત છે; જ્ઞાન તર્કસંમત હોય છે અને તે તાર્કિક વિશ્વાસ પર આધારિત હોય છે. આદિકાલિન પુરુષો અને બાળકો ભૂતો, રાક્ષસો વગેરેમાં વિશ્વાસ કરે છે. તેમના વિચારો ભય, કલ્પના વગેરે પર આધારિત હોય છે અને તેથી તે અતર્કસમ્મત છે. વાસ્તવિક વસ્તુના નિયંત્રણમાં વિચાર નહિ હોવાથી આ પ્રમાણે વિશ્વાસ ઉત્પન્ન થાય છે. જ્ઞાન તર્કયુક્ત હોય છે. તેમની એ પ્રમાણેની માન્યતાઓ વૈજ્ઞાનિક તથ્યોનું જ્ઞાન અને તર્કશક્તિનો વિકાસ થતાં દૂર થાય છે. આ રીતે જ્ઞાન નિશ્ચિત અને તર્કસંમત હોય છે. જ્યારે વિશ્વાસ અનિશ્ચિત અને અતર્કસંમત હોય છે.

**(૫) વિશ્વાસ અને કલ્પના ( Belief and Imagination )**

કલ્પના નિતાન્ત મુક્ત પણ હોય છે. તેનો વાસ્તવિકતા સાથે સંબંધ પણ હોઈ શકે. મુક્ત કલ્પનામાં આત્મગત ( Subjective ) ક્રિયાનુ

વસ્તુગત ( Objective ) નિયંત્રણ હોતું નથી, મુક્ત કલ્પનામાં આપણે વિચાર કરીએ કે તલવારના એક જ ઘાથી વાઘનું માથું ધડથી અલગ કરી દીધું. આ આપણી મુક્ત કલ્પના છે; પરંતુ જ્યારે આપણે બેઠા બેઠા વિચાર કરીએ છીએ કે એક જ ઘામાં વાઘનું માથું ઉડાવી શકીએ છીએ, તે સમયે આપણે મુક્ત કલ્પનામાં હોતા નથી. તેમાં આપણી વિચારધારા વાસ્તવિક તથ્યથી નિયંત્રિત હોય છે. વિશ્વાસમા વસ્તુગત સ્થિતિઓને લક્ષમાં લેવામાં આવે છે અને તેના નિયંત્રણને સ્વીકારવામાં આવે છે : જ્યારે મુક્ત કલ્પના વસ્તુગત પરિસ્થિતિઓથી નિયત્રિત હોતી નથી. વિશ્વાસ માટે સ્ટાઉટ જણાવે છે કે "સંપૂર્ણ વિશ્વાસમાં આત્મગત ક્રિયાનું વસ્તુગત નિયંત્રણ હોય છે. જે પદાર્થનો વિચાર કરવામાં આવે છે તેના સ્વભાવથી વિવશ થઈને આપણે કેટલાક વિચાર સયોગોનો સ્વીકાર કરી કરીએ છીએ અને અન્યને છોડી દઈએ છીએ. પરંતુ આ વસ્તુગત નિયંત્રણ નિરપેક્ષ નથી હોતુ પરંતુ સાપેક્ષ હોય છે. તે તે લક્ષ્ય પર આધારિત હોય છે, જેના પ્રતિ માનસિક ચેષ્ટા ઉન્મુખ હોય છે. જ્યાં સુધી વ્યક્તિ વ્યાવહારિક લક્ષ્યોની પ્રાપ્તિને પોતાના પ્રયત્નનુ લક્ષ્ય બનાવી રહ્યો હોય છે ત્યાં સુધી વિચારોના ફક્ત અમુક જ સંયોગ તેને માટે સંભવ બની શકે છે. પરંતુ જો તેનું મન વ્યાવહારિક પરિણામ કે નવીન જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઈરાદો નથી રાખતું તો કોઈ પણ વિચાર સયોગ જેમા કોઈ પ્રગટ વિરોધ નથી, તેને માટે સંભવ થઈ શકે છે "*

---

* સ્ટાઉટ–માનસશાસ્ત્ર

# પ્રકરણ ૧૪

## અનુભૂતિ કે લાગણી ( Feeling )

### (૧) અનુભૂતિનું સ્વરૂપ (Nature of Feeling)

દરેક મૂર્ત માનસિક પ્રક્રિયામાં ત્રણ માનસિક તત્ત્વ હોય છે. જેને જ્ઞાન, લાગણી અને ચેષ્ટા નામ આપવામાં આવ્યાં છે. આ માનસિક તત્ત્વો પરસ્પર અવિચ્છેદ્ય છે, પરંતુ ઘણી વખત એમ બને છે કે કોઈ મનોવૃત્તિમાં જ્ઞાનનું તત્ત્વ પ્રધાન હોય છે અને તેથી તેને જ્ઞાનાત્મક અવસ્થા (Cognitive state ) કહે છે કોઈ કોઈ વખત મનોવૃત્તિમાં અનુભૂતિનું તત્ત્વ પ્રધાન હોય છે તો તેને વેદનાત્મક અવસ્થા ( Affective state ) કહે છે. અને જ્યારે ચેષ્ટાનું તત્ત્વ પ્રધાન હોય છે ત્યારે ચેષ્ટાત્મક અવસ્થા ( Conative state ) કહે છે. પરંતુ એ યાદ રાખવું જોઈએ કે પ્રત્યેક મનોવૃત્તિમાં આ ત્રણે તત્ત્વો વિદ્યમાન હોય છે. અનુભવના ક્રમમાં પહેલું જ્ઞાન આવે છે. તેનાથી વ્યક્તિ કંઇક જાણે છે અને તેનાથી વ્યક્તિને સુખ કે દુઃખની અનુભૂતિ થાય છે. અને ત્યારબાદ અનુભૂતિ વ્યક્તિને ક્રિયા કરવાની ફરજ પાડે છે. આ રીતે જ્ઞાનથી અનુભૂતિનો જન્મ થાય છે અને અનુભૂતિથી ચેષ્ટાનો જન્મ થાય છે. ચેષ્ટાથી શારીરિક ગતિઓ કરવામાં આવે છે. આ પ્રમાણે જ્ઞાનથી આત્માને કે અનુભવકર્તાને પ્રભાવિત થવાની રીત એ અનુભૂતિ છે. તે અનુભવકર્તાની નિષ્ક્રિય અવસ્થા છે. અનુભૂતિ પ્રિય પણ હોઈ શકે અને અપ્રિય પણ. જ્યારે તે અપ્રિય હોય છે ત્યારે દુઃખની અનુભૂતિ થાય છે અને પ્રિયને આપણે સુખકર અનુભૂતિ કહીએ છીએ. તેની ઉત્પત્તિ જ્ઞાનથી થાય છે અને તે ચેષ્ટાની જનની છે. આપણે કોઈ વસ્તુ જોઈએ છીએ. ઉદાહરણાર્થ: કોઈ વ્યક્તિથી પીડિત વ્યક્તિને માર્ગમાં જોઈએ છીએ જે પાણી માગી રહ્યો હોય છે. આપણે તેને જોઈને દુઃખની લાગણી અનુભવીએ છીએ અને તેને પાણી લાવી આપીએ છીએ. તેવી જ રીતે આપણે કોઇ ફૂલ જોઈએ છીએ તે આપણને પ્રિય લાગે છે અને આપણને સુખની અનુભૂતિ થાય છે. જેથી આપણે તેને તોડવાનો વિચાર કરીએ છીએ. આ પ્રમાણે જ્ઞાન અનુભૂતિને જન્મ આપે છે અને અનુભૂતિ ચેષ્ટાને. જ્ઞાન અને ચેષ્ટા

આત્મગત હોતી નથી પરંતુ અનુભૂતિ આત્મગત અનુભવ છે. તે ચેતનાનું મૌલિક રૂપ છે.

સામાન્ય રીતે અનુભૂતિની ઉત્પત્તિ સંવેદનાઓથી થાય છે. અનુભૂતિમાં સંવેદનાઓને એક પૂંજના રૂપમાં ગ્રહણ કરવામાં આવે છે. સંવેદનાઓને તથ્યોનાં ચિહ્નો માનવામાં આવતાં નથી તેમજ તેમનું વિશ્લેષણ પણ કરવામાં આવતું નથી. કારણ કે સંવેદનાઓને જેટલી અધિક તથ્યોનાં ચિહ્નો સમજવામાં આવે છે અને જેટલું અધિક તેમનું વિશ્લેષણ કરવામાં આવે છે તેટલી અનુભૂતિ અદશ્ય થવાની કોશિષ કરે છે. તદુપરાંત માનસિક ક્રિયામાં જ્ઞાનાત્મક ક્રિયા અધિક થાય છે ત્યારે પણ અનુભૂતિ લુપ્ત થઈ જાય છે.

અનુભૂતિ કોઈ ક્રિયા નથી પરંતુ તે આત્મગત અનુભવ છે. તે ક્રિયાને ઉત્પન્ન કરનાર બાહ્ય વાતાવરણને પૂર્વવત્ રાખવાની કે પરિવર્તિત કરવાની શરીરની એક સામાન્ય અભિવૃત્તિ છે. તે ગતિ–તત્પરતા ( Motor set ) છે. તેની ગતિ માટેની તત્પરતા વાતાવરણસ્થિત કોઇ વસ્તુ કે જેનાથી તેની ઉત્પત્તિ થઈ છે તેમાં પરિવર્તન કરવા માટેની યા તો તેને પૂર્વવત્ રાખવા માટેની હોય છે. તે કોઈ વિશેષ કર્મને માટેની શરીરની તત્પરતા નથી.

"અનુભૂતિ સંવેદનાત્મક પણ હોય છે અને ગત્યાત્મક પણ. સાંવેદનિક રૂપમા તે સંવેદના પુંજ છે જેનું ન તો વિશ્લેષણ કરવામાં આવે છે, જેને ન તો તથ્યોનું સૂચક સમજવામાં આવે છે. ગત્યાત્મક રૂપમાં તે શરીરની સામાન્ય તત્પરતા છે. સુખકર્તાની પરિસ્થિતિને પૂર્વવત્ રાખવાની સામાન્ય તત્પરતા છે દુઃખકર્તા પરિસ્થિતિ છૂટવાની. અનુભૂતિ માત્રમાં કોઈ વિશેષ કર્મને માટે તત્પરતા નથી હોતી. સંવેદનાત્મક બન્ને રૂપમાં અનુભૂતિ વ્યાપક હોય છે."*

અનુભૂતિનો ઉદય એકાકી થતો નથી. સદૈવ તેની સાથે કોઇ અન્ય માનસિક પ્રક્રિયા હોય છે. જેવી કે પ્રત્યક્ષ સ્મૃતિ, કલ્પના વગેરે. આ પ્રમાણે અનુભૂતિ સદૈવ કોઈ અન્ય માનસિક પ્રક્રિયાની સંગિની હોય છે. સંવેદના કરતાં અનુભૂતિ અસ્થિર અને પરિવર્તનશીલ હોય છે. સંવેદના પર અધિક ધ્યાન આપવાથી તે સ્પષ્ટ થતી જાય છે. ઉદાહરણાર્થ: કોઈ આપણને અવાજ લગાવે છે, આપણે એકાદ વખત બરાબર સાંભળી શકતા નથી; પરંતુ બરાબર ધ્યાન આપીએ છીએ તો સ્પષ્ટ સાંભળી શકીએ છીએ. અધિક ધ્યાન આપવાથી તેમાં તીવ્રતાની પણ વૃદ્ધિ થાય છે. કોઈ ધાની

* વુડવર્થ, માનસશાસ્ત્ર

પીડા પ્રતિ ધ્યાન અધિક આપીએ છીએ તો પીડા અધિક તીવ્ર માલૂમ પડે છે. પરંતુ અનુભૂતિમાં તેથી વિરુદ્ધ અનુભૂતિ પ્રતિ ધ્યાન કેન્દ્રિત કરતાં તે લુપ્ત થઈ જાય એ સંભવિત છે. આપણે સુખ કે દુઃખની અનુભૂતિ પર ધ્યાન આપીએ તો સંભવ છે કે તે લુપ્ત થઈ જાય. અનુભૂતિ લુપ્ત થવાનું કારણ એ છે કે જ્યારે આપણે તેના તરફ ધ્યાન આપીએ છીએ ત્યારે તેને ઉત્પન્ન કરનાર ઉત્તેજના તરફથી ધ્યાન ખસી જાય છે. સંવેદનાઓને ઉત્પન્ન કરી શકાય છે તેમજ અધિક સમય સુધી સ્થિર કરી શકાય છે; પરંતુ અનુભૂતિ ઇચ્છાનુસાર ઉત્પન્ન કરી શકાતી નથી. અનુભૂતિઓનું શરીરના કોઈ નિશ્ચિત ભાગમાં સ્થાનીકરણ થઇ શકતુ નથી. તેમજ સુખ અને દુઃખ બન્ને એક સાથે, એક સમયે અનુભવી શકાતાં નથી.

## ( ૨ ) વુન્ડટનો સિદ્ધાન્ત ( Theory of wondt )

વુન્ડટના મતાનુસાર અનુભૂતિની ત્રણ વિમાઓ છે. પ્રયોગાત્મક માનસશાસ્ત્રના એ નેતાએ ત્રણ વિમાઓના સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું અને જણાવ્યું કે કોઇ પણ સમયે કોઈ વ્યક્તિની અનુભૂતિનું વર્ણન એ કહીને કરી શકાય છે કે તે કેટલી સુખકર કે દુઃખકર છે, તે કેટલી ઉત્તેજનામય છે અને તેનો તણાવ કે શૈથિલ્ય ( Tension or Relaxation ) કેટલું છે. આ સિદ્ધાન્તને અનુભૂતિનો ત્રિવૈમ સિદ્ધાન્ત (Tri-dimensional theory) કહે છે. આ સિદ્ધાન્ત પ્રમાણે અનુભૂતિઓને ત્રણ રીતે સજાવી શકાય છે. સુખ—દુઃખ, અત્યન્ત આવેશમય—અત્યન્ત શાંત અને ખેંચાણ—શૈથિલ્ય. આ સમૂહોનાં વ્યક્તિગત સહસ્યોને વિવિધ રૂપોમાં સંયુક્ત કરી શકાય છે. અનુભૂતિઓની અવસ્થાઓને એક માળામાં સજાવી શકીએ. અત્યન્ત સુખકરથી માંડીને અત્યન્ત કષ્ટદાયક અનુભૂતિઓ હોય છે. અને તેમને આપણે એક માળામાં સજાવી શકીએ. તેવી જ રીતે અનુભૂતિઓની બીજી માળામાં સજાવી શકીએ અને તે અત્યંત આવેગમયથી શરૂ થાય, જેનો અંત અત્યંત શાંત અનુભૂતિઓ પાસે થાય અને તૃતીય વિમા એ છે જેમાં ખેંચાણ અને શૈથિલ્ય—જેમાં ખેંચાણથી ક્રમ શરૂ થાય છે અને શૈથિલ્ય કે મુક્તિ (Relaxation) પામે અંત પામે છે.

વુન્ડટે આ સિદ્ધાન્તની રચના ઉત્તેજનાઓના આધારે કરી છે, પરંતુ અગર તેમ જ છે તોપણ આ ત્રણની સાથે અન્ય વિમાઓ પણ રાખી શકાય. એવુ માનવાને કોઇ કારણ નથી કે અનુભૂતિની ત્રણ જ વિમાઓ

હોય અને ન તેથી ઓછી હોય કે ન તેથી વધારે. સુખ અને દુઃખ એ બન્ને નામ અને સ્વભાવ બન્ને રીતે વિરુદ્ધ છે; પરંતુ ઉદ્દિપ્તિ અને શાંતિ તેમજ ખેંચાણુ અને મુક્તિ કે શૈથિલ્ય વિરોધી નથી.

ઉદ્દિપ્તિ અને શાન્તિમાં અમુક અંતર હોય છે, પરંતુ તે આંગિક (organic) અને પૈશિક (Motor) સંવેદનાઓના વિભિન્ન પ્રકાર છે. જ્યારે આપણે ઉદ્દિપ્ત કે આવેશમય હોઈએ છીએ ત્યારે પેશીઓ અધિક ખેંચાયેલી હોય છે અને જ્યારે શાન્ત હોઈએ છીએ ત્યારે તેમની સક્રિયતા અટકી જાય છે અને ત્યારે ફક્ત માનસિક પ્રવાહોની ચેતના હોય છે. આ પ્રમાણે ઉદ્દિપ્તિ અને શાન્તિ એ સંવેદનાઓ છે તેથી તેમને અનુભૂતિઓ ન સમજવી જોઈએ.

તે જ પ્રમાણે ખેંચાણુ અને શૈથિલ્ય પણુ અનુભૂતિઓ નથી પરંતુ સંવેદનાઓ છે; તેમનું કારણુ તે સમયે થતી પૈશિક સંવેદનાઓ છે. આ પ્રમાણે ફક્ત સુખ અને દુઃખ એ બે અનુભૂતિના પ્રકારમાં ગણી શકાય. ઉદ્દિપ્તિ અને શાન્તિ તથા ખેંચાણુ અને શૈથિલ્ય અનુભૂતિઓના પ્રકાર ન માની શકાય.

### (૩) જ્ઞાન અને અનુભૂતિ (Cognition and Feeling)

"જ્ઞાન આપણુને મનથી બહારના પદાર્થો અને સંબંધોની સૂચના આપે છે. જ્યારે અનુભૂતિ આપણુને આંતરિક માનસિક દશાની સૂચના આપે છે." (એંજલ) આપણે કોઈ વસ્તુ જોઈએ છીએ તો આપણુને તેનું જ્ઞાન થાય છે અને તેનાથી આપણે બાહ્ય વસ્તુને જાણીએ છીએ. તેને જોવાથી થતી સુખકર કે દુઃખકર અનુભૂતિ એ આંતરિક માનસિક દશા છે જે આપણે અનુભૂતિ દ્વારા જાણીએ છીએ. આ રીતે મન જ્ઞાનથી પદાર્થ કે વસ્તુની પ્રકૃતિ જાણે છે અને અનુભૂતિથી પોતાની નિષ્ક્રિય અવસ્થાઓ જાણે છે. જ્ઞાન આપણુને ચેતનાની અવસ્થાઓની અંતર્વસ્તુઓથી જ્ઞાન કરાવે છે અને અનુભૂતિ ચેતનાની અવસ્થાઓના પ્રકારની જાણકારી આપે છે. અનુભૂતિ આપણુને વાતાવરણુ સાથેના આપણા સંબંધોની સૂચના કરતી નથી. તે આપણા શરીરની અવસ્થા-કક્ષાની સૂચના પણુ ન આપી શકે. આ પ્રમાણે અનુભૂતિ આપણુને વાતાવરણુ કે શરીરના કોઈ પણ વિષય સંબંધી કોઈ બાબતની સૂચના ન પણુ આપી શકે. અનુભૂતિ મનની નિષ્ક્રિય અવસ્થા છે તેને ફક્ત અનુભવી શકાય છે. કોઈ કોઈ વખત તે કોઈ તથ્યને પ્રગટ

પણ કરી શકે છે. દુઃખકર અનુભૂતિને ફક્ત અનુભવી શકાય છે અથવા કોઈ તથ્યનો સંકેત સમજી શકાય છે. અનુભૂતિ ભૂખની સૂચના કરી શકે છે. આપણું નિરીક્ષણ અને વિચાર વ્યક્તિ અને વાતાવરણની મધ્ય સંબંધથી સંબંધિત છે, જ્યારે અનુભૂતિ શરીરથી સંબંધિત છે. તે અવિશ્લિષ્ઠ, સરળ, નિષ્ક્રિય અવસ્થા છે. વુડવર્થ કહે છે કે "અનુભૂતિ જાણવું તેનાથી ભિન્ન છે. તેમાં ન તો બાહ્યજગતનો બોધ થાય છે ન પોતાના શરીરનાં તથ્યોનો. નિરીક્ષણ, વિચાર અને કર્મનો અધિક વિશ્લેષણાત્મક, બૌદ્ધિક કે મગજ–સંબંધી થવામાં અનુભૂતિથી ભેદ છે." માનસિક પ્રક્રિયામાં જ્ઞાનાત્મક ક્રિયાની પ્રધાનતા હોય છે, ત્યારે અનુભૂતિની પ્રધાનતા ઓછી થઈ જાય છે, કારણ કે તે અનુભૂતિને પૃષ્ઠ ભાગમાં ધકેલી મૂકે છે.

હૉફડીંગ ( Hoffding ) જણાવે છે કે જ્ઞાન અને લાગણી બન્ને સાપેક્ષતાના નિયમ ( Law of Relativaly ) ના શાસનમાં હોય છે, જે દરેક માનસિક પ્રક્રિયાઓ પર શાસન કરે છે. નાના થાંભલા પાસેનો મોટો થાંભલો અધિક મોટો માલૂમ પડે છે અને લાંબા થાંભલા પાસેનો નાનો થાંભલો અધિક નાનો માલૂમ પડે છે. આ પ્રમાણે જ્ઞાનમાં સાપેક્ષતાનો નિયમ કાર્ય કરે છે. તેવી જ રીતે અનુભૂતિમાં પણ શાસન કરે છે. દુઃખ ભોગવ્યા બાદ સુખ અધિક તીવ્ર માલૂમ પડે છે અને સુખ ભોગવ્યા બાદ દુઃખ અધિક તીવ્ર માલૂમ પડે છે. આપણે ખૂબ તરસ્યા હોઈએ છીએ તેનું અધિક સમય કષ્ટ સહન કર્યો બાદ પાણી મળે છે તો તૃષાતૃપ્તિ બાદ મળતું સુખ અધિક પ્રબળ હોય છે. તેવી જ રીતે પ્રેમી યુવક પોતાની પ્રેમિકા સાથે જે સુખ ભોગવે છે–પરંતુ તેનાથી છૂટો પડે ત્યારનું કષ્ટ, ભોગવેલા સુખ કરતાં પણ અધિક પ્રબળ માલૂમ પડે છે. આ પ્રમાણે સાપેક્ષતાનો નિયમ જ્ઞાન અને અનુભૂતિ બન્ને પર શાસન કરે છે.

જ્ઞાન અને અનુભૂતિમાં એક અંતર એ છે કે જ્ઞાન એકબીજાને પુનર્જીવિત કરી શકે છે જ્યારે અનુભૂતિ સીધી રીતે એકબીજાને જીવિત કરી શકતી નથી. તાજમહાલનો વિચાર આપણને તેની રચના કરનાર, તેની આજુબાજુનું વાતાવરણ વગેરે દરેક બાબતના વિચારોને જન્મ આપી શકે છે; પરંતુ ક્રિકેટ રમતાં થયેલા સુખની લાગણી સીધી રીતે રમતાં લાગેલા થાકના દુઃખને પુનર્જીવિત કરી શકતી નથી. પરોક્ષ રીતે વિચાર દ્વારા કષ્ટની લાગણીને પુનર્જીવિત કરી શકે છે.

## (૪) અનુભૂતિ અને ચેષ્ટા ( Feeling and Conation )

જ્ઞાન અનુભૂતિને જન્મ આપે છે અને અનુભૂતિ ચેષ્ટાને જન્મ આપે છે. અનુભૂતિ જ્ઞાન અને ચેષ્ટાની વચ્ચે એક સંયોજક છે. અનુભૂતિનું કારણ જ્ઞાન છે અને ચેષ્ટાનું કારણ અનુભૂતિ છે. માંસપેશીઓથી સંબંધિત કોઈ પણ કાર્ય બાહ્ય પરિણામ ઉત્પન્ન કરે છે અને તેનો ખાસ ઉદ્દેશ્ય પણ બાહ્ય પરિણામ પેદા કરવાનો હોય છે. આ પ્રમાણે ચેષ્ટા લક્ષ્ય તરફ ઉન્મુખ હોય છે. જ્યારે અનુભૂતિ એક આંતરિક પ્રક્રિયા છે. તે સ્વયં કોઈ બાહ્ય પરિણામ ઉત્પન્ન કરતી નથી. ઘણે ભાગે લાગણી ચેષ્ટા સાથે સંબદ્ધ રહે છે. કોઈ પણ વસ્તુથી થતી દુઃખકર અનુભૂતિ, તે વસ્તુથી દૂર થવા કાર્ય પ્રારંભ કરવા પ્રેરે છે. જેમકે શાન્ત પ્રકૃતિનો માણસ કોઈ વખત તકરાર જુએ છે તો તેને દુઃખની અનુભૂતિ થાય છે અને ત્યાંથી ચાલ્યો જાય છે. દુઃખની અનુભૂતિ તેથી વિપરીત છે અને તેમાં જે ક્રિયા કરવામાં આવે છે તે અનુભૂતિને જન્મ આપનાર પરિસ્થિતિને પૂર્વવત રાખવા માટે કરવામાં આવે છે. પરિસ્થિતિમાં પરિવર્તન કરવા માટે અથવા તો પૂર્વવત રાખવા માટે કોઈ ક્રિયા કરવામાં આવે કે નહિ પરંતુ અનુભૂતિ તો રહે છે જ. આપણે દુઃખકર અનુભૂતિ થતાં પરિસ્થિતિથી નાસી ન પણ જઈએ અને ત્યાં જ રહીએ તેમ બની શકે છે. આ પ્રમાણે સુખ કે દુઃખની તીવ્ર અનુભૂતિ કર્યા સિવાય વાતાવરણ સાથે સક્રિય વ્યવહાર કરી શકીએ. તીવ્ર અનુભૂતિ શક્તિશાળી ચેષ્ટાને જન્મ આપી શકે છે. અને ન્યૂનતમ અનુભૂતિ મામૂલી ચેષ્ટાને જન્મ આપી શકે છે. પરંતુ એમ પણ બને છે કે અધિક કષ્ટ હોવા છતાં કોઈ પણ ચેષ્ટા કરવામાં ન આવે. આ પ્રમાણે અનુભૂતિ ચેષ્ટાને જન્મ આપે છે.

ચેષ્ટા લક્ષ્ય પ્રતિ ઉન્મુખ હોય છે. જ્યારે લક્ષ્ય પ્રાપ્ત થાય છે ત્યારે સુખની અનુભૂતિ થાય છે અને લક્ષ્યપ્રાપ્તિમાં નિષ્ફળતા મળતાં દુઃખ અનુભવાય છે. મેલોન જણાવે છે કે, "જેટલી સરળતાથી સક્રિય પ્રવૃત્તિ પોતાની ઉચ્ચતર અવસ્થાએ પહોંચે છે તેટલી જ અધિક તે સુખકર હોય છે, જેટલી અધિક અડચણો તેમાં થાય છે, તે તેટલી જ અધિક દુઃખકર હોય છે." "સફળ ચેષ્ટા સુખ ઉત્પન્ન કરે છે, વિફળ ચેષ્ટા દુઃખ ઉત્પન્ન કરે છે." (સ્ટાઉટ) આ પ્રમાણે ચેષ્ટા અનુભૂતિનું કારણ છે. ધ્યાન એક પ્રકારની ચેષ્ટા અથવા માનસિક ક્રિયા છે. ધ્યાન પણ અનુભૂતિનું કારણ છે. કોઈ વસ્તુની સાથે ધ્યાનનું પ્રભાવપૂર્ણ વ્યવસ્થાપન સુખ ઉત્પન્ન કરે છે.

કોઇ વસ્તુ કે વિચારના પ્રતિ પ્રભાવહીન ધ્યાન દુઃખને જન્મ આપે છે. (વોર્ડ). આ પ્રમાણે ધ્યાનના રૂપમાં ચેષ્ટા અનુભૂતિનું કારણ છે. ચેષ્ટા અનુભૂતિનું કારણ છે અને અનુભૂતિ ચેષ્ટાનું કારણ છે. આ પ્રમાણે બન્ને પરસ્પર અન્યોન્યાશ્રિત છે.

### (૫) સંવેદના અને અનુભૂતિ (Sensation and Feeling)

કેટલાક માનસશાસ્ત્રીઓ કે જે માનસિક સ્થિતિઓનું દ્વિવિભાગીય (Bipartite) વર્ગીકરણ કરે છે. તેઓ અનુભૂતિઓની સ્વતંત્રતામાં માનતા નથી. તે અનુભૂતિને સંવેદના ગણે છે. તેઓ વેદનાને અમુક પ્રકારની સંવેદના માને છે અને તેને સંવેદનાનું લક્ષણ ગણે છે. પરંતુ આધુનિક માનસશાસ્ત્રીઓ એ મતને સંમત થતા નથી. તે જણાવે છે કે વેદના એ સંવેદના નથી અને તેનું લક્ષણ પણ નથી. સંવેદના એક સરળ જ્ઞાન છે અને તેની ઉત્પત્તિ બાહ્ય ઉત્તેજનાથી મનમાં થાય છે. તે વસ્તુગત (Objective) હોય છે. કારણ કે તે વાતાવરણસ્થિત બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થાય છે અને તેના પર આધારિત છે. જ્યારે અનુભૂતિ એ આત્માને પ્રભાવિત થવાની રીત છે અને તે આત્મગત (Subjective) હોય છે. કારણ કે તે આત્મા કે મન પર નિર્ભર હોય છે. કોઇ વખત એક જ ઉત્તેજના સંવેદના અને અનુભૂતિ બન્નેને ઉત્પન્ન કરે છે. ઉત્તેજના સંવેદના ઉત્પન્ન કરે છે અને સંવેદનાથી કોઈ પણ રીતે અનુભૂતિ ઉત્પન્ન થાય છે. ઉદાહરણાર્થઃ ગુલાબનું ફૂલ જોવાથી આપણને રંગસંવેદના થાય છે અને તેનાથી આનંદની કે સુખની અનુભૂતિ થાય છે. એક ઉત્તેજના તેજ સંવેદના પેદા કરે છે જે તે કરી શકતી હોય. પરંતુ સંવેદના વ્યક્તિને તે જ રીતે પ્રભાવિત કરી શકતી નથી. પરંતુ તેમાં પરિવર્તન પણ થાય છે. કારણ કે કોઇ સમય તેનો પ્રભાવ પ્રિય હોઈ શકે છે તેમજ કોઇ સમય અપ્રિય પણ. સંગીતનો સ્વર એક સમય કે જ્યારે આપણે થાકીને આરામ કરવા બેઠા હોય ત્યારે પ્રિય લાગે છે; પરંતુ તેનો તે જ સ્વર જ્યારે આપણે અધ્યયન કરતા હોય ત્યારે અપ્રિય લાગે છે. આ પ્રમાણે સંવેદના અને અનુભૂતિ એકબીજાથી ભિન્ન હોય છે.

વેદના (Affection) માં સ્પષ્ટતાનું લક્ષણ અધિક હોતું નથી. પ્રિયતા અને અપ્રિયતા તીવ્રતા ધરાવતી હોય છે અને અધિક સમય રહી પણ શકે છે, પરંતુ તે સ્પષ્ટ હોતી નથી. તેના પ્રતિ ધ્યાન આપવું અશક્ય છે. જ્યારે સંવેદના પ્રતિ જેમ અધિક ધ્યાન આપવામાં આવે છે તેમ તે અધિક સ્પષ્ટ થતી જાય છે અને તેને અધિક સમય યાદ પણ રાખી શકીએ છીએ.

પરંતુ આપણે અનુભૂતિ તરફ ધ્યાન આપી શકતા નથી અને જ્યારે તેના તરફ ધ્યાન આપીએ છીએ ત્યારે તે લુપ્ત થઇ જાય છે.

અનુભૂતિના ગુણ તીવ્રતા અને સ્થિતિકાળ હોય છે અને એ રીતે સંવેદના સાથે સમતા ધરાવે છે, પરંતુ સંવેદનાઓનું સ્થાનીયકરણ (Localization) થઈ શકે છે જ્યારે અનુભૂતિઓનું સ્થાનીયકરણ થઇ શકતું નથી. કોઈ કોઈ વખત અનુભૂતિને સંવેદનાનો ધર્મ માનવામાં આવે છે. પરંતુ તે ઠીક નથી. કારણ કે સ્વયં અનુભૂતિમાં તીવ્રતા ( Intensity ) સ્થિતિકાળ (Duration) જેવા ગુણધર્મો છે. ઉત્તેજના સવેદના ઉત્પન્ન કરે છે અને તે સવેદનાથી સુખ કે દુઃખની અનુભૂતિ થાય છે માટે અનુભૂતિ સવેદનાનો ધર્મ ન કહી શકાય.

## (૬) અનુભૂતિ અને ઇચ્છા ( Feeling and Desire )

ઇચ્છાની ઉત્પત્તિનું કારણ ઘણી વખત અનુભૂતિ હોઇ શકે છે. સામાન્ય રીતે દુઃખ કર્મ કરવાને પ્રેરે છે અને તે દુઃખદ અવસ્થામાંથી દૂર થવાની ઇચ્છાને જન્મ આપે છે. દુર્ગંધપૂર્ણ જગ્યાએ આપણને દુઃખની અનુભૂતિ થાય છે અને ત્યાંથી દૂર જવાની ઇચ્છાને જન્મ આપે છે. તેવી જ રીતે તૃષાની પીડા ખાવાની ઇચ્છાને જન્મ આપે છે. ઘણુ કરીને સુખ કર્મ કરવા પ્રેરણા આપતું નથી કારણ કે જે સ્થિતિમાં સુખ હોય તે સ્થિતિને કાયમ રાખી સુખનો અનુભવ કરવાની ઇચ્છા અનુભૂતિથી ઉત્પન્ન થાય છે. ઘણી વખત ઇચ્છાનો ઉદ્‌ગમ દુઃખથી થતો નથી પરંતુ સ્વયં કષ્ટદાયક હોય છે, કારણ કે તેમા વર્તમાન દશા અને ભાવી દશા વચ્ચેના અંતરનું ભાન હોય છે અને તેની ચેતના હોય છે. છતાં પણ તેમાં ભાવી તૃપ્તિથી પ્રાપ્ત થનાર સુખનો આભાસ રહેલો હોય છે. કોઇ વ્યક્તિ પોતાના નિકટતમ મિત્રની બીમારીના સમાચાર જાણતાં અત્યંત દુઃખી થાય છે અને તેને ત્યાં જવાની તીવ્ર ઉત્કંઠા થાય છે; પરંતુ ગાડી મળે તેમ ન હોય અને ગાડી બીજે દિવસે સવારે જવાની હોય. આ સ્થિતિમાં તે વ્યક્તિને વર્તમાન દશા અને ભાવી દશા વચ્ચેની તીવ્ર ચેતના હોય છે. તે જાણે છે કે હવે સવાર સુધી કોઈપણ રીતે જઈ શકાય તેમ નથી. અને તે ચેતના અત્યધિક કષ્ટપ્રદ હોય છે, પરંતુ તેમાં તેને દોસ્તને મળવાથી થનાર સુખનો આભાસ અવશ્ય હોય છે આ પ્રમાણે ઇચ્છામાં વેદના રહેલી છે.

ઇચ્છા અનુભૂતિને જન્મ આપે છે. ઇચ્છાની તૃપ્તિ થાય છે તો સુખની અનુભૂતિ થાય છે અને ઇચ્છા તૃપ્ત થતી નથી અને તેનો વિઘાત થાય છે તો દુઃખની અનુભૂતિ થાય છે. મેગ્ડોન જણાવે છે કે ઇચ્છાની પૂર્તિ કરવા

માટે કરવામાં આવતું કાર્ય જ્યાં સુધી ઇચ્છાને પ્રતિકૂળ કોઇ વસ્તુના અટકાવ સિવાય ચાલે છે, ઇચ્છા તેના પ્રમાણમાં સુખકર હોય છે. અને જ્યાં સુધી ઇચ્છિત લક્ષ્યની પ્રાપ્તિ માટે કરવામાં આવતું કાર્ય બાધિત થાય છે, ઇચ્છા તેના પ્રમાણમાં દુઃખકર હોય છે." ઇચ્છા કોઈ લક્ષ્યની પ્રાપ્તિ તરફ સંચાલિત હોય છે. જો તે લક્ષ્ય વિના કોઈ અટકાવ પ્રાપ્ત થઈ જાય છે તો સુખ ઉત્પન્ન થાય છે; પરંતુ જો તેના માર્ગમાં અટકાવ આવતાં લક્ષ્યપ્રાપ્તિ થતી નથી તો દુઃખ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઇચ્છા અનુભૂતિની જન્મદાત્રી છે.

## (૭) સુખ અને દુઃખનો ઉદ્‌ગમ ( Appearance of Pain and Pleasure )

સુખદાયક અને કષ્ટદાયક વસ્તુઓને બે વર્ગોમાં વહેંચી શકાય. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે જેને માટે પહેલેથી ઇચ્છા નહિ હોવા છતાં તે સુખ ઉત્પન્ન કરે છે અને કેટલીક વસ્તુઓ એવી છે કે જેને માટે પ્રથમ ઇચ્છા જાગૃત કરવામાં આવે છે અને ત્યારબાદ તે સુખ આપે છે. દુઃખજનક વસ્તુઓ પણ આ રીતે બે વર્ગોમાં વિભાજિત થાય છે. કોઈ મધુર સંગીતના સ્વરો સાંભળવાની પૂર્વ ઇચ્છા નહિ કરવા છતાં સુખકર માલૂમ પડે છે. મનમોહક સુવાસ, સ્વાદ કે જે મધુર હોય વગેરે પહેલેથી ઇચ્છા નહિ હોવા છતાં સુખકર માલૂમ પડે છે જ્યારે કોઈ રોળાનો ઘોંઘાટ અને કડવી વસ્તુ દુઃખ ઉત્પન્ન કરે છે. આ પ્રથમ વર્ગનાં સુખ અને દુઃખ છે.

બીજા વર્ગમાં સુખ કે દુઃખની અનુભૂતિ માટે પહેલાં પ્રેરક હોવો જોઇએ અને તેની તૃપ્તિ કે અતૃપ્તિના પ્રમાણાનુસાર સુખ કે દુઃખની અનુભૂતિ થાય છે. ઠંડા પીણાના સુખનો અનુભવ કરવો હોય તો તરસ્યા થવું પડે છે. જ્યારે ગરમીમાં ફરીને આવ્યા હોય અને અધિક તૃષા લાગી હોય ત્યારે શીતળ પીણું પીવાનું સુખ અધિક અનુભવાય છે. તેવી જ રીતે સ્વાદિષ્ટ મિષ્ટાન્નના આહારનું સુખ ભૂખ્યા થવાથી મેળવી શકાય છે. આ જ પ્રમાણે અન્ય પ્રેરકોની બાબતમાં પણ છે. આ પ્રમાણે પ્રેરક ઉત્પન્ન કર્યાં બાદ તેની તૃપ્તિ કે અતૃપ્તિ કરી સુખ કે દુઃખ અનુભવી શકીએ છીએ. કોઇ વસ્તુ પ્રાપ્ત કરવાથી મળતું સુખ આ વર્ગમાં આવે છે. ઉપલબ્ધિનું સુખ અનુભવવા માટે કોઈ વસ્તુ પ્રાપ્ત કરવી પડે છે. તેને માટે પ્રયત્ન અને શ્રમ કરવો પડે છે. તેમાં પ્રયાસ સુખપ્રાપ્તિ માટે નહિ પણ ઉપલબ્ધિ માટે કરવામાં આવે છે. અને ઉપલબ્ધિ થતાં સુખ મળે છે. આ પ્રમાણે ઉપલબ્ધિ પ્રેરક બને છે.

### (૮) શું સુખ અભાવાત્મક છે? (Is pleasure Negative ?)

શોપેનહૌર ( shopen hauer ), પ્લેટો ( Plato ) દુઃખને ભાવાત્મક ( Positive ) અનુભૂતિ માને છે અને સુખ એ દુઃખથી મુક્તિ છે એમ માને છે. સુખ એ દુઃખનો અભાવ છે. સુખ એ એક અભાવાત્મક અનુભૂતિ છે. શોપેનહૌર પોતાની યુક્તિને સાપેક્ષતાના નિયમ પર સ્થાપિત કરે છે. જીવન એક સક્રિયતા છે. તે કોઈ લક્ષ્યપ્રાપ્તિને માટેનો પ્રયત્ન છે. જીવન એ દુઃખદ અનુભૂતિને કે જેનાથી અભાવનો અનુભવ થાય છે અને સુખથી દૂર રહેવાય છે તેને દૂર કરવાનો પ્રયત્ન છે. અને જ્યારે અભાવની દુઃખદ અનુભૂતિ દૂર થાય છે ત્યારે સુખ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સુખ એક વાસ્તવિક અને ભાવાત્મક અનુભૂતિ નથી પરંતુ દુઃખથી મુક્તિ છે અને તે દુઃખ મુક્તિની અભાવાત્મક અનુભૂતિ છે.

આ માન્યતા ખોટી છે. તેમાં સાપેક્ષતાનો નિયમ કાર્ય કરે છે તે બરાબર છે અને તદનુસાર વૈષમ્યના કારણે દુઃખની સમાપ્તિ બાદ સુખ અધિક માલૂમ પડે છે; પરંતુ તે યાદ રાખવા જેવું છે કે સુખ પણ પોતાના પૂર્વ સમાપ્ત થયેલા દુઃખ કરતાં ઓછું વાસ્તવિક અને ભાવાત્મક નથી; પરંતુ સુખ પૂર્વવર્તી દુઃખના જેટલું જ વાસ્તવિક અને ભાવાત્મક છે. ઘણુ કરીને સુખના પહેલાં દુઃખ હોય છે. જીવનના સાધારણ અને સ્વસ્થ દરેક વ્યાપારો સાથે સુખ રહેલું હોય છે. હાં, એ વાત જરૂર છે કે સૌન્દર્યાત્મક સુખના પહેલાં દુઃખ હોતું નથી. તેમાં સાપેક્ષતાનો નિયમ લાગુ પડે છે અને તે નિયમ એટલું જ જણાવે છે કે સુખની અનુભૂતિ પશ્ચાત્, દુઃખની અનુભૂતિ વિષમતાને કારણે અધિક તીવ્ર બને છે અને દુઃખના પાછી સુખની અનુભૂતિ વૈષમ્યને કારણુ તીવ્ર બને છે. પરંતુ તેનાથી એ સાબિત થતું નથી કે સુખ એક અભાવાત્મક અનુભૂતિ છે. માટે સુખ એટલું જ ભાવાત્મક અને વાસ્તવિક છે જેટલું દુઃખ છે.

### ( ૯ ) સહાનુભૂતિ અને સમાનુભૂતિ (Sympathy and Empathy)

જ્યારે કોઈ પોતાની અનુભૂતિ પ્રદર્શિત કરતું હોય ત્યારે આપણને પણ એમ લાગે છે કે આપણે પણ એવો અનુભવ કરીએ. આપણે કહીએ છીએ કે 'સંગ તેવો રંગ' તે આનાથી મળતું જ છે. આપણા ખુશમિજાજ અને આનંદી મિત્રની આપણા પર તેના જેવી અસર થાય છે. જ્યારે એક હંમેશ ચિંતામગ્ન રહેતો મિત્ર આપણને વિષાદ અને દુઃખની અસર કરી દે છે.

માટે કરવામાં આવતું કાર્ય જ્યાં સુધી ઇચ્છાને પ્રતિકૂળ કોઇ વસ્તુના અટકાવ સિવાય ચાલે છે, ઇચ્છા તેના પ્રમાણમાં સુખકર હોય છે. અને જ્યાં સુધી ઈચ્છિત લક્ષ્યની પ્રાપ્તિ માટે કરવામાં આવતું કાર્ય બાધિત થાય છે, ઇચ્છા તેના પ્રમાણમાં દુઃખકર હોય છે." ઇચ્છા કોઈ લક્ષ્યની પ્રાપ્તિ તરફ સંચાલિત હોય છે. જો તે લક્ષ્ય વિના કોઈ અટકાવ પ્રાપ્ત થઈ જાય છે તો સુખ ઉત્પન્ન થાય છે; પરંતુ જો તેના માર્ગમાં અટકાવ આવતાં લક્ષ્યપ્રાપ્તિ થતી નથી તો દુઃખ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઇચ્છા અનુભૂતિની જન્મદાત્રી છે.

### (૭) સુખ અને દુઃખનો ઉદ્‌ગમ (Appearance of Pain and Pleasure)

સુખદાયક અને કષ્ટદાયક વસ્તુઓને બે વર્ગોમાં વહેંચી શકાય. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે જેને માટે પહેલેથી ઇચ્છા નહિ હોવા છતાં તે સુખ ઉત્પન્ન કરે છે અને કેટલીક વસ્તુઓ એવી છે કે જેને માટે પ્રથમ ઇચ્છા જાગૃત કરવામાં આવે છે અને ત્યારબાદ તે સુખ આપે છે. દુઃખજનક વસ્તુઓ પણ આ રીતે બે વર્ગોમાં વિભાજિત થાય છે. કોઈ મધુર સંગીતના સ્વરો સાંભળવાની પૂર્વ ઇચ્છા નહિ કરવા છતાં સુખકર માલૂમ પડે છે. મનમોહક સુવાસ, સ્વાદ કે જે મધુર હોય વગેરે પહેલેથી ઇચ્છા નહિ હોવા છતાં સુખકર માલૂમ પડે છે જ્યારે કોઈ ટોળાનો ઘોંઘાટ અને કડવી વસ્તુ દુઃખ ઉત્પન્ન કરે છે. આ પ્રથમ વર્ગનાં સુખ અને દુઃખ છે.

બીજા વર્ગમાં સુખ કે દુઃખની અનુભૂતિ માટે પહેલાં પ્રેરક હોવો જોઇએ અને તેની તૃપ્તિ કે અતૃપ્તિના પ્રમાણાનુસાર સુખ કે દુઃખની અનુભૂતિ થાય છે. ઠંડા પીણાના સુખનો અનુભવ કરવો હોય તો તરસ્યા થવું પડે છે. જ્યારે ગરમીમાં ફરીને આવ્યા હોય અને અધિક તૃષા લાગી હોય ત્યારે શીતળ પીણું પીવાનું સુખ અધિક અનુભવાય છે. તેવી જ રીતે સ્વાદિષ્ટ મિષ્ટાન્નના આહારનું સુખ ભૂખ્યા થવાથી મેળવી શકાય છે. આ જ પ્રમાણે અન્ય પ્રેરકોની બાબતમાં પણ છે. આ પ્રમાણે પ્રેરક ઉત્પન્ન કર્યો બાદ તેની તૃપ્તિ કે અતૃપ્તિ કરી સુખ કે દુઃખ અનુભવી શકીએ છીએ. કોઇ વસ્તુ પ્રાપ્ત કરવાથી મળતું સુખ આ વર્ગમાં આવે છે. ઉપલબ્ધિનું સુખ અનુભવવા માટે કોઈ વસ્તુ પ્રાપ્ત કરવી પડે છે. તેને માટે પ્રયત્ન અને શ્રમ કરવો પડે છે. તેમાં પ્રયાસ સુખપ્રાપ્તિ માટે નહિ પણ ઉપલબ્ધિ માટે કરવામાં આવે છે. અને ઉપલબ્ધિ થતાં સુખ મળે છે. આ પ્રમાણે ઉપલબ્ધિ પ્રેરક બને છે.

## (૮) શું સુખ અભાવાત્મક છે? (Is pleasure Negative ?)

શોપેનહૌર ( shopen hauer ), પ્લેટો ( Plato ) દુઃખને ભાવાત્મક ( Positive ) અનુભૂતિ માને છે અને સુખ એ દુઃખથી મુક્તિ છે એમ માને છે. સુખ એ દુઃખનો અભાવ છે. સુખ એ એક અભાવાત્મક અનુભૂતિ છે. શોપેનહૌર પોતાની યુક્તિને સાપેક્ષતાના નિયમ પર સ્થાપિત કરે છે. જીવન એક સક્રિયતા છે. તે કોઈ લક્ષ્યપ્રાપ્તિને માટેનો પ્રયત્ન છે. જીવન એ દુઃખદ અનુભૂતિને કે જેનાથી અભાવનો અનુભવ થાય છે અને સુખથી દૂર રહેવાય છે તેને દૂર કરવાનો પ્રયત્ન છે. અને જ્યારે અભાવની દુઃખદ અનુભૂતિ દૂર થાય છે ત્યારે સુખ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સુખ એક વાસ્તવિક અને ભાવાત્મક અનુભૂતિ નથી પરંતુ દુઃખથી મુક્તિ છે અને તે દુઃખ મુક્તિની અભાવાત્મક અનુભૂતિ છે.

આ માન્યતા ખોટી છે. તેમાં સાપેક્ષતાનો નિયમ કાર્ય કરે છે તે બરાબર છે અને તદનુસાર વૈષમ્યના કારણે દુઃખની સમાપ્તિ બાદ સુખ અધિક માલૂમ પડે છે; પરંતુ તે યાદ રાખવા જેવું છે કે સુખ પણ પોતાના પૂર્વે સમાપ્ત થયેલા દુઃખ કરતાં ઓછું વાસ્તવિક અને ભાવાત્મક નથી; પરંતુ સુખ પૂર્વવર્તી દુઃખના જેટલું જ વાસ્તવિક અને ભાવાત્મક છે. ઘણુ કરીને સુખના પહેલાં દુઃખ હોય છે. જીવનના સાધારણ અને સ્વસ્થ દરેક વ્યાપારો સાથે સુખ રહેલું હોય છે. હાં, એ વાત જરૂર છે કે સૌન્દર્યાત્મક સુખના પહેલાં દુઃખ હોતું નથી. તેમાં સાપેક્ષતાનો નિયમ લાગુ પડે છે અને તે નિયમ એટલું જ જણાવે છે કે સુખની અનુભૂતિ પશ્ચાત્, દુઃખની અનુભૂતિ વિષમતાને કારણે અધિક તીવ્ર બને છે અને દુઃખના પછી સુખની અનુભૂતિ વૈષમ્યને કારણ તીવ્ર બને છે. પરંતુ તેનાથી એ સાબિત થતું નથી કે સુખ એક અભાવાત્મક અનુભૂતિ છે. માટે સુખ એટલું જ ભાવાત્મક અને વાસ્તવિક છે જેટલું દુઃખ છે.

## (૯) સહાનુભૂતિ અને સમાનુભૂતિ (Sympathy and Empathy)

જ્યારે કોઈ પોતાની અનુભૂતિ પ્રદર્શિત કરતું હોય ત્યારે આપણને પણ એમ લાગે છે કે આપણે પણ એવો અનુભવ કરીએ. આપણે કહીએ છીએ કે 'સંગ તેવો રંગ' તે આનાથી મળતું જ છે. આપણા ખુશમિજાજ અને આનંદી મિત્રની આપણા પર તેના જેવી અસર થાય છે. જ્યારે એક હંમેશા ચિંતામગ્ન રહેતો મિત્ર આપણને વિષાદ અને દુઃખની અસર કરી દે છે.

કોઈ ઉત્તેજનાપૂર્ણ વાતાવરણમા આપણે વ્યક્તિગત રીતે ઉત્તેજિત કરવાની કોઈ આવશ્યકતા કે કોઈ કારણ ન હોય, છતા ઉત્તેજિત થઈ જઈએ છીએ જ્યારે આપણી આજુબાજુના લોકો એકદમ શાન્ત અને ગંભીર મુદ્રા કરી બેઠેલા હોય ત્યારે આપણે પણ તે પ્રમાણે કરવુ પડે છે આ પ્રમાણે અન્ય વ્યક્તિઓના સાથે અનુભવ કરવો તે સહાનુભૂતિ ( Sympathy ) કહેવાય છે આ ક્રિયા અર્જિત ક્રિયા છે કે નૈસર્ગિક મૂલ પ્રવૃત્યાત્મક તે હજુ સુધી નક્કી થઈ શકયુ નથી ઘણુ કરીને તેમા અનુકરણ કરતા પણ કઈક અધિક રહેતુ હોય છે તેમા અન્ય વ્યક્તિ જેમ કરે છે તેમ કરવાની ઈચ્છા રહેલી હોય છે અને આ એમ પ્રેરક છે કોઈપણ વ્યક્તિની સાથે પૂર્ણ સહાનુભૂતિ માટે કલ્પના આવશ્યક છે, કારણકે તેના જેવા અનુભવ કરવા માટે પોતે સ્વર તેની સ્થિતિમા મુકાઈ તેના દૃષ્ટિકોણથી દરેક વસ્તુને જોવી પડે છે કોઈ વ્યક્તિના સહાયકના રૂપમા સહાનુભૂતિપૂર્ણ થવા માટે મૈત્રીભાવ તેમજ અન્ય આવશ્યક બાબતો હોવી જરૂરી છે જો તે કોઈ કષ્ટમાં હોય તો કષ્ટનો સામનો કરવાનુ અને સહન કરવાનુ સામર્થ્ય પણ આવશ્યક છે અને તેને માટે અનુભવ અધિક મદદરૂપ ગણી શકાય

સમાનુભૂતિ એટલે કોઈ વ્યક્તિ કે વસ્તુની સાથે અનુભવ કરવો તે નહિ, પરતુ તેની અદર પેસીને અનુભવ કરવો તે છે એટલે કે તેની સાથે તાદાત્મ્ય કરી અનુભવ કરવો તે વ્યવહારમા આપણે એવા ઘણા ઉદાહરણો જોઈએ છીએ. આપણે જોઈએ છીએ કે લગડીની રમત રમતી વખતે લગડી કરી સામેના પક્ષના ખેલાડીઓને પકડવા જનાર ખેલાડીને સહાયક હોય તે રીતે ઘણા ખેલાડી બેઠા બેઠા અનુભવ કરે છે આ પ્રમાણેના વ્યવહારને લોકો અનુકરણાત્મક કહે છે પરતુ તેમ નથી તે જે વ્યવહાર કરે છે તે ખેલાડીની ચેષ્ટા કરવા પહેલા કરે છે જેમકે પકડવા જતો ખેલાડી સામેના ખેલાડીને પકડવા હાથ લાબો કરે અને થાપટ મારે તે પહેલા દર્શક તે ચેષ્ટા કરી લે છે તેની આ ચેષ્ટાનો સબધ તે ખેલાડીની ચેષ્ટા સાથે હોતો નથી પરતુ તેની કલ્પના સાથે હોય છે દર્શક સ્વય કલ્પનાથી તે રમતમા ભાગ લઈ રહ્યો હોય છે તેવી રીતે આપણે ઘણી વખત જોઈએ છીએ કે કોઈ યુવક પતગ ઉડાવતો હોય, તેની પાસે અન્ય યુવક ઊભો હોય તો જેના હાથમા પતગ હોય છે તે પતગ ગુનાટ મારે તો તે સાથેનો યુવક પણ તે પ્રમાણે કરવા લાગી જાય છે આ સમાનુભૂતિના ઉદાહરણો છે સમાનુભૂતિમા વ્યક્તિનુ અન્ય વ્યક્તિ કે વસ્તુ સાથે એકાત્મ થાય છે

**(૧૦) અનુભૂતિ વેદના છે (Feeling is Affection)**

અનુભૂતિ અને વેદનામાં કોઈ ભેદ નથી. અનુભૂતિ મનની નિષ્ક્રિય અવસ્થા છે જેને વેદના કહે છે. અનુભૂતિ એ જ્ઞાનથી આત્મા કે મનને પ્રભાવિત થવાની રીત છે. જ્યારે માનસિક પ્રક્રિયામાં અનુભૂતિનું તત્ત્વ પ્રધાન હોય છે ત્યારે તેને વેદનાત્મક અવસ્થા (Affective state) કહે છે. પરંતુ કોઈ કોઈ વખત અનુભૂતિ અને વેદનામાં ભેદ કરવામાં આવે છે. "એક વિશુદ્ધ અનુભૂતિનો નિર્દેશ વેદના શબ્દથી કરવામાં આવે છે. જેનો અર્થ છે સહચારી સંવેદનાઓથી પૃથક્ ફક્ત સુખ કે દુઃખ. એ અવસ્થામાં અનુભૂતિ શબ્દ સંવેદનાઓ અને વેદનાના મિશ્રણનો નિર્દેશ કરે છે. આ પ્રમાણે આપણે કહી શકીએ. અનુભૂતિ = સંવેદના + વેદના."* પરંતુ આ ભેદ ભ્રાન્તિમૂલક છે. વેદના અને અનુભૂતિ ભિન્ન નથી તે એક છે.

**(૧૧) શું કોઈ તટસ્થ અનુભૂતિ છે? (Is there any Neutral Feeling?)**

અનુભૂતિ મનની એક આત્મગત નિષ્ક્રિય અવસ્થા છે. તે પ્રિય હોય કે અપ્રિય અથવા સુખકર હો કે દુઃખકર. સુખ અને દુઃખ એ બે અનુભૂતિના પ્રકાર છે ને તેનાં પ્રારંભિક રૂપ છે. કેટલાક માનસશાસ્ત્રીઓનું માનવું છે કે એક અન્ય પ્રકારની અનુભૂતિ હોય છે જેને તટસ્થતા કે ઉદાસીનતાની અનુભૂતિ (Neutral Feeling or Feeling of indifference) કહે છે. પરંતુ તેમ નથી. ફક્ત સુખ અને દુઃખ એ બે અનુભૂતિઓ છે. તટસ્થતા કે ઉદાસીનતાની અનુભૂતિ હોતી નથી. પીલ્સબરી કહે છે કે ઉત્તેજના ઉદાસીન હોઈ શકે પરંતુ અનુભૂતિ ઉદાસીન હોઈ શકે નહિ. ઉદાસીન ઉત્તેજના અનુભૂતિ ઉત્પન્ન કરતી નથી. સ્ટાઉટ જણાવે છે કે જો કોઈ ક્ષણે આપણે આપણી સમગ્ર ચેતના પર ધ્યાન આપીએ તો આપણે સદૈવ તેમાં અનુભૂતિ—સુખ કે દુઃખનું તત્ત્વ વિદ્યમાન જોઈશું. આ પ્રમાણે કહેવામાં આવેલી તટસ્થ અવસ્થાઓ સમગ્ર ચેતનાની પૃષ્ઠભૂમિની સાથે જોતાં વેદનાશૂન્ય માલૂમ પડતી નથી.

**(૧૨) અનુભૂતિના નિયમો (Law of Feeling)**

**ઉત્તેજનાનો નિયમ (The Law of Stimulation)**

પ્રિયતા અને અપ્રિયતાનો આધાર ઉત્તેજનાની તીવ્રતા હોઈ શકે છે એટલે કે ઉત્તેજનાની તીવ્રતા લાગણી કે અનુભૂતિને અત્યધિક પ્રભાવિત કરે

---

* પી. ડી. શાસ્ત્રી. પ્રારંભિક માનસશાસ્ત્ર.

છે. વુન્ડટે પ્રયોગવિધિથી સંવેદનાઓમાં ઉત્તેજનાના નિયમને સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. દરેક ઉત્તેજનાનું ઇન્દ્રિય પર થતું ઉત્તેજન મધ્યમ રહે છે ત્યારે તે સુખકર હોય છે; પરંતુ જ્યારે તે અપૂર્ણ હોય અથવા તો અધિકતમ હોય ત્યારે તે કષ્ટપ્રદ બને છે અને તેનાથી કષ્ટની અનુભૂતિ થાય છે. દરેક ઇન્દ્રિયનું ઉત્તેજન જ્યારે નિમ્નતમ સંવેદબિંદુથી ઉપર જાય છે તો પહેલાં સુખદ હોય છે. સુખ ઉત્તેજનાની સાથે સાથે અમુક સમય સુધી વધતું જાય છે અને ઉચ્ચતમ બિંદુ સુધી પહોંચી જાય છે. ત્યારબાદ તેનો હ્રાસ શરૂ થાય છે અને તે ઉદાસિનતાના બિન્દુ સુધી પહોંચી જાય છે. જ્યાં સંવેદના તટસ્થ થઈ જાય છે. જેમ જેમ ઉત્તેજનાની માત્રા વધતી જાય છે તેમ તેમ સંવેદના કષ્ટપ્રદ બનતી જાય છે અને તેની કષ્ટપ્રદતા પરિસીમાએ પહોંચે છે અને ત્યાર બાદ તેમાં વૃદ્ધિ થતી નથી. આ નિયમને સલી આ પ્રમાણે જણાવે છે કે, ઇન્દ્રિયો પર થતા મધ્યમ ઉત્તેજનથી સુખ થાય છે અને સુખ ઉત્તેજનાની વૃદ્ધિ સાથે ઉચ્ચતમ કે નિમ્નતમ સીમા સુધી વધતું જાય છે જે બિંદુ દુઃખની અનુભૂતિ કરાવે છે; પરંતુ આ નિયમમાં એક ખામી છે. સુખ અને દુઃખ ઉત્તેજનાઓના પ્રકારો પર આધાર રાખે છે. જેમકે સાકરની દરેક માત્રા પ્રિય કે સુખકર લાગે છે જ્યારે દવાની દરેક માત્રા દુઃખકર કે અપ્રિય માલૂમ પડે છે. માટે સુખ અને દુઃખ ઉત્તેજનાઓના ગુણો પર પણ નિર્ભર રહે છે.

### // પરિવર્તનનો નિયમ ( The Law of Change )

પરિસ્થિતિ કે ઉત્તેજનામાં પરિવર્તન આપણા વેદનાત્મક અનુભવનું કારણ હોઈ શકે. વિવિધતા આનંદની જનની છે. અને વિવિધતાનો અભાવ એ અપ્રસન્નતાનું સાધન છે. તેથી જ્યારે વાતાવરણમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન થતું નથી તો આપણા અનુભવની વેદનાત્મક દશા કષ્ટપ્રદ બને છે. તેથી જો પરિવર્તન કે નવીનતા હોય છે તો સુખ ઉત્પન્ન થાય છે અને નહીંતર કંઈ નહિ. પરંતુ એ યાદ રાખવું જોઈએ કે પરિવર્તન એકદમ ઝડપી નહિ હોવું જોઈએ. જો એકદમ ઝડપથી પરિવર્તન થાય છે તો તેનાથી ગભરામણ, અસ્વસ્થતા અને અપ્રસન્નતા થાય છે. માટે ધીરે ધીરે થતું પરિવર્તન કે જેમાં આપણે આપણું સમાયોજન ( Adaptation ) કરી શકીએ તે સુખ છે. અને તે પ્રમાણે નથી તે દુઃખ ઉત્પન્ન કરે છે. ક્રિયાના પ્રકારમાં પરિવર્તન થતાં અનુભૂતિ ઉત્પન્ન થાય છે. અધિક અધ્યયન કર્યાં

બાદ બેડમીંગ્ટન રમીએ તો સુખ ઉત્પન્ન થાય છે અને આનંદની અનુભૂતિ થાય છે.

આ નિયમમાં એક ખામી છે. આદતનો ભાર. જો કોઈ વસ્તુ પ્રારંભમાં સુખદ હોય છે તે તેના સમયની અનુચિત દીર્ઘતાને કારણે કે જેનાથી થાકી જઈએ તે દુઃખદ બની શકે છે. જેમકે એક પરિચિત દવા વારંવાર પીવાથી દુઃખદ માલૂમ પડે છે અને તેનાથી કંટાળી જઈએ છીએ. સ્ટીવન જણાવે છે કે "કેટલીક દશાઓ જે પ્રારંભમાં અપ્રિય હોય છે, મધ્યાન્તરોમાં કેટલીક વખત આવૃત્તિ કરવાથી ક્રમશઃ અપ્રિય લાગવું બંધ કરી શકે છે અને ઉદાસીન બની જાય છે અથવા પ્રિય પણ લાગવા લાગી જાય છે. કેમકે શરીર તેમનાથી સમાયોજિત થઇ જાય છે." મદિરાપાન કરનારને સર્વપ્રથમ મદિરા અપ્રિય માલૂમ પડે છે પરંતુ ટેવ પડી જતાં તે પ્રિય બની જાય છે.

### સંગતિ અને અસંગતિનો નિયમ (*The Law of Harmony and Discord*)

સંગત અથવા તો અસંગત ઉત્તેજનાઓ કે અનુભવ અનુભૂતિને પ્રભાવિત કરે છે. એક જ સમયે આપણાં ઘણાં અંગો ઉત્તેજિત થઈ શકે અને કાર્ય પણ કરી શકે છે. જ્યારે આપણા વિવિધ અંગોની ક્રિયાઓ પરસ્પર સંગત હોય છે તો પરિણામ સુખદાયી માલૂમ પડે છે. પરંતુ તે અસંગત (Discord) હોય છે તો દુઃખદાયી પરિણામ માલૂમ પડે છે. આ પ્રમાણે જ્યારે આંગિક અવસ્થાઓમાં સામંજસ્ય હોય છે તો સુખની અનુભૂતિ થાય છે અને જ્યારે તે પરસ્પર સંઘર્ષશીલ હોય છે અને એકબીજાના માર્ગમાં અડચણ ઉત્પન્ન કરે છે, ત્યારે તે દુઃખકર માલૂમ પડે છે. ઉત્તેજનાઓની સંગતિ કે સામંજસ્ય પ્રિય હોય છે જ્યારે અસંગત ઉત્તેજનાઓ અપ્રિય લાગે છે. સંગત ધ્વનિ સુખદ અને પ્રિય લાગે છે, પરંતુ અસંગત ધ્વનિ (કોલાહલ) દુઃખદ અને અપ્રિય લાગે છે. આપણા વિચારો પણ પરસ્પર સામંજસ્યપૂર્ણ હોય છે તો સુખકર લાગે છે, પરંતુ જો તે પરસ્પર સંઘર્ષશીલ અને અસંગત હોય છે તો દુઃખકર લાગે છે. આવેગો અને ઈચ્છાઓ જ્યારે એક જ લક્ષ્ય પર કેન્દ્રિત હોય છે તો તે સુખકર લાગે છે, પરંતુ જ્યારે તે પરસ્પર વિરોધી હોય છે ત્યારે દુઃખ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે આંગિક ક્રિયાઓ અને ઉત્તેજનાઓ સામંજસ્યપૂર્ણ હોય છે તો તે સુખદ

હોય છે અને અસંગત કે એકબીજાના માર્ગમાં અડચણ રૂપ હોય છે તો દુ:ખદ હોય છે.

**( ૧૩ ) સુખ-દુ:ખના સિદ્ધાન્ત ( Theories of Pleasure-Pain )**

**અનુભૂતિના માનસશાસ્ત્રીય સિદ્ધાન્ત ( Psychological Theories of feling )**

(અ) અનુભૂતિ વિચારોનું કાર્ય છે. ( Feeling is a function of Ideas )

હર્બર્ટ (Herbert)નો મત છે કે મનમાં વિચાર અથવા વિચારની શક્તિઓ રહેલી છે જેને ચેતનાનાં અંતિમ તત્ત્વ કહેવામાં આવે છે. વિચારોમાં સામંજસ્ય અને સંગતિ હોય છે તો સુખ ઉત્પન્ન કરે છે અને વિચારોમાં પરસ્પર ખેંચાણ અને સંઘર્ષ થાય છે તો દુ:ખ ઉત્પન્ન કરે છે. આથી અનુભૂતિ એ વિચારોનું કાર્ય છે. તે ચેતનાનો મૌલિક પ્રકાર નથી.

પરંતુ એક જ સંવેદના અન્ય સંવેદનાઓથી જુદી રહીને તેમની સાથે સંયુક્ત થયા સિવાય સુખ કે દુ:ખની અનુભૂતિ ઉત્પન્ન કરી શકે છે, આપણે સવેદનાઓને ઘણી રીતે સંયુક્ત કરી શકીએ છીએ પરંતુ તેનું પરિણામ સંવેદના જ હોય છે. એટલે કે તેનાથી આપણે સંવેદનાઓ સિવાય અન્ય કંઈ જ પ્રાપ્ત કરી શકતા નથી. સંવેદના કોઈ વખત અનુભૂતિ ઉત્પન્ન કરે છે પરંતુ તેમને કૃત્રિમ રીતે એકબીજાથી પૃથક્ કરી શકાય છે અને એ રીતે બન્ને એકબીજાથી સ્વતંત્ર રહી શકે છે તે બન્ને પોતાના જુદા જુદા નિયમોનું અનુસરણ કરે છે. સંવેદનાની તીવ્રતાની સાથે અનુભૂતિમાં પણ વૃદ્ધિ થાય છે અથવા ઘટે છે. પરંતુ તે અમુક નિશ્ચિત બિંદુ સુધી જ થાય છે. જ્યારે અમુક ચોક્કસ બિંદુ આવી જાય છે ત્યારે તે અટકી જાય છે.

(બ) અનુભૂતિ ચેષ્ટા અથવા ધ્યાનનું કાર્ય છે. ( Feeling is a function of conation or Attention )

સ્ટાઉટ (Stout)ના મત પ્રમાણે અનુભૂતિ ચેષ્ટાનુ કાર્ય છે. તે જણાવે છે કે, "જે કોઈ સ્થિતિઓ ચેષ્ટાની લક્ષ્યપ્રાપ્તિમાં સહાયક હોય છે તે સુખ આપે છે, જે કોઈ સ્થિતિઓ ચેષ્ટાની લક્ષ્યપ્રાપ્તિમાં રૂકાવટ કરે છે તે દુ:ખનાં સાધનો છે. આ વિશાળ સાધારણીકરણો છે જે આપણે ક્રમશઃ સુખ અને દુ:ખના આધારને સંબંધિત વિશુદ્ધ માનસશાસ્ત્રીય

દષ્ટિબિંદુથી તૈયાર કરી શકીએ." આ પ્રમાણે જોતાં અનુભૂતિ ચેષ્ટા કે માનસિક સક્રિયતાનું કાર્ય છે. ચેષ્ટાની સફળતાથી સુખ ઉત્પન્ન થાય છે અને ચેષ્ટાની વિફળતાથી દુઃખ ઉત્પન્ન થાય છે. મનની અવસ્થા એક સ્થિર સંતુલ છે. જ્યારે સંતુલન (Equilibrium) માં અવ્યવસ્થિતતા આવી જાય છે તો દુઃખ થાય છે અને જ્યારે પુનઃ વ્યવસ્થા સ્થાપિત થઈ જાય છે તો સુખ થાય છે.

વોર્ડ (Ward) નો મત છે કે કોઈ પણ વસ્તુ સાથેનું ધ્યાનનું પ્રભાવપૂર્ણ સમાયોજન સુખ આપે છે અને પ્રભાવહીન સમાયોજન દુઃખ આપે છે. "સુખનું પ્રમાણ પ્રભાવપૂર્ણ રીતે આપેલા અધિકાધિક ધ્યાન અનુસાર હોય છે અને દુઃખનું પ્રમાણ વિઘ્નો, અડચણો અથવા અપૂર્ણ અને દોષપૂર્ણ સમાયોજનોથી રોકાયેલ પ્રભાવપૂર્ણ ધ્યાનના અનુસાર હોય છે."(વોર્ડ)

આ માનસશાસ્ત્રીય સિદ્ધાન્ત અમુક અંશે ઠીક છે. અને તે રીતે કેટલાંક સુખો અને દુઃખોનું સ્પષ્ટીકરણ થઇ શકે છે. પરંતુ તેનાથી શારીરિક સુખો અને દુઃખોનું સ્પષ્ટીકરણ થઈ શકતું નથી. આ સિદ્ધાન્તનો ઉપયોગ ફક્ત મનની દશા પ્રમાણે થતાં સુખ અને દુઃખોને લાગુ થઈ શકે છે. પરંતુ શારીરિક સુખો અને દુઃખને લાગુ થઈ શકતો નથી. સુખદુઃખના સાચા સિદ્ધાન્તથી ફક્ત મનની દશાનો વિચાર કરવાનો નથી પરંતુ શારીરિક દશાનો પણ વિચાર કરવાનો છે.

**અનુભૂતિના શરીરશાસ્ત્રીય સિદ્ધાન્ત (Physiological *Theories of Feeling*)**

એરીસ્ટોટલ (Aristotle) નો મત છે કે શરીરની અંદર અમુક પ્રમાણમાં શક્તિ રહેલી છે જેમાં વધઘટ થતી નથી. શક્તિથી સાધારણ ક્રિયા અથવા યોગ્ય ઉપયોગથી સુખ ઉત્પન્ન થાય છે અને તે શક્તિની અતિક્રિયા કે ન્યૂનક્રિયાથી દુઃખની ઉત્પત્તિ થાય છે. આ સિદ્ધાન્ત સંગ્રહિત સ્નાયવિક શક્તિની ક્ષતિ-પૂર્તિ (Wear and Repair) ના આધારે સુખદુઃખ સમજાવવાનો પ્રયત્ન કરે છે. તેને સરળ રીતે આ પ્રમાણે કહી શકીએ કે જ્યારે જ્યારે ક્ષતિ-પૂર્તિથી વધી જાય છે તો દુઃખની અનુભૂતિ થાય છે. અને જ્યારે પૂર્તિ ક્ષતિથી વધી જાય છે તો સુખની અનુભૂતિ થાય છે. માર્શલે (Marshall) આ સિદ્ધાન્તને કાર્યના આરામ સમયે થતા ટીસ્યુ (Tissue) બંધારણ પર અધિક ભાર દર્શાવી રસપ્રદ રીતે તેનો વિકાસ કર્યો છે. તેમના અનુસાર ઈન્દ્રિયની નિષ્ક્રિયતાના સમય દરમિયાન

પ્રાપ્ત સંગ્રહિત શક્તિની બચત એ સુખ છે, જ્યારે આ બચત રહેતી નથી અને વ્યય થઈ જાય છે તો તેનાથી ઉદાસીનતાનો અનુભવ થાય છે. આ પ્રમાણે જ્યારે ક્ષતિ પૂર્તિ કરતાં અધિક થાય છે તો દુઃખની અનુભૂતિ થાય છે અને પૂર્તિ ક્ષતિ કરતાં અધિક થાય છે તો સુખની અનુભૂતિ થાય છે.

માર્શલના આ સિદ્ધાન્તની બાબતમા તેના પક્ષમાં ઘણું જ કહી શકાય તેમ છે. માર્શલે અધિક સ્પષ્ટતાથી જણાવ્યું છે કે સામાન્ય રીતે થાક એ અસ્વીકાર્ય અનુભવનું સાધન છે. અને તાજગી એ સ્વીકાર્ય અનુભવનું સાધન છે. એક પ્રિય સંવેદના જ્યારે અધિક સમય સુધી ચાલુ રહે છે તો અપ્રિય બને છે, કારણ કે સંગ્રહિત બચતનો વ્યય થઈ જાય છે. આપણે ધીરે ધીરે ઉત્તેજનાની તીવ્રતામાં વૃદ્ધિ કરવાથી અનુભવના પ્રિય સ્તરમાંથી અપ્રિય સ્તરમાં જઈએ છીએ.

છતાં પણ આ સિદ્ધાન્ત અયોગ્ય છે. આ સિદ્ધાન્ત જે લક્ષ્યપ્રાપ્તિને માટે જીવનશક્તિનો વ્યય કરવામાં આવે છે તે તરફ નિર્લક્ષ બને છે. કોઈ લક્ષ્યની પ્રાપ્તિ કરવા માટે શક્તિનો અતિ–વ્યય સુખદ હોઈ શકે છે; જેમકે પિતાજીની બીમારીમાં સેવા કરવામાં ગમે તેટલો શક્તિનો વ્યય થાય તે સુખદ હોય છે. જ્યારે તેનો વ્યય કોઈ કોઈને માટે કરવામાં આવે તો તે દુઃખદ હોય છે. જેમકે અચાનક કોઈ ઘાયલ શત્રુની સેવા કરવી. આ સિદ્ધાન્ત એ બાબતનું વર્ણન કરતો નથી કે સુખનો હ્રાસ થઈ શકે, જે સત્ય વસ્તુ છે. તદુપરાંત તે લક્ષ્યપ્રાપ્તિમાં સફળતા અને નિષ્ફળતાનો વિચાર કરતો નથી. લક્ષ્યની પ્રાપ્તિ થાય તો સુખ મળે છે અને પ્રાપ્તિ થતી નથી તો દુઃખ થાય છે. જ્યારે બન્નેમાં શક્તિનો સમાન વ્યય થાય છે. સ્ટાઉટ જણાવે છે કે, “જ્યારે આપણે ખીલાના માથા ઉપર આઘાત કરીએ છીએ તો આપણે પ્રસન્ન થઈએ છીએ અને જ્યારે તેમ કરી શકતા નથી તો દુઃખી થઈએ છીએ. એ માનવાને કોઈ કારણ મળતુ નથી કે એક બાબતમાં બચતની સંગ્રહિત શક્તિનો ઉપયોગ થાય છે અને બીજીનો નહિ.” આ પ્રમાણે આ સિદ્ધાન્ત લક્ષ્ય તેમજ તેની પ્રાપ્તિ કે અપ્રાપ્તિ તરફ નિર્લક્ષ રહે છે. કેન્ટનું કથન છે કે “સુખ જીવનના ઉત્કર્ષની અને દુઃખ જીવનના અપકર્ષની અનુભૂતિ છે.” કાન્ટ, હર્બર્ટ સ્પેન્સર, બેન વગેરેનો મત છે કે સુખ જીવનશક્તિની વૃદ્ધિનું સૂચક છે અને દુઃખ જીવનશક્તિના ક્ષયનું સૂચક છે. સુખ જીવન પ્રદાન કરે છે અને દુઃખ જીવનનો નાશ કરે છે. હર્બર્ટ સ્પેન્સર જેવિ

ઉત્ક્રાન્તિ ( Biological evolution ) નાં તથ્યોની મદદથી આ મત સ્થાપિત કરવાનો પ્રયત્ન કરે છે. દરેક પ્રાણી સુખપ્રાપ્તિની ઇચ્છા કરે છે અને દુઃખથી નિવૃત્તિની ઇચ્છા કરે છે. જો સુખ જીવનશક્તિ ક્ષયકર્તા હોત અને દુઃખ જીવનશક્તિવર્ધક હોત તો જીવ ઘણા સમય પહેલાં જ નાશ પામ્યા હોત. પરંતુ જીવ જીવિત છે અને સ્વાભાવિક રીતે સુખપ્રાપ્તિ અને દુઃખનિવૃત્તિના પ્રયત્ન કરે છે. આથી એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે સુખ જીવનની વૃદ્ધિ અને દુઃખ તેનો નાશ કરે છે. //

// બેન (Bain) આ સિદ્ધાન્તને પ્રત્યક્ષ અનુભવથી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. તે જણાવે છે કે "આનંદ, રક્તસંચાર, પાચન, શ્વસન વગેરે દરેક જીવનવ્યાપારોને ઉત્તેજિત કરે છે. બીજી બાજુ શોકનો તેમની ક્રિયાઓ પર અવસાદકારી પ્રભાવ પડે છે." હસમુખ ચહેરાથી અને આંખોની ચમકથી સુખ અભિવ્યક્ત થાય છે. જ્યારે દુઃખ ચહેરાની ફિકાશ અને આંખની ફિકાશથી અભિવ્યક્ત થાય છે. સુખમાં શ્વસનક્રિયા અધિક સક્રિય થઈ જાય છે પાચક અને પોષણની ક્રિયાઓ સશક્ત થઈ જાય છે, જેનાથી શરીરનું સ્વાસ્થ્ય વધે છે. જેમકે સ્ફૂર્તિ અને ગતિઓ, હાવ-ભાવ, હાસ્ય વગેરેની ક્ષિપ્રતાથી સૂચિત થાય છે. ટૂંકમાં સુખ જીવનશક્તિમાં વૃદ્ધિની ચેતના છે, દુઃખ જીવનશક્તિનું પતન છે." // (સ્ટીવન) .

સ્પેન્સરના મતમાં ગરબડ એ છે કે સુખ અને દુઃખ જીવનક્રિયાનાં સહચર કે આનુષંગિક કાર્ય (Epiphenomenon) માત્ર છે કે જીવન-ક્રિયાને પ્રારંભ કરનાર કારણ, એ સ્પષ્ટ થતું નથી. જ્યારે એ તફાવત અત્યંત મહત્ત્વપૂર્ણ છે. જો સુખ અને દુઃખને જીવનક્રિયાનો ફક્ત ઉપ-પ્રભાવ (By Product) માનવામાં આવે તો તેમનો મન પર કોઈ પ્રભાવ ન પડી શકે. પરંતુ વિચાર અને કર્મ પર અનુભૂતિનો પ્રભાવ આપણે અનુભવીએ છીએ તે સત્ય સ્પષ્ટ છે. બીજા સિદ્ધાન્તમાં પણ એક ખામી છે કે દરેક સુખ જીવનશક્તિની વૃદ્ધિ કરનારાં હોતાં નથી અને દરેક દુઃખ જીવન-શક્તિનાશક હોતાં નથી. જેમકે સ્વાદમાં મધુર અને આનંદદાયક ઘણાં વિષ હોય છે. તેવી જ રીતે મદ્યપાન તંદુરસ્તીને હાનિકારક હોય છે. પરંતુ તે અવરુદ્ધ માનસિક ક્રિયાની ક્ષમતાને ક્ષણિક મદદ કરી શકે છે. અને તેથી તે સુખદ પણ હોય છે આ શારીરિક સિદ્ધાન્ત શારીરિક સુખો અને દુઃખોનું સ્પષ્ટીકરણ કરી શકે છે. તે વિશુદ્ધ માનસિક સુખોનું સ્પષ્ટીકરણ કરી શકતા નથી.

### અનુભૂતિનો સાહચર્યવાદીઓનો સિદ્ધાન્ત (The Associanistic Theory of Feeling)

આપણા અનુભવોની વેદનાત્મક દશાના નિર્ધારણમાં આપણી આંગિક સંવેદનાઓના અર્થની જાણકારી, સંલગ્નતા અને સહચારી પુનરાવેગો અગત્યનો ભાગ ભજવે છે. આ રીતે એક ફળ કે જે કુરૂપ હોય છતાં જો તેના મધુર સ્વાદને જાણતા હોય તો તે જોવાથી સુખ ઉત્પન્ન થાય છે. કારણ કે તેના દશ્ય રૂપ કરતાં તેનો પૂર્વ અનુભૂત સ્વાદ આપણને અધિક પ્રિય લાગે છે. કાગડાનો અવાજ પરૂષ માનવામાં આવે છે અને તેને દુઃખદ સમજવામાં આવે છે, પરંતુ તે સવારમાં સુખકર લાગે છે; કારણ કે તેનાથી જાણી શકીએ છીએ કે હવે સવાર થઈ ગયું છે. તેનાથી સુખ એટલા માટે થાય છે કે સુખદ અનુભવો સાથે તેનું સાહચર્ય છે. આ સિદ્ધાન્ત અગત્યનો હોવા છતાં અપૂર્ણ છે.

### (૧૪) અનુભૂતિનું કાર્ય (Function of Feeling)

અનુભૂતિઓ એ આપણા મૌલિક અનુભવ છે. કેટલાક અનુભવો સુખ અને દુઃખની વેદનાઓ હોય છે જે માનવમનનાં મૌલિક તત્ત્વો છે : સામાન્ય રીતે સુખકર અનુભવો દરેકને માટે હિતકારી ગણવામાં આવે છે અને દુઃખકર અનુભવો હાનિકર ગણવામાં આવે છે. પરંતુ તેમાં કેટલાક અપવાદ પણ હોય છે. અનુભવ એ સુખ અને દુઃખ અનુભવવાની આપણી જન્મજાત પ્રવૃત્તિઓ છે. આપણે કેટલીક સુખદ વસ્તુઓને નાપસંદ કરવાની અને કેટલીક દુઃખદ વસ્તુઓને પસંદ કરવાની રીત શીખી લઈએ છીએ. પરંતુ સુખદ પ્રતિક્રિયાઓ સામાન્ય રીતે લાભપ્રદ હોય છે. સુખ અને દુઃખ પ્રાણીને માટે હિતકારી અને હાનિકારી ટેવોના નિર્માણમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. સુખ શરીરના ભાવાત્મક સમાયોજનથી સંબંધિત છે અને દુઃખ શરીરના અભાવાત્મક સયોજનથી સંબંધિત છે.

## પ્રકરણ ૧૫

## સંવેગ (Emotions)

### (૧) સંવેગ (Emotions)

સંવેગ વ્યક્તિની વિચલિત થવાની દશા છે. અનુભૂતિની ક્ષુબ્ધ સ્થિતિ છે. અને તે જ રૂપમાં વ્યક્તિની સમક્ષ આવે છે. તે ચેતનાનો ક્રમ છે. અને લાક્ષણિક રીતે તે તત્કાલ પ્રારંભ કરેલી ચેતના છે. તે એકદમ ઉદ્ભવે છે અને ધીરે ધીરે અંત પામે છે. તે અસ્તવ્યસ્ત પેશિક અને ગ્રંથીય (Glandular) ક્રિયા છે. તે રૂપમાં તે બાહ્ય નિરીક્ષકની સમક્ષ આવે છે. જે ગુસ્સાથી લાલ થયેલો ચહેરો અને ભવાં ચડેલી આંખોને જુએ છે. શોકથી આવેલાં આંસુઓને જુએ છે. સંવેગ એક અનુભૂતિ હોય છે અને તેની સાથે ચેષ્ટા કરવાની તત્પરતા પણ રહેલી હોય છે. જ્યારે ક્રોધ હોય છે. ત્યારે વ્યકિત આક્રમણ કરવા તત્પર રહે છે. જ્યારે ભય હોય છે ત્યારે નાસી જવાને તત્પર રહે છે. ઉલ્લાસ એ હસવાની તૈયારી છે. સુખ અને દુઃખના સ્વીકાર કે અસ્વીકાર માટે કરવામાં આવતી ચેષ્ટા કરતાં આ તત્પરતાઓ અધિક નિશ્ચિત હોય છે. સંવેગ એક શારીરિક દશા પણ હોય છે. જ્યારે સંવેગ ઉત્પન્ન થાય છે ત્યારે તે સ્થિતિમાં હૃદય વગેરે આંતરિક અંગની ક્રિયાઓ અસ્તવ્યસ્ત બની જાય છે. આ પરિવર્તનોની નિશાની તો એ છે કે તે સમયે પરસેવો આવી જશે, ચહેરો ફિક્કો પડી જશે વગેરે. સંવેગ એક અધિક જટિલ ચેતના છે. તેની ઉત્તેજના એક વસ્તુ જ હોતી નથી પરંતુ સમસ્ત પરિસ્થિતિ હોય છે. સંવેગના અનુભવોથી તો દરેક પરિચિત હોય છે, પરંતુ તેની ખરી અનુભૂતિઓનું વર્ણન ભાગ્યે જ કોઈ કરી શકે. વ્યવહારમાં આપણે કેટલાક સંવેગોને જે પરિસ્થિતિમાં ઉત્પન્ન થયો હોય તે પરિસ્થિતિનું વર્ણન કરી ઓળખાવી શકીએ છીએ તેમજ તે સમયે થતી બાહ્ય પ્રતિક્રિયાથી પણ ઓળખાવી શકીએ છીએ. કોઈપણ સંવેગ કોઈ પરિસ્થિતિ અને બાહ્ય પ્રતિક્રિયાને અનુકૂળ ક્ષુબ્ધ દશા છે. પરિસ્થિતિ અને પ્રતિક્રિયા પરથી આપણે કહી શકીએ છીએ કે તે પરિસ્થિતિમાં સામાન્ય રીતે જે સંવેગ ઉત્પન્ન થાય છે તે જ છે. બનાં પણ પરિસ્થિતિ અને પ્રતિક્રિયાને

જોઈને નિશ્ચયપૂર્વક તો ન જ કહી શકાય કે વ્યક્તિ સંવેગની સ્થિતિમાંથી પસાર થઈ રહી છે. કારણ કે ઘણી વખત તત્કાળ પ્રતિક્રિયા થતાં અને તેમાં સફળતા મળતાં સંવેગ ઉત્પન્ન નથી પણ થતો.

### (૨) અનુભૂતિ અને સંવેગ ( Feeling and Emotion )

સંવેગની ઉત્પત્તિ પરિસ્થિતિના પ્રત્યક્ષ સ્મૃતિ કે કલ્પનાથી થાય છે. પ્રારંભ મગજમા થાય છે તે ચેતનાનો એક ક્રમ છે. તે જટિલ વેદનાત્મક અવસ્થા છે. તે એક જટિલ ચેતના છે. તે વિચારોથી પણ ઉત્પન્ન થાય છે. જ્યારે અનુભૂતિ સુખ અને દુઃખ એ ઈન્દ્રિયોથી ઉત્પન્ન થયેલી વેદનાઓ છે. સંવેદનાઓથી તેમની ઉત્પત્તિ થાય છે અને ત્વચામાં તેમનો આરંભ થાય છે. આપણે દુર્ગંધથી દુઃખી થઈએ છીએ અને ગુલાબના પુષ્પની મધુર સુવાસથી સુખ અનુભવીએ છીએ. આ પ્રમાણે અનુભૂતિ ઐન્દ્રિય હોય છે. કોઈ વસ્તુને જેવાથી કે સાંભળવાથી થતું સુખ કે દુઃખ અનુભૂતિ છે; પરંતુ વિચારથી તેની પ્રાપ્તિ કે અપ્રાપ્તિથી હર્ષ કે શોક થાય છે તે સંવેગ છે. માનસિક ગુણની દૃષ્ટિએ સવેગ અને અનુભૂતિમાં અતર છે અને તેમનું આ પ્રમાણેનું ગુણોનું અંતર તેઓ ઉત્પન્ન કરનાર સહચારી પરિસ્થિતિઓને કારણે હોય છે. વિચારોના ઉચ્ચતર સ્તર પર સંવેગોની રચનામાં નવાં તત્ત્વ પ્રવેશ કરી શકે છે પરંતુ સંવેદનાથી ઉત્પન્ન થયેલી અનુભૂતિમાં તેનું અસ્તિત્વ પણ હોતું નથી.

અનુભૂતિઓ મર્યાદિત સ્નાયવિક ઉદ્દીપ્તિ (Neuras excitement) માં અભિવ્યકત થાય છે, જ્યારે સંવેગો દૂર સુધી વિસ્તૃત ઉદ્દિપ્તિમાં અભિવ્યક્ત થાય છે, જેમાં ઐચ્છિક પેશીઓ અને આંતરિક અંગો જેવાં કે હૃદય, આમાશય વગેરે પણ ઉદ્દિપ્ત થાય છે. આ પ્રમાણે અનુભૂતિઓની આંગિક અભિવ્યક્તિઓ કરતાં સંયોગોની આંગિક અભિવ્યક્તિઓ અધિક વ્યાપક હોય છે. સંવેગોમાં અનુભૂતિ મિશ્રિત હોય છે. તેમાં સુખ કે દુઃખ અથવા બન્ને સમાવિષ્ટ હોય છે. તે બન્નેને એક સાથે વેદનાના નામથી ઓળખવામાં આવે છે.

### ( ૩ ) સંવેગોનું વિશ્લેષણ ( Analysis of Emotions )

**ભય**—કોઈ ખતરનાક પરિસ્થિતિમાં ઉત્પન્ન થતો આવેગ છે. તેમાં કોઈ ખતરનાક પરિસ્થિતિ એક તરફ ભયની આંતરિક સ્થિતિ ઉત્પન્ન કરે છે અને બીજી બાજુ પલાયન થવાની કે બચાવ કરવાની ચેષ્ટા ઉત્પન્ન કરે છે. તે એક સધરકૃત્યનાકાલીન સવેગ છે. મેકડુગલ જણાવે છે કે ભય એ

પલાયનની મૂળપ્રવૃત્તિ ( Instinct of Fight ) ની વેદનાત્મક બાજુ (Affective aspect) છે. જે પરિસ્થિતિઓ સ્વભાવતઃ ભયકારી હોય છે તેનાથી ભય ઉત્પન્ન થાય છે તેમજ એ વસ્તુનાથી પણ ભય ઉત્પન્ન થાય છે, જેણે પહેલાં કોઈ વખત કંઇ હાનિ કરી હોય. અત્યધિક શોર, વિજળીની એકદમ તેજ–ચમક વગેરેથી ભય ઉત્પન્ન થાય છે. જે પરિસ્થિતિ સ્વભાવતઃ વિઘ્નકર્તા અને આક્રમણકારી હોય છે તેનાથી પણ ભય ઉત્પન્ન થાય છે. જેમકે સિંહ કે વાઘને જોતાં ભય ઉત્પન્ન થાય છે. આકસ્મિક અને તીવ્ર કોઈ પણ પ્રકારનો સંસ્કાર ભય ઉત્પન્ન કરે છે. વિજળીની એકદમ તેજ ચમક તેમજ આપણે જાણતા ન હોય કે અવાજ થશે અને તે સમયે કોઈ વિપુલ ધ્વનિ ભય ઉત્પન્ન કરે છે, ઉદાસીનતા કરતાં તો ભય કંઈક અંશે સારો છે. ભય ત્યારે અધિક કષ્ટદાયી માલૂમ પડે છે જ્યારે તેના કારણે કંઈ પણ કર્યા સિવાય કિંકર્તવ્યમૂઢ બની જવાય છે અને તે દશામાં પડી રહેવું પડે છે. પરંતુ વાસ્તવિક સંઘર્ષ થતાં ભયનો અંત આવે છે અને તેને સ્થાને ચેષ્ટા આવી જાય છે. તે ચેષ્ટા ઓછી પીડાપ્રદ હોય છે. જ્યારે આપણે પૂર્ણતયા તત્પર હોઇએ અને સર્વપ્રકારની માહિતી હોય ત્યારે ભય પર કાબૂ મેળવી શકાય છે. અધિક ભયમાં શરીર નિષ્ક્રિય બની જાય તે સંભવિત છે પરંતુ સામાન્ય રીતે ભય હૃદયની તીવ્ર ગતિ, અંગોનું ધ્રૂજવું વગેરેમાં અભિવ્યક્ત થાય છે.

ક્રોધ—મેકડુગલના મતાનુસાર ક્રોધનો સંવેગ યુદ્ધની મૂળપ્રવૃત્તિ ( Instinct of fight ) ની વેદનાત્મક બાજુ છે. ક્રોધનો સંવેગ એ પ્રતિરોધનો સામનો કરવાની અભિવૃત્તિ ( Tendency ) છે. તે પ્રતિરોધ ( Opposition ) કે નિષ્ફળતા ( Frustration )થી ઉત્પન્ન થાય છે. તે કોઇપણ પ્રકારનો સીધો ઘાત થતાં ચાહે વાસ્તવિક હો કે કાલ્પનિક અટકાવ કે જે માર્ગમાં ઊભા કરવામાં આવ્યા હોય તેથી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સહજ પ્રવૃત્તિના અટકાવ કે રોકાણથી તેની ઉત્પત્તિ થાય છે. કોઈ પણ સહજ કે અર્જિત પ્રવૃત્તિના માર્ગમાં વિઘાત કે વિરોધ ક્રોધને જાગૃત કરે છે. બાળકના હાથમાંથી રમકડું લઈ લેતાં તે ગુસ્સે થાય છે. બિલાડીના બચ્ચાને જો છંછેડવામાં આવે તો તે ક્રોધિત થઈ જાય છે. આપણું કોઈ અપમાન કરે તો આપણને ક્રોધ આવી જાય છે. ક્રોધનો સંવેગ લડવાની અથવા વિરોધનો અંત કરવાની મૂળપ્રવૃત્તિની વેદનાત્મક બાજુ છે. ક્રોધ અને ભય તેમની વિરોધી પ્રવૃત્તિઓથી જાણી શકાય છે. "ક્રોધનો લાક્ષણિક ધર્મ સક્રિય

વિરોધ ( Resistance ) અને આક્રમણ ( Aggression ) છે. જ્યારે ભયનો લાક્ષણિક ધર્મ પલાયન ( Flight ) અથવા નિઃસહાયતા છે." (મેલોન અને ડ્રમંડ) આ પ્રમાણે ક્રોધમાં શારીરિક અભિવૃત્તિ આક્રમણાત્મક મુદ્રાથી અભિવ્યક્ત થાય છે, જ્યારે ભયમાં શારીરિક અભિવૃત્તિ પાછળ હટવાની કે પલાયન થવાની હોય છે. ક્રોધ પ્રબળ ગતિઓમાં વ્યક્ત થાય છે. ડાર્વીન (Darwin) ક્રોધની શારીરિક બાજુ આ રીતે વર્ણવે છેઃ "સામાન્ય રીતે તત્કાળ ક્રિયા કરવા માટે શરીર તૈયાર કરવામાં આવે છે, કોઈ વખત તે યુદ્ધ કરનાર વ્યક્તિના તરફ ન્યૂનાધિક સખત અંગો સાથે આગળ ઝુકાવવામાં આવે છે. સામાન્ય રીતે મોં જોરથી બંધ કરેલું હોય છે. અને દાંત સખત રીતે ભેગા કરેલા હોય છે."

**આશ્ચર્ય**—જ્યારે આપણે કોઈ ખાસ કાર્ય કરવા માટે તૈયાર હોઈએ અને તે સમયે વચમાં કોઇ એવી બાબત બની જાય કે જેને માટે આપણે પહેલેથી તૈયાર ન હોઈએ ત્યારે થોડીક ક્ષણો માટે સંવેગાત્મક અસ્તવ્યસ્તતા ઉત્પન્ન થઈ જાય છે. જો કે તે સમયે થતી ક્ષણિક માનસિક અસ્તવ્યસ્તતા બાદ મગજ તરત જ પુનઃ સંતુલન પ્રાપ્ત કરી લે છે. તે આશ્ચર્યથી આપણને દુઃખ નહિ પણ સુખ જ ઉત્પન્ન થાય છે, છતાં પણ તે ભયના સાધારણ ઝોકા સમાન માલૂમ પડે છે. તેમાં ચોંકી ઊઠવાની ક્રિયા થાય છે. જે આંખના પલકારા અધિક તીવ્ર થઇ જવા સુધી જ સીમિત હોય છે; પરંતુ કોઈ કોઈ વખત કંપારીની રક્ષાત્મક પ્રતિક્ષેપ ક્રિયાના રૂપમાં જોવામાં આવે છે. જેમકે ક્લાસમાં શિક્ષકના આવતા પહેલાં આપણે તેમની ખુરશી પર બેઠા છીએ અને આપણને એ માલૂમ પડે છે કે સાહેબનો આવવાનો સમય હમણાં નથી પરંતુ અચાનક આવી જાય તો તેથી આપણને આશ્ચર્ય થાય છે. અને તે સમયે આપણે એકદમ ચોંકી જઈએ છીએ.

**શોક**—કોઈ વાંછિત વસ્તુનું નુકશાન થાય છે ત્યારે શોક ઉત્પન્ન થાય છે. શોક આપણી ઇચ્છાઓની પૂર્તિમાં મળેલી અસફળતાના કારણે ઉત્પન્ન થાય છે. આપણી નવી ખરીદેલી ઘડિયાળ ખોવાઈ જાય છે તો શોક થાય છે; કારણ કે તે આપણને પ્રિય છે. અધિક પરિશ્રમ કરનાર વિદ્યાર્થી સંજોગોવશાત્ અસફળ થાય છે તો તેને અત્યંત શોક થાય છે. આ પ્રમાણે અસફળતા અને જ્યારે કોઈ પ્રિય વસ્તુને લઈ લે છે ત્યારે વ્યક્તિને શોક થાય છે. શોક એ વાસ્તવિક અસફળતાનું પરિણામ છે. જ્યારે કોઈ મુશ્કેલીમાં વ્યક્તિ નિઃસહાય થઈ જાય છે ત્યારે શોક ઉત્પન્ન થાય છે. ફિક્કો ચહેરો, શરીરમાં શિથિલતા વગેરે શોકનાં લક્ષણો છે.

હર્ષ—જ્યારે કોઈ વાંચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે ત્યારે હર્ષ ઉત્પન્ન થાય છે. અધિક હર્ષની સ્થિતિ તો ત્યારે આવે છે જ્યારે ઘણા સંઘર્ષ પછી સફળતા પ્રાપ્ત થઈ હોય અથવા ઘણા જ પ્રયાસ કર્યા બાદ તથ્ય કે વસ્તુની પ્રાપ્તિ થઈ હોય. હર્ષ, હસવું, હસમુખચહેરો, આંખોમાં એક પ્રકારની ચમક તેમજ પૂરા શરીરમાં સામાન્ય રીતે સ્ફૂર્તિ અને આનંદથી થતા ખેંચાણમાં વૃદ્ધિ વગેરે દ્વારા અભિવ્યક્ત થાય છે. શોક વાસ્તવિક અસફળતાનું પરિણામ છે. જ્યારે હર્ષ સફળતા કે પ્રયત્નની સંભાવનાથી પેદા થતો સંવેગ છે.

પ્રેમ—પ્રેમ શબ્દ ઘણા અર્થવાળો છે. તેનો ત્રણ અર્થમાં ઉપયોગ થાય છે. તેનો પ્રથમ અર્થ માતૃક પ્રવૃત્તિ ( Maternal instinct ) થી ઉત્પન્ન થતો વાત્સલ્ય ( Tenderness ) નો સંવેગ છે. તેને કોઈ કોઈ વખત નૈસર્ગિક પ્રેમ કહેવામાં આવે છે. જે સ્વયં માતૃપૈતૃક પ્રેમમાં અધિક સ્પષ્ટ રીતે અભિવ્યક્ત થાય છે. તેનો બીજો અર્થ છે કે તે એ ભાવના ( Sentiment ) કે સ્થાયી સંવેગનાત્મક પ્રવૃત્તિ ( Permanent emotional Disposition ) છે. જે વાત્સલ્યના સંવેગમાં પ્રદર્શિત થાય છે. અને ત્રીજો અર્થ છે કામસંવેગ ( Lust ) આ સંવેગની ઉત્પત્તિ કામ પ્રવૃત્તિથી થાય છે. તે રોમાંચકારી પ્રેમ છે. સંસ્કૃત સમાજમાં થાય છે તેવો આ અધિક જટિલ સંવેગ છે. મેકડુગલ તેને કામવાસનાનો સંવેગ કહે છે. ફ્રોયડ ( Freud ) ને અનુસરીને વોટસન ( Watson ) જણાવે છે કે પ્રેમ કામ-વાસના સિવાય અધિક કંઈજ નથી.

પ્રેમમાં બે તત્ત્વ રહેલાં હોય છે. આસક્તિ ( Attachment ) અને સહાનુભૂતિ ( Sympathy ). બેન ( Bain )નો મત છે કે આસક્તિ એ વાત્સલ્યનો સંવેગ છે જે કોઈ પ્રકારના શારીરિક સંપર્ક, સ્પર્શ, ચુંબન, આલિંગન વગેરેમાં અભિવ્યક્ત થાય છે. પ્રેમમાં સહાનુભૂતિ રહેલી છે અને જે પ્રેમમાં સહાનુભૂતિ રહેલી નથી તે સ્વાર્થમૂલક પ્રેમ (Selfish Love) કહેવામાં આવે છે. જે પ્રિય પદાર્થના હિતનું ધ્યાન રાખ્યા સિવાય પોતાની તૃપ્તિ કરવા ઇચ્છે છે. પરંતુ જ્યારે એ ફક્ત પ્રિય વસ્તુની ઉપસ્થિતિથી જ નહિ પરંતુ તેના વિચારથી પણ જાગૃત થાય છે તો તે સાચા પ્રેમનો સંવેગ છે. તેમાં આસક્તિનો શુદ્ધ સંવેગ અને સહાનુભૂતિનો સંવેગ રહેલો હોય છે. પ્રેમ આસક્તિની અનુભૂતિ છે અને કોઈપણ પ્રકારના શારીરિક સંપર્ક—સ્પર્શ, ચુંબન, આલિંગન વગેરે દ્વારા પ્રગટ થાય છે. સોલી ( Sully )નો વિચાર છે કે આસક્તિ પ્રેમ સ્વાર્થમૂલક તત્ત્વ છે અને સહાનુભૂતિમાં પરાર્થમૂલક તત્ત્વ છે.

ઘૃણા-ઘૃણા શબ્દના પણ વિભિન્ન અર્થ થાય છે. તેનો ઉપયોગ ભાવનાના અર્થમાં પણ થાય છે અને સંવેગના અર્થમાં પણ થાય છે. મેકડૂગલના અનુસાર ઘૃણા ત્રણ સંવેગોનું સંમિશ્રણ છે. ક્રોધ, ભય અને વિરક્તિ. આ રીતે તે મિશ્રિત સંવેગ (Compound emotion) છે. ઘૃણાની વસ્તુ આપણને ઉત્તેજિત કરે છે, ડરાવે છે અને વિરક્ત કરે છે. આપણો કોઈ પ્રતિસ્પર્ધી જે આપણા કરતાં અધિક શક્તિ ધરાવતો હોય તે આપણું અપમાન કરે છે ત્યારે તે આપણા ક્રોધને ઉત્તેજિત કરે છે. પરંતુ તેનો સામનો કરી, તેની સાથે કોઈ આક્રમક વ્યવહાર કરી ક્રોધ પ્રદર્શિત કરી શકતા નથી; કારણ કે તે આપણા કરતાં અધિક શક્તિશાળી છે અને તેથી આપણામાં ભય ઉત્પન્ન થાય છે અને આ પ્રમાણે હોવાથી ક્રોધમાં તે વ્યક્તિના પ્રતિ વિરક્તિને કારણે અધિક જટિલતા આવી જાય છે. ઘૃણા અને પ્રેમમાં એ અંતર છે. તે એકબીજાથી વિરુદ્ધ છે. પ્રેમ પ્રિય વસ્તુથી દૂર થવામાં રોકે છે અથવા તેની પાસે જવા પ્રેરે છે. જ્યારે ઘૃણા ઘૃણિત વસ્તુથી દૂર કરે છે. તે આત્મરક્ષાત્મક (Defensive) સંવેગ છે. પ્રેમ સંવેગ વ્યક્તિત્વનો વિસ્તાર કરે છે; કારણકે તેને કારણે અધિક વ્યક્તિઓનો સંપર્ક સધાય છે. જ્યારે ઘૃણા વ્યક્તિત્વને સંકોચે છે, કારણકે ઘૃણાને કારણે વ્યક્તિ પોતાનો અન્ય વ્યક્તિઓથી બચાવ કરવા માટે તેમના સંપર્કથી દૂર રહેવા પ્રયત્નો કરે છે.

### (૪) સંવેગોનાં લક્ષણો (Characteristics of Emotions.)

સંવેગ વ્યક્તિની વિચલિત (Disturbed) દશા છે. જ્યારે મનની સમક્ષ કોઈ એવી કઠિન પરિસ્થિતિ ઉપસ્થિત થાય ત્યારે તે તેને સંભાળી શકતું નથી અને આંદોલિત થઈ જાય છે; આ પ્રમાણે સંવેગ એ મન અને શરીરની વિચલિત અવસ્થા છે. તે વ્યક્તિની પોતાના હિતને પ્રભાવિત કરનાર પરિસ્થિતિ પ્રતિ પ્રતિક્રિયા છે. સ્ટાઉટ (Stout) સંવેગોનાં લક્ષણો નીચે પ્રમાણે જણાવે છે–

(૧) ડૉ. સ્ટાઉટના અનુસાર સંવેગોનું પ્રથમ લક્ષણ તેમની વિસ્તૃત વ્યાપકતા છે. એક જ પ્રકારનો સંવેગ માનસિક વિકાસની વિભિન્ન ભૂમિકાઓમાં–પ્રત્યક્ષના નિમ્નતર સ્તરથી માંડીને વિચાર અને પ્રત્યયનના ઉચ્ચ સ્તર સુધી–ઉત્પન્ન થઈ શકે છે. જો બાળકના હાથમાંથી રમકડું લઈ લેવામાં આવે તો તે ક્રુદ્ધ થાય છે. બિલાડીના દેખતાં તેનાં બચ્ચાંને છંછેડવામાં આવે તો તે ક્રોધિત થાય છે. ઘાયલ થયેલો સિંહ લાકડાને પણ કરડવા

લાગે છે આ દરેકમા ક્રોધ પ્રત્યક્ષથી જાગૃત થાય છે જ્યારે આપણે એ વિચાર કરીએ છીએ કે મુહમદ ગીઝનીએ સોમનાથનુ મદિર લૂટ્યુ અને ઘણુ જ નુકશાન પહોચાડ્યુ, ત્યાર તેના પ્રતિ ક્રોધ ઉત્પન્ન થાય છે અહીયા ક્રોધ સ્મૃતિથી જાગૃત થાય છે આપણે એ કલ્પના કરીએ કે અમુક રાષ્ટ્ર અમુક રાષ્ટ્રને આ પ્રમાણેની મદદ કરશે તો આપણે અમુક નુકશાન અને આટલા પ્રમાણમા નુકશાન સહન કરવુ પડશે અને તેની ક્ષતિથી ચિંતિત થઈએ છીએ ત્યારે ક્રોધ જાગૃત થાય છે અહીયા કલ્પના ક્રોધને જાગૃત કરે છે જ્યારે આપણે આપણા વિચાર કોઈની સમક્ષ મૂકીએ અને તેઓ તેને સમજી શકતા નથી ત્યારે આપણને ગુસ્સો આવે છે આ ક્રોધ વિચારથી જાગૃત થાય છે આ પ્રમાણે ક્રોધનો સવેગ વિવિધ માનસિક ક્રિયાઓથી જાગૃત થાય છે

(૨) સવેગોનુ અધ્યયન કરતા એ નોધવા જેવુ છે કે વિવિધ પરિસ્થિતિઓ એક જ પ્રકારના સવેગને જન્મ આપે છે કોઈ પણ પ્રકારનો વિરોધ ક્રોધ ઉત્પન્ન કરી શકે છે અને કોઈ પણ પ્રકારનો ખતરો ભય ઉત્પન્ન કરી શકે છે બાળક મિઠાઈ ખાઈ રહ્યુ હોય ત્યારે જો તેને પૂછે નામા આવે અથવા મિઠાઈ લઈ લેવામા આવે તો તે ગુસ્સે થાય છે કારણકે તેના કાર્યમાં વિરોધ થાય છે આ પ્રમાણે કોઈ પણ પ્રકારનો વિરોધ કે વિફળતા ક્રોધ ઉત્પન્ન કરે છે કોઈ પણ પ્રકારનો ખતરો કે જોખમ ભય ઉત્પન્ન કરે છે જ્યારે આપણો નિકટતમ મિત્ર અધિક બીમાર હોય ત્યારે આપણે ભયભ્રાન્ત થઈ જઈએ છીએ જ્યારે આપણને એ માલૂમ પડે કે કોને માથા આપણો ડીસમીસ કરવામા આવનાર છે તો આપણને ભય ઉત્પન્ન થાય છે આ રીતે એક સામાન્ય પ્રકારની પરિસ્થિતિ એક સવેગને જન્મ આપે છે અને એક પરિસ્થિતિયો ઉત્પન્ન સવેગ એક જ પ્રકારના વ્યવહારથી પ્રદર્શિત થાય છે તેમા ફેરફાર હોતો નથી મનોભાવની ઉત્પત્તિ કેઈ પરિસ્થિતિથી થાય છે, કોઈ વિરોધ વરતુયા નહિ

(૩) સવેગાત્મક દશાઓ (Emotional states) ના બે ભાગો હોય છે તે કોઈ વિશેષ પરિસ્થિતિના પ્રત્યક્ષ, સ્મૃતિ, કલ્પના કે વિચારથી ઉત્પન્ન થાય છે જ્યારે આપણને કોઈ સારા સમાચાર મળે છે ત્યારે તેનાથી મનમા હર્ષ ઉત્પન્ન થાય છે જ્યારે કોઈ વ્યક્તિ મદ્યપાન કરે છે તો તેને હર્ષોન્માદ થાય છે પહેલી દશામાં હર્ષનુ કારણ પ્રત્યક્ષ અને કલ્પના છે બીજી દશામા હર્ષનુ કારણ આંગિક અવસ્થા (Organic state) છે આંગિક અવસ્થાથી સવેગને બદલે મનોદશા (Mood) ઉત્પન્ન થાય છે

(૪) મનોદશાના રૂપમાં સ્થિર રહેવાની તેની પ્રવૃત્તિ હોય છે. તે પોતાની સાથે સમાનતા ધરાવનાર સંવેગાત્મક મનોદશા (Emotional mood) છોડીને જાય છે. આપણે શાળામાં જઈએ છીએ અને માસ્તર આપણને આપણા અધ્યયન તરફ નિર્લક્ષ રહેવાને કારણે ઠીક ઠીક ઠપકારે છે, ત્યારે આપણે ક્રોધિત થઈએ છીએ. ક્રોધ એક સંવેગ છે. તે એક ચીડિયાપણાની મનોદશાના રૂપમાં રહેવાનો પ્રયત્ન કરે છે. અને ઘેર જઈએ છીએ ત્યારે નાની નાની બાબતો પર પણ ગુસ્સે થવા લાગીએ છીએ. નોકરને કહીએ છીએ, હજુ ચા તૈયાર નથી કરી? આમ નથી કર્યું, તેમ નથી કર્યું. અગર ભાઈ બહેન હોય. તો તેમનો કંઈક સાધારણ વાંક આવી જતાં તેમને ઠપકારીએ છીએ. આ પ્રમાણે સંવેગાત્મક મનોદશા પોતાને આવશ્યક વિષય પેદા કરી લે છે.

(૫) સંવેગો સ્વભાવતઃ પરોપજીવી (Parasistical) હોય છે. જ્યારે સંવેગોની ઉત્પત્તિ સામાન્ય પરિસ્થિતિથી થઈ હોય, નહિ કે ફક્ત આંગિક પરિવર્તનોથી, ત્યારે ઘણું કરીને ગૌણ પ્રક્રિયા છે. અને વિશિષ્ઠ અભિવૃત્તિઓના અસ્તિત્વની પૂર્વધારણા કરે છે. સંવેગોની પૂર્વ કોઈ મૂળ પ્રવૃત્તિનું હોવું આવશ્યક છે; તેનો જન્મ સહજ પ્રવૃત્તિઓથી થાય છે. જ્યારે કૂતરો કંઈ ખાઈ રહ્યો હોય અને તેની પાસેથી તે વસ્તુ લઈ લેવામાં આવે તો તે ગુસ્સે થાય છે. એમાં તેના ક્રોધની ઉત્પત્તિ તેની ભૂખની મૂળ પ્રવૃત્તિ છે. આપણે બિલાડીનાં બચ્ચાંને છંછેડીએ છીએ તો બિલાડી ક્રોધિત થાય છે. તેના ક્રોધની ઉત્પત્તિનું કારણ પોતાની સંતતિનું રક્ષણ અને પાલન કરવાની માતૃકપ્રવૃત્તિ છે. આ રીતે જ્યાં સુધી સંવેગ સામાન્ય પરિસ્થિતિઓથી ઉત્પન્ન થાય છે. સામાન્ય આંગિક પરિવર્તનો માત્રથી નહીં ત્યાં સુધી તેના પહેલાં જન્મજાત પ્રવૃત્તિઓનું હોવું આવશ્યક છે. આ દરેક સરળતમ અને આરંભિક સંવેગાત્મક દશાઓ માટે સત્ય છે.

(૬) આંગિક સંવેદનાઓ (Organic Sensations) સમસ્ત ચેતન દશ્યના અગત્યના ભાગની રચના કરે છે. દરેક તીવ્ર સંવેગોમાં આંગિક સંવેદનાઓ સંવેગાત્મક અનુભવનાં મહત્ત્વપૂર્ણ અંગ હોય છે. જ્યારે કોઇ ક્રોધને ભય જેવો તીવ્ર સંવેગ હોય છે ત્યારે શરીરનાં આંતરિક પરિવર્તન અંગોમાં પરિવર્તન થાય છે જેનાથી આંગિક સંવેદનાઓ ઉત્પન્ન થાય છે. તે સંવેગનાં મહત્ત્વપૂર્ણ ઘટકો હોય છે. પ્રબળ સંવેગમાં પેશીઓમાં ખેંચાણ

કે શૈથિલ્ય આવે છે જે પૈશિક સવેદનાઓ (Motor sensations) ઉત્પન્ન કરે છે.

## (૫) સંવેગોની રચના (Structure of Emotion)

પ્રત્યેક સંવેગોને માનસિક અને શારીરિક એમ બે બાજુઓ હોય છે. આપણે નીચે લખેલાં તત્ત્વોથી સંવેગોને ઓળખી શકીએ છીએ.

(૧) માનસિક બાજુમાં—

(अ) કોઈ એવી પરિસ્થિતિનો પ્રત્યક્ષ, સ્મૃતિ, કલ્પના કે વિચાર જે વ્યક્તિની ભૌતિક, માનસિક, સામાજિક તથા ઉચ્ચતર રુચિઓ પર પ્રભાવ પાડે છે.

(ब) સુખ અથવા દુઃખની વેદના.

(क) સક્રિય થવાની પ્રવૃત્તિ.

(ड) આંગિક તથા પૈશિક સંવેદનાઓની જટિલતા.

(૨) શારીરિક બાજુમાં—

(अ) વ્યાપક આંતરદૈહિક પરિવર્તન. (ब) પૈશિક ગતિઓ.

માનસિક તત્ત્વો પ્રત્યેક સવેગમાં એકસમાન રૂપે પ્રમુખ હોતાં નથી. તે ઐહિક અનુભવનાં ઘટકો છે જેને સંવેગ કહે છે અને શારીરિક તત્ત્વો મળે છે ત્યારે અભિવ્યક્તિ કે પ્રકાશન કહેવામાં આવે છે.

સંવેગાત્મક અનુભવની રચનાના સંબંધમાં આપણે નીચે પ્રમાણેનાં તત્ત્વો તરફ ધ્યાન આપવું જોઈએ,

(૧) સંવેગો એક એકાન્ત વસ્તુ કે વિષય (Object)થી જાગૃત થતા નથી, પરંતુ એક સમગ્ર પરિસ્થિતિથી ઉત્પન્ન થાય છે. જે વ્યક્તિને પ્રભાવિત કરનાર જટિલ સ્થિતિઓનો સમૂહ છે તે વ્યક્તિથી સંબંધિત હોય છે. આ પ્રમાણે સંવેગ કોઈ પરિસ્થિતિ કે જે વ્યક્તિ સાથે સંબંધ ધરાવતી હોય તેના પ્રત્યક્ષ, સ્મૃતિ, કલ્પના કે વિચારથી ઉત્પન્ન થાય છે. જુદા જુદા પ્રકારની બાહ્ય પરિસ્થિતિઓ વિવિધ સંવેગોને જન્મ આપે છે. જેમકે, એક મુક્ત સાપનો પ્રત્યક્ષ થતાં ભય ઉત્પન્ન થાય છે. કારણ કે તે આપણા જીવનને માટે ખતરનાક છે, પરંતુ જ્યારે તે મદારી પાસે હોય છે ત્યારે લેશમાત્ર ભય ઉત્પન્ન થતો નથી. ઘણું કરીને પરિસ્થિતિ મૂળપ્રવૃત્યાત્મક ક્રિયા (Instinctive act) ને જન્મ આપે છે જેને સંવેગના રૂપમાં અનુભવાય છે. સાપને જોઈને ત્યાંથી દૂર નાસી જવાની મૂળ પ્રવૃત્યાત્મક ક્રિયા ઉત્પન્ન થાય છે અને તેનો અનુભવ ભયના સંવેગના રૂપમાં થાય છે.

(૨) સંવેગ શરીરના આંતરિક અંગોમાં વ્યાપક આંગિક પ્રતિધ્વનિઓ ઉત્પન્ન કરે છે. અને તેની સૂચના બોધસ્નાયુઓ મગજમાં પહોંચાડે છે. જેનાથી મનમાં આંગિક સંવેદનાઓનો ઉદ્દગમ થાય છે. આ આંગિક સંવેદનાઓ સંવેગનાં મુખ્ય તત્ત્વો છે પરંતુ તે સવેગ નથી. વુડવર્થ જણાવે છે કે "સંવેગ શરીરની આંદોલિત અવસ્થા છે. તે અનુભૂતિની ક્ષુબ્ધ અવસ્થા છે. તે અસ્તવ્યસ્ત પૈશિક અને ગ્રંથિક (Glendular) ક્રિયા છે. દરેક સંવેગ અને સંવેદના જુથ (Sensation mass) હોય છે અને તે સાથે જ એક ગતિતત્પરતા (Motor Set) હોય છે. ભય પલાયનની તત્પરતા છે. તથા ક્રોધ આક્રમણની; ઉલ્લાસ હસવાની તૈયારી છે તથા શોક રડવાની."

(૩) સંવેગ વિવિધ પેશીઓમાં ગતિ પણ ઉત્પન્ન કરે છે અને તે પૈશિક ગતિઓની સૂચના બોધસ્નાયુઓ દ્વારા મગજમાં પહોંચે છે. તેનાથી મનમાં ગતિસંવેદનાઓ જન્મ પામે છે. આ ગતિસંવેદનાઓ પણ સંવેગનાં મહત્ત્વપૂર્ણ અંગો છે. જુદા જુદા સંવેગોમાં જુદી જુદી સ્થૂળ પ્રતિક્રિયાઓ થાય છે. સવેગોની પરસ્પર ભિન્નતા અને તેમની બાહ્ય પરિસ્થિતિઓ તથા સ્થૂળ પ્રતિક્રિયાઓથી સંવેગોને ઓળખી શકાય છે. કોઈ કોઈ વખત સંવેગ સિવાય પણ સ્થૂળ પ્રતિક્રિયા હોઇ શકે છે. જેમકે કોઇ વખત ભય ન હોવા છતાં પલાયન થઈ શકીએ છીએ, ક્રોધ ન હોય છતાં પણ આક્રમણનો પ્રતિકાર કરી શકીએ છીએ. "જો સ્થૂળ પ્રતિક્રિયા શીઘ્ર અને સફળ થાય તો સંવેગ ઉત્પન્ન ન પણ થઇ શકે. જો તે સમયમાં સંબંધોનું જ્ઞાન રાખનાર બુદ્ધિ બલવતી હોય છે તો સંવેગાત્મક પ્રતિક્રિયા ન્યૂનતમ હોય છે. પરંતુ જો પરિસ્થિતિ કાબૂની બહાર થઈ જાય છે તો પરિસ્થિતિને અનુકૂળ સંવેગ ઉત્પન્ન થઈ જાય છે. માટે પરિસ્થિતિ અને પ્રતિક્રિયાથી તમારું એ અનુમાન કરવું સંદેહહીન નથી કે વ્યક્તિ સંવેગાત્મક પરિસ્થિતિમાંથી ગુજરી રહી છે. પરંતુ તેમાં કોઈ સંદેહ નથી કે જો તેને કોઈ સંવેગ થઇ રહ્યો છે તો તે તે છે જે તે પરિસ્થિતિ અને પ્રતિક્રિયાની સાથે ઘણું કરીને હોય છે." (વુડવર્થ) * જ્યારે મન પરિસ્થિતિ પર કાબૂ કરી શકતું નથી ત્યારે સંવેગનો અનુભવ થાય છે.

સંવેગનો પ્રભાવ ચેષ્ટા ઉપર પણ પડે છે. અને તે કંઇક ચેષ્ટા કરવાનો આવેગ ઉત્પન્ન કરે છે. તેમાં સક્રિય હોવાની પ્રવૃત્તિ રહેલી હોય છે. સંવેગ

* વુડવર્થ, માનસશાસ્ત્ર, ૧૯૪૮

એ વ્યક્તિની કોઈ પરિસ્થિતિ પ્રતિ કરવામાં આવતી પ્રતિક્રિયા છે. વોર્ડ જણાવે છે કે " એ પ્રતિક્રિયામાં સાધારણ રીતે ન્યૂનાધિક વ્યાપક દૈહિક ઉદ્દીપન થાય છે. જે શ્વસન, રક્તસંચાર અને અન્ય પ્રક્રિયાઓને પરિવર્તિત કરી દે છે. અને વિવિધ અનૈચ્છિક પેશિઓમાં તણાવ કે શૈથિલ્ય પેદા કરી દે છે."

સંવેગમાં વેદનાત્મક ગુણ પણ રહેલો હોય છે. તે સુખકારી કે દુઃખકારી હોય છે. સુખ કે દુઃખ સંવેગનો એક મહત્ત્વપૂર્ણ ભાગ છે. કોઈ પરિસ્થિતિના પ્રત્યક્ષથી સુખ કે દુઃખ ઉત્પન્ન થાય છે. આ તે તટસ્થ કે વેદનાશૂન્ય હોતી નથી.

આ પ્રમાણે સંવેગોમાં પરિસ્થિતિનો પ્રત્યક્ષ, સ્મૃતિ, કલ્પના કે જે જ્ઞાનનાં તત્ત્વો છે, સુખ કે દુઃખ જે વેદનાનાં તત્ત્વો છે તથા કંઈક કરવાની પ્રવૃત્તિ જે ચેષ્ટા છે વગેરે તત્ત્વો રહેલાં હોય છે. તેની રચનામાં આંગિક સંવેદનાઓ તથા ગતિ સંવેદનાઓ પણ હોય છે. આ પ્રમાણે સંવેગની રચનામાં જ્ઞાન, વેદના અને ચેષ્ટાનાં તત્ત્વો રહેલાં હોય છે. વુડવર્થ સંવેગોની રચનામાં નીચે પ્રમાણેનાં તત્ત્વો જણાવે છે.—

(૧) વ્યક્તિનું પરિસ્થિતિને જોવું અથવા સમજવું (૨) કોઈ સ્થૂળ ક્રિયા માટે—જેમકે ભયથી નાસવા માટે તેની ગતિતત્પરતા. (૩) સ્વતંત્ર સ્નાયુઓ અને અંતર્મસ્તિષ્ક (Inter brain) માં સ્થિત તેમનાં કેન્દ્રો પર આધારિત હોય છે. (૪) આંતરિક આંગિક ક્રિયા અભિવ્યંજક ગતિઓ અને સ્થૂળ ક્રિયાઓ દ્વારા ઉત્પન્ન આંગિક અને પૈશિક સંવેદનાઓનું જૂથ. (૫) કેટલાક સમય સુધી પરિસ્થિતિ પર કાબૂ ન કરી શકવાની વ્યક્તિની અસમર્થતા અને પરિણામસ્વરૂપ શરીરની વ્યાપક અને અનિર્દેશિત ક્રિયા. (૬) સુખ કે દુઃખ ઉદ્દીપન કે શાન્તિ, ખેંચાણ અને શૈથિલ્ય.

### (૬) સંવેગ અને મનોદશા (Emotion and Mood)

સંવેગ મનની પરિવર્તન પામતી દશા છે જ્યારે મનોદશા એક સ્થિર દશા છે. મનોદશા એ સંવેગનો સ્થિર રહેતો પશ્ચાત પ્રભાવ છે. મનોદશાના રૂપમાં સંવેગ સ્થિર રહે છે. સંવેગ પોતાની પાછળ એક સમાન મનોદશા મૂકીને જાય છે. મનોદશાની વ્યાખ્યા કરતાં બાલ્ડવીન (Baldwin) જણાવે છે કે મનોદશા "પ્રકટ થયેલો સંવેગાત્મક અંશ, અમુક ચોક્કસ માનસિક વસ્તુથી સંયુક્ત નહિ અને આંગિક સંવેદનાઓથી અધિક રંગાયેલ હોય છે."

ટીચનર જણાવે છે કે નિર્બળ સંવેગાત્મક ચેતનાઓ જે થોડા વખત ભેગી રહે છે તે મનોદશા કહેવામાં આવે છે. આ રીતે આનંદિત મનોદશા આનંદનો સંવેગ જણાવે છે. સંવેગ મનોદશાનું કારણ છે. સંવેગ કરતાં તેની તીવ્રતા ઓછી હોય છે પરંતુ તેનો સ્થિતિકાળ અધિક હોય છે. જ્યારે સંવેગ મનોદશા કરતાં અધિક તીવ્ર હોય છે. પરંતુ તે થોડો સમય રહે છે.

સંવેગાત્મક મનોદશા સ્વયં કોઈ નિશ્ચિત વસ્તુથી સંબંધિત હોતી નથી. આ સંવેગ અને મનોદશાની ભિન્નતા દર્શાવે છે. "જેને આવેગ કહેવામાં આવે છે તેનો અનુભવ કોઈ નિશ્ચિત વસ્તુના સંબંધમાં થવો જોઈએ; ગુસ્સે થવા માટે આપણે કોઈ વસ્તુની બાબતમાં ગુસ્સે થવું જોઈએ. પરંતુ અનિદ્રાની રાત્રિને કારણે ચીડની સામાન્ય મનોદશાને તે પ્રમાણે કોઈ ચોક્કસ વિષય હોતો નથી." (સ્ટાઉટ) આ પ્રમાણે સંવેગ કોઇ નિશ્ચિત વિષયનાં સંબંધમાં અનુભવી શકાય છે. તેને ઉત્પન્ન થવા માટે કોઈ કારણ આવશ્યક છે. કુતરાની પૂછડી ખેંચીએ છીએ તો તે ગુસ્સે થાય છે. જ્યારે કોઈ આપણું અપમાન કરે છે ત્યારે આપણે ક્રોધિત થઈએ છીએ. આ પ્રમાણે સંવેગ એક ચોક્કસ પરિસ્થિતિમાં ઉત્પન્ન થાય છે. જ્યારે મનોદશાને કોઈ નિશ્ચિત વિષય હોતો નથી. તે સંવેગના અંત બાદ રહી ગયેલો તેનો સમાન પ્રભાવ છે. તે મનમાં અધિક સમય સ્થિર રહે છે. અને ચેતનાના સમસ્ત ક્ષેત્રને પોતાના રંગમાં રંગવા માટે પ્રવૃત્ત રહે છે. તેને કોઇ નિશ્ચિત વસ્તુ હોતી નથી. જ્યારે મનોદશા એક વખત અસ્તિત્વમાં આવે છે તો તે સ્વયં પોતાના માટે વિષય ઉત્પન્ન કરે છે. જો આપણે એક વખત ક્રોધિત થયા તો ક્રોધાવેગના અંત બાદ ચીડની મનોદશા રહી જાય છે. અને પરિણામસ્વરૂપ મામૂલી બાબતો પર ગુસ્સે થવા લાગીએ છીએ. ઉદાહરણાર્થઃ નોકરને ચા લાવતાં વાર થાય તો તેને ઠપકારીએ છીએ. ભાઈબહેન નાનાં બહાર રમતાં રમતાં અવાજ કરતાં હોય તો તેમને એકાદ ધોલ જમાવી દઈએ છીએ. મનોદશાની પ્રવૃત્તિ સ્થિર રહેવાની હોય છે તેમ જ તે સંવેગમાં પરિવર્તિત થઈ જાય છે. તે સંવેગનો સ્થિર રહેલો પશ્ચાત્ પ્રભાવ છે અને કોઇ કોઈ વખત સંવેગોની ઉત્પત્તિ મનોદશાથી થાય છે.

મનોદશાની ઉત્પત્તિનાં ઘણાં કારણો હોઈ શકે છે. આંગિક સ્થિતિઓ પણ તેમાનું એક છે. કોઈ કોઇ વખત આંગિક દશાઓના કારણે પણ મનોદશા ઉત્પન્ન થાય છે. હોજરીની ખરાબીના કારણે કોઈ વ્યક્તિને અપચો થાય છે

અને તે આંગિક દશા તેનામાં ચીડની મનોદશા ઉત્પન્ન કરે છે. તેવી જ રીતે અનિદ્રા પણ છે. જ્યારે અધિક દિવસો સુધી અનિદ્રા રહે છે અથવા તો અનિદ્રાનો રોગ લાગુ થઈ જાય છે તો મનોદશા ચીડિયા બની જાય છે. આ પ્રમાણે મનોદશા કોઈ કોઈ વખત આંગિક દશાઓના કારણે ઉત્પન્ન થાય છે. આંગિક અવસ્થાઓથી પેદા થયેલી મનોદશા સીધી રીતે સંવેગને ઉત્પન્ન કરવામાં અસમર્થ હોય છે.

મનોદશા પરોક્ષ રીતે થોડી ચેષ્ટાની અધોચેતન દઢના ધરાવે છે અને સંવેગ વેદનાત્મક-ચેષ્ટાત્મક પ્રવૃત્તિનો ગૌણ આવેગ ધરાવે છે. અને અત્યધિક દઢ મનોદશા આવેગાત્મક અભિવૃત્તિઓના અનિર્ણિત સંઘર્ષોથી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે મનોદશા ઉત્પન્ન થવાનાં વિભિન્ન કારણો હોય છે. તેનાથી કોઈ કોઈ વખત આવેગનો ઉદ્ભવ પણ થાય છે.

### (૭) સંવેગ અને સંવેગાત્મક પ્રવૃત્તિ (Emotion and Emotional disposition).

ભાવના (Sentiment) એક સ્થાયી સંવેગાત્મક પ્રવૃત્તિ છે. "સંવેગ સદૈવ ચેતનાની એક સક્રિય અવસ્થા હોય છે. સંવેગાત્મક પ્રવૃત્તિ કોઈ વસ્તુની ઉપસ્થિતિમાં કોઈ પ્રકારનો સંવેગ અનુભવ કરવાની સ્થાયી પ્રવૃત્તિ છે. આ પ્રમાણે એક બાળકથી બિલ્લીની પૂંછડી વારંવાર ખેંચાવાથી તેનામાં જ્યારે જ્યારે બાળક તેની પાસે આવે ત્યારે ગુસ્સાનો અનુભવ કરવાની સ્થાયી પ્રવૃત્તિ થઈ જાય છે." (સ્ટાઉટ) આ પ્રમાણે ભાવના એક સ્થાયી સંવેગાત્મક પ્રવૃત્તિ છે. તે કોઈ સંવેગનો અનુભવ કરવાની સ્થાયી પ્રવૃત્તિ છે. શૈન્ડ (Shand) ભાવનાની વ્યાખ્યા કરે છે કે, "ભાવના કોઈ વસ્તુ પર કેન્દ્રિત સંવેગાત્મક પ્રવૃત્તિઓની એક સુવ્યવસ્થિત સમષ્ટિ છે." મેકડુગલ જણાવે છે કે તે "કોઈ વસ્તુના અનુભવથી ઉત્પન્ન તે વસ્તુના પ્રતિ સ્થાયી ચેષ્ટાત્મક અભિવૃત્તિ (Attitude) છે." ભાવના એક અર્જિત પ્રવૃત્તિ છે જેનું નિર્માણ ધીરે ધીરે કેટલાક સંવેગાત્મક અનુભવો અને ક્રિયાઓથી થાય છે." "ભાવના એક પ્રવૃત્તિ છે તથા તેમાં સંવેગાત્મક પ્રવૃત્તિઓ અથવા પ્રવૃત્તિનો એક વિચાર અથવા વિચાર સમષ્ટિથી સાહચર્ય થાય છે" (ડ્રેવર). ઇંગ્લીશ જણાવે છે કે સંવેગાત્મક પ્રવૃત્તિઓ સંવેગાત્મક મનોદશાના જેવી વસ્તુ નથી. મનોદશા એ ચેતનાની વાસ્તવિક વેદના છે. પરંતુ ભાવના જ્યારે ન તો મનોદશા કે ન તો સંવેગનો અનુભવ થતો હોય ત્યારે સ્થિતિ હોય છે. ભાવનાના નિર્માણમાં સંવેગાત્મક પ્રવૃત્તિઓ સંયુક્ત થાય છે અને તે માનસિક સંરચનાને પરિવર્તિત

કરે છે. આ રીતે ભાવનાઓ અર્જિત માનસિક પ્રવૃત્તિઓ છે. ભાવના એક સ્થાયી સંવેગાત્મક પ્રવૃત્તિ છે. સંવેગ ચેતનાના કેન્દ્રમાં અનુભવવામાં આવે છે. જ્યારે ભાવના ચેતનાના દ્વારની નીચે સ્થાયી દશાના રૂપમાં વિદ્યમાન રહે છે. માતાને બાળક પ્રત્યે અસીમ પ્રેમ હોય છે પરંતુ તે તેનો અનુભવ હંમેશ કરતી નથી; પરંતુ તેનામાં બાળક પ્રત્યે આવશ્યક સમયે પ્રેમ કરવાની સ્થાયી સંવેગાત્મક પ્રવૃત્તિ રહેલી હોય છે. જ્યારે બાળક ભૂખ્યું થાય છે અને રડવા લાગે છે ત્યારે માતાને પ્રેમનો અનુભવ થાય છે અને તે તરત જ તેને લઈને સ્તનપાન કરાવે છે. આ પ્રમાણે અમુક અમુક સમયે તેને પ્રેમના સંવેગનો અનુભવ થાય છે. કલાસમાંથી આપણું પુસ્તક ચોરી લઈ જનાર વિદ્યાર્થી પ્રતિ આપણને ઘૃણા થાય છે. તેના પ્રતિની આપણી ઘૃણા એ સ્થાયી સંવેગાત્મક પ્રવૃત્તિ છે. જ્યારે આપણે તેને જોઈએ છીએ ત્યારે આપણને તેણે કરેલી ચોરીનો વિચાર આવે છે અને તે સમયે આપણી ચેતનામાં સ્થાયી રૂપે રહેલી પ્રવૃત્તિ જાગૃત થાય છે અને સંવેગમાં પરિણત થાય છે. આ પ્રમાણે પ્રેમ, ઘૃણા, મિત્રભાવ વગેરે ભાવનાઓ સંવેગાત્મક પ્રવૃત્તિઓ છે. કોઈ સંવેગ વારંવાર અનુભવવામાં આવે છે તેનું પરિણામ તે સરળ ભાવના (Simple Sentiment) છે. તેનાથી સંવેગાત્મક આદત (Emotional habit) અધિક પ્રબળ બને છે. જેનો અનુભવ કરવાની પ્રવૃત્તિ અધિક શક્તિશાળી હોય છે. સરળ ભાવના ફક્ત એક જ પ્રકારના સંવેગને ઉત્પન્ન કરી શકે છે. પરંતુ જટિલ ભાવના ઘણા પ્રકારના સંવેગો ઉત્પન્ન કરી શકે છે. આ પ્રમાણે મિત્રતાની ભાવના અત્યધિક વિકસિત છે. તે ઘણા પ્રકારના સંવેગો ઉત્પન્ન કરી શકે છે. ઘણા વખત બાદ મિત્રને મળતાં અત્યંત આનંદ થાય છે. જ્યારે તે આપણાથી છૂટો પડે છે ત્યારે અત્યંત શોક ઉત્પન્ન થાય છે. મિત્ર જ્યારે અન્ય લોકોમાં પોતાની રુચિ પ્રદર્શિત કરે છે અને તેમના પ્રતિ અધિક પ્રેમ પ્રદર્શિત કરે છે તો ઈર્ષ્યા થાય છે. સદૈવ મિત્રની સફળતા માટેની આશા કરવામાં આવે છે. તેને કોઈ જોખમમાં જોઈને ભય ઉત્પન્ન થાય છે તથા તેના શત્રુના પ્રતિ ઘૃણા અને તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે એ દરેક સંવેગોનો મિત્રતાની ભાવનાથી જન્મ થાય છે, પરંતુ તે દરેકનો એક સાથે અનુભવ કરી શકાતો નથી.

### (૮) ભાવના અને મનોદશા (Sentiment and Mood)

ભાવના એક સ્થિર સંવેગાત્મક પ્રવૃત્તિ છે. મનોદશા સંવેગનો સ્થિર રહેનાર પશ્ચાત્ પ્રભાવ છે જે અલ્પસ્થાયી હોય છે. સ્ટાઉટ જણાવે છે કે

સવેગાત્મક પ્રવૃત્તિ સંવેગાત્મક મનોદશાના જેવી જ સમાન વસ્તુ નથી મનોદશા એ ચેતનાની એક વાસ્તવિક વેદના છે પરતુ પ્રવૃત્તિ તો જ્યારે ન તો મનોદશા કે ન તો સવેગનો અનુભવ થાય ત્યારે પણ વર્તમાન રહે છે" ભાવના ચેતનસ્તરની નીચે અધોચેતન સ્તરમા જીવિત રહે છે પરતુ સવેગાત્મક મનોદશાનો તો ચેતનના સ્તરમા અનુભવ થાય છે ખરી રીતે તો ચેતનામા જ અનુભવાય છે જ્યારે કોઈ વ્યક્તિ ચીડની મનોદશામા હોય છે ત્યારે તેનો અનુભવ ચેતનામા કરે છે ચીડની દશા એક ચેતન અનુભૂતિ છે પરતુ તે પ્રેમ કે ઘૃણાની અનુભૂતિ ન થઈ શકે, કારણ કે તે અધોચેતન સ્તરમા રહેતી હોય છે અને તેમનુ જ્યા સુધી સવેગના રૂપમા પ્રકાશન ન થાય ત્યાં સુધી તેને અનુભવી શકાતી નથી પરતુ ભાવના જે વસ્તુ છે તે સવેગ નથી ભાવનાઓ સંવેગાત્મક પ્રવૃત્તિઓ છે, જે સવેગનુ મૂળ કારણ છે

(૯) ભાવના અને ભાવનાગ્રથિ (Sentiment and Complex)

"ભાવના બંધારણ કે સરચનાનુ એક તથ્ય છે, પ્રવૃત્તિઓનુ એક વ્યવસ્થિત તત્ર છે જે પ્રસગોએ તેને સક્રિય ક્રિયામા લાવવામા આવે છે તેમની મધ્ય ન્યૂનાધિક વિશ્રામની દશામા દૃઢ બને છે" (મેકડૂગલ) આ પ્રમાણે "ભાવનામા કોઈ ચોક્કસ વસ્તુથી સબધિત ચોક્કસ સવેગ કે ઇચ્છાઓને અનુભવવાની વ્યક્તિની અભિવૃત્તિનો સમાવેશ થાય છે તે વસ્તુના અનુભવથી લઈ જવામા આવેલી કોઈ વસ્તુ પ્રતિની દૃઢ થતી ચેષ્ટાત્મક અભિવૃત્તિ છે" (ઇંગ્લીશ)

ગ્રથિની પરિભાષા કરતા હાર્ટ (Hart) જણાવે છે કે ગ્રથિ "સવેગ મિશ્રિત વિચારો (Emotionally toned ideas)ની સમષ્ટિ છે" ડ્રેવરનો મત છે કે "ભાવના વિચારના સ્તર પર એક પ્રકારની ગ્રથિ છે ગ્રથિ વેદનાથી સયુક્ત સહચારી વસ્તુઓ અથવા અનુભવોનો એક સમૂહ છે તે સવેગથી યુક્ત વિચારોની એક સમષ્ટિ છે ગ્રંથિ સવેગમા પરિણિત થઇ શકે છે ગ્રથિનુ નિર્માણ પ્રત્યક્ષના સ્તર પર થાય છે ભાવનાનુ નિર્માણ વિચારના સ્તર પર થાય છે જેવો કે ફ્રોયેડ (Freud) અને અન્ય મનોવિશ્લેષણ શાસ્ત્રીઓ (Psychoanlyses)નો મત છે ગ્રથિ અસમાપ્ત દ્વન્દ્વના કારણે અનિવાર્યત દમાયેલી (Repressed) કે અસાધારણ નથી હોતી"* ગ્રથિ "એક પ્રબળ સવેગોથી મિશ્રિત સબધિત વિચારોની એક

* ડ્રેવર, શિક્ષણ મનઃશાસ્ત્ર

સમષ્ટિ છે જેમા કોઈ નિશ્ચિત પ્રકારના કાર્યોને ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ રહે છે ગ્રથિઓ દરેક પ્રકારની હોઈ શકે છે સઘટક વિચારો દરેક પ્રકારના હોઈ શકે છે સહચારી સવેગ પ્રિય કે અપ્રિય અત્યધિક તીવ્ર કે નિર્બળ હોઈ શકે છે×

ગ્રથિઓ ઘણા પ્રકારની હોઈ શકે છે કોઈને રમતગમતનો શોખ હોય તો તેનામા એક પ્રબળ ક્રીડાગ્રથિ હોઈ શકે છે શોખ (Hobby) પણ એક ગ્રથિ માની શકાય કોઈ રાજનીતિજ્ઞમા "રાજનૈતિક ગ્રથિ" હોઈ શકે છે કોઈ સામાજિક કાર્યકર્તામા પ્રબળ 'સામાજિક ગ્રથિ' હોઈ શકે છે કોઈ યુવક કે યુવતીમા પ્રબળ 'પ્રણય ગ્રથિ' હોઈ શકે છે

પ્રેમમા આસક્ત યુવક કે યુવતીમા પ્રબળ પ્રણય ગ્રથિ' (Love complex) રહેતી હોય છે હમેશા તે ગ્રથિ સાથે સામ્ય ધરાવતા વિચારો જ નિરતર ચેતનામા ઉત્પન્ન થયા કરે છે સાધારણ અને નાની બાબતો પણ તત્સબધી વિચારોને જાગૃત કરે છે અને તેનાથી પ્રેમની ચારે તરફ વિચારોની એક જાળ બની જાય છે તે પોતાના મનને પોતાના હમેશના સાધારણ કામકાજમા લગાડી શકતો નથી તેનો એ સ્વભાવ બની જાય છે કે ગમે તેવી ઘટના બને તેને પોતાની વાસના સાથે સયુક્ત કરે છે અને તે પ્રમાણે તેનો અર્થ કરે છે

ગ્રથિ ઉત્તેજનાની ઉપસ્થિતિમા ચેતનાની ધારામા કાર્ય કરવાનુ પ્રારભ કરી દે છે અને જ્યારે ગ્રથિનો કોઈ સઘટક વિચાર ક્રિયાશીલ બને છે તો તેની અસર સમગ્ર ગ્રથિ પર પડે છે અને સમગ્ર ગ્રથિ સક્રિય બની જાય છે અને ચેતનાપ્રવાહમા કાર્ય કરવા લાગે છે ચેતનાના પ્રવાહમા ગ્રથિને અનુકૂળ વિચારધારાઓ, સવેગો અને ક્રિયાઓ પ્રગટ થાય છે જે વિચારો સવેગો અને ક્રિયાઓ ગ્રથિને અનુકૂળ હોય છે તેમનુ પુષ્ટીકરણ (Reinforcement) થાય છે જ્યારે તેમને અનકૂળ ન હોય તેમનો નિરોધ (Inhibition) થાય છે થોડા અશે સવેગમિશ્રિત વિચારોની સમષ્ટિઓ કે ગ્રથિઓ વિચારો અને કાર્યોની દિશા નક્કી કરે છે છતા પણ એમ બની શકે કે વ્યક્તિ તેનાથી તદ્દન અનભિજ્ઞ હોય, તેને તેની બિલકુલ ચેતના ન હોય વ્યક્તિ એમ માની શકે છે કે તેના વિચાર અને કાર્યો કોઈ યુક્તિસગત માન્યતાથી થતા પરિણામ છે વ્યક્તિ ગ્રથિઓમા પોતાના વિચારોનુ મૂળ ઓળખતો નથી અને યૌક્તિકીકરણ (Rationalization)

× વિક્ષિપ્ત માનસશાસ્ત્ર

કરી પોતાના વિચારો અને કાર્યોનું યુક્તિપૂર્વક ઔચિત્ય સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે.

અપ્રિય ગ્રંથિ જે વ્યક્તિના વિચારો અને ક્રિયાઓની મુખ્ય પ્રવૃત્તિ સાથે સમાનતા ધરાવતી નથી અને તેનાથી જુદી જ રીતે વ્યવહાર માગે છે ત્યારે એક દ્વન્દ્વ (Conflit)ની અવસ્થા ઉત્પન્ન થાય છે. આ દ્વન્દ્વ વ્યક્તિ અને ગ્રંથિ વચ્ચેનો સંઘર્ષ છે. તે બન્ને પરસ્પર એક બીજાનો વિરોધ કરે છે. આ દ્વન્દ્વ ત્યારે જ બંધ થઈ શકે છે જ્યારે ગ્રંથિનું દમન કરવામાં આવે અને તેને ચેતનામાંથી બહાર કરવામાં આવે એટલે કે તેમનું દમન કરી અધોચેતનમાં ધકેલી દેવામાં આવે. દમન કરવામાં આવેલી ગ્રંથિનો નાશ થતો નથી પરંતુ તેના પ્રકાશનનું સાધારણ રૂપ અવશ્ય નષ્ટ થઈ જાય છે. અને તેથી તે પોતાના રૂપમાં આવી શકતી નથી. છતાં તેની પ્રવૃત્તિ ચાલુ જ રહે છે અને વેશપરિવર્તન કરી પ્રચ્છન્ન રૂપમાં ચેતનામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે છે. પ્રતિરોધક (Censor) તેને ચેતનાના સ્તર પર આવતાં અટકાવે છે અને તેને છેતરવા માટે તે વેષાન્તર કરી પ્રચ્છન્ન રૂપે પોતાનું પ્રકાશન કરવાનો પ્રયત્ન કરે છે. આથી ચેતનામાં તે વિકૃત રૂપમાં અભિવ્યક્ત થાય છે. કેટલીક અવિવાહિત પ્રૌઢ મહિલાઓની 'કામગ્રંથિ'ને અભિવ્યક્ત થવાનો સ્વાભાવિક માર્ગ પ્રાપ્ત થતો નથી; કારણ કે સમાજમાં તેનો નિષેધ કરવામાં આવ્યો છે અને તેથી તેનું દમન કરવામાં આવે છે. આ દબાયેલી કામગ્રંથિ પોતાનું પ્રકાશન કરી શકતી નથી. તે સદૈવ પોતાના પ્રકાશન માટે પ્રયત્નશીલ રહે છે. અને તે ગ્રંથિઓને કામથી સંબંધિત વિચારો, વાર્તાલાપ, વિવાહ, અશ્લીલ વાર્તાલાપ વગેરેમાં અસ્વાભાવિક રૂપે રુચિ ધરાવવાથી અને તે પ્રમાણે કરવાથી અભિવ્યક્તિ પ્રાપ્ત થઈ શકે છે કોઈ કોઈ વખત તે દબાવવામાં આવેલી ગ્રંથિઓ પોતાનું પ્રકાશન પરોક્ષ રીતે પ્રતિકો દ્વારા કરે છે. અવિવાહિત પ્રૌઢ મહિલાઓની દબાવેલી માતૃક પ્રવૃત્તિ કૂતરાં કે બિલાડીઓની પ્રતિ અધિક સ્નેહમાં વિકૃત પ્રકાશન પ્રાપ્ત કરે છે કોઈ કોઈ દબાયેલી ગ્રંથિઓ પરોક્ષ રીતે પ્રક્ષેપન (Projection)ના રૂપમાં પ્રગટ થાય છે. કોઈ એકદમ નિર્બળ વ્યક્તિ પોતાની અપ્રિય ગ્રંથિનું કોઈ અન્ય વ્યક્તિમાં પ્રક્ષેપન કરે છે.

"ગ્રંથિ, સંવેગો અને વિચારોની સંમિલિત સમષ્ટિ છે. જે પોતાની અપ્રિયતાને કારણે અધિકાંશ યા પૂર્ણતઃ દબાવેલી હોય છે. ભાવના અને ગ્રંથિમાં અંતર મુખ્યતયા માત્રાનું છે. બન્ને સંવેગાત્મક સમષ્ટિઓ છે, પરંતુ

એક શુદ્ધ સમષ્ટિ છે બીજી અશુદ્ધ સમષ્ટિ. એક પ્રમુખ રીતે તાર્કિક સંબંધો (Logical relations) થી વ્યવસ્થિત થાય છે, બીજી આકસ્મિક સાહચર્યોથી. અને તેથી મુશ્કેલીથી જ વ્યવસ્થિત કહી શકાય. એક વ્યક્તિને માલૂમ પડે છે અને તેનાથી સ્વીકૃત થાય છે. બીજીનું વ્યક્તિને ઘણું કરીને કોઈ જ્ઞાન હોતું નથી અને તે અજ્ઞાન રૂપે તેને ધ્યાન, સ્મૃતિ કે ચેતનામાં છૂપાવીને રાખે છે. જ્યારે ભાવનાથી ઉત્પન્ન થનાર પ્રેરક ઘણે ભાગે ચેતન અને યુક્તિપૂર્ણ હોય છે. ગ્રંથિથી ઉત્પન્ન થનાર પ્રેરક ન્યૂનાધિક અયૌક્તિક અને પૂર્ણતયા અચેતન હોય છે." (બર્ટ)* ગ્રંથિઓ સંવેગોથી મિશ્રિત વિચારોની સમષ્ટિઓ હોય છે. સામાન્ય રીતે સંઘટન ન થતાં અને સામાજિક વાતાવરણ સાથે સુસમાયોજન (Adjustment) ન થતાં તેમનું દમન કરવામાં આવે છે, જે પીડાપ્રદ હોય છે. આ રીતે દબાવવામાં આવેલી ગ્રંથિઓ સમાજવિરોધી વ્યવહારમાં અભિવ્યક્ત થાય છે.

## (૧૦) સ્વભાવ (Temperament)

જનપ્રિય માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓનું વર્ગીકરણ ત્રણ મુખ્ય શિર્ષકોમાં કરે છે. બુદ્ધિ, લાગણી અને ઈચ્છા; અને વ્યક્તિના ગુણોનું ત્રણ શિર્ષકોમાં વર્ગીકરણ કરે છેઃ શક્તિ, સ્વભાવ અને ચારિત્ર. આપણે આગળ જોઈ ગયા કે મનોદશા સંવેગનો અલ્પસ્થાયી પશ્ચાત્ પ્રભાવ છે અને ભાવના અધોચેતન સ્તરમાં સ્થાયી સંવેગાત્મક પ્રવૃત્તિ છે. સ્વભાવ મનોદશા અને ભાવનાથી પણ અધિક ગંભીર અને સ્થાયી હોય છે. તે ચારિત્રના નિર્માણમાં ભાગ લે છે. "સ્વભાવ માનસશાસ્ત્રના ખરા અર્થમાં લઈ શકાય તે આ પ્રમાણે તે વેદનાત્મક સંરચના માટે, સંવેગપ્રેરક ઉત્તેજના પ્રતિની વ્યક્તિની જન્મજાત ગ્રાહકતા માટે અને તેની સંવેગપ્રેરિત પ્રતિક્રિયાઓના નમૂનાનાં લક્ષણો માટે એક અધિક સામાન્ય નામ છે." (ટીચનર) આ પ્રમાણે વ્યક્તિઓની બીજાની સાથે તુલના કરીએ તો ધ્યાન ખેંચે તેવું તેમનું અંતર જે આપણે જોઈએ છીએ તે તેમની પરંપરાગત ગ્રાહકતાઓ અને સંવેગાત્મક પ્રતિક્રિયાનો અમુક રૂપોની પૂર્વપ્રવૃત્તિઓ સાથે સંબંધ ધરાવે છે. આ લક્ષણ સ્વભાવની રચનામાં એક મહત્ત્વપૂર્ણ તત્ત્વ છે. સ્વભાવ વ્યક્તિના જીવનની સંપૂર્ણ અભિવૃત્તિનું નિર્ધારણ કરે છે. તે વિચારવાની, અનુભવવાની અને સંકલ્પ કરવાની એક સ્થાયી પ્રવૃત્તિ છે. મેકડૂગલના અનુસાર "મનુષ્યના

---

* બર્ટ; અલ્પઅવયસ્ક અપરાધી.

સ્વભાવની કામચલાઉ પરિભાષા એ આપી શકાય છે કે તે તેના માનસિક જીવન પર એ જૈવ કે રાસાયણિક પરિવર્તનોના પ્રભાવનો યોગ છે જે તેના શરીરના દરેક ટીસ્યુ (Tissue)માં થઈ રહ્યો હોય છે."* આમાંના થોડા ઘણા પ્રભાવો રાસાયણિક પદાર્થોથી ઉત્પાદિત હોય છે. જે ટીસ્યુમાંથી લોહીમાં જાય છે અને ત્યારબાદ મગજમાં લઈ જવામાં આવે છે. જ્યાં તે પોતાની પ્રક્રિયાઓમાં પરિવર્તન કરી સ્નાયવિક ટીસ્યૂ પર ક્રિયા કરે છે. આ રાસાયણિક પદાર્થોમાંના કેટલાક સ્નાયુતંત્રના દરેક ભાગને પ્રભાવિત કરતા માલૂમ પડે છે અને બીજા કે જે સારી રીતે ચૂંટી કાઢેલા હોય તેવા તે કેટલાક વિશિષ્ટ ભાગો અથવા કેન્દ્રોને બીજાઓ કરતાં અધિક બળપૂર્વક પ્રભાવિત કરતાં હોય તેમ જણાય છે. આ રાસાયણિક રીતમાં સ્વભાવના નિર્ધારણમાં શરીરના દરેક ટીસ્યૂ ફાળો આપે તે સંભવિત છે. પરંતુ અમુક ટીસ્યૂ તો અન્યના કરતાં પણ અધિક પ્રભાવશાળી હોય છે, તેમાં પ્રણાલીવિહીન ગ્રંથિઓ ( Ductless glands ) મુખ્ય છે. એમ માનવામાં આવે છે કે પ્રણાલીવિહીન ગ્રંથિઓમાંથી નીકળતા રસ સ્વભાવનું નિર્ધારણ કરે છે. આ ગ્રંથિઓને પહેલાં જડ માનવામાં આવતી હતી. પરંતુ સંશોધનોથી એ સાબિત થઈ ચૂક્યું છે કે રસો કે જેને ન્યાસર્ગ ( Hormones ) કહેવામાં આવે છે જે કેટલીક પ્રણાલીવિહીન ગ્રંથિઓ દ્વારા લોહીમાં જાય છે તે અન્ય ટીસ્યૂના જૈવ અને વિકાસ પર ઘણી જ અસર કરે છે. અને ઘણું કરીને સ્નાયુતંત્રની ક્રિયાઓ ઉપર અધિક અસર કરે છે. આપણા શરીરનાં જુદાં જુદાં અંગો આપણા માનસિક જીવનને ઘણી રીતે પ્રભાવિત કરે છે. જેમકે પાચનતંત્રની સ્વસ્થતા મનની સંતોષજનક દશા કે આનંદિત દશા ઉત્પન્ન કરે છે, જ્યારે તેની અપૂર્ણ ક્રિયા એટલે કે પાચનતંત્રની અસ્વસ્થતા દિલગીર, અને દુઃખી સ્વભાવ બનાવે છે. દરેક માણસની રચનામાં આ તત્ત્વો સ્વભાવનિર્ધારણમાં અગત્યનો ભાગ ભજવે છે. છતાં તેમનામાં ભોજન, આબોહવા, પીણાં વગેરેથી અમુક અંશે પરિવર્તન કરી શકાય છે. આ પ્રમાણે સ્વભાવ દરેક સ્વતંત્ર રીતે નિર્ધારિત તત્ત્વો કે જેમનામાં વાતાવરણના પ્રભાવ તથા માનસિક સ્વસ્થતાથી પરિવર્તન થઈ શકે તેવાં ઘણાં તત્ત્વોનું જટિલ પરિણામ છે. આ પ્રમાણે તે જટિલ પરિણામ હોવાથી તેનું વર્ગીકરણ અશક્ય છે. છતાં ઘણા માનસશાસ્ત્રીઓએ પ્રયત્ન કર્યો છે.

"સર્વ પ્રથમ એક ગ્રીક ફીઝીશીયન ગેલને ( Galen ) સ્વભાવના

---

* મેકડૂગલ; માનસશાસ્ત્રની રૂપરેખા.

સિદ્ધાન્તને ક્રમબદ્ધ કર્યો. જો કે ચતુર્ગુણી ( Fourfold ) વર્ગીકરણનાં સાધનો પાછળના ઇતિહાસમાં ઘણે દૂર જાય છે. આ વર્ગીકરણ બે બાબતોને લક્ષમાં લે છે—શક્તિ અને સંવેગપ્રેરિત પ્રતિક્રિયાનો સ્થિતિકાળ. આપણે આ પ્રમાણે ટેબલ મેળવી શકીએ.

| | પ્રબળ ( Strong ) | નિર્બળ ( Weak ) |
|---|---|---|
| જલદી (Quick) | પિત્ત પ્રધાન. (Choleric) | રક્તપ્રધાન કે પ્રસન્ન. ( Sanguinc ) |
| ધીમુ (Slow) | રક્તહીન કે વિષાદી. (Melancholic) | અનુદ્દીપ કે સંવેગહીન. ( Phlegmatic ). |

પિત્તપ્રધાન કે કોપન ( Choleric ) સ્વભાવ આવેગશીલ છે. સબળ સવેગથી જલદી જાગૃત થાય છે. પરંતુ "જે માણસ શીઘ્ર વિચાર કરે છે અને પ્રબળ રીતે અનુભવ કરે છે તે કોપન કે પિત્તપ્રધાન; જે માણસ જલદી વિચાર કરે છે અને નિર્બળ રીતે અનુભવ કરે છે તે રક્તપ્રધાન કે પ્રસન્ન. સંવેગહીન મનુષ્ય વિચાર ધીમેથી કરે છે અને અનુભવ નબળી રીતે કરે છે. વિષાદી વિચાર ધીમેથી કરે છે અને ઉંડાણથી અનુભવ કરે છે." ( ટીચનર ) પિત્તપ્રધાન વ્યક્તિ શીઘ્રના કરનાર, બળવાન, સજાગ અને ક્રોધી હોય છે. વિષાદી સ્વભાવવાળો મનુષ્ય મંદ, અપ્રસન્ન અને શોક કરનારો હોય છે, છતાં પણ તે ચારિત્ર્યબળ પ્રદર્શિત કરે છે. પ્રસન્ન વ્યક્તિ સ્ફુર્તિવાળો પરંતુ દુર્બળ હોય છે તેનો દૃષ્ટિકોણ આનંદી અને આશાપૂર્ણ હોય છે. સંવેગહીન મનુષ્ય સુસ્ત અને મંદ હોય છે. પરંતુ તેમાં ધૈર્ય જોવા મળે છે.

ડૉ. યુંગે ( Dr. Jung ) પણ સ્વભાવનું બે વર્ગોમાં વિભાજન કર્યું. આંતર્મુખના ( Intro version ) અને બહિર્મુખના (Extroversion). યુંગ માને છે કે "બે પ્રકારની વ્યક્તિમાં અંતર કરવું તે શકય છે. એક તો જેની રુચિ અને ધ્યાન પોતાની જાતમાં જ પસંદગીથી કેન્દ્રિત હોય. અને બીજો જેની રુચિ અને ધ્યાન સામાજિક અને ભૌતિક વાતાવરણમાં બહાર ગયું હોય તે. અંતર્મુખી ( Introvert ) અંદર તરફ વળેલા હતા, બહિર્મુખી બહાર તરફ વળેલા હતા. બહિર્મુખી ફ્રોયડ ( Freud ) ની કામવાસના ( Libido ) થી પ્રેરિત થયા હતા અને લાગણીયુક્ત હતા. અંતર્મુખી એડલર ( Adler ) ની શક્તિ મારેની ઇચ્છાથી પ્રેરિત થયા હતા

અને વિચારયુક્ત તથા મનોસૃષ્ટિ ( Reverie ) તથા વિચારો તરફ ઝૂકતા હતા. જીવનશક્તિ ( Life energy ) તરીકે કામવાસનાનો પોતાનો પ્રત્યય વાપરીને યુંગ કહી શકે કે બહિર્મુખતામાં કામવાસના બહાર વસ્તુઓ તરફ જાય અને અંતર્મુખતામાં અંદર વ્યક્તિની પોતાની તરફ જાય. (વુડવર્થ) આ વર્ગીકરણની મુશ્કેલી એ છે કે ઘણા લોકો ન તો અંતર્મુખી હોય છે ન તો બહિર્મુખી. સામાન્ય રીતે લોકો મિશ્રિત પ્રકારના હોય છે. આ મુશ્કેલીની યુંગને ખબર પડી અને આ બન્નેનો મધ્યવર્તી એક પ્રકાર જણાવ્યો જેને ઉભયરૂપ-ઉભયમુખી ( Ambivert ) કહે છે. તેમની જીવનશક્તિ બહાર અને અંદર બન્ને દિશાઓમાં પ્રવાહિત થાય છે.

સ્વભાવનાં આ વર્ગીકરણો જો કે રસપ્રદ અને વ્યક્તિની વેદનાત્મક—ચેષ્ટાત્મક જીવનના સ્વરૂપ પર અધિક પ્રકાશ ફેંકે છે. છતાં અસંતોષપ્રદ છે. કારણ કે સામાન્ય રીતે માણસો મિશ્રિત પ્રકારના હોય છે.

### (૧૧) સંવેગ અને સ્વતંત્ર સ્નાયુતંત્ર ( Emotion and Autonomic Nervous system)

આધુનિક સંશોધનોથી એ નક્કી કરવામાં આવ્યું છે કે સંવેગો અને સ્વતંત્ર સ્નાયુતંત્ર વચ્ચે ઘનિષ્ઠ સબંધ છે. સ્વતંત્ર સ્નાયુતંત્ર ઐચ્છિક નિયંત્રણમાં રહીને કાર્ય કરતું નથી પરંતુ તે આત્મનિયંત્રિત ( Autonomic) હોય છે. એ ગ્રંથિઓ (Glands) તથા માંસપેશીઓમાં જનારા સ્નાયુઓથી બનેલું છે, જે શ્વસન, રક્તસંચરણ અને પાચન ક્રિયાઓમાં સંલગ્ન હોય છે. આ તંત્રના સ્નાયુઓ હૃદય, રક્તવાહિનિયો, ફેફસાં, હોજરી આંતરડાં અને શરીરના અન્ય આંતરિક અંગો તથા સ્વેદગ્રંથિઓ (Sweat glands). કેશની લઘુ પેશીઓ અને આંખના ઉપતારા ( Iris ) સુધી ફેલાયેલા હોય છે. તે ચીકણી માંસપેશીઓ *(Smooth muscles)* તથા ગ્રંથિઓમાં પણ જાય છે. આ સ્નાયુઓ અધિક સૂક્ષ્મ સ્નાયુ તંતુ (Nerve fibres)ના બનેલા હોય છે, જે મગજના થડ અને કરોડરજ્જુની કોશાઓથી ઉત્પન્ન થાય છે અને તેમનાથી નિર્માણ પણ થાય છે. અને તેથી તેમને સાધારણ સ્નાયુતંત્રનાં અંગ માનવામાં આવે છે. પહેલાં સ્વતંત્ર સ્નાયુતંત્રને એક પૃથક્ તંત્ર માનવામાં આવતું હતું પરંતુ તેમ નથી. તે સામાન્ય સ્નાયુતંત્રનો જ એક ભાગ છે. સ્વતંત્ર સ્નાયુતંત્રના ત્રણ ભાગ છે. ઉર્ધ્વ,

મધ્ય અને નિમ્ન. ઉર્ધ્વ ભાગ મગજના થડ (Brain stem) ને ઉપતારાની પેશી અને લાર ગ્રંથિઓથી જોડે છે. જેનાથી ઉપતારો સંકુચિત થાય છે અને લાર-ગ્રંથિઓ લાર છોડે છે. આ ભાગના અન્ય સ્નાયુઓ હોજરી (આમાશય)ની ગ્રંથિઓ અને પેશીઓ સાથે જોડાયેલા છે. તે પાચક રસોના સ્રાવ માટે આમાશયની ગ્રંથિઓને અને મથનક્રિયા માટે આમાશયની પેશી નિર્મિત દિવાલને ઉત્તેજના આપે છે. આમાશયની ગ્રંથિઓને ઉત્તેજના મળતાં તે જઠર રસ (Gastric juice) છોડે છે. કેટલાક સ્નાયુઓ હૃદય સાથે જોડાયેલા હોય છે જે તેના સ્પંદનને મંદ કરે છે. સ્વતંત્ર સ્નાયુ-મંડળના મધ્ય ભાગમાં સહભાવી સ્નાયુ (Sympathetic nerves) હોય છે. આ ભાગને સહભાવી ભાગ (Sympathetic division) પણ કહે છે. સહભાવી ભાગ કરોડરજ્જુના મધ્ય ભાગ સાથે જોડાયેલો હોય છે. સહભાવી સ્નાયુઓ જે વક્ષના સ્તર ઉપર કરોડ રજ્જુમાંથી નીકળે છે તેમનો હૃદય અને આમાશય ઉપર ઉર્ધ્વ ભાગ કરતાં વિપરીત પ્રભાવ પડે છે. તે સ્નાયુઓ હૃદય સ્પંદનમાં વૃદ્ધિ કરે છે, રક્તચાપ અધિક ઉચ્ચ કરે છે, આમાશયની ક્રિયાને અટકાવે છે તેમજ અન્ય વિપરીત પ્રભાવ પાડે છે જેને સંવેગનાં લક્ષણ કહેવામાં આવે છે. નિમ્ન ભાગને ત્રૈક વિભાગ (Sacral division) પણ કહે છે; આ વિભાગ સુષુમ્ણા કે કરોડરજ્જુના નીચલા ભાગથી નીકળે છે, જે કરોડ રજ્જુને જનનાંગો, મૂત્રાશય અને મલાશયની પેશીઓ સાથે જોડે છે. સહભાવી સ્નાયુઓનો વિસ્તાર એટલો હોય છે કે તે સ્વતંત્ર સ્નાયુ-તંત્રના ત્રૈક વિભાગમાં પણ ચાલ્યા જાય છે સહભાવી વિભાગ અંશતઃ ત્રૈક વિભાગને આચ્છાદિત કરે છે જે કરોડરજ્જુના નિમ્ન ભાગથી આવે છે. તથા તે શ્રોણુ અવયવો (Pelvic organs) પર ત્રૈક વિભાગના ઉત્તેજક પ્રભાવોનો વિરોધ કરે છે. સહભાવી સ્નાયુઓ શિર્ષણી તથા ત્રૈક સ્નાયુઓથી વિપરીત કાર્ય કરે છે. તેનો અર્થ એ નથી કરવાનો કે તે એકબીજાથી સ્વતંત્ર છે અને ઉપરથી કોઈ પણ પ્રકારના નિયંત્રણના અભાવના કારણે સંઘર્ષ કરે છે. તે બન્ને પરસ્પર સંબદ્ધ અને સંતુલિત છે. કરોડરજ્જુની સમાનાન્તર પ્રગંડો (Ganglia) અથવા સ્નાયુ કોશાઓનાં જૂથની પંક્તિ હોય છે. એ પ્રગંડો કરોડ રજ્જુ સાથે પ્રગંડપૂર્વ તંતુઓ (Pre-ganglionic fibres) થી જોડાયેલા હોય છે. દરેક પ્રગંડમાંથી પ્રગંડોત્તર તંતુ (Post Ganglionic fibres)જુદી જુદી પેશીઓ અને ગ્રંથિઓ સુધી ફેલાયેલા હોય છે." તે ઉપતારાને ફેલાવે છે. અશ્રુગ્રંથિઓથી અશ્રુ કઢાવે છે. લાર અને પાચનની ગ્રંથિઓ તથા આમાશય અને આંતરડાંની પેશીઓની પાચનક્રિયાને નિરુદ્ધ

કરે છે મૂત્રાશય અને મળાશયની પેશીઓથી મળ-મૂત્રોત્સર્ગ કરાવે છે રોમાચ પેદા કરે છે અને સ્વેદ ગ્રથિઓથી ત્વચાપર પરસેવો કઢાવે છે * સહલાવી વિભાગ ભય, ક્રોધ વગેરે પ્રબળ સવેગોમા સલગ્ન રહે છે શિર્ષ વિભાગ અને ત્રૈક વિભાગનો એક અશ શારીરિક આરામ જેવી સુખદાયી અવસ્થાઓમા સલગ્ન રહે છે ત્રૈક વિભાગનો એક અશ કામોદ્દીપનથી સબધિત હોય છે

## (૧૨) સવેગ અને પ્રણાલીવિહીન ગ્રથિઓ (Emotion and endorine or ductlessglands)

ગ્રથિઓનુ ઘણા ભાગોમાં વર્ગીકરણ થઈ શકે છે તેમાના બે મુખ્ય જૂથ છે પ્રણાલીયુક્ત ગ્રથિઓ અને પ્રણાલીવિહીન ગ્રથિઓ પ્રણાલી યુક્ત (Duet-Exocrine) ગ્રથિઓ પોતાના ઉત્પાદનોને લઘુ નળીઓ દ્વારા શરીરના પોના ભાગોમા અથવા શરીરની સપાટી પર છોડે છે લાર, આસુ, પ્રસ્વેદ વગેરે પ્રણાલીયુક્ત ગ્રથિઓ છે પ્રણાલીવિહીન ગ્રથિઓ પોતાના ઉત્પાદનને ગ્રથિઓમા પ્રવિષ્ઠ રક્તવાહિનીઓની દિવાલોમાથી સીધા રક્તપ્રવાહમા છોડી દે છે પ્રણાલીવિહીન ગ્રથિઓના ઉત્પાદનોને ન્યાસર્ગ (Harmones) કહેવામા આવે છે પ્રણાલીવિહીન ગ્રથિઓના રસો ફક્ત ક્રિયાન્વિત કરતા નથી પરતુ નિરોધ પણ કરે છે બરાબર થવા માટે કેટલાક ક્રિયાન્વિત કરે છે જ્યારે બીજા નિરોધ કરે છે તેથી ન્યાસર્ગ (Harmone) પ્રણાલીવિહીન ગ્રથિઓનાં પ્રત્યેક ઉત્પાદનોને ન કહી શકાય તેથી શેફરે (Schafer) પ્રણાલીવિહીન ગ્રથિઓના ઉત્પાદનો માટે 'એટોકોઈડ (Autocoid) નામનો નિર્દેશ કર્યો તેમાની કેટનાક ક્રિયાન્વિત કરનાર હોય છે જેને ન્યાસર્ગ (Harmones) કહેવામા આવે છે અને કેટનાક નિરોધ કરનાર હોય છે જેને કેનોન્સ (Chalones) કહેવામા આવે છે શેફરની આ પરિભાષા અગત્યની હોવા છતા ઘણા માનસશાસ્ત્રીઓએ તેનો સ્વીકાર કર્યો નથી તેઓ પ્રણાલીવિહીન ગ્રથિઓના દરેક ઉત્પાદનોને ન્યાસર્ગ કહે છે અને તેનો ઉપયોગ વિસ્તૃત અર્થમા કરે છે ન્યાસર્ગ શરીરના અને તેનાં અગોના રાસાયણિક પરિવર્તનો પ્રભાવિત કરે છે અને તે વ્યક્તિના વિકાસ અને તેના વ્યવહાર પર વિસ્તૃત પરતુ ગૌણ પ્રભાવ ઉત્પન્ન કરે છે વુડવર્થ જણાવે છે કે તે વ્યક્તિત્વના

* ટ્રો. શિક્ષણ માનસશાસ્ત્રની ભૂમિ ।

તત્ત્વો છે. પ્રણાલીવિહીન ગ્રંથિઓ નીચે પ્રમાણે છે. પોષગ્રંથિ (Pitntary gland), ગલ ગ્રંથિ (Thyroid gland) ઉપવૃક્કચ ગ્રંથિ ( Adrenal gland) કામગ્રંથિ કે પ્રજનન ગ્રંથિ ( Gonads gland ) વગેરે. આ ગ્રંથિઓ સંવેગો સાથે માર્મિક સંબંધ ધરાવે છે.

ગલગ્રંથિ (Thyroid) એ ગળાના તળિયામાં જીભના મૂળમાં શ્વાસ નળી (Wind pipe)ની સામે રહેલી હોય છે. તેના રસને ગલગ્રંથિ ન્યાસર્ગ (Throxin) કહે છે. તેમાં આયોડીન ( Iodine ) મુખ્ય પદાર્થ હોય છે. ગલગ્રંથિ ન્યાસર્ગ શરીરની જૈવ ક્રિયા (Meterbolism)માં શીઘ્રતા લાવે છે. તે દરેક ઉંમરમાં જૈવ ક્રિયાઓને ત્વરિત કરે છે. જો કિશોરાવસ્થા પહેલાં તેને દૂર કરવામાં આવે અથવા રોગથી નષ્ટ થઈ જાય તો બાળકનો વિકાસ અવરોધાય છે અને તેની બુદ્ધિ ક્ષીણ થઈ જાય છે. યૌવન (Puberty) શિથિલ બને છે અને ગૌણ જાતીય (Sexual) લક્ષણોનો વિકાસ થતો નથી. બાળક ઠંડી કે શરદીનો શિકાર બને છે; પરંતુ જો તેનો કિશોરાવસ્થા બાદ નાશ થાય અથવા તો દૂર કરવામાં આવે તો વિચાર, વાણી અને ગતિ (Movement) ધીમી બની જાય છે. એટલે કે તે સુસ્ત (Slow) મૂર્ખ, ભૂલકણો (Forgetful) અને સફળતાપૂર્વક વિચાર અને કાર્ય કરવા માટે એકાગ્રચિત્ત થવામાં અસમર્થ બની જાય છે. વ્યક્તિ પોતાનો પૂર્વ ઉત્સાહ ખોઈ બેસે છે અને સુસ્ત અને નિરુત્સાહ દશામાં પહોંચી જાય છે. જાતિય ક્રિયાઓનો ક્ષય થાય છે અને ત્વચા એકદમ સૂકી થઈ જાય છે. જ્યારે ગલગ્રંથિ અતિક્રિયાશીલ હોય છે તો વ્યક્તિ ચંચળ, ચીડિયા અને ચિંતાયુક્ત રહેનાર અને અસ્થિર થઈ જાય છે. અત્યધિક સક્રિય ગલગ્રંથિથી ચીડિયાપણું અને દોષપૂર્ણ ગલગ્રંથિથી સુસ્તી અને આળસ આવે છે.

ઉપગલગ્રંથિ-(Parathyroid)-આ ગલગ્રંથિઓની નજીક ચાર લઘુ ગલગ્રંથિઓ હોય છે. ઉપગલગ્રંથિઓ ન્યાસર્ગ તૈયાર કરે છે જેને ઉપગલગ્રંથિ ન્યાસર્ગ (Parathormone) કહે છે. જે હાડકાં અને રક્તમાંના કૅલ્સીયમ ( Calcium )ના સ્તરને વ્યવસ્થિત રાખે છે. જો આ ગલગ્રંથિઓને દૂર કરવામાં આવે અથવા નષ્ટ થઈ જાય તો વ્યક્તિની અવસ્થા અત્યધિક ઉદ્દીપ્તતાની થઈ જાય છે. આ ગલગ્રંથિની ઉપસ્થિતિથી વ્યક્તિ પુનઃ શાન્તિ પ્રાપ્ત કરે છે. આ રીતે ઉપગલગ્રંથિ ન્યાસક શાન્તિ કરનાર છે, જ્યારે ગલગ્રંથિ ન્યાસર્ગ ઉદ્દીપ્ત કરનાર હોય છે. ઉપગલગ્રંથિ ન્યાસર્ગ જ્યારે અધિક થઈ જાય છે ત્યારે સુસ્તી અને રુચિમાં કમી ઉત્પન્ન થાય છે અને

જ્યારે એની ખોટ હોય છે ત્યારે પેશીઓમાં ખેંચાણ અને ઉત્તેજનાઓ પ્રતિ શીઘ્ર અને તીવ્ર પ્રતિક્રિયાઓ પેદા થાય છે.

ઉપવૃક્કીય ગ્રંથિઓ ( Adrenal glands )–ઉપવૃક્કીય ગ્રંથિઓની સંખ્યા બે છે. એક દરેક ગુર્દાની સમિપ સ્થિત હોય છે. દરેક ગ્રંથિમાં એક કેન્દ્રિય ભાગ હોય છે જેને મજ્જક (Medulla) કહે છે તથા એક આવરણ હોય છે જેને ત્વક્ષ (Cortex) કહે છે. મજ્જકથી ઉત્પન્ન થયેલા ન્યાસર્ગને ઉપવૃક્કી (Adrenin) કહે છે અને ત્વક્ષથી ઉત્પન્ન થયેલા ન્યાસર્ગને ત્વક્ષી ( Cortin ) કહે છે. ઉપવૃક્કી હૃદયસ્પંદન ત્વરિત અને પ્રબળ કરે છે, રક્તચાપમાં વૃદ્ધિ કરે છે, જઠરની પાચનક્રિયાને રોકે છે. થાકી ગયેલી પેશીઓની કાર્યશક્તિમાં વૃદ્ધિ કરે છે. આંખના ડોળાને વિસ્તૃત કરે છે તથા રોમાંચ અને પરસેવો ઉત્પન્ન કરે છે. ઉપવૃક્કી સહભાવી સ્નાયુઓની સહાયક છે. કારણ કે તે પણ અલ્પ સમયને માટે આ પરિણામો પેદા કરે છે; જ્યારે ઉપવૃક્કી તે પરિણામોને દીર્ઘકાળ સુધી ટકાવી રાખે છે. ત્વક્ષી જીવનને માટે આવશ્યક છે. તે એક સામાન્ય ઉત્તેજકના રૂપમાં કાર્ય કરે છે. તેની ખોટથી દુર્બળતા અને આળસ, કામ કરવાની અનિચ્છા તથા કામપ્રવૃત્તિની હાનિ પેદા થાય છે. તેની અતિક્રિયાશીલતા બંને લિંગોમાં પુરુષત્વની વૃદ્ધિ કરે છે.

પોષગ્રંથિ (Pituitary glands)–મગજના નીચલા ભાગમાં ચોંટેલી છે. તે ખોપરીના મૂળમાં માથાની બરાબર વચમાં એક ગુહામાં સ્થિત હોય છે. અગ્રપોષ (Anterior pituitary) વ્યક્તિની પેશીઓને બળવાન કરે છે. તથા તેને આક્રમણશીલ, આત્મસંયમી અને પરિણામદર્શી બનાવે છે. અગ્રપોષની ન્યૂનક્રિયાશીલતા પૈશિક દુર્બળતા અને સુસ્તી, ઉત્સાહહીનતા અને અવસાદ પેદા કરે છે*

પ્રજનન ગ્રંથિઓ ( Gonads glands)–એ કામસવેગો સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે. પ્રજનનગ્રથિ ન્યાસર્ગ (Gonadotropic harmones) પ્રજનન ગ્રંથિઓની રચના અને ક્રિયાઓને નિભાવે છે. " જ્યારે પ્રજનન ગ્રંથિઓ સક્રિય રીતે પોતાના ન્યાસર્ગનું ઉત્પાદન કરતી હોય છે તેઓ પોતાની સહાયક ક્રિયાથી અધિક પ્રજનનગ્રંથિન્યાસર્ગના ઉત્પાદનને રોકવા માટે અગ્રપોષ ( Anterior pituitery ) પર ક્રિયા કરે છે." (ચક્રવર્તી–Chakrabarty ). " પુરુષ ન્યાસર્ગ ( Male harmones ) પુરુષત્વની દિશામાં વિકાસ કરે છે, સ્ત્રી ન્યાસર્ગ (Female harmones)

* વુડવર્થ, માનસશાસ્ત્ર

-સ્ત્રીત્વની દિશામાં. પ્રજનન ગ્રંથિઓના ન્યાસર્ગોના અભાવથી ગ્રસ્ત કોઈ પણ લિંગની વ્યક્તિ પ્રમુખ સ્ત્રી પુરુષ લક્ષણોથી રહિત તટસ્થ નમૂનાના રૂપમાં વિકસિત થાય છે." (વુડવર્થ)

## (૧૩) જેમ્સ-લાંગેનો સંવેગ સંબંધી સિદ્ધાન્ત (Games-Lange Theory of Emotion).

સંવેગના સબંધમાં સાધારણ મત એ છે કે કોઈ પરિસ્થિતિના પ્રત્યક્ષ સ્મૃતિ કે કલ્પનાથી સંવેગ ઉત્પન્ન થાય છે. અને તેનું આંગિક પરિવર્તનોમાં પ્રકાશન થાય છે. આ પ્રમાણે સાધારણ મતાનુસાર જોતાં પ્રથમ વસ્તુનો પ્રત્યક્ષ કે વિચાર થાય છે. ત્યાર બાદ તેનાથી સંવેગ ઉત્પન્ન થાય છે અને તેની અભિવ્યક્તિ આંગિક પરિવર્તનોમાં થાય છે. આ પ્રમાણે સંવેગ આંગિક પરિવર્તનોની પૂર્વ થાય છે. આપણે સાપને જોઈએ છીએ, તેનાથી આપણા મનમાં ભય ઉત્પન્ન થાય છે અને એ ભયનો સંવેગ આપણને ત્યાંથી પલાયન થવાની અથવા તો ધ્રૂજવાની ક્રિયામાં અભિવ્યકત થાય છે.

જેમ્સ નામના અમેરિકન માનસશાસ્ત્રીએ ૧૮૮૪ માં સંવેગ શું છે? તે બાબતના સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું. તેનાથી સ્વતંત્ર રીતે તેના જેવો જ સિદ્ધાન્ત ડેન્માર્કનિવાસી લાંગે (Lange) નામક શરીરશાસ્ત્રીએ રજુ કર્યો. જેમ્સનો સંવેગ બાબતનો મત સાધારણ મતથી તદ્દન વિપરિત છે. તેનો મત છે કે કોઈ પણ વસ્તુનો પ્રત્યક્ષ સીધો પ્રતિક્ષેપ ક્રિયાના રૂપમાં આંતરિક અંગોમાં પરિવર્તન પેદા કરે છે. તેની ખબર બોધસ્નાયુઓ દ્વારા મગજને મળે છે અને આંગિક સંવેદનાઓ ઉત્પન્ન થાય છે. વસ્તુના પ્રત્યક્ષની સાથે આ આંગિક સંવેદનાઓ સંવેગ કહેવામાં આવે છે. આ પ્રમાણે કોઈ પણ સંવેગની અનુભૂતિ વિચલિત શારીરિક દશાનું કારણ નથી પરંતુ તેનો પ્રભાવ છે. તે પૂરા શરીરથી અને વિશેષતયા આંતરિક અંગોથી એકત્ર થયેલી સંવેદનાઓનો માત્ર સમૂહ જ છે. આ સિદ્ધાન્ત અનુસાર, અસ્તવ્યસ્ત આંગિક દશા થતાં અને સંવેગનો અનુરૂપ વિભિન્ન ગતિઓ કરતાં શરીર જે રીતે અનુભવ કરે છે તે રીતને સંવેગ કહેવો જોઈએ. પહેલાં કોઈ વસ્તુનો અનુભૂતિ સિવાય પ્રત્યક્ષ થાય છે, જેની બાદ તરત જ કોઈ પૂર્વ સંગઠિત યંત્રદ્વારા સંચાલિત આંગિક પરિવર્તનો થાય છે અને ત્યાર બાદ જ્યારે એ આંગિક પ્રતિધ્વનિઓની સૂચના ચેતનાને મળે છે ત્યારે એ આંગિક પરિવર્તનોના ચેતનસહચારીઓ અને વસ્તુના પ્રત્યક્ષથી મળીને સંવેગ બને છે. જેમ્સના મત

અનુસાર પ્રતિક્ષેપતઃ જાગૃત આંગિક સંવેદનાઓનો સમૂહ તે સંવેગ છે; જે સંવેદનાઓ કોઈ વસ્તુના પ્રત્યક્ષ સાથે સંબંધિત હોય છે. સંવેગમાં અનુભૂતિનું તત્ત્વ હોતું નથી. તે એક પ્રતિક્ષેપતઃ જાગૃત સંવેદનાઓનું જૂથ છે. સંવેગ આંગિક સંવેદનાઓનો યોગ છે. "ફક્ત ભૌતિક ઘટનાઓથી પ્રારંભ થનારી અંતરવાહી ધારાઓથી ઉત્પન્ન સાંવેદનિક પ્રક્રિયાઓ, ઉદ્દીપક વસ્તુનો પ્રતિક્ષેપ પ્રભાવ" (જેમ્સ) છે. તેનાથી અધિક તે કંઇ જ નથી.

જેમ્સ પોતાના સિદ્ધાન્તની બાબતમાં જણાવે છે કે "સંવેગ વિષે વિચાર કરવાનો આપણો સ્વાભાવિક માર્ગ એ છે કે કેટલાંક તથ્યોનો માનસિક પ્રત્યક્ષ માનસિક વેદનાને ઉત્તેજિત કરે છે જેને સંવેગ કહેવામાં આવે છે. મનની પાછળની સ્થિતિ શારીરિક અભિવ્યક્તિઓને જન્મ આપે છે. મારો સિદ્ધાન્ત એ છે કે શારીરિક પરિવર્તન તરત જ ઉદ્દીપક તથ્યના પ્રત્યક્ષ પશ્ચાત્ થાય છે અને જેવાં એ પરિવર્તનો થાય છે તે જ રૂપમાં તેમની અનુભૂતિ સંવેગ છે. સામાન્ય લોકબુદ્ધિ કહે છે કે આપણે પોતાની સંપત્તિ ખોઈએ છીએ, આપણને શોક થાય છે અને રડીએ છીએ; આપણે એક રીંછ (Bear) ને જોઇએ છીએ, ભયભીત થઈએ છીએ અને દોડીએ છીએ. આપણે પ્રતિદ્વન્દ્વી (Rival)થી અપમાનિત (Insulated) થઈએ છીએ, ક્રોધિત થઈએ છીએ અને આક્રમણ કરીએ છીએ. તેનાથી અધિક તર્કસંગત કથન એ છે કે આપણને શોક થાય છે; કેમકે આપણે રડીએ છીએ, આપણે ક્રોધિત થઇએ છીએ, કેમકે આપણે ધ્રૂજીએ છીએ. આ કથન તર્કસંગત નથી કે આપણને શોક, ક્રોધ કે ભય થાય છે એટલે આપણે રડીએ છીએ, આક્રમણ કરીએ અથવા દોડીએ છીએ." (જેમ્સ)* "આ દૃષ્ટિથી સંવેગને પ્રત્યક્ષ ઘેરાયેલો પ્રતિક્ષેપતઃ ઉત્તેજિત આંગિક સંવેદનાઓનો સમૂહ છે. સંવેગમાં કોઇ વિશિષ્ટ વેદનાત્મક ક્ષણ નથી, માનસશાસ્ત્રીય રીતે સમગ્ર અનુભવ પ્રતિક્ષેપતઃ (Reflexly) ઉદ્દીપ્ત આંગિત સંવેદનાઓમાં ઘટાવી શકાય તેમ છે." (ટીચનર)

જેમ્સ પોતાના સંવેગ સંબંધી સિદ્ધાન્તના પક્ષમાં નીચે પ્રમાણે સાક્ષ્ય રજુ કરે છે.

(૧) "જો આપણે અચાનક જંગલમાં, એક કાળો હરતો ફરતો ચહેરો જોઇએ તો ખતરાના કોઇ સ્પષ્ટ વિચારને ઉત્પન્ન થતા પહેલાં તરત જ હૃદયનું સ્પંદન અટકી જાય છે અને આપણે હાંફવા લાગીએ છીએ." અહીંયાં

* જેમ્સ માનસશાસ્ત્ર.

વસ્તુના પ્રત્યક્ષથી સંવેગ ઉત્પન્ન થયા સિવાય આંગિક પરિવર્તનો પેદા થઈ જાય છે. તેમાં પ્રત્યક્ષ અને આંગિક પ્રતિક્રિયાઓ વચ્ચે કોઇ સંબંધ નથી.

(૨) જો આપણે કોઇ સંવેગની કલ્પના કરીએ અને ત્યારે આપણી ચેતનામાંથી તેનાં શારીરિક લક્ષણોની સર્વ અનુભૂતિઓને દૂર કરવાનો પ્રયત્ન કરીએ તો આપણે એવી કોઇ ચીજ પ્રાપ્ત નથી કરતા જેથી સંવેગ બની શકે તથા જે કંઇ શેષ રહે છે તે ફક્ત બૌદ્ધિક પ્રત્યક્ષની અનુભૂતિજન્ય તટસ્થ (Neutral) અવસ્થા છે." આંગિક અભિવ્યક્તિ સિવાયના કોઈ પણ સંવેગની કલ્પના કરી શકીએ નહિ. આપણે એવા ભયની કલ્પના ન કરી શકીએ જેમાં હૃદયસ્પંદન તીવ્ર ન બન્યું હોય, ધ્રૂજતા હોઇએ ન હોય, અંગો શિથિલ ન બન્યાં હોય; તેવી જ રીતે એવા ક્રોધની પણ કલ્પના નથી કરી શકતા જેમાં દાંત પીસવામાં ન આવ્યા હોય, મૂઠીઓ બંધ ન કરવામાં આવી હોય કે ભવાં ન ચઢાવ્યાં હોય. વગેરે.

(૩) "જો સંવેગને પ્રગટ થવા દેવામાં ન આવે તો તેનો અંત થઈ જાય છે." સંવેગોની આંગિક અભિવ્યક્તિ થવા દેવામાં આવતી નથી તો તે અંત પામે છે.

(૪) આંગિક અભિવ્યક્તિઓના કૃત્રિમ ઉત્પાદનથી તેને સંબંધિત સંવેગ ઉત્પન્ન થઈ જાય છે. અભિનેતા કોઈ કોઇ વખત ક્રોધ, દર્દ, શોક વગેરેની અભિવ્યક્તિઓ કરી તે સંવેગોનો અનુભવ કરે છે.

(૫) "એવા ઘણા શરીરશાસ્ત્રીય કેસો જોવામાં આવે છે જેમાં સંવેગ વસ્તુજન્ય અને પ્રેરણાજન્ય હોય છે." વસ્તુજન્ય સંવેગ શરીરની અવ્યવસ્થાથી ઉત્પન્ન થાય છે. એ સંવેગ શારીરિક ક્રિયાઓની અનુભૂતિઓ છે. તેનાં ફક્ત શારીરિક કારણો હોય છે. આ પ્રમાણે શરીરની અવ્યવસ્થા સંવેગ ઉત્પન્ન કરે છે. પાગલખાનામાં જોતાં માલૂમ પડે છે કે કેટલાક પાગલો એક જ વાતાવરણમાં કોઈ પણ પ્રેરણા સિવાય ક્રોધ, ભય, દુઃખ વગેરે સંવેગોનું પ્રદર્શન કરે છે. કેટલાક આંગિક ઉપદ્રવો પણ સંવેગ ઉત્પન્ન થાય છે. જેમ કે માનસિક રોગ, ભય અને નિરાશા ઉત્પન્ન કરે છે.

ડેન્માર્કનિવાસી પ્રો. લેંગે (Prof. Lange) ૧૮૮૫માં આ સિદ્ધાન્તને ફરીથી પ્રતિપાદિત કર્યો. તેમના અનુસાર સંવેગમાં બે તત્ત્વો રહેલાં હોય છે (૧) 'કારણ', એક ઉત્તેજક સંસ્કાર, મનમાંની સ્થિતિ; (૨) 'કાર્ય,' પ્રતિક્રિયાત્મક સ્નાયુ પરિવર્તનો અને ગ્રંથિઓનાં પરિવર્તન (Vaso-

motor changes) અથવા શરીરનાં વિભિન્ન અંગોના રક્ત પરિમાણમાં પરિવર્તન અને તેના પર આશ્રિત માનસિક તથા શારીરિક પરિવર્તન. આ બન્ને તત્ત્વોની મધ્યમાં કોઇ વેદનાત્મક મધ્યસ્થ હોતું નથી. તેમની વચમાં અનુભૂતિનું કોઇ તત્ત્વ નથી, લેંગે સંવેગને વેદનાશૂન્ય આંગિક સંવેદનાઓનું જૂથ પણ માને છે તે જણાવે છે કે "આપણા હર્ષો, અને વિષાદો (Sorrows) ને માટે, આપણા સુખ અને વ્યથાઓના સમય માટે, આપણા માનસિક જીવનની સંપૂર્ણ સંવેગાત્મક બાજુ (Emotional aspect) ને માટે વાહિની–પેશી–તંત્ર (Vasomotor system) જવાબદાર છે." આ સિદ્ધાન્તને જેમ્સ–લેંગે સિદ્ધાન્ત કહેવામાં આવે છે.

આલોચના ( Criticism )

ઘણા માનસશાસ્ત્રીઓએ આ સિદ્ધાન્તની સખત ટીકા કરી છે.

(૧) જેમ્સનો સિદ્ધાન્ત એ બાબત પર અધિક ભાર મૂકે છે કે સંવેગ સ્વયં અભિવ્યકત થયા સિવાય રહેતો નથી. પરંતુ તેથી એમ ન કહી શકાય કે સંવેગ અને તેની અભિવ્યક્તિમાં કોઇ ભેદ નથી. જો તે બન્ને સદૈવ સાથે જ રહે છે તો તેમને અવિયોજ્ય ( Inseperable ) સહચર કહી શકાય. આપણે તીવ્રતારહિત સંવેદનાની કલ્પના કરી શકતા નથી, છતાં પણ તીવ્રતા સંવેદનાથી અભિન્ન નથી. તેથી આંગિક સંવેદનાઓ સંવેગનો અગત્યનો ભાગ હોઇ શકે છતાં તે સંવેગ ન બની શકે. સ્ટાઉટ જણાવે છે કે "સંવેગો માટે પોતાની અભિવ્યકિત કર્યો સિવાય અસ્તિત્વ ધરાવવું અશકય હશે પરંતુ તે એમ જણાવતું નથી કે સાંવેદનિક અનુભવો અભિવ્યક્તિના કારણે સમગ્ર સંવેગની રચના કરે છે." એ સંભવ છે કે આંગિક અભિવ્યકિત સંપૂર્ણ સંવેગ ન હોય.

(૨) જેમ્સના સિદ્ધાન્તને સત્ય ધારવા છતાં પણ એ સ્પષ્ટ છે કે આપણે તેના પ્રતિ બેધ્યાન ન બની શકીએ. "નિસ્સંદેહ સર્વે આંગિક સંવેદનાઓ સંવેગ નથી, ભૂખ અને ઉદરપીડા ( Stomach-ache ) સંવેગાત્મક અનુભવ નથી. તેથી સિદ્ધાન્તને પૂર્ણ કરવા માટે આંગિક ક્રિયાઓ કે જે સંવેગ ઉત્પન્ન કરે છે તેના પ્રકાર જે નથી કરતી તેમનો ભેદ કરવો આવશ્યક છે." (સ્ટાઉટ) આ પ્રમાણે જેમ્સ સંવેગને બનાવનારી આંગિક સંવેદનાઓનાં વિલક્ષણ ચિહ્નો સ્પષ્ટ બતાવતા નથી. સંવેગ બનાવનારી આંગિક સંવેદનાઓ ને સંવેગ ન બનાવનારી આંગિક સંવેદનાઓ એ બાબતો ધ્યાનમાં રાખી અંતર કરવું જોઈતું હતું. પ્રથમ તો

ધ્યાનમા લેવા જેવુ હતું કે સંવેગો વસ્તુઓ ઉપર નિર્ધારિત છે અને આ નિર્ધારણ વિશુદ્ધ સાંવેદનિક અનુભવ તરીકે ન ધારી શકાય દ્વિતીય એ કે સંવેગ પૂર્વ અસ્તિત્વ ધરાવતી ચેષ્ટાત્મક અભિવ્યક્તિઓ પર આધારિત છે એટલે કે તે ચેતનાની પૂર્વ નિર્ધારિત દશાઓ છે. અને આ બાબતોનુ જ જેમ્સે ધ્યાન ન આપ્યુ જેમ્સના કથનથી તો આપણે એ અનુમાન કરી શકીએ કે કદાચ સંવેગ કેટલાક અંગોને પ્રભાવિત કરનાર વ્યાપક વિક્ષોભો (Diffuse disturbances) સાથે સબધિત છે પરતુ એ રીતે તો દરેક વિક્ષોભો વ્યાપક હોય છે

(૩) જેમ્સ સંવેગોને આંગિક સંવેદનાઓથી અભિન્ન માને છે આ સિદ્ધાન્તનુ વર્ણન કરતા વૉર્ડ (ward) જણાવે છે કે "સંવેગ આંગિક સંવેદનાઓના જૂથ છે અને એ જૂથ સંવેગ છે બન્ને ફક્ત સહચારી નહિ પણ અભિન્ન પણ છે" પરતુ સંવેગ અને વેદનામા ભેદ રહેલો છે સંવેગ એક વેદનાત્મક દશા છે જ્યારે આંગિક સંવેદના જ્ઞાનાત્મક દશા છે સંવેગો ધ્યાનની શોધક દષ્ટિને નાપસદ કરે છે અને તેથી જ્યારે તેમના પર ધ્યાન કેન્દ્રિત કરવામા આવે છે ત્યારે તે લુપ્ત થઈ જાય છે, પરતુ આંગિક સંવેદનાઓ ધ્યાન આપવાથી અદશ્ય થતી નથી જ્યારે આપણે મામૂલી ક્રોધ તરફ ધ્યાન આપીએ છીએ તો તે લુપ્ત થઈ જાય છે, પરતુ ભૂખના પ્રતિ ધ્યાન આપવામાં આવે છે તો તે લુપ્ત થતી નથી ઉલટુ જ્યારે ભૂખ અધિક તીવ્ર હોય છે તો તે ધ્યાનને પોતાના તરફ આકર્ષિત કરે છે આથી સંવેગ અને આંગિક સંવેદનાઓ બન્ને ભિન્ન છે

જો સંવેગ અને આંગિક અભિવ્યક્તિ એક જ છે અને સંવેગનુ નિર્માણ આંગિક અભિવ્યક્તિથી જ થાય છે તો સંવેગની અભિવ્યક્તિ એક જ થવી જોઈએ પરતુ તેવુ નથી જુદા જુદા સંવેગોની એક જ પ્રકારની અભિવ્યક્તિ જોવામા આવે છે આંસુ ભયનાં પણ હોય છે અને શોકનાં પણ તદુપરાત એક જ સંવેગની વિભિન્ન અભિવ્યક્તિઓ પણ હોઈ શકે છે ક્રોધની અભિવ્યક્તિમા સુસંસ્કૃત અને અસભ્ય વ્યક્તિમા ઘણો ફેર હોય છે ટીચનર જણાવે છે કે "આંગિક સંવેદનાઓનો એક સમૂહ અતમા આંગિક સંવેદનાઓનો જ સમૂહ છે હૃદયનુ તીવ્ર સ્પદન સ્વયમેવ ભયનો સંવેગ નથી અને ચહેરો લાલ થઈ જવો સ્વયમેવ લજ્જાનો સંવેગ નથી જ્યા સુધી ખાલી નિરીક્ષણની મદદથી આપણે જાણી શકીએ છીએ ત્યા સુધી ન તીવ્રતા કે ગુણમા, ન પ્રગટ થવાના સમય કે સ્થિતિ કરનારમા, સંવેગ તથા આંગિક

1

પ્રતિક્રિયા વચ્ચે કોઈ આવશ્યક સંગતિ હોય છે."* આ પ્રમાણે એ માનવું ન્યાયસંગત અને સાચું નથી કે સંવેગોની અભિવ્યક્તિઓ સાથે સાદશ્ય રાખનારી આંગિક અભિવ્યક્તિમાં સંવેગ હોય છે. આપણે એમ ન કહી શકીએ ધ્રૂજવું એ ભયનો સંવેગ છે. કારણકે માણસ ભયથી પણ ધ્રૂજે છે અને અત્યધિક શીત લાગતાં પણ ધ્રૂજે છે.

(૪) આ સિદ્ધાન્તની પ્રમુખ મુશ્કેલી એ પણ છે કે સંવેગોના આધાર રૂપ અમુક બાબતો તરફ ધ્યાન આપવામાં આવ્યું નથી. સંજોગો કે જે સંવેગ ઉત્પન્ન કરે છે તેમનો પૂર્વ અસ્તિત્વ ધરાવતી ચેષ્ટાત્મક અભિવૃત્તિઓ સાથે આવશ્યક સંબંધ તરફ લક્ષ આપવામાં આવ્યું નથી. સ્ટાઉટ જણાવે છે કે "આ સિદ્ધાન્ત પ્રમાણે તો તે બચ્ચાંને દૂર કરવામાં આવતાં બિલાડીમાં ગુસ્સો ઉત્પન્ન થાય છે તેનું ફક્ત દશ્ય છે. માતૃક-પૈતૃક પ્રેમ અહીંયાં કંઈ કરતો જ નથી. પરંતુ ખરી રીતે માતૃક-પૈતૃક મૂળપ્રવૃત્તિમાં દખલ એ સંવેગાત્મક દશાનું અત્યધિક અગત્યનું તત્ત્વ છે." (સ્ટાઉટ) સંવેગો મૂળપ્રવૃત્તિ પર પણ આધાર રાખે છે. બિલ્લિને તેના બચ્ચાને ખસેડી લેવાથી જ ફક્ત ક્રોધ આવે છે તેમ નથી; પરંતુ તેની માતૃક પ્રવૃત્તિની વિફળતાના કારણે તેને ક્રોધ આવે છે. મેકડુગલ પણ સંવેગનાં મૂળપ્રવૃત્યાત્મક તત્ત્વ પર અધિક ભાર મૂકે છે. તેમનો મત છે કે સંવેગ મૂળપ્રવૃત્તિઓ પર આધારિત હોય છે. વુડવર્થ જણાવે છે કે જ્યારે પરિસ્થિતિ દ્વારા જાગૃત મૂળપ્રવૃત્યાત્મક કાર્યમાં નિષ્ફળતા મળે છે ત્યારે સંવેગ પેદા થાય છે.

(૫) જેમ્સની ધારણા છે કે ફક્ત વસ્તુઓને જોવાથી જ પૂર્વ સંગઠિત યંત્રોદ્વારા આંગિક પ્રતિક્ષેપ ઉત્પન્ન થાય છે. જે સંવેગોનું નિર્માણ કરે છે. પરંતુ જો આંગિક ક્રિયાઓ પ્રતિક્ષેપ ક્રિયાઓ જ હોત તો એક જ ઉત્તેજનાથી એક જ પ્રતિક્રિયા જાગૃત થાત. પરંતુ તેમ નથી. જે જે પ્રસંગોનો જે જે પરિસ્થિતિઓમાં પ્રત્યક્ષ થાય છે તદનુસાર પ્રતિક્રિયા પણ થાય છે. ઉદાહરણાર્થ: આપણે પાંજરામાં બંધ કરેલા સિંહને જોઈએ છીએ તો તેને આપણે પાસે રહીને માંસ ખાવા આપીએ છીએ; પરંતુ જ્યારે છૂટા સિંહને જોઈએ તો તેનાથી ભય ઉત્પન્ન થાય છે અને પલાયન થઈએ છીએ. આ પ્રમાણે સંવેગ ફક્ત વસ્તુઓથી જ નહિ પરંતુ પરિસ્થિતિઓથી જાગૃત થાય છે.

---

* ટીચનર માનસશાસ્ત્ર

(૬) જેમ્સની ધારણા એ છે કે સંવેગ પૂર્ણતયા પ્રેરણાહીન છે. જેમણે સંવેગની ચેષ્ટાત્મક બાજુ તરફ ધ્યાન આપ્યું નહિ અને પરિણામસ્વરૂપ તેમણે એ માની લીધું કે સંવેગ વસ્તુવિહીન ( Objectless )અને પ્રેરણાહીન ( Unmotived ) હોય છે, પરંતુ ખરી રીતે સવેગ વસ્તુવિહીન કે પ્રેરણાહીન હોતા નથી. તે પૂર્ણતયા આંગિક ઉપદ્રવોના પરિણામ હોતા નથી ખરી રીતે તે સંવેગ નહિ પરંતુ સવેગાત્મક મનોદશા છે. પાગલખાનામાં પાગલ વ્યક્તિઓ જે સંવેગો અનુભવે છે તે કેટલાક સવેગોના સ્થાયી પ્રભાવ હોય છે. જેનો તેમણે પહેલા અનુભવ કર્યો હોય. તેમના પ્રારંભિક સંવેગો વસ્તુહીન નહોતા પરંતુ તેમની ઉત્પત્તિ મૂળપ્રવૃત્તિઓને જાગૃત કરવા માટે યોગ્ય પરિસ્થિતિઓના પ્રત્યક્ષ કે વિચારથી થઈ હતી. આ પ્રમાણે તે વસ્તુવિહીન સવેગ ટીચનરના શબ્દોમા સાંવેગિક પૂર્વ પ્રવૃત્તિઓ ( Emotional-predispositions ) ના ફળસ્વરૂપ થનાર પ્રેરણાયુકત સંવેગોના પ્રેરણાશૂન્ય અવશેષ છે." આ પ્રમાણે આંગિક ઉપદ્રવ મનોદશા ઉત્પન્ન કરે છે, સંવેગ ઉત્પન્ન કરતા નથી. તેવી જ રીતે કેફી પીણાં, કે ઉત્તેજક દ્રવ્યો સંવેગ ઉત્પન્ન કરતાં નથી પરંતુ સંવેગાત્મક મનોદશા પેદા કરે છે.

(૭) શેરીંગ્ટને (Sherington) આ સિદ્ધાન્તની શરીરશાસ્ત્રીય પરીક્ષા કરી. તેણે એક એવા કૂતરા પર પ્રયોગ કર્યો જેનો સ્વભાવ ઉલ્લેખનીય રીતે સંવેગાત્મક માલૂમ પડતો હતો. તે કેટલીક વ્યકિતઓને પસંદ કરતો હતો અને કેટલાકને જોઈને ભસતો હતો. શેરીંગ્ટને તેના એ સ્નાયુઓ કાપી નાખ્યા જે ધડની અંદરથી મગજતરફ સ્નાયવિક પ્રવાહો લઈ જતા હતા અને તે રીતે તેને ધડની અંદરની લગભગ સર્વ સંવેદનાઓથી વંચિત કરવામાં આવ્યો. પરંતુ સવેદનાઓની ક્ષતિનો તેના સંવેગો પર કોઈ પણ જાતનો પ્રભાવ ન પડ્યો : તેનો ક્રોધ, હર્ષ. અરુચિ વગેરે સંવેગાત્મક લક્ષણો પૂર્વવત રહ્યાં છે. તે જેને પસંદ કરતો હતો તેના આવવાથી પૂર્વવત પ્રસન્નતાનાં લક્ષણો જણાયાં અને ગુસ્સે થતો હતો તેના આવવાથી તેનામાં ક્રોધનાં સ્પષ્ટ લક્ષણો જણાયાં. આ પ્રયોગ પરથી એ નિશ્ચિત થાય છે કે સંવેગમાં જે પ્રગટ વ્યવહાર થાય છે તથા અભિવ્યંજક ગતિઓ થાય છે તે આંતરિક સંવેદનાઓ પર નિર્ભર નથી. તેથી સવેગ આંતરિક સંવેદનાઓથી બનતા નથી. ત્યારે પણ સંવેગોનો અનુભવ થાય છે જ્યારે મગજથી મર્માંગો (Vital organs) અને પેશીઓ સુધી જનારા કર્મ સ્નાયુઓ કાપી નાખવામાં આવે છે. તેથી એ પણ સિદ્ધ થાય છે કે સંવેગો મર્માંગો અને પેશીઓ ઉપર પણ નિર્ભર નથી.

(૮) કૅનને ( Cannon ) પણ ઇન્દ્રિયવ્યાપાર સંબંધી પ્રયોગ કર્યો હતો. તેણે એક બિલ્લીની સહભાવી નાડીઓ (Sympathelic nerves)ને કાપી નાખી અને તેનાથી એ સ્નાયુઓ પર નિર્ભર ક્રોધની સંપૂર્ણ આંગિક અવસ્થાથી તેને રહિત કરવામાં આવી. છતાં પણ બિલાડીએ ક્રોધનો બાહ્ય વ્યવહાર જેવો કે ઘુરકવું, દાંત કાઢવા, ઘા કરવા, પંજા ઉઠાવવા વગેરે ચાલુ રાખ્યો. આથી ક્રોધના સંવેગમાં આંગિક અવસ્થા આવશ્યક તત્ત્વ નથી. સંવેગ આંગિક સંવેદનાનો માત્ર જથ્થો જ નથી.

(૯) સંવેગોની આત્મગત ( Subjective ) અનુભૂતિના સંબંધમાં નિશ્ચિત પ્રમાણ પ્રાપ્ત કરવા માટે તો માણસ પર કરવામાં આવેલો પ્રયોગ ઠીક યોગ્યતા ધરાવે છે. સંવેગ આંગિક સંવેદનાઓનું જૂથ માત્ર નથી. તેની પુષ્ટિ એક ચાલીસ વર્ષીય બુદ્ધિમની મહિલાના પ્રસંગથી થઈ શકે છે. ઘોડા ઉપરથી પડી જવાના કારણે તેની ગરદન તૂટી ગઈ હતી. ગરદનની જગ્યાએ તેની સુષુમ્ણા તૂટી ગઈ હતી જેથી મસ્તિષ્ક, ધડ, અને હાથપગની વચ્ચેની દરેક ગતિવાહી અને જ્ઞાનવાહી નાડીઓનો માર્ગ અવરુદ્ધ થઈ ગયો હતો. સહભાવી અથવા સ્વતંત્ર સ્નાયુતંત્રનો મધ્યવર્તી ભાગ મગજથી પૂર્ણતયા જુદો થઇ ગયો હતો અને તે સ્ત્રી ધડ અને હાથપગથી આવતી દરેક સંવેદનાઓથી રહિત થઇ ગઈ હતી. ફક્ત સ્વતંત્ર સ્નાયુતંત્રના ઉર્ધ્વ ભાગથી કેટલાક અંતર વિભાગ સાથે સાધારણ સંબંધ રહ્યો હતો. આ દશામાં જેમ્સ-લાંગે સિદ્ધાન્ત અનુસાર દરેક પ્રકારના સંવેગાત્મક અનુભવો સમાપ્ત થઈ જવા જોઇતા હતા. પરંતુ તે મહિલાના ચિકિત્સકે જણાવ્યું કે તે હર્ષ, શોક, દુઃખ અને પ્રેમના સંવેગોનું પ્રદર્શન કરી શકે છે. તેના વ્યક્તિત્વ કે ચારિત્ર્યમાં કોઈ પરિવર્તન નથી. તે દરેક પ્રકારના સંવેગના બાહ્ય વ્યવહાર અને અભિવ્યંજક ગતિઓ કરી શકતી હતી. આ ઉપરથી એ સાબિત થાય છે કે સંવેગ શરીરની સંવેદનાઓ સિવાય પણ મગજ દ્વારા જાગૃત કરી શકાય છે. સંવેગ આંગિક સંવેદનાઓથી બનતો નથી. પરંતુ સંવેગમાં તેમનો મહત્ત્વપૂર્ણ ભાગ હોય છે.

મગજના થડમાં સ્થિત જે થેલેમસ (Thalamus) છે તે આપણા સંવેગોથી સંબંધિત છે. તે મર્માંગો અને પેશીઓ સિવાય સંવેગ ઉત્પન્ન કરી શકે છે. આપણે જે પ્રયોગો જોઇ ગયા તેથી એ સિદ્ધ થાય છે કે થેલેમસ સંવેગોનું કેન્દ્ર છે. સંવેગોનો એ કેન્દ્રીય સિદ્ધાન્ત જેમ્સના સિદ્ધાન્તથી વિપરિત છે. આ ઉપરથી આપણે એ નિષ્કર્ષ પર પહોંચીએ છીએ કે

આ સિદ્ધાન્ત સત્ય નથી. જો કે તેણે સંવેગોમાં આંગિક સંવેદનાઓની અગત્ય તરફ ધ્યાન દોરી માનસશાસ્ત્રની ઘણી જ સેવા કરી છે.

**(૧૪) વિલિયમ જેમ્સનો પરિશોધિત સિદ્ધાન્ત ( Revised Theory of William James )**

જેમ્સે બાદમાં પોતાના પ્રતિપાદિત સિદ્ધાન્ત પર પુનર્વિચાર કર્યો અને પોતાના પ્રારંભિક સિદ્ધાન્તમા બે પરિવર્તન કર્યાં. પ્રથમ તેણે પ્રત્યક્ષના વેદનાંશ (Feeling Tone)ને માની લીધો, જે આગિક પરિવર્તન ઉત્પન્ન કરે છે તે પ્રત્યક્ષ અનુભૂતિશૂન્ય કે તટસ્થ હોતો નથી પરંતુ તેમાં વેદનાનો અંશ રહેલો હોય છે. દ્વિતીય, તેણે પ્રત્યક્ષ પેદા કરનારી વસ્તુના પરિસ્થિતિ મૂલક લક્ષણ ( Situational character )ને માની લીધાં. પૂર્વ સંગઠિત રચના દ્વારા આંગિક પ્રતિક્ષેપ ઉત્પન્ન કરે છે, તે વસ્તુનો પ્રત્યક્ષ જ થતો નથી. કોઇ પણ પરિસ્થિતિનો અનુભૂતિમિશ્રિત પ્રત્યક્ષ આંગિક પરિવર્તન ઉત્પન્ન કરે છે અને જ્યારે તેની ખબર ચેતનાને મળે છે ત્યારે સંવેગ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જેમ્સના પરિશોધિત સિદ્ધાન્ત અનુસાર પ્રથમ કોઈ પરિસ્થિતિનો પ્રત્યક્ષ થાય છે; જેમાં વેદનાંશ રહેલો હોય છે. આ વેદના મિશ્રિત પ્રત્યક્ષ આગિક પરિવર્તન ઉત્પન્ન કરે છે. ત્યારબાદ મગજને તેની ખબર મળતાં સંવેગ ઉત્પન્ન થાય છે.

**આલોચના ( Criticism )**

ખરી રીતે જોતાં આ પરિશોધિત સિદ્ધાન્ત પહેલાંના સિદ્ધાન્તને નિર્બળ બનાવે છે. તે પ્રત્યક્ષ અને આંગિક પરિવર્તનો વચ્ચે અનુભૂતિના તત્ત્વનો સ્વીકાર કરે છે. આ અનુભૂતિને પ્રત્યક્ષ અને આંગિક અભિવ્યક્તિઓ વચ્ચેનો પ્રારંભિક સંવેગ માની શકાય. આ પ્રમાણે આંગિક અભિવ્યક્તિઓ સંવેગોની પૂર્વવર્તિની રહી નહિ. સાધારણ સિદ્ધાન્તમાં અને આ સિદ્ધાન્તમાં વાસ્તવિક કોઇ ભેદ નથી. સાધારણ મન પ્રમાણે કોઈ પરિસ્થિતિનો પ્રત્યક્ષ, સ્મૃતિ કે કલ્પના એક પ્રારંભિક સંવેગને જન્મ આપે છે. તેની અભિવ્યક્તિ આંતરિક અંગોનાં પરિવર્તનોથી થાય છે. ત્યાર બાદ પ્રારંભિક સંવેગ પ્રબળ બને છે. આ રીતે સંવેગ અભિવ્યક્તિઓના પૂર્વવર્તી છે.

આ નવો સિદ્ધાન્ત વસ્તુના પરિસ્થિતિમૂલક લક્ષણોને માની લે છે. પરિણામસ્વરૂપ સંવેગનો પ્રતિક્ષેપ સિદ્ધાન્તને નિર્બળ બનાવી દે છે. પરિસ્થિતિ કોઈ મન ને માટે પરિસ્થિતિ હોય છે, જે પોતાનાથી સંબંધિત મૂલ્યને ઓળખે છે અને તે પ્રમાણે તેના પ્રતિ ક્રિયા કરે છે. મન પરિસ્થિતિનો પ્રત્યક્ષ અને તેનું મૂલ્યાંકન કરે છે અને પરિસ્થિતિના કારણે તેનામાં રુચિ જાગૃત

થાય છે.અને ત્યારબાદ મન પ્રતિક્રિયા કરે છે. સવેગ પરિસ્થિતિ કે વાતાવરણ પ્રતિ મનની પ્રતિક્રિયા છે અને તે તેની વેદનાત્મક અવસ્થા અને ચેષ્ટાત્મક પ્રવૃત્તિઓથી નિર્ધારિત થાય છે.

આ ઉપરથી આપણે એ નિર્ણય કરી શકીએ કે સંવેગ અભિવ્યક્તિઓના પૂર્વવર્તી હોય છે. તે આંતરિક અંગો અને પેશીઓનાં પરિવર્તનોમાં પ્રગટ થાય છે, જે આંતરિક અને પૈશિક સંવેદનાઓ ઉત્પન્ન કરે છે; પરંતુ આંતરિક અને પૈશિક સવેદનાઓ સવેગ બનાવતી નથી.' પરંતુ તેને તીવ્ર જરૂર કરે છે

### (૧૫) કેનનનો સંવેગ સંબંધી આકસ્મિકતા સિધ્ધાન્ત (Cannon's Emergency Theory of Emotion)

કેનન જણાવે છે કે સહભાવી તંત્ર વ્યક્તિને આકસ્મિક પરિસ્થિતિમાં કોઈ અસાધારણ કાર્ય માટે પ્રાણીને શકિતશાળી બનાવવા માટે કાર્ય કરે છે. જ્યારે પ્રાણી કોઈ જટિલ પરિસ્થિતિનો પ્રત્યક્ષ કરે છે ત્યારે હૃદય સ્પંદન વધી જાય છે અને હૃદયની ક્રિયાક્ષિપ્ર બની જાય છે. તેનાથી રક્તનું રક્તકોષોમાં અધિક તેજ ગતિથી સંચરણ થાય છે અને તેથી થાકથી ઉત્પન્ન થતાં દ્રવ્યોને અધિક શીઘ્રતાથી બહાર કરી દે છે, તદુપરાંત જઠર, આંતરડાં વગેરે પાચનક્રિયાનાં અંગોમાંથી રક્ત ખસી જાય છે. પરિણામસ્વરૂપ પાચનપ્રક્રિયા નિરુદ્ધ બની જાય છે અને અસ્થિપિંજરમાં રહેલી પેશીઓ અધિક રક્ત પ્રાપ્ત કરે છે. યકૃત અધિક સાકર છોડે છે અને અધિક શકિત પ્રદાન કરે છે. ઉપવૃક્કય ગ્રંથિઓમાંથી નીકળતી ઉપવૃક્કી (*Adrenin*) હૃદયને ઉત્તેજિત કરે છે, રક્તચાપમાં વૃદ્ધિ કરે છે અને પરિશ્રમિત પેશીઓને સ્ફુર્તિ પ્રદાન કરે છે. કેનન આંતરિક અંગો, પ્રણાલીવિહીન ગ્રંથિઓ અને સંવેગોથી સંબંધિત પેશીઓના પરિવર્તનનું સ્પષ્ટીકરણ કરવાનો પ્રયત્ન કરે છે. ઉપવૃક્કીથી થતાં દરેક પરિવર્તનોને આકસ્મિક પ્રક્રિયાઓ માની શકાય જે શરીરને (પ્રાણીને) પરિસ્થિતિને પહોંચી વળવાની શકિત પ્રદાન કરે છે. પ્રક્રિયાઓ પ્રતિક્રિયાઓનો નમૂનો બતાવતી નથી જે સંવેગોમાં ભેદ કરવા સમર્થ કરે છે, પરંતુ તે સામાન્ય રીતે સંવેગોની પૃષ્ઠભૂમિ જરૂર તૈયાર કરે છે.

આ સિદ્ધાન્ત શારીરિક વ્યાપારોનું સારી રીતે સ્પષ્ટીકરણ કરે છે પરંતુ એ સિદ્ધાન્ત સંવેગોના એ તથ્યની વિરુદ્ધ માલુમ પડે છે કે સંવેગ વ્યાપક અને અસ્તવ્યસ્ત કરનારી પ્રતિક્રિયા છે. સંવેગ જો આકસ્મિક પરિસ્થિતિમાં જ ઉત્પન્ન થતો તો વ્યક્તિના ઘણા ખરા વ્યાપારોમાં અડચણો ઉપસ્થિત થતી; કારણ કે તેની ઉત્પત્તિ આકસ્મિત હોતી અને તેથી કયે

સમયે શું થાય તે ન કહી શકાય. એ એક અસાધારણ પરિસ્થિતિ હોય છે જેમાં અસાધારણ પ્રયત્નો આવશ્યક હોય છે. અને તે અસાધારણ પ્રયત્નોથી પહોંચી વળાય છે." તેનું પરિણામ એ આવતું કે આકસ્મિક પરિસ્થિતિનો સામનો કરવા માટે એક નવીન સંગઠન કરવાનું હોય છે જેમાં જટિલ શારીરિક પરિવર્તનોનો સમાવેશ થાય છે. જો ફક્ત અધિક ભૌતિક શક્તિ અને સહનશીલતાની આવશ્યકતા છે તો પરિણામ સફળ થઇ શકે છે. જો સૂક્ષ્મ સંગઠન કે વાન્છિત લક્ષ્યોની પ્રાપ્તિ માટે સાધનોની બુદ્ધિમત્તાપૂર્ણ ચૂંટણી આવશ્યક છે તો સ્નાયુતંત્રની ક્રિયાથી ઉત્પન્ન તોફાની પ્રતિક્રિયાઓને કારણે સંકટની જ સંભાવના અધિક હોય છે. તે કોઇ આક્રમણકારીને પરાજિત કરવા કે તેનાથી બચી નીકળવાને માટે સહાયક થઇ શકે છે, પરંતુ ઘડિયાળને સુધારવામાં અથવા પ્રયોગની યોજના બનાવવામાં બિલકુલ અસફળ સિદ્ધ થશે."

### (૧૬) સંવેગ અને મૂળપ્રવૃત્તિ (Emotion and Instinct)

મૂળ પ્રવૃત્તિની પરિભાષા કરતાં મેકડૂગલ જણાવે છે કે "મૂળપ્રવૃત્તિ એક વંશપરંપરાગત કે જન્મજાત મનોદૈહિક પ્રવૃત્તિ (Psychophysical disposition) છે. જે વ્યક્તિને કોઈ જાતની વસ્તુઓનો પ્રત્યક્ષ કરવા કે તેના ઉપર ધ્યાન આપવા માટે તેમના પ્રત્યક્ષ ઉપરાંત એક વિશેષ પ્રકારના સવેગાત્મક ઉદ્દીપનનો અનુભવ કરવા માટે તથા તેના સંબંધમાં એક વિશેષ રીતથી કાર્ય કરવાને માટે અથવા ઓછામાં ઓછુ એવા કાર્યના આવેગનો અનુભવ કરવાને માટે પ્રેરિત કરે છે." * વિલિયમ જેમ્સ (William James) કહે છે કે મૂળ પ્રવૃત્તિ મૂળતઃ એક શરીરવ્યાપારિક પ્રક્રિયા તરફ સંકેત કરે છે જ્યારે સંવેગ એક માનસિક પ્રક્રિયા તરફ. સવેગ અનુભૂતિ કરવાની અને મૂળપ્રવૃત્તિ કાર્ય કરવાની પ્રવૃત્તિ છે. વુડવર્થ (Wood worth) કહે છે કે સવેગ આંતરિક પ્રતિક્રિયાઓ (Internal responses) હોય છે, જ્યારે મૂળપ્રવૃત્તિ બહાર તરફ સંચાલિત થાય છે અથવા ઓછામાં ઓછુ બાહ્ય વસ્તુઓ પર કાર્ય કરવામાં આવે છે. મૂળપ્રવૃત્તિ અંતિમ પ્રતિક્રિયા તરફ ઉન્મુખ હોય છે જ્યારે સવેગાત્મક પ્રતિક્રિયા સ્વાભાવિક રીતે તૈયારીની પ્રતિક્રિયા (Preparatory recreation) હોય છે.

સવેગો સ્વાભાવિક રીતે પરોપજીવી હોય છે. તે મૂળપ્રવૃત્તિઓ કે અર્જિત સપ્રયોજન પ્રવૃત્તિઓ (Acquired conative tendencies) પર

* મેકડૂગલ- સમાજશાસ્ત્રની ભૂમિકા

આધાર રાખે છે. મેકડૂગલનો મત છે કે સવેગ મૂળપ્રવૃત્તિનો ચેતન સહચર છે. તદુપરાંત તે જણાવે છે કે સંવેગ મૂળપ્રવૃત્તિઓ સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે. દરેક મુખ્ય મૂળપ્રવૃત્તિ કોઈ એક પ્રકારના સંવેગને જન્મ આપે છે. તે મૌલિક સંવેગની પરિભાષા કરતાં જણાવે છે કે તે "પ્રમુખ મૂળ પ્રવૃત્તિઓમાંથી કોઈ એકના વ્યાપારની વેદનાત્મક બાજુ ( Affective aspect ) છે." તેમના મત પ્રમાણે મૌલિક સંવેગ ( Primary ) મૂળ પ્રવૃત્તિઓ પર આશ્રિત છે. દરેક વિશિષ્ટ મૂળ પ્રવૃત્તિથી એક વિશિષ્ટ મૌલિક સંવેગ સંલગ્ન હોય છે. આ રીતે મૌલિક સંવેગ ક્રિયાન્વિત મૂળપ્રવૃત્યાત્મક આવેગનો દર્શક છે.

### (૧૭) મેકડૂગલનો સંવેગ સંબંધી સિદ્ધાન્ત ( Mc. Dougall's Theory of Emotion )

મેકડૂગલ સંવેગોને મૂળ પ્રવૃત્તિઓનું કાર્ય જણાવે છે અને મૌલિક સવેગ ( Primary emotion )ને મૂળપ્રવૃત્તિઓના ચેતન સહચર માને છે. " પ્રમુખ મૂળ પ્રવૃત્તિઓમાંની દરેક કોઈ એક પ્રકારના સંવેગાત્મક ઉદ્દીપનને જન્મ આપે છે જેનો ગુણ તેને માટે વિશિષ્ટ ( Specific ) કે વિલક્ષણ ( Peculiar ) હોય છે." મૌલિક સવેગ ક્રિયાશીલ મૂળપ્રવૃત્તિના આવેગનો દર્શક છે. મેકડૂગલ મૂળ પ્રવૃત્તિ અને સંવેગોની પરસ્પર સંબંધિત નિમ્નલિખિત જોડી જણાવે છે—

| મૂળ પ્રવૃત્તિ (Instinct) | સંવેગ (Emotion) |
|---|---|
| પલાયન (Flight) | ભય (Fear) |
| યુયુત્સા (Combat) | ક્રોધ (Anger) |
| વિકર્ષણ કે વિરોધ (Repuison) | અરુચિ (Disqust) |
| જિજ્ઞાસા (Curiosity) | આશ્ચર્ય (Wonder) |
| કામપ્રવૃત્તિ (Sex) | કામસંવેગ (Lust) |
| સંતતિપાલન (Parental instinct) | વાત્સલ્ય (Tender Emotion) |
| આત્મશ્લાઘા (Self-abasement) | વિનીતતા (Subjection) |
| આત્મગૌરવ (Self-assertion) | ઉલ્લાસ (Elation) |
| સામાજિકતા (Gregarious Instinct) | એકલતા (Lonliness) |
| સંગ્રહવૃત્તિ (Aequisition) | સ્વામિત્વ (Owner ship) |

| | |
|---|---|
| રચના (Construction) | રચનાત્મક સુખ (Creativeness) |
| હાસ્ય (Laughter) | વિનોદ ( Amusement or Mirth ) |

મેકડુગલે પોતાના સિદ્ધાન્તના આધારે તૈયાર કરેલી ઉપરોક્ત સૂચિ અવૈજ્ઞાનિક છે, કારણ કે તેમાં એવી ઘણી પ્રવૃત્તિઓ જણાવવામાં આવી છે કે જેનાથી તેની સામે દર્શાવેલ સવેગ તેનાથી જ જન્મ પામતો નથી પરંતુ અન્ય મૂળ પ્રવૃત્તિથી પણ ઉત્પન્ન થાય છે. ઉદાહરણાર્થ. વાત્સલ્યનો સવેગ ફક્ત સંતતિપાલનની મૂળપ્રવૃત્તિથી જ ઉત્પન્ન થતો નથી. તે સિવાય અન્ય મૂળપ્રવૃત્તિથી પણ ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે ક્રોધ પણ સદૈવ યુયુત્સાથી જ ઉત્પન્ન થતો હોય તેમ નથી તે સિવાય અન્ય પ્રવૃત્તિના કારણે પણ ઉત્પન્ન થાય છે. આ સૂચિ અપૂર્ણ પણ કહી શકાય કારણ કે તેમાં ઘણી મૂળ પ્રવૃત્તિઓથી ઉત્પન્ન થતા સંવેગોનો સમાવેશ કરવામા આવ્યો નથી. જેમકે સુરક્ષા, આત્મવિસ્તાર વગેરેના કેટલાક સ્પષ્ટ સંવેગો હોય છે તેમને સૂચિમાં લેવામાં આવ્યા નથી. તેણે અમુક એવી મૂળપ્રવૃત્તિઓને સૂચિમાં સ્થાન આપ્યું છે જેમની સાંવેગિક પ્રતિક્રિયાઓ પૂર્ણ તથા વિકસિત નથી. જેવી કે પ્રજનન, સામાજિકતા, સંગ્રહ અને રચનાની મૂળ પ્રવૃત્તિઓ કે જેમની સાંવેગિક પ્રતિક્રિયાઓ બરાબર વિકસિ નથી.

મેકડુગલનો આ સિદ્ધાન્ત ઠીક છે કે દરેક સાંવેગિક પરિસ્થિતિ ( Emotional situation ) કોઈ મૂળ પ્રવૃત્તિને જાગૃત કરે છે. અને આ સિદ્ધાન્ત આકર્ષક પણ છે. પરંતુ તેનું સંતોષપ્રદ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું નથી. એ બાબત માનવા યોગ્ય છે કે મૂળ પ્રવૃત્તિ અને સંવેગ અત્યંત નિકટના સંબંધમાં છે પરંતુ તેપ્રમાણે હોવાથી એમ ન માની શકાય કે પ્રત્યેક મૂળ પ્રવૃત્તિનો એક વિશિષ્ટ સવેગ હોય છે અને પ્રત્યેક સવેગની એક મૂળપ્રવૃત્તિ હોય છે. એવી કેટલી મૂળપ્રવૃત્તિઓ હોય છે જેમની સાથે કોઈ વિશિષ્ટ સંવેગ હોતો નથી અને એ પણ સત્ય છે કે એવા ઘણા સવેગો છે કે એક જ સવેગમાં વિવિધ મૂળપ્રવૃત્તિઓ રહેલી હોય છે. આપણે સિંહને જોઇ ને દોડીએ છીએ અને ઓચિંતો મળતાં સંતાઇ જઇએ છીએ. અહીંયાં આપણે જોઇશું તો જણાશે કે ભયના એક જ સવેગમાં છુપાઈ જવાની અને પલાયન કરવાની બે મૂળપ્રવૃત્તિઓ રહેલી છે. એક જ મૂળપ્રવૃત્તિ જુદા જુદા સવેગો સાથે સંબન્ધિત પણ હોઈ શકે છે. એક સવેગ જુદી જુદી ભાવનાઓમાં અંતર્હિત પણ હોઈ શકે છે તેવી રીતે એક જ સવેગ વિભિન્ન મૂળપ્રવૃત્તિઓમાં

સંગઠિત થઈ શકે છે. પક્ષીઓમાં ઊડવાની મૂળપ્રવૃત્તિ ભય અને ક્રોધ બન્ને સંવેગોમાં કાર્ય કરી શકે છે. એક બાબત એ પણ છે કે પરિસ્થિતિથી જાગૃત કરવામાં આવેલું કોઈ પણ મૂળપ્રવૃત્યાત્મક કાર્ય સારી રીતે ચાલતું હોય ત્યારે વ્યક્તિને સવેગનો અનુભવ થતો નથી પરંતુ જ્યારે વ્યક્તિ પરિસ્થિતિ પર કાબૂ કરવામાં અસફળ બને છે અને તેને સફળતાપૂર્વક સંભાળી શકતી નથી તથા જ્યારે તેની મૂળપ્રવૃત્યાત્મક પ્રતિક્રિયા (Instinctive response) માં અડચણો આવી જાય છે ત્યારે તેને સવેગનો અનુભવ થાય છે. કેટલીક એવી પણ મૂળપ્રવૃત્તિઓ છે. જેમકે ચાલવું, બેસવું, ઊઠવું વગેરે કોઈ વિશેષ સંવેગ સાથે સંયુક્ત હોય તેમ જણાતું નથી. આથી મેકડૂગલના સિદ્ધાન્તને ફક્ત એક કામચલાઉ પરિકલ્પના ( Hypothesis ) માની શકાય. છતા પણ તેની એક બાબત મહત્ત્વપૂર્ણ છે કે તે સંવેગ અને મૂળપ્રવૃત્તિના નિકટતમ સંબંધ પ્રતિ સંકેત કરે છે.

## (૧૮) સંવેગોનું વર્ગીકરણ (Classification of Emotions)

પહેલાંના માનસશાસ્ત્રીઓએ સવેગોનું ચાર વર્ગોમાં વર્ગીકરણ કર્યું હતું. તે વર્ગીકરણ જેના તરફ સવેગ સંચાલિત થાય છે તે વસ્તુઓ પ્રમાણે કરવામાં આવ્યું હતું. તેમના પ્રમાણે ચાર વર્ગો નીચેના હતા. (૧) સ્વાર્થી (Egoistic) (૨) સ્વાર્થપરાર્થી (Ego-aultruistic) (૩) પરાર્થી (Aultruistic) અને (૪) નિર્વૈયક્તિક (Impersonal)

સ્વાર્થી સંવેગો આત્મા પર કેન્દ્રિત હોય છે. તેમની ઉત્પત્તિ એવી વસ્તુના પ્રત્યક્ષ, સ્મરણ, કે વિચારથી થાય છે જે આપણને લાભદાયક કે હાનિપ્રદ હોય. તે સવેગો આત્મરક્ષણાત્મક હોય છે. ક્રોધ, ભય, હર્ષ, શોક વગેરે સ્વાર્થી સંવેગોનાં ઉદાહરણો છે.

સ્વાર્થપરાર્થી સંવેગો આત્મતૃપ્તિ તરફ સંચાલિત હોય છે. અને તેમની ઉત્પત્તિ બીજાઓના મતથી થાય છે. પ્રશંસા-પ્રેમ, શક્તિ પ્રેમ વગેરે સ્વાર્થપરાર્થી સવેગોનાં ઉદાહરણો છે. તેમને સ્વાર્થી એટલા માટે કહેવામાં આવે છે કે આત્મતૃપ્તિ તરફ જાય છે. અને આત્મતૃપ્તિ માટે તે થાય છે. અને પરાર્થી એટલા માટે કહેવામાં આવે છે કે તે અન્ય લોકોના મન અને અનુભૂતિઓથી જાગૃત થાય છે.

પરાર્થી સંવેગ તેમના પ્રત્યક્ષ કે વિચારથી જાગૃત થાય છે, જે અન્ય વ્યક્તિઓ કે પશુઓને હાનિકર કે લાભદાયક હોય. સહાનુભૂતિ એક પરાર્થી સંવેગ છે.

નિર્વૈયક્તિક સંવેગ કેટનાક સમૂર્ત આદર્શો કે પૂર્ણતાના માનદંડોના વિચારથી ઉત્પન્ન થાય છે બૌદ્ધિક (Intellectual) નૈતિક (Moral), સૌન્દર્યાત્મક (Aesthetic) અને ધાર્મિક (Religious) સંવેગો નિર્વૈયક્તિક તે સત્ય શુભ, સૌન્દર્ય અને ઈશ્વરના આદર્શોના વિચારથી ઉત્પન્ન થાય છે. આ આદર્શ વિષયક સંવેગોને ભાવના પણ કહેવામા આવે છે .

આધુનિક માનસશાસ્ત્રી મેકડૂગલે સંવેગોને ત્રણ વર્ગમા વહેચ્યા છે. મૌલિક સવેગ ( Primary emotion ) મિશ્ર સંવેગ ( Compound emotion ) અને વ્યુત્પન્ન સંવેગ ( Derived emotion )

(૧) મૌલિક સંવેગ ( Primary Emotion ) પ્રારભિક હોય છે. દરેક સાંવેગિક પરિસ્થિતિ પૂર્ણ અસ્તિત્વ ધરાવની નિર્ધારક અભિવૃત્તિઓને અપીન કરે છે. આ પ્રકારની અભિવૃત્તિઓને મેકડૂગલ મૂળપ્રવૃત્યાત્મક સ્વભાવની ગણે છે આ રીતે મેકડૂગલ જણાવે છે કે સવેગનો મૂળપ્રવૃત્તિઓના નિકટતમ સબધમાં હોય છે. મૌલિક સવેગો અન્ય સંવેગાત્મક અનુભવોને પોતાના અગ બનાવતા નથી તેમ જ તે પૂર્ણ સંવેગાત્મક અનુભવો પર આધાર પણ રાખતા નથી મેકડૂગલ જણાવે છે કે " પ્રમુખ મૂળપ્રવૃત્તિઓમાથી દરેક કોઈ એક પ્રકારના સંવેગાત્મક ઉદ્દીપન (Emotional excitement) . ને જન્મ આપે છે જેનો ગુણ તેને માટે વિશિષ્ટ (Specific) કે વિલક્ષણ (Pecutiar) હોય છે " "મૌલિક સંવેગ ક્રિયા કરતા મૂળપ્રવૃત્યાત્મક આવેગનો દર્શક છે તેની શારીરિક અભિવ્યક્તિઓ આપણા સાથીઓને આવેગનું સ્વરૂપ દર્શાવવાનું અને તેમનામા સમાન મૂળપ્રવૃત્યાત્મક આવેગ અભિવૃત્તિ અને સંવેગાત્મક ઉદ્દીપન ( Emotional excitment ) જાગૃત કરવાનુ કામ કરે છે અને સંવેગાત્મક ગુણ સ્વય આત્મા, તેના ઉદ્દીપનનુ સ્વરૂપ અને જે ક્રિયા તરફ તેને ધકેલવામા આવ્યો છે તે ક્રિયા દર્શાવવાનું પણ કામ કરે છે " (મેકડૂગલ) આ રીતે ભય, ગુસ્સો જે સંવેગાત્મક ગુણો છે, મૂળપ્રવૃત્યાત્મક ક્રિયાઓનો સહચાર સાધે છે તે મૌલિક સંવેગો છે

મૌલિક સંવેગ પરિષ્કૃત અલકૃત થઈ શકે છે તેમા ગત્યાત્મક પ્રવૃત્તિઓનુ પરિવર્તન કરી દેવામા આવે છે જેમકે બચકાં ભરવા, ખૂમો પાડવી, લાતો મારવી વગેરે અસભ્ય સંવેગાત્મક અભિવૃત્તિઓને સ્થાને સામાજિક સસ્કૃત

અને સ્વીકૃત પ્રતિક્રિયાઓ કરવામાં આવે. આપણે એ બરાબર જોઈ શકીએ છીએ કે એક સુસંસ્કૃત મનુષ્યની સંવેગાત્મક અભિવ્યક્તિઓ, અસભ્ય અને જંગલી મનુષ્યની અભિવ્યક્તિઓમાં આભજમીનનો તફાવત હોય છે. એક સંવેગમાં અન્ય સંવેગ મળતાં મૌલિક સવેગોમા પરિવર્તન પણ થઈ જાય છે તથા તે ઉત્તેજનાની સાથે નવાન સંબધોથી પણ પરિવર્તિત થઈ જાય છે.

(૨) મિશ્ર સંવેગ (Compound emotion)—મિશ્ર સંવેગ બે કે તેથી અધિક મૂળપ્રવૃત્તિઓથી ઉત્પન્ન બે કે તેથી અધિક સરળ સંવેગોના સંયોજનથી ઉત્પન્ન થાય છે. એક જ સમયે બે મૂળપ્રવૃત્તિઓનું ઉદ્દીપન થઈ શકે. જેવી રીતે એક પ્રાણીનો વ્યવહાર ભયની પ્રતિકૂળતા અને જિજ્ઞાસા (Curiosity)ના આકર્ષણ વચ્ચેના સંઘર્ષણનું સ્પષ્ટ પ્રદર્શન છે. એક અનુભવી પ્રૌઢનો વ્યવહાર દરેક સમયે આવેગોના ન્યૂનાધિક જટિલ સમુચ્ચય બોધકો ( Conjunctions ) નું પ્રદર્શન કરે છે. કેટલાક મૂળપ્રવૃત્યાત્મક આવેગોનો અભિવૃત્તિ કરતાં એટલો બધો વિરોધ થાય છે જેથી તેઓ વ્યવહારના નિર્ધારણમાં સારી રીતે સહકાર આપી શકતા નથી. જો એક જ સમયે ઉદ્દીપન થાય છે તો સંઘર્ષ થાય છે અને એક જુથ બીજાનો નિરોધ કરે છે. આ અરુચિ ( Disgust ) ના આવેગ માટે અને ભોજનની મૂળપ્રવૃત્તિ માટે બરાબર સત્ય છે અને સ્પષ્ટ પણ છે. જ્યારે બે અથવા તેથી વધારે સંવેગો પરસ્પર સહકાર સાધે છે ત્યારે આપણને મિશ્ર સંવેગોનો અનુભવ થાય છે. ઉદાહરણાર્થ આપણે જ્યારે આપણા કોઈ ધ્યેયની પૂર્તિના માર્ગને ગંદી ક્રિયાઓથી અવરુદ્ધ જોઈએ છીએ ત્યારે આપણે ભય અને અરુચિના મૌલિક સવેગનો અનુભવ કરીએ છીએ. આ પ્રમાણે મૌલિક સંવેગ તેના સંઘટકો હોય છે અને તેથી તે તેમના પર આશ્રિત હોય છે. પરંતુ એ ધ્યાનમાં રાખવા જેવું છે કે મિશ્રિત સંવેગો બે જુદાં જુદાં ઉદ્દિપ નથી પરંતુ તે એક જટિલ પરિસ્થિતિ પ્રતિની તત્કાલ પ્રતિક્રિયા છે. ઉપેક્ષા, ક્રોધ અને અરુચિનું મિશ્રણ છે. તેવી જ રીતે ઘૃણા, ક્રોધ, ભય અને અરુચિનું મિશ્રણ છે.

(૩) વ્યુત્પન્ન સવેગ ( Derived Emotions )—કેટલાક એવા સવેગો છે જેમને ન તો મૌલિક સંવેગના વર્ગમાં મૂકી શકાય, ન તો મિશ્ર સંવેગના વર્ગમાં મૂકી શકાય. આ સંવેગોને વ્યુત્પન્ન સંવેગો કહેવામાં આવે છે. ઉદાહરણાર્થ આશા, ચિંતા વગેરે કે જે ઇચ્છાના ભવિષ્યની તરફ સંકેત કરનારા સંવેગો છે. અને પશ્ચાત્તાપ, સંતાપ વગેરે

પ્રદાન કરે છે અને જણાવે છે કે સહાનુભૂતિ કરવી તે "અન્ય પ્રાણીની અનુભૂતિઓમાં પ્રવેશ કરવો તથા એ પ્રાણીના હિતને માટે તેમનો અભિનય કરવો તે છે. જાણે તે આપણી જ અનુભૂતિઓ હોય." (એન) આ પ્રમાણે સહાનુભૂતિ ઉચ્ચ કોટિના બૌદ્ધિક વિકાસ અને ઉત્કર્ષના સાર પર રહેતા માનવોમાં જોવામાં આવે છે. સહાનુભૂતિ તેના અંતિમ અને જ્ઞાનાત્મક રૂપમાં વૈયક્તિકતાથી મુક્તિ મેળવે છે અને એક સ્વતંત્ર ભાવના (Independent sentiment) એટલે કે માનવતા (Humanity) માં વિકાસ પામે છે.

**(૨૦) મૂર્ત અને અમૂર્ત ભાવનાઓ (Concrete and abstract sentiments)**

ભાવનાઓ ઘણા સંવેગાત્મક અનુભવોનું પરિણામ છે. તે સ્થાયી સંવેગાત્મક પ્રવૃત્તિઓ છે. તે એવી માનસિક પ્રવૃત્તિઓ છે જે અધોચેતન સ્તરમાં જીવિત રહે છે. અને ઉપયુક્ત અવસર પર સંવેગોના રૂપમાં પ્રકાશિત થાય છે. સામાન્ય બોલચાલમાં ભાવના અને સંવેગનું સ્પષ્ટ અંતર કરવામા આવતું નથી છતાં સ્પષ્ટ રીતે તે એનો તફાવત માલૂમ પડે છે. આપણે ક્રોધને આવેગ કહીએ છીએ અને ઘૃણાની ભાવના કહીએ છીએ; સ્વદેશાભિમાની તરંગને સવેગ કહીએ છીએ અને સ્વદેશાભિમાન (Patriotism) ની ભાવના કહીએ છીએ. આ દરેક બાબતમાં સામાન્ય બોલચાલમાં યોગ્ય અંતર રાખવામાં આવે છે. મેકડૂગલ સંવેગ અને ભાવનાનું અંતર બતાવતાં જણાવે છે કે "સવેગ એ અનુભવનું રૂપ (Mode), કાર્ય કરવાની રીત અને ક્રિયાનું તથ્ય છે. ભાવના બંધારણ કે સંરચના (Structure) નું તથ્ય, પ્રવૃત્તિઓ (Dispositions) નું વ્યવસ્થિત તંત્ર કે જે પ્રસંગો પર ક્રિયાન્વિત કરવામાં આવ્યું છે તે પ્રસંગોની મધ્ય ન્યૂનાધિક વિશ્રામ અવસ્થામાં દૃઢ થાય છે." આ પ્રમાણે ભાવના અમુક વસ્તુના સંબંધમાં ઇચ્છાઓ અને સંવેગોનો અનુભવ કરવાની વ્યક્તિની અભિવૃત્તિ ધરાવે છે. આ પ્રમાણે ભાવનાઓ કેટલીક વસ્તુઓ, વ્યક્તિઓ કે આદર્શો પર કેન્દ્રિત થાય છે. તે મૂર્ત કે અમૂર્ત હોય છે.

મૂર્ત ભાવનાઓ વસ્તુઓ, વ્યક્તિઓ કે તેમના સમૂહોથી ઉત્પન્ન થાય છે. પ્રેમ, ઘૃણા, મૈત્રિ, સહાનુભૂતિ વગેરે મૂર્ત ભાવનાનાં ઉદાહરણો છે. અમૂર્ત ભાવનાઓ સત્ય, શુભ, સૌન્દર્ય અને પવિત્રતાના આદર્શોથી ઉત્પન્ન થાય છે. તે શાન્ત અને નિસ્પદ હોય છે. તેમની શારીરિક પ્રતિધ્વનિ સ્પષ્ટ

ન પણ હોઈ શકે. તેમાં ચિંતનાત્મક મુદ્રા (Contemplative attitude) હોય છે. તેમની ઉત્પત્તિ અમૂર્ત આદર્શોના ચિંતનથી થાય છે. તે સ્વાર્થ-પરક પણ નથી હોતી તેમજ પરાર્થપરક પણ નથી હોતી, પરંતુ તે પૂર્ણતયા નિર્વૈયક્તિક અને ઉદાસીન હોય છે. આ અમૂર્ત ભાવનાઓ ચાર પ્રકારની હોય છેઃ બૌદ્ધિક, નૈતિક, સૌન્દર્યાત્મક, અને ધાર્મિક. અને ક્રમશઃ તેઓ સત્ય, શુભ, સુંદરતા અને પવિત્રતાના આદર્શોના ચિંતનથી ઉત્પન્ન થાય છે. જ્યારે તે દરેક પોતાની ઉપયુક્ત વસ્તુઓથી જાગૃત થાય છે અને સક્રિય સંવેગના રૂપમાં આવે છે ત્યારે આપણે બૌદ્ધિક, નૈતિક, સૌન્દર્યાત્મક અને ધાર્મિક સંવેગોનો કે જે બૌદ્ધિક, નૈતિક, સૌન્દર્યાત્મક અને ધાર્મિક ભાવનાનાં રૂપો છે તેમનો અનુભવ કરીએ છીએ.

## (૨૧) ભાવનાઓનો વિકાસ (Development of sentiments.)

પહેલાં મૂર્ત ભાવનાઓ વિકાસ પામે છે. સર્વ પ્રથમ મૂર્ત ભાવનાઓ વ્યક્તિઓ તરફ સંચાલિત હોય છે. બાળક નાનું હોય છે ત્યારે પહેલાં તો તે પોતાની માતા સાથે પ્રેમ રાખે છે અને જેમ જેમ મોટું થાય છે તેમ તેમ અનુભવોથી પોતાના સંપર્કમાં આવતાં ભાઈ, બહેન તથા અન્ય માણસો પ્રત્યે પ્રેમ રાખે છે. આ રીતે અનુભવની વૃદ્ધિની સાથે તે પોતાના કુટુંબના માણસો સાથે પ્રેમ કરવા લાગે છે. આને પરિવાર–ભાવના (Home sentiment.) કહેવામાં આવે છે. ત્યારબાદ તેને શાળામાં મોકલવામાં આવતાં ત્યાં જે જે વ્યક્તિઓ અને સાથીઓના સંપર્કમાં આવે છે તેમની સાથે પ્રેમ રાખે છે. અને આ પ્રમાણે તેનામાં પાઠશાળા–ભાવના (School sentiment) નો વિકાસ થાય છે જે આજીવન સ્થિર રહી શકે છે. આ પ્રમાણે પ્રથમ મૂર્ત ભાવનાનો વિકાસ થાય છે. તે મૂર્ત વસ્તુઓ, વ્યક્તિઓ કે તેમના સમૂહો પ્રતિ સંચાલિત હોય છે અને શનૈઃ શનૈઃ અનુભવો પ્રાપ્ત થતાં અધિક વિસ્તૃત ક્ષેત્ર તરફ સંચાલિત થાય છે અને બાળક દેશપ્રેમ કે દેશભક્તિની ભાવના ધારણ કરે છે. ત્યારબાદ ધીરે ધીરે અમૂર્ત ભાવનાઓનો વિકાસ થાય છે. તે સામાન્ય સિદ્ધાન્તો અને અમૂર્ત આદર્શો પ્રતિ સંચાલિત હોય છે. અમૂર્ત ભાવનાઓમાં પ્રથમ સામાન્ય સિદ્ધાન્તો પર કેન્દ્રિત હોય છે, તેનો પ્રથમ વિકાસ થાય છે. જેવા કે અત્યાચાર કે અન્યાય, ઘૃણા, વિદ્રોહ, ઉન્નતિ પ્રતિ પ્રેમ, વિગેરે. ત્યારબાદ અમૂર્ત ભાવનાઓ અમૂર્ત આદર્શો પ્રતિ સંચાલિત થાય છે જેમકે સત્યભક્તિ, સૌન્દર્યપ્રેમ, ઈશ્વર પ્રતિ શ્રદ્ધા વિગેરે.

આ પ્રમાણે ભાવનાઓમાં પ્રથમ મૂર્ત ભાવનાઓનો વિકાસ થાય છે, ત્યાર-બાદ ધીરે ધીરે અમૂર્ત ભાવનાઓ વિકાસ પામે છે.

## (૨૨) સંવેગોની અભિવ્યક્તિઓના નિયમ ( Low of Expressions of Emotions )

ડાર્વિને (Darwin) સંવેગોની અભિવ્યક્તિઓના ત્રણ નિયમો દર્શાવ્યા છે :

(૧) ઉપયોગી સહચારી ટેવોનો નિયમ. ( The principle of Serviceable Associated Habits )

કેટલીક સંવેગાત્મક અભિવ્યક્તિઓ વ્યક્તિને પોતાને ઉપયોગી સિદ્ધ થતાં હોય તેવાં કાર્યોના અવશેષ છે અથવા તો તુલ્ય સંવેગોને ઉત્પન્ન કરનાર પરિસ્થિતિઓમાં તેના પૂર્વજોને માટે ઉપયોગી સાબિત થઈ હતી. જેમકે ક્રોધમાં દાંત દેખાડવા, દાંત પીસવા, મુઠ્ઠી બાંધવી, ઘુરકવું, ભવાં ચઢા-વવાં વિગેરે. આપણા પૂર્વજોનાં કાર્યોનાં અવશેષ છે જે તેમને ઉપયોગી સાબિત થયાં હતાં. ડાર્વિનના મત અનુસાર ઘૃણાને માટે દાંત કાઢવાની ક્રિયાનો પ્રારંભ વિકાસની પૂર્વમાનવીય દશાથી સમજવો જોઈએ. એ ક્રિયા કુતરાં અને વનમાનુષ જેવાં પશુઓમાં ઉપયોગી સિદ્ધ થઇ શકે છે. કારણ કે તેમના આગળના દાંત જેને કુક્કુર દાંત ( Canine teeth ) કહેવામાં આવે છે તે લાંબા હોય છે. અને તેઓ એ દાંત ત્યારે જ કાઢે છે જ્યારે તેનો ઉપયોગ કરવાની તૈયારી હોય. દાંત કાઢવાથી પશુઓના શત્રુઓ ડરી જાય છે અને તેથી આક્રમણ કરવાની આવશ્યકતા રહેતી નથી. આપણા પૂર્વજો ક્રોધમાં શત્રુઓ સાથે લડવામાં વસ્તુતઃ પોતાના દાંતનો ઉપયોગ કરતા હતા. ડાર્વિન કહે છે કે ઘણું કરીને દાંતથી લડવાની પ્રથા બંધ થઈ ગયા પછી પણ માનવજાતિમાં એ ક્રિયા હજુ પણ અવશિષ્ઠ છે. આપણી દાંત બતાવવાની અને પીસવાની ક્રિયા, તે ઉપયોગી કાર્યના અવશેષ માત્ર છે. આપણી ભયમાં સંતાઈ જવાની ક્રિયા, એ આપણા પૂર્વજોની ભયથી ઝાડીઓમાં કે ગુફાઓમાં સંતાઈ જવાની ક્રિયાનાં અવશેષ છે.

(૨) તુલ્ય અનુભૂતિની ઉત્તેજનાઓ પ્રતિ તુલ્ય પ્રતિક્રિયાનો નિયમઃ ( The principle of Reacting similarly to Antagonus feeling Stimulus. )

બીજો નિયમ એ છે કે તુલ્ય અનુભૂતિની ઉત્તેજનાઓ પ્રતિ તુલ્ય પ્રતિક્રિયા કરવામાં આવે છે. આપણે નિયમ તો વ્યવહારમાં પણ જોઈ એ

છીએ કે જ્યારે આપણે બાળકને કહીએ છીએ કે દૂધ પીવું છે ? તો તે પોતાનું માથું હકારમાં ધુણાવે છે એટલે કે આપણે જે કહીએ છીએ તેનો સ્વીકાર કરે છે. ફરીથી આપણે તેને કોઈ વસ્તુ ખાવા આપીએ અને તેને પૂછીએ કે સારી લાગે છે ? તો તે વખતે પણ પહેલાંની જેમ માથું હલાવે છે એટલે કે તે સ્વીકૃતિમાં માથું ધુણાવે છે. આ પ્રમાણે તેને બન્ને વસ્તુની અનુભૂતિઓ રુચિકર છે અને તે બન્નેની અભિવ્યક્તિ એક જ રૂપમાં એટલે કે હકારમાં માથું ધુણાવી કહે છે. જ્યારે તેને દવા આપવામાં આવે અને કહીએ કે પીવી છે ? તો તે નકારમાં માથું ધુણાવે છે એટલે કે તે અસ્વીકાર કરે છે. તેવી જ રીતે અન્ય કોઈ વસ્તુ આપવામાં આવતાં જે અરૂચિકર હોય તો નકારમાં માથું ધુણાવે છે. અને આ રીતે તે અસ્વીકારસૂચક ગતિ કરે કરે છે. બન્ને અનુભૂતિઓ અરૂચિકર છે અને તે સમાન રૂપમાં એટલે કે નકારમાં માથું ધુણાવી અભિવ્યક્ત કરે છે. આ પ્રમાણે સમાન અનુભૂતિઓ અને સમાન સંવેગ સમાન રૂપમાં અભિવ્યક્ત થાય છે.

(૩) વિરોધનો નિયમ (The Principle of Antipathy)

કેટલીક સંવેગાત્મક અભિવ્યક્તિઓનું સ્પષ્ટીકરણ ડાર્વિન વિરોધના નિયમથી કરે છે. વિરૂદ્ધ સંવેગ વિરુદ્ધ રીતે અભિવ્યક્ત કરવામાં આવે છે. જો એક વિશેષ સંવેગ ઉત્પન્ન કરનારી પરિસ્થિતિ કેટલીક પ્રતિક્રિયાઓને જન્મ આપે છે તો વિપરિત સંવેગને જાગૃત કરનારી વિપરિત પરિસ્થિતિ વિપરિત પ્રતિક્રિયાઓ ઉત્પન્ન કરશે; છતાં પણ સંભવિત છે કે તેમની ન કોઈ ઉપયોગિતા હો અને ન કોઈ સાર્થકતા; ક્રોધ, મુઠ્ઠી બાંધવી, આપઘાતનો પ્રયત્ન કરવો, પેશીઓમાં ખેંચાણ વિગેરેમાં પ્રગટ થાય છે જ્યારે ભય, મુઠ્ઠી ખૂલી થવી, હાથમાં શિથિલતા આવવી, તથા પેશીઓમાં શિથિલતા વિગેરેમાં પ્રગટ થાય છે. વિપરીત સંવેગોની અભિવ્યક્તિઓ પણ પરસ્પર વિપરીત હોય છે. આ નિયમથી ઘણી સંવેગાત્મક અભિવ્યક્તિઓની વ્યાખ્યા થઈ શકે છે.

## (૨૩) બૌદ્ધિક સંવેગ ( Intellectual Emotions )

આશ્ચર્ય, કૌતુહલ, જ્ઞાન, સત્ય, વિવેકનો પ્રેમ વિગેરે બૌદ્ધિક સંવેગ છે. આ સંવેગો એક એવા સંવેગોનો સમૂહ છે તેની ઉત્પત્તિ શુદ્ધ બૌદ્ધિક ક્રિયાઓની સાથે થાય છે. તે ખાસ કરીને જ્ઞાનને પોતાનું કેન્દ્ર બનાવે છે. તે સુખકર હોય છે અને દુઃખકર પણ હોય છે. જ્યાં સુધી વિરોધી વિચારોનું

સામંજસ્યપૂર્ણ બરાબર સમાયોજન થાય છે ત્યાં સુધી તે સુખકર હોય છે. બૌદ્ધિક ક્રિયા આપણને આનંદની અનુભૂતિ કરાવી શકે છે જ્યાં સુધી વિચારોનું સામંજસ્યપૂર્ણ સમાયોજન થતું નથી તો તે દુઃખકર હોય છે, કારણ કે વિચારોનો પરસ્પર સંઘર્ષ ચાલતો હોય તો સમાયોજન કરવું કઠિન બને છે

કૌતુહલ એક અરુચિકર સંવેગ છે કારણ કે તે "કોઇ એક વસ્તુનું આકસ્મિક પ્રત્યક્ષીકરણ છે જેને માટે ધ્યાન તૈયાર હોતું નથી જો તે ક્ષણમાં અપ્રત્યાશિત (Sudden) માત્ર હોવાને બદલે વસ્તુ વિચિત્ર અને અપરિચિત હોય છે તો કૌતુહલની અનુભૂતિ આશ્ચર્યની એક અધિક વિલમિત અવસ્થામાં પહોંચી જાય છે (સ્વી)

જ્યારે આપણા વિચારોમાં સંઘર્ષનો તાર્કિક સંવેગ ઉત્પન્ન થાય છે તો તે અધિક કષ્ટદાયક માલુમ પડે છે જ્યારે વિચારોમાં સામંજસ્ય હોય છે ત્યારે તે સુખકર માલુમ પડે છે આ રીતે તથ્યોમાં તાર્કિક વિરોધનો કષ્ટપ્રદ સંવેગ અને તેમના જ્ઞાનથી પ્રારંભ થાય છે અને જ્યારે તે વિષમતા દૂર થાય છે ત્યારે તાર્કિક એકતાનો સુખદ સંવેગ અનુભવાય છે "સંવાદની આ તાર્કિક ભાવના બૌદ્ધિક અનુભૂતિનું ઉત્કૃષ્ટતમ રૂપ છે અને વિશિષ્ટ બૌદ્ધિક વિકાસ અને તાર્કિક આત્માનુશાસનના ફલસ્વરૂપ તેનો ઉદ્ભવ થાય છે (સ્વી)*

## (૨૪) નૈતિક સંવેગ (The Moral Emotion)

નૈતિક સંવેગો શુભના આદર્શથી ઉત્પન્ન થાય છે જ્યારે સારા-નરસાની ઓળખાણ કરવામાં આવે છે ત્યારે તેમની ઉત્પત્તિ થાય છે તે નૈતિક આદર્શોની સ્વીકૃતિ (Approval) અને અસ્વીકૃતિ (Disapproval) ના સંવેગ છે આ સંવેગોમાં આપણને કર્તવ્ય અને નૈતિક ફરજની અનુભૂતિ થાય છે સ્વી જણાવે છે કે "સત્‌ની સ્વીકૃતિ અને અસત્‌ની અસ્વીકૃતિના પોતાના સામાન્ય રૂપમાં એ ભાવનાની સૌન્દર્યાનુભૂતિમાં કંઇક સમતા છે તેની જેમ તેની પણ ઉત્પત્તિ નિશ્ચિત વસ્તુઓના કેટલાક ગુણો કે સંબંધોના અસ્વાર્થપરક (અથવા આત્મા અને તેના હિતોના સંબંધથી મુક્ત) ચિંતન થાય છે જેવી રીતે કોઈ સુંદર વસ્તુનું નિરીક્ષણ કે કલ્પના કરતી વખત તેવી જ રીતે કોઈ નૈતિક દૃષ્ટિથી સારા કર્મનું નિરીક્ષણ કે કલ્પના

* સ્વી માનસશાસ્ત્રની રૂપરેખા

કરતી વખત પણ તત્કાળ પ્રસન્ન થઈ જઈએ છીએ. "×

નૈતિક સંવેગની વિશેષતાઓ નીચે પ્રમાણે હોય છેઃ

નૈતિક સંવેગો ખાસ કરીને વ્યાવહારિક હોય છે. તેમનાથી આપણને કર્મ કરવા માટે પ્રોત્સાહન મળે છે. બૌદ્ધિક સંવેગોનો સંબંધ જ્ઞાનપ્રાપ્તિ સાથે હોય છે. જ્યારે નૈતિક સંવેગો સુંદર કે ઉદાત્ત વસ્તુના નિષ્ક્રિય રસાસ્વાદન સાથે સંબંધિત હોય છે પરંતુ તે માનવીય કર્મો સાથે સંબંધિત છે. તેનાથી આપણને સારું હોય તે કરવાની અને સારું ન હોય તે છોડી દેવાની અથવા નહિ કરવાની પ્રેરણા મળે છે. તેનાથી આપણાં કર્મોને બળ મળે છે. તે નિયામક (Regulative) પણ હોય છે. તે આપણને ફરજ પાડે છે કે અમુક કરવું જોઈએ, અમુક ન કરવું જોઈએ. નૈતિક સંવેગ જ્યારે કોઈ વસ્તુની કે ક્રિયાની સ્વીકૃતિનો હોય છે ત્યારે જ સત્ છે કે નહિ છે તે નક્કી કરવાને માટે નૈતિક ફરજની અનુભૂતિ થાય છે. જ્યારે તે નૈતિક અસ્વીકૃતિનો હોય છે ત્યારે આપણને જે અસત્ કે ખરાબ છે અને ન કરવા યોગ્ય છે તેથી તેનો ત્યાગ કરવાની નૈતિક ફરજની અનુભૂતિ થાય છે. નૈતિક સ્વીકૃતિથી સુખ મળે છે અને નૈતિક અસ્વીકૃતિથી દુઃખ. "એક નિયામક યાંત્રિક અનુભૂતિના રૂપમાં નૈતિક ભાવના સુખદતાની દૃષ્ટિએ સૌન્દર્ય ભાવના કરતાં નિકૃષ્ટ કોટિની હોય છે તથા પીડાપ્રદ બાજુમાં અત્યધિક તીવ્ર" (સલી) ઘણે ભાગે નૈતિક સંવેગ સામાજિક હોય છે. સમાજમાં એક સાથે રહેતી વ્યક્તિઓનાં સમાજમાં પરસ્પર કરવામાં આવતાં સામાજિક કર્મો તે નૈતિક કર્મો છે. સલી જણાવે છે કે સામાજિક ચેતના, આત્મા અને સમાજના હિતોની એકતાની અનુભૂતિ, સૌન્દર્ય-પ્રશંસા કે બૌદ્ધિક તૃપ્તિ નૈતિક સ્વીકૃતિમાં અધિક સ્પષ્ટ તથા પ્રમુખ હોય છે." (સલી)*//

## (૨૫) સૌન્દર્યાત્મક સંવેગ (Aesthetic Emotions)

સૌન્દર્યાત્મક ભાવનાઓ વિશુદ્ધ હોય છે એટલે કે તે બૌદ્ધિક સંવેગની જેમ કષ્ટથી સંયુક્ત હોતી નથી. સૌન્દર્યાત્મક ભાવનાઓ સુંદર (Beautiful), ઉદાત્ત (Sublime) અને ઉપહાસ્ય (Ludicrous)માં આનંદ લેવાની સ્થાયી પ્રવૃત્તિ છે. જ્યારે તે ભાવનાઓ સુંદર, ઉદાત્ત અને ઉપહાસ્ય વસ્તુઓ-

× સલી, માનસશાસ્ત્રની રૂપરેખા

* સલી, માનસશાસ્ત્રની રૂપરેખા

નો પ્રત્યક્ષ કે વિચારથી જાગૃત થઈ સવેગોના રૂપમાં પોતાનુ પ્રકાશન કરે છે ત્યારે તેને સૌન્દર્યાત્મક સવેગ કહેવામા આવે છે

સૌન્દર્યાત્મક સવેગ વિશુદ્ધ અને સરળ તથા સ્થાયી આનંદના સ્રોત છે. અન્ય સર્વ વિષયોપભોગ જલદી સમાપ્ત થઈ જાય છે. તેમની તૃપ્તિ થાય છે તેમજ કોઈ કોઈ વખત દુખમા પરિવર્તિત થઈ જાય છે. પરંતુ નૈતિક સવેગ માટે તેમ નથી સૌન્દર્યાત્મક ઉપભોગો કદાપિ તૃપ્ત થતા નથી અને તેમની શક્તિ પણ યતી નથી. તે ઉદ્દેશ્યશૂન્ય આનદનો ઉદ્ગમ છે તે કોઈ દૂરસ્થ સાધ્યનુ સાધન નથી. તેમજ તેનો કોઈ ઉપયોગ પણ થઈ શકતો નથી. જ્યારે આપણે કોઈ સુદર વસ્તુનો ઉપભોગ કરીએ છીએ ત્યારે તેના ઉપયોગનો વિચાર કરતા નથી તેનો કોઈ ફાયદો હોતો નથી તેને પોતાને જ શુભ અને વાંચ્છનિય માનવામા આવે છે તેનુ મૂલ્ય સ્વયના કારણે જ થાય છે સૌન્દર્યાત્મક સવેગોમા ચિતનાત્મક અભિવૃત્તિ (Contemplative attitude) રહેલી છે. આપણે કોઈ વસ્તુના સૌન્દર્યનો આનદ ચૂપચાપ લઈએ છીએ જ્યારે સવેગમા કોઈ ઇન્દ્રિય જ તત્વ મળી જાય છે. તો તે સૌન્દર્યાત્મક સંવેગ પ્રચડ માલુમ પડે છે સૌન્દર્યાત્મક સવેગોમા સહોપભોગ્યતા (Shareability)ની અધિક માત્રા રહેલી હોય છે. સૌન્દર્યની વસ્તુ પર કોઈ એક વ્યક્તિનો અધિકાર રહેલો હોતો નથી દરેક સુંદર વસ્તુનો આનદ દરેક વ્યક્તિ લઇ શકે છે અને દરેક જ્યારે તેનો ઉપભોગ કરે છે ત્યારે જ સૌન્દર્યાત્મક આનદ વૃદ્ધિ પામે છે. /

## (૨૬) સુંદરનો સંવેગ (The Emotion of the Beautiful)

સૌન્દર્યમા એક ઉપાદાન મૂલક તત્વ (Material element) તે વાંકે રોચક રગ, ધ્વનિ વિગેરે રહેલા હોય છે મયુરપખનો રગ સુદર લાગે છે અને તેથી તે સુદર લાગે છે. સૌન્દર્યના ઉપભોગોનો આધાર ઐન્દ્રિય ઉપાદાન છે મેઘધનુષ તેના રગોથી શાશ્વત આનંદ ઉત્પન્ન કરે છે સુદર એક આકારાત્મક તત્વ હોય છે આ તત્વમા સામંજસ્ય, વિન્યાસ, એકતા વિગેરે સમાવિષ્ટ હોય છે ઉપાદાનમા આ તત્ત્વો રહેલા હોય છે આ રીતે અનેકતામા એકતા રહેલી છે જ્યારે કોઇ વસ્તુના વિભિન્ન ભાગોનુ સામંજસ્યપૂર્ણ એકત્ર બને છે તો તેમાં અધિક સુદરતા માલુમ પડે છે. કારણુ કે તેના વિભિન્ન ભાગોનો વિન્યાસ, શ્રમણ અને સમિતિ (Symmetry) મળી જાય છે આપણે ગુલાબનું ફૂલ જોઈએ છીએ ત્યારે જે ફૂલમા

ના અંબધિત ભાગોનું સામંજસ્યપૂર્ણ જોડાણ હોય છે ત્યારે અધિક સુંદર લાગે છે જ્યારે તેમાં ત્રુટિઓ હોય એટલે કે એ ચાર પાંખડી સુકાઈ ગઈ હોય, અર્ધવિકસિત હોય વિગેરે. તો તે અધિક સુંદર માલુમ પડતું નથી. સંગીતના સૌન્દર્યનું પણ તેજ પ્રમાણે છે. તેના સ્વરોમાં તાલબદ્ધતા અને સામંજસ્ય હોય તો તે સુંદર લાગે છે. ભવનનિર્માણ અને મૂર્તિકલામાં પણ સામંજસ્ય અધિક મહત્ત્વ ધરાવે છે. સુંદરમાં નિર્દેશાત્મક તત્ત્વ પણ નિહિત હોય છે અને તે સુંદર વસ્તુના પ્રત્યક્ષ કે વિચાર દ્વારા નિર્દેશ થનાર વિચારોમાં જોવામાં આવે છે. કવિતાથી આપણને આનંદ મળે છે તેનું કારણ સાહચર્યથી જાગૃત વિચાર અને સંવેગ છે. તેનું સૌન્દર્ય થોડેઘણે અંશે તાલબદ્ધતા કે જે આકારાત્મક તત્ત્વ છે તેના ઉપર આધાર રાખે છે પરંતુ તેનો અધિકાંશ આધાર સહચારી વિચારો અને સંવેગ કે જે નિર્દેશાત્મક તત્વ છે તેના ઉપર રહેલો હોય છે.

(૨૭) ઉદાત્તનો સંવેગ (The Emotion of the Sublime)

ઉદાત્તના સંવેગના બે પ્રકાર હોય છેઃ-ગણિતશાસ્ત્રીય (Mathemetical) અને ગતિશીલ (Dynamical): દેશ અને કાળની વિશાળતા આપણામાં ગણિતશાસ્ત્રીય ઉદાત્તનો સંવેગ ઉત્પન્ન કરે છે. કોઈ મહાન શક્તિ આપણામાં ગતિશીલ ઉદાત્તનો સંવેગ ઉત્પન્ન કરે છે. ઉદાત્તનો સંવેગ સ્વભાવમાં જટિલ હોય છે. તેનું સરળ રૂપ આંશિક આશ્ચર્ય અને આંશિક ભય સાથે સંબંધિત હોય છે. કોઈ વસ્તુ કે જે વિશાળ હોય તેને જોવાથી આશ્ચર્ય ઉત્પન્ન થાય છે અને તેને સમજવાની ઈચ્છા પણ થાય છે. જ્યાં સુધી આપણે તેને સમજીએ છીએ તે સુખ આપે છે. પરંતુ જ્યારે તેની વિશાળતા આપણને સમજવામાં વિફળ બનાવે છે ત્યારે આપણામાં ભય મિશ્રિત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. અને ત્યારે આપણને આપણી લઘુતા અને તુચ્છતાની ચેતનાનું ભાન થતાં દુઃખ ઉપજાવે છે. આ રીતે તે સુખદુઃખની મિશ્રિત અનુભૂતિ છે. ઉદાત્તના સંવેગ સાથે રહેલી પીડાની અનુભૂતિ પ્રાથમિક સ્થામાં હોય છે. અધિક વિકાસ થતાં તે આંશિક રીતે અદૃશ્ય થઈ જાય છે કારણકે લાગણીનાં બૌદ્ધિક તત્ત્વો અધિક પ્રબળ અને દૃઢ બને છે.

ઉદાત્ત અને સુંદરના સંવેગોમાં તફાવત કરી શકાય છે, તે પૂર્વવર્તી સુખદ અને દુઃખદ બન્ને હોય છે. જ્યારે પરાવર્તી ફક્ત સુખદ હોય છે.

સુંદર આપણને આકર્ષિત કરે છે પરંતુ ઉદાત્ત આપણને આકર્ષિત અને વિકર્ષિત બન્ને કરે છે. ઉદાત્તના સંવેગમાં પીડાની અનુભૂતિ અવશ્ય રહેલી હોય છે પોતાની ઉચ્ચાર અવસ્થાઓમાં ભય અને ભય મિશ્રિત આશ્ચર્યના પીડાપ્રદ તત્ત્વ અદશ્ય થઈ જાય છે અને સંવેગને જાગૃત કરનાર વસ્તુનું સહાનુભૂતિપૂર્વક આલિંગન કરવામાં આવે છે; તેનાં પ્રારંભિક રૂપોમાં પીડાનું તત્ત્વ રહેલું હોય છે. ઉદાત્તનો સંવેગ એક સાપેક્ષ અનુભૂતિ છે જેનું કારણ વસ્તુની વિશાળતા અને સ્વયં પોતાની તુચ્છતાનો વિરોધ છે.

(૨૮) ઉપહાસ્યનો સંવેગ ( The Emotion of the Ludicrous)

હાસ્ય ઘણાં કારણોથી ઉત્પન્ન થાય છે. હાસ્ય માટેનાં ઘણાં સાધનો હોઈ શકે છે. તે સ્વતઃ અનુકરણથી ઉત્પન્ન થઈ શકે છે જેમકે એક ટોળામાં ઊભેલાં મનુષ્યો એકબીજાને હસતાં જોઈને હસે છે. તેમને કોઈ વખત હાસ્યના કારણની પણ ખબર હોતી નથી. અન્યની અનુભૂતિઓની સહાનુભૂતિમૂલક પુનરાવૃત્તિથી પણ હાસ્ય ઉત્પન્ન થઈ શકે છે. તે સંવેગોનો સંસ્પર્શી પ્રભાવ હોય છે. તે એક વ્યક્તિથી બીજી વ્યક્તિમાં પ્રસરે છે. જ્યારે કોઈ અધિક હર્ષથી હસે છે તો આપણને પણ હસવું આવે છે. તેની ઉત્પત્તિ બીજાઓ કરતાં પોતાની ઉત્કૃષ્ટતાની ચેતનાથી પણ થઈ શકે છે. જ્યારે આપણે કોઈ સમર્થ પ્રતિદ્વન્દ્વીને હાર આપીએ છીએ ત્યારે આપણે અત્યંત હર્ષથી હસીએ છીએ. ઉપહાસ્યના ચિંતનથી પણ હાસ્ય ઉત્પન્ન થઈ શકે છે.

હાસ્યને માટે ઘણાં માનસશાસ્ત્રીઓએ સિદ્ધાન્તો રચ્યા છે, પરંતુ તેમાં ઘણી જ ખામીઓ રહેલી છે. મનુષ્ય એકલો જ એવું પ્રાણી છે જે હસે છે. અને જો હાસ્યને એક મૂળ પ્રત્યયાત્મક પ્રક્રિયા કહીએ તો તે ફક્ત મનુષ્યોમાં જ જોવામાં આવે છે. ઘણું કરીને દરેકે એ દર્શાવ્યું છે કે હાસ્ય એ આનંદનું પ્રદર્શન છે અને તેના આધારે જ સિદ્ધાન્તોની રચના કરવામાં આવી છે. હોબ્સે (Hobbes) આ આનંદની અનુભૂતિને તત્કાળ ગૌરવમાં જોઈ, તે ઉપહાસ્યના સંવેગની વ્યાખ્યા કરતાં જણાવે છે કે તેની જાગૃતિ ઉત્કૃષ્ટતા અને ગૌરવથી સમન્વિત કોઈ વસ્તુ કે વ્યક્તિના આકસ્મિક અને અપ્રત્યાશિત પતનથી થાય છે. ઉપહાસ્ય કોઈ વસ્તુ કે વ્યક્તિ હોય છે જે સાધારણ રીતે ગૌરવ અને ઉત્કૃષ્ટતાથી સંયુક્ત હોય છે અને તેથી તે અન્ય લોકોમાં ભય મિશ્રિત આશ્ચર્ય પેદા કરે છે તેમાં આ ગૌરવયુક્ત વ્યક્તિનું પતન પણ સન્નિહિત હોય છે જેથી તેમાં કોઈ મામુલી ઘૃણિત વસ્તુના મળવાથી આપણામાં

ઉત્પન્ન થયેલા ભય મિશ્રિત આશ્ચર્યથી આપણને અકસ્માત મુક્તિ મળે છે. આ રીતે મુક્તિ મળતાં આનંદની અનુભૂતિ થાય છે જેથી હાસ્યમાં અભિવ્યક્ત થનારી પૈશિક ક્રિયા અધિક પ્રમાણમાં થાય છે. આ પ્રમાણે ઘણાઓએ આનંદના આધારે હાસ્યના સિદ્ધાન્તોની રચના કરી છે. બેન (Bain) નો પણ એ જ મત છે કે ગૌરવાન્વિત વ્યક્તિની રૂચિના પતનમાં ને સ્થિતિમાં કે જ્યારે કોઈ અન્ય પ્રબળ સંવેગ ઉત્પન્ન થતો નથી, ઉપહાસ્યનો સમય હોય છે. જ્યારે અકસ્માત કોઈ માટીમાં પડી જાય છે તો દર્શકને હસવું આવે છે. જે તેના સ્થાન પર પરિસ્થિતિનું સંકટ દયાને જન્મ નથી આપતું." (બેન).

સ્પેન્સર જણાવે છે કે હાસ્ય એ સ્નાયવિક શક્તિની બચતનો ઊભરો છે; ઘણાનો મત છે કે ઉપહાસ્યનો સંવેગ અનુચિન, અસંગત, વિચિત્ર રૂપ, પોષાક વિગેરેથી ઉત્પન્ન થાય છે. અસંગત અને અનુચિત વસ્તુ હાસ્યને જન્મ આપે છે. કોઈ વિદ્યાર્થી પોતાના મોટા ભાઈનો કોટ જે તેને બરાબર ન આવતો હોય તે પહેરીને શાળામાં આવે તો અન્ય વિદ્યાર્થીઓ તેના પ્રતિ હસે છે.

### (૨૯) ધાર્મિક સંવેગ (Religious Emotion)

ઇશ્વરના ચિંતનથી ધાર્મિક સંવેગની ઉત્પત્તિ થાય છે. ઇશ્વર *सत्य शिव* સુંદરમ્ ના આદર્શોની મૂર્તિ છે. આથી ધાર્મિક સંવેગોમાં બૌધિક, નૈતિક તથા સૌન્દર્યાત્મક સંવેગો સમાવિષ્ટ છે. ધાર્મિક સંવેગો ઘણી જાતનાં હોય છે. ઇશ્વરની પવિત્રતા અને પૂર્ણતા માટેની પ્રશંસા અને શ્રદ્ધા ઇશ્વરની ઇચ્છાની સમક્ષ વિનીતતા, તેમને નહિ જાણી શકવાથી આશ્ચર્ય, પોતાના સાથી મિત્રો કે મનુષ્યો પ્રતિ સહાનુભૂતિ, તથા ગુભેચ્છા, ઇશ્વરના પ્રતિ પ્રેમ અને ભક્તિ, વિગેરે ધાર્મિક સંવેગો ઘણા દેવતાઓ અને દેવીઓના ચિંતનથી ઉત્પન્ન થાય છે. બૌદ્ધિક, નૈતિક, સૌન્દર્યાત્મક અને ધાર્મિક સંવેગો સામાન્ય રીતે ભાવનાઓ કહેવાય છે.

## પ્રકરણ : ૧૬

### ધ્યાન અથવા અવધાન (Attention)

**(૧) ધ્યાનનું સ્વરૂપ અને લક્ષણ (Nature and Characteristics of Attention):**

કોઈ વસ્તુ ઉપર મનને કેન્દ્રિત કરવાની ક્રિયાને ધ્યાન કહેવામાં આવે છે. તે કોઈ વસ્તુની તરફ માનસિક ક્રિયાને સંચાલિત કરવામાં થાય છે. તેનો સ્વભાવ ચેષ્ટા કે માનસિક સક્રિયતા (Conation) છે. આપણે આકાશ તરફ જોઈએ છીએ અને ચંદ્ર જોઈએ છીએ ત્યારે આપણે ચંદ્ર પર ધ્યાન કેન્દ્રિત કરીએ છીએ અને તેનું બારિકાઈથી નિરીક્ષણ કરીએ છીએ. અને આપણને તેની સ્પષ્ટ ચેતના થાય છે.

ધ્યાન માનસિક સક્રિયતા છે. તેમાં કોઈ વસ્તુ કે સંવેદના ઉપર મનને કેન્દ્રિત કરવામાં આવે છે. માનસિક ક્રિયાને સંચાલિત કરવામાં આવે છે. તેમાં મનનું વસ્તુ સાથે સમાયોજન થાય છે. ધ્યાનનું સ્વરૂપ ચેષ્ટા છે.

કોઇ પણ સમયે વાતાવરણ સ્થિત ઉત્તેજનાઓ ઇન્દ્રિયો પર ક્રિયા કરે છે. કોઈ વખત તો એક ઇન્દ્રિય ઉપર સાથે સાથે અધિક ઉત્તેજનાઓ ક્રિયા કરે છે તે દરેક ઉત્તેજનાઓ આપણા ધ્યાનને આકર્ષિત કરવા પ્રયત્નશીલ રહે છે. આપણે તે સર્વેમાંથી કોઈની ચૂંટણી કરીએ છીએ અને તેના ઉપર ધ્યાન કેન્દ્રિત કરીએ છીએ. બાકીની ઉત્તેજનાઓ પ્રતિ ધ્યાન આપતા નથી. આપણે કોઈ જગ્યાએ સંગીત સમારોહમાં સંગીત સાંભળીએ છીએ ત્યારે આપણે ધ્યાનને સંગીત પર જ કેન્દ્રિત કરીએ છીએ અને આજુબાજુ થતા અન્ય અવાજો પ્રતિ નિર્લક્ષ બનીએ છીએ. આ રીતે ધ્યાનનો ચુંટણી કરવાનો ગુણ હોય છે.

આ પ્રમાણે ધ્યાનની બે બાજુઓ છે. ભાવાત્મક (Positive) અને અભાવાત્મક (Negative) : જ્યારે આપણે કોઈ વસ્તુ પર ધ્યાન આપીએ છીએ ત્યારે આપણે તેના ઉપર મન કેન્દ્રિત કરીએ છીએ અને અન્ય

વસ્તુઓ પરથી ધ્યાન હટાવી લઈએ છીએ. મનને કોઈ વસ્તુ ઉપર કેન્દ્રિત કરવું તે ભાવાત્મક બાજુ છે અને મનને કોઈ વસ્તુ પરથી હટાવી લેવુ તે અભાવાત્મક બાજુ છે. જ્યારે આપણે શિક્ષકનું વ્યાખ્યાન સાંભળતા હોઈએ છીએ ત્યારે બહાર થતા શોરબકોર તરફથી ધ્યાન ખેંચી લઈએ છીએ.

કોઈ પણ ક્ષણનો ધ્યાન વિસ્તાર સંકુચિત (Narrow Range) હોય છે, ધ્યાન ચૂંટણી કરે છે. આથી તેનો વિસ્તાર અવશ્ય સંકુચિત હોય. એક જ સમયે આપણે અમુક હદ સુધીની સંખ્યાની વસ્તુઓ પર ધ્યાન આપી શકીએ છીએ.

ધ્યાન અધિક ચંચળ (Mobile) હોય છે. તે એક વસ્તુ પરથી બીજી વસ્તુ ઉપર જાય છે. આપણે ધ્યાનને કોઈ વસ્તુ ઉપર અધિક સમય સુધી કેન્દ્રિત કરી શકતા નથી. વધારેમાં વધારે આપણે આઠ કે દસ સેકંડ સુધી એક વસ્તુ પર ધ્યાન કેન્દ્રિત કરી શકીએ છીએ. કોઈ કોઈ વખત તો તેથી પણ ઓછો સમય સ્થિર રહે છે. ધ્યાનની ચંચળતાનાં ઘણાં પ્રમાણ માની શકાય છે અને તેને આપણે સરળતાથી સિદ્ધ કરી શકીએ છીએ. આપણાથી થોડે દૂર વાગતા સંગીત પર આપણે ધ્યાન કેન્દ્રિત કરીએ કે જે આપણને સાધારણ મુશ્કેલીથી સાંભળી શકાતું હોય તો આપણને માલુમ પડશે કે પહેલાં તો તેનો અવાજ વધતો જાય છે અને ત્યારબાદ બિલકુલ લુપ્ત થઈ જાય છે. આ પ્રમાણે તેનું પ્રગટ થવું અને લુપ્ત થવું તે તેની ચંચળતાનું કારણ છે. અવાજ એકનો એક જ રહે છે પરંતુ ધ્યાનની ચંચળતાને કારણે તે પ્રગટ થતો અને લુપ્ત થતો માલુમ પડે છે.

ધ્યાન અનુસંધાનાત્મક ( Exploratory ) હોય છે. નવીનતા ધ્યાનને અધિક અનુકુળ લાગે છે. જ્યારે આપણે કોઈ નવી વસ્તુ જોઈએ છીએ તો તેની સૂક્ષ્મ બાબતો જાણવાનો પ્રયત્ન કરીએ છીએ. અને જ્યાં સુધી આપણને તેના નવા ગુણો અને અન્ય બાબતોની જાણકારી ન થાય ત્યાં સુધી તેના પર ધ્યાન આપીએ છીએ. આ જ પ્રમાણે કોઈ જાણીતી વસ્તુમાં પણ આપણે તેના નવા ગુણો શોધવાનો પ્રયત્ન કરીએ છીએ. અને તેમના ઉપર ધ્યાન આપીએ છીએ. તસ્તુમાં જ્યારે કોઈ નવીનતા હોતી નથી તો તે ધ્યાન આકર્ષિત કરતી નથી. વુડવર્થનું કથન છે કે " ધ્યાન ચંચળ હોય છે કારણ કે તે અનુસંધાનાત્મક છે. તે નિરંતર શોધખોળને માટે કોઈ તાજી વસ્તુ શોધે છે."

ધ્યાન કોઈ અનુભવનું સજીવ કેન્દ્ર ( Active centre ) હોય છે. તેનું પરિણામ સ્પષ્ટ અને સજીવ ચેતના હોય છે. આપણે જે જે વસ્તુઓ ઉપર ધ્યાન આપીએ છીએ તે આપણી ચેતનામાં સ્પષ્ટ અને સજીવ થઈ જાય છે. પરંતુ આપણે ખાસ ધ્યાન આપતા નથી તે આપણી ચેતનામાં અસ્પષ્ટ અને નિર્જીવ હોય છે. ધ્યાન સ્પષ્ટ ચેતનાનું કારણ છે. ઘણા લોકો માને છે કે તે સ્પષ્ટ ચેતનાથી ભિન્ન છે પરંતુ તેમ નથી. તે સ્પષ્ટ ચેતનાથી અભિન્ન નથી.

ધ્યાન તત્પરતા ( Set ) છે. તે વ્યક્તિમાં અન્ય વસ્તુઓને છોડી દઈને કોઈ એક વસ્તુ પર ધ્યાન આપવાની તત્પરતા છે. "પ્રારંભિક તત્પરતા ધ્યાનમાં આવશ્યક-પ્રતિક્રિયા છે." (વુડવર્થ). વ્યક્તિ કોઈ વિશેષ વસ્તુ ઉપર ધ્યાન આપવા માટે તત્પર રહે છે. આ પ્રારંભિક તત્પરતા ધ્યાનમા જીવની આવશ્યક પ્રતિક્રિયા છે.

ધ્યાન ગતિઓનું સમાયોજન (Motor adjustment) છે. ધ્યાનમાં એક વિશેષ ધ્યાનાવસ્થિત થવાની મુદ્રા (Attitude) અને ઇન્દ્રિયોને એક વિશેષ વસ્તુ સાથે સમાયોજન થાય છે. કોઈ દૃશ્ય વસ્તુને જોવામાં તેની સાથે આંખોનું સમાયોજન થાય છે. કોઈ ધ્વનિ પર ધ્યાન આપવામાં કાનનું ધ્વનિ સાથે સમાયોજન થાય છે. તેની સાથે સાથે તૈયારીની પ્રવૃત્તિ પણ થાય છે.

### ( ૨ ) ધ્યાન અને અનવધાન ( Attention and inattention ):

ચેતનાનું ક્ષેત્ર બે ભાગોમાં વિભાજિત થાય છેઃ (૧) ધ્યાનનું ક્ષેત્ર અને (૨) અનવધાનનું ક્ષેત્ર. ધ્યાનનું ક્ષેત્ર ચેતનાના કેન્દ્રમાં હોય છે. તે સ્પષ્ટ ચેતનાનો પ્રદેશ હોય છે. ચેતનાનો સીમા પ્રદેશ એ અનવધાનનું ક્ષેત્ર છે. આ ક્ષેત્ર અસ્પષ્ટ અને ધુંધળી ચેતનાનો પ્રદેશ છે. ધ્યાનનું ક્ષેત્ર સ્પષ્ટ અને વિભક્તિ ( Discriminated ) ચેતનાનું ક્ષેત્ર છે. અનવધાનનું ક્ષેત્ર અવિભક્તિ (Undiscriminated) ચેતનાનું ક્ષેત્ર હોય છે. જેમ જેમ ચેતનાના કેન્દ્રથી દૂર જઈએ તેમ તેમ તેટલી જ અધિક અસ્પષ્ટ ચેતના થશે અને જેમ જેમ કેન્દ્રની તરફ જઈએ તેમ તેમ અધિક સ્પષ્ટ ચેતના થશે.

સ્ટાઉટ (Stout) અસ્પષ્ટ ચેતનાને અધોચેતન (Subconscious) કહે છે પરંતુ તે યથાર્થ નથી. તે જણાવે છે કે "સ્પષ્ટ કે ભેદ કરનારી

ચેતનાથી પૃથક્ અવી ધુંધળી અને અસ્પષ્ટ પ્રતીતિ અધોચેતના કહેવાય છે અને આપણા સંપૂર્ણ માનસિક જીવનમાં ચેતના પ્રદેશની વસ્તુઓ ઘણી મોટી સીમા સુધી અધોચેતનાના પ્રદેશની વસ્તુઓ હોય છે જે નિશ્ચિત રૂપથી મનમાં તો વર્તમાન હોય છે પરંતુ પૃથક્ જણાતી નથી."* આપણે આ ગુપ્ત, અસ્પષ્ટ ચેતનાને સામાવર્તી ચેતના કહેવુ ઠીક સમજીએ છીએ

કોઈ કોઈ વખત અનવધાન ( Inattention ) એક અવાચ્છનિય વસ્તુ ઉપર ધ્યાન આપવાના અર્થમાં વપરાય છે. શાળામાં શિક્ષક વિદ્યાર્થીને ધ્યાન આપવા માટે કહે છે. અહીંયાં વિદ્યાર્થીએ શિક્ષક જે શીખવી રહ્યા છે તેના પ્રતિ ધ્યાન આપવાનું હોય છે પરંતુ તે અન્ય વસ્તુઓ પર ધ્યાન આપે છે જેના ઉપર તેણે ધ્યાન આપવું ન જોઈએ. અનવધાનનો પ્રચલિત અર્થ એ છે. માનસશાસ્ત્રમાં આપણે તેને અસ્પષ્ટ ચેતનાના અર્થમાં લઇએ છીએ.

### ( ૩ ) ધ્યાન પરિવર્તિત કેમ થાય છે ? ( Why attention Shifts ? )

ધ્યાન ચેતનાના પ્રદેશના કેન્દ્રિય ભાગ ( Focus )ની ક્રિયા છે. તેમાં મનને કોઇ વસ્તુ પર કેન્દ્રિત કરવામા આવે છે જે ચેતનાના કેન્દ્રમાં આવે છે. ધ્યાન મનની કોઇ વસ્તુ સાથે કે વિચાર સાથેનું પ્રભાવપૂર્ણ સમાયોજન છે. સમાયોજનનું આ વિશેષ કાર્ય સંક્ષિપ્ત સમયાવધિનું હોવું જોઇએ. આપણે કોઈ પુસ્તક જોઇએ છીએ તેના ઉપર ધ્યાન કેન્દ્રિત કરીએ છીએ, તેને ઉઠાવીએ છીએ તેને જોઇએ છીએ અને સારી રીતે નિરીક્ષણ કરીએ છીએ. અને જ્યાં સુધી આપણને તેમાં નવી બાબતો મળતી રહે છે ત્યાં સુધી આપણે તેના ઉપર ધ્યાન આપતા રહીએ છીએ. જ્યારે આપણે તેમાં કોઇ નવીનતા જોઈ શકતા નથી ત્યારે તેના ઉપરથી ધ્યાનને હટાવી અન્ય વસ્તુ ઉપર કેન્દ્રિત કરીએ છીએ. ધ્યાન કોઈ વસ્તુ કે વિચાર સાથેનું સમાયોજન છે. અને જ્યારે સમાયોજન સમાપ્ત થઇ જાય છે ત્યારે તે અન્ય વસ્તુ કે વિચાર ઉપર ચાલ્યું જાય છે. જેથી મનના સમાયોજનની આવશ્યકતા છે.

### ( ૪ ) ધ્યાનનો વિસ્તાર ( The Area of Attention ):

આપણે એકજ સમયે એક જ વસ્તુ ઉપર ધ્યાન આપી શકીએ છીએ, અધિક વસ્તુઓ ઉપર નહિ. "કોઇ એક ક્ષણમાં આપણા મનની આગળ

* સ્ટાઉટ, માનસશાસ્ત્ર.

એકથી અધિક માનસિક વિષયો પણ હોતા નથી. એ વિષય સરળ હોઈ શકે કે જટિલ, પરંતુ જો તે ખરેખર સમગ્ર રૂપે ચેતનાના પ્રદેશમાં વિદ્યમાન છે તો મનમાં તેનું જ્ઞાન એક જ રૂપમાં થાય છે" (એંજીલ). જ્યારે આપણે ખુરશી જોઈએ છીએ તો આપણે તેના દરેક ભાગોને એક સમગ્ર રૂપમાં જોઈએ છીએ. તેના વિભિન્ન ભાગો પ્રતિ ધ્યાન આપતા નથી. "કોઈ વસ્તુને એક જોવા માટે તેમાં જટિલતા હોવી જોઈએ, જેને આપણે એક એકમના રૂપમાં સંશ્લિષ્ટ કરીએ છીએ. ધ્યાનની વસ્તુમાં અનેકતા પણ એટલી આવશ્યક છે જેટલી એકતા. પરંતુ આપણી માનસિક ક્રિયા સદૈવ એ અનેક વિશેષતાઓને એકતા પ્રદાન કરે છે. ચેતનાની કોઈ ક્રિયામાં એવી કેટલી વિશેષતાઓ એકતામાં સંબદ્ધ કરી શકાય છે. આ પ્રાયોગિક માનસ શાસ્ત્ર માટે એક વ્યવહારિક સમસ્યા છે." (એંજીલ).* એમ માલુમ પડે છે કે આપણે એક જ સમયે ઘણી વસ્તુઓ પર ધ્યાન આપીએ છીએ. પરંતુ તે ખોટું છે. ધ્યાન એક વસ્તુ પરથી બીજી વસ્તુ પર શીઘ્ર જતું રહે છે.

એક જ સમયે ચેતનાના કેન્દ્રમાં કેટલી વસ્તુઓ રહી શકે છે? એક સાથે કેટલી વસ્તુઓ જોઇ શકાય છે? દષ્ટિ વિષયક ધ્યાન (Visual attention)ના વિસ્તારને માપવા માટે પ્રયોગો કરવામાં આવ્યા છે. કેટલીક વસ્તુઓને એક સાથે દષ્ટિની સમક્ષ ખોલવામાં આવે છે. ખોલવાનો સમય ઘણોજ ઓછો હોય છે, તે સમય એટલો ટૂંકો હોય છે કે પરીક્ષ્ય વ્યક્તિ પરિસ્થિતિ ઉપર પોતાની આંખો જમાવી શકે છે પરંતુ આંખો ફેરવી શકતી નથી અને વસ્તુઓને ગણી શકતી પણ નથી, આંખની સમક્ષ ખોલવામાં આવેલી વસ્તુઓ સમક્ષ હોય છે જેવી કે અક્ષર, અંક, રેખાઓ. અથવા જટિલ પણ હોય છે. જેવી કે શબ્દ. વિગેરે મન દરેક વસ્તુઓને એકમના રૂપમાં જુએ છે મન ફક્ત ચાર કે પાંચ એકમો ઉપર આપી શકે છે. જો વસ્તુઓ પરિચિત એકમોમાં વર્ગીકૃત નથી હોતી તો એક દષ્ટિએ ફક્ત ચાર કે પાંચ વસ્તુઓ જ સારી રીતે જોઇ શકાય છે. પરંતુ વસ્તુઓનો સમાવેશ સમુહોમાં થઇ જાય છે તો એક જ વખતમાં ઘણી વસ્તુઓ જોઇ શકાય છે.

શ્રવણ સંબંધી ધ્યાનના વિસ્તાર (Auditory attention)ને માપવાને માટે પણ પ્રયોગો કરવામાં આવ્યા છે. એકી વખતે સાંભળવામાં

---

* એંજીલ, માનસશાસ્ત્ર

આવતા ધ્વનિઓની સંખ્યા કંઈક અધિક છે. એક પ્રૌઢ શીઘ્રતાથી એક અનુક્રમમાં પ્રાપ્ત આઠ ધ્વનિઓને સાંભળી શકે છે. "જ્યારે ઘંટડી એકના ¼ સેકંડ બાદ બીજો અવાજ આપે છે તો પરીક્ષ્ય વ્યક્તિ (Subject) આઠ અવાજોને ગ્રહણ કરી શકે છે. પરંતુ આઠના સમુહોથી અધિક થઇ જાય છે ત્યારે તેનો નિર્ણય અવિશ્વસનીય થઈ જાય છે."* પરંતુ જ્યારે ધ્વનિઓને તાલબદ્ધ પ્રસ્તુત કરવામાં આવે છે તો તેમની એક મોટી સંખ્યા સાંભળી શકાય છે. "લય વિનાની ઘંટડીના એકલા અવાજો આઠ સાંભળી શકાય છે અને તાલબદ્ધ ચાલીસ અવાજ—આઠ અવાજોના પાંચ સમુહ—એક એકલા એકમમાં સાંભળી શકાય છે." (પિલ્સબરી).

કેટલીક ક્રિયાઓ એક સાથે કરી શકાય છે ? એક જ સમયે કેટલી વસ્તુ કરી શકાય છે ? તેનો ઉત્તર સરળ છે. આપણે એક જ સમયે એક ઐચ્છિક કર્મ કરી શકીએ છીએ. આપણે એક જ સમયે અધિક ઐચ્છિક કર્મ કરી શકતા નથી. પરંતુ આપણે ધ્યાનને એક ઐચ્છિક કર્મ ઉપરથી બીજા ઉપર જલદી લઇ જઈ શકીએ છીએ. તેમાં ધ્યાનનું પરિવર્તન થાય છે આપણે એક સમયે બે કે તેથી વધારે ક્રિયા કરી શકીએ છીએ અને એક જ બદલી લે કે તેથી અધિક ઐચ્છિક કર્મ કરી શકીએ છીએ. એમ કહેવામાં આવે છે કે સીઝર (Ciasar) ઘણા મંત્રીઓને એક સાથે લખાવતો હતો. તે આ પ્રમાણે ફક્ત ધ્યાનને જલદી જલદી એક કામથી બીજા કામ પર લઈ જઈ કહી શકતો હતો. બે કાર્ય એક સાથે કરવાં તે અધિક સરળ છે, જો તેમાં એક ઐચ્છિક અને બીજું સ્વયંચાલિત કે જેમાં ધ્યાનની આવશ્યકતા ન હોય કુશળ ટાઈપીસ્ટ (Typist) પોતાની સામગ્રીને વાંચી શકે છે, મશીન પણ ચાલુ રાખી શકે છે અને સાથે સાથે આજુબાજુ બેઠેલા લોકો જે વાર્તાલાપ કરતા હોય તે પણ સાંભળી શકે છે.

### (૫) ધ્યાનનો સ્થિતિ કાળ (Duration of Attention):

"એમ માલુમ પડે છે કે ધ્યાન યથાર્થ અને નિશ્ચિત રૂપમાં ઘણા થોડા સમય સુધી એક કે અધિક સેકંડ સુધીપણ કેન્દ્રિત કરી શકાય છે." (માયર્સ) જો આપણે એક એકલી સરળ વસ્તુ જેવી કે બિંદુ ઉપર ધ્યાન

* માયર્સ, પ્રાયોગિક માનસશાસ્ત્ર.

આપીએ તો તે ચેતનાના કેન્દ્રમાં વધારેમાં વધારે સેકંડ સુધી જ રહેશે ત્યારબાદ સીમા પ્રદેશથી કોઈ વસ્તુ આપીને હટાવી દેશે. એમ માલુમ પડે છે કે જો આપણે આંખોને બિંદુ ઉપર સ્થિર રાખી શકીએ છીએ છતાં પણ આપણે તેના પર એક સેકંડથી અધિક ધ્યાન આપતા નથી. દરેક છથી દસ સેકંડ સુધીના સમયમાં એક વખત આ પ્રમાણે ધ્યાન સ્થિર થાય છે.

આપણે એ જાણ્યું કે ધ્યાન સ્થિર થાય છે અને હટી જાય છે જો આપણે ઉત્તેજનાઓ પર ધ્યાન આપીએ છીએ તો આપણે તેમને ફક્ત થોડા સમય સુધી જ તેમને જોઈએ છીએ. વચ્ચે વચ્ચે તેમનાથી ધ્યાન ખસી જાય છે. "આ પ્રમાણે કોઈ થોડા અંતર પર ઘડીઆળની ટીક-ટીક એક ક્ષણ સુધી સંભળાશે પછી નહીં સંભળાય અને જ્યાં સુધી આપણે સાંભળવાનો પ્રયત્ન કરતા રહીશું તો એજ ક્રમ ચાલતો રહેશે."* ધ્યાનના વિચલનને કારણે આ પ્રમાણે બને છે. અને તેનું કારણ ઇન્દ્રિયોની પેશીઓનું થાકી જવું તે છે અથવા. તો ત્વક્ષ (Corex) સંવેદનાધિષ્ઠાન થાક કે ત્વક્ષમાં કે થાકની માત્રામાં પરિવર્તન છે અથવા માનસિક શક્તિનો ચઢાવ ઉતાર પણ તેનું કારણ હોઈ શકે છે.

જો કોઈ પરિવર્તનશીલ ઘટકોવાળા વિષય ઉપર ધ્યાન આપવું તે એક વસ્તુ પર ધ્યાન આપવું તે છે તો ઘણા કલાકો સુધી ધ્યાન આપવું સંભવિત છે. ધ્યાનનો સ્થિતિકાળ ઘણી બાબતો પર આધાર રાખે છે. જેવી કે વિષયનું સ્વરૂપ, ધ્યાન આપનાર વ્યક્તિની શકિત વિગેરે પરંતુ ધ્યાન આપવાનો અર્થ એજ હોય કે એક વસ્તુ પર ધ્યાન આપવું તો, આપણે અધિક સમય ધ્યાન આપી શકતા નથી. સ્થિર ધ્યાનમાં ચંચળ ધ્યાન રહેલું છે. જે એક લાંબા સમય સુધી રહી શકે છે. અહીંયાં એક ઉદ્દેશ્યના નિયંત્રણમાં ધ્યાન વખતોવખત વિચલિત થાય છે પરંતુ તે સંકીર્ણ સીમાનું અતિક્રમણ કરતું નથી.

**(૬) ધ્યાનના ભેદ (Kinds of Attention):**

**ઐચ્છિક, અનૈચ્છિક અને ઇચ્છા વિરૂદ્ધ ધ્યાન (Voluntary, Nonvoluntary and Involutsary Attention):**

**ઐચ્છિક ધ્યાન (Voluntary Attention)**

ઐચ્છિક ધ્યાનનું નિર્ધારણ જ્ઞાના કે મનથી થાય છે. તેમાં જ્ઞાનપૂર્વક કૃતિશક્તિનો પ્રયાસ સંલગ્ન રહે છે. તે સ્વયં-પ્રારબ્ધક્રિયાનું

* માયર્સ, માનસશાસ્ત્ર

પરિણામ હોય છે. અને સદૈવ માનસિક પ્રયત્નની આશા રાખે છે. ઐચ્છિક ધ્યાનમાં કૃતિશક્તિના પ્રયત્ન (Effort of will) કોઈ વસ્તુ કે વિચાર તરફ સંચાલિત હોય છે. જ્યારે આપણે માનસશાસ્ત્રના કોઈ સિદ્ધાન્તને સમજવા માટે મન પર દબાવ મૂકીએ છીએ અને તેના પ્રતિ ધ્યાન આપીએ છીએ તે વખતનું ધ્યાન ઐચ્છિક હોય છે. જ્યારે આપણે ઘણા શ્રોતાજનોના થતા અવાજની વચ્ચે કોઈ વક્તાના વ્યાખ્યાન પ્રતિ ધ્યાન આપીએ છીએ તોતે આપણું ઐચ્છિક ધ્યાન છે. તેનું નિર્ધારણ અર્જીત રૂચિ (Acquired interest) થી થાય છે. તેમાં કૃતિશક્તિ પર સમયાનુસાર અને આવશ્યકતાનુસાર જોર કરવું પડે છે.

અનૈચ્છિક ધ્યાન (Non voluntury attention)

અનૈચ્છિક ધ્યાન અનાયાસ ધ્યાન હોય છે. તેમાં કૃતિશક્તિને પ્રયત્નો કરવા પડતા નથી. તેનું વસ્તુ કે વિષયથી નિર્ધારણ થાય છે. તે જ્ઞાતાની સ્વયંની ઈચ્છાથી નિર્ધારિત થતું નથી જ્યારે આપણે કોઈ વસ્તુ પર અનાયાસ ઈચ્છા વિરૂદ્ધ નહિ–ધ્યાન આપીએ છીએ તે તો અનૈચ્છિક ધ્યાન કહેવામાં આવે છે. જ્યારે આપણે વાંચતા હોઈએ તે સમયે પડોશમાં થતા ઝઘડાના અવાજ તરફ આપણું ધ્યાન જાય તો અનાયાસ ધ્યાન છે. મનનો એ સ્વભાવ છે કે તે સદૈવ કોઇ ન કોઇ વસ્તુ ઉપર ધ્યાન આપે છે. જ્યારે આપણું ધ્યાન એક વસ્તુ પર દૂર થાય છે તો તરત જ અન્ય કોઈ વસ્તુ પર તે સ્થિર થાય છે. સામાન્ય રીતે અનૈચ્છિક ધ્યાન રોચક અને આકર્ષક વસ્તુઓ ઉપર કેન્દ્રિત થાય છે. અનૈચ્છિક ધ્યાનની શરૂઆત પ્રારંભિક જીવનમાં થાય છે કારણ કે તેની અંદર કૃતિશક્તિનો પ્રયત્ન રહેલો હોતો નથી. તેનું નિર્ધારણ સહજ રૂચિઓ દ્વારા થાય છે

ઈચ્છા વિરૂદ્ધ ધ્યાન : (Involuntary Attantion)

જ્યારે આપણે કોઈ વસ્તુ કે વિચાર પર ઈચ્છા ન હોવા છતાં ધ્યાન આપીએ તો તે આપણું ઇચ્છા વિરૂદ્ધ ધ્યાન કહેવાય છે. અનૈચ્છિક ધ્યાનની જેમ તે અનાયાસ થતું નથી. તેમાં ઐચ્છિક ધ્યાનની જેમ કૃતિશકિત પોતાની ઇચ્છાથી પ્રયત્ન કરે છે. પરંતુ તેનાથી આ ધ્યાનમાં તફાવત રહેલો છે. ઇચ્છા વિરૂદ્ધ ધ્યાનમાં ઇચ્છા ધ્યાનની વસ્તુ વિરૂદ્ધ (Against) હોય છે. જ્યારે ઐચ્છિક ધ્યાનમાં ઇચ્છા ધ્યાનની વસ્તુ પ્રતિ ઉન્મુખ (Towards) હોય છે. જ્યારે આપણે અધ્યયનમાં મગ્ન હોઈએ

અને અચાનક કબાટમાથી પુસ્તક પડી જાય અને આપણે તે તરફ ધ્યાન આપીએ તે ઇચ્છા વિરૂદ્ધ ધ્યાન કહેવાય આપણને તેના તરફ ઇચ્છા ન હોવા છતા ધ્યાન આપવા ફરજ પડે છે તેવી જ રીતે જ્યારે આપણે પરીક્ષા ભવનમાં પ્રશ્નપત્ર જોઈ રહ્યા હોઈએ અને અચાનક ત્યા કોઈ ગરબડ થાય તે તરફ ધ્યાન આપીએ તે ઇચ્છા વિરૂદ્ધ ધ્યાન છે કારણ કે આપણે આક સ્મિક ગરબડ તરફ ઇચ્છા વિરૂદ્ધ ધ્યાન આપવુ પડે છે

આ ત્રણ પ્રકારના ધ્યાનમા અતર જણાવતા સ્ટાઉટ (Stout) કહે છે કે " જ્યાસુધી ધ્યાન આપવાની પ્રગટ ઇચ્છાના કારણે આપવામા આવે છે ત્યાસુધી તેને ઐચ્છિક ધ્યાન કહે છે જે ધ્યાન એ રીતે શરૂ થતુ નથી તે ધ્યાન અનૈચ્છિક છે જ્યારે આપણે ફક્ત ધ્યાન આપવાની પ્રગટ ઇચ્છાથી નહી પરતુ તે પ્રકારની ઇચ્છાથી વિરૂદ્ધ ધ્યાન આપીએ છીએ તો ધ્યાન ફક્ત અનૈચ્છિક નહી પરતુ ઠીક ઠીક અર્થમા ઇચ્છા વિરૂદ્ધ હોય છે' * માનસિક વિકાસમા અનૈચ્છિક ધ્યાન ઐચ્છિક ધ્યાનની પૂર્વે આવે છે ઇચ્છા વિરૂદ્ધ અને ઐચ્છિક ધ્યાન પશ્ચાત આવે છે કારણ કે ઇચ્છાને નિયત્રિત કરવાની શક્તિની આશા રાખે છે

(૨) અતર્મુખી અને બહિર્મુખી ધ્યાન (Identical and Sensory Attention)

બહિર્મુખી ધ્યાન ઈન્દ્રિય જ્ઞેય પદાર્થો ઉપર ધ્યાન આપે છે જ્યારે આપણે વાતાવરણ સ્થિત મકાન, વૃક્ષ વિગેરે વસ્તુઓ ઉપર ધ્યાન આપીએ છીએ તો આપણુ ધ્યાન બહિર્મુખી હોય છે અતર્મુખી ધ્યાન વિચારો, પ્રત્યયો, સવેગો અને ઇચ્છાઓ ઉપર ધ્યાન આપે છે તે માનસિક વસ્તુઓ ઉપર ધ્યાન આપે છે જ્યારે આપણે દેશાન્તર ગયેલા મિત્રની માનસપ્રતિમા ઉપર ધ્યાન આપીએ છીએ અથવા તો કોઈ નિકટ સબધીના દેહાન્તથી ઉત્પન્ન થયેલા સવેગ ઉપર ધ્યાન આપીએ છીએ તો તે આપણુ અતર્મુખી ધ્યાન કહેવાય બાળકના જીવનમાં અતર્મુખી ધ્યાનના પહેલા બહિર્મુખી ધ્યાન આવે છે કારણ કે પ્રથમ તે બાહ્ય વસ્તુઓ ઉપર પોતાનુ ધ્યાન કેંદ્રિત કરે છે અને પછીથી માનસિક ક્રિયાઓ પર

**(૩) અવ્યવહિત અને અર્જિત ધ્યાન** (Immediate and derived Attention)

જ્યારે વસ્તુ સ્વય રોચક હોય ત્યારે અવ્યવહિત ધ્યાન હોય છે કારણકે તે આકર્ષક હોય છે પરતુ જ્યારે આપણને વસ્તુ આકર્ષક લાગતી નથી

* સ્ટાઉટ મનોવિજ્ઞાન ૧૦૧

અને તેના તરફ ધ્યાન અપાય છે તો તે અવ્યવહિત ન કહી શકાય. જ્યારે આપણું માનસ ઠીક ન હોય, થાકયા હોઈએ અને તેવે સમયે સંગીત પસંદ કરતા નથી તો તેની તરફનું આપણું ધ્યાન અવ્યવહિત નથી હોતું. પરંતુ જ્યારે આપણે કોઈ મિજલસમાં સ્વાદિષ્ટ ભોજન પર ધ્યાન આપીએ છીએ તો આપણું ધ્યાન અવ્યવહિત હોય છે કારણ કે તેનાથી આપણી જન્મજાત કે અર્જિત રૂચિઓ ( Acquired interest ) જાગૃત થાય છે. પરંતુ જ્યારે વસ્તુ સ્વયં આકર્ષક હોતી નથી પરંતુ અન્ય વસ્તુથી સંલગ્ન હોવાથી રોચક લાગે છે અને તેના પ્રતિ ધ્યાન જાય છે તો તે અર્જિત ધ્યાન કહેવામાં આવે છે. આપણને માનસશાસ્ત્રના અધ્યયન પ્રતિ રૂચિ નથી પરંતુ ફરજિયાત વિષય હોવાથી પરીક્ષામાં પાસ થવા માટે જ માનસશાસ્ત્રના વ્યાખ્યાનોમાં ધ્યાન આપીએ છીએ ત્યારે આપણું અર્જિત ધ્યાન (Acquired attention) કહી શકાય. અવ્યવહિત ધ્યાન અર્જિત ધ્યાનના પહેલાં આવે છે. બાળક પહેલાં રોચક વસ્તુઓ ઉપર ધ્યાન આપે છે અને જ્યારે પોતાની ઇચ્છાશક્તિ ઉપર કંઈક નિયંત્રણ કરતું થઈ જાય છે ત્યારે અરોચક વસ્તુઓ પર ધ્યાન આપે છે.

જેમ્સ જણાવે છે કે " ઐચ્છિક ધ્યાન સદૈવ અર્જિત હોય છે કારણકે પ્રયત્નથી સાધ્ય કોઈ દુરસ્થ ઉદ્દેશ્યને પ્રાપ્ત કરવાના હેતુ ઉપરાંત કોઈ પણ વસ્તુ પર ધ્યાન આપવાના પ્રયત્ન કરવાનો કદાપિ આપણો હેતુ હોતો નથી." અનૈચ્છિક ધ્યાન ઘણે ભાગે અવ્યવહિત હોય છે કેમકે જે વસ્તુઓ સ્વયં આકર્ષક નથી હોતી તે તરફ તે આકર્ષિત થાય છે. કોઈ કોઈ વખત અનૈચ્છિક ધ્યાન અર્જિત હોય છે. " એક સાધારણ ખટખટ સ્વયં રોચક ધ્વનિ હોતો નથી. દુનિયાના શોરબકોરમાં તેના ઉપર ધ્યાન ન જાય તે સંભવિત છે પરંતુ જ્યારે તે કોઈ સંકેત હોય છે જેવોકે પ્રેમીએ દરવાજો ખટખટાવવો, ત્યારે તે મુશ્કેલીથી અણસાંભળ્યું થઈ શકે છે." (જેમ્સ)

**(૪) વિશ્લેષણાત્મક અને સંશ્લેષણાત્મક ધ્યાન ( Analytic and Synthactic Attention ).**

ધ્યાન પોતાની ક્રિયા અનુસાર સંશ્લેષણાત્મક અને વિશ્લેષણાત્મક હોય છે જ્યારે કોઈ વસ્તુ પર ધ્યાન આપી તે વસ્તુના વિભિન્ન સંઘટકોમાં મન તેનું વિશ્લેષણ કરે છે તો તે ધ્યાન વિશ્લેષણાત્મક ( Analytical ) હોય છે. જ્યારે આપણે ગુલાબનો છોડ જોઈએ છીએ ત્યારે તેનાં પાન, ફુલડાળીઓ, કળીઓ વિગેરેનું વિશ્લેષણ કરીએ છીએ ત્યારે આપણું ધ્યાન

વિશ્લેષણાત્મક હોય છે પરંતુ જ્યારે કોઈ વસ્તુ ઉપર ધ્યાન આપી તેના ભાગો અને અવયવોને એક જટિલ સમષ્ટિમાં જોડીએ છીએ તો ધ્યાન સંશ્લેષણાત્મક (Synthetical) હોય છે. ગુલાબના છોડના વિભિન્ન ભાગોને એક છોડની જટિલ સમષ્ટિ બનાવી ધ્યાન આપીએ છીએ તે આપણું ધ્યાન સંશ્લેષણાત્મક હોય છે. સંશ્લેષણાત્મક ધ્યાન સંયોજન કરનાર હોય છે જ્યારે વિશ્લેષણાત્મક ધ્યાન પૃથક હોય છે: "ધ્યાન આપવાના પ્રત્યેક કર્મમા વિયોજન અને સમકાલિક સંયોજન બન્ને થોડા થોડા પ્રમાણમાં અવશ્ય રહે છે" (એંજીલ) આ પ્રમાણે બન્ને એક સાથે ચાલે છે.

(૭) ધ્યાનના હેતુ (Conditions of Attention):

ધ્યાન આત્મગત (Subjective) અને વસ્તુગત કે વિષયગત (Objective) હેતુઓ પર આધાર રાખે છે. તે સ્વયં વ્યક્તિમાં કે પરિવેશમાં ધ્યાન આપવાનાં પૂર્વવર્તી તત્ત્વોમાં હોય છે. ધ્યાનના પૂર્વવર્તી માનસિક હેતુ આત્મગત હોય છે અને પરિવેશમાંથી ઉત્તેજનાઓની વિશેષતાઓ વસ્તુગત હેતુ છે તે ધ્યાનને નિર્ધારિત કરે છે.

(૧) આત્મગત હેતુ (Subjcetive conditions)—ધ્યાનના આત્મગત કે માનસિક હેતુ નીચે પ્રમાણે છે:-

રૂચિ (Interest)—રૂચિ ધ્યાનનો પ્રમુખ માનસિક હેતુ છે. તે ધ્યાનની પ્રમુખ નિર્ધારિકા (Determinant) છે. આપણે જે વસ્તુમાં રૂચિ ધરાવીએ છીએ અને જે આપણને સારી લાગે છે તેના તરફ ધ્યાન આપીએ છીએ. આપણે જો રાજનીતિમાં અધિક રૂચિ ધરાવીએ છીએ તો વર્તમાનપત્રમાં રાજનૈતિક સમાચારો ઉપર અધિક ધ્યાન આપીશું. શ્રી નહેરૂના વ્યાખ્યાનોમાં રસ ધરાવતા હોઈએ છીએ તો તેમના ભાષણવાળા પૃષ્ઠને સર્વ પ્રથમ વાંચીશું. સિને જગતના રસિક હોઈશું તો સિનેમાની વિજ્ઞાપન (Adveristement) તથા તેને સંબંધી અન્ય બાબતોથી ભરેલા પૃષ્ટ પર પ્રથમ ધ્યાન આપીશું. વ્યાપારની બાબતો પર અધિક ધ્યાન આપે છે કારણ કે તેની રૂચિ વ્યાપારની બાબતોમાં હોય છે. જેમ્સ જણાવે છે કે "જંગલમાં પ્રત્યેક દિલચાલ શિકારીને માટે તેનો શિકાર છે.

/, ઈચ્છા, ઉદ્દેશ્ય અને અભિપ્રાય (Desire, purpose and Intention)."

ઈચ્છાની ઉત્પત્તિ અભાવની અનુભૂતિ (Feeling of Want) થી થાય છે. જ્યારે આપણને કોઈ વસ્તુની ખોટ માલુમ પડે ત્યારે તેને મેળવવાની

ઈચ્છા ઉત્પન્ન થાય છે. એક મૂળ પ્રવૃત્તિ જેવી કે ક્ષુધા–તેના અભાવની અનુભૂતિ ભોજન કરવાની ઈચ્છામાં પરિણત થઈ જાય છે. ઇચ્છા ધ્યાનને પોતાની વસ્તુ ઉપર લઈ જાય છે. આપણી ઇપ્સિત વસ્તુઓ આપણું ધ્યાન આકર્ષિત કરે છે. આપણે રાજ્યનીતિશાસ્ત્રના પુસ્તક તરફ પુસ્તક વિક્રેતાને ત્યાં જોઈએ છીએ કારણ કે આપણી તે પ્રાપ્ત કરવાની ઈચ્છા છે અને તેને આપણે શોધીએ છીએ. જ્યારે આપણે કોઈ વસ્તુ જોવાનો કે પ્રાપ્ત કરવાનો ઇરાદો રાખીએ છીએ ત્યારે તે આપણા ધ્યાનમા આવી જાય છે. આપણે ઘણે ભાગે તેવી વસ્તુઓને જોઇએ છીએ કે જેને માટે આપણી ઇચ્છા છે અને જે આપણા ઇરાદાને અનુકુળ છે.

ટેવ અને પ્રશિક્ષણ (Habit and Training)—ધ્યાનના નિર્ધારમાં ટેવ અને શિક્ષણ પણ અગત્યનો ભાગ ભજવે છે. પ્રશિક્ષણ અને પૂર્વ અનુભવથી ધ્યાન સરળ બને છે. વિશેષ વસ્તુઓનું નિરીક્ષણ કરવા અને તેના ઉપર ધ્યાન આપવા માટે પ્રશિક્ષણ અધિક સહાયક બને છે. પ્રશિક્ષણમાં ટેવો સમાવિષ્ટ છે. માનસશાસ્ત્રી વ્યક્તિના વિભિન્ન વ્યવહારો પર ધ્યાન આપે છે. ભૂસ્તરશાસ્ત્રી ખનીજોની વિલક્ષણતાઓ પર ધ્યાન આપે છે, રસાયણશાસ્ત્રી વિલક્ષણ રસાયણો પર ધ્યાન આપે છે. "કોઇ પણ વિભાગમાં કુશળ અણુવિક્ષણ યંત્રથી જોનારની, સંગીત આલોચકોની, ચા અને મદીરા ચાખનારાઓની તથા શિકાર શોધવા અને જંગલનાં ચિહ્ન જોવામાં વનભ્રમણ કરનારાઓની સર્વ કુશળતા પ્રશિક્ષણથી આવે છે." (પિલ્સબરી) આ રીતે ટેવ અને પ્રશિક્ષણ ધ્યાનનું નિર્ધારણ કરે છે.

**પ્રવૃત્તિ અને સ્વભાવ** (Disposition and Temperament) — વ્યક્તિની જેવી પ્રવૃત્તિ અને સ્વભાવ હોય છે તે વસ્તુ કે વિચારમાં રૂચિ ધરાવે છે. ધાર્મિક પ્રવૃત્તિ અને સ્વભાવવાળો માણસ સ્વભાવભાવિક રીતે ધર્મમાં અત્યધિક રૂચિ ધરાવે છે અને ધાર્મિક વાર્તાઓ અને વિચારો પર અધિક ધ્યાન આપે છે. આ પ્રવૃત્તિ અને સ્વભાવ ધ્યાનનું નિર્ધારણ કરે છે. જેમ્સ કહે છે કે "પ્રતિદ્વન્દ્વી સંવેદનાઓની ભીડમાં કઈ ધ્યાનને આકર્ષિત કરે તેનું નિર્ધારણ આપણી રૂચિ લેવાની પૂર્વ પ્રવૃત્તિ કરે છે. જેનું કારણ આપણા મનનું જન્મજાત વલણ અને પહેલાંનો માનસિક વિકાસ છે. વિપુલ અવાજોના શોરબકોર વચ્ચે જે ઉપેક્ષિત જ રહી જાય છે. પ્રેમીના કાન પોતાની પ્રિયતમાનું ધીરેથી કહેલું નામ પણ સાંભળી લેશે."

સહજ પ્રવૃત્તિ ( Instinct ):–ધ્યાનનું નેતૃત્વ સહજાન પ્રવૃત્તિઓ કરે છે. જ્યારે બાળક ભૂખ્યું હોય છે ત્યારે તે પોતાની માતા તરફ ધ્યાન આપે છે. જ્યારે આપણે ભૂખ્યા હોઈએ છીએ ત્યારે રસોઈ પર ધ્યાન આપીએ છીએ. કોઈ ઝેરી જનાવર જોઈએ છીએ તો તરત જ પલાયન થઈએ છીએ, અને સુરક્ષાના ઉપાયો તરફ ધ્યાન આપીએ છીએ. પક્ષી ઇંડા મુકવાનો સમય થતાં પહેલાં જ માળો તૈયાર કરવા માટેની આવશ્યક સામગ્રી તરફ ધ્યાન આપે છે. આ રીતે વિભિન્ન સહજ પ્રવૃત્તિઓ જે વસ્તુઓથી જાગૃત થાય છે તે વસ્તુઓ તરફ ધ્યાન આપવા ફરજ પાડે છે.

વિગત અનુભવ ( Past Experience ):–આપણે વિગત અનુભવો થી જાણી શકીએ છીએ કે અમુક વસ્તુ આપણે માટે લાભદાયક છે અને અમુક વસ્તુઓ આપણું ધ્યાન ખેંચે છે કારણ કે આપણે તેને સારી રીતે સમજીએ છીએ. " એ વસ્તુઓ જેનાં શુભ કે અશુભ પરિણામ જ્ઞાત હોય છે તે સ્પષ્ટ રીતે ધ્યાનના કેન્દ્રમાં આવી જાય છે. સાપનો સળવળાટ શિકારીને માટે અત્યંત ઉંચી ધ્વનિઓને પણ ડુબાવી દેશે જે તેનો અર્થ જાણે છે "*

સંવેગ (Emotion)—સંવેગ પણ ધ્યાનનો હેતુ છે. એક મિત્ર પોતાના મિત્રના સદ્‌ગુણો તરફ જ ધ્યાન આપે છે. જ્યારે પોતાના શત્રુના દુર્ગુણો તરફ ધ્યાન આપે છે. પ્રેમી પોતાની પ્રિયતમાના સારાં લક્ષણો તરફ ધ્યાન આપે છે. પ્રસન્ન વ્યક્તિ હમેશાં પરિસ્થિતિની ઉજ્જ્વળ બાજુઓ તરફ જ ધ્યાન આપે છે. પ્રેમ, ઘૃણા, આનંદ વિગેરે સંવેગો ધ્યાનનું નિર્ધારણ કરે છે. જ્યારે તીવ્ર સંવેગની અવસ્થામાં હોઈએ છીએ ત્યારે વસ્તુની સૂક્ષ્મ બાબતો પર પણ ધ્યાન આપીએ છીએ, જ્યારે સાધારણ અવસરો પર તેના તરફ ધ્યાન આપતા નથી. આ પ્રમાણે ધ્યાન સંવેગોથી નિર્ધારિત થાય છે.

(૨) વસ્તુગત હેતુ ( Objective Conditions )—વસ્તુગત હેતુઓ નીચે પ્રમાણે છેઃ-

ઉત્તેજનાની તીવ્રતા ( Intensity of the stimulus ):—જો અન્ય પરિસ્થિતિઓ બરાબર હોય તો એક પ્રબળ ઉત્તેજના નિર્બળ ઉત્તેજન કરતાં અધિક ધ્યાન આકર્ષિત કરે છે. સાધારણ દીપક કરતાં વીજળીનો એક અધિક તેજસ્વી દીપક આપણું ધ્યાન જલદી આકર્ષિત કરે છે. શાક બજારમાં આપણે જોઈએ છીએ કે ધીમા અવાજથી બોલનાર વિક્રેતા કરતાં

* ટ્રો: શિક્ષણ માનસશાસ્ત્રની ભૂમિકા.

બુલંદ અવાજથી બોલનાર વિક્રેતા ગ્રાહકોનું ધ્યાન જલદી આકર્ષિત કરે છે. 'ઓછી તીવ્રતાવાળી ઉત્તેજનાઓ આપણા ધ્યાનને એટલું આકર્ષિત કરી કરી શકતી નથી જેટલું અધિક તીવ્ર ઉત્તેજનાઓ કરી શકે છે./

ઉત્તેજનાની આકર્ષકતા (Striking quality of the stimulus):—ઉત્તેજનાની આકર્ષકતાનો પણ ધ્યાન ખેંચવામાં અગત્યનો ભાગ હોય છે. હલકા રંગ કરતાં શુદ્ધ રંગમાં પ્રકાશની તીવ્રતા ઓછી હોવા છતાં ધ્યાનને માટે તે અધિક શક્તિશાળી ઉત્તેજના હોય છે. "ઉચ્ચ સ્વર નિમ્ન સ્વરો કરતાં અધિક આકર્ષક હોય છે. ખંજવાળ, ગલીપચી અને પીડા વિસ્તૃત સમસ્પર્શ કરતાં અધિક ધ્યાન આકર્ષિત કરે છે." (વુડવર્થ) આ બાબતનું સ્પષ્ટ ઉદાહરણ સિનેમાનાં વિજ્ઞાપન બોર્ડ (પાટીયાં) છે. તેમાંના આકર્ષક ચિત્રો અને ઉજ્જવળ રંગો આપણા ધ્યાનને અધિક આકર્ષિત કરે છે.

દૃશ્ય વસ્તુઓનો આકાર (Size of visible objects)—વસ્તુઓનો આકાર પણ ધ્યાનનો હેતુ છે.'નાના આકારવાળી વસ્તુ કરતાં અધિક મોટા આકારની વસ્તુ ધ્યાનને માટે અનુકુળ હોય છે.' ચલચિત્રોવાળા ચિત્રના વિજ્ઞાપન માટે મોટાં મોટાં પોસ્ટરોનો ઉપયોગ કરે છે કારણ કે મોટા અક્ષરો અને મોટાં ચિત્રો જલદી ધ્યાન આકર્ષિત કરે છે. આકાશમાં આપણું ધ્યાન જલદી ચંદ્રમા તરફ જાય છે, નહીં કે ટમટમતા તારા તરફ. જાહેર ખબરોમાં મોટા અક્ષરોનો ઉપયોગ કરવામાં આવે છે. આપણે જ્યારે વર્તમાનપત્ર જોઈએ છીએ ત્યારે તેમાં અધિક વિસ્તૃત જગ્યામાં મોટા અક્ષરે આપેલી જાહેરાતો આપણું ધ્યાન જલદી ખેંચે છે જ્યારે નાના અક્ષરોની જાહેર ખબરો ધ્યાન ખેંચવામાં નિષ્ફળ રહે છે.

નિશ્ચિત રૂપરેખા (Definite form):—નિશ્ચિત રૂપરેખા અધિક જલદી ધ્યાન આકર્ષિત કરે છે. કોઈ પૃષ્ઠભૂમિ ઉપર વિસ્તૃત અનિશ્ચિત રૂપરેખાવાળી વસ્તુ કરતાં સ્પષ્ટ રૂપરેખાવાળી વસ્તુ આપણું અધિક ધ્યાન ખેંચે છે. પૂર્ણિમાનો ચંદ્રમા આપણું અધિક ધ્યાન આકર્ષિત કરે છે પરંતુ વિસ્તૃત આકાશ ધ્યાન ખેંચતું નથી.

પરિવર્તન (Change):—જો ઉત્તેજનામાં પરિવર્તન થાય છે તો સંભવિત છે કે ધ્યાન આકર્ષિત કરે. પરંતુ જે પરિવર્તન થાય તે અધિક મંદ ન હોવું જોઈએ. તેમાં આકસ્મિકતાનું થોડું પ્રમાણ પણ હોવું જોઈએ. "અપરિવર્તનશીલ શોર થોડા સમય બાદ ધ્યાન ખેંચતો નથી પરંતુ જે

કોઈ રૂપમાં તેમાં પરિવર્તન થઈ જાય તો તે તરત જ ધ્યાન ખેંચે છે." (વુડવર્થ). સંગીતનો અવાજ એકાએક બંધ થઈ જાય છે તો તરત જ આપણું ધ્યાન તે તરફ જાય છે.

ગતિ (Movement):—એક ગતિશીલ વસ્તુ સરળતાથી આપણું ધ્યાન આકર્ષિત કરે છે ગતિશીલ વિદ્યુત-રોશની દ્વારા જાહેરાત કરવામાં આવે છે કારણ કે તે જલદી ધ્યાન આકર્ષિત કરે છે. / આપણું ધ્યાન કોઈ સ્થિર વસ્તુ કરતાં ગતિશીલ વસ્તુ તરફ અધિક જલદી જાય છે/ જાહેરાત કરનાર પોતાનાં બોર્ડ વિગેરે બજારમાં ફેરવે છે તેનું કારણ પણ એજ છે. તારાના ઝાંખા પ્રકાશ સાથે જ્યારે કોઈ વખત વિદ્યુતનો ચમકારો થાય છે ત્યારે આપણું ધ્યાન તરત જ તે તરફ જાય છે કારણ કે પ્રકાશમાં પરિવર્તન થાય છે. પિલ્સબરી જણાવે છે, " જંગલી જાનવર શિકારીના હરવાં ફરવાથી ચમકી જાય છે જ્યારે બીલકુલ ચૂપચાપ રહેવાથી તે તેને ઓળખી શકતું નથી. જો ઘોડાના રસ્તામાં કોઈ કાગળ ઉડાડવામાં આવે તો તે ચમકી જાય છે જો કે તેજ ટુકડાના પડી રહેવાથી તેના ઉપર કોઈ પ્રભાવ પડતો નથી. ( પિલ્સબરી).

/ નવીનતા (Novelty)—નવીનતા પણ ધ્યાનનો હેતુ છે. આપણું ધ્યાન નવીનના ઉપર અધિક જાય છે. કોલેજમાં આપણી કક્ષાનો કોઈ વિદ્યાર્થી જુદી જ જાતનાં કપડાં પહેરીને આવે છે તો તેના તરફ આપણું ધ્યાન જલદી જાય છે. બાળક નવાં કપડાં, નવાં રમકડાં અને અન્ય નવી વસ્તુઓ તરફ અધિક આકર્ષાય છે. આ પ્રમાણે નવીનતા પણ ધ્યાનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. /

/ વિષમતા (Contrast)—વિષમતા ધ્યાનનો હેતુ છે. નાના આદમીની પાસે એક દમ લાંબો આદમી તથા એક સુંદર બંગલાની પાસે એક ઝુંપડી, ગોરા આદમીઓમાં ઉભેલો એક કાળો આદમી ધ્યાન અધિક ખેંચે છે./

સ્થિતિકાળ (Duration)—જો ઉત્તેજના થોડા સમય સુધી રહે તો સંભવિત છે કે તે આપણું ધ્યાન ખેંચે. એક ગાયન એકાદ મિનિટ સુધી ચાલશે તો તે આપણું ધ્યાન નહીં ખેંચે પરંતુ પંદર વીસ મિનિટ સુધી ચાલે તો સંભવ છે કે તે આપણું ધ્યાન ખેંચે. પરંતુ એકરસતાને કારણે કોઈ વસ્તુ પર અધિક સમય ધ્યાન સ્થિર રહી શકતું નથી. માટે ધ્યાનને માટે વસ્તુની સમયાવધિ આવશ્યક છે.

પુનરાવૃત્તિ (Repetition):--જો ઉત્તેજનાની ઘડી ઘડી પુનરાવૃત્તિ થાય તો સંભવે છે કે તે આપણું ધ્યાન આકર્ષિત કરે. કોઈ આપણને એકાદ વખત બૂમ મારે તો કદાચ આપણે ન સાંભળી શકીએ પરંતુ જો તે વધારે વખત બૂમો મારે છે તો આપણું ધ્યાત તરત જ તરફ જાય છે. વિદ્યાર્થીઓ ધ્યાન આપે તે માટે શિક્ષક એક પાઠનું ઘણી વખત પુનરાવર્તન કરે છે. પરંતુ અત્યધિક પુનરાવૃત્તિ પોતાની એકરસતાના કારણે ધ્યાન ખેંચતું બંધ કરી દે છે. શિક્ષક ફરી ફરી એક પાઠનું પુનરાવર્તન કરે છે તો વિદ્યાર્થીઓ તે તરફ નિર્લક્ષ બની જાય છે. આપણી પાડોશમાં જ્યારે પહેલવહેલો ઝઘડો આપણે સાંભળીએ છીએ ત્યારે આપણે તે તરફ ધ્યાન આપીએ છીએ પરંતુ જ્યારે તે વખતોવખત થાય છે ત્યારે આપણે તેના તરફ નિર્લક્ષ બનીએ છીએ અને કહીએ છીએ કે એ તો ટેવ પડી ગઈ છે.

(૩) અન્ય હેતુ (Other conditions)

સામાજિક પ્રભાવ (Social influence)--બાળકનો સમાજમાં જ જન્મ થાય છે અને તેમાં જ તેનો વિકાસ થાય છે. તે સમાજમાં ઘણા વિચારો ગ્રહણ કરે છે. સમાજના સંપર્કમાં તે કેટલાક ભાવ વિકસિત કરે છે, અને તેમાંના નૈતિક અને ધાર્મિક ભાવ ઘણે ભાગે સામાજિક પ્રભાવથી જ હોય છે. હિન્દુ મંદિર તરફ ધ્યાન આપે છે, અને મુસલમાન મસ્જિદ તરફ; ખ્રિસ્તિ ચચ તરફ ધ્યાન આપે છે. આ બનાવનું કારણ સામાજિક પ્રભાવ છે. એક ગરીબ પિતા પોતાની પુત્રીના લગ્ન સમયે પોતાની પાસે પૈસા ન હોવા છતાં આવેલા મહેમાનોનું સારી રીતે સ્વાગત કરવામાં તથા તેમની ખાનપાનમાં અધિક ધ્યાન રાખે છે કારણ કે તે પોતાની જ્ઞાતિના લોકોમાં પ્રશંસિત થવા માગે છે. અને પોતાને ઉંચા ગણાવવાની ઇચ્છા રાખે છે. માનસશાસ્ત્રનો જ્ઞાતા દરેક બાબતને બારિકાઈથી જુએ છે કારણ કે તેનાથી તેની જ્ઞાનવૃદ્ધિ થાય છે જેથી લોકોમાં તે પ્રશંસિત થઈ શકે; સમાજના દબાવથી સદૈવ દૂરસ્થ શુભ (*Remote good*) ને પ્રાથમિકતા આપવામાં આવે છે પરંતુ તાત્કાલિક શુભ (Immediate good) ને પ્રાથમિકતા આપવામાં આવતી નથી.

વંશાનુક્રમ (Heredity)--વંશક્રમાનુગત પ્રવૃત્તિઓ (Hereditary dispositions) પણ ધ્યાનનું નિર્ધારણ કરે છે. ચારિત્ર્યના કેટલાક ગુણો

જેવા કે ધાર્મિક વ્યાખ્યાનોમાં રૂચિ, સમાજ સેવામાં રૂચિ વિગેરે પોતાનાં માતાપિતાથી પ્રાપ્ત થાય છે. આ અવ્યવહિત વંશાનુક્રમ ( Immediate heredity ) ધ્યાનને નિર્ધારિત કરી શકે છે. મૂળ પ્રવૃત્તિઓથી થતું ધ્યાન સામાન્ય વંશાનુક્રમ ( General heredity ) થી નિર્ધારિત થાય છે. માણુસ એ વસ્તુ પર ધ્યાન આપે છે કે જે તેને માટે લાભપ્રદ કે હાનિપ્રદ હોય છે. આ ધ્યાન સાધારણુ વંશાનુક્રમને કારણે હોય છે. "સામાન્ય રીતે જો કોઈ પૂછે કે કોઈ એક વિશેષ પ્રસંગ ઉપર કોઈ વસ્તુ પર કેમ ધ્યાન આપે છે તો ઉત્તર બાહ્ય વસ્તુઓના સ્વભાવમાં કે તે ક્ષણુની વિભિન્ન માનસિક અવસ્થાઓમાં; તાત્કાલિક કે દુરસ્થ અતીતના અનુભવમાં અને અંતમાં વ્યક્તિના વંશાનુક્રમમા જોવા મળે છે×

આપણુા વાસ્તવિક અનુભવમાં આપણે ધ્યાનને નિર્ધારિત કરવામાં આત્મગત કે માનસિક અને વસ્તુગત બન્ને પ્રકારના હેતુઓનો સહયોગ કરતાં જોઇએ છીએ. આપણે રૂચિઓથી સંચાલિત થઈએ છીએ અને તેને તૃપ્ત કરવા માટે યોગ્ય વસ્તુઓ પર ધ્યાન આપીએ છીએ. આપણી ચેતનામા અચાનક પ્રવેશ કરનારી તીવ્ર સંવેદનાઓ ઉપર પણુ ધ્યાન આપીએ છીએ આપણે તેમના તરફ ધ્યાન આપીએ છીએ તેનું કારણુ છે કે તે આપણુામાં ભય કે જિજ્ઞાસા અને ઘણી વખત તો બન્ને ઉત્પન્ન કરે છે. સહજ પ્રવૃત્તિઓમા રૂચિ હોય છે ત્યારે પણુ આપણે ધ્યાન આપવું પડે છે. ફક્ત વસ્તુગત હેતુ ધ્યાનનું નિર્ધારણુ કરવામાં પર્યાપ્ત હોતો નથી. આપણે જોઈએ છીએ ઘણી વખત મિલની વ્હીસલ આપણુ ધ્યાન આકર્ષ્યા સિવાય પૂર્ણ થઈ જાય છે જ્યારે કોઇ સાધારણુ અવાજ આપણું ધ્યાન ખેંચી શકે છે, કે જે આપણુ દ્વાર પર કોઇએ કર્યો હોય. તેનું કારણુ એ છે કે તે સાર્થક હોય છે. આથી ફક્ત વસ્તુગત હેતુ ધ્યાનને નિર્ધારિત કરવા માટે પર્યાપ્ત હોતા નથી. તેના ઉપર માનસિક હેતુ શાસન કરે છે. વસ્તુગત હેતુ શાસન કરે છે. વસ્તુગત હેતુઓ માનસિક હેતુ સિવાય પ્રભાવ પાડી શકતા નથી.

## (૮) ધ્યાનનો વિકાસ ( Development of Attention )

ધ્યાનના વિકાસની ત્રણુ ભૂમિકાઓ છે. પ્રથમ, ધ્યાન પ્રારંભિક (Primary), અવ્યવહિત (Immediate) અને અનૈચ્છિક (Non-volu-

× પિં ડુબરી, માનસશાસ્ત્રનાં મુળતત્વો.

ntary) હોય છે તેનુ નિર્ધારણુ સહજ પ્રવૃત્યાત્મક રૂચિ ( Instinct-interest ) થી થાય છે સહજ રીતે ધ્યાન ખેંચનારાં તત્વો તેને માટે અનુકુળ હોય છે તીવ્રતા, નવીનતા, આકસ્મિકતા તથા ઉત્તેજનાઓ અને પરિસ્થિતિઓના અન્ય ગુણ આ પ્રકારના અનૈચ્છિક ધ્યાનના પક્ષમા હોય છે ત્યારબાદ સપ્રયાસ, અર્જિત ( Acquired ) અને ઐચ્છિક ધ્યાન (Voluntary attontion)ની ભૂમિકા આવે છે તે બાહ્ય પ્રેરકો જેવા કે ભય, સ્વસ્થાપન ( Self-assertion ) ની પ્રવૃત્તિથી સચાલિત થાય છે ઐચ્છિક ધ્યાનમા સામાજિક શક્તિઓનો પ્રભાવ મન ઉપર કામ કરે છે અતમા વસ્તુગત રૂચિ (Objectivc interest) ની ભૂમિકા આવે છે વસ્તુગત રૂચિથી પ્રેરિત ધ્યાન અનાયાસ થઈ જાય છે તે અર્જિત રૂચિથી નિર્ધારિત થાય છે આ રીતે સપ્રયાસ ધ્યાન ફક્ત મધ્યવર્તી ભૂમિકામાં જ હોય છે બાળક જ્યારે પુસ્તકના ચિત્રો ઉપર ધ્યાન આપે છે તો તે અનાયાસ હોય છે તેનુ ધ્યાન પ્રારભિક, અવ્યવહિત અને અનૈચ્છિક હોય છે ત્યારે તે ચિત્રની મદદથી તેની સાથેના અક્ષરો, શબ્દો અને વાક્યો પર ધ્યાન આપે છે તે તેમના ઉપર ધ્યાન આપવા માટે સકલ્પ ઉપર દબાવ કરે છે અને તેનું તે ધ્યાન ઐચ્છિક કહેવાય છે અને ત્યારે તે પુરા પાઠને વાચવા લાગે છે તેનુ તે ધ્યાન ગૌણ, અર્જિત, સપ્રયાસ અને ઐચ્છિક હોય છે અને ત્યારબાદ અધ્યયનમા તેની રુચિ થઈ જાય છે એટલે સકલ્પ પર ભાર મૂકયા સિવાય અધ્યયન કરે છે. તે અનાયાસ તેના ઉપર ધ્યાન આપવા લાગે છે આ ધ્યાનની તૃતિય ભૂમિકા છે

### (૯) ધ્યાનમાં પૈશિક ગતિઓનું સમાયોજન ( Motor adjustment in Attention , -

ધ્યાનમા કેટલીક ગતિઓનુ સમાયોજન થાય છે તેમા ધ્યાનની એક સામાન્ય મુદ્રા હોય છે " ધ્યાનની મુદ્રા નિશ્ચલતાની મુદ્રા હોય છે જેમા સમગ્ર શરીર ધ્યાનની વસ્તુની તરફ ઉન્મુખ ( Oriented ) હોય છે " (વુડવર્થ ) બાહ્ય વિષયગત ધ્યાનમા પુરૂ શરીર વસ્તુ સાથે સમાયુક્ત થાય છે જ્યારે આપણે કોઇ દૂરથી આવતો અવાજ સાંભળીએ છીએ ત્યારે આપણા પુરા શરીરને તેની સાથે સમાયોજિત કરીએ છીએ અન્ય કાર્ય કરતા હોય તો તેનો ખડખડાટ બધ કરીએ છીએ કાનને બરાબર તીન કરીએ છીએ અને સમય પર આગળ ઝુકવાનો વખત આવે તો ઝુકી પણ જઇએ છીએ આ પ્રમાણે તે સમયે આપણે પૂર્ણ શરીરને સમાયોજિત

કરીએ છીએ માનસિક વિષયગત ધ્યાનમા પણ આપણે તેજ પ્રમાણેની નિશ્ચતતાની મુદ્રા ( Rigid attitude ) ધારણ કરીએ છીએ " શરીર આગળ તરફ ઝુકી જાય છે, ગરદન દઢ રહે છે અને આખો શૂન્ય પર સ્થિર રહે છે જ્યારે ધ્યાન જોવામા આવતા પદાર્થોના ક્ષેત્રથી સિનકુન મદદ સ્થિર હોય છે ' ( વુન્વર્થ )

ધ્યાનમા ઇન્દ્રિયોની ગતિઓનુ સમાયોજન થાય છે બાહ્ય વિષયગત ધ્યાનમાં ઇન્દ્રિયોની વસ્તુઓ સાથે સમાયોજન થાય છે જેમકે દૃષ્ટિમા આંખો એ વસ્તુ પર કેન્દ્રિત થવુ જોઈએ અને બહીર્ગોળ કાચની ગોળાઇમા વસ્તુના અતર અનુસાર પરિવર્તન થવુ જોઈએ સાભળવામા કાન ધ્વનિ સાથે સમાયોજિત થાય છે સ્પર્શમા આપણે હાથથી વસ્તુનુ અનુસધાન કરીએ છીએ સુઘવામા આપણે શ્વાસને એ રીતે અદર લઈએ છીએ કે ગધયુક્ત કણ નાસાન્રના ઉપરના ભાગમા ઘ્રાણકનાના સપર્કમા આવી જાય છે ચાખવામા આપણે પદાર્થને મોમા જીભથી દબાવીએ છીએ સવેદનાઓમા આપણે ઇન્દ્રિયોને વસ્તુ સાથે સમાયોજિત કરીએ છીએ હમેશા બાહ્ય વિષયગત ધ્યાન ઇન્દ્રિયોની સમાયોજકારી ગતિઓની સાથે થાય છે જે સબધિત સવેદનાઓને અધિક પૂર્ણ બનાવે છે, આ ગતિઓ ધ્યાનના તાત્કાલિક પરિણામ છે થોડે અશે તેમની પ્રવૃત્તિ અનૈચ્છિક હોય છે તે વિચાર સિવાય થઈ જાય છે માનસિક વિષયગત ધ્યાનમા પણ સબધિત ઇન્દ્રિયોનુ વસ્તુઓ સાથે થોડુ ઘણુ સમાયોજન થાય છે જો આપણે કોઈ સુદર બગીચાની પ્રતિમાનું સ્મરણ કરીએ તો આપણે જોઈએ છીએ કે આપણી આખો કલ્પિત સ્થાનની દિશા તરફ વળવા માગે છે " કોઇ ગધનુ સ્મરણ કરવાના પ્રયત્નમા ઘણુ કરીને અનિવાર્ય રીતે શ્વાસ ખેચવાની સૂક્ષ્મ ગતિઓ કરીએ છીએ સ્વાદ પ્રતિમાઓના સ્મરણમા જીભ હાલે છે અને લાળ વધવાને ઉત્તેજના થાય છે " (એન્જીલ)

ધ્યાનની સાથે કર્મ આવેગો ( Motor excitation ) અત્યધિક પ્રસાદના કારણે શરીરની અધિકાશ પેશીઓ સકોચાય છે જેનુ કોઈ કોઈ વસ્તુ પર પ્રબળ ધ્યાન આપે છે તેવો જ તે ખેંચાય છે, માથા પર આંટીઓ પડી જાય છે, દાત ભીડાઈ જાય છે, મુઠ્ઠીઓ પણ બધાઈ શકે છે તણાવની માત્રા ધ્યાનની સાથે વધે છે" (પિલ્સબરી) પુરા શરીરમા પેશીઓની એ સુષ્ટિ જે પ્રબળ ધ્યાનની સાથે પેશીઓના સામાન્ય સકોચોમાં અનિશ્ચિત થાય છે, તે સર્વ ગતિઓના અવરોધ સાથે સબધ ધરાવે છે

માનસિક ધ્યાન અને બાહ્ય વિષયગત ધ્યાન બન્નેમાં કેટલીક અવરોધક પ્રક્રિયાઓ (Inhibitory processes) હોય છે. " સંવેગ વસ્તુઓ પર અધિક સૂક્ષ્મ ધ્યાન આપવામાં શરીર એક ખેંચાએલી નિશ્ચલ મુદ્રા (Motionless attitude) માં સ્થિત હોય છે. ત્યાં સુધી કે કોઈ કોઈ વખત શ્વાસોચ્છ્વાસની ગતિઓ પણ સ્થગિત થઈ જાય છે આ સ્થિર અને નિશ્ચલ મુદ્રા વિઘ્નકારી પ્રભાવોને જે અન્યથા ધ્યાનમાં હસ્તક્ષેપ કરી શકે છે–દૂર કરીને ધ્યાનને સરળ બનાવે છે," * માનસિક વિષયગત ધ્યાનમાં પણ ધ્યાન-વિક્ષેપને રોકવાને માટે શરીરની વિઘ્નકારી ગતિઓનો વિરોધ થાય છે.

વ્યક્તિની વિલક્ષણતાઓ (Individual peculiarities)ના કારણે કેટલીક અન્ય ગતિઓ પણ થાય છે. કેટલાક લોક માથું ખજવાળે છે, કેટલાક હોઠ દબાવે છે, કેટલાક કોઈ વિશેષ દશામાં જુએ છે, વિગેરે.

ધ્યાનમાં ફક્ત પૈશિક ગતિતત્ત્વ (Motor factors) શારીરિક પ્રક્રિયાઓ નથી હોતી. માનસિક વિષયગત ધ્યાનમાં વિભિન્ન સવેદનાઓથી સંબંધિત જ્ઞાનેન્દ્રોની ક્રિયા થાય છે તથા કેટલીક પેશીઓને નિયંત્રિત અને સમાયોજિત કરવામા કર્મેન્દ્રોની પણ ક્રિયા થાય છે અને મગજમાં આવેલાં કેન્દ્રોની ક્રિયાને કારણે તેમના તરફ અધિક રક્ત દોડે છે.

ધ્યાનમાં ચેતનાના કેન્દ્રમાં સજીવ સંવેદનાઓ થાય છે તથા ચેતનાના સીમા પ્રદેશમાં અસ્પષ્ટ ખંડન થાય છે. ટીચનર જણાવે છે કે " કેન્દ્રની સજીવ સવેદનાઓ (Vivid sensations) એ સવેદનાઓ છે જેનાથી સંબંધિત સ્નાયવિક પ્રક્રિયાઓ પુષ્ટિકૃત થાય છે અને પૃષ્ટભૂમિની અસ્પષ્ટ સંવેદનાઓ એ છે જેનાંથી સંબધિત સ્નાયવિક પ્રક્રિયાઓ નિરૂદ્ધ થઈ ચૂકી છે. સ્નાયવિક પુષ્ટીકરણ (Nervous reinforcement) સ્પષ્ટતાની સમાન્તર છે અને સ્નાયવિક નિરોધ (Nervous inhibitition) અસ્પષ્ટતાની સમાન્તર "*

(૧૦) ધ્યાનનાં વિઘ્ન (Distractions)

આપણે એક વસ્તુ પર ધ્યાન આપીએ છીએ ઘણુ કરીને અન્ય વસ્તુઓ આપણુ ધ્યાન ભંગ કરે છે. જ્યારે આપણે અધ્યયન કરતા હોઈએ છીએ ત્યારે પડોશમાં ગ્રામોફોન ઉપર વાગતી રેકોર્ડના ગાયન પર ધ્યાન જાય છે. ધ્યાનમાં ભંગ કરનારી વસ્તુ એ છે જે ધ્યાન આકર્ષિત કરવા

* સ્ટાઉટ, માનસશાસ્ત્રનો આધાર

* ટીચન; પ્રારંભિક માનસશાસ્ત્ર.

માટે હરિફાઈ કરે છે. જેના પક્ષમાં તેને માટે કેટલાંક અનુકુળ તત્ત્વો હોય અને જે તે બળ પર સ્થિર ધ્યાનની વિરૂદ્ધ કાર્ય કરે છે." (વુડવર્થ).

ધ્યાનવિક્ષેપ ઉપર ઘણી રીતે વિજય મેળવી શકાય છે. કોઈ જે કામને કરવાનો પ્રયત્ન કરી રહ્યો હોય તેમાં અધિક શક્તિ રોકવામાં આવે તો ધ્યાનભંગ અટકાવી શકાય છે. વાંચતી વખતે આજુબાજુનો શોરબકોર ધ્યાનભંગ કરે ત્યારે મોટા અવાજે વાંચવાથી તે વિક્ષેપ દૂર કરી શકાય છે. વારંવાર આવતાં વિઘ્નો પર ધ્યાન આપવાની ટેવ પાડવાથી પણ ધ્યાન વિક્ષેપ ઉપર વિજય મેળવી શકાય છે. જો આપણે સિનેમા હોલની નજીક રહેતા હોઈએ અને ત્યાં વખતોવખત ગાયનોના અવાજથી ધ્યાનભંગ થતું હોય ત્યારે આપણે પોતાનાં જ રોચક કાર્યો પર ધ્યાન આપી તે રેકોર્ડોના સુરો પ્રતિ ઉદાસિન રહેવાની ટેવ પાડી શકીએ છીએ. આ રીતે અનવધાનની ટેવ પાડવાથી ધ્યાનભંગ ઉપર જીત મેળવી શકાય છે. આપણે જો રોચક કાર્યમાં અધિક તલ્લીન થઈ જઈએ તો સ્વયં વિઘ્નકારી વસ્તુઓની શક્તિ ક્ષીણ થઈ જશે પરંતુ જો આપણે તેમને દૂર કરવાની ચેષ્ટા કરી તેમને પૃષ્ટભૂમિમાં ધકેલવા પ્રયત્ન કરીએ તો આપણે તેને અગ્રભૂમિમાં મૂકીએ છીએ. આથી વિઘ્નોથી સચેત થઈ તેમના ઉપર વિજય મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. સીધો માર્ગ એ છે કે પોતાના જ કાર્ય ઉપર અધિક ધ્યાન આપવું. કોઈ કોઈ દશાઓમાં વિઘ્નોને મુખ્ય કાર્ય સાથે સંયુક્ત કરી તેના ઉપર વિજય મેળવી શકાય છે. નવેનવી સાઈકલ શીખનાર વ્યક્તિને કહેવામાં આવે છે કે નજર આગળ રાખો. પરંતુ તેને માટે મુશ્કેલ બની જાય છે. જ્યારે તે આગળ ધ્યાન આપે છે તો પાવદાન (પેડલ) ઉપરથી પગ ખસી જાય છે. અને પગ પર ધ્યાન આપે છે તો આગળ અકસ્માતનો ડર રહે છે. પરંતુ તે ધીરે ધીરે ટેવ પાડી આ બન્નેને સંયુક્ત કરી લે છે.

એ વસ્તુ આપણને વિચિત્ર જેવી લાગે છે કે વિઘ્નનું થોડું પ્રમાણ કાર્યની ક્ષમતામાં ઘટાડો કરવાને બદલે વધારો કરે છે. વિઘ્ન થતાં વ્યક્તિને કાર્ય કરવાની પ્રેરણા ( Incentive ) મળે છે. તેને તે સમયે પરિસ્થિતિ પર વિજય મેળવવાનું પ્રોત્સાહન મળે છે. તેની આત્મસમ્માનની ભાવના (Sentiment of self regard) તેને કાર્ય કરવા માટે પ્રેરિત કરે છે. પરંતુ જ્યારે વિઘ્ન અધિક શક્તિશાળી હોય છે ત્યારે તેનાથી કાર્યક્ષમતા ઓછી થાય છે કારણ કે માનસિક શક્તિ તેનો સામનો કરી શકતી નથી. માનસિક શક્તિનો નાશ થાય છે અને તેથી થાક (Fatigue) લાગે છે.

## (૧૧) ધ્યાન અને રૂચિ (Attention and Interest)

ધ્યાન એક અપનાત્મક ( Selective act ) છે. તેનું નિર્ધારણ વેદનાત્મક પ્રવૃત્તિ (Affective disposition) કે રુચિથી થાય છે. રુચિ (Interest) એક સ્થાયી પ્રવૃત્તિ છે. તે એક માનસિક સંરચના છે જે ચેષ્ટાત્મક ક્રિયાને માટે આવશ્યક સંચાલક શક્તિ પ્રદાન કરે છે. રુચિ જેટલી અધિક પ્રબળ હોય તેટલી અધિક પ્રબળ શક્તિ પેદા કરે છે જે ધ્યાનને જાગૃત કરે છે. આ રીતે રુચિ એક સ્થાયી પ્રવૃત્તિના રૂપમાં ધ્યાનનું નિર્ધારણ કરે છે.

"રૂચિ ગુપ્ત ધ્યાન છે, ધ્યાન સક્રિય રૂચિ છે." ( Interest is latent attention, attention is action) (મેકડૂગલ). રૂચિ ધ્યાનમાં પ્રકાશિત થનારી એક સ્થાયી પ્રવૃત્તિ છે. તે ગુપ્ત ધ્યાન છે ધ્યાન રૂચિમાં રહેલું હોય છે. જો મનમાં રૂચિ છે તો વ્યક્તિ તે વસ્તુઓ ઉપર ધ્યાન આપવા તૈયાર રહેશે, જે રૂચિને તૃપ્તિ કરે છે. રૂચિ ધ્યાનનો માનસિક હેતુ છે, તે ધ્યાનમાં વ્યક્ત થાય છે, ધ્યાન સક્રિય રૂચિ છે.

રૂચિ ધ્યાનને જાગૃત કરનાર અને તેને સ્થિર રાખનાર એક વેદનાત્મક પ્રવૃત્તિ છે. તે ફક્ત ધ્યાનને જાગૃત કરતી નથી પરંતુ તેને સ્થિર પણ રાખે છે. મન ઘણી વસ્તુઓને છોડી અમુક જ વસ્તુઓ ઉપર ધ્યાન આપે છે. તે તેની જન્મજાત રૂચિઓ પર આધાર રાખે છે, મૂળ પ્રવૃત્તિઓમાં રૂચિને જન્મજાત રૂચિ છે અર્જિત રૂચિ અનુભવથી પ્રાપ્ત થાય છે, વસ્તુઓ અને વિચારો પ્રતિ જે ભાવ હોય છે તે અર્જિત રૂચિઓ છે. તે સંવેગાત્મક પ્રવૃત્તિઓ હોય છે જન્મજાત કે અર્જિત રૂચિ સ્થાયી પ્રવૃત્તિ (Endusing disposition ) માનસિક સંરચના ( Mental structure ) હોય છે જે ધ્યાનને નિર્ધારિત કરે છે.

રૂચિ ધ્યાનનું સંચાલન કરે છે ડ્રેવર (Drever) રૂચિને "પોતાનાં સક્રિય રૂપમાં એક પ્રવૃત્તિ માને છે. (Intesest is disposition in its dynamic aspect )"+ એ આધારભૂત વેદનાત્મક તત્ત્વ છે જે અનુભવને અર્થ પ્રદાન કરે છે. મૂલ્યની કે ઉપયોગિતાની વેદના અનુભવની આ બાજુને સ્પષ્ટ વ્યક્ત કરે છે. જ્યારે આપણે રૂચિની બાબતમાં કહીએ છીએ તો આપણે એક વેદનાત્મક પ્રવૃત્તિ તરફ સંકેત કરીએ છીએ. રૂચિ વેદનાત્મક અનુભવ નથી. તે એક સ્થાયી પ્રવૃત્તિ છે. તે મનની એક સંરચના

---

+ ડ્રેવર, શિક્ષણ-માનસશાસ્ત્ર

(Structure) છે. ધ્યાન માનસિક ક્રિયા (Mental process) છે જે રૂચિથી નિર્ધારિત થાય છે. પરંતુ રૂચિ એક સ્થાયી પ્રવૃત્તિ અથવા માનસિક સંગઠન છે. રૂચિ ધ્યાનમાં વ્યકત થાય છે.

જન્મજાત રૂચિ (Native interest) બહિર્ધ્યાન અને અવ્યવહિત ધ્યાનને નિર્ધારિત કરે છે. આપણે એ વસ્તુઓ પર ધ્યાન આપીએ છીએ જે સહજ પ્રવૃત્તિઓને જાગૃત કરે છે. અર્જિત રૂચિઓ ઐચ્છિક ધ્યાનને નિર્ધારિત કરે છે. જો કોઈ વ્યક્તિના રાજનીતિ માટેનો ભાવ છે તો રાજનીતિ સંબંધી કોઈ પણ વસ્તુ કે વિચાર તેના ધ્યાનને આકર્ષિત કરશે. આત્મસમ્માનનો ભાવ સ્થિર ઐચ્છિક ધ્યાનને નિર્ધારિત કરે છે.

રૂચિ ધ્યાનનો માનસિક હેતુ છે. તે સદૈવ ધ્યાનથી યુક્ત હોય છે. આપણી ગાયન સાંભળવામાં રૂચિ છે તો આપણે અવસ્ય તેના તરફ ધ્યાન આપીશુ. રૂચિ જેટલી અધિક હોય તેટલું જ ધ્યાન અધિક હોય છે પરંતુ ધ્યાન હંમેશાં રૂચિથી યુક્ત હોતું નથી. આપણે એવી ઘણી વસ્તુઓ પર ધ્યાન આપીએ છીએ જેમાં આપણી રૂચિ હોતી નથી. એ પણ સત્ય નથી કે જેટલું ધ્યાન અધિક હોય છે તેટલી રૂચિ અધિક હોય છે. ધ્યાન અને રૂચિમાં કોઈ નિશ્ચિત સાહચર્ય હોતું નથી. તે એકબીજાથી ભિન્ન છે. રૂચિ ધ્યાનનો હેતુ છે. પરંતુ ધ્યાન રૂચિનો હેતુ નથી. હંમેશાં ધ્યાનની સાથે રૂચિ હોતી નથી.

ધ્યાનની વસ્તુ વિવિધ રૂપમાં મનથી સંબંધિત હોઈ શકે છે. તે તેનાં લક્ષ્યોની સાધક હોઈ શકે છે અને તેમાં સુખકર રૂચિ પેદા કરી શકે છે અથવા તે તેના લક્ષ્યોની વિનાશક પણ હોઇ શકે છે અને તેમાં પીડાપ્રદ રૂચિ પેદા કરી શકે છે. ઉન્નતિનો ઇચ્છુક સૈનિક કે જે આશાવાદી છે તેનામાં યુદ્ધનું વર્ણન સુખકર રૂચિ પેદા કરે છે અને તે જ વર્ણન નિરાશાવાદી પ્રવૃત્તિવાળા સૈનિકમાં કે જે મૃત્યુના ભયથી ગભરાય છે, પીડાપ્રદ રૂચિ પેદા કરે છે.

/ ઘણી વખત રૂચિને એક ક્ષણિક પ્રક્રિયા કહેવામાં આવતી નથી પરંતુ મનની એક સ્થાયી દશા કહે છે. આપણે ક્રિકેટ, વ્યાખ્યાન વિગેરેમાં સ્થાયી રૂચિ (Permanent interest) રાખીએ છીએ. આ સ્થાયી રૂચિઓ પણ ધ્યાનનું નિર્ધારણ કરે છે. ફક્ત અસ્થાયી રૂચિ (Temporary interest) જ ધ્યાનનો હેતુ નથી આપણી ધાર્મિક, નૈતિક, બૌદ્ધિક વિગેરે જે સ્થાયી રૂચિઓ છે તે વિદ્યાર્થીની વ્યવસ્થિત સમષ્ટિઓથી બને છે. અને તે રૂચિઓ પણ ધ્યાનનું નિર્ધારણ કરે છે.

/ (૧૨) ધ્યાન પર ટેવનો પ્રભાવ (Influence of habit on Attention.)

ધ્યાન પર આદતના બે પ્રભાવ પડે છે. પહેલું, આપણે વાંચ્છનીય અને આવશ્યક વસ્તુઓ ઉપર ધ્યાન આપવાની ટેવ પાડી શકીએ છીએ, આપણે મન પર સારો પ્રભાવ પાડે તેવા મહાપુરુષોના ચરિત્રો પર મનને કેન્દ્રિત કરવાની ટેવ પાડી શકીએ છીએ. જે લોકો શાકબજાર પાસે રહે છે તેઓ ત્યાંના અવાજો ઉપર ધ્યાન ન આપવાની ટેવ પાડી દે છે. વ્યક્તિ શીખી લે છે કે કોના ઉપર ધ્યાન આપવું જોઇએ અને કોના ઉપર નહિ. અને આ રીતે અવધાન અને અનવધાન (Inattention)ની ટેવો પાડી દે છે. આ પ્રમાણેની આદતો સિવાય આપણું જીવન અવ્યવસ્થિત બની જાય છે. /

(૧૩) સ્થિર ધ્યાન અને પરિવર્તનશીલ ધ્યાન (Sustaince attention and shifting attention.)

મનને કોઈ વસ્તુ પર કેન્દ્રિત કરવામાં સ્થિર ધ્યાન હોય છે. એ મનનું એકાગ્રીકરણ છે. આપણે શિક્ષકના વ્યાખ્યાન પર ધ્યાન કેન્દ્રિત કરીએ છીએ તે સ્થિર ધ્યાન છે.

પરંતુ ધ્યાનનો સ્વભાવ પરિવર્તનશીલ છે. તે અત્યધિક ચંચળ છે. તે એક વસ્તુ પરથી બીજી વસ્તુ પર જાય છે. તે એક વસ્તુ પર અધિક સમય સુધી ટકી રહેતું નથી. આ પરિવર્તનશીલ ધ્યાન છે.

પરંતુ ધ્યાનની બન્ને બાજુઓ પરસ્પર વિરોધી હોતી નથી. સ્થિર ધ્યાનમાં પણ ધ્યાન બદલાતું રહે છે. આપણે વાંચીએ છીએ-ત્યારે આપણી આંખ નિરંતર એક શબ્દથી બીજા ઉપર જાય છે. " દરેક ક્ષણે તે પરિવર્તિત થતી રહે છે છતાં પણ છાપેલી પંક્તિ ઉપર જ રહે છે. ધ્યાન આપણે જે વાર્તાને વાંચતા હોઈએ છીએ તેમાં આગળ વધતું રહે છે પરંતુ વાર્તાથી દૂર થતું નથી. આપણે વાર્તામાં જેટલા તન્મય થઇએ છીએ તેટલી જ શીઘ્રતાથી આપણે તેને વાંચીએ છીએ. અહીંયાં ધ્યાન સ્થિર હોવાની સાથે સાથે ગતિમાન પણ હોય છે." (વુડવર્થ). આ રીતે સ્થિર ધ્યાનમાં પરિવર્તનશીલ ધ્યાન હોય છે.

(૧૪) ધ્યાન અને ચેતના (Attention and consciousness.)

કેટલાક માનસશાસ્ત્રીઓનો મત છે કે ધ્યાન સ્પષ્ટ અને સજીવ ચેતના

સિવાયની કોઇ અન્ય વસ્તુઓ ઉપર ધ્યાન આપી રહ્યો હોય છે જે તે ક્ષણે તેની રૂચિને જાગ્રત કરે છે. આ રીતે અનવધાનનો અર્થ ધ્યાનનો પૂર્ણ-તયા અભાવ નહીં.

એક વસ્તુ પર અનવધાનનો અર્થ કોઇ અન્ય વસ્તુ કે જે અવાંચ્છિત છે તેના પર ધ્યાન છે. "સામાન્ય મનુષ્યની અનવધાનની તથાકથિત અવસ્થાઓ વાસ્તવિક રીતે તે સમયે કોઇ અવાંચ્છિત વસ્તુ પર ધ્યાનની અવસ્થાઓ છે." (પિલ્સબરી). સ્ટાઉટ બરાબર કહે છે કે "સામાન્ય જાગ્રત જીવનમાં પૂર્ણ અનવધાન બિલકુલ અપવાદ રૂપ છે. એ આકસ્મિક અને તીવ્ર આવેશના ધક્કાથી થઈ શકે છે. તે સુવાની તૈયારીની અવસ્થામાં પણ થાય છે. નહિતર સામાન્ય જાગ્રત જીવનમાં એવું પ્રતિત થાય છે કે આપણે સદૈવ કોઈ ને કોઇ વસ્તુ પર ધ્યાન આપતા જ હોઈએ છીએ. બની શકે છે કે ધ્યાન પ્રત્યેક વસ્તુને થોડો થોડો ઉપરથી સ્પર્શ કરતું એક વસ્તુથી બીજી પર ઉડતું રહે. પરંતુ એ ઘણું કરીને સદૈવ કોઈ રૂપ અને માત્રામાં પ્રસ્તુત રહેતું માલુમ પડે છે જો કે પૂર્ણ અનવધાન દુર્લભ હોય છે છતાં પણ આંશિક અનવધાન આપણા માનસિક જીવનમાં નિરંતર રહે છે. એવી વસ્તુઓ નિરંતર ચેતનામાં રહે છે જેના પર ધ્યાન નથી જતું કેમકે મન પહેલેથી જ અન્ય વસ્તુમાં સંલગ્ન રહે છે"* આંશિક અનવધાનની વસ્તુઓ ચેતનાના સીમા પ્રદેશ કે અનવધાન ક્ષેત્રમાં અસ્પષ્ટ સંલગ્ન બનાવે છે. જાગૃત ચેતનામાં પૂર્ણ અનવધાન અસંભવ છે.

---

* સ્ટાઉટ: માનસશાસ્ત્રના આધાર

# પ્રકરણ : ૧૭

## અનૈચ્છિક કર્મ (Non-voluntary Actions)

### (૧) અનૈચ્છિક કર્મોના ભેદ (Kinds of non-voluntary Actions).

આપણે જ્ઞાન અને વેદનાના વિભિન્ન ભેદનાં સ્વરૂપોનું આગળ અધ્યયન કરી ગયા. સંવેદના, પ્રત્યક્ષ, શીખવું, સ્મૃતિ, કલ્પના અને વિચાર જ્ઞાનના વિભિન્ન ભેદ છે. અનુભૂતિ, સંવેગ અને ભાવના વેદનાના ભેદ છે. આપણે હવે કર્મના વિભિન્ન ભેદનું અધ્યયન કરીશું જેમને ઐચ્છિક અને અનૈચ્છિક કર્મ કહેવામાં આવે છે. અનૈચ્છિક કર્મ ઐચ્છિક કર્મની પૂર્વવર્તી હોય છે. અનૈચ્છિક કર્મના ઘણા જ ભેદ છે જેવા કે સ્વયંચાલિત કર્મ, અનિયમિત કર્મ, પ્રતિક્ષેપ કર્મ. નિયંત્રિત પ્રતિક્ષેપ કર્મ, વિચારપ્રેરિત કર્મ અને મૂળ પ્રવૃત્યાત્મક કર્મ વિગેરે.

### (૨) સ્વયંચાલિત કર્મ (Automatic actions)

આપણે નવજાત શિશુને જોઈએ છીએ કે તે કંઈજ કર્મ કરતો નથી. દુનિયામાં તે નિતાન્ત અસહાય દશામાં પદાર્પણ કરતો નથી. તે તુરત જ અમુક કર્મ કરી શકે છે. જન્મ થતાં વાર જ તેના શરીરમાં કેટલાક શારીરિક વ્યાપારો સ્વયમેવ ચાલુ થઈ જાય છે જેવા કે શ્વસન, રક્ત સંચરણ, પાચન વિગેરે. આ દરેક કર્મમાં પૈશિક ગતિઓ થાય છે; આ કર્મોને સ્વયંચાલિત કર્મ કહેવામાં આવે છે. સ્વયંચાલિત કર્મોને સ્નાયવિક ઉત્તેજનાઓ અંશતઃ કે પૂર્ણતઃ શરીરની અંદર જ વિદ્યમાન હોય છે. આ રીતે રક્તની રસાયણિક અવસ્થા રક્ત સંચરણ અને શ્વસનમાં પરિવર્તન લાવી શકે છે. જઠરમાં ભોજનની ઉપસ્થિતિ પાચનક્રિયાને ઉત્તેજિત કરે છે. આપણી સાધારણ દિશામાં આપણને આ કર્મોની લેશમાત્ર ચેતના હોતી નથી. જ્યારે તેમાં કંઈ ઉપદ્રવ થાય છે કે અનિયમિતતા આવી જાય છે. ત્યારે તે કષ્ટદાયક માલુમ પડે છે અને ત્યારે તે આપણું ધ્યાન આકર્ષિત કરે છે. આ રીતે જ્યારે તેમાં કંઈ અડચણ થાય છે ત્યારે આપણને સ્પર્શ

કર્મોની ચેતના થાય છે. આ રીતે આપણને અપચો થાય છે, ત્યારે કષ્ટની ચેતના થાય છે. કેટલાક લોકો સ્વયંચાલિત કર્મોને શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ (Physiological Reflex) કહે છે.

### (૩) વિચાર પ્રેરિત કર્મ (Ideo-motor-Action)

આ ગતિઓ વિચાર બાદ તત્કાળ ઉત્પન્ન થાય છે. વિચાર પ્રેરિત કર્મમાં પહેલાં ગતિનો વિચાર થાય છે. તત્પશ્ચાત એ વિચાર ગતિમાં પરિવર્તિત થઈ જાય છે. ગતિનો વિચાર એટલો આવેગાત્મક હોય છે કે તે તરત પોતાને વાસ્તવિક ગતિમાં પરિણત કરી દે છે. અહીંયા ગતિ પર ઈચ્છાનુ શાસન હોતું નથી. આ ઐચ્છિક કર્મ નથી પરંતુ આવેગાત્મક કર્મ (Imputsive action) છે. વિચારપ્રેરિત કર્મમાં, કર્મ સંકલ્પના સહયોગ સિવાય વિચારનું અનુસરણ કરે છે. તે સ્વભાવતઃ અનૈચ્છિક હોય છે. તે સવેદના પ્રતિક્ષેપથી પણ ભિન્ન હોય છે જેમાં એક પ્રતિક્રિયા એક સંવેદનાનું તત્કાળ અનુસરણ કરે છે જેમકે છીંકવાની પ્રતિક્રિયા નાકમાં થતા પ્રદાહની સંવેદનાનું અનુસરણ કરે છે. વિચારપ્રેરિત કર્મમાં કોઈ કર્મના વિચાર બાદ તરત જ કર્મ થાય છે.

વિલિયમ જેમ્સ જણાવે છે કે "જ્યારે કોઈ વખત ગતિના વિચાર બાદ તુરત જ કોઈ આનાકાની વિના ગતિ થાય છે તો તે વિચારપ્રેરિત કર્મ છે. તેમાં આપણને વિચાર અને તેના કાર્યાન્વિત થવાની વચમાં કોઈ ચીજનું જ્ઞાન હોતું નથી. આપણે કર્મની બાબતમાં વિચાર કરીએ છીએ અને કર્મ સંપન્ન થઈ જાય છે." "વાતચીત કરતી વખતે હું જમીન પર પડેલી એક ટાંકણી જોઉં છું અથવા પોતાના કોટની બાંય ઉપર ધૂળ જોઉં છું. વાર્તાલાપમાં વિઘ્ન કર્યા સિવાય હું ટાંકણી ઉઠાવી લઉં છું અથવા ખેરવી દઉં છું. હું કોઈ પ્રગટ ઈરાદો કરતો નથી પરંતુ એવું પ્રતિત થાય છે કે વસ્તુના દર્શન માત્રથી અને તેની સાથે કરવામાં આવનાર કર્મના ઊડતા વિચાર માત્રથી કર્મ સંપન્ન થઈ જાય છે. આ રીતે હું ભોજન કરી લીધા બાદ બેઠો છું અને પોતાને સમય સમય પર રકાબી (Dish)માંથી દ્રાક્ષ, બદામ ઉઠાવતો જોઉં છું. મારું ભોજન ઉચિત રૂપથી સમાપ્ત થઈ ચૂક્યું છે અને વાતચીતના જોશમાં મુશ્કેલીથી એ જ્ઞાન થાય છે કે હું શું કરી રહ્યો છું. પરંતુ જોવાને જોવું અને તે ઊડતો

વિચાર કે મારે તેને ખાવો છે, ખાવાના કર્મને સપન્ન કરતો માનુમ પડે છે " વાંચતી વખતે એકાદ માખી આપણા મો ઉપર બેસે અને હુ પોતાની જાતને હાથ હલાવતા અને તેને ઉડાડતા જોઉ છુ, આ સર્વે વિચાર પ્રેરિત કર્મ છે

કોઇ પણ જાતના ઈરાદા શિવાય અનાયાસ થતુ અનુકરણ પણ વિચાર પ્રેરિત કર્મ કે આપણે બાળક તરફ હસીએ છીએ અને તે આપણા તરફ હસે છે બાળક અન્ય બાળકને રડતુ જોઈને સ્વય પણ રડવા લાગે છે બીજાનુ કાર્ય ઘણુ કરીને વિચાર પ્રેરિત હોય છે સિનેમામા આપણે જોઈએ છીએ કે એક સાથે સીટીઓ વાગે કે અને તાળીઓ પાડે છે તેમ કરનારને ભાન હોતુ નથી કે શા માટે તેમ કરે છે અન્યના કાર્ય તેમના મનમા સ્પષ્ટ રીતે એવા વિચાર પેદા કરી દે છે કે તેઓ તે કાર્ય શિવાય બીજુ કઈ કરી શકતા નથી

અસાધારણ હાલતમા પણ આપણે વિચારપ્રેરિત કર્મ કરીએ છીએ છીએ ચોર્યોન્માદ ( Kleptomania ) મા વ્યક્તિને મનમા કોઈ વસ્તુની ચોરી કરવાનો વિચાર આવે છે અને તરત જ તે ચોરીનુ કાર્ય કરી લે છે આ વ્યક્તિ તે કાર્યના વિચારને રોકી શકતી નથી,

### (૪) અનિયમિત કર્મ ( Random Actions )

અનિયમિત કર્મ શરીરની ચીર સગ્રહિત શક્તિના અનાયાસ પ્રકાશન છે તેમને કર્મ કેન્દ્ર ( Motor Center ) ના સ્વત ઉદ્દીપનના ફળ માનવામા આવે છે ઈંડામાં મરઘીના બચ્ચાની ગતિઓ અને બાળકની કેટલીક પ્રારભિક ગતિઓ જેવી કે હાથ પગ પસારવા વિગેરે અનિયમિત કર્મ છે આ કર્મોને બાહ્ય ઉત્તેજનાઓ હોતી નથી તે લક્ષ્યના પૂર્વજ્ઞાન ( Prevision ) થી સક્રિય હોતી નથી પ્રારભિક અનિયમિત કર્મ જેવા કે ગર્ભમા બાળકની ગતિઓ–તેમા માનસિક કારણોના કાર્ય હોતા નથી પરતુ કેન્દ્રોમા શક્તિસચયને કારણે ઉત્પન્ન થતી બેચેનીની અનુભૂતિથી પ્રેરિત હોઈ શકે છે કેમકે જો તેની ગતિઓ રોકવામા આવે તો તે રડે છે

બાહ્ય ઉત્તેજનાઓની પ્રતિક્રિયા સ્વરૂપ બાળકની ઉદ્દેશ્યહીન ગતિઓને પણ કોઈ કોઈ વખત અનિયમિત કર્મ કહી શકાય છે તે સ્નાયવિક ઉદ્દીપન ( Nerve excitement ) નાં પ્રકાશન હોય છે તે બાહ્ય ઉત્તે

જનાઓ પ્રતિ અનિયમિત પ્રતિક્રિયાઓ છે. જ્યારે એક બાળક રંગબેરંગી રમકડું જુએ છે તો તે ઘણી અનિયમિત નિરુદ્દેશ્ય ગતિઓ કરે છે. આ વ્યાપક ગતિઓથી સંગઠિત ગતિઓનો ઉદય થાય છે.

કેટલાંક પ્રારંભિક અનિયમિત કર્મ જેવાં કે ગર્ભમાં સ્થિત ભ્રૂણની ગતિઓ માનસિક કારણોનાં રૂપ હોતી નથી. તે કર્મ કેન્દ્રોમાં સંચિત શક્તિનાં અનાયાસ પ્રકાશન હોય છે. અન્ય અનિયમિત કર્મો જેવાં કે બાળકનું હાથ પગ પસારવું, તેમાં માનસિક કારણ હોય છે. કર્મકેન્દ્રોમાં સંગ્રહિત શક્તિને કારણે થતી બેચેની અનુભૂતિ તેમને પ્રેરિત કરે છે. કેટલાંક અનિયમિત કર્મ બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થતાં નથી. ઉપર વર્ણવેલાં અનિયમિત કર્મ ઐન્દ્રિય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થતાં નથી. પરંતુ તે કેટલીક બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થાય છે. રમકડું જોઈને બાળકની થતી નિરુદ્દેશ્ય અનિયમિત ગતિઓ ઐન્દ્રિય ઉત્તેજનાઓ દ્વારા પેદા થાય છે. અનિયમિત કર્મ શરીરના લાભને માટે ઉપયુક્ત પરિણામ ઉત્પન્ન કરે છે. બાળકના હાથ પગની નિરુદ્દેશ્ય ગતિઓ શારીરિક વ્યાયામ માટે સારી હોય છે. તે પેશીઓને સામર્થ્ય પ્રદાન કરે છે. પરંતુ તેમનો આ ઉપયોગ જાણી જોઈને કરવામાં આવતો નથી. પરંતુ પથ પ્રદર્શન કોઈ પ્રયોજન કે લક્ષ્યથી થતુ નથી. તેમાં કોઈ લક્ષ્યનું પૂર્વજ્ઞાન હોતું નથી એ ઐચ્છિક કર્મોના આધાર છે પરંતુ તે અનૈચ્છિક કર્મ છે.

## (૫) પ્રતિક્ષેપ કર્મ ( Reflex Action )

પ્રતિક્ષેપ કર્મ કોઈ ઐન્દ્રિય ઉત્તેજનાની તાત્કાલિક પૈશિક કે ગ્રંથિક પ્રતિક્રિયા છે. તે ઉત્તેજનાની અવ્યવહિત પ્રતિક્રિયા છે, આપણે જ્યારે છીંકણી સુંઘીએ છીએ તો છીંક આવે છે. પ્રતિક્ષેપ કર્મ હંમેશાં ઐન્દ્રિય ઉત્તેજનાઓની પ્રતિક્રિયાઓ હોય છે. ઉત્તેજનાઓ બાહ્ય વસ્તુઓ પણ હોઈ શકે અથવા તો આંગિક ઉત્તેજનાઓ પણ હોઈ શકે છે. અત્યધિક ઉજ્જ્વળ પ્રકાશ જોઇ આપણે આપણી આંખ બંધ કરી લઈએ છીએ. તેમાં પ્રતિક્ષેપ કર્મ બાહ્ય ઉત્તેજનાથી ઉત્પન્ન થાય છે. જ્યારે નાકમાં કોઈ વસ્તુ અટકી જાય છે તો આપણે છીંકીએ છીએ, ગળામાં ઠંડી અધિક અવરોધ કરે છે ત્યારે ઉધરસ ખાઈએ છીએ. આ બાબતોમાં પ્રતિક્ષેપ કર્મ આંગિક ઉપદ્રવોથી ઉત્પન્ન થાય છે. આ સર્વ પ્રતિક્ષેપ ઐન્દ્રિય ઉત્તેજનાઓ પ્રતિ શરીરની બહાર કે અંદરની પેશીઓની પ્રતિક્રિયા છે. કેટલાક પ્રતિક્ષેપ

ઐન્દ્રિય ઉત્તેજનાઓ પ્રતિ ગ્રંથિઓની પ્રતિક્રિયાઓ હોય છે. જ્યારે આંખમાં કાંકરી પડે છે તો આંસુ નીકળવા લાગે છે. ખાટી ચીજને ચાખવાથી લાળ આવવા લાગી જાય છે. આ પ્રતિક્ષેપ ઐન્દ્રિય ઉત્તેજનાઓ પ્રતિ ગ્રંથિઓની પ્રતિક્રિયાએ છે.

પ્રતિક્ષેપ બે પ્રકારની હોય છે. શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ ( Physiological Reflex ) અને સવેદના પ્રતિક્ષેપ ( Sensation refex ). પ્રતિક્ષેપ કર્મ ચેતનાની સાથે કે ચેતના સિવાય કરી શકાય છે. જે પ્રતિક્ષેપોની આપણને કોઈ ચેતના હોતી નથી તે શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ કહેવાય છે. ડોળાનો ( Pupil ) નો પ્રતિક્ષેપ શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ છે. જ્યારે ઉજ્જવળ પ્રકાશ હોય છે ત્યારે ડોળો સંકુચિત થઈ જાય છે અને જ્યારે પ્રકાશ મંદ હોય છે ત્યારે તે ફેલાઈ જાય છે. આપણને ડોળાના એ આકાર પરિવર્તનની ચેતના હોતી નથી. જે પ્રતિક્ષેપોની આપણને ચેતના હોય છે તેને સંવેદના પ્રતિક્ષેપ કહે છે. આપણને આંખ મીંચવાની, છીંકવાની વિગેરે ક્રિયાઓની ચેતના હોય છે માટે તે સંવેદના પ્રતિક્ષેપ છે. કોઈ કોઈ વખત ચેતનાને પ્રતિક્ષેપનું જ્ઞાન થાય છે. પરંતુ તે તેમને ઉત્પન્ન કરતી નથી. આપણે છીંકીએ છીએ ત્યારે આપણને તેનું જ્ઞાન હોય છે પરંતુ તે ચેતનાથી ઉત્પન્ન થતું નથી. શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ ચેતના રહિત હોય છે. તે ચેતનાના નિયંત્રણમાં હોતી નથી. સંવેદના પ્રતિક્ષેપ ચેતન હોય છે, તેમના પહેલાં અને પછી બન્ને વખતે ચેતના હોય છે. પરંતુ સામાન્ય રીતે ચેતનાનું તેમના પર નિયંત્રણ ન હોઇ શકે. કોઈ આપણા પર હાથ ઉગામે છે ત્યારે આપણને હાથનું જ્ઞાન હોય છે અને, જ્યારે આપણે આંખો મીચી દીધી હોય તે વખતે પણ તેનું જ્ઞાન હોય છે પરંતુ આ પ્રતિક્ષેપ કર્મ પર ભાગ્યે જ આપણે નિયંત્રણ કરી શકીએ છીએ. કોઈ કોઈ વખત તો સવેદના પ્રતિક્ષેપોનો ચેતના દ્વારા નિરોધ કરી શકાય છે. પરંતુ થોડા સમય બાદ તે પ્રચંડ રૂપમાં ક્રિયાન્વિત થાય છે. આપણે ઉધરસને સાધારણ રીતે થોડી વાર દાબી રાખીએ છીએ. પરંતુ ત્યાર બાદ તે પ્રચંડ રૂપ ધારણ કરે છે. કોઈ વખત આપણે કોઇ સવેદના પ્રતિક્ષેપનો સફળતાપૂર્વક નિરોધ કરી શકીએ છીએ જેમકે છીંક. ઘણી વખત આપણે પ્રયત્ન કરી છીંકને દબાવી શકીએ છીએ.

શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ અને સંવેદના પ્રતિક્ષેપ વચ્ચે બે મુખ્ય અંતર

છે. શ્વસન, રક્ત સંચરણ, પાચન વિગેરેને કે જે શરીરની આંતરિક ઉત્તેજ-નાઓની પ્રતિક્રિયાઓ છે, કેટલાક લોક શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ કહે છે. તે સમાન અને નિયમિત રૂપે થનારી શરીરની અંદર રહેલી ઉત્તેજનાઓ પ્રતિ સમાન અને નિયમિત રૂપથી પ્રતિક્રિયા રૂપે થાય છે. ઉધરસ જ્યારે કાઇ કાઈ વખત અવાંચ્છિત પદાર્થ ગળામાં અટકી જાય છે ત્યારે આવે છે. જ્યારે મન કાઈ રોચક વિષયમાં ધ્યાનમગ્ન હોય છે ત્યારે ઉધરસ ખાવાની ક્રિયા અચેતન રૂપે પણ થઈ શકે છે અને એ રીતે એક શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ થઈ શકે છે જો કે જાગૃત અવસ્થામાં તો તે એક સંવે-દના પ્રતિક્ષેપ હોય છે.

પ્રતિક્ષેપ ચાપ ( Reflex arc ) પ્રતિક્ષેપ કર્મના શરીર વ્યાપારીક આધાર છે. એક જ્ઞાનકોશા સ્નાયુ આવેગને ઇન્દ્રિયથી સુષુમ્ણા કે મગજના ચક્રમાં સ્થિત કાઈ જ્ઞાન કેન્દ્રમાં લઈ જાય છે ત્યાં જ્ઞાનકોશા અને કર્મ કોશા વચ્ચે એક સધિ હોય છે. કર્મ કોશા સ્નાયુ પ્રવાહને કેન્દ્રિય સ્વીચીંગ સ્ટેશનની કાઇ પેશી કે ગ્રંથિમાં લઈ જાય છેં અને પેશી કે ગ્રથિ કર્મકો-શાથી પ્રાપ્ત આવેગ અનુસાર કર્મ કરે છે. નિમ્નકેન્દ્રના ભૂરા પદાર્થમાં સ્થિત સંધિ દ્વારા જ્ઞાનકોશાના કર્મ કોશાથી સ્થાપિત આ સબંધ પ્રતિક્ષેપ —ચાપ કહેવાય છે.

પ્રતિક્ષેપ કર્મ વિકાસના સામાન્ય નિયમોનું પાલન કરે છેઃ દરેક પ્રતિ-ક્ષેપ એક જ સમય પર ઉત્પન્ન થતા નથી. જેમ જેમ સ્નાયુ કેન્દ્રો પરિપક્વ થતા જાય છે તેમ તેમ વિભિન્ન પ્રતિક્ષેપોના વિભિન્ન સમય પર ઉદય થતો જાય છે. છીંકવું, ઉધરસ ખાવી વિગેરેનો ઉદય જન્મ પશ્ચાત્ થોડા જ દિવસમાં થઈ જાય છે. આંખો પટપટાવાનો પ્રતિક્ષેપ ત્યારબાદ સાતથી અગિયાર સપ્તાહોની વચ્ચે જોવામાં આવે છે. અન્ય પ્રતિક્ષેપોનાં દર્શન પછી થાય છે. પ્રતિક્ષેપ સદૈવ બાહ્ય ઉત્તેજનાઓથી ઉત્પન્ન થતા નથી. તે શરીરની સામાન્ય અવસ્થા પર પણ આધાર રાખે છે. બાળક ભૂખ્યું હોય છે ત્યારે તે સ્તનપાન કરે છે. પરંતુ ક્ષુધા તૃપ્તિ થતાં તે પોતાના હોઠથી માતાના સ્તન દબાવી રાખ્યા હોવા છતાં સ્તનપાન કરતું નથી. જ્યારે કાઈ વ્યક્તિ અધિક ગભરાયેલો હોય છે ત્યારે અચાનક થતો સાધારણ કોલાહલ પણ તેને ચમકાવે છે. પરંતુ જો તે કાઈ કાર્યમાં રત હોય છે તો કોલાહ-લથી તેનામાં કાઈ ગતિ ઉત્પન્ન થતી નથી.

પ્રતિક્ષેપ શરીરને માટે ઉપયોગી હોય છે. કોઈ વસ્તુ આંખની પાસે અચાનક આવતાં નેત્ર બિડાઇ જાય છે. તે પ્રતિક્ષેપ આપણાં નેત્રને સંભવિત ક્ષતિથી બચાવે છે. ઉધરસ ખાવાથી ગળામાં અટકી ગયેલો કફ બહાર આવે છે. છીંકવાથી નાકમાં રહેલા હાનિકર પદાર્થો બહાર નીકળે છે.

પ્રતિક્ષેપ પર ચેતનાનું નિયંત્રણ હોતું નથી. તે ચેતનાના શાસનથી મુક્ત હોય છે. શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ અચેતન હોય છે. તે ચેતનાના નિયંત્રણથી મુક્ત હોય છે. સંવેદના પ્રતિક્ષેપોના પહેલા અને પછી ચેતના હોય છે. પરંતુ તે ગત્યાત્મક પ્રતિક્રિયાઓ ચેતન પ્રેરકોની પ્રતિક્રિયાઓ હોતી નથી. અત્યંત મુશ્કેલીથી ચેતના દ્વારા તેનો નિરોધ થઇ શકે છે. સંવેદના પ્રતિક્ષેપોના પહેલાં સંવેદના હોય છે, પરંતુ પ્રત્યક્ષ કે વિચાર હોતા નથી. પ્રાત્યક્ષિક પ્રતિક્ષેપો (Perceptual Reflexes) અને વિચાર પ્રેરિત કર્મો (Ideomotor action) થી પૃથ્વી તે સંવેદના પ્રતિક્ષેપ છે કોઈ વખત તે સંવેદના પ્રેરિત કર્મ (Sensori motor) કહેવાય છે.

પ્રતિક્ષેપ કર્મ શરીરાન્તર્વર્તી કે બાહ્ય ઐન્દ્રિય ઉત્તેજનાઓની અવ્યવહિત પ્રતિક્રિયાઓ છે. તે તાત્કાલિક પ્રતિક્રિયાઓ છે. એક ઉત્તેજનાનો એક પ્રતિક્ષેપ હોય છે. તીવ્ર પ્રકાશના કારણે તે ફેલાય છે.

પ્રતિક્ષેપ શીખી શકાતી નથી તે જન્મ જાત સ્નાયવિક માર્ગો પર આધાર રાખે છે. કોઇ પણ પ્રતિક્ષેપ કર્મ કરવાને માટે ટેવ પાડવી પડતી નથી. જ્યારે સ્નાયુતંત્ર વિકાસ પામે છે ત્યારે જ્ઞાન સ્નાયુ અને કર્મ સ્નાયુઓમાં આવશ્યક સબંધ સ્થાપિત થઈ જાય છે, જેથી પ્રતિક્ષેપ તાત્કાલિક થાય છે. પ્રતિક્ષેપ ઐચ્છિક કર્મ હોતાં નથી. તેમાં કોઈ લક્ષ્યનું પૂર્વજ્ઞાન હોતું નીથ. અને ઉદ્દેશ્યયુક્ત (Purposive) હોતા નથી.

પ્રતિક્ષેપ અને સરળ સીમિત સ્થાનોમાં થનારી પ્રતિક્રિયાઓ છે. તેમાં ક્રિયાઓની જટિલ પરંપરા હોતી નથી. તે સરળ પ્રતિક્રિયાઓ છે. તે સીમિત સ્થાનમાં થાય. ઉત્તેજનાની પ્રતિક્રિયા કોઈ વિશેષ ભાગમાં થાય છે.

## (૬) નિયત્રિત પ્રતિક્રિયાઓ (Conditioned Responses)

એક રૂસી શરીરશાસ્ત્રીની પેવલોવે (Pavlov) સન ૧૯૦૦ ની આસપાસ નિયંત્રિત પ્રતિક્ષેપ (Conditioned Reflex) નું અનુસંધાન કર્યું હતું. તેણે એક ભૂખ્યા કુતરા પર પ્રયોગ કર્યો. અને નિયંત્રિત

ઉત્તેજનાઓથી તેના લાળ પ્રતિક્ષેપને ઉત્પન્ન કર્યો પ્રતિક્ષેપ કોઇ ઉત્તેજનાની અવ્યવહિત પૈત્રિક કે આયિક પ્રતિક્રિયા છે, તેમા કોઈ સ્વાભાવિક ઉત્તેજનાની સ્વાભાવિક પ્રતિક્રિયા થાય છે જો એક ભૂખ્યા કુતરાના મોમાં માસનો ટુકડો મુકવામા આવે તો લાળ નીકળવા લાગે છે તે એક અનિયત્રિત પ્રતિક્ષેપ છે, પરતુ એ જોવા મળે છે કે મૂળ ઉત્તેજનાથી સબધિત અન્ય ઉત્તેજનાઓ પણ જેમકે ભોજનનુ દર્શન કે ગધ, જે વાસણમા સામાન્ય રીતે ભોજન આપવામા આવે છે તે વાસણનુ દર્શન, જે વ્યક્તિ સામાન્ય રીતે ભોજન પીરસે છે તેનુ દર્શન કે આગળના ઓરડામા તેના ચાલવાના અવાજનુ શ્રવણ પણ ભૂખ્યા કુતરામાં શીઘ્રતાથી લાળ વહેવરાવે છે, મોમા ભોજનની ઉત્તેજનાની વાસ્તવિક પરિસ્થિતિથી થનારી લાળ પ્રતિક્રિયા (Salivary reflex) એક સ્વાભાવિક પ્રતિક્ષેપ છે, પરતુ રકાબીનુ દર્શન હમેશા ભોજન પીરસનારની પગધ્વનિ વિગેરે ઉત્તેજનાઓથી જાગ્રત પ્રતિક્રિયા તે સ્થિતિઓ ઉપર આધાર રાખે છે જેમા કુતરાને પહેલા ભોજન અપાયુ હોય પેવલોવે આને નિયત્રિત પ્રતિક્ષેપ નામ આપ્યુ સાચા અર્થમા આ પ્રતિક્ષેપ નથી, તેથી તેને નિયત્રિત પ્રતિક્રિયા કહેવુ અધિક ઉચિત છે તેમા સ્વાભાવિક ઉત્તેજનાથી સાધારણ રીતે સબધિત સ્થિતિઓ પ્રતિ તે પ્રતિક્રિયા કરવામા આવે છે

નિયત્રિત પ્રતિક્ષેપની સ્થાપના સ્વાભાવિક ઉત્તેજનાને કોઇ કૃત્રિમ ઉત્તેજના (Artficial stimulus) ની સાથે નિરતર ત્રીસ ચાલીસ વખત સયુક્ત કરવાથી થાય છે ત્યાર બાદ સ્વાભાવિક ઉત્તેજનાને દૂર કરવામા આવે છે અને ફક્ત કૃત્રિમ ઉત્તેજનાને પ્રસ્તુત કરવામા આવે છે જો તે જ પ્રતિક્રિયાને જાગૃત કરે છે કૃત્રિમ ઉત્તેજનાને નિયનિત ઉત્તેજના (Conditioned stimulus) કહેવામા આવે છે

પેવલોવને માલુમ પડ્યુ કે કોઇ પણ સ્થાનાપન્ન ઉત્તેજના (Substitute stimulus) જેમકે ઘટડી વગાડવી, વિદ્યુતનો ચમકારો, જ્યારે સ્વાભાવિક ઉત્તેજના-જેવી કે ભૂખ્યા કુતરાને ભોજન આપવુ-ની સાથે ત્રીસ ચાલીસ વખત સયુક્ત કરવામા આવે છે તો તેનાથી તેજ પ્રતિક્રિયા જેવી કે લાળ વહેવી, ઉત્પન્ન થાય છે તે વિચિત્ર લાગે છે કે પહેલેથી સ્થાપિત થઈ ગયેલી ઉત્તેજનામા મધ્યસ્થ પરિવર્તન કરી દેવાથી પ્રતિક્રિયા બિલકુલ નહીં થાય. જ્યારે નિયંત્રિત ઉત્તે

જનાના રૂપમાં કોઈ સ્વરની ધ્વનિ પ્રતિક્રિયાને ઉત્પન્ન કરે છે તો તેને કોઈ એવી ધ્વનિથી ઉત્પન્ન કરી શકાતી નથી જેમાં મામુલી પણ ફરક હોય.

પેવલોવે નિયંત્રિત પ્રતિક્ષેપોને નષ્ટ કરવા માટેની પદ્ધતિ જાણવા માટે ઘણા પ્રયોગો કર્યા. એક સુસ્થાપિત નિયંત્રિત પ્રતિક્ષેપની સ્થિરતા સ્વાભાવિક પ્રતિક્ષેપ જેટલી હોતી નથી. જેમ વખતોવખત અભ્યાસથી તેને સ્થાપિત કરી શકાય છે તેવી જ રીતે તેને ધીરે ધીરે નષ્ટ પણ કરી શકાય છે. જો નિયંત્રિત ઉત્તેજનાને સ્વાભાવિક ઉત્તેજના સિવાય વારંવાર પ્રસ્તુત કરવામાં આવે તો તે ધીરે ધીરે નિયંત્રિત પ્રતિક્ષેપને જાગૃત કરવામાં અસફળ થતી જાય છે. આ પુનરાવૃત્તિઓનો મધ્યવર્તી સમય જેટલો ઓછો હશે તેટલો જ પ્રતિક્રિયાનો લોપ શીઘ્ર થશે. જો લગાતાર કેટલાક દિવસો કે સપ્તાહો સુધી ભૂખ્યા કુતરાને ફક્ત માંસ બતાવવામાં આવે અને ખાવા આપવામાં ન આવે તો તેના દર્શનથી લાળ પ્રતિક્ષેપ ઉત્પન્ન નહીં થાય. નિયંત્રિત પ્રતિક્ષેપોના વિલોપના મૂળમાં પ્રતિક્રિયા હોય છે જે નિષેધાત્મક સમાયોજન (Negative adaptation) છે. બન્નેમાં એક વારંવાર પુનરાવૃત્તિ કરવામાં આવનાર ઉત્તેજનાની વ્યર્થ પ્રતિક્રિયાનો ધીરે ધીરે લોપ થઈ જાય છે. આપણે કોઈ લુપ્ત થયેલા નિયંત્રિત પ્રતિક્ષેપને પુનર્જીવિત કરી શકીએ છીએ. એમ કરવા માટે તેણે પુનઃ એક વખત સ્વાભાવિક પ્રતિક્ષેપ સાથે કાર્ય કરવું પડશે.

એક પ્રકારના નિયંત્રિત પ્રતિક્ષેપમાં તે જ પ્રકારની ઉત્તેજના એક ભિન્ન પ્રતિક્રિયાને ઉત્પન્ન કરે છે. જો એક બાળક એક કુતરાને પહેલી વખત જુએ છે તો તે તેની પાસે જઈને રમે છે અને તેની સાથે પ્યાર કરે છે. જો તે કુતરો સીધો છે તો ફરીથી કોઈ વખત જોવાથી પણ તે જ પ્રતિક્રિયા થશે; પરંતુ જો તે બાળકને કરડે છે તો બાળક તેને જોઇને દૂર નાસે છે. અહીંયાં ઉત્તેજના તો તે જ કુતરો છે પરંતુ અનુભવના કારણે તે વિપરિત પ્રતિક્રિયાઓને જન્મ આપે છે,

આ પ્રમાણે નિયંત્રિત પ્રતિક્ષેપ બે પ્રકારના હોય છે. એક પ્રતિક્ષેપ કર્મ (લાળ વહેવી). એક કૃત્રિમ ઉત્તેજના (ઘંટડીનો અવાજ)થી ઉત્પન્ન થાય છે. બીજુ તે જ ઉત્તેજના (કુતરો) એક જુદી જ પ્રતિક્રિયા (પલાયન થવું) ને જન્મ આપે છે. પ્રથમમાં પ્રતિક્ષેપ એક સ્થાનાપન્ન ઉત્તેજનાથી સંલગ્ન હોય છે જ્યારે બીજામાં તેજ ઉત્તેજના એક સ્થાનાપન્ન પ્રતિક્રિયાથી સંલગ્ન હોય છે.

### (૬) મૂળ પ્રવૃત્યાત્મક કર્મ ( Iustinctive action )

મૂળ પ્રવૃત્તિ કોઇ સમગ્ર પરિસ્થિતિની પ્રતિક્રિયામાં કોઈ એવા જટિલ કર્મને કરવાની જન્મજાત પ્રવૃત્તિ છે જે આત્મરક્ષણ કે જાતિરક્ષણના જૈવિક લક્ષ્યથી સમાયોજિત થાય છે, જે કદાચ સંવેગાત્મક આવેશના એક અંશથી પ્રોત્સાહન મેળવે છે પરંતુ જેમાં અંતિમ લક્ષ્યનો સ્પષ્ટ વિચાર હોતો નથી. મૂળ પ્રવૃત્યાત્મક કર્મ એક વિશુદ્ધ જૈવિક કર્મ હોતું નથી, તે માનસિક કર્મ હોય છે. તે ફક્ત સ્નાયુ સંબંધોની વંશક્રમ પ્રાપ્ત વ્યવસ્થા હોતું નથી પરંતુ એક માનસિક પ્રક્રિયા છે. મેકડૂગલ તેની પરિભાષા આપતાં કહે છે કે તે " એક વંશક્રમાનુગત કે જન્મજાત મનઃ શારીરિક પ્રવૃત્તિ ( Psycho--Physical disposition ) છે જે એ નિર્ધારિત કરે છે કે વ્યક્તિ કોઈ એક જાતની વસ્તુઓનો પ્રત્યક્ષ કરશે અને તેમના પર ધ્યાન આપશે. કોઈ એવી વસ્તુના પ્રત્યક્ષ પછી એક વિશેષ પ્રકારની સંવેગાત્મક ઉદ્દીપન્ન ( Emotional excitement ) નો અનુભવ કરશે તથા તેના સંબંધમાં એક વિશેષ રીતે કાર્ય કરશે અથવા ઓછામાં ઓછું એવું કાર્ય કરવાના આવેગનો અનુભવ કરશે. " તેમના અનુસાર મૂળ પ્રવૃત્તિ એક માનસિક પ્રક્રિયા છે–જ્ઞાનાત્મક, વેદનાત્મક અને ચેષ્ટાત્મક પણ. કરોળિયો જાળ બનાવે છે, પક્ષીઓ માળો બનાવે છે મધમાખીઓ મધપુડાની રચના કરે છે તેનુ કારણ તેમની મૂળ પ્રવૃત્તિઓ છે, સુધરી એક વિશેષ પ્રકારનો માળો બનાવે છે અને તેમાં પોતાનાં ઇડાંને મૂકે છે. બચ્ચાં ઇડાંમાંથી બહાર આવે તે પહેલાં તે મરી જાય છે છતાં તેનો એ વિશેષ પ્રકારનો માળો ચાલુ જ રહે છે. મરઘીનું બચ્ચું જેવું ઇડાંમાંથી બહાર આવે છે કે તરત અહીં તહીં ફરવાનુ શરૂ કરી દે છે અને અન્નના દાણા વીણવા લાગે છે. અને મરઘીની મદદ સિવાય થોડા જ સમયમાં પોતાની દેખભાળ કરવાનું શીખી લે છે. આ બધાં જટિલ કાર્યો ન તો વ્યક્તિથી શીખવામાં આવે છે કે ન તો પૂર્વજોનું અનુકરણ કરવાથી થાય છે. તે સહજાત કે મૂળ પ્રવૃત્યાત્મક હોય છે.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મ વ્યવહારની જન્મજાત રીતીઓ છે. વ્યક્તિ તેમને શીખતી નથી તે અર્જિત કર્મ નથી. તે ઐચ્છિક કર્મ નથી અને અન્યોના વ્યવહારનું અનાયાસ અનુકરણ અને તેનાથી ઉત્પન્ન કર્મ નથી. વ્યક્તિના અનુભવ ઉપર પણ તેનો આધાર નથી પરંતુ તે વ્યક્તિના દૈહિક સ્નાયુતંત્રના જન્મજાત સ્નાયુમાર્ગો પર આધાર રાખે છે.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મોમાં એક વિશેષ જાતની વસ્તુઓ ઉપર ધ્યાન આપવું અને તેમનો પ્રત્યક્ષ કરવાની વંશાનુક્રમ પ્રાપ્ત પ્રવૃત્તિ રહેલી હોય છે. પક્ષીઓમાં પોતાનો માળો બનાવવા માટે સૂકાં પાન, ઘાસ, તણખલાં વિગેરે વસ્તુઓને જોવાની વંશાનુક્રમ પ્રાપ્ત પ્રવૃત્તિ હોય છે. બિલાડીએ પોતાનું ભોજન પ્રાપ્ત કરવાની મૂળ પ્રવૃત્તિની તૃપ્તિ માટે ઉંદરની પાછળ જવું તે તેની જન્મજાત પ્રવૃત્તિ હોય છે.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મોમાં સંવેગાત્મક આવેશનો અંશ હોય છે. કોઈ ભયંકર વસ્તુને જોઈને પલાયન કરવાની મૂળ પ્રવૃત્તિની વેદનાત્મક બાજુ ભયનો સંવેગ હોય છે. યુદ્ધની મૂળ પ્રવૃત્તિમાં ક્રોધના સંવેગનો અંશ હોય છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મ જટિલ કર્મ શ્રૃંખલાઓ છે, તેમાં સાધનો (Means) અને સાધ્ય (Ends)ના રૂપમાં પરસ્પર સમાયોજિત કાર્યોની જટિલ શ્રૃંખલાઓ હોય છે. પ્રતિક્ષેપ એક સરળ પ્રતિક્રિયા હોય છે પરંતુ મૂળ પ્રવૃત્તિ એક જટિલ પ્રતિક્રિયા હોય છે. પ્રતિક્ષેપ એક સરળ ઉત્તેજના પ્રતિ શરીરના એક ભાગની સ્થાનિય પ્રતિક્રિયા હોય છે પરંતુ મૂળ પ્રવૃત્તિ જટિલ ઉત્તેજનાઓ કે સમગ્ર પરિસ્થિતિ પ્રતિ સંપૂર્ણ શરીર કે તેના એક મોટા ભાગની પ્રતિક્રિયા હોય છે. પક્ષીઓની માળો બનાવવાની, ઇંડાં મૂકવાની, તેમને સેવવાની, બચ્ચાંનું રક્ષણ કરવાની વિગેરે સમગ્ર પરિસ્થિતિના પ્રતિ સમગ્ર શરીરની પ્રતિક્રિયાઓ છે.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મોમાં દીર્ઘકાળ સુધી ચાલુ રહેનારી ક્રિયાઓ થાય છે. પ્રતિક્ષેપ કર્મ એક તાત્કાલિક પ્રતિક્રિયા છે. તે એક ક્ષણિક પ્રતિક્રિયા છે. પરંતુ મૂળ પ્રવૃત્યાત્મક કર્મ લાંબા કાળ સુધી ચાલી શકે છે. પક્ષી સામગ્રીને એકઠી કરે છે અને તેને નિશ્ચિત સ્થાન સુધી લઈ જાય છે અને ઘણા દિવસ પરિશ્રમ કરી માળો તૈયાર કરે છે. મૂળ પ્રવૃત્તિનું એક વિશિષ્ટ લક્ષણ એ છે કે તેમાં એક જન્મજાત ક્રિયા લાંબા સમય સુધી ચાલુ રહે છે. પ્રતિક્ષેપ કર્મ તાત્કાલિક પ્રતિક્રિયા છે જ્યારે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અધિક સમય માટે સ્થાયી પ્રતિક્રિયા છે.

વુડવર્થ જણાવે છે કે મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં એક સ્થિર પ્રવૃત્તિ (Persistent tendency) હોય છે જે એક આવેશી પરિસ્થિતિ દ્વારા પેદા કરેલી હોય છે અને એવા પરિણામ પ્રાપ્ત કરવાની દિશામાં

સંચાલિત હોય છે કે જે તત્ક્ષણ પ્રાપ્ત થઈ શકતું નથી. માદા પક્ષીમાં માળો બનાવવાની તન્મયતા હોય છે જે માળો તૈયાર ન થઈ જાય ત્યાં સુધી જીવિત રહે છે. તેમાં ઇડાંથી ભરેલા માળાને જોઈને ઇડાં સેવવાની તન્મયના હોય છે અને જ્યાં સુધી ઇડાંમાંથી બચ્ચાં નીકળતાં નથી ત્યાં સુધી તે વખતોવખત તેમને સેવતું રહે છે. આ સ્થિર રહેનારી પ્રવૃત્તિ મૂળ પ્રવૃત્યાત્મક કર્મની વિભિન્ન ક્રિયાઓને એકતા પ્રદાન કરે છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મ ફક્ત પ્રતિક્ષેપોની શ્રૃંખલા ( Chain of reflexes ) નથી જ.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મ કોઈ જૈવિક લક્ષ્ય સાથે સમાયોજિત હોય છે. કેટલીક મૂળ પ્રવૃત્તિઓ આત્મરક્ષણ સાથે સમાયોજિત હોય છે. પલાયન થવું, યુદ્ધ અને ખોરાક શોધવાની પ્રવૃત્તિઓ આ પ્રકારની મૂળ પ્રવૃત્તિઓ છે. અન્ય મૂળ પ્રવૃત્તિઓ જાતિ રક્ષણથી સમાયોજિત હોય છે. કામ, સંતતિ-પાલન વિગેરે મૂળ પ્રવૃત્તિઓ એ પ્રકારની છે પરંતુ મૂળ પ્રવૃત્યાત્મક કર્મ જ્ઞાનપૂર્વક એ લક્ષ્યોથી સમાયોજિત હોતાં નથી. તેમાં એ અંતિમ લક્ષ્યોનું સ્પષ્ટ કે અસ્પષ્ટ કોઈપણ પ્રકારનું જ્ઞાન હોતું નથી. પરંતુ સ્ટાઉટ ઠીક કહે કહે છે કે મૂળ પ્રવૃત્યાત્મક કર્મોમાં અંતિમ લક્ષ્યોનું જ્ઞાન તો નથી હોતું છતાં પણ નિકટ લક્ષ્યો ( Proximate ends ) નું જ્ઞાન હોય છે. માળો બનાવવામાં પક્ષીની સામે ઇડાં મુકવાનું લક્ષ્ય નથી હોતું છતાં પણ નિકટ લક્ષ્યની તેને ચેતના રહે છે. તેને નિર્માણની સામગ્રીઓ અને વ્યવસ્થાનું જ્ઞાન હોય છે. વુડવર્થનો પણ એજ મત છે પક્ષીને એક વિશેષ કર્મ કરવાનું કે વિશેષ પરિણામ પ્રાપ્ત કરવાનું જ્ઞાન હોય છે.

સ્ટાઉટ જણાવે છે કે મૂળ પ્રવૃત્યાત્મક કર્મોનાં લક્ષણો કર્મોથી વિપરીત છેઃ " પ્રયત્નો પરિવર્તનોના સાથે સ્થિરતા (Persistency with varied efforts ) " મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અનુભવથી પ્રભાવિત અને પરિવર્તિત થાય છે.

### (૮) મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અને પ્રતિક્ષેપ કર્મ ( Instinctive Action and Reflex Action )

મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અને પ્રતિક્ષેપ કર્મ બન્ને જન્મજાત હોય છે, તેમાં સંકલ્પ સંલગ્ન હોતો નથી અને બન્ને અનૈચ્છિક કર્મો હોય છે તે

અર્જિત પ્રતિક્રિયાઓ નથી. તેમનામાં ઘણી અસમાનતાઓ પણ છે. પ્રતિક્ષેપ સરળ અને ક્ષણિક પ્રતિક્રિયા હોય છે જ્યારે મૂળ પ્રવૃત્તિ દીર્ઘકાળ સુધી ચાલુ રહેનારી પ્રતિક્રિયાઓની શ્રંખલા હોય છે. પ્રતિક્ષેપ એકલી સ્થાનિય પ્રતિક્રિયા હોય છે જ્યારે મૂળ પ્રવૃત્તિ સંપૂર્ણ શરીર કે શરીરના એક મોટા ભાગની ઘણી પ્રતિક્રિયાઓની એક જટિલ શ્રંખલા હોય છે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ સમગ્ર શરીરની એક સમગ્ર પરિસ્થિતિમાં પ્રતિક્રિયા હોય છે. પ્રતિક્ષેપ કર્મ એક એકલી ઉત્તેજનાની પ્રતિક્રિયા હોય છે. જ્યારે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ એક જટિલ પરિસ્થિતિથી ઉત્તેજિત પ્રતિક્રિયા હોય છે. મૂળ પ્રવૃત્તિનું પ્રતિક્ષેપથી અંતર એ બાબતમાં છે કે તે અધિક જટિલ હોય છે, તથા તેમાં શરીરના એક સીમિત ભાગના સ્થાન પર સમગ્ર શરીરનું સમાયોજન થાય છે. " (મન) સંવેદના પ્રતિક્ષેપના પહેલાં ઐન્દ્રિય ઉત્તેજનાથી સવેદના ઉત્પન્ન થાય છે અને તત્પશ્ચાત્ કર્મનું જ્ઞાન થાય છે. પરંતુ તે જ્ઞાનપૂર્વક લક્ષ્ય સાથે સમાયોજિત થતું નથી. મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં અંતિમ લક્ષ્યનું જ્ઞાન હોતું નથી પરંતુ નિકટસ્થ લક્ષ્યો અને કરેલાં કર્મોનું જ્ઞાન હોય છે. શરીર વ્યાપારિક પ્રતિક્ષેપ અચેતન હોય છે. કેટલાક પ્રતિક્ષેપ અચેતન પ્રતિક્રિયાઓ હોય છે.

પરંતુ મૂળ પ્રવૃત્યાત્મક કર્મ ચેતન પ્રતિક્રિયાઓ છે. " પ્રરૂપતઃ પ્રતિક્ષેપ તાત્કાલિક પ્રતિક્રિયા છે એ ઉત્તેજના થયા બાદ તરત જ થઈ જાય છે અને પછી તેનું કોઈ કામ રહેતું નથી. બીજી બાજુ મૂળ પ્રવૃત્યાત્મક કર્મની વિશેષતા એ છે કે તેમાં એક સ્થિર પ્રવૃત્તિ હોય છે અને તે એવા ફળની પ્રાપ્તિ તરફ સંચાલિત થાય છે જેની પ્રાપ્તિ તત્કાલ ન થઈ શકે." (વુડવર્થ). પરિવર્તનશીલ પ્રયત્નો વચ્ચે સ્થિરતાનું લક્ષણ એ જ પ્રતિક્ષેપની મૂળ પ્રવૃત્તિનું લક્ષણ છે. મૂળ પ્રવૃત્યાત્મક પ્રતિક્રિયાઓ પ્રતિક્ષેપો કરતાં અધિક પરિવર્તનશીલ અવસ્થાઓ સાથે અધિક સમાયોજિત હોય છે. પ્રતિક્ષેપોથી વિપરિત મૂળ પ્રવૃત્યાત્મક કર્મ પરિવર્તિત થાય છે. જો તેમનાથી સારાં પરિણામ પ્રાપ્ત થાય છે તો તેમની પુનરાવૃત્તિ કરવામાં આવે છે અને તે ટેવના રૂપમાં અધિક દૃઢ અને શક્તિશાળી બની જાય છે. જો તેમનાથી દુઃખકર પરિણામો પ્રાપ્ત થાય છે તો તેમને છોડી દેવામાં આવે છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં " બુદ્ધિમત્તાપૂર્ણ જ્ઞાનનો સહયોગ હોય છે જેમાં રૂચિ, ધ્યાન, પરિણામોની સુખપ્રદતા કે દુઃખપ્રદતા અનુસાર વ્યવહારમાં પરિવર્તન તથા શીખવાની શક્તિનો સમાવેશ થાય છે. પરંતુ પ્રતિક્ષેપ કર્મોમાં આ માનસિક તત્વો હોતાં નથી."

### (૯) મૂળ પ્રવૃત્તિઓનો ઉદ્‌ગમ (Origin of Instincts)

મૂળ પ્રવૃત્તિઓના ઉદ્‌ગમ બાબતમાં જુદા જુદા વૈજ્ઞાનિકોના જુદા જુદા મત છે.

(૧) મિશ્ર પ્રતિક્ષેપનો સિદ્ધાન્ત (The coumonnd Reflex Theory).

સ્પેન્સર (Spencer)નો મત છે કે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ એક મિશ્ર પ્રતિક્ષેપ (Componud refelex) કે પ્રતિક્ષેપોની શ્રૃંખલા છે. તે પ્રતિક્ષેપોનું એક વંશક્રમાનુગત સંગઠન છે. ઘણા પ્રતિક્ષેપ અચાનક સંયુક્ત થઈ ગયા, તેમાંથી કેટલાક જટિલ કર્મોમાં સંયુક્ત થઈ ગયા જે વ્યક્તિ કે જાતિને માટે ઉપયોગી લક્ષ્યોથી સમાયોજિત હતા. ઉપયોગી કર્મ જીવિત રહ્યાં અને આગામી પેઢીઓમાં વંશાનુક્રમગત થઈ ગયાં. એ મૂળ પ્રવૃત્તિઓ કહેવાય છે. પ્રાકૃતિક ચૂંટણી (Natural Selction)ના નિયમે વ્યર્થ જટિલ કાર્યોને દૂર કર્યાં.

આ સિદ્ધાન્ત ઘણી બાબતોનો આકસ્મિકતા ઉપર આધાર જણાવે છે. જ્યારે પ્રતિક્ષેપ શ્રૃંખલાનું ફક્ત અંતિમ કાર્ય જ તેને ખરી રીતે ઉપયોગી બનાવે છે તો કેવી રીતે ધીરે ધીરે શ્રૃંખલાઓની રચના થઈ તેનું સ્પષ્ટીકરણ આ સિદ્ધાન્ત કરી શકતો નથી. આ સિદ્ધાન્ત મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં એક સ્થિર રહેનારી પ્રવૃત્તિ હોય છે. મૂળ પ્રવૃત્તિઓને ઘણા પૃથક્ પ્રતિક્ષેપોનો આકસ્મિક સંયોગ ન માની શકાય.

(૨) ભ્રષ્ટ બુદ્ધિનો સિદ્ધાન્ત (The Theory of Lapsed Intelligence)—વુંડટનો મત છે કે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ જાતીય ટેવો છે. પ્રારંભમાં તે બુદ્ધિમત્તાપૂર્ણ સમાયોજક કર્મ હતા પુનરાવૃત્તિઓના કારણે ઘણી પેઢીઓ બાદ તે સ્વયં ચલિત થઈ ગયાં. બુદ્ધિનું તત્ત્વ અનાવશ્યક હોવાના કારણે ભ્રષ્ટ થઈ ગયું. મૂળ પ્રવૃત્તિઓ ખરી રીતે પૂર્વજોની સ્થિર ટેવો હતી, અને ઉત્તરકાલિન પેઢીઓમાં મૂળ પ્રવૃત્તિઓના રૂપમાં પરિવર્તિત થઈ.

આ સિદ્ધાન્ત એમ માની લે છે કે પશુઓની વર્તમાન પેઢીના પૂર્વજો અધિક બુદ્ધિમાન હતા. આ કથનને અનુભવથી પુષ્ટિ મળતી નથી. બીજી બાબત એ માની લે છે કે વંશાનુક્રમથી અર્જિત ગુણોનું હસ્તાન્તરણ વંશાન્તરિત હોઈ શકે છે. આધુનિક જીવવૈજ્ઞાનિક આ મતનું ખંડન કરે છે.

**(૯) જૈવિક ચૂંટણીનો સિદ્ધાન્ત ( The theory of organic Seleetion ):—**

બાલ્ડવીન ( Baldwin )નો મત છે કે જીવ જ્ઞાનપૂર્વક કે અજ્ઞાનપૂર્વક કેટલાંક સમાયોજનકારી કર્મોને ચૂંટીને જીવિત રહેવામાં અને સંતત્યુત્પાદનમાં સફળ થઈ શકે છે. તેથી તે કર્મ જીવોમાં સ્થાયી રૂપે સ્થાપિત થઈ જાય છે. " જૈવિક ચૂંટણી એ વિશેષ વ્યવસ્થાપક સમાયોજક કર્મોમાં લાગુ પડે છે જેને એક જીવ પોતાના વાતાવરણના કારણે ઉત્પન્ન આવશ્યકતાઓની પૂર્તિને માટે કરે છે."×

આ સિદ્ધાન્ત પ્રથમ બે સિદ્ધાન્તોના દોષોથી મુક્ત છે. છતાં પણ એ સમજવું મુશ્કેલ છે કે જીવ જીવિત રહેવા અને સંતતિ ઉત્પન્ન કરવા માટે કેવી રીતે એક પ્રકારના કર્મને ચૂંટી કાઢે છે, અને બીજાને નહિ. એમ માલુમ પડે છે કે અહીંયાં ચૂંટણી આત્મસાપેક્ષ ( Subjective ) છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં ભવિષ્યોન્મુખ ધ્યાન, સાધનોની ચૂંટણી, નિકટસ્થ લક્ષ્યોની ચેતના, સફળતા અને નિષ્ફળતાને સમજવાનો સમાવેશ થાય છે. આથી જૈવિક ચૂંટણીનો જીવશાસ્ત્રીય સિદ્ધાન્ત જે મૂર્ત માનસિક કર્મ છે. તેની મૂળ પ્રવૃત્તિઓનું સ્પષ્ટીકરણ કરી શકે જ નહિ.

**(૧૦) મૂળ પ્રવૃત્તિઓના ભેદ (Kinds of Instincts):—**

કેટલીક મૂળ પ્રવૃત્તિઓ પોષણથી સંબંધિત ( Natritive Instincts ) છે. તેમાં શિકાર કરવો, સંગ્રહશીલતા, ભોજન શોધવું, ખાવું વિગેરેનો સમાવેશ થાય છે. આ સર્વે વ્યક્તિને જીવિત રાખવા માટે ઉપયોગી અને વિના શીખી હોય છે. કેટલીક મૂળ પ્રવૃત્તિઓ સંતત્યુત્પાદનથી સંબંધિત (Reproductive instincts) છે તેમાં પ્રેમ, મૈથુન, સંતતિપાલન વિગેરે જાતિનાં સંરક્ષણ માટે આવશ્યક દરેક શીખ્યા સિવાયના વ્યાપારોનો સમાવેશ થાય છે. કેટલીક મૂળ પ્રવૃત્તિઓ આક્રમણથી બચાવને સંબંધિત છે. તેમાં પલાયન થવું, સંતાવું, લજ્જાળુતા, વિગેરે રક્ષાને માટેની અન્ય પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. કેટલીક મૂળ પ્રવૃત્તિઓ આક્રમણથી સંબંધિત છે (Aggressive Instincts ) તેમાં યુદ્ધ અને સ્વસ્થાપનની દરેક મૂળ પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. કેટલીક મૂળ પ્રવૃત્તિઓ સામાજિક

× એન્જિલ:-માનસશાસ્ત્ર

હોય છે, તેમાં સામાજિકતા સમુહમાં રહેવાની મૂળ પ્રવૃત્તિ, ઈર્ષ્યા, દ્વેષ, સ્પર્ધા વિગેરેનો સમાવેશ થાય છે. આ પ્રવૃત્તિઓ ફક્ત સ્વજાતિની અન્ય વ્યક્તિઓની ઉપસ્થિતિમાં સક્રિય થાય છે. વુડવર્થ મુળ પ્રવૃત્યાત્મક વ્યાપારોને શીખ્યા સિવાયના પ્રેરક ( Unlearned motives ) કહે છે. તે છે આંગિક આવશ્યકતાઓ ( Organic needs ) જેવી કે ભૂખ, તરસ, થાક, કામપ્રેરક (Sex motives), પલાયનના પ્રેરક, લડવું, અનુસંધાન, સામાજિક પ્રેરક, સ્વસ્થાપન અને વિભીન્નતા. તેમનું વર્ગીકરણ સુરક્ષા, સુખ, ધનિષ્ઠતા, સ્વામિત્વ વિગેરે શીખેલા પ્રેરકોમાં કરી શકાય છે.

(૧૧) શું મૂળ પ્રવૃત્તિઓ આંધળી હોય છે ( Are instincts Blind ).

પહેલાં મૂળ પ્રવૃત્તિઓને આંધળી અને અપરિવર્તનીય માનવામાં આવતી હતી પરંતુ આધુનિક માનસશાસ્ત્રી મૂળ પ્રવૃત્તિઓને પરિવર્તનીય માને છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મની વિશેષતાઓ જેનાં તે ઉપરથી માલુમ પડે છે કે તે આંધળી નથી. મેકડૂગલ મૂળ પ્રવૃત્યાત્મક કર્મની પરિભાષા કરતાં તેને જ્ઞાન, સંવેગ અને ચેષ્ટાથી યુક્ત એક મૂર્ત માનસિક પ્રક્રિયા બતાવે છે. તેમાં એક વિશેષ વર્ગની વસ્તુઓ ઉપર ધ્યાન આપવાની અને તેમનો પ્રત્યક્ષ કરવાની પ્રવૃત્તિ, એક સંવેગાત્મક ઉદ્દીપન, તથા એક વિશેષ રૂપમાં કામ કરવાની પ્રવૃત્તિનો સમાવેશ થાય છે. તે એક માનસિક ક્રિયા છે ફક્ત જૈવિક ક્રિયા નહિ.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મ ચેતન હોય છે. તેમાં નિકટસ્થ લક્ષ્યનું અસ્પષ્ટ જ્ઞાન તથા સાધનોનું પૂર્ણ જ્ઞાન હોય છે. દૂરસ્થ લક્ષ્ય કે અંતિમ પરિણામનું તેમાં જ્ઞાન હોતું નથી. તેમાં અમુક પ્રમાણમાં અગ્રદષ્ટિ હોય છે. સાધન કે સાધ્યનું પૂર્વ જ્ઞાન તે અગ્રદષ્ટિ છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં એક સ્થિર પ્રવૃત્તિ હોય છે. એ રૂચિની અવિચ્છિન્નતા પર નિર્ભર હોય છે.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં વિવિધ પ્રયત્નોની સાથે સ્થિરતા જોવામાં આવે છે. તેથી માલુમ પડે છે કે તેમાં સફળતા–અસફળતાની કંઇક ચેતના હોય છે. તેમાં આવનારી બાબતો પર ધ્યાન આપેક્ષિક સફળતા કે વિફળતાનો અંદાજ તથા સંતોષ–અસંતોષ હોય છે. મૂળપ્રવૃત્યાત્મક કર્મ આંશિક પરિવર્તનીય અને આંશિક અપરિવર્તનીય હોય છે. તેમાં અનુભવ, ટેવ અને

નવીન વાતાવરણથી પરિવર્તનો થતાં રહે છે. આથી મૂળ પ્રવૃત્તિઓ અપ-રિવર્તનીય અને આંધળી નથી.

**(૧૨) મૂળ પ્રવૃત્તિઓ અનુભવથી પ્રભાવિત થાય છે** (Instincts are modified by Experience):—

મૂળ પ્રવૃત્તિઓ પૂર્ણ તથા અપરિવર્તનશીલ હોતી નથી. પરંતુ સ્થિતિ-સ્થાપક હોય છે. અનુભવથી તેમાં પરિવર્તન થાય છે. અનુભવ તેમના ઉપર વિપરિત દિશાઓમાં પ્રભાવ પાડે છે. જો મૂળ પ્રવૃત્તિનું પ્રથમ પ્રકાશન પીડાજનક કે હાનિકારક હોય છે તો તે થોડા સમયને માટે અથવા તો સદૈવને માટે નિરૂદ્ધ નઈ શકે છે. જ્યારે મરઘીના બચ્ચાં દાણા ચણે છે તે તેમની મૂળ પ્રવૃત્તિ છે જ્યારે અરૂચિકારણ અન્ન ચાખે છે તો આ પ્રવૃત્તિનો નિરોધ કરી દે છે. બીજી બાજુ જો મૂળ પ્રવૃત્તિ સુખકર માલુમ પડે છે અને સફળ થાય છે તો તેની પુનરાવૃત્તિ કરવામાં આવે છે તે ટેવના રૂપમાં પાકી થઇ જાય છે. સ્મૃતિ મૂળ પ્રવૃત્યાત્મક કર્મોને પરિવર્તન કરે છે. તે સુખકર કે દુઃખકર પૂર્વ અનુભવોની સ્મૃતિથી પરિવર્તિત થાય છે. આ રીતે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અનુભવથી પ્રભાવિત થાય છે.

આદત દ્વારા મૂળ પ્રવૃત્તિઓનું ક્ષેત્ર સીમિત કરવામાં આવે છે. જ્યારે એક વિશેષ જાતિની વસ્તુઓ એક વિશેષ પ્રકારની મૂળ પ્રવૃત્યાત્મક પ્રતિ-ક્રિયાને જન્મ આપે છે. ત્યારે ઘણું કરીને પ્રાણીની અંદર પહેલાં તે જાતિના જે નમૂનાઓ પર પ્રતિક્રિયાઓ કરી ચૂક્યો છે તેને માટે પક્ષપાત થઈ જાય છે અને બાદમાં તે અન્ય નમૂનાઓ ઉપર પ્રતિક્રિયા નહીં કરે. મૂળ પ્રવૃત્તિ પર એક વખત જે આદત પડી જાય છે તે સ્વયં મૂળ પ્રવૃત્તિના ક્ષેત્રને સીમિત કરી દે છે અને પ્રાણીને અભ્યસ્ત વસ્તુ સિવાય અન્ય પર પ્રતિ-ક્રિયા કરતાં રોકે છે.

મૂળ પ્રવૃત્યાત્મક કર્મ નવા વાતાવરણથી પણ પ્રભાવિત થાય છે અને સંભવિત હોય તેટલી પરિવર્તિત થાય છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મોમાં વાતાવ-રણની નવી સ્થિતિઓ અનુસાર પરિવર્તનો થાય છે. જો માળો બનાવવાના મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં પક્ષીને અડચણો ઉપસ્થિત થાય છે. તો તે બુદ્ધિપૂર્વક કામ કરી તેને દૂર કરી શકે છે.

**(૧૩) મૂળ પ્રવૃત્તિ અને બુદ્ધિ** (Instinct and Intelligence.):—

બુદ્ધિનાં બે મુખ્ય લક્ષણુ હોય છે. પ્રથમ આપણે વિગત અનુભવોથી લાભ ઉઠાવીએ છીએ. દ્વિતીય, નવી પરિસ્થિતિ પ્રતિ આપણે નવી રીતે પ્રતિક્રિયા કરીએ છીએ. મૂળ પ્રવૃત્તિઓ આંગિક અનુભવોથી પરિવર્તિત થાય છે. વાતાવરણની નવીનતા તેમાં પરિવર્તન કરે છે. આ રીતે મનુષ્યોમાં મૂળ પ્રવૃત્તિઓ બુદ્ધિને કારણે ઘણી બદલાઈ જાય છે. મનુષ્યોની પરિવર્તિત મૂળ પ્રવૃત્તિઓની સંખ્યા ઘણી જ મોટી છે. મેકડૂગલનો મત છે કે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અંશતઃ પરિવર્તનીય અને અંશતઃ અપરિવર્તનીય હોય છે. તેનો પરિવર્તનીય ભાગ અનુભવ, ટેવ અને બુદ્ધિ દ્વારા પરિવર્તિત થાય છે. પ્રત્યેક મૂળ પ્રવૃત્યાત્મક કર્મ બુદ્ધિથી પરિવર્તિત થાય છે. પ્રત્યેકમાં સમાયોજનની આંશિક નવીનતા હોય છે. બુદ્ધિ તેમાં આંશિક નવીનતા લાવે છે.

(૧૬) પ્રેરણા ( *Motivation* ):—

કર્મોની પ્રેરકોને ત્રણ મુખ્ય શિર્ષકોમાં વિભાજિત કરવામાં આવે છે. (૧) શારીરિક આવશ્યકતાઓ, મૂળ પ્રવૃત્તિઓ, અને પ્રતિક્ષેપ, (૨) સામાજિક પ્રેરક ( Social motives ) (૩) વૈયક્તિક પ્રેરક ( Personal motives).

ભૂખ, તરસ, કામ ( Sex ) વિગેરે જે જીવને વિશેષ પ્રતિક્રિયાઓ કરવા માટે પ્રેરે છે તે શારીરિક આવશ્યકતાઓ કહેવાય છે. શરીરની અંદર તેમનાથી પણ કેટલાક પરિવર્તનો થાય છે. જઠરમાં ભોજનના અભાવને કારણે ભૂખ જાગૃત થાય છે. તે ખોરાક શોધવાની અને ખાવાની ક્રિયાઓને પ્રેરિત કરે છે; ભોજના વિશેષ પ્રકારોને માટે રૂચિઓનો વિશુદ્ધ શારીરિક આધાર હોય છે. ભૂખ નિયતકાલિક હોય છે. પાણીના અભાવથી તૃષા જાગૃત થાય છે. જ્યારે શરીરના ટીસ્યૂ ( Tissues ) માં પાણીની કમી થઈ જાય છે. તો ગળું અને મોં શુષ્ક બની જાય છે. તૃષા પાણી મેળવવાની અને પીવાની ક્રિયાને પ્રેરિત કરે છે. કામ પ્રેરકની ઉત્પત્તિ જનનાંગો અને અંડાશય ( Ovary ) ની ટીસ્યુમાં કોઈ પરિવર્તન થાય છે તે મૈથુન ક્રિયાને પ્રેરિત કરે છે. કામ વ્યાપાર પ્રજનન ગ્રંથિઓ ( Gonads ) થી નીકળતા ન્યાસર્ગો ( Secretion ) થી અધિક પ્રભાવિત થાય છે. તેના પર પોષ-ગ્રંથિ અને ઉપવૃક્ક ગ્રંથિના ન્યાસર્ગોનો પણ પ્રભાવ પડે છે. પ્રજનન ગ્રંથિઓ, અગ્ર-પોષ-ગ્રંથિ ( Antiorr–Pitutary gland ) કે ઉપ-

વક્કય ગ્રંથિ ( Adrenal gland ) ને દૂર કરવાથી કામ વ્યવહારમાં ક્ષીણતા આવી જાય છે. ગલગ્રંથિ કાઢી નાખવાથી પણ આ વ્યવહાર પર અસર પડે છે. મનુષ્યોના કામ–વ્યવહારમાં રૂચિઓ અને ટેવો મહત્વપૂર્ણ ભાગ ભજવે છે. સ્ત્રીઓ અને પુરૂષોમાં દમન ( Sepression ) એ કામનો સમર્થ નિયામક છે. કામ વિકૃતિઓ મનુષ્યોમાં ઘણી જોવા મળે છે. પ્રતિક્ષેપ તથા મૂળ પ્રવૃત્તિઓ પણ શારીરિક પ્રેરક છે. ઘણાનું માનવું છે કે મૂળ પ્રવૃત્તિઓ પ્રતિક્ષેપોની શીખ્યા સિવાયની જટિલ શ્રૃંખલાઓ છે. નીચી કોટિના પશુઓ પોતાની શારીરિક આવશ્યકતાઓની પૂર્તિ અમુક નિશ્ચિત રીતીથી કરે છે. પરંતુ મનુષ્યોની શારીરિક આવશ્યકતાઓની પૂર્તિની પદ્ધતિઓ વિભિન્ન છે.

સામાજિકતા, સંગ્રહશીલતા, સ્વસ્થાપન વિગેરે સામાજિક પ્રેરક છે. સમુહમાં રહેનાર દરેક પ્રાણી પોતાના સમુહથી જુદું કરવામાં આવતાં પુનઃ સમુહમાં મળવાના તીવ્ર પ્રેરકનો અનુભવ કરે છે. મનુષ્ય એક સામાજિક પ્રાણી છે. બાળકની શારીરિક આવશ્યકતાઓની પૂર્તિ અન્ય દ્વારા થાય છે. મન ( Munn ) મનુષ્યની સામાજિકતાને શીખેલી માને છે. આપણી આવશ્યકતાઓની પૂર્તિ કરનાર વસ્તુઓને મેળવી સંગ્રહ કરવો તે સંગ્રહશીલતા છે. તે વ્યક્તિગત સંપત્તિ રાખવાની પરંપરાનું મૂળ છે. સ્વસ્થાપનનું પ્રકાશન શાસન, અને યશસ્વી થવાની ઈચ્છામાં થાય છે. મેકડુગલ સ્વસ્થાપન અને વિનીતતા બન્નેને જન્મજાત પ્રવૃત્તિઓ માને છે. એડલરનો વિચાર છે કે સર્વ મનુષ્યોમાં શક્તિમાન બનવાની ઈચ્છા હોય છેઃ જે કામ પ્રેરકથી પણ અધિક બળવાન હોય છે.. સ્વસ્થાપન પ્રવૃત્તિમાં નિષ્ફળતા મળતા હીનતાની ભાવના ગ્રંથિ ( Imferiority Complex ) ઉત્પન્ન થાય છે. અને સ્વસ્થાપન પ્રવૃત્તિ સફળ થતાં ઉચ્ચતાની ભાવના ગ્રંથિ ( Superiority Complex ) પેદા થાય છે. સામાજિકતા, સંગ્રહશીલતા અને સ્વસ્થાપન સામાન્ય પ્રવૃત્તિઓ .છે. આથી તેમને જન્મજાત પ્રવૃત્તિઓ માનવામાં આવે છે. મન ( Munn ) તેમને શીખેલી પ્રવૃત્તિઓ માને છે અને જણાવે છે કે તેમનું સામાન્ય હોવાનું કારણ તેમને શીખવાના સામાન્ય અવસર છે. લડવાની પ્રવૃત્તિ ક્રોધથી ઉત્પન્ન થાય છે. જેનું કારણ શારીરિક આવશ્યકતાઓ જેવી કે ભૂખ, તૃષા, કામ વિગેરેની પૂર્તિના માર્ગમાં અડચણો છે. મનુષ્ય સ્વભાવથી ન તો શાન્તિપ્રિય છે કે ન તો યુદ્ધપ્રિય. જ્યારે તેની શારીરિક આવશ્યકતાઓની પૂર્તિમાં લેશ કોઈ પણ પ્રકારની અડચણ

ઉપસ્થિત કરતા નથી તો તેનો વ્યવહાર શાન્તિપૂર્ણ થાય છે. પરંતુ જો લોકો તેની આવશ્યકતાઓ પૂર્તિમાં વિઘ્ન ઉપસ્થિત કરે તો તેનો વ્યવહાર આક્રમણાત્મક થઈ જાય છે.

જીવનનાં લક્ષ્ય (Life goals), ટેવો, રૂચિઓ અને ચરિત્રવૃત્તિઓ વૈયક્તિક પ્રેરક છે. તેમનું મૂળ સમાજ છે. વકીલ, ડૉક્ટર, કે વ્યાપારી બનવાની ઇચ્છા એક વૈયક્તિક પ્રેરક છે. ટેવો ઘણા લાંબા સમયમાં અર્જિત થાય છે. તે સ્થિર રહે છે. તે પરિવર્તનનો પ્રતિરોધ કરે છે, પ્રલોભન પ્રેરિત વ્યવહારનું લક્ષ્ય હોય છે.. મનુષ્યને માટે ધન એક મહાન પ્રલોભન છે. રૂચિઓ વ્યક્તિને સમગ્ર પરિસ્થિતિની કેટલીક વસ્તુઓ પ્રતિ ચૂંટણીપૂર્વક પ્રતિક્રિયા કરવા માટે પ્રેરિત કરે છે, સંગીતજ્ઞ સંગીત પર ધ્યાન આપે .છે. કલાકાર ચિત્રો અને અન્ય કલાઓ પર ધ્યાન આપે છે. "રૂચિઓ સદૈવ વસ્તુઓના પ્રતિ ઉન્મુખ હોય છે. આપણે કોઇ વ્યક્તિ, ધંધો, શોખ કે પુસ્તકમા રૂચિ રાખીએ છીએ. તદુપરાંત રૂચિઓ ઘણું કરીને નિષ્ક્રિય હોવાને બદલે સક્રિય હોય છે. આપણે જે વસ્તુઓમાં રૂચિ રાખીએ છીએ તેમને કરવાનો પ્રયત્ન કરીએ છીએ", રૂચિઓ સદૈવ ભાવાત્મક હોય છે. પરંતુ અભિવૃત્તિઓ ભાવાત્મક અને અભાવાત્મક બન્ને હોય છે. કોઈ જાતિના પ્રતિ આપણી અભિવૃત્તિ અનુકુળ હોય હોઈ શકે છે અને પ્રતિકુળ પણ. રૂચિઓ વિશેષ વસ્તુઓ પ્રતિ ઉન્મુખ હોય છે. અભિવૃત્તિઓ રૂચિઓ કરતાં અધિક નિષ્ક્રિય હોય છે. રૂચિઓ વ્યક્તિને કામ કરવા માટે ફરજ પાડે છે. પરંતુ અભિવૃત્તિઓ તેને કામ કરવા માટે ફરજ પાડી શકતી નથી. અભિવૃત્તિઓ જે દળો, જાતિઓ કે રાષ્ટ્રોથી પ્રતિકુળ હોય છે તે પૂર્વગ્રહ (Prejudice) કહેવાય છે. રૂચિઓ અને અભિવૃત્તિઓ વ્યક્તિઓને વાતાવરણ પ્રતિ વિવિધ પ્રતિક્રિયાઓ કરવા માટે પ્રેરિત કરે છે.+

(૧૫) રમત (Play):-

શરૂઆતમાં ક્રીડાત્મક ક્રિયા મૂળ.પ્રવૃત્ત્યાત્મક હોય છે. ક્રીડા ઘણી મૂળ પ્રવૃત્તિઓનું પ્રકાશન છે. રમવાની સામાન્ય પ્રવૃત્તિ પેશીઓમાં સંગ્રહિત શક્તિઓને ઉન્મુક્ત કરવાની સામાન્ય પ્રવૃત્તિનું પરિણામ છે. નાનાં બાળકોમાં એ વ્યવહા-

---

* મન; માનસશાસ્ત્ર

\+ મન; માનસશાસ્ત્ર

રિક રીતે અૈચ્છિક પેશીઓનો ઉપયોગ કરવાના આવેગથી ભિન્ન નથી. આ અૈચ્છિક પેશીઓની સ્વતંત્ર, સુખદ અને અનાયાસ ક્રિયા છે. રમતમાં કલ્પના અને અનુકરણ પણ નિહિત હોય છે. બાળક ભીની માટીથી કે લાકડીઓથી મકાન બનાવે છે. તેમાં રમતમાં તે પોતાની નિર્માણ પ્રવૃત્તિનું પ્રકાશન કરે છે. એંજિલ એ બાબત તરફ નિર્દેશ કરે છે કે રમત અનુકરણ અને નિર્માણપ્રિયતા ઘણું કરીને અવિચ્છેદ્ય રૂપમાં પરસ્પર ગુંથાએલાં હોય છે રમતમાં જાણી જોઈને નાટક રચવું ( Make belief ) નાનાં બાળકોની પ્રારંભિક રમતમાં ભાગ્યે જ જોવા મળે છે. તે પછીની ઉંમરની રમતોમાં જોવામાં આવે છે–ઘણી રમતોમાં અનુકરણ અને નિર્માણપ્રિયતા એક સાથે જોવા મળે છે. છોકરો ભણાવવાની, શિકાર કરવાની, લડવાની વિગેરે રમતો રમે છે. છોકરી ખાવા બનાવવું, ખવરાવવું, ઢીંગલા ઢીંગલી રચવી વિગેરે રમતો રમે છે. આમાં અનુકરણ નિર્માણ અને નાટકનો સમાવેશ થાય છે. ઘણી જાતની રમતોમાં સ્વસ્થાપન, વિનમ્રતા, પલાયન, અનુસંધાન, યુદ્ધ, સામાજિકતા વિગેરે મૂળ પ્રવૃત્તિઓને તૃપ્તિ મળે છે. "ઢીંગલી સાથે રમવું તે અંશતઃ માતાનું અનુકરણ છે, અંશતઃ માતૃક પ્રવૃત્તિનું જલ્દી પ્રફુલ્લિત થવું છે, શિકાર અને યુદ્ધની રમતો, નિર્માણની રમતો, પ્રતિદ્વન્દ્વિતા અને પ્રતિસ્પર્ધાનાં દરેક રૂપ નાટકીય અવસ્થામાં વિભિન્ન મૂળ પ્રવૃત્તિઓના માત્ર પ્રકાશન છે."*

**(૧૬) રમતના સિદ્ધાન્તો (Theories of Play)**

રમતનો સિદ્ધાન્ત (૧) ઉપયોગી કાર્યોના રિહર્સલનો સિદ્ધાન્ત ( Theory of Rehearsal of useful Arts )—ગ્રુસ ( Groos )નો મત છે કે રમત એ પ્રૌઢ જીવનમાં ઉપયોગી થનાર કાર્યોની પહેલેથી ટેવ પાડી તૈયારી કરવી તે છે. પરંતુ તેમાં એ ઉદ્દેશ્યનું જ્ઞાન હોતું નથી. રમત બાળકોને પોતાના ભાવિ વ્યવસાયો માટે અનુશાસનની તક આપે છે. તે તેની જૈવિક ઉપયોગીતા છે.

(૨) અતિરિક્ત શારીરિક શકિતનો સિદ્ધાન્ત ( Theory of surplus organic Enengy )–હર્બર્ટ સ્પેન્સર (Harbert Spencer) નો મત છે કે રમત અતિરિક્ત શક્તિનું ઉન્મોચન છે. કેટલીક શારીરિક શકિત તો જીવનનાં આવશ્યક કાર્યોમાં વ્યય થઈ જાય છે અને બચેલી શકિત રમતમાં ખતમ થાય છે.

* પિલ્સબરી; મનસશાસ્ત્રનો આધાર.

આ બન્ને સિદ્ધાન્ત પરસ્પર વિરોધી નથી. રમત અતિરિક્ત શારીરિક શક્તિનું પ્રકાશન પણ હોઈ શકે અને પ્રૌઢ જીવનના ઉપયોગી કાર્યોની તૈયારી પણ.

## (૧૦) આવેગ અને ગતિ ( Impulse and Movement )

આવેગ કાર્ય કરવાની ચેતન પ્રવૃત્તિ છે. તે કાર્ય કરવાને માટે તત્પર રહેવાની દશાનો અનુભવ છે. જ્યારે આપણને ભૂખ લાગે છે ત્યારે ભોજન પ્રાપ્ત કરવાની અને ખાવાના આવેગની અનુભૂતિ થાય છે. જ્યારે આપણે થાકી ગયા હોઈએ છીએ ત્યારે આરામ કરવાના આવેગની અનુભૂતિ થાય છે. જ્યારે આપણે શોકગ્રસ્ત હોઈએ છીએ ત્યારે રડવાના આવેગની અનુભૂતિ થાય છે. આ પ્રમાણે આવેગ ગતિ કરવાની પ્રવૃત્તિનું જ્ઞાન છે. આવેગમાં આપણને ફક્ત ગતિ કરવાની જ ચેતના નથી હોતી પરંતુ કોઈ કોઇ વખત-પ્રતિક્રિયાનું શું પરિણામ થશે તેનું પૂર્વજ્ઞાન હોય છે. જો વિપરીત આવેગનો વિચાર અડચણ ઊભી ન કરે તો આવેગ, આવેગાત્મક ગતિને જન્મ આપે છે. તેમાં કર્મ એક એકલી ચેષ્ટાત્મક પ્રવૃત્તિનું અનુમાન કરે છે.

# પ્રકરણ ૧૮

## ઐચ્છિક કર્મ ( Voluntary Actions )

### (૧) ચેષ્ટાનાં વિકાસનાં સ્તર ( Levels of Conative Development ).

ચેષ્ટાના વિકાસનો જ્ઞાનના વિકાસ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. સંવેદનાના સ્તર પર સંવેદના પ્રતિક્ષેપ હોય છે. પ્રત્યક્ષના સ્તર પર પ્રાત્યક્ષિક આવેગ હોય છે. જેમાં મૂળ પ્રવૃત્યાત્મક કર્મ પણ સંનિહિત છે. તેમનુ તરત જ શારીરિક ગતિઓમાં પ્રકાશન થાય છે. બાહ્ય વસ્તુઓનો પ્રત્યક્ષ આ ગતિઓનું માર્ગદર્શન કરે છે. પ્રાત્યક્ષિક આવેગોમાં અમુક અંશે પરિણામનું પૂર્વજ્ઞાન પણ હોય છે. વિચારના સ્તર પર ઇચ્છાઓ હોય છે જેમની ઉત્પત્તિ લક્ષ્યોના વિચારથી થાય છે. વિચારના વિકાસની સાથે ઇચ્છા અને ઐચ્છિક કર્મોનાં ઉત્કૃષ્ટ રૂપોની ઉત્પત્તિ થાય છે. ઐચ્છિક કર્મોની ઉત્પત્તિ અધિકાધિક અને અમૂર્ત આદર્શોના વિચારથી થાય છે. આ પ્રમાણે-સંવેદના પ્રતિક્ષેપ, પ્રાત્યક્ષિક આવેગ, ઇચ્છાઓ અને ઐચ્છિક કર્મો ચેષ્ટાત્મક વિકાસના વિભિન્ન સ્તરો છે.

### (૨) આવેગ અને સંકલ્પ ( Impulse and Volition )

આવેગમાં કર્મ એક એકલી પ્રવૃત્તિનું અનુસરણ કરે છે. પરંતુ સંકલ્પાત્મક કર્મમાં આત્મા ઘણા આવેગોનો પરસ્પર સમ્મિલિત રૂપમાં વિચાર કરે છે. તેમાંથી તે પોતાના લક્ષ્યની પ્રાપ્તિ માટે એકનું અનુસરણ કરે છે અને બાકીનાનો નિરોધ કરે છે. સ્ટાઉટ કહે છે કે " ઐચ્છિક કર્મને આવેગાત્મક કર્મથી પૃથક સ્પષ્ટ રીતે ઓળખી લેવું જોઈએ. બન્નેમાં અંતર એ છે કે આવેગાત્મક કર્મ એકલી ચેષ્ટાત્મક પ્રવૃત્તિનું અનુસરણ કરે છે જ્યારે ઐચ્છિક નિર્ણયમાં વિશેષ ચેષ્ટાઓ અને તેમનાં લક્ષ્યોનો પહેલાં આત્માના પ્રત્યયમાં સમાવિષ્ટ પ્રવૃત્તિઓની સમગ્ર સમષ્ટિ સાથે સંયુક્ત કરીને વિચાર કરી લેવામાં આવે છે."

કર્મની સંવેગાત્મક પ્રવૃત્તિઓનું નિયમન અને સંગઠન કરવું તે સંકલ્પનું કાર્ય છે, સંકલ્પોનું કાર્ય આવેગોનું દમન કરવાનું નહીં પરંતુ તેમનું સંચાલન અને શાસન કરવાનું છે. સંકલ્પનો વિકાસ આવેગોના નિયમનની અથવા તેમાં વ્યવસ્થા સ્થાપિત કરવાની પ્રક્રિયા છે. તે આવેગોનું તદ્દન ઉન્મૂલન કરતા નથી.

### (૩) આવેગ અને ઇચ્છા ( Impulse and Desire )

આવેગ ગતિની એક ચેતન પ્રવૃત્તિ છે. આપણને તેની ચેતના હોય છે પરંતુ તેમાં વસ્તુના સ્પષ્ટ વિચારથી વિવેકપૂર્ણતા આવતી નથી. " આવેગ અને ઇચ્છાની મધ્ય બધાંથી સ્વાભાવિક અંતર એ છે કે ઇચ્છા સ્પષ્ટ વિચારોથી શાસિત આવેગ છે " (હોફડિંગ). આ રીતે આવેગમાં આપણા લક્ષ્યના સ્પષ્ટ વિચારોથી કોઈ વિવેકશીલતા આવતી નથી જ્યારે ઇચ્છા સદૈવ પોતાના લક્ષ્યના સ્પષ્ટ વિચારથી જાગૃત થાય છે.

### (૪) આવેગ અને ક્ષુધા (Impulse and Appetite)

ક્ષુધા શરીરની નિયત સમય પર ઉત્પન્ન થનારી જૈવ પ્રવૃત્તિ છે જે સામાન્ય રીતે સક્રિય થવા માટે ફરજ પાડે છે. ભૂખ, તરસ, ઉંઘ વિગેરે ક્ષુધાઓ છે. તેમની સાથે સાધારણ રીતે અશાન્તિ પેદા થાય છે. જે તેમની તૃપ્તિ થતાં લુપ્ત થઈ જાય છે. ક્ષુધાઓ શારીરિક આવશ્યકતાઓ છે. આ અર્થમાં ક્ષુધા ફક્ત ભૂખ ગણાતી નથી.

ક્ષુધાઓથી, આવેગ ઉત્પન્ન થાય છે. બન્ને ચેતનયુક્ત હોય છે પરંતુ વિવેકહીન હોય છે. કોઈ પણ લક્ષ્યનો સ્પષ્ટ વિચાર તેમને વિવેક પૂર્ણ બનાવતો નથી. જ્યારે લક્ષ્યના સ્પષ્ટ વિચારોથી તેમાં વિવેક આવી જાય છે. તો તેમનું ઇચ્છાઓમાં પરિવર્તન થઈ જાય છે. બન્નેમાં અશાન્તિનો અનુભવ થાય છે. જેનો અંત તેમની તૃપ્તિ થતાં થઈ જાય છે. પરંતુ ક્ષુધાઓ નિયતકાલિક હોય છે જ્યારે આવેગ હોતા નથી. તદુપરાંત ક્ષુધાઓ શારીરિક આવશ્યકતાઓ હોય છે. જ્યારે આવેગ ક્ષુધાઓ, સંવેગો અને મૂળ પ્રવૃત્તિઓથી ઉત્પન્ન થાય છે.

### (૫) ક્ષુધા અને ઇચ્છા (Appetite and Desire)

ક્ષુધાઓ શારીરિક આવશ્યકતાઓ છે જે વખતોવખત પેદા થાય છે. જેમનું પ્રકાશન ભૂખ, તૃષા, કામ, નિદ્રા વિગેરેમાં થાય છે. પશુઓને ચેતના

-હોય છે. પરંતુ તેમને આત્મ ચેતના હોતી નથી. આથી તેમની ક્ષુધાઓ અંધ પરંતુ તે ચેતન પ્રવૃત્તિઓ હોય છે. તે સુખદુઃખનો અનુભવ કરી શકે છે. આથી તેમની ક્ષુધાઓ કોઈ વિશેષ લક્ષ્ય પ્રતિ ઉન્મુખ ચેતન પ્રવૃત્તિઓ હોય છે, જેમાં દુઃખની લાગણીની પ્રધાનતા હોય છે. પરંતુ ઉચ્ચ શ્રેણીનાં પશુઓમાં વસ્તુની અસ્પષ્ટ ચેતના હોય છે. સિંહને વાંચ્છિત વસ્તુના સ્વરૂપનું ન્યુનાધિક સ્પષ્ટ જ્ઞાન હોય છે. નિમ્ન શ્રેણીનાં પશુઓમાં વસ્તુનું જ્ઞાન કંઈક અસ્પષ્ટ હોય છે. જ્યારે સુખ કે દુઃખની અનુભૂતિ તેમની ચેતનામાં પ્રબળ હોય છે. બાળકમાં ક્ષુધાઓ પહેલાં ચેતન પરંતુ આંધળી હોય છે. તેમનામાં વસ્તુઓનો સ્પષ્ટ વિચાર હોતો નથી. પરંતુ ધીરે ધીરે અનુભવ કરતાં કરતાં વિશેષ વસ્તુઓ દ્વારા તેમની ક્ષુધાઓની તૃપ્તિ થવાથી તે તે વસ્તુઓથી સંબદ્ધ થઈ જાય છે. આ રીતે તેમની ક્ષુધાઓ ઈચ્છાઓમાં પરિવર્તિત થઈ જાય છે.

ક્ષુધાઓ ઈચ્છાઓથી ભિન્ન છે ક્ષુધાઓ અમુક નિયત સમયે થતી ચેતન શારીરિક પ્રવૃત્તિઓ છે અને વસ્તુઓનો સ્પષ્ટ વિચાર ન હોવાથી તે આંધળી હોય છે. પરંતુ ઈચ્છાઓ ચેતન હોય છે. તે એવી ચેતન આકાંક્ષાઓ છે જે વસ્તુઓ કે ઉદ્દેશ્યોના સ્પષ્ટ વિચારોને લીધે વિવેકપૂર્ણ હોય છે. ઈચ્છાઓ બૌદ્ધિક નૈતિક, ધાર્મિક અને સૌન્દર્યાત્મક આકાંક્ષાઓથી ઉત્પન્ન થાય છે. જ્યારે ક્ષુધા એ શારીરિક હોય છે "ઇચ્છામાં વસ્તુનું સુખ અને દુઃખની અનુભૂતિથી મિશ્રિત જ્ઞાન માત્ર હોતું નથી. પરંતુ તે એક ઓળખાણ પણ હોય છે. કે વસ્તુ શુભ છે." (મેકેન્ઝી). આત્મચેતના વસ્તુઓ કે લક્ષણોના સ્પષ્ટ વિચારો તથા તેમના આત્માને માટે -શુભ હોવાની ઓળખ દ્વારા ક્ષુધાઓ ઈચ્છામાં પરિવર્તિત થઈ જાય છે પશુઓ અને બાળકોમાં અન્નની ક્ષુધા હોય છે. પરંતુ વયસ્કોમાં તે ક્ષુધા અન્નની ઈચ્છામાં બદલાઈ જાય છે. તેમાં અન્નનો સ્પષ્ટ વિચાર અને તેની એક લક્ષ્યના રૂપમાં સ્પષ્ટ ઓળખ હોય છે. આ રીતે ઇચ્છાઓ વયસ્ક -આત્મચેતનાયુક્ત મનુષ્યોની હોઈ શકે છે.

## // (૬) ઈચ્છાનું વિશ્લેષણ. (Analysis of Desire)

ઈચ્છા, કોઈ આત્મા કે કર્તાની કોઈ પ્રકારની ખોટ પૂરી કરવાને માટે કોઈ વસ્તુ કે લક્ષ્યને પ્રાપ્ત કરવાની અભિલાષા છે. "ઈચ્છા એક ખેંચા-

ણુની અવસ્થા છે જે આત્માની વર્તમાન દશા અને અત્યાર સુધી અપ્રાપ્ત ભાવિ દશાના વિચારની મધ્ય વિરોધના કારણે ઉત્પન્ન થાય છે, (મ્યુરહેડ) એ જ્ઞાન, વેદના તથા ચેષ્ટાનાં તત્વોથી યુક્ત એક જટિલ માનસિક અવસ્થા છે. //

લક્ષ્યનો અભાવ અથવા પ્રેરક જે અભાવની અનુભૂતિ દૂર કરશે, સાધનોનો વિચાર, સુખદ, દુઃખદ કે અંશતઃ સુખદ અને અંશતઃ દુઃખદ, જેનાથી લક્ષ્ય પ્રાપ્તિ થશે. આદર્શ અને યથાર્થ વચ્ચેના અંતરનું જ્ઞાન અથવા અભાવની વર્તમાન અવસ્થાની પ્રાપ્તિની આદર્શ અવસ્થા સાથે તુલના વિગેરે જ્ઞાનાત્મક તત્વોથી ઈચ્છા સંયુક્ત હોય છે. વર્તમાન અતૃપ્તિની અવસ્થા અને તૃપ્તિ કે પ્રાપ્તિની આદર્શ અવસ્થા વચ્ચેની વિષમતાની જેટલી અધિક ચેતના હોય, તેટલી જ અધિક તીવ્ર ઈચ્છા હોય છે.

અભાવની કષ્ટજનક અનુભૂતિ, તૃપ્તિની પૂર્વ કલ્પનાથી ઉત્પન્ન થનારી સુખદ અનુભૂતિ વિગેરે ઇચ્છામા વેદનાત્મક (Affective) તત્ત્વો હોય છે. ઈચ્છામાં સુખની અનુભૂતિ કરતાં પીડાની અનુભૂતિ અધિક બળવાન હોય છે.

લક્ષ્યની પ્રાપ્તિની લાલસા અથવા અભાવની અનુભૂતિને દૂર કરવાની પ્રેરક, લક્ષ્ય પ્રાપ્ત કરવા માટે કર્મની સક્રિય પ્રવૃત્તિ વિગેરે ઈચ્છાઓમા ચેષ્ટાત્મક (Conative) તત્ત્વ હોય છે.

(૭) ઐચ્છિક કર્મનું વિશ્લેષણ (Analysis of Voluntary Action)

ઐચ્છિક કર્મ એ કર્મ છે જે કર્તા દ્વારા કેટલાક પૂર્વ જ્ઞાત ઉદ્દેશ્ય કે લક્ષ્યની પ્રાપ્તિ માટે જાણી જોઈને ઈરાદાપૂર્વક કરવામાં આવે છે. તે સંકલ્પ કે કૃતિશક્તિથી યુક્ત આત્માથી કરવામાં આવતાં કર્મ છે. ઐચ્છિક કર્મની ત્રણ ભૂમિકાઓ છે. શારીરિક ભૂમિકા, માનસિક ભૂમિકા અને પરિણામોની બાહ્ય ભૂમિકા.

// (૧) શારીરિક ભૂમિકા (The Bodily Stage)

જ્યારે કોઈ નિશ્ચય થઈ જાય છે અને સંકલ્પ દ્વારા દૃઢ થઈ જાય છે તો તે શારીરિક ક્રિયામાં પરિવર્તિત થાય છે. સંકલ્પ અને શારીરિક ક્રિયા વચ્ચે સંબંધ છે. સંકલ્પમાં એ શારીરિક ગતિનું સ્પષ્ટ જ્ઞાન કે વિચાર

હોય છે. જે સંકલ્પને ક્રિયાન્વિત કરશે. શારીરિક ગતિનો એ સ્પષ્ટ વિચાર કે જે ચેતના ઉપર સ્થિર થઈ ગયો હોય છે અને તેના ઉપર ઘેરાયેલો રહે છે. તે સ્વયં પૈશિક ગતિઓ પેદા કરે છે. ગતિનો વિચાર પોતે આવેગાત્મક હોય છે જ્યારે આત્માને તેની સાધારણ જાણ થાય છે અને તેના ઉપર ધ્યાન આપે છે ત્યારે તે ચેતનામાં પ્રમુખતા પ્રાપ્ત કરે છે અને અધિક શક્તિ પ્રાપ્ત કરે છે અને તીવ્ર આવેગ બને છે જેથી તે સરળતાથી કર્મમાં બદલાઈ જાય છે. જેમ્સ જણાવે છે કે "પૈશિક ક્રિયાનું કારણ ગતિના ચૂંટી કાઢેલા વિચારોની આવેગાત્મક ( Impulsive ) પ્રકૃતિ છે."

(૨) માનસિક ભૂમિકા ( The Mental Stage )

કર્મસ્રોત (The Spring of Action)—દરેક ઐચ્છિક કર્મ કર્મના કોઈ સ્રોતમાંથી ઉત્પન્ન થાય છે. તે વાસ્તવિક કે કાલ્પનિક અભાવની કે અપૂર્ણતાની અનુભૂતિ છે તે મૂળ પ્રવૃત્તિ કે આવેગ કે એક બૌદ્ધિક, ધાર્મિક, નૈતિક કે સૌન્દર્યાત્મક અભિલાષા હોય છે. અભાવ કે અપૂર્ણતાની અનુભૂતિ હંમેશ દુઃખદ કે અપ્રિય હોય છે. પરંતુ ઘણે ભાગે તે સુખદ અનુભૂતિથી મિશ્રિત હોય છે જેની ઉત્પત્તિ ભવિષ્યમાં અપૂર્ણના કે અભાવની પૂર્તિના પૂર્વજ્ઞાનથી થાય છે. આ રીતે અભાવની દુઃખદ અનુભૂતિ કાલ્પનિક તૃપ્તિની સુખદ અનુભૂતિથી મિશ્રિત હોય છે પરંતુ દુઃખદ અનુભૂતિ સુખદ અનુભૂતિ કરતાં અધિક બળવાન હોય છે.

ઇચ્છા ( Desire )—અભાવની અનુભૂતિનું ઇચ્છામાં પરિવર્તન થઈ જાય છે જેમકે; ક્ષુધાની અનુભૂતિ તેની તૃપ્તિની ઇચ્છામાં પરિવર્તિત થઈ જાય છે. આત્મચેતના ક્ષુધાને ઇચ્છામાં પરિવર્તિત કરી દે છે. ઇચ્છા આત્મચેતનાને કારણે વિવેકયુક્ત હોય છે. તે ક્ષુધાની જેમ આંધળી હોતી નથી. ઇચ્છા અભાવની અનુભૂતિને તેની આવશ્યક, ઉચિત વસ્તુની પ્રાપ્તિ દ્વારા તૃપ્ત કરવાની લાલસા છે. ઇચ્છામાં વસ્તુનો વિચાર રહેલો હોય છે. જે અભાવની અનુભૂતિને દૂર કરે છે. ઇચ્છામાં અભાવની અનુભૂતિની તૃપ્તિ કરનાર વસ્તુને સુખદ રૂપમાં ઓળખવામાં આવે છે. તેમાં લક્ષ્યપ્રાપ્તિનાં વાંચ્છનીય કે અવાંચ્છનીય સાધનોનો પણ વિચાર હોય છે. અને સાથે સાથે ઈચ્છિત વસ્તુને પ્રાપ્ત કરવાની ઉત્કટ અભિલાષા. પણ સરળ કર્મમાં કે જેમાં પ્રેરકોનો સંપર્ક હોતો નથી તેમાં ચૂંટણી તરત જ થઈ જાય છે અને ત્યારબાદ કર્મ થાય છે. પરંતુ જટિલ કર્મમાં ઇચ્છા પછી ચુંટણી તરત જ થઈ શકતી નથી.

ઇચ્છાઓ કે પ્રેરકોનો સંઘર્ષ · ( Conflict of Des'res or Motives )

// જટિલ કર્મમાં ઘણી વખત આત્મા સમક્ષ પરસ્પર સ્પર્ધા કરનાર ઘણા પ્રેરકો આવી જાય છે. ઘણી આવશ્યકતાઓ પૂર્તિની આશા રાખે છે અને તે એક જ સમયે એકી સાથે ઘણાં લક્ષ્યો પ્રેરકો કે ઇચ્છાની વસ્તુઓ જણાવે છે. આ રીતે ઘણી ઇચ્છાઓ આત્માને જુદી જુદી દીશામાં ખેંચે છે. બધી જ ઇચ્છાઓની વસ્તુઓની પ્રાપ્તિ એક જ સમયે એક સાથે થવી અસંભવિત છે. દરેક ઇચ્છાઓની તૃપ્તિ એક સાથે નથી થઈ શકતી. ઘણી વખત તે પરસ્પર એકબીજાથી તદ્દન અસમાન હોય છે એટલે કે જો એક ઇચ્છાની પૂર્તિ કરવી હોય તો બીજાને તદ્દન છોડી દેવી પડે છે. ઉદાહરણાર્થ આજે બપોરે દસ વાગે શ્રી નહેરૂનું ભાષણ સાંભળવા જવું છે અને તેજ ટાઈમે ઓફિસમાં પણ જવાનું છે. આપણે આ બન્ને ઇચ્છાઓની તૃપ્તિ માટે ઉત્સુક છીએ પરંતુ બન્ને ઇચ્છાઓની પૂર્તિ આપણે નથી કરી શકતા. આ રીતે આપણા મનમાં ઇચ્છાઓનો સંઘર્ષ પેદા થાય છે.

સ્ટાઉટ જણાવે છે કે, " પ્રેરક આવેગ માત્ર નથી. ચેતનાની સમક્ષ તે વિભિન્ન પદ્ધતિઓથી કાર્ય કરવાનાં કારણોના રૂપમાં આવે છે. તે એવી સ્વતંત્ર શક્તિઓ નથી. જે પરસ્પર યુદ્ધ કરી રહી હોય અને આત્મા એક તટસ્થ પ્રેરક બની તેમનું યુદ્ધ જોઈ રહ્યો હોય. તેથી વિપરિત, પ્રેરક ફક્ત ત્યારે જ પ્રેરક બને છે જ્યારે તેમનો ઉદ્ભવ આત્માથી થાય છે. " "એ એક એવો સંગ્રામ છે જે સ્વયં મનુષ્યની અંદર ચાલે છે તે વ્યક્તિનો પોતાની સાથે સંઘર્ષ છે, તે જ પ્રતિદ્વન્દ્વિઓના રૂપમાં હોય છે. અને તેજ યુદ્ધસ્થળના રૂપમાં પણ. (ડ્યૂઈ). આ અવસ્થામાં આત્મા કર્મને સ્થગિત કરી દે છે. અને જુદા જુદા પ્રેરકો દ્વારા જે તેની પોતાની જ અવસ્થાઓ છે અને જેનું અસ્તિત્વ તેના પર જ નિર્ભર છે. વિભિન્ન દીશાઓમાં ખેંચવામાં આવે છે. ઘણાનું માનવું છે કે પ્રેરક એક ચૂટેલી ઇચ્છા છે. આથી આપણે ઇચ્છાઓનો સંઘર્ષ કહી શકીએ. પ્રેરકોનો નહીં. //

જ્યારે પ્રેરકોનો સંઘર્ષ થાય છે ત્યારે આત્માની નિશ્ચયની અવસ્થા હોતી નથી. એ સંઘર્ષનું પહેલું પરિણામ છે અનિશ્ચય ( Indecision )ની અવસ્થા–દ્વિધા (Hesilancy)ની અવસ્થા થઈ શકે છે. દ્વિધા કર્મ અને અકર્મ વચ્ચેની અનિશ્ચયની અવસ્થા છે. કર્મને માટે નિષેધાત્મક પ્રેરક કરતાં વિધાનાત્મક પ્રેરક અધિક બળવાન હોવો જોઈએ.

વિચારણા ( Delideration )—જ્યારે ઈચ્છાઓના સંઘર્ષને લીધે આત્માની અનિશ્ચયની અવસ્થા પેદા થઈ જાય છે ત્યારે તે કર્મને સ્થગિત કરી દે છે અને જુદા જુદા પ્રેરકો દ્વારા દર્શાવવામાં આવેલી વિભિન્ન કાર્ય-પદ્ધતિઓના ગુણો અને અવગુણો, ફાયદા અને ગેરફાયદાનો વિચાર કરે છે. આ રીતે આત્મા બન્ને પક્ષની તુલના કરી બરાબર વિચાર કરે છે. મનની આ પ્રક્રિયાને વિચારણા કહેવાય છે.

વિચારનો અર્થ આત્માથી સ્વતંત્ર ઈચ્છાઓની પરીક્ષા નહી તે આત્માની અવસ્થાઓ છે અને આત્માથી પૃથક તેમનું અસ્તિત્વ હોતું નથી. "વિચારણા કોઈ પણ હાલતમાં દોરીથી કોઈ વખત આ દીશામાં અને કોઈ વખત તેનાથી વિપરીત દીશામાં ખેંચાઈ જવાની અવસ્થા સાથે સાદશ્ય રાખતી નથી અને ફલસ્વરૂપ જે નિશ્ચય થાય છે તે એક પૃથક આવેગની બીજા પર બળની અધિકતાથી પ્રાપ્ત વિજય માત્ર નથી. ઐચ્છિક કર્મ ફકત સંઘર્ષશીલ પ્રવૃત્તિઓમાંથી એકનું અનુકરણ કરતુ નથી. તે આપણી એક કરતાં બીજીને પ્રાથમિકતા આપવાનું ફળ હોય છે. કર્તાના રૂપમાં આત્માનો પ્રત્યય અંતર પેદા કરે છે વિકલ્પ 'આ' કે 'તે' નથી પરંતુ 'આ કરૂં' કે 'તે કરૂં' તે છે. પ્રત્યેક કાર્યપદ્ધતિ અને તેનાં પરિણામોનો પૃથક રૂપમાં વિચાર નથી કરવામાં આવતો પરંતુ 'અહં' શબ્દ જે આદર્શના રૂપમાં નિર્મિત સમષ્ટિનું પ્રતિનિધિત્વ કરે છે તેના અંશના રૂપમાં તેનો વિચાર કરવામાં આવે છે." (સ્ટાઉટ). આ પ્રક્રિયાને વિચારણા કહે છે. મદ્યપાન કરવાનો વિચાર મનુષ્યને આકર્ષિત કરે છે પરંતુ નશો ચઢવાનો વિચાર તેમાં અરૂચિ ઉત્પન્ન કરે છે અને તેથી તે સુઝેલી કાર્ય-પદ્ધતિ છોડી દે છે. આ રીતે વિચાર આત્માની વિભિન્ન ઈચ્છાઓ દ્વારા જણાવવામાં આવેલી વિભિન્ન કાર્યપદ્ધતિઓના ગુણાવગુણોનો તેમનામાથી એકને પસંદ કરવી અને બાકીનીને અસ્વીકૃત કરવાના ઉદ્દેશ્યથી વિચાર કરવાની પ્રક્રિયા છે.

વિચારણામાં વિકલ્પનું મનમાં ચિત્ર તૈયાર કરવામાં આવે છે અને તેની અન્યની સાથે તુલના કરવામાં આવે છે. આત્મા પ્રત્યેક કાર્યપદ્ધતિનાં પરિણામોનું સ્પષ્ટ ચિત્ર ખેંચી શકતો નથી. ઘણે ભાગે વિચારણા આંશિક હોય છે. બન્ને વિકલ્પો વખતો વખત આત્માને પસંદ આવે છે અને તેમાંથી એક એટલો અધિક પસંદ આવે છે કે અન્યનો ત્યાગ કરી તેનો સ્વીકાર કરવામાં આવે છે.

જ્યારે એ વિકલ્પોમાં ગત્યાવરોધ (Deadlock) થઈ જાય છે ત્યારે આત્મા કોઈ નિશ્ચય પહોંચી શકતો નથી. આ સમયે તેણે વિચારને સ્થગિત કરી દેવો જોઈએ. અને તેને ભૂલી જવો જોઈએ. જ્યારે તે, પુનઃ તે બાબતને હાથમાં લે છે ત્યારે તેને માલુમ પડે છે કે એક વિકલ્પ પોતાની ક્ષણિક રોચકતા ગુમાવી ચૂક્યો છે અને બીજો અધિક બળવાન બની ગયો છે.

પસંદગી કે નિશ્ચય (Choice or Decision)—વિચાર કર્યા બાદ આત્મા કોઈ વિશેષ પ્રેરકને પસંદ કરી લે છે અને તેની સાથે પોતાનું તાદાત્મ્ય કરે છે તે એક વિશેષ કાર્યપદ્ધતિને ચૂંટી કાઢી તેનો સ્વીકાર કરે છે અને અન્યને અસ્વીકૃત કરે છે. અન્યોને છોડી દઈને એકને પસંદ કરવાની ક્રિયાને ચૂંટણી કે નિશ્ચય કહેવામાં આવે છે. આ અવસ્થામાં આત્મા કેટલાક ચૂંટી કાઢેલાં સાધનોથી કોઈ નિશ્ચિત લક્ષ્યની સિદ્ધિ માટે કોઈ નિશ્ચિત કર્મને ક્રિયાન્વિત કરવાનો નિશ્ચય કરે છે વિચારણાની પ્રક્રિયા જ્યારે ચાલુ હોય છે ત્યારે પ્રેરક નિશ્ચય કરવાનો પ્રેરક હોય છે અને જ્યારે નિશ્ચય થઈ જાય છે ત્યારે વિચારણાં પછી આત્માએ પસંદ કરેલો પ્રેરક કર્મનો પ્રેરક બને છે. વિચારણાની પ્રક્રિયાના સમયે સંઘર્ષશીલ પ્રેરક કર્મ સંભવિત માનવામાં આવે છે અને જ્યારે નિશ્ચય થઈ જાય છે ત્યારે ચૂંટાયેલા પ્રેરક કર્મનો વાસ્તવિક પ્રેરક બની જાય છે.

આત્મા દ્વારા પ્રત્યક્ષ કરવામાં આવેલો પ્રેરક સર્વથી અધિક શક્તિવાન પ્રેરક બની જાય છે. અસ્વીકૃત પ્રેરકને ચેતનાના ક્ષેત્રથી બહાર ફેંકી દેવામાં આવે છે અને તે અધોચેતન સ્તરમાં ચાલ્યા જાય છે. કોઈ વખત તે જુદા જ રૂપમાં ફરીથી ચેતનામાં પ્રવિષ્ટ થઈ જાય છે.

// "અનિશ્ચય અને નિશ્ચયની અવસ્થાઓ સર્વથી સ્પષ્ટ અંતર એ છે પહેલામાં આપણે એ નથી જાણતા કે આપણે શું કરવા જઈએ છીએ અને બીજામાં આપણે તે જાણીએ છીએ. વિચારણા કરતાં પણ આપણે ઈરાદો કરીએ છીએ પરંતુ આપણે જાણતા નથી કે શું ઈરાદો થવાનો છે. જ્યારે આપણે નિશ્ચય કરી ચૂક્યા છીએ ત્યારે આપણે આપણા ઈરાદાને જાણી લઈએ છીએ." (સ્ટાઉટ). આ રીતે નિશ્ચયની અવસ્થામાં એક વિશેષ લક્ષ્ય પસંદ કરવામાં આવે છે અને સાથે સાથે એક વિશેષ સાધન (Means) કે કાર્યપદ્ધતિને પણ શોધી લેવામાં આવે છે.

નિશ્ચય હંમેશાં પ્રબળ પ્રેરકનું અનુસરણ કરે છે એમ નથી. ત્યાં સુધી કે એક નિર્બળ પ્રેરક પણ પોતાનાં સમર્થનો રજુ કરી નિશ્ચયને પોતાના લક્ષમાં લાવી શકે છે. એક દેશભક્ત પોતાના દેશની આઝાદી માટે પોતાની આત્મરક્ષણની સહજ પ્રવૃત્તિનો ત્યાગ કરી હસતાં હસતાં પ્રાણાહૂતિ આપી દે છે. આમાં તે પોતાની આત્મરક્ષણની સહજ પ્રવૃત્તિનો અસ્વીકાર કરી પોતાના દેશને આઝાદ કરવાના નિર્બળ આદર્શના પ્રેરકને પસંદ કરે છે. દેશ સ્વાતંત્ર્યના પ્રેરકને દેશપ્રેમની ભાવના, આત્મસમ્માન, દેશના પ્રતિ વફાદારી વિગેરેની શક્તિ મળે છે અને બળવાન બને છે. આ રીતે આદર્શ પ્રેરકને તેના સમર્થકો પ્રબળ બનાવે છે.

અસ્વીકૃત પ્રેરકો પ્રભાવહીન હોતા નથી, ઘણા નિષ્ક્રિય બની જાય છે અને ધીરે ધીરે વિસ્મૃત થઈ જાય છે. ભવિષ્યમાં તૃપ્તિ મળવાનું આશ્વાસન મેળવી ઘણા શાન્ત થઇ જાય છે. ઘણા વેશ પરિવર્તન કરી પરોક્ષ રીતે તૃપ્તિ કરે છે. " એક વ્યક્તિ તે શત્રુ સાથે બાહ્ય નમ્રતાનો વ્યવહાર કરી શકે છે જેને તે જીતી શક્યો નહોતો. તેનો નમ્રતાપૂર્ણ વ્યવહાર વેશાન્તરમાં ઘૃણાની તૃપ્તિ છે કેટલાક અસ્વીકૃત પ્રેરક બીજા રૂપમાં તૃપ્તિ મેળવી શકે છે. એક છોકરો જે પોતાની વિદ્વત્તા ઉપર અભિમાન કરતો હતો છતાં પણ પરીક્ષામાં અસફળ રહ્યો. પોતાની વિદ્વતાનું અભિમાન છોડી દે છે પરંતુ પોતાની રમતની યોગ્યતાઓ પર અભિમાન કરતો જ રહે છે. કેટલાક અસ્વીકૃત પ્રેરક દ્રાક્ષ ખાટી છે (Sour Grapes)ની પદ્ધતિથી શાન્ત કરી શકાય છે. ચૂંટણી હારી ગયેલી વ્યક્તિ પોતાને એ આશ્વાસન આપી શકે કે ચૂંટણી ખરાબ છે અને તેણે ગંભીરતાપૂર્વક લીધી નહોતી. કેટલાક અસ્વીકૃત પ્રેરકોનું દમન કરી શકાય છે અને તે સ્વપ્નો અને જાગૃત જીવનની ગરબડોમાં પ્રગટ થઈ શકે છે. આ રીતે અસ્વીકૃત પ્રેરક મનથી પૂર્ણતયા વ્યક્ત થઈને બિલકુલ નિષ્ક્રિય થઇ જતા નથી. કોઈ કોઈ વખત અસ્વીકૃત પ્રેરકોને સ્વીકાર્ય પ્રેરકો સાથે સંબદ્ધ કરી યોગ્ય રીતે તૃપ્ત કરી શકાય છે. એક યુવતી પોતાના પ્રેમી સાથે લગ્ન નથી કરી શકતી અને અન્ય પુરૂષ સાથે લગ્ન કરી લે છે. પોતાના પ્રેમીને મિત્ર અને હિતચિંતકના રૂપમાં સમજવાનું ચાલુ રાખી શકે છે. "×

સંકલ્પ (Resolution)—કોઈ કોઈ વખત નિશ્ચય તરત જ કાર્યા-

× ગુડવર્થ; માનસશાસ્ત્ર

ન્વિત થઇ જાય છે. તેવે સમયે સંકલ્પ કરવા માટે કોઈ અવસર મળતો નથી પરંતુ કોઇ કોઈ વખત કર્મ સ્થગિત કરી દેવામાં આવે છે અને ત્યારે સંકલ્પને અવસર મળે છે. પહેલાં કરેલા નિશ્ચય ઉપર બરાબર અડગ રહેવું તેને સંકલ્પ કહેવામાં આવે છે. નિચળ કે ચંચળ મનવાળો મનુષ્ય વિચારણા પછી કરવામાં આવેલા નિશ્ચયનો ત્યાગ કરી શકે છે પરંતુ એવું ત્યારે જ બની શકે જ્યારે નિશ્ચય અને કર્મ વચ્ચે આવશ્યક અંતર હોય.

(૩) પરિણામોની બાહ્ય ભૂમિકા ( The external Stage of Consequences )

શારીરિક ક્રિયા વાતાવરણમાં પરિવર્તનો પેદા કરે છે તેને પરિણામ કહેવામાં આવે છે. પરિણામોમાં પસંદ કરેલા લક્ષ્યની સિદ્ધિ વાંચ્છિત, અવાંચ્છિત. કે અંશતઃ બન્ને પસંદ કરેલાં સાધનોની સિદ્ધિ વિગેરેનો સમાવેશ થાય છે. તેમાં કેટલાંક આકસ્મિક પરિણામોનો પણ સમાવેશ થાય છે.

## (૮) ઐચ્છિક કર્મની વિશેષતાઓ ( Characteristics of Voluntary Action )

વુડવર્થ સપ્રયોજન કર્મની નીચે પ્રમાણે વિશેષતાઓ જણાવે છેઃ—

(૧) સમાયોજનની યથાર્થતા ( Precision of Adjustment )— ચેતન પ્રયોજન ઘણું જ યથાર્થ હોય છે. સપ્રયોજન કે ઐચ્છિક કર્મ પહેલેથી સ્પષ્ટ રીતે જ્ઞાત યથાર્થ લક્ષ્યો તરફ સંચલિત થાય છે ઐચ્છિક કર્મમાં પૂર્વજ્ઞાન લક્ષ્યમાં સિધ્ધ કરવામાં આવે છે.

(૨) સમાયોજનની નવીનતા ( *Novelty of adjustment* )— અભ્યાસજનિત કર્મ યાંત્રિક હોય છે પરંતુ ઐચ્છિક કર્મમાં સમાયોજનની નવીનતા હોય છે. વખતોવખત પુનરાવૃત્તિ કરવામાં આવેલું કર્મ સ્થિર અને પાકું બની જાય છે. પરંતુ સપ્રયોજન કર્મ નવીન હોય છે. તે પહેલેથી સંગઠિત વ્યવહાર હોતો નથી.

(૩) સમાયોજનની તીવ્રતા ( Intensity of adjnstment )— જો સપ્રયોજન કર્મ સારી રીતે ચાલતું હોય તો તીવ્ર સમાયોજનની આવશ્યકતા હોતી નથી પરંતુ જો તે પ્રથભ્રષ્ટ થઈ જાય છે અને અવાંચ્છિત ફળ આપે છે ત્યારે વ્યક્તિ પોતાની શક્તિઓને જાગૃત કરે છે અને તે

વસ્તુને કરવાનો સંકલ્પ કરે છે. આ પ્રમાણ તે પૂર્વજ્ઞાન લક્ષ્ય સાથે પોતાનું સમાયોજન તીવ્ર કરે છે.

(૪) સમાયોજનનો વિસ્તાર ( Bredth of adjustment )

સપ્રયોજન કર્મ એક પૂર્વજ્ઞાન યથાર્થ લક્ષ્ય પ્રતિ સંચાલિત થાય છે પરંતુ લક્ષ્યની સિદ્ધિ વિવિધ સાધનોથી થાય છે. એક જટિલ કર્મ સમગ્ર રીતે સહેતુક હોય પરંતુ તેના ભાગ એકલા અહેતુક હોય છ. જ્યારે આપણે હસ્તાક્ષર કરીએ છીએ ત્યારે આપણું સંપૂર્ણ કર્મ સહેતુક હોય છે પરંતુ આપણે પ્રત્યેક અક્ષરને ચેતનાપૂર્વક લખતા નથી. આપણે નામ લખવાનો પુરો ઈરાદો કરીએ છીએ પરંતુ એક પછી એક બીજા અક્ષરો યંત્રવત્ લખીએ છીએ.

(૯) સંકલ્પ અને ધ્યાન ( Volition and Attention )

વિલિયમ જેમ્સનું માનવું છે કે સંકલ્પનું શારીરિક ગતિમાં પરિવર્તન ધ્યાનના કારણે થાય છે જ્યારે પ્રેરકોમાં વિરોધ હોય છે ત્યારે પણ વિભિન્ન કાર્યપ્રણાલીઓના ગુણદોષોના વિચારોમાં પણ ધ્યાન રહેલું હોય છે. બધા જ પ્રેરકોને છોડી દઈએક જ પ્રેરક સાથે આત્માનું તાદાત્મ્ય સાધવાનો નિશ્ચય કરવામાં પણ ધ્યાન રહેલું હોય છે. નિશ્ચય કર્યા બાદ તેના ઉપર અડગ રહેવામાં એટલે કે સંકલ્પમાં પણ ધ્યાન રહેલું છે. તે સંકલ્પમાં એક મહત્વપૂર્ણ તત્ત્વ છે.

કોઇ પણ એવો વિચાર આપણી ગતિઓ ઉપર શાસન નથી કરી શકતો જે આપણા ધ્યાનને ખેંચતો નથી અને તેમાં સ્થિર રહેતો નથી. ખરેખર સંકલ્પ એક યથાર્થ માનસિક વ્યાપારના રૂપમાં ધ્યાનનું જ એક રૂપ છે. જ્યારે હરીફ વ્યાપારોને છોડીને ધ્યાન એક જ વ્યવહાર-વિધિ પર દઢતાપૂર્વક કેન્દ્રિત રહે છે તો આપણો નિશ્ચય પહેલે જ થઇ જાય છે. ફક્ત આપણાં વિચારોની સહાયતાથી જ આપણે આપણા વ્યવહારની ભાવિ દિશાઓનું પૂર્વજ્ઞાન કરીએ છીએ અને ફક્ત ધ્યાનની મદદથી જ આપણે ખરેખર અગ્ર વિચારો ( Anticapatory ideas ) માંથી કેટલાકને કર્મના રૂપમાં બદલવામાં સફળ થઈએ છીએ. ધ્યાન એ વ્યાપાર છે જેમાં માનસિક સંભાવના ગત્યાત્મક વાસ્તવિકતા થઇ જાય છે."*

(૧૦) સંકલ્પ અને શારીરિક ક્રિયા ( Volition and Bodily Action ).

---

* એન્જિલ; માનસશાસ્ત્ર.

સામાન્ય રીતે સંકલ્પ પછી તેને સબંધિત શારીરિક ક્રિયા થાય છે ને કેવી રીતે થાય છે તેની વિનિયમ જેમ્સે વ્યાખ્યા આપી છે જેને સ્ટાઉટ આ પ્રમાણે જણાવે છે "તેના મતાનુસાર સંકલ્પનું ગતિમાં પરિણત થવું, વિચારોની સ્વય ને ક્રિયાન્વિત કરવાની સામાન્ય પ્રવૃત્તિનું એક વિશેષ દૃષ્ટાન્ત છે કર્મનો વિચાર માત્ર સ્વયં કર્મને જન્માવવાની પ્રવૃત્તિ રાખે છે, અને બાધક હેતુઓના અભાવમા એવું કરી જ દે છે' સંકલ્પના પછી સાધારણ રીતે ગતિ થાય છે કેમકે ઐચ્છિક નિશ્ચય નિશ્ચિત કર્મના વિચારને વૈકલ્પિક કર્મોના વિચારોની વિપરિત ચેતનામા પ્રાધાન્ય આપે છે" જેમ્સનું માનવું છે કે એક વિશેષ ગતિના વિચાર પર ધ્યાન આપવાથી ગતિ સંપન્ન થઈ જાય છે ધ્યાન કર્મના વિચારને એટલો પ્રબળ બનાવે છે કે કર્મ સ્વત સરૂ થઈ જાય છે એન્જીન કહે છે કે "ધ્યાન એ વ્યાપાર છે જેમા માનસિક સંભાવના ગતિઓની વાસ્તવિકતા થઈ જાય છે" સ્ટાઉટ તેથી પણ અધિક ઉંડું વિશ્લેષણ કરતા જણાવે છે કે આત્માનો એ વિશ્વાસ કે અન્ય સર્વેને છોડીને એક કાર્ય વિધિને સંપન્ન કરવી છે, કર્મના વિચારને એટલો પ્રબળ બનાવી દે છે કે કર્મ સંપન્ન થઈ જાય છે આ રીતે આત્માનો વિશ્વાસ અને ધ્યાન બન્ને મળીને પસદ કરેલા કર્મના વિચારને એટલો શક્તિશાળી બનાવે છે કે તે કર્મમા પરિણત થઈ જાય છે સ્ટાઉટ કહે છે કે "વિચારણાની પ્રક્રિયામા કર્તાને એ નિશ્ચય નથી હોતો કે તે શુ કરી રહ્યો છે વિરોધી કાર્યવિધિઓ તેના વિચારમા સંભવિત વિકલ્પોના રૂપમા આવે છે ઐચ્છિક નિશ્ચયની સાથે એ વિશ્વાસ આવે છે કે બીજાને છોડીને એકને કરવું છે આ વિશ્વાસ કર્મના વિચારને તે શક્તિ આપે છે જે તેને સંપન્ન કરે છે"

## (૧૧) ઈચ્છા, ઉત્કંઠા અને સંકલ્પ (Desire, wish and Volition)

આપણે આગળ જોઈ ગયા કે ઇચ્છા એ સંકલ્પની ક્રિયામા એક તત્ત્વ છે પહેલાં આપણને આવશ્યકતાની અનુભૂતિ થાય છે જ્યાંથી તેનું ઇચ્છામા પરિવર્તન થાય છે જ્યારે વિચારણા પછી આત્મા કોઈ ઈચ્છાને ચૂંટી કાઢે છે ત્યારે સંકલ્પ થાય છે ઈચ્છા સિવાય સંકલ્પ અસંભવિત છે ઇચ્છાઓમા જ્યારે સઘર્ષ થાય છે ત્યારે આત્મા કર્મને ગ્રથિત કરી દે છે અને હરિફ ઇચ્છાઓના ગુણદોષ એ તેમનાથી થતા લાભ નુકશાન પર

વિચાર કરે છે. ત્યારબાદ તે એકને પસંદ કરી અન્યને તિલાંજલિ આપે છે. આ રીતે થયેલી એક પ્રબળ ઇચ્છાને ઉત્કંઠા ( wish ) કહે છે. પ્રભાવહીન ઇચ્છા તે ઇચ્છા છે. પરંતુ ચૂંટાયેલી, પ્રભાવશાળી અને પ્રબળ ઇચ્છા તે ઉત્કંઠા છે. જ્યારે આત્મા ઇચ્છાને પૂર્ણતયા વિચાર કરી દરેક બાબતની તપાસ કરી તેના લક્ષ્યનું સાધન તેનાથી વાંચ્છિત અને અવાંચ્છિત પરિણામો વિગેરેનો પૂર્ણ વિચાર કરી સ્વીકૃતિ આપે છે તો તે તેનો સંકલ્પ બની જાય છે.

## ( ૧૨ ) પ્રેરક કે પ્રયોજન ( Motive or land )

પ્રેરકનો શબ્દાર્થ તો એ થાય છે કે જે કોઈ કર્મને માટે પ્રેરિત કરે. એટલે એ અર્થ કરી શકાય કે કોઈ વસ્તુ કે વિચાર કોઈ વિશેષ કર્મ માટે આપણને ફરજ પાડે અથવા તેમ કરવાને આપણને પ્રોત્સાહિત કરે. ( મેકેન્ઝી ). પહેલા અર્થમાં તો પ્રેરક કર્મનો સ્રોત છે, ‘ અનુભૂતિ આપણને કર્મ માટે ફરજ પાડે છે ’ બેન્થમ મિલ અને તેના અનુયાયીઓ પણ માને છે કે અનુભૂતિઓ કર્મના પ્રેરક છે. પરન્તુ એ ઠીક નથી. મનુષ્ય એક વિચારશીલ પ્રાણી છે. આંધળી અનુભૂતિઓ તેને કર્મ કરવા માટે પ્રેરિત કરી શકે નહિ. તેને માટે એ આવશ્યક છે. કે પહેલાં તે આત્માં દ્વારા કે જે તેમના ગુણાવગુણોનો વિચાર કરે. ઇચ્છાઓમાં પરિણત થવું. અનુભૂતિને કર્મનું નિમિત્ત કારણ કહી શકાય. જ્યારે કર્મનું અંતિમ, કારણ તો લક્ષ્ય ( End ) નો વિચાર છે.

બીજા અર્થમાં પ્રેરક એ લક્ષ્યનો વિચાર છે જેની સિદ્ધિ કરવાની છે. મેકેન્ઝી જણાવે છે કે “ જ્યારે મનુષ્ય કર્મને માટે પ્રેરિત થાય છે ત્યારે અનુભૂતિ માત્રના ઉપરાંત તેમાં પ્રાપ્ય લક્ષ્યનો વિચાર પણ હોવો જોઇએ. પ્રેરક અર્થાત જે આપણને કર્મને માટે પ્રોત્સાહિત કરે છે, વાંચ્છિત લક્ષ્યનો વિચાર છે. ” જે લક્ષ્યની પ્રાપ્તિ કરવાની છે તેના વિચારને જ પ્રેરક કહેવો જોઈએ.

મ્યુરહેડ ( muirhead ) પ્રેરક શબ્દોનો અર્થ સંકીર્ણ કરે છે. તે તેનો અર્થ કરે છે કે તે લક્ષ્ય છે. જેને આત્માએ પસંદ કર્યું છે અને જે તેના ચરિત્ર સાથે સામંજસ્ય ધરાવે છે. જો આપણે પ્રેરકને આ અર્થમાં

લઈએ તો પ્રેરકોના વિરોધનો કોઈ સવાલ જ ઉત્પન્ન થતો નથી અને આપણે ફક્ત ઇચ્છાઓનો વિરોધ કહી શકીએ

## (૧૩) પ્રેરક અને ઇરાદો (motive and Intention)

પ્રેરક એક લક્ષ્યનો વિચાર છે જેને પ્રાપ્ત કરવાનુ છે તે આત્માને કર્મ કરવા માટે પ્રેરિત કરે છે પરતુ લક્ષ્યની સિદ્ધિ માટે આપણે ઘણા ઉપાયો અને સાધનો પ્રસાધનોનો આશ્રય લેવો પડે છે લક્ષ્ય સુખકર હોઈ શકે છે પરતુ એ સભવિત છે કે તેની પ્રાપ્તિ માટે દુખકર ઉપાયોનો આશ્રય લેવો પડે અથવા એમ પણ બની શકે છે કે તેની પ્રાપ્તિ માટે આશિક સુખકર અને આશિક દુખકર ઉપાયોનો આશરો લેવો પડે પ્રેરક એ લક્ષ્યનો વિચાર છે જેનો આત્માએ સ્વીકાર કર્યો છે ઈરાદો કે અભિપ્રાય આત્મા દ્વારા સ્વીકૃત સુખકર કે દુખકર ઉપાયનો વિચાર છે આ રીતે જોતા પ્રેરક કરતા અભિપ્રાય અધિક વ્યાપક હોય છે તેમા પ્રેરકનો પણ સમાવેશ થાય છે, તેમા આત્મા દ્વારા સ્વીકૃત લક્ષ્યનો વિચાર તેની સિદ્ધિ માટેનો પ્રિય કે અપ્રિય ઉપાયનો વિચાર અને કર્મના પૂર્વાનુમાનિત પરિણામોનો વિચાર પણ રહેલો હોય છે જેને નિમિત્તે કર્મ કરવામા આવે છે તે પ્રેરક છે પરતુ જેને માટે અને જેની વિરુદ્ધ કર્મ કરવામા આવે છે તે ઈરાદો છે કોઈ માતા પોતાના બાળકને મારે છે અને તેને દડ દે છે તેને બાળકનું હિત જ્ઞાત હોય છે બાળકનુ હિત પ્રેરક છે પરતુ સાથે સાથે તેનો ઈરાદો બાળકને કષ્ટ આપવાનો પણ હોય છે કષ્ટ કે પીડા તેના કર્મનો પ્રેરક નથી, એ અભિપ્રાય કે ઈરાદાનો અશ હોય છે

## (૧૪) ઈરાદો અને પ્રયોજન (Intention and Purpose)

ઈરાદો કે અભિપ્રાય શબ્દ પ્રયોજન સાથે ઘનિષ્ઠ સબધ ધરાવે છે વસ્તુત તેમને કોઈ કોઈ વખત પર્યાયવાચી માની લેવામા આવે છે પરતુ પ્રયોજન માનસિક ક્રિયા તરફ સકેત કરવો તે છે અને અભિપ્રાય એ લક્ષ્ય (અને ઉપાય) તરફ જેના પ્રતિ માનસિક ક્રિયા ઉન્મુખ હોય છે (મેકેન્ઝી) ઈરાદો આત્મા દ્વારા સ્વીકૃત લક્ષ્ય અને સાધનનો વિચાર છે અને પ્રયોજન તેમના પ્રતિ સચાલિત માનસિક ક્રિયા છે તે બહારથી કોઈ ક્રિયાને સચાલિત કરતો નથી વુડવર્થ કહે છે કે "પ્રયોજન સ્વય એક ક્રિયા છે જે પ્રારભ થઈ ચૂકી છે પરતુ સમાપ્ત નહી તે એક પૂર્વદૃષ્ટ લક્ષ્યની પ્રગ

તિશીન ક્રિયા છે સાધારણ રીતે પ્રયોજન ઉદ્દેશ્યના અર્થમા વાપરવામા આવે છે

## (૧૫) સંકલ્પની સ્વતત્રતા ( Freedom of will )

આત્મા જે સકલ્પ કરે છે તે સ્વતત્ર હોય છે દરેક સકલ્પ જે તે કરે છે તે તેને માટે સ્વતત્ર છે તેને લક્ષ્ય અને તેની પ્રાપ્તિ માટેના સાધનો કે ઉપાયોને પસદ કરવાની સ્વતત્રતા હોય છે. તે અન્ય સર્વેને અસ્વીકૃત કરી એક પ્રેરકનો સ્વીકાર કરે છે અને તે સ્વીકૃત પ્રેરકને આત્માથી બળ આપે છે

નિયત્રણવાદીઓ (Determinists) નુ માનવુ છે કે પ્રેરક આત્માથી જુદી શક્તિઓ છે જે બળમા પરસ્પર હરિફાઈ કરે છે અને અધિક શક્તિશાળી પ્રેરક નિર્બળ પ્રેરકોને પરાજિત કરી સ્વયને ક્રિયા ન્વિત કરે છે પરતુ તે ખોટુ છે કે પ્રેરનુ બળ સકલ્પનુ નિર્ધારણ કરે છે અને તે ચરિત્ર અને વાતાવરણથી નિર્ધારિત થાય છે અને સ્વય ચરિત્ર વશાનુક્રમ અને પરિસ્થિતિઓથી નિર્ધારિત થાય છે પ્રેરક આત્માની એક અવસ્થા છે તે આત્મા દ્વારા સ્વીકૃત લક્ષ્યનો વિચાર છે પ્રેરકના બળનુ નિર્ધારણ આત્મા કરે છે ચરિત્રનુ નિર્માણ આત્મા સ્વય સ્વતત્ર રીતે પોતાના પૂર્વજોથી વશાનુક્રમમાં પ્રાપ્ત અને વાતાવરણથી પ્રાપ્ત સહજ પ્રવૃત્તિથી કરે છે એકલી પરિસ્થિતિઓ ચરિત્રનું પૂર્ણતયા નિર્માણ કરી શકતી નથી જો કે ચરિત્ર પર તેમનો પ્રભાવ અવશ્ય પડે છે છતાં પણ તેમનુ નિર્ધારણ ચરિત્રથી થાય છે / " પરિસ્થિતિઓ મનુષ્યની બહારની વસ્તુઓ નથી પરતુ ફક્ત તેના જીવનમા પ્રવેશ કરનારી સ્થિતિઓ છે ", (મેકેન્ઝી) જે પરિસ્થિતિઓ વ્યક્તિના ચરિત્રને અનુકૂળ હોય છે તેના જ પ્રતિ મનુષ્ય પ્રતિક્રિયા કરે છે. આ પ્રમાણે જોતા ચરિત્ર અને વાતાવરણ માનવ જીવનમા સમકક્ષ નથી

પ્રેરકનુ આત્માના ચરિત્ર સાથે સામજસ્ય હોય છે તેથી જ તે અન્ય પ્રેરકોને અસ્વીકૃત કરી તેનો એકનો સ્વીકાર કરે છે જે વ્યક્તિના તાત્મ નિક ઈચ્છા ક્ષેત્ર બનાવે છે, આ રીતે સકલ્પ આત્મા દ્વારા નિર્ધારિત થાય છે તેનુ નિર્ધારણ આત્માથી પૃથક પ્રેરક કરતા નથી આત્મા સિવાય તે કોઈ પણ વસ્તુથી નિર્ધારિત થતા નથી સંકલ્પનું નિર્ધારણ આત્માના

શુભના પ્રત્યયથી થાય છે. તે કોઈ બહારના આવેગથી નિર્ધારિત થતા નથી પરંતુ તેમનું નિર્ધારણ અંદરથી આત્મા દ્વારા થાય છે. માનસશાસ્ત્ર કાર્ય-કારણના નિયમમાં માને છે. કેટલાક માનસશાસ્ત્રીઓ પૂર્ણ માનસિક નિયંત્રણવાદ ( Determinism ) માં માને છે. તે સંકલ્પની સ્વતંત્રતાનો સ્વીકાર કરતા નથી, પરંતુ તે સર્વથા અનુચિત છે. આત્મા સિવાય માનસશાસ્ત્ર હોઈ શકે નહિ અને માનસશાસ્ત્ર યુક્તિપૂર્વક આત્મા નિયંત્રણવાદ (Self-determinism) ના અર્થમાં સંકલ્પ સ્વાતંત્ર્યના સિદ્ધાન્તનો સ્વીકાર કરી શકે છે. તે સ્વચ્છંદતાના સિદ્ધાન્તનો સ્વીકાર કરી શકે નહિ. જેના અનુસાર આત્મા કોઈ યુક્તિ સિવાય વૈકલ્પિક સંભાવનાઓમાંથી કોઈ એકને યદચ્છ્યા પસંદ કરી શકે છે. અનિયંત્રણવાદ કારણહીન ચૂંટણીમાં માને છે, જ્યારે સંકલ્પ કારણહીન નથી. તે આત્મા દ્વારા નિર્ધારિત હોય છે.

## (૧૬) મૂળ પ્રવૃત્તિ અને સંકલ્પ ઐચ્છિક કર્મનો ઉદ્દગમ (Instinct and Volition; Origin of Voluntary action)

ઐચ્છિક કર્મના મૂળ તથા તેની મૂળ પ્રવૃત્તિઓ સાથેના સંબંધની બાબતોમાં ઘણા જુદા જુદા મત પ્રવર્તે છે. કેટલાક માનસશાસ્ત્રીઓનો મત છે કે ઐચ્છિક ગતિ એક નવીન પ્રકારની જ ગતિ છે અને તેથી તેનો પ્રતિક્ષેપ કર્મ, મૂળ પ્રવૃત્ત્યાત્મક કર્મ વિગેરે અનૈચ્છિક ગતિઓથી વિકાસ ન થઈ શકે. તેમનું માનવું છે કે ફક્ત મનુષ્યનું મન જ ઐચ્છિક કર્મની યોગ્યતા ધરાવે છે અને તે અનૈચ્છિક કર્મની યોગ્યતા ધરાવનાર પશુઓથી ભિન્ન છે. ઐચ્છિક કર્મનો ઉદ્દગમ અનૈચ્છિક કર્મથી ન થઈ શકે. પરંતુ ઘણા આધુનિક માનસશાસ્ત્રીઓનો મત છે કે ઐચ્છિક કર્મોની ઉત્પત્તિ અનૈચ્છિક કર્મોથી થાય છે. સ્પેન્સર કર્મોનું મૂળ પ્રતિક્ષેપ કર્મોમાં જુએ છે. એંજીલ તેમનું મૂળ અનિયમિત કર્મોમાં જુએ છે. સલી (suly) નું માનવું છે કે તેમનું મૂળ. મૂળ પ્રવૃત્ત્યાત્મક કર્મોમાં છે. વોર્ડના મતાનુસાર તેમની ઉત્પત્તિ અનુભૂતિઓ અને સંવેગોની અભિવ્યંજકગતિઓ ( Expressive movements ) અને ખાસ કરીને પીડાની અભિવ્યક્તિઓથી થાય છે.

// જ્યારે કોઈ મૂળ પ્રવૃત્ત્યાત્મક કર્મ સુખકર પરિણામ આપે છે તો તેની વારંવાર પુનરાવૃત્તિ કરવામાં આવે છે અને તે ધીરે ધીરે ટેવના રૂપમાં પાકાં બની જાય છે. ઐચ્છિક કર્મમાં લક્ષ્યનો વિચાર, તેની પ્રાપ્તિ

કરનાર ગતિઓનો વિચાર અને તેમના સંબંધનો વિચાર રહેલો હોય છે. માની લો કે એક બાળક પોતાની મૂળ પ્રવૃત્તિ અનુસાર ગોળ મોંમાં મૂકી દે છે (ચાખે છે) અને તેને તે મીઠો લાગે છે. તેનું આ પ્રિય પરિણામ તેના મન પર ચોંટી જાય છે. બાળક પરિણામ અને ગતિના વિચારો પર ધ્યાન આપશે અને પોતાના મનમાં ધારણ કરી લેશે. જો તે જ કર્મ વખતો-વખત પ્રિય પરિણામ આપે છે તો તે તેમના સંબંધ પર ધ્યાન આપશે. આ રીતે તેના મનમાં લક્ષ્યના વિચાર અને કર્મના વિચાર વચ્ચે સાહચર્ય સ્થાપિત થઈ જાય છે, આથી જ્યારે ભવિષ્યમાં પણ તેના મનમાં લક્ષ્યનો વિચાર આપશે તો તેનાથી ગતિનો વિચાર તરત જ પુનર્જાગૃત થશે અને ગતિ થશે. આ રીતે ઐચ્છિક કર્મ મૂળ પ્રવૃત્યાત્મક કર્મથી ઉત્પન્ન થાય છે.

એંજીલનો મત છે કે અનિયમિત કર્મ બહુ સંખ્યક નિરુદ્દેશ્ય, અસંબદ્ધ ગતિઓનું જુથ છે. કોઇ કોઈ વખત તેનાથી સફળ કર્મ થઈ જાય છે જે સુખકર હોય છે તેમની આવૃત્તિ સ્વતઃ થાય છે. આ ગતિની પુનરાવૃત્તિઓ સ્નાયુ તંત્રમાં સ્નાયવિક માર્ગો બનાવી દે છે ધીરે ધીરે આવશ્યક અને વ્યર્થ ગતિઓનો નિરોધ થઈ જાય છે અને તે લુપ્ત થઈ જાય છે. અને ઉપયોગી અને આવશ્યક ગતિઓ ટેવના રૂપમાં રહી જાય છે. આ રીતે ઐચ્છિક ગતિઓ અનિયમિત ગતીઓથી ઉત્પન્ન થાય છે.

ઐચ્છિક અને અનૈચ્છિક કર્મો વચ્ચે કંઈક સંબધ રહેલો છે. પરંતુ ઐચ્છિક કર્મ આત્મ ચેતના અને વિચારની ઇચ્છા રાખે છે, જે અનૈચ્છિક કર્મ હોતા નથી તે આત્માના પ્રત્યયની અપેક્ષા રાખે છે. તે કોઈ લક્ષ્યની સિદ્ધિ માટે આત્મા દ્વારા જાણી જોઈને કરવામાં આવે છે. આ રીતે અનૈચ્છિક કર્મ અને ઐચ્છિક કર્મ બને એકબીજાથી ભિન્ન છે.

(૧૭) સંકલ્પ શક્તિનો હ્રાસ (Abulia)

સંકલ્પ શક્તિનો હ્રાસ થતાં કર્મ કરવાનો ઉત્સાહ જતો રહે છે. તેમાં અત્યંત દ્વિધાની સ્થિતિ રહે છે તેમાં સ્વતંત્ર કર્મ કરવાની શક્તિનો હ્રાસ થઈ જાય છે અને કર્મ કરવાના સંકલ્પનો અત્યધિક અભાવ થઈ જાય છે. આત્મહીનતાની અનુભૂતિ, આત્મવિશ્વાસનો અભાવ અને દિવા-સ્વપ્નોમાં મગ્ન રહેવાની પ્રવૃત્તિથી તેની ઉત્પત્તિ થાય છે. સંકલ્પશક્તિના હ્રાસને માટે આળસ, ભય, અત્યધિક સજાગતા, દબાયેલી અચેતન ઇચ્છાઓ

વિગેરેને જવાબદાર માનવામાં આવે છે. તેનાં કારણોને દૂર કરી તેનો અંત કરી શકાય છે. નિશ્ચિત લક્ષ્ય, નિકટસ્થ અને દુરસ્થ લક્ષ્યની પ્રાપ્તિ કરાવનાર સાધનોનો સ્પષ્ટ વિચાર, શક્તિને જાગૃત કરવાની અને પ્રયત્નથી દૃઢતાથી સંકલ્પશક્તિના હ્રાસને દૂર કરી શકાય છે.

(૧૮) આત્મસંયમ (Self-Control)

સ્ટાઉટ કહે છે કે "આત્મસંયમ સમગ્ર આત્માથી નિઃસૃત થનાર અને સમગ્ર આત્માનું નિયંત્રણ કરનાર નિયંત્રણ છે." આ રીતે આત્મસંયમ સમગ્ર આત્માનું એકાકી માનસિક પ્રક્રિયા પર શાસન છે. લોકભાષામાં તે બુદ્ધિનું વાસના પર નિયંત્રણ માનવામાં આવે છે. પરંતુ માનસશાસ્ત્રની દૃષ્ટિએ તે અશુદ્ધ ગણાય છે. કારણ કે આત્માનો એક ભાગ તેના બીજા ભાગ ઉપર નિયંત્રણ કરતો નથી. આત્મા એક છે. સમગ્ર આત્મા પોતાની વિભિન્ન પ્રવૃત્તિઓ ઉપર નિયંત્રણ કરે છે. આત્મસંયમની વિધાનાત્મક અને નિષેધાત્મક એમ બે બાજુ છે. તેની નિષેધાત્મક બાજુ એ છે કે તે વિચારો, સવેગો તથા ઇચ્છાઓનો નિરોધ કરે છે. અને તેની વિધાનાત્મક બાજુ એ છે કે તે વિચારો, સવેગો અને ઇચ્છાઓને પ્રોત્સાહિત કરે છે. આત્મસંયમ મનના ત્રણેય વિભાગો જ્ઞાન, વેદના અને ચેષ્ટામાં થઈ શકે છે.

વિચારસંયમ (Control of Thought)

વિચારનો સંયમ એ ધ્યાનનું યોગ્ય નિયમન કહી શકાય. ધ્યાનના સંયમથી આપણે સાવચેતીપૂર્વક કોઈ વસ્તુનું નિરીક્ષણ કરી શકીએ છીએ, તેને શીખી શકીએ છીએ, મનમાં ધારણ કરી શકીએ છીએ અને સમય પર તેનું સારી સ્મરણ કરી શકીએ છીએ. ધ્યાનના સંયમથી આપણે સાવધાનીપૂર્વક વિગત અનુભવોના વિષયને નવા નમૂનામાં સજાવી શકીએ છીએ અને તેના પ્રમાણે આપણે કોઈ વર્તમાન સમસ્યાનો ઉકેલ પણ કરી શકીએ છીએ. આ રીતે ધ્યાનથી પ્રત્યક્ષ, સ્મૃતિ, કલ્પના વિચાર વિગેરે જ્ઞાનાત્મક કર્મોનું નિયમન થાય છે. આ વિચાર સંયમની વિધાનાત્મક બાજુ છે.

અનાવશ્યક અને અપ્રાસંગિક વિચારોનો નિરોધ એ વિચાર સંયમની નિષેધાત્મક બાજુ છે. આપણે અપ્રાસંગિક વિચારોને પરોક્ષ રીતે ધ્યાનને તેના ઉપર કેન્દ્રિત કરી દૂર કરી શકીએ છીએ તેમને સીધી રીતે મનથી કાઢી શકતા નથી. આપણે ધીરે ધીરે અનાવશ્યક વિચારો પર ધ્યાન ન

## પ્રકરણ ૧૯

## ટેવ (Habit)

### (૧) ટેવનું સ્વરૂપ ( Nature of Habit )

ટેવ વખતોવખત કરવામાં આવતાં ઐચ્છિક કર્મોનું ફળ છે કોઈ ઐચ્છિક કર્મની અધિક વખત પુનરાવૃત્તિ કરવામાં આવે છે તે ટેવમા પરિવર્તિત થઈ જાય છે ઐચ્છિક કર્મમા સકલ્પનો પ્રયત્ન રહેલો હોય છે પરતુ જ્યારે તે આદતમાં પરિણમે છે ત્યારે તે સ્વય ચાલિત બની જાય છે. તેમાં ધ્યાન કે સકલ્પની આવશ્યકતા રહેતી ટેવો શીખવામાં આવે છે તે અર્જીત હોય છે કોઈ કોઇ વખત તેને ગૌણ રીતે સ્વયચાલિત કર્મ ( Secondarily automatic actions ) કહે છે કેમકે તે સમરૂપ ( Uniform ) અને યાંત્રિક (Mechanical) હોય છે અને તેને સરળ રીતે કરી શકાય છે વાચવુ, લખવુ, દોડવુ વિગેરે અભ્યાસજનિત કર્મ છે તે અધિક સમય પુનરાવર્તન કરેલા ઐચ્છિક કર્મના પરિણામ છે તે શીખેલા કર્મ છે

### (૨) ટેવોની વિશેષતાઓ ( Characteristics of Habits )

(૧) સરળતા અને સુવિધા ( Ease and facility )—અભ્યાસ જનિત કર્મો અધિક સરળતાથી અને સુવિધા પ્રમાણે કરવામાં આવે છે તે સરળતાથી થઈ શકે છે તેનુ કારણ એ છે કે વારવાર પુનરાવૃત્તિ કરવાથી ટેવ સુદૃઢ બની જાય છે તેથી તેનાથી થાકનો અનુભવ થતો નથી ખેતરોમા કામ કરનાર ખેડૂતો થાકનો અનુભવ કરતા નથી કારણ કે તેમને પોતાના કાર્યો કરવાની ટેવ પડી ગઈ છે કુશળ અને અકુશળ કાર્યકર્તાઓમા એ જ અતર છે કે કુશળ કાર્યકર્તાઓ પોતાના મગજને કેળવે છે જ્યારે અકુશળ કાર્યકર્તા પોતાની પેશીઓને કેળવે છે (૨) શીઘ્રતા ( Promptness )—અભ્યાસજનિત કર્મ શીઘ્રતાથી કરી શકાય છે. ટેવ જેટલી પ્રબળ હોય છે પરીસ્થિતિની ગત્યાત્મક પ્રતિક્રિયા પણ એટલી જ શીઘ્ર થાય છે પહેલા વર્ગમા ભણનાર વિદ્યાર્થી પણ જેટલો જલદી વાચી શકે છે તેના કરતા ચોથા વર્ગમા ભણનાર વિદ્યાર્થી અધિક જલદી વાંચી શકે છે કારણકે તેને ટેવ છે (૩) સમરૂપતા ( Uniformity )—અભ્યાસજનિત કર્મ

સમરૂપ હોય છે. ઐચ્છિક કર્મ પરિવર્તનશીલ હોય છે કેમકે વ્યકિતને નવીન ઉપસ્થિત થતી પરિસ્થિતિ સાથે સમાયોજન કરવાનું હોય છે. પરંતુ અભ્યાસ જનિત કે આદતજનિત કર્મ એક જ રીતે કરવામાં આવે તે કોઈ વ્યકિતની વાંચવાની ઢબ કે લખવાની ઢબ બદલાતી નથી. (૪) પરિવર્તનનો વિરોધ ( Resistance to modiificatons )--ટેવ જેટલી સુદૃઢ હોય છે તેટલી જ તેને તોડવામાં અધિક મુશ્કેલી પડે છે. કોઈ અફીણીને અફીણ છોડવામાં ઘણી જ મુશ્કેલી પડે છે જ્યારે તેને અફીણ ખાવાનો નિશ્ચિય સમય આવી જાય છે ત્યારે તે લેવાને માટે તેને વિવશતાની અનુભૂતિ થાય છે. બીડી પીનાર માટે પણ તેમજ છે. તેને બીડીની ટેવ છોડવામાં અસંત કઠિનાઈ પડે છે. આ રીતે ટેવો શારીરિક અને માનસિક પ્રવૃત્તિઓ છોડી જાય છે જે વ્યકિતને કરવા માટે તે ફરજ પાડે છે. (૫) યથાર્થતા (Accuraey )—અભ્યાસજનિત કર્મ શીઘ્રતાથી થાય છે પરંતુ તેમાં યથાર્થતાનું બલિદાન દેવામાં આવતું નથી. તે યથાર્થ હોય છે, દરેક ગત્યાત્મક પ્રતિક્રિયા આદતના પ્રમાણમાં બરાબર હોય છે. (૬) ધ્યાનનો અભાવ ( Absence of attention )—ટેવથી કરવામાં આવતાં કર્મ સ્વયંચાલિત હોય છે. તે ધ્યાન કે ચેતના દ્વારા માર્ગદર્શન મેળવતા નથી. ઉલ્ટું જો તેમના પર ધ્યાન આપવામાં આવે છે તો તેમાં અડચણ ઉપસ્થિત થાય છે પરંતુ એ વાત જરૂર છે કે તે ધ્યાનથી શરૂ કરવામાં આવે છે અને ત્યારબાદ ધ્યાન .સિવાય સ્વયં ચાલુ રહે છે.

### (૩) ટેવનું નિર્માણ અને ટેવના નિયમો ( Formation of Habit and Laws of Habit )

વિલિયમ જેમ્સ ટેવના નિર્માણ માટેના નિયમો દર્શાવે છે.

(૧) કોઇ પણ નવી ટેવને દૃઢ સંકલ્પ સાથે શરૂ કરો. જે કાય તમે દૃઢ નિશ્ચયથી શરૂ કરો છો તો તમે ઘણું કરીને સફળતાપૂર્વક પ્રદર્શિત કરો છો અને તેનાથી ટેવ દૃઢ છે. જો તમે સવારમાં ઉઠી કસરત કરવાની ઇચ્છા રાખતા હો તો તમારો દૃઢ નિશ્ચય હોવો જોઈએ કે સવારે ઉઠી કસરત કરવી જ છે.

(૨) નવા સંકલ્પને કાર્યાન્વિત કરવા માટે પ્રથમ અવસર હાથથી ન જવા દો. જ્યારે તમે સવારમાં ઉઠી કસરત કરવાનો નિશ્ચય કરી ચૂકયા છો તો તેને બીજે જ દિવસે શરૂ કરી દો. તેને માટે આનાકાની ન કરો કે

સુરાપાન વિગેરેમાં થાય છે. બન્નેમાં સંકલ્પનું પથપ્રદર્શન હોતું નથી મૂળ પ્રવૃત્તિઓ જન્મજાત ( inmate ) હોય છે જ્યારે ટેવો અર્જિત ( acquired ) હોય છે. ટેવો વારંવાર પુનરાવૃત્તિ કરવામાં આવેલા ઐચ્છિક કર્મોનાં ફળ છે જ્યારે મૂળ પ્રવૃત્તિઓ શીખી શકાતી નથી. તે જન્મજાત હોય છે. મૂળ પ્રવૃત્તિઓને કોઈ કોઈ વખત જાતિગત ટેવો (Racial habits ) કહેવામાં આવે છે જ્યારે ટેવોને વ્યક્તિગત ટેવો ( Personal habits ) કહેવામાં આવે છે.

(૭) ટેવ અને પ્રતિક્ષેપ ક્રિયા (Habits and Reflex Action):—

ટેવ અને પ્રતિક્ષેપ બન્ને સ્વભાવે સમાન રૂપે ક્ષિપ્ર અને સમરૂપ હોય છે. બન્ને સ્વયં ચલિત–યાંત્રિક હોય છે. બન્નેમાં ચેતના, ધ્યાન અને સંકલ્પનું પથ પ્રદર્શન હોતું નથી પરંતુ તેમનામાં અંતર એ છે કે પ્રતિક્ષેપ જન્મજાત હોય છે જ્યારે ટેવ અભ્યાસજનિત હોય છે. તે અર્જિત હોય છે. પ્રતિક્ષેપ સરળ હોય છે જ્યારે ટેવ જટિલ હોય છે. સાયકલ ચલાવવી જટિલ ક્રિયા છે પરંતુ છીંક ખાવી એ સરળ ક્રિયા છે.

(૮) ટેવ, ચરિત્ર અને આચરણ ( Habit, Character and Conduct ):—

// ટેવો ચરિત્રનો આધાર છે. તે ઐચ્છિક કર્મોની વારંવાર પુનરાવૃત્તિઓથી થાય છે. ટેવોનો ચરિત્ર ઉપર ઘણો જ પ્રભાવ પડે છે. સારી ટેવોથી સારું ચરિત્ર બને છે અને ખરાબ ટેવોથી ખરાબ ચરિત્રનું નિર્માણ ચરિત્ર મનની સ્થાયી પ્રવૃત્તિ છે. જે સંકલ્પ સ્થાયી ટેવોથી બને છે તે સ્વેચ્છા પૂર્વક અર્જિત વિચાર સંવેગ અને કર્મની સ્થાયી પ્રવૃત્તિઓની છે. તે વિચાર, સંવેગ અને કર્મની ટેવોનું પરિણામ છે. નીતિશાસ્ત્ર રચયિતાઓ ચરિત્રના નિર્માણમાં સંકલ્પની ટેવોને અધિક મહત્વ આપે છે. પરંતુ વિચાર અને સંવેગની ટેવોનું પણ ચરિત્ર નિર્માણમાં સ્થાન સમાન રૂપે મહત્વ ધરાવે છે. મેકડુગલ ચરિત્રના આધારના રૂપમાં ભાવનાઓ, ખાસ કરીને આત્મસમ્માનના મહત્વ પર જોર દે છે. આત્મ સમ્માનની ભાવના સર્વોચ્ચ ભાવના છે જે અન્ય સર્વ ભાવનાઓનું સંગઠન કરે છે.

ચરિત્ર અને સ્વભાવમાં ઘણું જ અંતર છે. સ્વભાવ જન્મજાત હોય છે,

જ્યારે ચરિત્ર અર્જિત હોય છે. વ્યક્તિ પોતાનાં ઐચ્છિક કર્મોથી ચરિત્રનું નિર્માણ કરે છે. તે પોતાની બુદ્ધિ દ્વારા પોતાના સ્વાભાવિક આવેગોનું નિયંત્રણ કરી ચરિત્ર નિર્માણ કરે છે. સ્વાભાવિક આવેગ આત્મચેતના દ્વારા ઈચ્છાઓમાં પરિણત થાય છે અને આત્માથી તે ઈચ્છાઓનું સંકલ્પમાં પરિવર્તન કરાવે છે અભ્યાસથી તે સંકલ્પોનું ટેવોનાં પરિવર્તન થાય છે. ટેવો એક સ્થાયી પ્રવૃત્તિને જન્મ આપે છે જેને આપણે ચરિત્ર કહીએ છીએ. સ્વાભાવિક આવેગો તે પ્રદત્ત તત્વો છે જે આત્માને ચરિત્રના નિર્માણ માટે કાચી સામગ્રી પ્રદાન કરે છે. "બીજી બાજુ: ચરિત્ર એ પ્રવૃત્તિઓને કોઈ રીતે ચેતનામાં ઉપસ્થિત લક્ષ્યોની સંબંધમાં નિયમિત ટેવ છે. બીજી શબ્દોમાં ચરિત્ર કોઈ એવી વસ્તુ નથી જે સંકલ્પથી પૃથક્ હોય અને બહારથી તેના પર કામ કરતું હોય પરંતુ સંકલ્પના આવેગો અને ઈચ્છાઓની સમષ્ટિનું નિયમન કરવાની અભ્યસ્ત રીત છે અને તે જ સમષ્ટિ સંકલ્પનું કર્મક્ષેત્ર છે." (મ્યુરહેડ).

આચરણ ચરિત્રનું બાહ્ય પ્રકાશન છે. આ રીતે ચરિત્રનું પ્રકાશન આચરણમાં થાય છે. આચરણમાં ઐચ્છિક અને અભ્યાસ જનિત કર્મો સમાવિષ્ઠ છે. તેમનું નિર્ધારણ આત્માના ચરિત્ર દ્વારા થાય છે. ચરિત્ર પૂર્ણતયા નિશ્ચિત અને સ્થાયી હોતું નથી. તેનો વિકાસ થાય છે. તેનું પરિવર્તન સંકલ્પના સ્વતંત્ર કર્મ કરે છે. સંકલ્પ આંશિક રીતે પૂર્વ ચરિત્રથી નિર્ધારિત થાય છે જોકે આત્માના ચરિત્રથી પ્રભાવિત થાય છે. છતાં તે આત્માના સ્વતંત્ર સંકલ્પરૂપ છે. આચરણ અને ચરિત્ર બન્ને સ્થિતિસ્થાપક અને પરિવર્તનીય હોય છે. તે નિશ્ચિત હોતાં નથી.

(૯) ટેવનું કાર્ય (Functions of Habit):—

ઘણી શારીરિક ટેવો એવી છે કે જેનું નિર્માણ બાળપણમાં થાય છે *જેવી કે ચેતાની જાતને સ્વચ્છ રાખવી. કિશોરાવસ્થામાં નૈતિક, અને ધાર્મિક* ટેવો તથા અન્ય લોકોની સાથે યોગ્ય વ્યવહાર કરવાની ટેવ વિગેરેનું નિર્માણ થાય છે. ત્યાર બાદ વયસ્ક થતાં પોતાના ધંધા સંબંધી ટેવોનું નિર્માણ થાય છે. વિભિન્ન ધંધાદારી લોકોની અભિવૃત્તિઓ, વિચાર, કર્મ વિગેરેની વિશિષ્ઠ ટેવો હોય છે. તે આદતો માનસિક વિકાસમાં મદદરૂપ બને છે.

માનસિક વિકાસમાં ટેવોનું મહત્વપૂર્ણ સ્થાન છે. તે મનને નવી

વસ્તુઓનું જ્ઞાનાર્જન કરવા તથા નવી પરિસ્થિતિઓમાં નવા કર્મ કરવા માટે મુક્ત કરે છે. આદતો સિવાય કોઈ પ્રગતિ થઈ શકતી નથી.

પરંતુ ટેવો માનસિક પ્રગતિમાં અડચણ રૂપ બની શકે છે. તે મનને વિચાર અને કર્મને અમુક નિશ્ચિત માર્ગ સુધી સીમિત રાખે છે અને મનને પરંપરાપ્રિય બનાવે છે. આવી પરિસ્થિતિઓમાં મન નવા વિચારોને ગ્રહણ કરી શકતું નથી. તથા જીવનના નવા ઢંગનું અનુસરણ કરી શકતું નથી. માટે મનને તેનાથી સાવધાન રહેવું આવશ્યક છે.//મનને જીવનના અધિક વિશાળ અને સાચા આદર્શો પ્રતિ સાવધાન રહેવુ જોઈએ અને અધિકાધિક વ્યાપક રૂચિઓનો સ્વીકાર કરવો જોઈએ. તેણે ટેવોના દાસ ન બનવું જોઈએ.

## પ્રકરણ : ૨૦

## બુદ્ધિ પરીક્ષાઓ ( Intelligence tests )

### (૧) બુદ્ધિનું સ્વરૂપ ( Nature of Intelligence ):—

બુદ્ધિ પ્રજ્ઞા ( Intellect ) ની સમાન છે. પરંતુ તેનાથી ભિન્ન છે પ્રજ્ઞા અનુભૂતિ અને સંકલ્પથી પૃથક્ નિરીક્ષણ, સ્મરણ અને વિચારની શકિત છે. બુદ્ધિ કર્મ કરવાનો એક ઢંગ છે. તેની મદદથી વ્યક્તિ કોઈ લક્ષ્ય પ્રાપ્ત કરી શકે છે. તે એક અર્જિત યોગ્યતા નથી પરતુ એક જન્મજાત યોગ્યતા છે. " બુદ્ધિ જીવનની નવી સમસ્યાઓ અને સ્થિતિઓ સાથે સમાયોજન કરવાની સામાન્ય માનસિક યોગ્યતા છે." ( સ્ટર્ન ) " બુદ્ધિનો ઠીક ઠીક અર્થ એ શકિત છે જે આપણા વ્યવહારના અંશોને એ રીતે પુનઃ સંગઠિત કરે છે કે નવી પરિસ્થિતિઓમાં આપણે અધિક સારી રીતે કામ કરીશકીએ." ( વેલ્સ). વુડવર્થ બુદ્ધિનાં નિમ્નાંકિત લક્ષણો જણાવે છે:—

(૧) વિગત અનુભવોનો ઉપયોગ. (Use of past experience):— મનુષ્ય પશુઓ કરતાં અધિક બુદ્ધિમાન છે કેમકે તે પોતાના વિગત અનુભવોનો વર્તમાન સમસ્યાઓના ઉકેલમાં ઉપયોગ કરે છે. બુદ્ધિમાન મનુષ્ય કોઈ પણ લક્ષ્યની પ્રાપ્તિમાં પોતાના અનુભવોનો અધિક ઉપયોગ કરે છે. વિગત અનુભવોનો ઉપયોગ એ બુદ્ધિનું એક લક્ષણ છે.

(૨) નવી પરિસ્થિતિથી સમાયોજન ( Adaptation to a newer situation )—મનુષ્ય કુતરા કરતાં પોતાની જાતને નવીન પરિસ્થિતિથી અધિક સરળતાથી સમાયોજિત કરી શકે છે. એક બુદ્ધિશાળી મનુષ્ય કોઈ જટિલ પરિસ્થિતિ પર અધિક સરળતાથી નિયંત્રણ કરી શકે છે. પરંતુ જેનામાં બુદ્ધિ હોતી નથી તે પરિસ્થિતિમાં કંઈ જ કરી શકતો નથી. નવી પરિસ્થિતિ પર અધિકાર કરવાનું સામર્થ્ય એ બુદ્ધિનું એક લક્ષણ છે.

(૩) પરિસ્થિતિને સમજવી ( Seeing the point )—કોઇ સમસ્યાને બરાબર સમજી લેવી તેમાં બુદ્ધિમના રહેલી છે. સમસ્યાની આવશ્યક

બાબતોનું બરાબર નિરીક્ષણ કરી તેને ગ્રહણ કરી તેને ઉકેલવાની કુંચી મેળવવી તેમાં બુદ્ધિમતા છે. આ રીતે પરિસ્થિતિની કુંચી જાણી લેવી તે બુદ્ધિનું એક લક્ષણ છે.

(૪) કાર્યોને વિશાળ દૃષ્ટિકોણથી જોતાં ( Viewing actions from a broader point of view )

મનુષ્ય પશુ કરતાં પોતાના કાર્યમાં અધિક વિશાળ પરિસ્થિતિને ધ્યાનમાં રાખે છે. બુદ્ધિમાન મનુષ્ય પરિસ્થિતિને અધિક વિશાળ દૃષ્ટિકોણથી જુએ છે. પરંતુ બુદ્ધિહીન મનુષ્ય પરિસ્થિતિને વિશાળ દૃષ્ટિથી જોતો નથી. તેનો દૃષ્ટિકોણ સંકીર્ણ હોય છે. તે પોતાના કાર્યમાં એક નિશ્ચિત માર્ગનું અનુસરણ કરે છે પરંતુ બુદ્ધિમાન મનુષ્ય કાર્યને અધિક વિસ્તૃત દૃષ્ટિકોણથી જુએ છે. અગ્રદૃષ્ટિ દૃષ્ટિકોણની વિશાળતાનું લક્ષણ છે.

(૨) માનસિક આયુ ( Mental Age )

બાળકની ઉમરની વૃદ્ધિની સાથે સાથે તેની બુદ્ધિમા પણ વૃદ્ધિ થતી જાય છે. બાળપણમાં આ વૃદ્ધિની ગતિ સાધારણ સ્થિતિઓમાં ઘણે ભાગે સમાન હોય છે. આ પ્રમાણે બાળકની ચૌદ પંદર વર્ષની ઉમર સુધી તેની સાથે સાથે બુદ્ધિમાં વૃદ્ધિ થતી જાય છે ત્યાર બાદ વૃદ્ધિ અટકી જાય છે.

બાળકની જુદી જુદી ઉંમરમાં બુદ્ધિ માપવા માટે બુદ્ધિ પરીક્ષાઓ ( Intelligence tests ) કરી શકાય છે. અને તેને માટે જુદી જુદી પરીક્ષાઓની યોજના કરવામાં આવી છે ઉંમરના દરેક સ્તર માટે જુદી જુદી પરીક્ષાનો ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે એક પંદર વર્ષની ઉંમરનો છોકરો દસ વર્ષની ઉંમરના છોકરા માટે ઉપયોગમાં લાવવામાં આવતી પરીક્ષામાં પાસ થતો નથી તો વાસ્તવિક ઉંમર પંદર વર્ષ હોવા છતાં તેની માનસિક ઉંમર દસ વર્ષ ગણાય છે. તેવી જ રીતે એક દસ વર્ષનો છોકરો પંદર વર્ષના છોકરા માટે ઉપયુક્ત પરીક્ષામાં પાસ થાય છે તો તેની વાસ્તવિક ઉંમર દસ વર્ષ હોવા છતાં તેની માનસિક ઉંમર પંદર વર્ષ ગણાય છે. તેમાં પ્રથમ છોકરો મંદ કહી શકાય. જ્યારે બીજો છોકરો કુશાગ્ર કહી શકાય. બાળકની સરાસરી માનસિક ઉમર તેની વાસ્તવિક ઉંમરના જેટલી જ હોય છે. જેમકે દસ વર્ષની વાસ્તવિક ઉંમરવાળા બાળકની માનસિક ઉંમર દસ વર્ષ હોય છે.

(૩) બુદ્ધિલબ્ધિ ( Inteligence Quotient )

કોઈ બાળકની માનસિક આયુ તેની બુદ્ધિ લબ્ધિ (IQ) થી જાણી શકાય ? બુદ્ધિલબ્ધિ જાણવા માટે તેની વાસ્તવિક આયુથી ભાગવામાં આવે છે. ઉદાહરણાર્થ જો કોઈ બાળકની માનસિક ઉમર ૧૫ હોય અને તેની વાસ્તવિક ઉંમર ૧૨ હોય તો તેની બુદ્ધિલબ્ધિ ૧૫/૧૨ = ૫/૪ = ૧.૨૫ થાય. તેવીજ રીતે કોઈ બાળકની માનસિક ઉંમર ૧૨ હોય તો તેની બુદ્ધિ લબ્ધિ ૧૨/૧૫ = ૪/૫ = ૦.૮ થાય, જ્યારે બાળકની માનસિક ઉંમર ( Mental age ) તેની વાસ્તવિક ઉંમર ( Rage age )ની બરાબર હોય છે તો તેની બુદ્ધિલબ્ધિ ૧.૦૦ હોય છે. સામાન્ય રીતે બુદ્ધિલબ્ધિને વ્યકત કરવામાં દશાંશ બિંદુઓ કાઢી નાખવામાં આવે છે અને ૧.૨૫ ને ૧૨૫, .૮ ને ૮ અને ૧.૦૦ ને ૧૦૦ લખવામાં આવે છે. આ પ્રમાણે માનસિક આયુને વાસ્તવિક આયુથી ભાગી ભાગાકારને ૧૦૦ થી ગુણી બુદ્ધિલબ્ધિ નિર્ધારિત કરવામાં આવે છે. આપણે તેને આ પ્રમાણે મૂકી શકીએ—

$$\text{બુદ્ધિ લબ્ધિ} = \frac{\text{માનસિક આયુ}}{\text{વાસ્તવિક આયુ}} \times ૧૦૦$$

$$\left( \text{Intelligence Q} = \frac{\text{Nental age}}{\text{Real age}} \times 100 \right)$$

ફકત માનસિક ઉંમરથી જ બુદ્ધિલબ્ધિનું નિર્ધારણ થતું નથી. માનસિક આયુને વાસ્તવિક આયુ સાથે સંબંધિત કરવી પડે છે, બુદ્ધિનું માપ બુદ્ધિલબ્ધિથી કરવામાં આવે છે જે માનસિક ઉંમર અને વાસ્તવિક ઉમરના પ્રમાણમાં હોય છે. આ પ્રમાણ ઘણું કરીને જીવન પર્યંત સમાન રહે છે. સરાસરી વ્યકિતની બુદ્ધિલબ્ધિ ૧૦૦ હોય છે. એ નિશ્ચયપૂર્વક કહી શકાય કે બાળકની વીસ વર્ષની ઉંમર બાદ બુદ્ધિનો વિકાસ થતો નથી અને વીસ વર્ષથી તે સાઠ વર્ષની ઉંમર સુધી બુદ્ધિનું સ્તર એક જ રહે છે.

(૪) બીને-સાઈમન બુદ્ધિ પરીક્ષાઓ ( The Binet-Simon Intelligence Tests ):—

આ સૈકાના પહેલાં દસ વર્ષમાં આલ્ફ્રેડ બીને યે થીઓડોર સાઈમનની મદદથી સ્કુલમાં જતાં બાળકોની તે કયા વર્ગમાં બેસવા માટે ઠીક છે તે જાણવાના ઉદ્દેશ્યથી તેમની બુદ્ધિ માપવા માટે કેટલીક માનસિક પરીક્ષાઓની યોજના બતાવી. જુદાં જુદાં બાળકોને માટે ઉપયોગ કરવામાં આવતી નીચે પ્રમાણેની જુદી જુદી પરીક્ષાઓ છે.

" ત્રણ માસનું સ્તરઃ અનિયંત્રિત ગતિ માત્રથી નહિ પરંતુ એક નિશ્ચિત ગતિથી હાથને મોં સુધી લઇ જવો.

૭ માસનું સ્તરઃ પહોંચી શકે તેટલા સુધીની સામે લટકતી એક નાની ચમકીલી વસ્તુને પાડવી.

બાર માસનુ સ્તર. રમકડાને હલાવવા કે એક નાની ઘંટડીને વગાડવા જેવાં કાર્યોનુ અનુસરણ.

બે વર્ષનું સ્તર, ચોકલેટને મોંમાં મુકતાં પહેલાં તેની ઉપર લપેટેલો કાગળ દૂર કરવો.

ત્રણ વર્ષનું સ્તર; પરિચિત વસ્તુઓના નામ બતાવવાં–આ પરીક્ષામાં પાસ થવાને માટે બાળકને બતાવવામાં આવનારી પાંચ પરિચિત વસ્તુઓ-માંથી ઓછામાં ઓછી ત્રણનું નામ બતાવવું પડે છે.

૭ વર્ષનું સ્તર; ચહેરાની અપૂર્ણ છબીઓમાં એ બતાવવું કે કઈ વસ્તુ રહી ગઈ છે, એવી ચાર છબીઓ બતાવવામાં આવે છે અને પાસ થવા માટે ત્રણ ખરા ઉત્તરોની આવશ્યકતા છે.

આઠ વર્ષનું સ્તર; એ બતાવવું કે લાકડું અને કોલસામાં શી સમા-નતા છે. આ રીતે પરિચિત વસ્તુઓનાં ત્રણ જુદાં જુદાં જોડકામાં પણ સમાનતા બતાવવી પડે છે. પાસ થવા માટે બે સાચા ઉત્તર આવશ્યક છે.

બાર વર્ષનું સ્તર; શબ્દજ્ઞાન પરીક્ષા–મામુલી પરિભાષાઓ જેનાથી એ જાણી શકાય કે બાળક ૧૦૦ શબ્દોની એક પ્રમાણિક સૂચીમાંથી ૪૦ને સમજે છે.

ચૌદ વર્ષનું સ્તર; રાષ્ટ્રપતિ અને રાજામાં ત્રણ પ્રમુખ અંતર બના-વવાં " (વુડવર્થ).

આ પરીક્ષાઓનો ઉદ્દેશ્ય સામાન્ય બુદ્ધિ માપવાનો છે. તે વિશેષ યોગ્યતાઓને નથી માપી શકતી. તેમને માટે ભાષાજ્ઞાન જરૂરી છે. આથી નિરક્ષરોની બુદ્ધિ આ પરીક્ષાઓથી માપી શકાતી નથી.

(૫) વ્યવહાર પરીક્ષાઓ ( Performance Tests ):—

વ્યવહાર પરીક્ષાઓથી વસ્તુનો પ્રત્યક્ષ અને તેનું પ્રહસ્તન કરવાનું સામર્થ્ય માપી શકાય છે. તે પરીક્ષાઓ કંઈક કરવાના સામર્થ્યનું માપ કાઢે છે. તેમાં ભાષાનો ઉપયોગ થતો નથી જેથી અક્ષરજ્ઞાન પ્રાપ્ત ન કર્યું હોય તેમની પરીક્ષા થઈ શકે છે.

(૧) આકૃતિ-પાટિયા પરીક્ષા ( From Board Test )—આકૃતિ પાટિયાનો ઉપયોગ કરવામા આવતી એવી ઘણી વ્યવહાર પરીક્ષાઓની યોજના કરવામાં આવી છે આ પરીક્ષામા એક પાટિયામા રહેના છિદ્રોમા યોગ્ય આકૃતિના ટુકડા મૂકવા પડે છે તેમાં આ કાર્ય કરવામાં લાગતા સમયને માપવામાં આવે છે અને ભૂનોની સખ્યા ગણવામા આવે છે

(૨) ચિત્રાઙ્કન-પરીક્ષા ( Picture Drawing Test )—આ પરીક્ષાનો ઉપયોગ ચારથી માડીને દસ વર્ષની ઉમરના બળકોની પરીક્ષા માટે ઉપયોગ કરવામા આવે છે તેમા બાળકને પેન્સીનથી કાગળ ઉપર માણુસની આકૃતિ પાડવાનુ કહેવામા આવે છે પરીક્ષામા ચિત્રની સુદરતા માટે અક આપવામા આવતા નથી પરતુ તેની પૂર્ણતા અને સગિનતાને માટે અક ( Mark ) આપવામા આવે છે

ચિત્ર-પૂર્તિ પરીક્ષા ( Picture Composition Test )—આ પરીક્ષામા વર્ગાકાર ટુકડા જેમાથી કાપી લેવામા આવ્યા હોય તેવુ એક ચિત્ર બતાવવામા આવે છે આ કાપેના ટુકડાઓને જેમા અપ્રાસગિક વસ્તુઓના ચિત્ર બનેના હોય તેને તેજ આકારના વર્ગોની સાથે મિલાવી દઈને આપવામાં આવે છે બાળકને તેમાથી યોગ્ય વર્ગાકાર ટુકડાઓ શોધવાના હોય છે અને ચિત્રના છિદ્રોમા ગોઠવવાના હોય છે આ પરીક્ષામા ટુકડાની પસદગી એટલી સારી હોય છે જેટલી તેનામા ચિત્રની સારી સમજ હોય

ભૂન-ભૂલૈયા ( Maze )—આ પરીક્ષામા કેટલીક બધ અને ખુલ્લા મુક્ત ગલિઓવાળી ભૂલભૂલૈયાની એક રેખાકૃતિ કાગળ પર તૈયાર કરવામા આવે છે તેમા પેન્સીન વડે આડા અવળી ગલિઓમા ભટક્યા વિના ટૂકામાં ટૂકો માર્ગ શોધવાનો હોય છે તેમા ભૂલભૂલૈયાનુ સમગ્ર રીતે નિરીક્ષણ કરવુ પડે છે પોતે પૂર્ણતયા સારી રીતે સમજ્યા સિવાય રસ્તો શોધવાનુ શરૂ ન કરવુ જોઈએ

શાળામા ૭૦ થી ૮૫ વચ્ચેની બુદ્ધિલબ્ધિવાળા બાળકોને અધિક મદ (Dull) માનવામા આવે છે તેમાના ઘણા પોતાની પાઠશાળાની પ્રગતિની સાથે સાથે પ્રગતિ કરી શકતા નથી અને પાછળ રહી જાય છે તે પ્રમાણેની બુદ્ધિલબ્ધિવાળા બાળકો પોતાના શાળાના જીવનમા અધિક પાછળ પડી જાય છે સાધારણ બાળકોની બુદ્ધિલબ્ધિનો વિસ્તાર ૮૫ થી ૧૦૫ સુધી

છે. ઉત્કૃષ્ટ (Superiar) બુદ્ધિલબ્ધિવાળાં બાળકોની બુદ્ધિલબ્ધિનો વિસ્તાર ૧૨૦ થી ૧૪૫ સુધી છે અને અલૌકિક પ્રતિભાઓ ( Genius )ની બુદ્ધિલબ્ધિનો વિસ્તાર ૧૪૦ થી ૧૦૦ સુધી છે.

(૬) સામુહિક પરીક્ષાઓ ( Group Tests ):—

એકજ સમયે એક સાથે ઘણી વ્યકિતઓની બુદ્ધિ પરીક્ષાઓ લેવામાં આવે છે તેનાથી સમયનો મિતવ્યય થાય છે. ઘણી વ્યકિતઓ એવી હોય છે જે પોતાના પરીક્ષાના સીધા નિરીક્ષણમાં બરાબર કાર્ય કરી શકતા નથી અને સમુહમાં સારૂં કામ કરી શકે છે. મહાયુદ્ધમાં અમેરિકામાં ૨૦ રંગરૂટોમાંથી સૈનિકો અને અફસરો ચૂંટી કાઢવા માટે ૨ગરૂટોની બુદ્ધિ માપવા માટે સામુહિક બુદ્ધિ પરીક્ષાઓની યોજના બનાવવામાં આવી હતી. આર્મી આલ્ફા ( Army Alpha) એક પરીક્ષા છે જે અગ્રેજી વાંચી શકનારને માટે છે. આર્મી બીટા (Army Beta) નિરક્ષરો અને પરદેશીઓ માટે છે. આર્મી આલ્ફામાં એકદમ સરળથી માંડીને અત્યધિક જટિલ ગણિતની સમસ્યાઓ, પર્યાય અને વિપરીત શબ્દોની ઓળખ તથા અન્ય જ્ઞાન ભંડર સંબંધી પરીક્ષાઓનો સમાવેશ થાય છે. આ પરીક્ષાઓ વ્યક્તિના પૂર્વાર્જિત જ્ઞાન સંગ્રહ પર નિર્ભર હતી. ઉપ પરીક્ષાઓ ( Sub tests ) સતર્કતા અને માનસિક સ્થિતિસ્થાપકતા ( Mental flexibility ) માટે હતી. આર્મી બીટામાં ઘણું કરીને ભાષાનો ઉપયોગ ન હતો. તેમાં ચિત્રપૂર્તિ પરીક્ષાઓ તથા અન્ય પરીક્ષાઓ સમાવિષ્ઠ હતી.

(૭) ઉપલબ્ધિ પરીક્ષાઓ (Achievement Tests)

શાળાઓમાં જે જુદા જુદા વિષયોની પરીક્ષાઓ લેવામાં આવે છે તે ઉપલબ્ધિ પરીક્ષાઓ છે. તેનાથી એ જાણી શકાય છે કે વ્યકિતએ તે વિષયોમાંથી કેટલુ જ્ઞાન પ્રાપ્ત કર્યું. વ્યવહારિક પરીક્ષાઓ એ જણાવે છે વ્યક્તિએ પ્રયોગ કરવામાં ને કળાઓના અભ્યાસમાં કેટલી કુશળતા પ્રાપ્ત કરી છે. ઉપલબ્ધિ પરીક્ષાઓથી વ્યક્તિએ વિભિન્ન વિદ્યાઓ કે વિષયોનું કેટલું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે માપી શકાય છે. તેમના પ્રશ્નો ખાસ કરીને વિદ્યાલયમાં શીખેલા વિષયોના જ હોય છે. તે પરીક્ષાઓ પુસ્તકોમાંથી પ્રાપ્ત કરેલા વિશેષ જ્ઞાનનું માપ કાઢે છે.

ઘણાં કારણોસર ઉપલબ્ધિ પરીક્ષાએ બુદ્ધિ પરીક્ષાઓનો ઉદ્દેશ્ય પુરો કરી શકતી નથી. પ્રથમ તો એ છે કે તે ફક્ત વિદ્યાલયના કાર્ય સુધી જ

સીમિત છે. તે વિદ્યાલયમાં શીખવવામાં આવતાં પુસ્તકોથી પ્રાપ્ત કરેલા જ્ઞાનની પરીક્ષા કરે છે. તે વ્યક્તિના વાતાવરણમાંથી પ્રાપ્ત કરેલા સામાન્ય જ્ઞાનની પરીક્ષા કરતી નથી. તે ચોપડીના કીડા હોય તેવાં બાળકોને અધિક લાભ પ્રદાન કરે છે. તે એક કુશાગ્ર બુદ્ધિવાળા બાળકની યોગ્યતા ઓછી આંકે છે. જેને વિદ્યાલયમાં તેની ઉત્કૃષ્ટ બુદ્ધિને અનુકુળ વિષય શિખવવામાં આવ્યો નથી. બુદ્ધિ પરીક્ષાનું પ્રયોજન બાળક દ્વારા પરિવેશમાંથી પ્રાપ્ત જ્ઞાનનું માપ કાઢવું તે છે. તે વ્યક્તિની સહજ બુદ્ધિને-વિશાલ દૃષ્ટિકોણથી પોતાના અતીત અનુભવના પ્રકાશમાં નવી પરિસ્થિતિને સમજાવવામાં અને તેના પર અધિકાર કરવાની તેની સામાન્ય યોગ્યતાને માપે છે.

(૮) બુદ્ધિ અને શાળા ((Intelligence and Schooling)

પાંચ સાત વર્ષનાં બાળકો જે શાળામાં જાય છે તેમનામાં ન્યુનતમ બુદ્ધિ તો હોય છે તદ્દઉપરાંત અન્ય સ્તરોની બુદ્ધિ પણ ધરાવે છે. ઘણાં એવાં હોય છે જે પાઠશાળાના પાઠયક્રમો અને કાર્યો ઘણી સરળતાથી શીખી લે છે અને સારી પ્રગતિ કરે છે અને એક કલાસથી અન્ય કલાસ એમ જલદી આગળ વધે છે. ઘણાં મંદબુદ્ધિનાં હોય છે જે ધીમી પ્રગતિ કરે છે અને એક જ વર્ગમાં ઘણા વખત સુધી નાપાસ થાય છે. પરંતુ બાળકોનો અધિક ભાગ આ બન્ને સીમાઓની મધ્યનો જ હોય છે.

બાળકની બુદ્ધિલબ્ધિ અને પાઠશાળામાં સફળ થવાની તેની યોગ્યતાની વચ્ચે એક નિશ્ચિત અનુબંધ (Corelation) હોય છે. જો બાળકને પોતાની ચાલ પર ચાલવાની તક આપવામાં આવે તો વિશેષ કરીને તે દશામાં બુદ્ધિ તથા પાઠશાલીય ઉપલબ્ધિનો અધિક નિકટ સંવાદ થાય છે. આ પ્રમાણેનો સંવાદ પ્રારંભિક ઘનિષ્ઠ હોય છે. માધ્યમિક વિદ્યાલયમાં તેનાથી ઓછો હોય છે અને મહાવિદ્યાલયમાં તેનાથી પણ ઓછો હોય છે. બુદ્ધિ-લબ્ધિ અને પાઠશાલીય કાર્યોનો અનુબંધ પ્રારંભિક શાળામાં ન્ન્પ હોય છે માધ્યમિક વિદ્યાલયમાં .૬૦ અને મહાવિદ્યાલયમાં .૫૦ રહી જાય છે. તેનું કારણ એ છે કે કોલેજમાં ભણનાર સમુહ અધિક ચૂંટાયેલો સમૂહ હોય છે કે જેથી લગભગ કોલેજમાં ભણનાર દરેક વિદ્યાર્થીની કોલેજના કાર્યની મધ્યમ દરજ્જાની સફળતાની શકિત કઠીન હોય છે. પરંતુ જે કામ કરવા માગતા નથી.' કામ કરવા ન માગતા હોય તેવા વિદ્યાર્થીઓની બાબતમાં તો એ સંભવિત છે કે તેમના જીવનની આ અવસ્થામાં તેમની

-શક્તિઓ ઉન્મુખ ન હોય અને કદાચ હોય તો પણ તે બીજી દિશા તરફ ઉન્મુખ હોય. વિદ્યા સંબંધી ઉપલબ્ધિને માટે ફક્ત યોગ્યતાઓ કે માનસિક પ્રવીણતાઓ (Aptitudes)ની જ આવશ્યકતા હોય તેમ નથી તેના ઉપરાંત પ્રેરક પણ આવશ્યક છે. બુદ્ધિ ઉપરાત પ્રયત્ન કરતા રહેવું, પૌષ્ટિક શક્તિ ઓમા વિશ્વાસ રાખવો, ચરિત્ર બળ, પ્રગતિ કરવાની ઈચ્છા વિગેરે નૈતિક ગુણો સફળના માટે અધિક આવશ્યક છે.

(૯) બુદ્ધિ પરીક્ષાઓના લાભ Uses of (Intelligence Tests).—

આ પરીક્ષાઓનો સર્વાધિક ઉપયોગ વિદ્યાર્થીઓની બુદ્ધિનાં સ્તરો નક્કી કરવામાં તથા તેમનું વર્ગીકરણ કરવામા થાય છે. માનસિક અભાવ-ગ્રસ્ત બાળકોને જુદાં રાખવાં જોઇએ અને તેમને વિશેષ શાળાઓમાં મોક લવા જોઈએ. જે બાળકો મંદબુદ્ધિ છે તેમને બૌદ્ધિક વિષયો કરતાં હાથ કારીગરીનું પરિક્ષણ અધિક લાભદાયી બની શકે. તેમને દરેક વિષય વ્યવ-હારિક પદ્ધતિથી શીખવવા જોઇએ કે જે બાળકો કુશાગ્ર બુદ્ધિ હોય તેમના પ્રતિ અધિક ધ્યાન આપવું જોઈએ અને તેમની ચાલ પ્રમાણે તેને પ્રગતિ કરવાનો અવસર આપવો જોઇએ. આ પરીક્ષાઓ એ જણાવે છે કે મંદ-બુદ્ધિ વિદ્યાર્થી પાછળ પડી જાય છે તેના કરતા કુશાગ્ર બુદ્ધિવાળા અને ઉત્કૃષ્ઠ વિદ્યાર્થીઓ અધિક પાછળ પડી જાય છે. કેમકે તેમને સરાસરી કરતાં અધિક ઉપલબ્ધિ હોય છે. તેથી શિક્ષક તેમના તરફ ધ્યાન આપતા નથી. શિક્ષક ઉત્કૃષ્ટ વિદ્યાર્થીઓને તેમના માનસિક સ્તરથી નીચા સ્તરનું કામ લે છે તેથી તે આળસુ બની જાય છે અને આગળ વધી શકતા નથી આથી તેમનો પાઠ્યક્રમ ઉંચા દરજ્જાનો હોવો જોઈએ.

બુદ્ધિ પરીક્ષાઓ સમુહોને સમસ્તરવાળા બનાવવામાં આપણને મદદ કરે છે. એક શ્રેણીની વિદ્યાર્થીનીઓને એક શ્રેણીમાં ગોઠવી શકાય છે. પરંતુ આ પ્રણાલીમાં દોષ છે. તે એક જ માનસિક ઉંમરવાળા નાના અને કુશાગ્ર બુદ્ધિવાળા વિદ્યાર્થીઓને તેમની સમાન આયુવાળા, મન્દ અને મોટા વિદ્યાર્થીઓ સાથે મૂકે છે. એની પ્રગતિની ગતિ અને સામા જિક પ્રૌઢતા ( Social maturity માં અંતર હોય છે. ખરી રીતે વિદ્યાર્થીઓને તેમની બુદ્ધિલબ્ધિ અનુસાર શ્રેણીબદ્ધ કરવા જોઇએ. એક જ માનસિક અનેવાસ્તવિક ઉંમરના વિદ્યાર્થીઓને એક જ શ્રેણીમાં મુકવા જોઈએ.

બાળકની વિશેષ યોગ્યતાઓ અને અયોગ્યતાઓની, તેમની માનસિક

દુર્બળતા, ઉત્કૃષ્ટ બુદ્ધિ અને સામાજિક પ્રકૃતિનાં વિષમાયોજન નજરે પડે ત્યાં તેનું નિદાન કરવામાં બુદ્ધિ પરીક્ષાથી મદદ મળે છે. આવા સમયે વ્યક્તિઓ સાથે નિકટ સંબંધ હોવો આવશ્યક છે તેથી વ્યકિતગત પરીક્ષાઓ લેવાવી જોઈએ. બુદ્ધિ પરીક્ષાઓથી આપણે યુવકોના બૌદ્ધિક અને વ્યાવસાયિક ભવિષ્યનું પૂર્વજ્ઞાન મેળવી શકીએ છીએ વ્યક્તિની સફળતાનાં ઘણાં જ કારણો છે. જેવાં કે નૈતિક ગુણ, પરિશ્રમ, આત્મવિશ્વાસ વિગેરે અને બુદ્ધિ પણ સફળતાનું એક કારણ છે જે સફળતાનુ નિર્ધારણ કરે છે. વ્યવસાવિક પથપ્રદર્શન માટે વ્યક્તિત્વ પરીક્ષાઓ આવશ્યક હોય છે. વ્યવસાય નિર્ધારિત કરવા માટે લેવામાં આવતી પરીક્ષાઓ બુદ્ધિ પરીક્ષાઓનાં વિશેષ રૂપ છે.

બુદ્ધિ પરીક્ષાઓ બાળકની યોગ્યતાઓ માપે છે અને જણાવે છે કે તેનામાં શિક્ષા પ્રાપ્ત કરવાની કેટલી શકિત છે. લેખિત અને મૌખિક મામુલી પરીક્ષાઓ શકિતઓ કરતાં જ્ઞાન પર જોર અધિક દે છે. પરંતુ એ અનુચિત છે. તે આત્મગત હોય છે. બુદ્ધિપરીક્ષાઓ વિષયંગત હોય છે. તેમાં પરીક્ષકનું અધિક મહત્વ હોતું નથી. બુદ્ધિ પરીક્ષાઓ જન્મજાત માપવાનો પ્રયત્ન કરે છે.

શિષ્યવૃત્તિ (Scholership) આપવા માટે વિશ્વાસ કરવા યોગ્ય પરીક્ષાના પદ્ધતિના રૂપમાં બુદ્ધિ પરીક્ષાનો ઉપયોગ કરી શકાય છે. સ્કુલમાં દાખલ કરવા માટે તેની કક્ષા નિર્ધારિત કરવામાં પણ આ પરીક્ષા મદદ કરે છે.

### (૧૦) વિશેષ યોગ્યતાઓના સામાન્ય યોગ્યતાઓ સાથે અનુબંધ. (Corelation of Special Abilities with General Abiltity.)

બીને સાયમન પરીક્ષાઓ તથા અન્ય કાર્ય પરીક્ષાઓની યોજના સામાન્ય બુદ્ધિ માપવાના ઉપયોગમાં લેવામાં આવે છે. અન્ય પરીક્ષાઓનો-ઉપયોગ વિશેષ યોગ્યતાઓ માપવામાં કરવામાં આવે છે. વ્યકિતઓના એક જ સમુહમાં બે વિશેષ યોગ્યતાઓની પરીક્ષા થઇ શકે છે. જો આપણે એ જાણવા માગતા હોઈએ કે વ્યકિતઓમાં એ ગુણ કેટલા પ્રમાણમાં સંભવત· સાથે રહી શકે છે તો આપણે તેમના સંબધને માપી શકીએ છીએ અને તેને અનુબંધ ગુણક ( Coefficient of Corelation )ના રૂપમાં લખી શકીએ છીએ. ઉદાહરણાર્થે બુદ્ધિ અને ઉંચાઈના સંબંધને નિર્ધારિત કરવા માટે આપણે વ્યકિતઓના એક સમુહની પરીક્ષા લઇ શકીએ. અને તેમને ક્રમમાં ગોઠવી શકીએ. જો બુદ્ધિ અને ઉંચાઈમા કોઈ ભાવાત્મક અનુ-

બંધ હશે તો આપણને માલુમ પડશે કે અધિક ઊંચી વ્યકિત અધિક બુદ્ધિમાન છે અને વામન વ્યકિત સર્વથી ઓછી બુદ્ધિમાન છે. જો આ અનુબંધ બરાબર હશે તો અનુબંધ ગુણક +૧.૦ થશે. તેનાથી ઊલટું જો ઉંચાઈ અને બુદ્ધિમાં વિરોધ હશે તો બધાથી ઉંચી વ્યકિત ઓછી બુદ્ધિમાન અને ઠીંગણી વ્યકિત અધિક બુદ્ધિમાન છે. તો અનુબંધ ગુણક—૧.૦ થશે, જો તેમનો સંબંધ જેટલા વખત અનુલોમ છે તેટલાજ વખત વિલોમ છે તો અનુબંધ કંઈજ નહીં થાય. પરંતુ જો થોડા જ અપવાદો છોડી દેતાં તેમનામાં અનુલોમ સંબંધ જોવા મળે છે તો એક ઉચ્ચ ભાવાત્મક અનુબંધ થશે જેને +.૮, +.૯, વિગેરે સંખ્યાઓથી પ્રગટ કરાશે પરંતુ જો અપવાદ ઘણા જ છે તો ન્યૂન ભાવાત્મક અનુબંધ થશે જેને—.૫, —.૬ વિગેરે સંખ્યામાં દર્શાવાશે.

સ્પિયર મેનનો મત છે કે પ્રત્યેક માનવીય યોગ્યતામાં બે તત્ત્વ હોય છે. એક સામાન્ય યોગ્યતા અને એક વિશેષ યોગ્યતા. વિભિન્ન વિશેષ યોગ્યતાઓમાં કેટલાક અનુબંધની ઉપસ્થિતિ એક સામાન્ય યોગ્યતાના અસ્તિત્વનું પરોક્ષ પ્રમાણ છે. એક સામાન્ય યોગ્યતા અને એક વિશેષ યોગ્યતાનો સંબંધ અનુબંધ ગુણકથી નિર્ધારિત કરી શકાય છે.

### (૧૧) બુદ્ધિ-દૌર્બલ્ય (Feeble-mindedness)

સાધારણ વ્યકિતઓમાંની કેટલીક વ્યકિતઓમાં બુદ્ધિની ખોટ હોય છે અને તેવા લોકો પોતાના જીવનનો યોગ્ય પ્રબંધ કરી શકતા નથી. સર્વાધિક બુદ્ધિની ખોટ જડબુદ્ધિ (Idiot)માં હોય છે. મંદબુદ્ધિ વ્યકિતઓમાં બુદ્ધિની સાધારણ કમી હોય છે અને અલ્પબુદ્ધિમાં બુદ્ધિ દૌર્બલ્ય આ બધા જ કરતાં ઓછું હોય છે. અલ્પબુદ્ધિવાળાની સંખ્યા જડબુદ્ધિ અને મંદબુદ્ધિ વ્યકિતઓ કરતાં અધિક હોય છે.

(૧) જડબુદ્ધિ ( Idiots )—જડબુદ્ધિની બુદ્ધિ બધાંથી અધિક દોષગ્રસ્ત હોય છે. નિમ્નતમ શ્રેણીના મૂઢ પોતાની શારીરિક આવશ્યકતાઓનો પણ વિચાર કરતા નથી. તેમને ખાવાપીવાનું, નહાવા ધોવાનું અને કપડાં પહેરવાનું પણ જ્ઞાન હોતું નથી. અમુક સાધારણ શબ્દો સિવાય અધિક વાત કરતાં તેમને આવડતું નથી. તે પોતાના જીવનની સાધારણ મુસ્કેલીઓ ઉપર પણ વિજય મેળવી શકતો નથી. તે રસ્તા ઉપર ચાલતાં કોઈ વાહનથી પણ બચી શકતા નથી તેમજ ઊંડાં પાણીથી નથી બચી શકતા. તે એટલા

મૂર્ખ હોય છે કે પોતાના જીવનનું સામાન્ય મુશ્કેલીઓમાંથી પણ રક્ષણ કરી શકતા નથી. તેમની બુદ્ધિલબ્ધિ ૨૦ કે તેથી પણ ઓછી હોય છે.

(૨) મંદબુદ્ધિ ( Imbecites )—મંદબુદ્ધિ જડબુદ્ધિ કરતાં ઓછી દોષગ્રસ્ત હોય છે તેમનામાં અને જડબુદ્ધિમાં એજ ફરક છે કે તે જીવનની સામાન્ય જોખમોથી બચવાનું શીખેલા હોય છે પરંતુ તે ઉપયોગી કામ કરવાનું શીખેલા હોતા નથી. કેટલાક ઉચ્ચ કોટિના મંદબુદ્ધિ ખાવાપીવાનું, કપડાં પહેરવાનું વિગેરે શીખી શકે છે. તે અન્યના નિરીક્ષણમાં રહીને નાનામાં નાનુ અને સરળ કાર્ય શીખી શકે છે. જટિલ કાર્યોને તે શીખી શકતો નથી. તેમની બુદ્ધિલબ્ધિ ૨૦ કે ૨૫ થી ૫૦ સુધીની હોય છે.

(૩) અલ્પબુદ્ધિ ( Morns )—તે બુદ્ધિમાં મંદબુદ્ધિઓ કરતાં ઓછા દોષગ્રસ્ત હોય છે. તેમની બુદ્ધિઓમાં પણ પરસ્પર અંતર હોય છે. નિમ્નતમ શ્રેણીના અલ્પબુદ્ધિઓ અને ઉચ્ચતમ શ્રેણીના અલ્પ બુદ્ધિઓમાં ભાગ્યે જ કોઇ તફાવત હોય છે. પરંતુ તેઓ અન્યના નિરીક્ષણમાં રહ્યા સિવાય નાનાં મોટાં સાધારણ દૈનિક કાર્યો શીખી લે છે. તે સંદેશો લઈ જઇ શકે છે, પથારી પાથરી શકે છે. કેટલાક ઉચ્ચ શ્રેણીના અપબુદ્ધિઓ જાનવરોની સંભાળ પણ રાખી શકે છે. બાળકોની સંભાળ પણ રાખી શકે છે. સીવવાનુ મશીન પણ ચલાવી શકે છે વિગેરે. તેમાંના કેટલાકને એવાં કાર્યોની કેળવણી પણ આપવામાં આવી છે કે જેનાથી ધનપ્રાપ્તિ કરી શકે. તે સફળતાપૂર્વક સમસ્યાનો ઉકેલ કરી શકતા નથી. નવી પરિસ્થિતિનો સામનો કરી શકતા નથી, તેમની બુદ્ધિલબ્ધિ ૫૦ થી ૭૦ વચ્ચે હોય છે.

પરંતુ જુદી જુદી વ્યકિતઓમાં તે જુદાં હોય છે જ્યારે વિશેષ તત્વ એકજ વ્યક્તિની એક પરીક્ષાથી બીજી પરીક્ષામાં જુદાં હોય છે અને અન્ય વ્યકિત ઓમાં તો જુદાં હોય છે જ. આથી કોઈ વ્યકિતના પ્રાપ્તાંકમાં બે ભાગ હોય છે. એક સામાન્ય તત્વના પ્રમાણુમાં હોય છે. બીજો તે જ યોગ્યતાના વિશેષ તત્વના પ્રમાણુમાં હોય છે. કોઈ પણ માનસિક પરીક્ષા સામાન્ય યોગ્યતા અને વિશેષ યોગ્યતા બંનેને માપે છે. કેટલીક સામાન્ય યોગ્યતા-ઓને અધિક માપે છે તો કેટલીક વિશેષ યોગ્યતાઓને અધિક માપે છે. આથી એ નિષ્કર્ષ નીકળે છે કે આપણે કોઇ હદ સુધી કોઈ દીશામાં કોઈ વ્યક્તિની યોગ્યતાથી એક બીજી દીશામાં તેની યોગ્યતાનું અનુમાન કરી શકીએ છીએ. અને આ બન્ને અનુમાનનું પ્રમાણ બન્ને યોગ્યતાઓમાં રહેલી સામાન્ય યોગ્યતાની માત્રા પર આધાર રાખે છે.

સ્પિયર મેનના સિદ્ધાન્તમાં અન્ય સિદ્ધાન્તોના સત્યાંશોનો સમાવેશ થયો હોય તેમ જણાય છે. જો કેન્દ્રિય બૌદ્ધિક તત્ત્વને સામાન્ય યોગ્યતા માની લેવામાં આવે તો એકતંત્રીય સિદ્ધાન્ત બરાબર છે. વિશેષ તત્વો કે જે પરસ્પર સ્વતંત્ર રીતે કાર્ય કરે છે તે બાબતમાં અરાજકતાનો સિદ્ધાન્ત પણ ઠીક છે. જ્યાં સુધી સામાન્ય તત્વથી કંઈક ભિન્ન અને વિશેષ તત્વોથી અધિક ભિન્ન શકિતઓ વ્યાપક સામુહિક તત્વોમાં પ્રગટ થાય છે ત્યાં સુધી જ બહુતંત્રીય સિદ્ધાન્ત ઠીક છે. સ્પિયરમેન સામાન્ય યોગ્યતાને અને માનસિક શકિતને એક માને છે. તે સઙમાન્ય યોગ્યતા અને બુધ્ધિને મામુલી વ્યકિત સમજે છે, એક માનતો નથી તેનો દરેક પ્રકારનાં જ્ઞાનાત્મક કાર્યોમાં ઘણો મોટો હાથ હોય છે આ મત નિર્દોષ માલુમ પડે છે ×

× રૈસ; માનસશાસ્ત્રનુ શિક્ષણ

# પ્રકરણ ૨૧

## વ્યક્તિત્વ ( Personality )

### (૧) વ્યક્તિત્વ ( Personality )

વ્યક્તિના સર્વ ગુણો અને પ્રતિક્રિયા પ્રવૃત્તિઓનો સંગમ થઈ એક બને છે. તેને વ્યક્તિત્વ કહેવામાં આવે છે. આપણી શારિરિક અને માનસિક ક્રિયાઓ અને આચરણોના વિભિન્ન ભાગો વ્યક્તિત્વના ભાગ છે. આ વિભિન્ન તત્વો એક સમષ્ટિ બનાવે છે. તે વિભિન્ન ભાગોનો ફક્ત યોગ જ નથી. વ્યક્તિત્વનો સંકેત લક્ષણોનો એક માત્ર સમુહ તરફ જ નથી પરંતુ લક્ષણોની એક સમષ્ટિ તરફ છે. વ્યક્તિત્વ ફક્ત તેનાથી સંબંધિત વ્યક્તિનાં લક્ષણોનો જ સમાવેશ કરતું નથી પરંતુ ખાસ કરીને અન્ય વ્યક્તિઓ સાથેના સંબંધનો પણ સમાવેશ કરે છે. આ પ્રમાણે વ્યક્તિત્વનો મોટો ભાગ સામાજિક સ્વભાવનો છે. વ્યક્તિત્વનાં લક્ષણ આપણને એ બતાવે છે કે વ્યક્તિ કેવી રીતે વર્તન કરે છે. લક્ષણોથી વ્યક્તિની કાર્ય કરવાની વિશિષ્ઠ રીતનું પ્રકાશન થાય છે. મ્યુન્હેડ જણાવે છે કે "વ્યક્તિત્વમાં સંપૂર્ણ વ્યક્તિનો સમાવેશ થાય છે. વ્યક્તિત્વની પરિભાષા કરતાં આપણે કહી શકીએ કે તે વ્યક્તિના ગઠન, રૂચિના પ્રકારો, અભિવૃત્તિઓ, વ્યવહાર, ક્ષમતાઓ, યોગ્યતાઓ અને પ્રવીણતાઓનું બધાથી જુદું સંગઠન છે." વ્યક્તિને અન્ય વ્યક્તિથી વ્યક્તિત્વ દ્વારા જ ઓળખી શકાય છે. વ્યક્તિના વ્યવહારમાં અમુક સ્થાયી બાજુ પણ રહેલી હોય છે." વ્યક્તિત્વની પરિભાષા એ થઈ શકે કે તે વ્યક્તિના વ્યવહારનો સમગ્ર ગુણ છે. વ્યક્તિત્વનું લક્ષણ વ્યવહારનો કોઈ વિશેષ ગુણ હોય છે. જેમકે પ્રફુલ્લતા કે આત્મવિશ્વાસ. સમગ્ર વ્યક્તિત્વ એ લક્ષણોનો યોગ હોય છે. પરંતુ તે ફક્ત પૃથક્ ગુણોનો યોગ જ નથી. પરંતુ કંઇક બીજું પણ છે. દા. ત. એક વ્યક્તિ ફક્ત હસમુખ અને આત્મવિશ્વાસી જ નથી. પરંતુ તે હસમુખ હોવા છતાં પણ આત્મવિશ્વાસી છે. (વુડવર્થ). વ્યક્તિત્વમાં કંઈક એકતા હોય છે. પ્રત્યેક વ્યક્તિની સામાજિક વાતાવરણમાં પ્રતિક્રિયા કરવાની પોતાની નિરાળી શૈલી હોય છે. તેનાથી તેનું વ્યક્તિત્વ બને છે. કોઈ વ્યક્તિને ચાંકવામાં આપણે

રૂપ અને અન્ય શારીરિક લક્ષણો, વ્યવસાય અને મનોરંજનની રૂચિઓ, બુદ્ધિ, સ્મૃતિ કલ્પના તથા અન્ય માનસિક ટેવો, ચરિત્ર અને નૈતિક લક્ષણો, સામાજિકતા, સંવેગાત્મક લક્ષણો વિગેરેનો વિચાર કરવો જોઇએ. આ પ્રમાણે વ્યક્તિત્વ વ્યવહારનો સમગ્ર ગુણ છે જેવા કે તેના વિચાર અને અભિવ્યક્તિની રીત, તેની અભિવૃત્તિ અને રૂચિ, કાર્ય કરવાની પદ્ધતિ અને તેના વ્યક્તિગત જીવન દર્શન ( Philosophy of life ) થી પ્રકટ થાય છે.

(૨) વ્યક્તિત્વના લક્ષણ. ( Personality Traits ) અથવા વ્યક્તિત્વનાં તત્વ ( Factors of Personality ):—

આપણે જોઈ ગયા કે વ્યક્તિત્વ વ્યક્તિનાં લક્ષણોની એક સમષ્ટિ છે, એકમ છે. તેનું આપણે તેના વિભિન્ન મહત્વના ભાગોમાં વિભાજન કરી સારી રીતે અધ્યયન કરી શકીએ. વ્યકિત્વનું પૃથક્કરણ તો ઘણી રીતે થઈ શકે છે. છતાં પણ તેમાં રહેલાં તત્વો અસંખ્ય છે તેથી તેનું પૂર્ણતયા વર્ગીકરણ તો અશકય છે. તો પણ અમુક મુખ્ય-મુખ્ય તત્વો કે જે ઘણા માણસોમાં જુદાં જુદાં જોવામાં આવે છે તે દર્શાવી શકાય. તે મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે. (૧) શારીરિક લક્ષણ, (૨) બુદ્ધિ, (૩) સંવેગશીલતા (૪) ચરિત્ર (૫) સામાજિકતા (૬) સશક્તતા. Disposition temper
temperament Character, intelligence

(૧) શારીરિક લક્ષણ ( Physical Traits ):—શરીરની રચના અને રૂપ, ઉંચાઈ, વજન, વિગેરેનો વ્યકિતત્વના નિર્માણમાં ઘણો જ પ્રભાવ પડે છે. આપણી સફળતા અને નિષ્ફળતા આપણા દેખાવ ઉપર પણ આધાર રાખે છે। દેખાવનો અર્થ એ નહીં કરવાનો કે ઉંચાઈ, ભાર, ચહેરાની અભિવ્યકિતઓ. પરંતુ તેની સાથે સાથે અવાજ, પોશાક તથા અન્ય સંબંધિત તત્વો કે જેને વ્યકિગત ચારિત્ર સાથે ઘનિષ્ઠ સંબંધ હોય. શારીરિક લક્ષણ વ્યક્તિત્વનું મહત્વપૂર્ણ તત્વ છે. વ્યકિતત્વનાં અન્ય. મહત્વનાં લક્ષણો પણ શારીરિક લક્ષણ પર અવલંબન રાખે છે. આપણે ઉપર જોયાં તે લક્ષણો વાસ્તવિક રીતે વ્યકિતનું પ્રસન્ન કે અપ્રસન્ન વ્યકિતત્વની રચના કરે છે. ઘણી બાબતો એવી છે કે જે વ્યકિતના નિયંત્રણમાં નથી. જે વ્યક્તિત્વને પ્રભાવિત કરે છે. દરેક વ્યક્તિ દેખાવમાં સુંદર અને ચિત્તાકર્ષક હોતી નથી. પરંતુ તે સ્વચ્છ અને સુંદર વસ્ત્રોથી વિભૂષિત થાય. દેખાવ સુંદર બની શકે છે. પરંતુ તેમાં મુખ્ય બાબત એ છે કે સારી પ્રવૃત્તિઓ. અને સારી રીતભાત હોવી જોઈએ. જો તે પ્રમાણે હોય તો

કુરૂપ માણસનાં પણ જનતા વખાણ કરે છે. આપણી ટેવોનો પણ વ્યક્તિત્વ પર પ્રભાવ પડે છે. શારીરિક તત્વથી વ્યક્તિનો અન્ય વ્યક્તિઓ પર ઘણો પ્રભાવ પડે છે.

બુદ્ધિ ( Intelligence ).—વ્યક્તિનાં માનસિક લક્ષણો જેવાં કે બુદ્ધિ, નિરીક્ષણ શક્તિ, સ્મૃતિ, કલ્પના, ધ્યાન, નિર્ણય, વિચાર વિગેરે વ્યક્તિત્વનાં મહત્વનાં લક્ષણો છે. બુદ્ધિનો અર્થ એ છે કે જીવનની સમસ્યાઓનો સામનો કેવી રીતે કરવો અને તેમનો ઉકેલ કેવી રીતે કરવો, તેની યોગ્યતા અને શક્તિ. સામાન્ય રીતે તેનો સંબંધ શીખવાની યોગ્યતા સાથે છે. પરંતુ તેનો અર્થ એ નહીં કરવાનો કે જે સમસ્યાઓ આપણે સમજ્યા અને જેનો ઉકેલ કર્યો તે. પરંતુ તેનો અર્થ એ કરવાનો કે સમસ્યાને શીખવાની અને તેનો ઉકેલ કરવાની યોગ્યતા કે શક્તિ. આ શક્તિમાં વ્યક્તિગત ભિન્નતા રહેલી હોય છે. તે દરેક વ્યક્તિમાં જુદી જુદી હોય છે. ઘણા માણસો અન્ય બીજાઓ કરતાં અધિક બુદ્ધિ તથા માનસિક સ્વસ્થતા ધરાવતા હોય છે. માનસિક સજાગતા એ મનુષ્યનું અગત્યનું લક્ષણ છે, તેના સિવાયનાં અન્ય લક્ષણો નિરર્થક છે. બુદ્ધિ ન હોય તો વ્યક્તિનાં અન્ય દરેક લક્ષણોનો કંઈ જ અર્થ કે ઉપયોગ નથી. અને તેનો ઉપયોગ થાય છે છતાં યોગ્ય થઈ શકતો નથી. આ પ્રમાણે બુદ્ધિશક્તિ એ મનુષ્યનું સર્વસ્વ છે. તેના સિવાય મનુષ્યની શક્તિ કંઈ જ નથી. છતાં પણ આ લક્ષણ એકલું જ વ્યક્તિને માટે પુરતું નથી. કારણ કે અધિક બુદ્ધિ હોય. પરંતુ સશક્તતા અને દ્રઢતા ન હોય તો જીવનમાં સારી સફળતા મળી શકતી નથી. તેવી જ રીતે વ્યક્તિ અધિક બુદ્ધિ ધરાવતી હોય પણ ચારિત્ર્યહીન હોય તો તે સમાજને માટે ભયકારક હોય છે. આ પ્રમાણે માનસિક સતર્કતા બુદ્ધિની સાથે રહેવી જોઈએ. અર્જિત યોગ્યતાઓનો પણ વ્યક્તિત્વ ઉપર ઘણો પ્રભાવ પડે છે.

(૩) સંવેગશીલતા ( *Emotionality* ):—

સંવેગાત્મક લક્ષણો અને પ્રવૃત્તિઓ વ્યક્તિત્વનાં મુખ્ય લક્ષણ છે. કેટલાક લોકોમાં સંવેગશીલતા જન્મથી જ અધિક હોય છે અને કેટલાક લોકોમાં ઘણી જ ઓછી હોય છે. કેટલાક લોકોનો સ્વભાવ પ્રસન્ન ચિત્ત હોય છે. જ્યારે કેટલાક સદૈવ ઉદાસ રહેતા હોય છે. કેટલાક સ્વભાવના હોય છે. જ્યારે કેટલાક શાન્તચિત્ત અને પોતાના

કામ રાખનારા હોય છે. ઘણા એકદમ ક્રોધિત થઇ જનારા હોય છે. જે જરા જરા બાબતમાં ક્રોધ કરે છે. આ લોકો અન્ય લોકોનો પ્રેમ પ્રાપ્ત કરી શકતા નથી. એમ માનવામાં આવે છે કે અનાસર્ગી—ગ્રંથિઓમાંથી નીકળતા ન્યાસર્ગો ( Hormones ) ને કારણે સ્વભાવમાં અંતર હોય છે. આ પ્રમાણે સંવેગશીલતાનો વ્યક્તિત્વ પર ઘણો જ પ્રભાવ પડે છે. સંવેગશીલતાના લક્ષણ યુક્ત નીચે પ્રમાણે ચાર પ્રકારના મનુષ્યો હોય છે:

(અ) પ્રફુલ્લ ( Elated )—ઘણી વ્યક્તિઓ એવી હોય છે જે સદૈવ પ્રફુલ્લ અને પ્રસન્નચિત્ત રહે છે. તેમના સંવેગાત્મક જીવનમાં તે અધિક સુખી અને અધિક સક્રિય હોય છે. તે સદૈવ આશાવાદી (Optimistic) અને ખુશમિજાજ રહે છે. તે કોઈ પણ વસ્તુને ગંભીરતાપૂર્વક લઈ શકતા નથી અને તેથી ઘણી વખત અધિક કષ્ટ સહન કરવું પડે છે. અને ઘણી કઠિનાઈઓનો સામનો કરવો પડે છે. વ્યક્તિએ આશાવાદી બનવું જોઈએ. પરંતુ તે સંતુલિત અને યોગ્ય આશાવાદ ( Optimism ) હોવો જોઈએ.

(બ) ઉદાસ ( Depressed )—કેટલાક લોકો સદૈવ ઉદાસ અને ખિન્ન મન રહેતા હોય છે. આ જાતની વ્યક્તિઓ પ્રફુલ્લ વ્યકિતનાથી તદ્દન વિરૂદ્ધ હોય.છે. તેઓ નિરાશાવાદી ( Pessimistic ) હોય છે. અને સદૈવ સંવેગાત્મક ઉદાસીનતાથી પીડિત રહે છે. આ જાતના લોકો સદૈવ વસ્તુની ખરાબ બાજુ જુએ છે. તેમની મનોદશા જ એવા પ્રકારની હોય છે. તેઓ સંવેગાત્મક ઉદાસીનતાથી સતત પીડિત રહેતા હોવાથી જીવનના સાચા આનંદનો અનુભવ કરી શકતા નથી.

(ક) ચીઢીયા ( Imitaple )—કેટલાક લોકો એવા હોય છે કે જેનો સ્વભાવ ચીઢીયો હોય છે. તેમનું મગજ હંમેશ ઉંચું જ ચઢેલું હોય છે. તેમનામાં ન તો પ્રસન્ન થવાની પ્રવૃત્તિ હોય છે, ન તો ખિન્ન થવાની. તે હર સમયે કોઈ ન કોઈ નવો તમાશો શરૂ કરે છે. જરા જરા બાબતમાં ચિડાઇ જાય છે. અને હંમેશાં લડવાનો અવસર શોધતા રહે છે અને તેમને ઘણું કરીને મેળવી પણ શકે છે.

(ડ) અસ્થિર ( Unstable )—ઘણા લોકો એવા હોય છે કે જે એક ક્ષણે પ્રસન્ન અને તેના પછી તરત જ ઉદાસ જો કે આમ થવાનું કોઈ કારણ પણ હોતું નથી. તેમનો મિજાજ હંમેશાં સંતુલિત રહેતો નથી.

તેમને સંવેગોની સનક આવે છે. આપણે તેને માટે કદાપિ ન કહી શકીએ કે તે કેવી મનોદશામાં મળશે. અને એ વાત ચોક્કસ છે કે આપણે તેને ગમે તે એક મનોદશા દશામાં જોઈ શકીએ.

(૪) ચરિત્ર ( Character ):—

સંકલ્પાત્મક લક્ષણો અને નૈતિક ચરિત્ર વ્યક્તિત્વનાં મહત્વપૂર્ણ લક્ષણો ગણાય છે. વ્યક્તિનાં ઐચ્છિક કર્મો પર સંકલ્પનું નિયંત્રણ હોય છે. ચરિત્ર એટલે આપણે અહીંયાં નૈતિક લક્ષણો સમજવાનાં છે. નૈતિકતા એ ફક્ત સામાજિક નિર્ણય છે કે આપણે વ્યક્તિત્વનાં વિભિન્ન લક્ષણોનો યોગ્ય વિકાસ કર્યો છે કે કેમ. અને આપણે તે યોગ્ય નિર્ણય પ્રાપ્ત કરવા માટે વસ્તુનો સમાજ અસ્વીકાર કરે તેનાથી દૂર રહેવું. તેમાં એ પ્રતિક્રિયાઓનો સમાવેશ થાય છે જેનો સંબંધ આપણા નૈતિક અને ધાર્મિક નિયમો સાથે છે. તથા આપણા વ્યક્તિગત-રીતે અંગીકૃત આચરણના આદર્શો સાથે છે. સાચી નૈતિકતા સમાજને ઉપયોગી અને તેના સારા માટે કરવાની ટેવોને કેળવવી.

(૫) સામાજિકતા ( Sociability ):—

વ્યક્તિના વ્યક્તિત્વનો મહત્વપૂર્ણ ભાગ સામાજિક લક્ષણોથી બનેલો છે. બાળક જ્યાં સુધી સામાજિક રંગથી રંગાયું હોતું નથી ત્યાં સુધી તો તે વ્યક્તિવાદી હોય છે. અને લોકોમાં અધિક રસ ધરાવતું નથી પરંતુ ધીરે ધીરે તેનામાં તે વિકાસ પામે છે. અને સમાજમાં તે દરેક સાથે હળી મળી પોતાના વ્યક્તિત્વનો વિકાસ કરે છે. આ પ્રમાણે વ્યક્તિત્વનો સામાજિકતા પર ઘણો આધાર રહેલો હોય છે. વ્યક્તિ અન્ય વ્યક્તિઓ સાથે કેવો વ્યવહાર કરે છે, તે અન્ય વ્યક્તિઓનાં આચરણ અને અભિવૃત્તિઓ પ્રતિ કેવી પ્રતિક્રિયા કરે છે. તે સામાજિક દૃષ્ટિએ કેવો છે, તે આક્રમક છે કે પલાયન કરનાર, અભિમાની છે કે વિનમ્ર, સહાનુભૂતિશીલ છે કે તટસ્થ. આ દરેક પ્રશ્નો સમાજ સાથે સંબંધ ધરાવે છે આ પ્રમાણે દરેક વ્યક્તિમાં સામાજિકતાની વિભિન્ન માત્રા રહેલી હોય છે.

સામાજિકતાની દૃષ્ટિએ યુંગે (Jung) બે પ્રકારના વ્યક્તિઓ જણાવ્યા છે. અંતર્મુખી (Entroverts) અને બહિર્મુખી (Extroverts).

(અ) અંતર્મુખી ( Introverts )—અંતર્મુખી વ્યક્તિઓમાં માનસિક શક્તિ પોતાની તરફ ઉન્મુખ હોય છે અંતર્મુખી વ્યક્તિની આન્તરિક

વૃત્તિ એવી હોય છે કે જેનાથી તે પોતાના જ વિચારો, અનુભૂતિઓ અને આદર્શોમાં રૂચિ લે છે. તે નિકટસ્થ સામાજિક પરિવેશમાં રૂચિ ન રાખતાં પોતાની જ વિચારો અને અનુભૂતિઓને પ્રાધાન્ય આપે છે. વિશેષતયા તે પોતાનાથી જ સંપર્ક રાખે છે. તે હંમેશ વિચારમાં ડૂબેલો રહે છે, અને હંમેશાં મનન અને ચિંતનમાં સંલગ્ન રહે છે. તે યોજના બનાવવાનું અધિક પસંદ કરે છે અને અન્તિમ નિર્ણય કરવામાં હંમેશાં આનાકાની કરે છે. તે અન્ય વ્યક્તિઓને પોતાના વિચારોથી પ્રભાવિત કરવાનો પ્રયત્ન કરે છે. જ્યારે કોઈ વખત તેમની સમક્ષ સામાજિક કઠિનાઈ ઉપસ્થિત થાય છે તો તે તેનાથી દૂર ભાગે છે. ઘણું કરીને સામાજિક કાર્યોમાં ભાગ લેતા નથી. તે ભૌતિક પરિવેશમાં રૂચિ રાખી શકે છે. તેમનું મન હંમેશાં અસ્થિર અને વિચલિત રહે છે. કાર્ય કરવા કરતાં તેઓ વિચાર અને યોજનાઓ બનાવવી અધિક પસંદ કરે છે. તે અવ્યક્ત અને અદૃશ્ય નિયમો તથા શક્તિઓમાં અધિક રૂચિ ધરાવે છે. તેઓ ભવિષ્યનો વિચાર કરે છે. આદર્શોની બાબતમાં વિચાર કરે છે. તે આત્માના અવાજ પર કાર્ય કરનાર તથા કલ્પનામાં જ રહેનાર હોય છે. દાર્શનિક, કવિ વિગેરે આ પ્રકારના માણસો હોય છે.

(ब) બહિર્મૂખી (Extroverts)

બહિર્મૂખી વ્યક્તિની માનસિક શક્તિ બહાર તરફ ઉન્મૂખ હોય છે. તેની સામાજિક વાતાવરણ પ્રતિ અધિક રૂચિ હોય છે, તેમને પોતાના જ વિચારો હોતા નથી પરંતુ તે બાહ્ય જગતમાં રૂચિ ધરાવનારા હોય છે. સામાજિક કાર્યોમાં તે ભાગ લે છે અને પ્રત્યેક સામાજિક પરિસ્થિતિનો સામનો કરે છે. વાતાવરણમાં થતી ઘટનાઓમાં ભાગ લેવો તે અધિક પસંદ કરે છે તે ભવિષ્યનો વિચાર કરતા નથી પરંતુ વર્તમાનમાં રહે છે. અને પોતાની સંપત્તિ અને સામાજીક સફળતાઓને પ્રાધ્યાન્ય આપે છે. તેમનામાં અનુભૂતિ પણ અધિક હોય છે. તે સ્વતંત્ર રીતે સમાજ સાથે આદાન પ્રદાનમાં ભાગ લે છે. તે દૃસ્ય ભૌતિક જગતમાં રૂચિ ધરાવે છે. તે નિર્ણય જલદી કરી શકે છે અને પોતાની યોજનાઓને જલદી ક્રિયાન્વિત કરે છે. તે વ્યવહારિક અને કામ કરનાર હોય છે. તે હંમેશાં સક્રિય રહેવું પસંદ કરે છે. સામાજિક કાર્યકર્તાઓ, રાજનૈતિક કાર્યકર્તાઓ વિગેરે આ પ્રકારના માણસો હોય છે.

આ પ્રમાણે બે પ્રકારની વ્યક્તિઓ હોય છે. પરંતુ ઘણું કરીને તો આ બન્ને પ્રકારની મધ્યના હોય છે એટલે કે જેમની માનસિક શક્તિ ન તો અધિક બહિર્મૂખ હોય છે કે. ન તો અધિક અંતર્મૂખ. યુંગ (Jung) જણાવે છે કે જે વ્યક્તિ પોતાના જાગૃત જીવનમાં બહિર્મૂખ હોય છે તે પોતાના અચેતનમાં અંતર્મૂખી હોય છે અને જે પોતાના જાગૃત જીવનમાં અંતર્મૂખી હોય છે તે પોતાના અચેતનમાં બહિર્મૂખી હોય છે. જે વ્યક્તિ આ બન્નેની મધ્યની કોટિના હોય છે તેમને યુંગ અંતર્બહિર્મૂખી (Ambivert) કહે છે, તેમની રૂચિઓ ઘણું કરીને ન તો પોતાનામાં હોય છે ન સમાજ તરફ. અને સર્વાધિક સંખ્યા અંતર્બહિર્મૂખી વ્યક્તિઓની જોવામાં આવે છે.

(૬) સશક્તા (Forcefulness):—

સશક્તતા વ્યક્તિત્વનું પ્રધાન તત્વ છે. વ્યક્તિની સફળતા માટે આ તત્વ અધિક આવશ્યક અને અનિવાર્ય છે. એ જોવામાં આવે છે કે અત્યંત ઉત્કૃષ્ટ વ્યક્તિ સશક્તતા અને દૃઢતાના અભાવના કારણે ઘણું કરીને, જીવનમાં અસફળતા મેળવે છે, કેટલીક એવી વ્યક્તિઓ કે જે સાધારણ શક્તિ ધરાવે છે, તે પોતાની સશક્તતા અને દૃઢતાને કારણે સારી પ્રગતિ કરે છે અને આગળ વધી જાય છે આ રીતે વ્યક્તિગત સફળતા માટે સશક્તતા કે યોગ્યતા અને દૃઢતા આવશ્યક તત્વ છે.

આ સિવાયનાં વ્યક્તિત્વનાં ઘણાં તત્વો છે જે વ્યક્તિત્વની રચનામાં ભાગ લે છે. પરંતુ આ ૭ તત્વો મુખ્ય છે જે પૂર્ણ વ્યક્તિત્વ બનાવે છે. આ દરેક તત્વો વ્યક્તિમાં સંગઠિત હોય છે. આપણે જે અનેક દૃષ્ટિકોણથી વ્યક્તિને જોઈએ છીએ તે વ્યક્તિત્વની વિમાઓ (Dimensions) કહેવામાં આવે છે.

### (૩) વ્યક્તિત્વના નિર્માણમાં શારીરિક અને સામાજિક તત્વ (Physiological and Social factors in Personality).

(૧) શારીરિક તત્વ (Physiological Factors)

કોઈ વ્યક્તિના વ્યક્તિત્વમાં તેનો આકાર પ્રકાર એક અગત્યનું તત્વ છે. તેના આકાર પ્રકારનો પ્રભાવ અન્ય વ્યક્તિઓ પર પડ્યા સિવાય રહેતો નથી. જો કે એવું તો નથી જ એક મહાકાય આદમી હમેશાં પ્રભા-

વશાલી હોય છે અને અલ્પકાય આદમી હંમેશાં નમ્ર હોય છે. પૈશિક વિકાસ અને પૈશિક રૂપનો પણ પ્રભાવ પડે છે. સાધારણ રીતે એ જોવામાં આવે છે કે અધિક જાડા અને ગોળમટોળ આદમી અધિક આરામપ્રિય, હાસ્યપ્રિય અને સામાજિક હોય છે અને નિર્બળ અને દુબળા પાતળો આદમી સંયમી અને અંતર્મૂખ હોય છે. શરીરમાં રહેલું જૈવિક તત્વ જેને પ્રાચિન લોકો સ્વભાવ કહેતા હતા તેના જેવું છે. કેટલાક લોકો તેને આપણા વિભિન્ન સ્વભાવો સાથે સંયુક્ત કરે છે. તે જણાવે છે કે જે વ્યકિત આશાવાદી હોય છે તેનામાં અતિરિકત રકત રહેલુ હોય છે. ચિઢીયા વ્યકિતમાં પિત્ત (Bile) અધિક હોય છે. ઉદાસ વ્યક્તિમાં (Melancholic) સ્પ્લીન (Spleen) અધિક હોય છે અને શાન્ત વ્યક્તિમાં કફ ( Phlegm ) અધિક હોય છે: જો કે આ સિદ્ધાન્તને માનવામાં આવતો નથી પરંતુ એ બાબતનો તો સ્વીકાર કરવો જ જોઈએ કે વ્યક્તિના વર્તન સાથે રસાયણિક દ્રવ્યોનો ઘનિષ્ઠ સંબંધ છે. જેમાંનાં કેટલાંક દ્રવ્યો શરીરમાં જ તૈયાર થાય છે અને કેટલાક ખોરાક, પેટ વિગેરે દ્વારા બહારથી અંદર જાય છે. એ બાબત સ્પષ્ટ છે કે વ્યક્તિત્વના નિર્માણમાં શારીરિક દશા અગત્યનો ભાગ ભજવે છે. આપણે એ જોઈએ છીએ કે જ્યારે અધિક સમય અનિદ્રા રહી હોય, કે જ્યારે અધિક થાકી ગયા હોઈએ ત્યારે સ્વભાવ ચીઢીઓ થઈ જાય છે અને જરા જરા બાબતો પર ગુસ્સે થઈએ છીએ. એક મામુલી બાબત લઈએ કે જ્યારે આપણને શરદી થઈ હોય છે ત્યારે સુસ્ત બની જઈએ છીએ, કોઈ કાર્યમાં મન લાગતું નથી અને ક્રોધ પણ જલદી આવી જાય છે. આ રીતે દવાઓ, ખોરાક, રોગ વિગેરેનો વ્યકિતત્વ પર પ્રભાવ પડે છે.

૬ ભોજનનો પ્રભાવ—વ્યક્તિત્વ ઉપર ભોજનનો ઘણો જ પ્રભાવ પડે છે. જ્યારે વ્યક્તિને પૂર્ણ ભોજન મળે છે ત્યારે તે આનંદી, કાર્યશીલ અને પ્રસન્નચિત્ત રહે છે. પર્યાપ્ત પોષણ ન મળતાં વ્યક્તિનું માનસિક સંતુલન બગડી જાય છે. તેમનું મન હંમેશાં ભોજનના વિચારોમાં જ લાગેલું રહે છે. ઉદાસ, ચિઢીયા ( Initadle ) અને અસામાજિક ( Unsocial ) બની જાય છે. રમતગમત, સિનેમા વિગેરે પ્રતિથી રૂચિ ઘણી જ ઓછી થઈ જાય છે. જાતીયવૃત્તિ ( Sex ) પણ ઓછી થઈ જાય છે. હસી મજાક તો તેમને પસંદ આવતી જ નથી આ પ્રમાણે ભોજનનો પ્રભાવ વ્યક્તિના સ્વભાવ અને કાર્યો પર અધિક પડે છે.

દવાઓનો પ્રભાવ—ઘણી વખત જોવામાં આવે છે કે કેટલાક લોકો શમક દવાઓ (Sedactive drugs)નો ઉપયોગ કરે છે મદિરા (Wine) બાબતમાં લોકોનુ માનવુ છે કે મદીરા પાનથી શરીર અને મનને ઉત્તેજના મળે છે અને સક્રિયતા પ્રાપ્ત થાય છે પરતુ તેમ નથી તેની બાબતમા અધ્યયન કરી જોતાં માલુમ પડ્યુ છે કે મદિરા મસ્તિષ્કની ક્રિયાઓને નિષ્ક્રિય (Baralyse) કે શિથિલ કરી દે છે, જ્યારે માણસ સુરાપાન કરે છે ત્યાર પછી તે અધિક વાતો કરે છે, અશિષ્ટ બોલે છે, અને લડાકુ વૃત્તિ પ્રદર્શિત કરે છે તેનું કારણુ એ છે કે મગજ તેમની એ વૃત્તિઓ અને આચરણો પર કાબુ કરી શક્તું નથી કારણકે મદ્યની અસરથી નિષ્ક્રિય થઈ ગયુ હોય છે ઘણા લોકો નિદ્રા માટે ગોળીઓનો ઉપયોગ કરે છે તેનાથી શરીરની સામાન્ય ચેષ્ટા ઓછી થઈ જાય છે, પેશીઓનો સહયોગ વિચ્છેદ થઈ જાય છે, ધ્યાન ભગ થાય છે અને ઘેન આવવા લાગે છે અને ઉંઘ આવી જાય છે આમ બનવાનુ કારણુ મગજના અમુક અગો શિથિલ કે નિષ્ક્રિય થઈ જાય છે

૪ માંદગીનો પ્રભાવ—ગભીર માંદગી મનુષ્યના વ્યક્તિત્વ પર ઘણો જ પ્રભાવ પાડે છે અને ઘણી વખત તો તેનાથી વ્યક્તિત્વમા પરિવર્તન પણુ થઈ જાય છે જ્વરની ગરમી અને રોગનુ ઝેર વિગેરે મનુષ્યના મગજ પર એવી અસર કરે છે કે તે અસ્થાયી રૂપે સારી રીતે કામ કરી શકતું નથી ઘણા રોગોનાં અપ્રત્યક્ષ પરિણામો પણુ હોઈ શકે છે બિમારીમા માણસ પરાવલમ્બી બને છે અને ઘણી વખત આ માંદગીમાંથી ઉઠયા પછી લાબા સમય સુધી પણુ તેવો જ રહે છે

૫ અતરાસર્ગી ગ્રથિઓ (Endocrine glands)નો પ્રભાવ—આપણે સવેગના અધ્યાયમાં અંતરાસર્ગી ગ્રથિઓની બાબતમા વિસ્તૃત ચર્ચા કરી છે પરતુ અહીંયાં તેના વિવિધ પ્રકારોનાં અસ્તિત્વ પર પડતા પ્રભાવો કે જેનાથી વ્યક્તિત્વ પ્રભાવિત થાય છે તે ઉપર વિચાર કરવો આવશ્યક હોવાથી તે બાબતની ચર્ચા કરીશુ અતરાસર્ગી ગ્રથિઓ તેમને કહેવામાં આવે છે કે જે પોતાના ઉત્પાદનને રક્તમા મિલાવી દે છે અતરાસર્ગી ગ્રંથિઓ ચાર પ્રકારની હોય છે ગલગ્રથિઓ (Thyroid glands), ઉપરક્ક ગ્રથિઓ, (Adrenal glands), પોષ ગ્રથિઓ ( Pituitary glands ) અને પ્રજનન ગ્રથિઓ ( Glands ) જ્યારે ગલ ગ્રથિઓ જન્મથી જ રોગપૂર્ણ

હોય અથવા તો તેને શૈશવકાળમાં નષ્ટ કરવામાં આવી હોય તો બાળકની વૃદ્ધિ અવરોધાય છે, તેની બુદ્ધિનો વિકાસ થતો નથી. પરંતુ ત્યારબાદ એટલે કે કિશોરાવસ્થા વીત્યા બાદ જો તેમનો નાશ થયો હોય તો વ્યક્તિમાં ઘણાં જ પરિવર્તનો થાય છે. તેનામાં પહેલાંના જેવી સ્ફુર્તિ રહેતી નથી અને એક જાતની શિથીલતાનો શિકાર બને છે, તેના મગજ અને પેશીઓની ક્રિયા મંદ થઈ જાય છે. તેનામાં ભૂલકણાપણું, મૂર્ખતા (Stupidity) આવી જાય છે. તે કામ કરી શકતો નથી, કંઈ વિચાર કરી શકતો નથી તેમજ કોઈપણ બાબત કે વસ્તુ પર દઢતાપૂર્વક ધ્યાન કેન્દ્રિત કરી શકતો નથી. જ્યારે ગલગ્રન્થિ અતિક્રિયાશીલ થાય છે ત્યારે વ્યક્તિ અશાન્ત, આતત (Tense), ચીઢીયો અને ચિંતાગ્રસ્ત બની જાય છે. જો વ્યકિતના વિકાસકાળમા તેમ બને છે તો તેની ઉંચાઇ અધિક જલદી વધે છે. ઉપવૃક્કગ્રંથિ (Adrenal glands)ના ન્યાસર્ગને ઉપવૃક્કીય ( Adrenin ) કહેવામાં આવે છે. તે અધિક શકિતશાળી હોય છે, તેનાથી રક્તચાપમાં વૃદ્ધિ થાય છે, આમાશય અને આંતરડાની ક્રિયા સ્થગિત થઈ જાય છે, તે માંસ પેશીઓને કાર્ય માટે સામર્થ્ય પ્રદાન કરે છે. તેનાથી એકદમ પરસેવો આવી જાય છે. ફેફસાં (Lungs)ના વાયુમાર્ગો પહોળા થઈ જાય છે અને આંખના ડોળાનો ફેલાવો થાય છે. આ પ્રમાણે ઉપવૃક્કીયનું સાધારણ પ્રમાણ ઘણુજ ફેરફારો કરી શકે છે, પોષ ગ્રંથિઓની અતિક્રિયાશીલતા વ્યકિતને પુષ્ટ પેશીઓવાળો બનાવે છે તે વ્યકિતને આક્રમક, આત્મસંયમવાળી અને વિચાર કરનારી બનાવે છે. જ્યારે આ ગ્રંથિની ન્યુનક્રિયાથી માણસ એકદમ દુબળો, પાતળો અને નિર્બળ બની જાય છે. તે જલદી હતોત્સાહ થઈ જાય છે અને જ્યારે પોતાના કાર્યમાં કોઇ કઠિનાઈ આવે તો તે કાર્યનો ત્યાગ કરનાર થઈ જાય છે. પ્રજનન ગ્રંથિઓનો પણ વ્યકિતત્વ ઉપર ઘણો પ્રભાવ પડે છે પુરૂષના ન્યાસર્ગોનું સંતુલન પુરૂષમાં પુરૂષત્વ અને સ્ત્રીના ન્યાસર્ગો સ્ત્રીમાં સ્ત્રીત્વનો વિકાસ કરે છે. આ ગ્રંથિઓના અભાવમાં સ્ત્રી પુરૂષોમાં યૌન ચિન્હો જોવામાં આવતાં નથી. આ ગ્રંથિઓ સંતાનોત્પતિ સંબંધી કોશો રજકીટ ( Orum ) અને શુક્રકીટ ( Spermatozoon ) ઉત્પન્ન કરે છે. ઘણે ભાગે સ્ત્રીઓમાં માસિક ધર્મ, ગર્ભાધાન તથા શિશુને દુગ્ધપાન (Laetation) જેવી સંતાનોત્પત્તિ સંબંધી પ્રક્રિયાઓનું નિયંત્રણ ન્યાસર્ગો દ્વારા જ થાય છે. જો કે માતાની જેમ વ્યવહાર કરવો તે મગજ પર આધાર રાખે છે પરંતુ એમ કહેવામાં આવે છે કે બાળકનું માત્રોચિત પાલન કરવાની પ્રેરણા પણ ન્યાસર્ગોથી જ મળે છે. યૌન રૂચિના વિકાસ

માટે યૌન ન્યાસર્ગ ( Sex hormones ) આવશ્યક છે. આ પ્રમાણે અંતરાસર્ગી ગ્રંથિઓની અતિક્રિયાશીલતા અને ન્યુન ક્રિયાશીલતાનો વ્યક્તિ પર ઘણો જ પ્રભાવ પડે છે અને વ્યક્તિત્વમાં પરિવર્તન પણ થાય છે. પરંતુ એમ ઘણું ઓછું જ બને છે. કારણ કે સાધારણ રીતે અધિકાંશ વ્યક્તિઓમાં અંતરાસર્ગ સંતુલન રહેલું હોય છે.

(૨) સામાજિક તત્વ ( Social Factors )

વ્યક્તિત્વના નિર્માણમાં સામાજિક વાતાવરણ મહત્વનો ભાગ ભજવે છે. વ્યક્તિત્વનો વિકાસ વ્યક્તિનાં કાર્યો પર આધારિત હોય છે. જે તેના પર પડતા ભૌતિક વાતાવરણથી પ્રાપ્ત થતી ઉત્તેજના પર આધારિત હોય છે. જો કે તેના પર પડતા ભૌતિક વાતાવરણના પ્રભાવો પ્રતિ નિર્લક્ષ ન રહેવાય. જેમકે ઉષ્ણ આબોહવાવાળા પ્રદેશમાં રહેનાર વ્યક્તિ સુસ્ત હોય છે જ્યારે સમશીતોષ્ણ આબોહવામાં રહેનાર સ્ફુર્તિવાળા અને ઉત્સાહી હોય છે. છતાં પણ સામાજિક વાતાવરણનો વ્યક્તિત્વના નિર્માણમાં અધિક પ્રભાવ પડે છે એમ કહેવું અત્યુક્તિ ન કહી શકાય.

બાળક સમાજમાં જ જન્મે છે અને તેમાં જ તેનો વિકાસ થાય છે.. પ્રથમ તો તે પોતાના માતાપિતાથી પ્રભાવિત થાય છે અને તેમની જેમ પોતાનું વર્તન કરે છે. તે પોતાના કુટુંબના નિયમો અપનાવે છે અને પોતાના ચારિત્ર્યનું ઘડતર તે પ્રમાણે કરે છે. આચરણની સાથે તેની ટેવો પણ રહેલી છે. જો માતાપિતા તેને અયોગ્ય ટેવોથી ન રોકે તો તે ટેવોમાં વૃદ્ધિ થતી જાય છે. તે પોતાના સાથી મિત્રો સાથે ખેલકૂદમાં ભાગ લે છે. ત્યાં પણ તેના કેટલાક ગુણોનો વિકાસ થાય છે. જેમ જેમ તેની વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તે સમાજના સંપર્કમાં અધિક આવે છે અને સમાજમાંથી આવશ્યક બાબતોને ગ્રહણ કરે છે.

(૪) વ્યક્તિત્વનો વિકાસ ( Development of Personality )

વ્યક્તિત્વના વિકાસમાં વંશાનુક્રમ (Haridity) અને વાતાવરણ કે પરિવેશ (Environment) બે મહત્વનાં તત્વો છે. વંશાનુક્રમથી વ્યક્તિ જન્મજાત શક્તિઓ પ્રાપ્ત કરે છે અને વાતાવરણમાં વ્યક્તિને શક્તિઓની સિદ્ધિ માટે સગવડ કરી આપે છે. પરિવેશમાં ભૌતિક પરિવેશ ( Physical environment ) અને સામાજિક પરિવેશ (Social environment)

મોટું બાળક જે પોતાના નવાગન્તુક ભાઈ કે બહેનના કારણે માતાપિતાના લાડથી વંચિત થાય છે, તે ઈર્ષ્યાળુ, સ્વામિત્વ તથા વિશેષાધિકારમાં વિશ્વાસ કરતું થઈ જાય તે સંભવિત છે. અને તેમ માનીને તે પોતાની સ્થિતિને ટકાવી રાખવાને પ્રયત્નશીલ રહે છે. બીજું બાળક કે જે પહેલા બાળકને તેના વિશેષ અધિકારોથી વંચિત કરવાને ઇચ્છુક હોય છે તે ઉત્સુક વ્યક્તિ બની શકે છે. તેમજ પૂર્વસ્થાપિત વ્યવસ્થાની વિરૂદ્ધ વિદ્રોહ કરનાર થઈ શકે છે. બધાથી નાનું બાળક જે પરિવારમાં સદૈવ "બાબો" ગણાય છે તે અત્યધિક પરનિર્ભર, સેવા અને સહાયતા માટે સદૈવ બીજાઓની તરફ જોનાર થઈ શકે છે. અવાંચ્છિત બાળક કે જેને પરિવાર ઘૃણાથી જુએ છે અને તેને તિરસ્કારે છે તે અપરાધી અને સામાજિક પરિવેશ સાથે પોતાનું સમાયોજન કરવામાં અસમર્થ રહે તેવો બને તે સંભવિત છે.

બાળકના જન્મક્રમ ઉપરાંત ઘરની અન્ય બાબતોનો પણ બાળકના ઉપર ઉંડો પ્રભાવ પડે છે. તેના ઉપર પણ અધિક આધાર રહે છે કે માતા તેને પોતાનાં કાર્યો માટે કેટલું પ્રોત્સાહન આપે છે. તેને સામાજિક પ્રાણીઓ સાથે સહકાર સાધવામાં, લોકોને સમજવામાં, તેના સામાજિક સ્વભાવનો વિકાસ કરવામાં, લોકોને સહાય કરવામાં તથા તેને સામાજિક પ્રાણીના રૂપમાં સમાજનો એક સક્રિય સભ્ય બનવામાં કેટલી મદદ કરે છે. આ પ્રમાણે દરેક બાળક પોતાના પ્રારંભિક જીવનમાં જીવનની એક શૈલી તૈયાર કરી લે છે જે તેના જીવન પર્યંત અપરિવર્તિત રહે છે. ઘણાનું કહેવું છે કે બાળક પોતાનાં માતાપિતાનું અનુકરણ કરે છે અને તે પણ નિષ્ક્રિય રીતે નહિ પરંતુ જાણી જોઈને કરે છે. બાળકની માતા બાળકના પિતાનો આદર રાખે છે અને તેમને પ્રેમ કરે છે. તેનો પ્રભાવ બાળક પર પડે છે. અને તે પણ પોતાના પિતાને પ્યાર કરે છે. પરંતુ જ્યારે પિતા તેને કોઈ વખત ધમકાવે છે ત્યારે બાળકને તે અપ્રિય લાગે છે. અને તેનો પ્રતિરોધ કરવાની પ્રવૃત્તિ તેનામાં જાગૃત થાય છે. પરંતુ પિતા સાથે હળીમળીને તે વિરોધનો અંત લાવે છે. ધીરે ધીરે તેનામાં પિતાનાં લક્ષણો આવતાં જાય છે. અને તે પોતાના વર્તન માટે પોતાને જવાબદાર સમજવા લાગે છે. અને તે એમ પણ માનવા લાગી જાય છે કે અન્યના વર્તનની ટીકા કરવી તેનો અધિકાર પ્રાપ્ત છે. તે સારા નરસાનો સ્વયં ખ્યાલ કરે છે. આ પ્રમાણે ગૃહમાં બાળકનો વિકાસ થાય છે. તેનામાં માતાપિતા પ્રત્યેની વફાદારીનો ગુણ જે હોય છે તે ત્યારબાદ તે સામાજિક સમુદો પ્રતિ વળી જાય છે. જેમાં તે પોતે સંપર્કમાં આવે છે.

બન્ને સમાવિષ્ઠ છે. ભૌતિક પરિવેશમાં વ્યક્તિના નિવાસસ્થાનને જલવાયુ કે આબોહવા, ભોજન, વૃક્ષો, પશુઓ તેમજ અન્ય સાધનોનો સમાવેશ થાય છે અને તેની વ્યક્તિના ઉપર મહત્ત્વપૂર્ણ અસર પડે છે. ભૌતિક પરિવેશની વસ્તુઓ વ્યક્તિને મુશ્કેલીઓ સહન કરનાર તેનો સામનો કરનાર, બળવાન કે દુર્બળ, પરિશ્રમી કે આળસુ બનાવે છે. ભૌતિક પરિવેશ કરતાં વ્યક્તિત્વ ઉપર વ્યક્તિના સામાજિક પરિવેશનો અધિક પ્રભાવ પડે છે.

( પરિવારમાં બાળકનું કાર્ય ( The role of the child in the home ).—

પ્રાકૃતિક લક્ષણો અનુસાર જોતાં તો એમ જાણીએ છીએ કે બાળકનો પ્રથમ કાર્યભાગ પરાવલમ્બી થવાનો અને નિર્બળ હોય છે. પરંતુ સાથે સાથે એ પણ છે કે તેને અધિકાધિક અત્યન્ત નિર્ભર થવાનું છે અને પોતાનો વિકાસ કરવાનો છે. બાળકના કાર્યનો મોટો ભાગ તેનાં માતાપિતા પર આધાર રાખે છે. ઘણાં માતાપિતા પોતાના બાળકને સ્વયં વિકાસ કરવાની તક આપતાં નથી. જો માતાપિતા બાળકને પોતાની રક્ષા કરવા અને કઠિન પરિસ્થિતિઓમાં પોતાને સંભાળી તેના ઉપર કાબુ કરવા માટે યોગ્ય અવસર પ્રદાન કરે અને તેના માટે પ્રોત્સાહન આપે તો તે આત્મનિર્ભર અને આત્મવિશ્વાસી બને. ઘણાં માતાપિતા એવાં હોય છે જે બાળકને દરેક જાતની મુશ્કેલીમાંથી બચાવવા એટલાં બધાં તત્પર રહે છે. બાળકને સ્વયં પ્રયત્ન કરવાની આવશ્યકતા રહેતી નથી અને પરિણામ સ્વરૂપ તે પોતાના પ્રયત્નથી કંઈ જ શીખી શકતું નથી. બાળકને વધારે ડરાવી ધમકાવીને રાખવામાં આવે તે પણ ઉચિત નથી કારણકે તે પરાવલમ્બી બની જાય છે. આ પ્રમાણે વધારે લાડ પ્યારથી ઊછરેલાં અને ડર અને મારથી ઉછરેલાં બાળકો બન્નેનાં વ્યક્તિત્વનું નિર્માણ ખરું જોતાં જતાં તો પરિવાર જ કરે છે.

આલ્ફ્રેડ એડબર ( Alfred Adber ) પરિવારમાં બાળકના જન્મક્રમ ( Birth order ) પર અધિક જોર દે છે. જ્યાં સુધી બાળક પોતાનાં માતાપિતાને એકનું એકજ હોય અને તેને પદચ્યુત કરનાર અન્ય ભાઈ ન હોય ત્યારે માતા પિતા તેને અધિક લાડ પ્યારથી પોષે છે. તેની વસ્તુઓમાં કોઈ ભાગ પડાવનાર નથી હોતું તથા તેની ઇચ્છા મુજબ થાય છે એટલે તે અધિક પરાવલંબી અને કઠોરહૃદયી બની જાય છે. જ્યારથી

મોટું બાળક જે પોતાના નવાગન્તુક ભાઈ કે બહેનના કારણે માતાપિતાના લાડથી વંચિત થાય છે, તે ઈર્ષ્યાળુ, સ્વામિત્વ તથા વિશેષાધિકારમાં વિશ્વાસ કરતું થઇ જાય તે સંભવિત છે. અને તેમ માનીને તે પોતાની સ્થિતિને ટકાવી રાખવાને પ્રયત્નશીલ રહે છે. બીજું બાળક કે જે પહેલા બાળકને તેના વિશેષ અધિકારોથી વંચિત કરવાને ઇચ્છુક હોય છે તે ઉત્સુક વ્યક્તિ બની શકે છે. તેમજ પૂર્વસ્થાપિત વ્યવસ્થાની વિરૂદ્ધ વિદ્રોહ કરનાર થઈ શકે છે. બધાથી નાનું બાળક જે પરિવારમાં સદૈવ "બાબો" ગણાય છે તે અત્યધિક પરનિર્ભર, સેવા અને સહાયતા માટે સદૈવ બીજાઓની તરફ જોનાર થઈ શકે છે. અવાંચ્છિત બાળક કે જેને પરિવાર ઘૃણાથી જુએ છે અને તેને તિરસ્કારે છે તે અપરાધી અને સામાજિક પરિવેશ સાથે પોતાનું સમાયોજન કરવામાં અસમર્થ રહે તેવો બને તે સંભવિત છે.

બાળકના જન્મક્રમ ઉપરાંત ઘરની અન્ય બાબતોનો પણ બાળકના ઉપર ઉંડો પ્રભાવ પડે છે. તેના ઉપર પણ અધિક આધાર રહે છે કે માતા તેને પોતાનાં કાર્યો માટે કેટલું પ્રોત્સાહન આપે છે. તેને સામાજિક પ્રાણીઓ સાથે સહકાર સાધવામાં, લોકોને સમજવામાં, તેના સામાજિક સ્વભાવનો વિકાસ કરવામાં, લોકોને સહાય કરવામાં તથા તેને સામાજિક પ્રાણીના રૂપમાં સમાજનો એક સક્રિય સભ્ય બનવામાં કેટલી મદદ કરે છે. આ પ્રમાણે દરેક બાળક પોતાના પ્રારંભિક જીવનમાં જીવનની એક શૈલી તૈયાર કરી લે છે જે તેના જીવન પર્યંત અપરિવર્તિત રહે છે. ઘણાનું કહેવું છે કે બાળક પોતાનાં માતાપિતાનું અનુકરણ કરે છે અને તે પણ નિષ્ક્રિય રીતે નહિ પરંતુ જાણી જોઈને કરે છે. બાળકની માતા બાળકના પિતાનો આદર રાખે છે અને તેમને પ્રેમ કરે છે. તેનો પ્રભાવ બાળક પર પડે છે. અને તે પણ પોતાના પિતાને પ્યાર કરે છે. પરંતુ જ્યારે પિતા તેને કોઈ વખત ધમકાવે છે ત્યારે બાળકને તે અપ્રિય લાગે છે. અને તેનો પ્રતિરોધ કરવાની પ્રવૃત્તિ તેનામાં જાગૃત થાય છે. પરંતુ પિતા સાથે હળીમળીને તે વિરોધનો અંત લાવે છે. ધીરે ધીરે તેનામાં પિતાનાં લક્ષણો આવતાં જાય છે. અને તે પોતાના વર્તન માટે પોતાને જવાબદાર સમજવા લાગે છે. અને તે એમ પણ માનવા લાગી જાય છે કે અન્યના વર્તનની ટીકા કરવી તેનો અધિકાર પ્રાપ્ત છે. તે સારા નરસાનો સ્વયં ખ્યાલ કરે છે. આ પ્રમાણે ગૃહમાં બાળકનો વિકાસ થાય છે. તેનામાં માતાપિતા પ્રત્યેની વફાદારીનો ગુણ જે હોય છે તે ત્યારબાદ તે સામાજિક સમુહો પ્રતિ વળી જાય છે. જેમાં તે પોતે સંપર્કમાં આવે છે.

બાળકનું પોતાની ટુકડીમાં કાર્ય. ( The role of the child in the Gang ):—

એ બાબત તો નિઃશંક છે કે વિકાસની ક્રિયા તો સદંતર ચાલુ જ રહે છે. બાળપણ અને પ્રૌઢાવસ્થામાં કોઈ વિચ્છિન્નતા હોતી નથી છતાં પણ જેમ જેમ બાળક સામુહિક કાર્યોમાં ભાગ લે છે તેમ તેમ તેના પોતાના નિયમો અભિવૃત્તિઓ અને જીવનની શૈલિમાં પરિવર્તન થયા કરે છે. બાળકને પરિવારમાં કાર્ય કરવામાં અડચણો ઉપસ્થિત થાય છે. અને તે પોતે પોતાના સાથીઓ સાથે પોતાની યોગ્યતાઓ માટે મુક્ત અવસર પ્રાપ્ત કરે છે. એ બાબત સત્ય છે કે ઘરના પ્રભાવો બાળક પર પડે છે. તે સ્થાયી હોય છે. છતાં બાળક પોતાના સાથીઓ સાથે રહેવામાં અને જવામાં અધિક રૂચિ રાખે છે. અને તેમની મધ્યમાં તે પોતાનું કાર્ય શોધી લે છે. ટુકડીમાં તે પોતાનાં સાહસપૂર્ણ કાર્યોનો પ્રેમ પ્રકાશિત થાય છે. સાથીઓની સાથે રહીને તે ઘરની નિર્ભરતાની ભાવનાને તિલાંજલી આપે છે. દળમાં બાળક પોતાની યોગ્યતા અનુસાર કાર્ય પ્રાપ્ત કરે છે. જે છોકરો સાહસી હોય છે તે દળનો નેતા બની જાય છે. તેનામાં નેતા બનવાની જન્મજાત યોગ્યતા રહેલી હોય છે. તદુપરાંત તેણે એવું કાર્ય પણ કરી બતાવવું પડે કે જેથી તેની યોગ્યતા પ્રદર્શિત થાય. તે સ્વાભાવિક રીતે પોતાના દળનો નેતા બને છે અને તે જે નિયમોનું પાલન કરાવે છે તથા આદેશોને ક્રિયાન્વિત કરે છે. કોઈ એક એવો છોકરો હોય છે જે સાહસપૂર્ણ કાર્યોની યોજના બનાવે છે. તે ટુકડીનું મગજ ગણવામાં આવે છે. કોઈ છોકરો એવો પણ હોય કે જેને માથે બધા જ દોષ લગાવ્યા કરે. એટલે કે સારું કર્યું તો પોતે કર્યું અને કંઈ ખોટું કર્યું તો તેણે કર્યું. એમ દરેકના દોષ તેને માથે આવે. બીજા તેને પોતાના ઉદ્દેશ્યની પ્રાપ્તિ માટેનું સાધન બનાવે. તે પોતે લોકોની સેવા સુશ્રુષા કરીને જ આનંદ માને. આ પ્રમાણે વિભિન્ન બાળકો પોતાની ટુકડીમાં પોતાની જન્મજાત યોગ્યતાનુસાર ઉચિત સ્થાન શોધી લે છે અને યોગ્યતાનુસાર કાર્યભાર ગ્રહણ કરે છે. જેને પોતાની બરાબર યોગ્યતા અને પોતાના મનને અનુકુળ કાર્ય મળે છે તો તે તે અનુસાર પોતાના વ્યક્તિત્વનો વિકાસ કરે છે.

આ પ્રમાણે કિશોરાવસ્થામાં વ્યક્તિત્વમાં ઘણાં જ પરિવર્તનો થાય છે. કિશોરાવસ્થાના પ્રારંભમાં એકદૂદ અને વિરૂદ્ધ લિંગોના પરસ્પર સમાગમ પ્રતિ વૃત્તિ મૂકે છે. છોકરીઓમાં આ પરિવર્તન જલદી થાય છે કારણ

કે તે વયસ્કતા પ્રતિ છોકરા કરતાં અધિક જલદી પ્રગતિ કરે છે. આ પરિવર્તનનું શારીરિક કારણ ગણી શકાય. આ અવસ્થામાં કિશોર પોતાના બાળપણના પ્રિય ખેલો પ્રતિ અભિરૂચિ ધરાવતો નથી. પરંતુ અન્ય કાર્યો તરફ તેની રૂચિ વધી જાય છે. બાળપણમાં જે કાર્યો કરવાની હોંશ હોય છે તે આ અવસ્થામાં પૂર્ણ કરવામાં આવે છે. એમ માનવામાં આવે છે કે કિશોરાવસ્થાનો સમય અધિક ઉપદ્રવી અને મસ્તીખોર હોય છે. આ અવસ્થામાં કિશોર પોતે ઉન્નતિ અને વિકાસ કરવાનાં સ્વપ્નો સેવે છે. આ રીતે તેની વિકાસોન્મુખતા વધી જાય છે. તે સંસારનાં કાર્યોમાં ભાગ લે છે અને સામાજિક જીવનમા પણ પોતાનું યોગ્ય સ્થાન નિર્ધારિત કરવા હંમેશ તત્પર રહે છે.

વ્યક્તિત્વને પ્રભાવિત કરનાર સમુદાયની નિયમાવલી (The code *of the group influencing personality*):—

બાળક વિકસિત થઈને પ્રૌઢ બની જાય છે. અને તે પોતાની જાતને કોઈ સમુહનો સદસ્ય બનાવે છે. દરેક સામાજિક સમુહ પોતાના સભ્યો ઉપર આચરણના અમુક નિયમો લાગુ કરે છે. સમુહના નિયમો ખાસ કરીને આચરણની પદ્ધતિને સંબંધિત હોય છે. તેમાં સદાચારના કેટલાક આદર્શો પણ આવી જાય છે. આ નિયમો વિભિન્ન કુટુંબો, સમુદાયો, અને પ્રદેશોમાં વિભિન્ન હોય છે. ઘણા નિયમો વ્યક્તિ પોતે આત્મસાત કરે છે. તેને સમજવાનો પણ પ્રયત્ન કરવામાં આવતો નથી. પરંતુ જ્યારે તે તેમનો પ્રતિરોધ કરે છે તો અન્ય સદસ્યો તેની મજાક કરે છે, અને ઘણા વખત શિક્ષા પણ કરવામાં આવે છે. સમાજ તેનો બહિષ્કાર પણ કરે છે. અને જ્યાં સુધી તે પોતાના કુટુંબ કે સમુહના નિયમોનું બરાબર પાલન કરતી નથી ત્યાં સુધી તેને આ પ્રમાણે કષ્ટ દેવામાં આવે છે. દરેક સમુહમાં અમુક બાબતની સાધારણ છૂટ તો અવશ્ય હોય છે. છતાં ઘણા સમુહો પોતાના નિયમોનું પાલન કરવામાં અધિક સખતાઈથી કામ લે છે. સમુહમાં નૈતિક આદર્શો અને આચરણની પદ્ધતિઓ સિવાય પણ અન્ય એવી બાબતો હોય છે જેનો વ્યક્તિત્વ પર પ્રભાવ પડે છે. એક સમાજથી બીજા સમાજમાં કે જેના નિયમો જુદા જ હોય તેવા સમાજમાં વ્યક્તિને સમાયોજન કરવામાં ઘણી જ મુશ્કેલી પડે છે. તે નવા સમાજની ભાષાની નકલ કરવાની શરૂઆત કરે છે. તેમજ તેના અન્ય નિયમોનું પાલન કરવા પ્રયત્ન

કરે છે. છતાં ઘણી વખત તેને સમાયોજન કરવું કઠિન પડે છે. ખાસ કરીને પરદેશમાં પ્રવાસ કરનારમાં આ બાબત જોવામાં આવે છે. પરંતુ સમુહમાં સમાયોજન ન કરી શકવાનું કારણ ફક્ત સમાજના વિભિન્ન નિયમો જ ન કહી શકાય. કારણ કે ઘણી વખત વ્યક્તિની સ્વાભાવિક પ્રવૃત્તિઓ અને સમાજનાં પ્રતિમાનો (Standards) વિરૂદ્ધ હોય છે. પરંતુ વ્યક્તિત્વમાં અમુક અડચણો સમુહને કારણે હોતી નથી. પરંતુ વ્યક્તિમાં રહેલી ન્યૂનતાઓ પણ હોય છે.

લોકાચાર (Folk-ways):—

સમુદાયની નિયમાવલી ઉપરાંત લોકોનું સામાન્ય નૈતિક વાતાવરણ પણ વ્યકિતત્વ પર પ્રબળ પ્રભાવ પાડે છે. લોકોના વ્યવહારની રીતોના પ્રભાવથી કોઈ પણ અસ્પર્શ્ય રહેતું નથી. એટલે સુધી કે એક પ્રતિભાસંપન્ન કે લોકોપકારક વ્યક્તિ પણ તેમના પ્રભાવથી બચી શકતી નથી. એક ભારતીય અજ્ઞાત રૂપે પોતાના સામાજિક વાતાવરણથી ભાગ્યવાદને ગ્રહણ કરી લે છે. એક અંગ્રેજ અજ્ઞાત રૂપે આત્મવિશ્વાસ અને સ્વયં પ્રયત્ન કરવાના ગુણોને અપનાવી લે છે. આ રીતે સામાજિક વાતાવરણ વ્યકિતના વ્યકિતત્વને શકિતપૂર્વક ઢાળે છે.*

(૫) વ્યક્તિત્વનું માપ (Measurement of personality)

(૧) મૂલ્યકરણ (Rating)—આ પદ્ધતિથી વ્યક્તિત્વનાં લક્ષણોને નિકટતમ કે નિશ્ચિત સંખ્યાઓમાં માપવામાં આવે છે. અને એક પાર્શ્વચિત્ર તૈયાર કરવામાં આવે છે. કોઈ વ્યક્તિના વ્યકિતત્વની પ્રકૃતિનું અનુમાન કરવામાં આવે છે. જેમણે કોઈ અધ્યાપકોની શ્રેણી તૈયાર કરવી હોય તો તેમની શિક્ષણ આપવાની યોગ્યતા અનુસાર નક્કી કરવામાં આવે છે. કોઈ વિદ્યાર્થીનો દરજ્જો નક્કી કરવો હોય તો તેની શિક્ષણની તથા અન્ય સફળતાઓ પરથી અનુમાનિત કરવામાં આવે છે. આ પ્રમાણે શ્રેણી નિર્ધારક યોગ્યતાઓ જોઈને શ્રેણી નક્કી કરે છે અને વ્યકિતની યોગ્યતા જણાવે છે. પરંતુ તેની અંદર અમુક ખામીઓ પણ રહેલી છે. ઉદાહરણાર્થ, એક પરિચિત શ્રેણી નિર્ધારક પોતાના માણસની યોગ્યતા અધિક બનાવે તે સંભવિત છે. બીજી ખામી પ્રતિભા પ્રભાવ (Halo effcet) ગણવામાં આવે છે. જો કોઈ વ્યકિત નિરીક્ષક ઉપર વિશિષ્ટ લક્ષણને કારણે સારો

---

* ઉદ્દવર્ય; માનસશાસ્ત્ર

પ્રભાવ પાડે તો સંભવિત છે કે તે યોગ્યતા ન હોવા છતાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે. જો તેનો કોઈ વિશિષ્ઠ પ્રભાવ પડતો નથી તો તેને નિમ્ન શ્રેણીમાં મુકવાનો સંભવ રહે છે. આથી બે કે તેથી વધારે નિરીક્ષકો કે શ્રેણી નિર્ધારકોના નિર્ણયોને સંયુકત કરી તે ઉપરથી શ્રેણી નિર્ધારણ કરી શકાય છે. એક નિર્ધારક વ્યકિતના પ્રતિ પક્ષપાત કરી શકે છે. અથવા કોઈ ભ્રમનો શિકાર બની શકે છે. પરંતુ જ્યારે અધિક નિર્ધારકોના નિર્ણયોથી સરાસરી મૂલ્ય કરવામાં આવે તો તે બરાબર આવી શકે છે. બે કે તેથી વધારે નિર્ધારકોના નિર્ણય પર આધાર રાખવામાં એક એ પણ લાભ છે કે એક જ નિર્ધારક વ્યકિતને એક જ પરિસ્થિતિમાં રાખીને તેની બાબતમાં નિર્ણય કરે છે જ્યારે જુદા જુદા નિર્ધારકો જુદી જુદી પરિસ્થિતિમાં મૂકી તેના વિષયમાં કોઈ નિર્ણય કરે છે. અને તે એક બીજાથી જુદી જુદી હોય છે. જ્યારે જુદા જુદા નિર્ધારકો વ્યકિતનું સ્થાન નક્કી કરે છે, ત્યારે તેમના નિષ્કર્ષોને જોડવાની બે રીત છે. એક તો એ છે કે દરેકના નિર્ણય એક ગણક ( Computer ) ને સોંપવામાં આવે અને તે તેના ઉપરથી સ્થાનનું નિર્ધારણ કરે તથા બીજી રીત એ છે કે નિરીક્ષકો સ્વયં એકત્રિત થઈ પોતાના નિર્ણયો રજુ કરી તેના ઉપર વાર્તા અને વિચાર કરી સ્થાન નિર્ધારણ કરે. આ બે રીતોમાં દ્વિતીય રીત અધિક સારી છે. તેનાથી એ ફાયદો થાય છે કે જુદા જુદા નિરીક્ષકોએ વ્યકિતની ખાસ બાબત પર લક્ષ્ય ન આપ્યું હોય અને બરાબર વિચાર ન કર્યો હોય તે વાદવિવાદ કરવાથી સ્પષ્ટ થઈ જાય છે અને કોઈએ કોઈ અગત્યની બાબત જોઈ હોય કે જેનાથી અન્ય નિર્ણાયકો અજ્ઞાત હોય તે પણ સામે આવી જાય છે. અને આ રીતે આ પદ્ધતિ સારી ગણી શકાય. પરંતુ તેમાં એક કઠિનાઈ એ છે કે જો કોઈ નિર્ણાયક તે વ્યકિતની બાબતના કોઈ લક્ષણની ભ્રમાત્મક ધારણા સર્વની સમક્ષ મૂકે અને પોતાની વાક્પટૂતા કે ગમે તે રીતે પોતાના સાથીઓને પ્રભાવિત કરે તો સંભવિત છે કે અંતિમ નિર્ણય તેના જ આધારે થઈ જાય.

### (૨) પ્રશ્નાવલીની પદ્ધતિ ( Questionnaric Method )

વ્યકિતત્વનાં લક્ષણો માપવામાં પ્રશ્નાવલી પદ્ધતિનો પણ ઉપયોગ કરવામાં આવે છે. નીચે આપેલા પ્રશ્નો બહિર્મૂખી કે અંતર્મૂખી વ્યકિતને જાણવા માટે છે.

" શું તમે લોકોના સમુહ સમક્ષ વાતચીત કરવી પસંદ કરો છો?

શું તમે સદૈવ બીજાઓને સહમત કરવાનો પ્રયત્ન કરો છો?

શું તમે સરળતાથી મિત્ર બનાવી શકો છો?

શું તમે અપરિચિતોની સાથે સુવિધાથી રહી શકો છો?

શું તમે સામાજિક સમુહોનું નેતૃત્વ કરવું પસંદ કરો છો?

શું તમે તેની ચિંતા કરો છો કે લોકો તમારી બાબતમાં શું વિચાર કરે છે?

શું તમે અન્ય લોકોના પ્રેરકોને સંદેહયુકત દૃષ્ટિથી જુઓ છો?

શું તમે આત્મલઘુતા (Inferiority) ની ભાવનાથી પીડિત રહો છો?

શું તમે જલદી ગભરાઇ જાઓ છો?

શું તમારી ભાવનાઓ ઉપર જલદી આઘાત થાય છે?

આમાંથી પહેલા પાંચ પ્રશ્નોના સ્વીકારાત્મક જવાબ બહિર્મૂખી વ્યકિતનાં લક્ષણ માનવામાં આવે છે. અંતિમ પાંચના સ્વીકારાત્મક ઉત્તર અંતર્મૂખી વ્યકિતઓનાં" (વુડવર્થ). આ પ્રમાણે પ્રશ્નાવલીની પદ્ધતિથી વ્યકિતત્વનાં અન્ય લક્ષણો પણ માની શકાય છે.

કોઈ વ્યકિત પોતાના જીવનમાં સદૈવ કઠિનાઈઓનો જ અનુભવ કરે છે કે નથી કરતો તેને માટે પણ પ્રશ્નાવલીનો ઉપયોગ કરવામાં આવે છે. તેની સમક્ષ કઠિનાઈઓની સુચિ રજુ કરવામાં આવે છે અને પુછવામાં આવે છે કે તેમાંની કેટલી કઠિનાઈઓનો અનુભવ કરે છે. અને ખાસ કરીને તે કઠિનાઈઓ વ્યકિત પર અધિક આધાર રાખતી હોય છે. આ પ્રશ્નાવલીમાં અધિક વિશ્વાસ મૂકી શકાય છે. કારણ કે વ્યકિત પોતાની કઠિનાઈઓ એક વખત જણાવે અને પુનઃ પુછવામાં આવતાં તે ઉત્તરમાં ફેર કરી શકે છે. પરંતુ કઠિનાઈઓની સંખ્યા તો તેટલી જ રહે છે. પરંતુ તેમાં વ્યકિતની પ્રમાણિકતા (Validity) પર આધાર રહે છે. કારણ કે વ્યકિત પોતાની કઠિનાઈઓ સાફ સાફ ન બતાવે એ સંભવિત છે. અને તેને માટે એક જ માર્ગ હોઈ શકે કે તે જે જણાવે તેની તપાસ કરવામાં આવે. આ પ્રમાણે જ્યારે કોઈ નોકરી પ્રાપ્ત કરવા માટે ભેટ કરવા (Inter-view) માટે જાય છે ત્યારે પણ બને છે ઉમેદવારને લોકો

શીખવે છે કે અમુક જવાબ આપવા, અમુક કનિનાઈઓ ગણાવવી વિગેરે આથી ઉમેદવાર સાચી બાબત જણાવતો નથી પરતુ તે ચાલી શકતું નથી ફરીથી કોઇ વખત પરીક્ષણ કરતા પકડાઈ જાય એ સભવિત છે

આ ઉપરાંત વ્યક્તિત્વના અન્ય લક્ષણો જેવા કે સામાજિકતા, અધિકારપ્રિયતા ( Ascendency ) વિગેરેની જાણકારી પણ પ્રશ્નાવલીની વિધિથી થઈ શકે છે

(૩) વ્યવહાર પરીક્ષાઓ (*Behaviour Tests*) —

વ્યવહાર પરિક્ષાઓથી એ જાણવામા આવે છે કે જ્યારે વ્યક્તિને કોઈ વિશેષ પરિસ્થિતિમા પસાર થવુ હોય છે ત્યારે તે કેવી રીતે વ્યવહાર કરે છે આ પરીક્ષાઓથી એ પણ જાણવામા આવે છે કે તે સદાચાર અને સદ્વ્યવહારનુ કેટલું જ્ઞાન ધરાવે છે તેમા એટલો ખ્યાલ રાખવો નિરીક્ષકને માટે આવશ્યક હોય છે કે નિરીક્ષ્યને એ માલુમ ન પડવુ જોઈએ કે તેની પરીક્ષા લેવામા આવે છે કારણ કે જ્યારે તે જાણી જાય છે તો તેમના વાસ્તવિક વ્યવહારનુ સ્પષ્ટ પ્રદર્શન કરતા નથી અને સામગ્રી જુદી પ્રાપ્ત થાય તે સભવિત છે માટે આ પરીક્ષાઓ પ્રચ્છન્ન (Camouflaged) હોવા જોઈએ

બાળક અતર્મૂખ છે કે બહિર્મૂખ તે જાણવા માટે તેમને કોઈ એવી પરિસ્થિતિમાં રાખવામા આવે છે અને ત્યાં તેમના વ્યવહારનુ નિરીક્ષણ કરવામાં આવે છે બાળકોને કોઈ પ્રદર્શની (Exhibition)મા લઈ જવામાં આવે છે ત્યા નિરીક્ષણ કરતા સમય દરેક બાબતની પ્રતિક્રિયાઓને અભિલિખીત કરવામા આવે છે જે બાળકો શીઘ્ર એક વસ્તુને જોઈને બીજી વસ્તુ તરફ જાય છે અને તેના પર બરાબર ધ્યાન કેન્દ્રિત કરતા નથી તે અતર્મૂખતા પ્રદર્શિત કરે છે અને આ રીતે બાળક બહિર્મૂખ છે કે અતર્મૂખ તે પણ જાણી શકાય છે આ પરીક્ષામા પ્રચ્છન્નતાનો આશ્રય લેવો જરૂરી છે યદિ તેમને માલુમ પડી જાય તો પોતાના વ્યવહારને વાસ્તવ રીતે પ્રગટ ન કરતા તેને છુપાવવાની કોશિષ કરવામા આવે છે

બાળકમા કામ કરવાની લગન કે કાર્યરતતા કેટલી છે તેની પણ પરીક્ષા કરી શકાય છે આ પરીક્ષામા બાળકને અમુક કામ બતાવવામા આવે છે અને જોવામા આવે છે કે તે કેટલી લગનથી કાર્ય કરે છે

જેમકે તેને કહેવામાં આવે કે અમુક આપેલા અક્ષરો પરથી સંભવિત હોય તેટલા શબ્દો બનાવો. જે બાળક અધિક ધ્યાન આપીને અધિક સમય તે કાર્યમાં લાગેલું રહે છે તો જાણી શકાય છે કે તે અધિક લગનશીલતા (Persistence)વાળું છે. આ પરીક્ષામાં પણ પ્રચ્છન્નતા આવશ્યક છે જો તેમને ખબર પડી જાય કે તેમની લગનશીલતાની પરીક્ષા લેવાઈ રહી છે તો તે પોતાની જાતને ઘણી જ સંભાળી રાખશે અને પોતાનો વાસ્તવિક વ્યવહાર પ્રગટ નહિ કરે.

ઇમાનદારીની પરીક્ષા પણ લેવામાં આવે છે કે બાળકનામાં પ્રમાણિકતા કેટલી છે. આ પરીક્ષામાં પણ પ્રચ્છન્નતાનું અવલંબન લેવામાં આવે છે. આમાં બાળકને ખોટા અને ખરા બન્ને પ્રકારના વિન્યાસ (Speling')-વાળા શબ્દોની એક સૂચિ આપવામાં આવે છે અને તેમને કહેવામાં આવે છે કે તેમાંના દરેક સાચા વિન્યાસવાળા શબ્દની આગળ નિશાન કરો. તેમ થઈ ગયા બાદ તેને લઈ લેવામાં આવે છે. શિક્ષક દરેક બાળકના પત્રની નકલ કરી લે છે અને બીજે દિવસે તેમને તેમના પત્રો તથા સાથે ઉકેલનો પત્ર પણ આપવામાં આવે છે અને તેમને પોતાને ઉકેલ પ્રમાણે શબ્દો જોવાનું કહેવામાં આવે છે, ઘણાં બાળકો તો કોઈ જાતનો સુધારો કરતા નથી પરંતુ કોઈ કોઈ પોતાની સૂચિમાં નિશાનો બદલી ખોટાં હોય તેને સુધારી લે છે. પરંતુ શિક્ષકને આ બાબત માલુમ પડી જાય છે કારણ કે તેમની પાસે તો એક નકલ રહેલી હોય છે. આ પરીક્ષાની જેમ અત્યુક્તિની પરીક્ષા પણ લઈ શકાય છે. તેમાં વિદ્યાર્થીને નવલકથાઓનાં નામની સૂચિ બતાવવામાં આવે છે અને કહેવામાં આવે છે કે જેટલી વાંચી હોય તેની આગળ પેન્સીલથી નિશાન કરો. આ સૂચિમાં કેટલાંક મનગઢંત નામો પણ રાખવામાં આવે છે. જો બાળક કોઈ મનગઢંત નવલકથાને ચિન્હ કરે છે તો માલુમ પડી જાય છે કે તે અત્યુક્તિ છે. આ પ્રમાણે બેદરકારી (Recklessness), આદર્શગ્રાહિતા (Suggestibiiity) વિગેરે ગુણોની પણ પરીક્ષા કરી શકાય છે.

(૪) પ્રક્ષેપણ પદ્ધતિ (Projcetive Method)

પરીક્ષાત્મક પરિસ્થિતિમાં વ્યક્તિ પોતાનો પ્રક્ષેપ કરે છે અને પોતાના વ્યક્તિત્વમાં કેટલાંક લક્ષણોને પ્રગટ કરે છે. તેને કોઈ એવું કાર્ય સોંપવામાં આવે છે કે જેમાં તે સ્વતંત્ર રીતે પોતાની કલ્પનાનો ઉપયોગ કરી શકે.

આ પ્રમાણે કરવાથી તેની વાસ્તવિક પ્રતિક્રિયાઓની પદ્ધતિ, તેની ભાવાત્મક વૃત્તિ અને તેની વિચાર કરવાની પદ્ધતિ વિગેરે બાબતોની જાણકારી મળી શકે છે. તેને ચેષ્ટાઓ સ્વતંત્ર રીતે કરાવી દેવામાં આવે છે જેથી તે પોતાના વ્યક્તિત્વનું સારી રીતે પ્રકાશન કરી શકે.

રોર્શોશ ( Rorschach ) અને તેના અનુયાયીઓએ આ પરીક્ષાને માટે એક પદ્ધતિ શોધી છે. તેમાં એક દસ ડાઘાનાં સંગ્રહનો ઉપયોગ કરવામાં આવે છે જેમાં કેટલાક કાળા ડાઘ હોય છે અને કેટલાક અન્ય જુદા જુદા રંગોમાં. એક ડાઘમાં જુદી જુદી વસ્તુઓ જોવામાં આવે છે. આવા દસ પ્રમાણિક ડાઘ પરીક્ષણીય વ્યક્તિને બતાવવામાં આવે છે. તેને તે ડાઘને જુદા જુદા દૃષ્ટિકોણથી જોવા દેવામાં આવે છે. વિભિન્ન વ્યક્તિ વિભિન્ન વસ્તુઓ જુએ છે, કેટલીક વખત તેમા મનુષ્યો, વૃક્ષો, પશુઓ વિગેરેની આકૃતિ જોવામાં આવે છે, કેટલાક સંપૂર્ણ ડાઘ પર ધ્યાન કેન્દ્રિત કરીને જુએ છે કેટલાક તેના જુદા જુદા ભાગો પર ધ્યાન કેન્દ્રિત કરે છે; કેટલાક તેની આકૃતિથી પ્રભાવિત થાય છે અને કેટલાક તે ચિત્રના રંગથી પ્રભાવિત થાય છે. આ પ્રમાણે વિભિન્ન વ્યક્તિઓ ડાઘને વિભિન્ન રીતે જુએ છે. આ પ્રતિક્રિયાઓ વ્યક્તિત્વના કેટલાંક લક્ષણો પ્રગટ કરે છે. જે વ્યક્તિ ડાઘને સમગ્ર રૂપમાં જુએ છે તેનો અર્થ એ છે કે તેનામાં સૂક્ષ્મ અને સંશ્લેષણાત્મક યોગ્યતા છે. તેના જુદા જુદા ભાગો જોવાનો અર્થ એ કે વ્યક્તિ ઉંડી બાબતોનું અધ્યયન પસંદ કરે છે. રંગોની પ્રતિક્રિયા જક્કીપણું પ્રગટ કરે છે, હાલતીચાલતી આકૃતિઓ અંતર્ચિંતનની પ્રવૃત્તિ પ્રગટ કરે છે. જે પશુઓની આકૃતિઓ દેખે છે. તેનામાં જડતા અધિક છે એમ માલુમ પડે છે. આકૃતિઓ એકદમ સ્પષ્ટ જુએ છે તો તેનો અર્થ એ થાય છે કે તેનામાં આત્મનિયંત્રણ સારૂં છે. આ પ્રમાણે દરેક સંકેતોને સંયુકત કરી વ્યક્તિના સંબંધમાં નિષ્કર્ષ કરવામાં આવે છે અને જાણવામાં આવે છે કે તેનું વ્યક્તિત્વ કેવા પ્રકારનું છે.

(૫) વ્યક્તિના ઈતિહાસનું પુનર્ગઠન પદ્ધતિ (Case History Method ):—

ખાસ કરીને આ પદ્ધતિનો ઉપયોગ એવી વ્યકિતઓ માટે કરવામાં આવે છે જેમનો વ્યવહાર સમાજ વિરૂદ્ધ ( Anti-Social ) થઈ ગયો છે અને જેમનામાં માનસિક અસ્તવ્યસ્તતા (Breakdown) હોય તેમના

પુનર્સ્થાપનના ઉદ્દેશ્યથી અધ્યયન કરવામા આવે છે આવી વ્યકિતના વશ, પરિવાર, શત્રુ, મિત્ર, કાર્ય સંબધી અનુભવો, સ્કુલ અને કોલેજ જીવનમા તેની સફળતા-વિફળતાઓ બાબતમા પ્રાસગિક સામગ્રી એકઠી કરી તેના પોતાના ઇતિહાસનુ પુનર્ગઠન કરવામાં આવે છે આ દરેક બાબતો તેની માનસિક વિકૃતિઓ ઉપર પ્રકાશ પાડે છે મનોવિશ્લેષક વ્યકિતત્વના ઉડા તત્વોની જાણકારી અને તેનુ માપ, તેના મિત્રો, માતાપિતા તથા સ્વય રોગીની સાથે મુકત સાહચર્ય કરે છે તે રોગીના સ્વપ્નોનું પણ વિશ્લેષણ કરે છે પ્રથમ તો તે રોગીનો વિશ્વાસ પ્રાપ્ત કરી લે છે તે વ્યકિત પોતાની મુશ્કેલીઓની બાબતમા સ્વચ્છદી અને નિર્ભય થઈને વાર્તાલાપ કરવાનુ કહે છે આ સ્વતત્ર વાર્તાલાપ ( Free talk ) કરતા કોઈ એવો સમય આવે છે જ્યારે વ્યકિત અસ્પષ્ટ છે તે પોતાના સ્પષ્ટ વિચારો વ્યકત કરવામા હિચકાય છે કારણ કે તેને માલુમ હોય છે કે તે વિચારો યોગ્ય નથી અને તે ગદા છે કે જેને સમાજ અયોગ્ય સમજે છે ચિકિત્સક તેને કોઈ પણ અટકાવ કે અડચણ સિવાય વ્યકત કરવા માટે પ્રોત્સાહિત કરે છે આ પ્રમાણે ઘણા વખત સાથે બેસી વાર્તાલાપ કરવાથી તેના વ્યકિતત્વમા સાર્થક તત્વો પ્રકાશિત થાય છે ત્યારબાદ તેને વારવાર આવતા સ્વપ્નો બાબતમાં પૂછવામાં આવે છે અને જાણકારી થયા બાદ મન ચિકિત્સક તેમનું વિશ્લેષણ કરે છે તથા તેની પાછળ રહેલા પ્રેરકોની જાણ કરે છે ઘણી વખત તો એક જ રોગી ઘણા મન ચિકિત્સકોથી પસાર થાય છે. તે દરેક પોતાના વિભિન્ન દષ્ટિકોણથી તેનુ નિરીક્ષણ કરે છે અને નિષ્કર્ષ કરે છે તે દરેક એક સયુકત બેઠકમાં પોતાના નિર્ણયો રજુ કરે છે. તેની ઇચ્છાઓ, આશાઓ, યોજનાઓ વિગેરે ઉપર પૂર્ણ વિચાર કરવામા આવે છે. તેના સ્વપ્નોનું વિશ્લેષણ કરી તેના અચેતન પ્રેરકો ( Unconcious motives )નું યથાર્થ જ્ઞાન મેળવવામા આવે છે આ રીતે વ્યકિતત્વની પરીક્ષા કરવામાં આવે છે

(૬) વ્યકિતગત અતરના કારણો ( Causes of individual differences ) —

દરેક વ્યકિત સમાન હોતી નથી. લોકો એકબીજાથી ઘણા જ જુદા હોય છે અમુક બાબતોમા તેમનામાં સમાનતા જોવામાં આવે છે પરતુ બાકીની દરેક બાબતમાં એકબીજાથી ભિન્ન હોય છે આ વ્યકિતગત ભિન્નતાના કારણો શા છે તે આપણે હવે જોઈશું. પાછળનાં પ્રકરણમાં આપણે

શારીરિક ભિન્નતા અને સામાજિક ભિન્નતા બાબતમાં જોઇ ગયા. શારીરિક પ્રભાવ વ્યકિતત્વ ઉપર ઘણો જ પડે છે અને તેથી જુદી જુદી શરીર રચના (Constitution)વાળી વ્યકિતઓનાં વ્યકિતત્વ ભિન્ન હોય છે. એક બાબત તો આપણે સ્પષ્ટ જોઈએ છીએ કે કોઈ એમ ન કહી શકે કે પ્રૌઢ બાળ કના જેવો છે. બાળકની શરીરરચનામાં અને પ્રૌઢની શરીરરચનામાં આભ જમીનનો ફરક રહેલો છે. તેમની ઉચાઈ, વજન, રીતભાત, ખોરાક દરેક બાબતો ભિન્ન હોય છે. આપણે એ પણું જોયું કે શરીરની અંદર રહેલી ગ્રંથિઓનો વ્યકિતત્વ ઉપર અધિક પ્રભાવ પડે છે જેમકે ગલગ્રંથિની ન્યૂના-ધિકતાના વ્યક્તિત્વમાં ભયંકર પરિવર્તન કરી શકે છે. આ રીતે અંતરાસગી ગ્રંથિઓની ભિન્નતાના કારણે પણ વ્યક્તિઓમાં ભિન્નતા હોય છે. શરીર-રચનામાં અન્ય બાબતો જેવી કે શરીરનું જાડાપણુ અને નિર્બળતાનો પણ વ્યક્તિત્વ ઉપર પ્રભાવ પડે છે. ઘણું કરીને એ જોવા મળે છે કે ગોળમટોળ અને અધિક જાડો આદમી આરામપસંદ હોય છે જ્યારે પાતળો અને દુર્બળ આદમી સંયમી અને અંતર્મૂખ હોય છે. તદુપરાંત શરીરમાં રોગના કારણે પણ વ્યકિતત્વમાં પરિવર્તન થાય છે. શમક દવાઓ (Sedative drugs)ના ઉપયોગથી પણ ઘણો પ્રભાવ પડે છે. આ પ્રમાણે શારીરિક તત્વો વ્યકિતત્વની ભિન્નતાનાં કારણો બને છે. આપણે એ પણ જોઈ ગયા કે વ્યકિતત્વ ઉપર સામાજિક તત્વોનો પણ ઘણો જ પ્રભાવ પડે છે. સામા-જિક વાતાવરણ પ્રમાણે વ્યકિતનું ઘડતર થાય છે. સમાજમાં દરેક સામાજિક સમુદાયનાં વિભિન્ન કાર્યો હોય છે અને વ્યકિત જુદા જુદા સમુદાયના સદસ્ય બને છે અને તે તે કાર્યો અનુસાર પોતાના વ્યક્તિત્વનો વિકાસ કરે છે. બાળકની માતાપિતા અધિક સંભાળ રાખે છે તો તે પરાવલંબી બની જવા સંભવ છે. અગર જો તેના તરફ અધિક નિયંત્રણ રાખી કઠિન દંડ દેવામાં આવતો હોય તો તે બાળકનું વ્યકિતત્વ રક્ષાત્મક અને નાસ્તિક બની શકે છે. જો તેનો પરિવારના સદસ્યો ત્યાગ કરે છે તો અપરાધી બની જવાનો સંભવ રહે છે. વયસ્કોમાં પણ દરેકના કાર્યભાગ અને ધંધા ભિન્નભિન્ન હોય છે અને આથી તેમનામાં અધિક અંતર રહેલું હોય છે. આ રીતે વ્યક્તિત્વનાં અંતરોનાં કારણુ શારીરિક અને સામાજિક તત્વો હોય છે. તદુપરાંત બૌદ્ધિક (Intelligent) તત્વોનો પણ વ્યકિતત્વ ઉપર ઘણો પ્રભાવ પડે છે જે આપણે આગામાં પ્રકરણોમાં જોઇશું. બુદ્ધિ એ એક સાધારણુ યોગ્યતા છે જે પૂર્વઅધ્યયન અને વર્તમાન બાબતોને સમજવાના આધાર પર બૌદ્ધિક સમસ્યાઓનો ઉકેલ કરે છે. ઘણે ભાગે બુદ્ધિમાન મનુષ્યો પ્રતિભાશાળી હોય

છે, અને તે બૌદ્ધિક સમસ્યાઓનો સરળતાથી ઉકેલ કરી શકે છે જ્યારે હીનબુદ્ધિ વ્યક્તિ બૌદ્ધિક દૃષ્ટિએ જોતા એટના અભાવગ્રસ્ત હોય છે કે તેઓ અન્યની મદદ સિવાય પોતાના જીવનની વ્યવસ્થા કરી શકતા નથી કોઈ કળામા અધિક આગળ પડતું જ્ઞાન ધરાવતો હોય તો કોઈ સાહિત્યનુ અધિક જ્ઞાન ધરાવતો હોય. કોઈની ગ્રહણશક્તિ ઓછી હોય તો કોઈની ગ્રહણ-શક્તિ વધારે આ પ્રમાણે વ્યક્તિગત અતરના બૌદ્ધિક કારણો પણ હોય છે

આપણે એ જોયુ કે શારીરિક ભિન્નતાઓથી પણ વ્યક્તિગત અતર હોય છે પરતુ આપણે થોડા ઉડે ઉતરીને વિચાર કરીએ કે શરીરમા રહેલી ગ્રથિઓમા ભિન્નતા કેમ આવી અને દરેક વ્યક્તિઓ અલગ અલગ કાર્ય કેમ પસદ કરે છે ? વિગેરે આ બાબતોના જવાબ માટે તો આપણે વશાનુક્રમ ( Heridity ) અને વાતાવરણ (Environment)નુ અધ્યયન કરીને આપી શકીએ ગલગ્રથિ આયોડીન (Iodine) પ્રાપ્ત કરવા માટે વાતાવરણ પર આધાર રાખે છે આપણે એ તો જોઈ ગયા છીએ કે ગલગ્રથિનો વ્યક્તિત્વ ઉપર શો પ્રભાવ પડે છે ગલગ્રથિને જો વાતાવરણમાથી આયોડિન ઓછા પ્રમાણમા મળે તો એ બાબત સ્પષ્ટ છે કે ન્યાસર્ગનો ઓછી ઉત્પત્તિ કરી શકે આપણે એ પણ જોઈએ છીએ કે વ્યક્તિને એક જાતની સની સગવડતાઓ અને અવસરો પ્રાપ્ત થાય તો તેના વ્યક્તિત્વનો સારો વિકાસ કરી શકે છે આ તત્વો તો વાતાવરણનાં છે આ પ્રમાણે વ્યક્તિત્વ ઉપર વાતાવરણનો પણ પ્રભાવ પડે છે અને વાતાવરણના કારણે વ્યક્તિઓમા અતર હોય છે ઘણી વખત એકજ વાતાવરણમાં રહેનારા માણસોની ગ્રથિઓ ન્યૂનાધિક ક્રિયાશીલ હોય છે, તેમજ તેમનામા નૈસર્ગિક ભિન્નતાઓ રહેલી હોય છે આ રીતે વ્યક્તિત્વની ભિન્નતાઓના શારીરિક કારણો, વશાનુક્રમમા બાળકના ગર્ભાધાનથીજ જે બાબતો તેના ઉપર પ્રભાવ પાડે છે અને વાતાવરણમા જે બાબતો પ્રભાવ પાડે છે તે દરેકનો સમાવેશ થઈ જાય છે આ પ્રકરણમાં આપણે ખાસ કરીને વશાનુક્રમ (Heridity) અને વાતાવરણ (Environment)ના કારણે થતા વ્યક્તિગત અતરો (Individurl differenecs) પર વિચાર કરીશું વશાનુક્રમ અને વ્યક્તિત્વ ઉપર પણ પ્રભાવ પડે છે અને તેના કારણે વ્યક્તિઓમા અતર હોય છે

(૧) વશાનુક્રમ અને વાતાવરણ ( Heridity and Environment ) —

વ્યક્તિ વાતાવરણ અને વંશાનુક્રમ બન્નેની ઉત્પત્તિ છે. વ્યક્તિને માટે વંશાનુક્રમ અને વાતાવરણ બન્ને આવશ્યક છે. અને બન્નેનો તેના ઉપર અધિક પ્રભાવ પડે છે. દરેક વ્યક્તિઓને એક સરખું વાતાવરણ આપવામાં આવે તો પણ તેમનામાં સમાનતા આવી શકતી નથી. વંશાનુક્રમમાં કોઈ વિશિષ્ટ રીતે વિકસિત થવાની પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. જેમકે ગોરૂં, કાળું, લાંબું કે ઠીંગણું, હિંમતવાન, કે શાન્ત વિગેરે. આ પ્રવૃત્તિઓ બાળપણ સુધી જ સીમિત હોતી નથી પરંતુ તે જીવનભર સાથે જ રહે છે. પરંતુ આ પ્રવૃત્તિઓનો વાતાવરણ ઉપર પણ આધાર રહે છે. જો વાતાવરણમાંથી યોગ્ય ઉત્તેજનાઓ અને અવસર ન મળે તો તે પ્રવૃત્તિઓ સિદ્ધ થઈ શકતી નથી. વંશાનુક્રમ અનુસાર કોઈની માંસપેશીઓ સશક્ત અને સુદૃઢ હોવી જોઈએ. પરંતુ જો વાતાવરણથી તેને સારું ભોજન, આબોહવા અને અન્ય સગવડો ન મળે તો ફક્ત વંશાનુક્રમથી જ પેશીઓ સુદૃઢ રહી શકતી નથી. આ રીતે વ્યક્તિની શારીરિક શક્તિ અને તેનો આંગિક વિકાસ વાતાવરણ અને વંશાનુક્રમ બન્ને ઉપર આધાર રાખે છે. કોઈ છોડનો વંશાનુક્રમ તેના બીજમાં રહેલો છે અને તેને માટે જમીન, પાણી, ગરમી વિગેરે વાતાવરણનાં તત્ત્વો છે. પરંતુ જો આપણે બે પ્રકારનાં બીજ એક જ જગ્યાએ વાવીએ તો તેમના જે જે પ્રકાર હશે તે જ પ્રકારના છોડ ઉગશે. તેમાં વાતાવરણ એક જ હોવા છતાં, કોઈ પ્રભાવ નહીં પડે. અને ગમે તેટલો પરિશ્રમ કરવા છતાં એકને બીજામાં પરિવર્તિત કરવામાં અસફળ રહીશું. આપણે ફક્ત એટલું જ કહી શકીએ કે છોડને સારૂં ખાળ ખાતર, પાણી કરી તેની સારી સંભાળ રાખીએ તો તેનો સારો નમૂનો તૈયાર કરી શકીએ અને જો તે કંઈ જ ન કરીએ તે ખરાબ નમૂનો બની શકે. આ રીતે વ્યક્તિની ઉત્પત્તિ અને વિકાસ માટે વંશાનુક્રમ અને વાતાવરણ બન્ને અનિવાર્ય છે. કારણ કે ઉપયુક્ત વાતાવરણ સિવાય બીજનું અંકુરિત થવું અશક્ય છે. અને તેનો વિકાસ થવો પણ તેટલું જ અશક્ય છે. અને જ્યારે બીજ જ નથી તો તેના અંકુરિત થવાનો કે તેના વિકાસ થવાનો કોઈ પ્રશ્ન જ રહેતો નથી. એટલે વાતાવરણ અને વંશાનુક્રમ બન્ને આવશ્યક છે.

વંશાનુક્રમને કારણે વ્યક્તિગત ભિન્નતા હોઈ શકે છે. તેનું પ્રમાણ તો પ્રસંકર કે વર્ણસંકર ( Hybrids ) છે. પ્રસંકર એટલે કે એ બાળક કે જે એક જાતિની માદા અને અન્ય જાતિના નરના સંયોગથી ઉત્પન્ન થયું

હોય. તેનો આપણે પશુઓમાં જોઈએ તો ખચ્ચરનો દાખલો છે. ગધેડું અને ઘોડીના સંયોગથી ઉત્પન્ન થયેલું તે જન્મતા પહેલાં ઘોડાના જેવું વાતાવરણ મળવાથી તો ઘોડો જ ઉત્પન્ન થવો જોઈએ. પરંતુ તેમ થતું નથી. તેના ગુણો પણ ખચ્ચરના જ હોય છે. આ પ્રમાણેનું ઘોડો અને ખચ્ચર વચ્ચે જે અંતર દેખાય છે તેનુ કારણ એ છે કે ખચ્ચરનો પિતા ઘોડો નહિ પરંતુ ગધેડું છે. આ પ્રમાણે ભિન્ન વંશાનુક્રમવાળા જંતુઓને એક જ વાતાવરણમાં વિકસિત કરવા છતા એક સરખાં બનાવી શકાતા નથી. આ પ્રમાણે મનુષ્યોમા પણ જોઈ શકાય છે. તેમાં બાળકનું વાતાવરણ માતૃક ( Maternal ) હોવા છતાં તે પિતાને અનુરૂપ અધિક હોય છે. વાતાવરણ તેને એટલું પ્રભાવિત કરી શકતું નથી કે જેથી તેના વંશાનુક્રમ સ્વભાવ બદલાઈ જાય.

## પ્રકરણ ૨૨

### વ્યક્તિત્વનુ સગઠન અને વિઘટન

### ( Integration And Disintegration of Personality )

**(૧) વ્યક્તિત્વનું સંગઠન (Integration of Personnlity)—**

વ્યક્તિત્વ વ્યક્તિત્વના દરેક વૈયક્તિક લક્ષણોનુ એક એકમ છે દરેક માનસિક લક્ષણો, સવેગો, બુદ્ધિ, ભાવના, સકલ્પ, જન્મજાત અને અર્જિત પ્રતિક્રિયાઓને વ્યવસ્થિત અને સગઠિત કરી એક સૂત્રમા બાધવા જોઇએ આ પ્રમાણે વ્યક્તિની વિભિન્ન માનસિક લક્ષણોને વ્યક્તિત્વના રૂપમા જેને એકીકૃત કરવામા આવ્યા છે તે એક સગઠન કહેવાય છે શ્રેષ્ઠ અને સ્વસ્થ વ્યક્તિત્વમા પ્રતિક્રિયા કરવાની પ્રવૃત્તિઓ રહેલી હોય છે, જેને સાધારણ પદ્ધતિથી વ્યવસ્થિત કરી શકાતી નથી પરતુ તે દૃઢતાથી સગ ઠિત થાય છે સગઠનની પૂર્ણતા વ્યક્તિત્વનો આદર્શ છે વ્યક્તિત્વની એકીકૃત પ્રવૃત્તિઓની પુનર્વ્યવસ્થા પ્રભાવપૂર્ણ આદર્શો અને રૂચિઓ અનુ સાર કરવામા આવે છે વ્યક્તિત્વ સદૈવ એક જ રહેતુ નથી તેમા સમયે સમયે પરિવર્તન થતુ રહે છે છતા તેમા એક પ્રકારની અવિચ્છિન્નતા રહે છે દરેક વ્યક્તિમા પ્રધાન આત્મા સ્થિત હોય છે ગેટસ જણાવે છે કે "પ્રત્યેક ઓળખે છે કે તેમા કોઈ કેન્દ્રિય વસ્તુ છે જે તેના સિનકુલ અત રમા નિવાસ કરનાર નિરાળો આત્મા છે, તેની એક નિરાળી એકતા હોય છે આ એકતા યથાશક્તિ કાયમ રહે છે તેનુ પરિણામ હોય છે-કેટલીક પ્રતિક્રિયા પ્રવૃત્તિઓ તથા વ્યવહારમા કઇક સગતિ" મેકડૂગલ વ્યક્તિ ત્વના સગઠનને બુદ્ધિ અને ચરિત્રનુ સગઠન ગણે છે વ્યક્તિત્વના લક્ષણને વ્યવહારની એક વૃત્તિ કહી શકાય વ્યક્તિત્વની દરેક વિરોધી પ્રતિક્રિયા પ્રવૃ ત્તિઓમા સામજસ્ય થયા સિવાય સગઠન સારૂ થઇ શકતુ નથી તેમાં સામજસ્ય અને વ્યવસ્થા લાવવા જોઇએ જેથી પ્રગતિમા બાધક ન બને જેમકે સામાજિક નેતા બનવા માટે અધિકારપ્રિયતા ( Ascendancy ) અને સમાજપ્રિયતા બન્ને લક્ષણ એક સાથે કાર્ય કરે તો બની શકે પરતુ તેની સાથે અન્ય આવશ્યક લક્ષણો ન હોય તો તેને સફળતા મળવી

કઠિન બની જાય. પ્રવૃત્તિઓનુ સારી રીતે સંગઠન કરવામાં ન આવે તો વ્યકિતત્વના સંગઠનમાં ખામી રહે છે. વ્યકિતત્વ સંગઠિત અને સ્થિતિસ્થાપક ( Elestic ) હોવું જોઈએ. કારણ કે જો તેમાં પરિવર્તન ન કરી શકાય તો પરિવર્તન પામતું વાતાવરણ ચાહે તે સામાજિક હોય કે ભૌતિક –સમાયોજન કરી શકાતું નથી. આથી વ્યકિતત્વ સુસંગઠિત અને સ્થિતિસ્થાપક હોવું જોઈએ, જેથી અનુકુળ પરિવર્તન કરી શકાય.

(૨) વ્યકિતત્વનું વિઘટન. ( Disintegration of pers onality. )

માનવનુ વ્યકિતત્વ બહુમુખી વૃત્તિઓથી પરિપૂર્ણ છે. જુદી જુદી પરિસ્થિતિઓમાં અને અવસ્થાઓમાં જુદી જુદી વૃત્તિઓ જાગૃત થઈ જાય છે. એક તરફ આપણી ઇચ્છાઓ આપણને વિભિન્ન બાજુએ ખેંચે છે જેથી આપણા જીવનમાં રૂચિઓ વ્યાપક ઉદ્દેશ્ય સાથે બરાબર મેળ ખાતી નથી. અને એ સંભવિત છે કે વ્યકિતની વિરોધી પ્રતિક્રિયાપ્રવૃત્તિઓ એકતામાં આબદ્ધ ન થઈ શકે. વ્યકિતત્વમાં જે ગરબડો ઉપસ્થિત થાય છે તેનું કારણ વિઘટન છે. "વિચ્છેદ શબ્દ ચેતનાના જુદા જુદા ભાગોમાં સંગઠિત થવાનાં દરેક રૂપોને માટે વપરાય છે. તેમાં વ્યવહારતઃ દરેક માનસિક અસાધારણતાઓનો સમાવેશ થઈ જાય છે. સાધારણ રીતે મનનો સર્વ વ્યાપાર વ્યવસ્થાપન અને નિયમબદ્ધ કરવાનો વ્યાપાર છે. વિચ્છેદ મૂળથી જ સાવેદનિક ( સવેદના શૂન્યતા, કે વિચારાત્મક ( વિભ્રમ, ભ્રાન્તિ), કે ગત્યાત્મક ( સ્વયંગતિ ) હોઇ શકે છે. ( એંજીલ ). ઉન્માદનું કારણ માનસિક વિઘટન છે.

(૩) બહુવિધ વ્યકિતત્વ, વ્યકિતત્વના રોગો. ( Multiple Personality; Diseases of personality )

દ્વૈધ વ્યકિતત્વ ( Double personality ) વિઘટનનું એક સ્પષ્ટ ઉદાહરણ છે. વ્યકિત એક દશામાંથી જ્યારે બીજી દશામાં જાય છે ત્યારે પણ પહેલી દશાથી બીજી દશામાં તેનું વ્યકિતત્વ તદ્દન ભિન્ન હોય છે. બીજી દશામાં જતાં તરત જ તે એકાએક પોતાના અતીત અનુભવો, પોતાનું નામ, મિત્રો, પરિવાર, બધાને ભૂલી જઈ શકે અને પોતે એક નવા નામવાળો હોય અને નવો ધંધો કરનાર હોય તેમ બની જાય. તે એક જુદી જ વ્યકિત બની જાય છે. તેના સ્વભાવ અને વ્યવહારમાં પણ મહાન

પરિવર્તન થઈ જાય પહેલાના વ્યક્તિત્વ કરતા તેનુ વ્યક્તિત્વ તદ્દન ભિન્ન બની જાય છે પરતુ થોડા સમય વીત્યા બાદ તે પહેલાનુ વ્યક્તિત્વ પુન પ્રાપ્ત કરી ને છે અને પોતાની પૂર્વદશાનુ પૂર્ણ ભાન આવી જાય છે તે પહેલાની દરેક વ્યક્તિઓને ઓળખે છે અને તેની પૂર્વસ્મૃતિ પુન પ્રાપ્ત થાય છે પરતુ તેને પરિવર્તિત વ્યક્તિત્વના સમયમા ઘટેલી ઘટના ઓનુ લેશ માત્ર સ્મરણ હોતુ નથી તેને તે પૂર્ણતયા ભૂલી જાય છે પરિવર્તિત વ્યક્તિત્વ પહેલી દશાના વ્યક્તિત્વથી તદ્દન વિષમ હોઈ શકે છે એક સજ્જન, ખુશમિજાજ અને દયાળુ હોઈ શકે છે અને બીજો તદ્દન મૂર્ખ, લાપરવાહ અને ધાધલીઓ હોઈ શકે છે અધિક સમય જે અવસ્થા રહે છે તે મુખ્ય અવસ્થા ( Priwary state ) છે અને જે અલ્પ સમયને માટે હોય છે તે ગૌણુ અવસ્થા ( Secondary state ) છે ગૌણુ અવસ્થામા જે કઈ કર્યું હોય છે તે મુખ્ય અવસ્થામા યાદ હોતુ નથી પરતુ અધિક સ્થાયી દશામાં કરેલી બાબતો ગૌણુ અવસ્થામા સાધારણુ રીતે યાદ હોય છે પરતુ જ્યારે તે વિષયમા વાતચીત કરે છે તો એમ માલુમ પડે છે જાણે કોઈ અન્ય વ્યક્તિના વિષયમા કહી રહી હોય તેમા તે એવો વ્યવહાર કરે છે જાણે પોતે નથી ગૌણુ દશા પ્રાગ્ભિક દશાની પુરક હોય છે ડૅારિસ ( Doris ) એક ત્રણ વર્ષની છોકરી હતી જેને તેના પિતાએ શરાબના નશામા ક્રોધિત થઈને પત્થર પર ફેકી દીધી હતી આ છોકરીનો ફક્ત એટલો જ વાક હતો કે તે તેની માતાની બાજુમા પિતાની જગ્યાએ સુઈ ગઈ હતી આ ઘટના પછી તેનુ વ્યક્તિત્વ દ્વિવિધ ( Double ) થઈ ગયુ તે અસત શાન્ત, પરિશ્રમી અને આજ્ઞાકારી બની ગઈ ફક્ત થોડા થોડા સમય બાદ તે ઉદ્દડ અને ઉપદ્રવી બની જતી હતી તે તોફાની અને બેપરવા બની જતી હતી આ ગભીર ડૅારીસ શરારતી કે તોફાની ડૅારિસની બાબતો યાદ કરી શક્તી ન હતી પરતુ તોફાની ડૅારિસને ગભિર ડૅારિસની દરેક બાબતો માલુમ હતી અને તેની બાબતમા તેને બીજી જ સમજીને તિરસ્કારપૂર્વક તેની બાબતમા વાત કરતી હતી

જ્યારે સક્રિય વ્યક્તિત્વ એક સાથે હોય છે ત્યારે તે અધિક જટિલ હોય છે તેમા સાધારણુ ચેતનાની સાથે એક સ્વતત્ર વિચ્છિન્ન ચેતના હોય છે બન્ને વ્યક્તિત્વ સ્વભાવની દૃષ્ટિએ અને ચરિત્રની દૃષ્ટિએ તદ્દન ભિન્ન હોઈ શકે છે બન્ને વ્યક્તિત્વના સ્મરણે એક બીજાથી ભિન્ન માલુમ પડે છે આપણે હમણા જોયુ કે ક્રમિક પરિવર્તી વ્યક્તિત્વ ( Successive

personality ) મા જેમ વ્યક્તિનુ-ગૌણ વ્યક્તિત્વ અધિક સ્થાયી વ્યક્તિત્વની બાબતો યાદ રાખે છે, પરતુ તેને અન્ય વ્યક્તિ સમજી વાત ચીત કરે છે પરતુ મુખ્ય વ્યક્તિત્વને ગૌણ વ્યક્તિત્વની કોઈ બાબત યાદ હોતી નથી આ બન્ને વ્યક્તિત્વો એવા માલુમ પડે છે જાણે એક જ શરીરમા બે આત્મા હોય એક વ્યક્તિત્વમા તેમનુ સગઠન થઈ શકતુ નથી જેથી એક સાથે કામ કરી શકતા નથી તેમનો પરસ્પર એક બીજા ઉપર કોઈ પ્રભાવ પણ પડતો નથી તેમનુ એક સગઠન થતું નથી અને એક બાજાથી ભિન્ન ભાગ રહે છે

આપણે ઉપર જોઇ ગયા તેના જેવુ જ એક અન્ય ઉદાહરણ છે. બ્યુ ચૈમ્પ ( Beauchamp ) એક યુવતી હતી તેનુ વ્યક્તિત્વ દ્વિવિધ હતુ પ્રારભિક જીવનમા તેના ઉપર ઘણી જ મુસ્કેલીઓ સવાર થઈ ગઈ હતી તેથી તેણે અસત ધાર્મિક, નૈતિક, આત્મસયમપૂર્ણ અને આત્મ નિષેધાત્મક જીવન સ્વીકાર્યું હતુ પરંતુ તેના જીવનમા યદાકદા અકારણ જ કઇંક શરારત કે ધમાલપૂર્ણ વ્યવહારની મામુની ઘટનાઓ બની જતી હતી જ્યારે તેને માનસિક ચિકિત્સકને સોપવામા આવી અને મનશ્ચિકિત્સાના સમય દરમિયાન તેના જીવનના તોફાની અગે એક ગૌણ બાલોચિત અવસ્થા ( Secondary state of Childishuess ) નુ રૂપ ગ્રહણ કર્યું અને આ રીતે તૃતિય વ્યક્તિત્વનો ઉદય થયો આ વ્યક્તિત્વની વૃત્તિઓ આક્રમક અને સ્વાર્થપરક હતી પ્રથમ ધાર્મિકતાવાળી પ્રારભિક અવસ્થા ને પછીની એક પણ અવસ્થાની સ્મૃતિ રહેતી નહોતી આ પ્રમાણે તે યુવતીમાં બે વ્યક્તિત્વથી ત્રણ થઈ ગયા ચિકિત્સકે સમ્મોહનની સ્થિતિમા નિશ્ચેષ્ટ બનાવી તેની સ્મૃતિઓ અને તેના લક્ષ્યોને સગઠિત કરવાની પદ્ધતિ અપનાવી આ સ્થિતિમા તે યુવતી ત્રણે પરિવર્તનશીલ અવસ્થાઓનુ સ્મરણ કરી શકતી હતી આ રીતે ચિકિત્સકે ત્રણ વિભિન્ન વ્યક્તિત્વોને સગઠિત કરવાનો પ્રયત્ન કર્યો અને કેટલાક વર્ષોના કઠિન પરિશ્રમ બાદ સફળ પ્રતિત થયો.

### (૪) હિસ્ટીરિયા ( Hysteria )

હિસ્ટીરિયા બહુવિધ વ્યક્તિત્વથી સબધિત છે હિસ્ટીરિયાના રોગીઓ હોય છે તેમના વિચારોની એમના જુદા જુદા વિભાગોમા વિભક્ત થઈ જવાની પ્રવૃત્તિ જોવામા આવે છે અને આવુ ત્યારે બને છે જ્યારે તે નિર્દેશની શક્તિના પ્રભાવથી વિચારોને અવિવેકપૂર્વક સ્વીકાર કરે છે તે મોહ-નિદ્રામા આવી જાય છે અને શરીર પરનો કાબુ ગુમાવી બેસે છે શરીર

તેમનું કોઈ પણ પ્રકારનું નિયંત્રણ રહેતું નથી અને સાધારણ ચેતનાને આવશ્યક એવી દરેક ગતિઓ (Movements) કરે છે. આ ગતિઓનું તેમને લેશમાત્ર જ્ઞાન હોતું નથી. ઘણી વખત તો તેમનું કોઈ અંગ સ્થંભિત થઈ જાય છે. આ સ્તંભનનું કારણ કોઈ શારીરિક આઘાત હોતું નથી પરંતુ નિર્દેશ હોય છે. તે અત્યધિક નિર્દેશગ્રાહી (Suggestible) હોય છે. જ્યારે તેમને સાધારણ ચેતના હોય છે ત્યારે મોહનિંદ્રામાં જે કંઈ ઘટના બને છે તેમનું સ્મરણ કરી શકતા નથી અને પોતાની સામાન્ય દિનચર્યામાં લાગી જાય છે.

### (૫) સમ્મોહનની દશામાં નિર્દેશ અને સમ્મોહનોત્તર નિર્દેશ (Hypnotic suggestion and Post-hypnoti Suggestion)--

સમ્મોહનની દશા મોહનિંદ્રાની દશા છે. મેકડૂગલ યોગનિદ્રાને પોતાના વિચારો બીજામાં પ્રવિષ્ઠ કરવાની ક્રિયા જણાવે છે. આ નિદ્રામાં ખોટા-ખરા ગમે તે પ્રકારના નિર્દેશોનો સ્વીકાર કરવામાં આવે છે. કોઇ વ્યક્તિ નિર્દેશ ગ્રહણ કરે છે અને મોહનિદ્રામાં આવી જાય છે તેને સમ્મોહનની દશા કહેવામાં આવે છે. જે વ્યકિત મોહનિદ્રામાં હોય તેને 'વિષય' કે માધ્યમ (Medium) કહેવામાં આવે છે ને જે વ્યકિત તેને મોહનિદ્રામાં મૂકે છે તેને નિર્દેશક કહેવામાં આવે છે. વિષય પોતાનાં અંગોને શિથિલ કરીને સુઇ જાય છે. ધીરે ધીરે તે નિર્દેશની શકિતથી ઘેરાય છે અને અંતે મોહનિદ્રાવશ થાય છે. આ અવસ્થામાં બાહ્ય જગતની તેની ચેતના નષ્ટ થઇ જાય છે. ફકત તેને નિર્દેશકના નિર્દેશોનું જ જ્ઞાન હોય છે. પોતાના શરીર પર તેનું કોઇ નિયંત્રણ રહેતું નથી. મન અધિકાધિક નિર્દેશગ્રાહી બની જાય છે. નિર્દેશક જે કંઈ નિર્દેશ કરે તેની તે પ્રતિક્રિયા કરે છે. નિર્દેશક જે કંઈ કહે તેને વિના વિચાર કર્યે જાણ્યા કે સમજ્યા સિવાય માની લે છે. નિર્દેશકના આદેશોનું તે યંત્રવત્ પાલન કરે છે. અને તેના શાસનમાં તે વિભિન્ન વ્યકિતઓના રૂપમાં કાર્ય કરે છે. આ અવસ્થામાં ચેતનાનો વિચ્છેદ (Disassociation) થઇ થઈ જાય છે જ્યારે સંમ્મોહિત વ્યકિત મોહનિદ્રામાંથી ઉઠે છે ત્યારે તે કૃત્રિમ નિદ્રા-વસ્થામાં કરેલી દરેક બાબતો ભૂલી જાય છે. આથી એ કહી શકીએ કે મોહનિદ્રામાં સંમ્મોહિત વ્યકિત પોતાનું સાધારણ વ્યકિતત્વ ગુમાવી દે છે.

ઘણી વખત નિર્દેશક વિષયને સમ્મોહિત અવસ્થામા જાગૃત અવસ્થામાં કોઈ કાર્ય કરવાનો નિર્દેશ કરે છે અને વિષય મોહનિદ્રાથી જાગૃત થયા બાદ નિર્દેશ અનુસાર સમય પર જે કઈ કરવાનુ કહેવામા આવે છે તેમા વિષય કાર્યની ઉચિતતા કે અનુચિતતાનો પણ ખ્યાલ કરતો નથી અને જે કઈ નિર્દેશ કરવામા આવ્યો હોય તે કાર્ય કરે છે

(૬) ઉન્માદ કે ગાંડપણ (Insanity)—

ઉન્માદ ચેતનાનો વિચ્છેદ થવાને કારણે થતી એક માનસિક વિકૃતિ છે વ્યકિતના માનસિક વ્યાપારોના મૂળમાં જન્મજાત વશપરપરાગત પ્રેરણાઓ રહેલી હોય છે જેનો ધીરે ધીરે વિકાસ થાય છે અને તેમાથી ભાવના-ગ્રથિઓ રચાય છે જ્યારે માનસિક શક્તિને મુક્તિ નથી મળતી અને મન તેનાથી પૂર્ણતયા આવૃત્ત થઈ જાય છે ત્યારે માનસિક વિકૃતિ થાય છે પહેલાં ઉન્માદનુ કારણ સ્નાયવિક વિકૃતિ માનવામાં આવતુ હતુ એટલે કે મગજના તત્રમા ગરબડ માનવામાં આવતું હતુ પરતુ ફ્રોયડ (Froid) અને તેના અનુયાયીઓએ તેનુ મુખ્ય કારણ દમાવેલી અચેતન ઇચ્છાઓ (Repressed unconscious desire) બતાવ્યુ છે ઉન્માદના ઘણા રૂપ હોય છે જેવા કે મૈનિયા (Mania), મેલેનકોનિયા (Melanchonia), ડીમેન્સિયા (Dementia) વિગેરે મૈનિયામા અત્યધિક માનસિક ઉદ્દીપ્તિ હોય છે અને ત્યારબાદ સન્નિપાત (Delirium) થાય છે મેલેકોનિયામાં અત્યધિક માનસિક અવસાદ (Depression) હોય છે, ડિમેનેશિયામાં વ્યક્તિત્વની હાનિ થાય છે

(૭) માનસિક પૃથક્કરણ અને ચિકિત્સા પ્રણાલિ (Psycho analysis and method of Treatment)—

ચારકોટ (Charcot)ની માન્યતા હતી કે હીસ્ટોરિયા શરીરની એક રુગ્ણાવસ્થા છે અને સમ્મોહનની પદ્ધતિથી તેની ચિકિત્સા થઈ શકે છે તેનો શિષ્ય મોર્ટન પ્રીન્સ (Morton Prince) બહુવિધ કે વિછિન્ન વ્યક્તિત્વવાળા રોગીઓની સમ્મોહન પદ્ધતિનો ઉપયોગ કરી ચિકિત્સા કરતો હતો જૈને (Janet) માનસિક સ્વયગતિઓ (Automatism)ની ચિકિત્સા સમ્મોહનથી કરતો હતો તેને એ જાણકારી મળી કે ઘણા સમયથી વિસ્મૃત સાવેગિક આઘાતો (Emotional Shocks) વ્યક્તિની જાગૃત અવ

સ્થામાં સરળતાથી યાદ કરાવી શકાતા નથી પરતુ તે મોહનિદ્રાની અવસ્થામા સરળતાથી સ્મરણ કરી શકાય છે અને તેનુ વર્ણન પણ કરી શકાય છે. આ સાવેગિક આઘાતોની ચિકિત્સા નિર્દેશથી કરવામા આવતી હતી સ્નાયવિક વિકૃતિઓનુ કારણ જેને એ માનતો હતો કે નિમ્ન માનસિક તણાવ (Law mental tension) હોઈ શકે અથવા તો મુશ્કેલીઓ ઉપર વિજય મેળવવા માટે સગ્રહનકારી શકિત ( Synthetic Power ) અને સકલ્પનો અભાવ હોઇ શકે હિસ્ટીરિયાની ચિકિત્સા સમ્મોહનથી કરવામા સિગમન્ડ ફ્રોયડે પેરિસમા ચારકોટની સાથે કામ કર્યુ ચારકોટે જ્યારે કહ્યુ કે સ્નાયવિક વિકૃતિની દરેક હાલતમા સદૈવ કામ સબધી જીવનમા કઠિનાઈ હોય છે ત્યારે ફ્રોયડને આશ્ચર્ય થયુ તેને માટે આ એક મહત્વપૂર્ણ સુઝાવ હતો તેણે તેનો સ્વીકાર કર્યો અને તેના આધારે કાર્ય કર્યુ. વિયેના પાછા ગયા બાદ તેણે હિસ્ટીરિયાની ચિકિત્સામા સમ્મોહન વિધિનો ઉપયોગ ચાલુ રાખ્યો તેને આ વિધિમાં કેટલીક કઠિનાઈઓ પણ મળી ઘણા એવા સ્નાયુ વિકૃતિના રોગીઓ હતા કે જેમને સમ્મોહિત કરી શકાતા નહોતા હમેશાં સમ્મોહનથી સ્વાસ્થ્ય લાભ પણ થતો નહોતો વિના મુલ્ય ઈલાજ કરાવનાર રોગીઓને સમ્મોહિત અવસ્થામાં સ્વાસ્થ્યકારી નિર્દેશો ( Curative Suggestion)થી લાભ થઈ શકતો હતો ત્યારબાદ ફ્રોયડે બ્રુઅર (Breur)ની સાથે કાર્ય કર્યુ જે વિયેનામા સમ્મોહન પ્રણાલીથી ચિકિત્સા કરતો હતો બ્રુઅરને એ માલુમ પડ્યુ કે જ્યારે એક યુવાન રોગિણીને સમ્મોહિત અવસ્થામા પોતાની સાવેગિક કઠિનાઈઓ સબધી વાતચીત કરવા દેવામા આવી ત્યારે તેનાથી તેને સારો લાભ થયો ફ્રોયડ અને બ્રુઅરે મોહનિદ્રામા વાર્તાલાપ કરવાની પદ્ધતિ ચાલુ રાખી પરતુ જ્યારે એક રોગીણીએ બ્રુઅરને કહ્યુ કે તેની સાથે ભયાનક પ્રેમ થઈ ગયો છે અને હવે તેનાથી છૂટી થઈ શકશે નહિ, ત્યારથી તેણે એ ચિકિત્સા પદ્ધતિ છોડી દીધી પરતુ ફ્રોયડ તેનાથી જરાપણ વિચલિત થયો નહિ તેનો ઉત્સાહ કાયમ રહ્યો તેની સામે પણ એક કઠિનાઇ ઉપસ્થિત થઈ ગઈ તેણે એ મત પ્રગટ કર્યો કે રોગી પોતાના પ્રેમની પ્રારભિક વસ્તુના સ્થાનાપન બનાવવા માગે છે એજ ફકત કારણ છે તેણે નિર્વૈયક્તિક વલણ (Impersonal attitude) અપનાવીને તેનાથી પાછો છોડાવ્યો ત્યારબાદ ફ્રોયડે સમ્મોહનનો ત્યાગ કર્યો અને ફક્ત મુક્ત વાર્તાલાપની પદ્ધતિ ચાલુ રાખી તે રોગીને અર્ધ સુપ્ત અવસ્થામા રાખતો હતો અને તેને શિથિલ થવા તથા પોતાની કઠિનાઈઓ અને તેના કારણો ઉપર ધ્યાન કેન્દ્રિત કરવા કહેતો હતો સ્નાયુ વિકૃતિની

ચિકિત્સામા શિથિલ અવસ્થામાં સમ્મોહનના સ્થાને મુક્ત સાહચર્ય (Free association) પદ્ધતિનો ફ્રોયડે ઉપયોગ શરૂ કર્યો.

(૮) માનસિક પૃથક્કરણનો સિદ્ધાન્ત ( Theory of Psycho-analysis)—

ફ્રોયન્ને એ બાબત માલુમ પડી કે સ્નાયુ વિકૃતિનુ કારણ દબાવેલી કામવાસનાઓ ( Repressed libido ) અને ભાવના ગ્રથિઓ છે જેનું સીધી રીતે કે પરોક્ષ રીતે સ્વપ્ન, કહેવાની ભૂલો, લખવાની ભૂલો વિગેરેમા પ્રકાશન થાય છે આથી તેણે મુક્ત વાર્તાલાપ, મુક્ત સાહચર્ય અને સ્વપ્નોના વિશ્લેષણ અને તેના અર્થ કરવાની પદ્ધતિઓ દબાએલી અચેતન કામવાસનાઓને ઉપર કાઢવાની કોશિષ કરી તે મુક્ત સાહચર્ય અને મુક્ત વાર્તાલાપની પોતાની નવીન પદ્ધતિઓથી ઘણા સ્નાયવિક વિકૃતિઓના રોગીઓને સ્વસ્થ કરવામા સફળતા પ્રાપ્ત કરી શકયો. તે દબાવેલા અનુભવોને પુનર્જીવિત કરવામા સફળ રહ્યો અને હિસ્ટીરિયા સંબંધી સ્તભ ( Paralysis ), સંવેદના શૂન્યતા ( Anaestbesia ) તથા સ્નાયુ વિકૃતિ સબધી અન્ય રોગોને દૂર કરવામા સફળતા મેળવી શકયો પરતુ તેને એ માલુમ પડ્યું કે એક વખત રોગી સ્વસ્થ થઈ ગયા પછી ફરીથી ફરિયાદો લઇને આવે છે તેના ઉપરથી તેણે એ નિર્ણય કર્યો કે તે ફક્ત તાજેતરની દબાવેલી ગ્રથિઓને જ જાણવામાં સમર્થ થયો છે હવે તેની ઇચ્છા થઇ કે પ્રારભિક ગ્રથિ શોધવી કે જે કોઈ વિરોધ સાંવેગિક આઘાતને કારણે થઇ હોય છે. ઘણી રોગીણીઓને તે સ્વપ્ન વિશ્લેષણ દ્વારા બાળપણના સાવેગિક આઘાતોને સ્મરણ કરાવી શકયો. તે ઉપરથી તેણે એ નિષ્કર્ષ કર્યો કે રોગીઓને જે કંઇ યાદ આવ્યુ તે બાળપણનુ કોઈ દિવા સ્વપ્ન કે કલ્પનાસૃષ્ટિ હતી જેમા રોગીની કોઈ બાલોચિત ઇચ્છા રહેલી હતી પછીના બાળપણના દિવાસ્વપ્નો પ્રારભિક બાળપણની કોઇ અતૃપ્ત ઇચ્છાના પ્રકાશન હતા. ફ્રોયડ અધિક ઉડે ઉતર્યો અને પ્રારભિક બાળપણની સાવેગિક અભિવૃત્તિઓને પુનર્જિવિત કરવાનો પ્રયત્ન કર્યો આ કાર્ય તેણે મુક્ત સાહચર્યની પદ્ધતિથી કર્યું. આ રીતે તેણે સ્નાયુ વિકૃતિતિઓની ચિકિત્સા માટે મનોવિશ્લેષણ પદ્ધતિને જાણી.

વુડવર્થ જણાવે છે કે " ફ્રોયડ દમન ( Repression ), કામેચ્છા ( Libido ) અને શૈશવાવસ્થાના મહત્વો પર પ્રધાનતયા જોર દે છે તેનો

, સિદ્ધાન્ત સ્વપ્નો અને ભૂતોનો, પરતુ વિશેષ રૂપથી સ્નાયુ વિકૃતિઓનો સિદ્ધાન્ત છે તેનુ મુખ્ય વચન છે કે સ્નાયુ વિકૃતિની ઉત્પત્તિ બાળપણની દબાયેની કામુકતા ( Repressed Infartile Sexuality )થી થાય છે" (ભુવર્ય) ફ્રોયડના મતાનુસાર દમાયેની બાળપણની કામુકતા સ્નાયુ વિકૃતિનુ કારણ છે 'કામ' શબ્દને ફ્રોઈડ અધિક વિસ્તૃત અર્થમા વાપરે છે તે અગૂઠો ચૂસવો, વસ્તુઓને કરડવુ અને મોમા મુકવુ, હાથપગની તાનબદ્ધ ગતિઓ, મળમૂત્ર ત્યાગ વિગેરેને કામતૃપ્તિના રૂપ માને છે તે પ્રેમના વ્યવહાર અને મૈત્રિ તથા કળા અને સગીત વિગેરે પ્રતિના પ્રેમનો કામતૃપ્તિમાં સમાવેશ કરે છે તે કામમા માનાપિતા, ભાઈબહેન, સજીવ અને નિર્જીવ પદાર્થોનો પ્રેમ વિગેરે દરેકનો કામમા સમાવેશ કરે છે આ રીતે તે વિસ્તૃત અર્થમા કામને પ્રેમથી અભિન્ન માને છે

એડલર ( Adler ) કામવાસનાના મહત્વનો સ્વીકાર કરે છે પરતુ જણાવે છે કે ફ્રોયડ જેટલુ વ્યાપક મહત્વ જણાવે છે તેટલુ બાળકના જીવનમા તેનુ મહત્ત્વ હોતુ નથી જીવનનો પ્રધાન પ્રેરક સ્વસ્થાપન ( Self asseriton )નો આવેગ છે અને તે માટે દરેક પ્રયત્ન કરે છે કામવાસના કરતા સ્વસ્થાપનના પ્રેરકનો સમાજમાં અધિક વિરોધ કરવામા આવે છે હીનતાની અનુભૂતિ કે હીનભાવના ગ્રથિ ( Inferiorty Com pltex ) સ્નાયુ વિકૃતિઓનુ કારણ છે વ્યક્તિની કલ્પનાસૃષ્ટિ કામની ગુપ્ત રીતે થતી તૃપ્તિ નથી પરતુ હીનતાની લાગણીને દૂર કરવાની એક કાલ્પનિક રીત છે સ્વપ્નને જુની કામેચ્છાઓની પ્રત્યક્ષ કે પરોક્ષ તૃપ્તિ માનવામા આવે છે, પરતુ તેમ નથી તેમનો સબધ ભવિષ્ય સાથે છે, ભૂતકાળ સાથે નહિ સ્વપ્ન એ વાસ્તવિક જગતમા ભવિષ્યમા પ્રગતિ કરવા માટેના મહત્વપૂર્ણ કાર્યોનુ રિહર્સલ ( Rehearsal ) છે તે વ્યક્તિની જીવનશૈલી પ્રગટ કરે છે જેથી તે આગામી મુશ્કેલીઓનો સામનો પણ કરી શકે

સ્નાયુ વિકૃતિ હીનભાવના ગ્રથિથી પણ થઇ શકે છે અને તે હીનતાની ભાવના દૂર કરી સુધારી શકાય છે યુગ સ્નાયુ વિકૃતિઓની ચિકિત્સામાં ફ્રોયડની મુક્ત સહચર્ય અને સ્વપ્ન વિશ્લેષણની પદ્ધતિઓનો ઉપયોગ કરે છે તે જણાવે છે કે સ્વપ્ન રોગીની વર્તમાન સમસ્યાઓ પ્રતિ તેની અચેતન અભિવૃત્તિઓ પ્રદર્શિત કરે છે વિશ્લેષણથી તે પૂર્વ અનુ-

ભવોને અને વર્તમાન દશાને સમજી શકે છે અને તે અતીત અનુભવોને વર્તમાન અનુભવો સાથે સંયુક્ત કરે છે. યુંગ લિબીડોમાં કામવાસના, શક્તિ પ્રાપ્તિની ઈચ્છા અને જીવિત રહેવાની ઈચ્છાનો સમાવેશ કરે છે. તે એક સમગ્ર જીવનશક્તિ છે જે વૃદ્ધિ, શક્તિ અને પ્રજનનનાં લક્ષ્યો પ્રતિ ઉન્મુખ હોય છે. ભોજન કરવામાં બાળકનું સુખ લિબીડોથી ઉત્પન્ન થાય છે પરંતુ તેને કામસુખ ન કહી શકાય, કારણકે તે સમયે કામેચ્છા જીવિત રહેવાની મૌલિક ઇચ્છાથી પૃથક્ થઈ નથી. તે જણાવે છે કે ફ્રોયડનો કામનો દૃષ્ટિકોણ એકાંગી હતો. સ્નાયુ વિકૃતિ સબંધી તેનો સિદ્ધાન્ત ભિન્ન છે." સ્નાયુ વિકૃતિ સાથે સમાયોજન કરવાનો એક વર્તમાન પ્રયત્ન છે, જો કે તે એક અપર્યાપ્ત પ્રયત્ન છે છતાં પણ ઓછામાં ઓછો પરિવર્તનીય અને એક નવું સંશ્લેષણ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન તો છે જ. આથી સ્નાયુ વિકૃતિની ચિકિત્સા કરવા માટે મનોવિશ્લેષણકર્તાએ આ નવા સમન્વયમાં સહાયતા પહોંચાડવી જોઈએ. નહિ કે ફક્ત તેનાં ભૂતકાલિન કારણોને શોધવાં જોઈએ. જો કે આ બીજી પદ્ધતિ ચિકિત્સાની પ્રારંભિક ભૂમિકાના રૂપમાં ઉપયોગી છે." (યુંગ). ફ્રોયડના મતાનુસાર સ્વપ્નો અને સ્નાયુ વિકૃતિઓ દબાયેલી કામેચ્છાઓથી પ્રેરિત હોય છે અને એડલરના મતાનુસાર તે શક્તિ પ્રાપ્તિની ઈચ્છાથી પ્રેરિત હોય છે.

## (૯) અચેતન ઈચ્છાઓ (Unconscious wishes)

ફ્રોયડ જણાવે છે કે એવી ઘણી કામેચ્છાઓ કે જેની તૃપ્તિ પર સમાજનો પ્રતિબંધ છે. અને જેમને જાગૃત જીવનમાં તૃપ્ત કરી શકતી નથી તેમનું દમન કરવામાં આવે છે, જે અચેતનમાં ચાલી જાય છે. કાળાન્તરે તે ઈચ્છાઓ પરોક્ષ કે અપરોક્ષ રૂપે સ્વપ્નો, દિવાસ્વપ્નો, સ્નાયુવિકૃતિઓ વિગેરેમાં તૃપ્તિ મેળવવાનો પ્રયત્ન કરે છે. ફ્રોયડની માન્યતા છે કે ચેતન અને અચેતનની મધ્ય એક સ્તર છે. જેને પૂર્વ ચેતન (Preconscious) કહેવામાં આવે છે. વુડવર્થ જણાવે છે કે "પૂર્વ ચેતનનો ચેતના સાથે ઘનિષ્ઠ સંબંધ છે. તે એ છે કે જે ચેતન બનવા માટે તત્પર રહે છે. જો કે એક નિર્દિષ્ટ ક્ષણમાં વસ્તુતઃ ચેતન નથી હોતું. અચેતન તે છે કે જેનું દમન કરી દીધું છે. પૂર્વ ચેતન, તેના સમાન જે ક્ષણભર માટે ચેતન છે–તે છે જેનું દમન કરવામાં આવ્યું નથી." મનુષ્યનો એ સ્વભાવ હોય છે કે તે સુખના નિયમો (Pleasure Principles) નું

અનુસરણ કરે છે. તે પોતાની ઇચ્છાઓને તુરત પુરી કરવાનું પસંદ કરે છે. પરંતુ સમાજમાં ઘણી એવી ઇચ્છાઓની તૃપ્તિ પર પ્રતિબંધ હોય છે કે જેની તૃપ્તિ માણસ કરી શકતો નથી. અને અમુક હદ સુધી તેવી ઇચ્છાઓનું દમન કરવાની તેને ફરજ પડે છે. આથી તે સુખના નિયમોનું સ્વપ્નો, દિવાસ્વપ્નો અને અચેતનમાં અનુસરણ કરે છે. અને ઇચ્છા તૃપ્તિ કરે છે. પરંતુ જાગૃત જીવનમાં તે વાસ્તવિકતાના નિયમનું અનુસરણ કરે છે.

(યુંગ) (Jang) વૈયક્તિક અચેતન (Personal Unconscions) અને સામુહિક કે જાતિય અચેતન (Collective or racial unconscious) માં તફાવત ગણે છે. તે જણાવે છે તે વૈયક્તિક અચેતનમાં પીડિતની અતૃપ્ત દબાવેલી ઇચ્છાઓ તથા અન્ય અનુભવો કે જે ચેતનાથી વિચ્છન્ન થવાના કારણે વિસ્મૃત થઈ ગયા છે તથા અચેતન રૂપમાં અર્જિત અન્ય સામગ્રી પણ તેમાં રહેલી છે. વ્યક્તિના ચેતન અને અચેતન જીવનનો વિકાસ સામુહિક કે જાતીય અચેતનથી થાય છે જે શરીરના બંધારણમાં વંશાનુક્રમથી પ્રાપ્ત હોય છે. તેમાં મૂળ પ્રવૃત્તિઓ કે કાર્ય કરવાની જન્મજાત અને આદિકાલીન પદ્ધતિઓ (Primitive ways) તથા આદિકાલીન વિચાર (Premordial ideas), આદિ રૂપ (Arehctypes) વિગેરે રહેલાં હોય છે. આદિકાલીન ચિહ્નાત્મક વિચાર (Symbolical thinking) હોય છે. આપણે જડ પદાર્થોમાં ચેતનનું આરોહણ કરીએ છીએ. આપણામાં ભૂત-પ્રેત, રાક્ષસો, જાદુ-ટોણાં વિગેરે આદિકાલીન વિચારો પણ રહેલા હોય છે. તે નિરંતર આપણા વિચારોમાં પ્રતિકોના રૂપે સમક્ષ થાય છે.

એડલર (Adler) જણાવે છે કે અચેતનનું નિર્માણ દબાવેલા સ્વસ્થાપનના આવેગથી થાય છે. અચેતન હીનભાવનાગ્રંથિ અને શક્તિ-પ્રાપ્તિને માટે ચેતન પ્રયત્ન બન્ને મળીને એક સક્રિય એકતા બનાવે છે. એડલરનો મત છે કે વ્યક્તિમાં ચેતન અને અચેતન બન્ને પરસ્પર શત્રુત્વ રાખનારી વિરોધી સત્તાઓ નથી. પરંતુ એક જ ઇચ્છાઓ અને પ્રવૃત્તિઓને રાખવાને લીધે એકસૂત્ર-બદ્ધ હોય છે.

**(૧૦) માનસિક સંઘર્ષ, દમન અને સંઘર્ષની શાન્તિ માટે માનસિક ક્રિયાવિધિ. (Mental Conflict, Repression and Mental Mechanism for Resolution of Conflict).**

ઘણું કરીને પ્રેરક પરસ્પર સંઘર્ષ ચાલુ રાખે છે. મન જણાવે છે કે "તે સંઘર્ષનો સ્રોત છે (૧) પ્રેરકોની પૂર્તિમાં વાતાવરણગત અડચણો ( Environmental obstructions ) (૨) વ્યક્તિગત કમીઓ ( personal defficiencies ) જે પ્રેરકો અને સંઘર્ષશીલ પ્રેરકોની પૂર્તિમાં વિઘ્ન ઉપસ્થિત કરે છે."*

આપણી શારીરિક આવશ્યકતાઓ તોફાન, કાળ, રેલ, તથા અન્ય ભૌતિક કારણોને લીધે પૂર્ણ નથી થઈ શકતી અથવા અન્ય વ્યક્તિઓ તરફથી થતી અડચણો પણ તેમની પૂર્તિ થતાં અટકાવી શકે છે. આ અડચણો વાતાવરણગત છે. તેમજ અન્ય અડચણો પણ હોઈ શકે જેવી કે નિમ્ન કોટિની બુદ્ધિહીન સ્મરણશક્તિ, નેતૃત્વનો અભાવ તથા અન્ય વૈયક્તિક ત્રુટિઓ આપણા પ્રેરકોની પૂર્તિમાં અડચણ રૂપ બની શકે છે. બે વિરોધી પ્રેરકો કે જે એક સાથે સિદ્ધ થઈ શકે નહિ તે આપણને જુદી જુદી દિશામાં ખેંચે છે. આ પ્રમાણે આપણા જીવનમાં સંઘર્ષ અનિવાર્ય છે.

(૧) જ્યારે વિરોધી પ્રેરકો આપણને મુશ્કેલીમાં મુકી દે છે ત્યારે આપણે પ્રયાસ અને ભૂલની પ્રક્રિયાથી તેને દૂર કરવાનો પ્રયત્ન કરીએ છીએ અને તે દ્વન્દ્વની પૂર્ણાહૂતિ થતાં સુધી આપણે વિભિન્ન રીતે તેને સમાપ્ત કરવાના પ્રયત્નો કરીએ છીએ. જ્યારે આપણે વેકેશનમાં કંઈ પ્રવાસ (Tour) પર જવાનો વિચાર કરીએ છીએ ત્યારે ઘણી વખત ક્યાં જવું તેનો ગોટાળો ઉભો થાય છે. એક તરફ વિચાર થાય છે કે આગ્રા જવું તો બીજી તરફ વિચાર થાય છે કે આબુ જવું. આ પ્રમાણે બે પ્રેરકો આપણને મુશ્કેલીમાં મૂકી દે છે. આવા સમયે જે તરફ અધિક લાભ અને જાણકારી થાય હોય તે તરફ જવાનો અંતે નિર્ણય કરીએ છીએ.

// (૨) ક્ષતિપૂર્તિ ( Compensation ) થી પણ દ્વન્દ્વનો અંત લાવી શકાય છે. કોઈ યુવકનો કામપ્રેરક વિફળ થઇ જાય છે તો તે ખેલકૂદમાં અધિક ધ્યાન આપે છે, જ્યારે કોઈ કુરૂપ યુવતીનો કામપ્રેરક વિફળ થઈ જાય છે તો તે વિદ્વતા પર અધિક ભાર મૂકે છે. //

(૩) એકીકરણથી ( Identification ) પણ દ્વન્દ્વનો અંત લાવી શકાય છે. કોઈ યુવક કે જે સાહસ કાર્યો કરવાની ઇચ્છા રાખતો હોય તે

* મનઃ માનસશાસ્ત્ર

ચલચિત્રના કોઈ સાહસી નાયક સાથે તાદાત્મ્ય કરી પુરી કરી શકે છે.

(૪) યૌક્તિકીકરણ (Rationalization) કરી વ્યક્તિ પ્રેરકોના દ્વન્દ્વની મુશ્કેલીથી છૂટી શકે છે. તે પોતાનાં આચરણને અન્ય વ્યક્તિઓની સામે ઉચિત સિદ્ધ કરવાની યુક્તિઓનો ઉપયોગ કરી શકે છે. કોઈ વિદ્યાર્થીની ઈચ્છા જ ન હોય અને તેથી કોલેજમાં દાખલ થયો ન હોય પરંતુ જ્યારે તેને આજુબાજુના લોકો પૂછે કે ભાઈ કોલેજમાં કેમ દાખલ ન થયો તો તેના તરફથી ઉત્તર મળે છે કે પિતાજીની હવે અવસ્થા થઈ, તેમનાથી કામકાજ થતું નથી, એટલે દુકાનનું કામકાજ મારે સંભાળવું પડે છે. જો કોલેજ જાઉં છું તો દુકાનનું કામ અટકી પડે છે. આ પ્રમાણે તે પોતાની સાચી વાત છુપાવી બનાવટી વાતથી લોકોને સમજાવે છે.

(૫) જે વ્યક્તિનો અધિકાર કરવાનો પ્રેરક વિફળ થઈ જાય છે તે અન્ય વ્યક્તિઓને પોતાનાથી હીન અને નીચા બનાવવાનો પ્રયત્ન કરે છે. જ્યાં પોતે નિષ્ફળ નિવડ્યો હોય અને અન્ય કોઇએ સફળતા પ્રાપ્ત કરી હોય તેની ત્રુટિઓ જોવા સદૈવ તૈયાર રહે છે. આ રીતે અન્ય લોકોમાં દોષદર્શન કરી પોતાના અહંકારને તૃપ્ત કરે છે.

(૬) જે વ્યક્તિનો અહંકાર વિફળ થઈ ગયો હોય છે તે અન્ય લોકોને દોષી ઠરાવે છે. તે જણાવે છે કે આ કાર્ય અમુકને કારણે આમ બન્યું (જે અયોગ્ય હોય). જ્યારે વિદ્યાર્થી પરીક્ષામાં અસફળ થાય છે ત્યારે તે પ્રશ્નપત્ર કાઢનારનો દોષ કાઢે છે, અથવા તો જણાવે છે કે પિતાજી દુકાનનું કામ અધિક કરાવતા હતા એટલે બરાબર અધ્યયન કરી શક્યો નહિ. તે પોતાની ત્રુટિઓને માનવા તૈયાર થતો નથી. પરંતુ આત્મસમ્માન જાળવી રાખવા માટે અન્યોને દોષિત ઠરાવે છે.

(૭) સંઘર્ષનો અંત લાવવાનો ઉપાય દિવાસ્વપ્ન (Day dream) પણ છે. જે વ્યક્તિની સ્વસ્થાપન પ્રવૃતિની ઈચ્છા પુરી ન થઈ હોય તે દિવાસ્વપ્ન જુએ છે. તે શેખચલ્લીની જેમ હવાના મહેલ બનાવે છે. દિવાસ્વપ્નનો નાયક બને છે. અને કલ્પના જગતમાં પરિસ્થિતિ પર ગન્ધ ચલાવે છે. અધિક દિવાસ્વપ્નો નુકશાનકારક છે. કારણ કે તેનાથી વ્યક્તિ વાસ્તવિક દુનિયા સાથેનો સંપર્ક તોડી દે છે અને માનસિક વિકૃતિઓ ઉત્પન્ન થવાનો પણ હોય છે.

(૮) સઘર્ષથી બચવા માટે પોતાનો પ્રક્ષેપ ( Projection ) કરી શકાય છે અથવા પોતાના વિચારો કે ઇચ્છાઓનુ અન્ય વ્યક્તિઓમા આરોપણ કરી શકાય છે. કોઈ માણુસ પોતાના નિકટના સાથીના ચારિત્ર્યમા શંકા કરતો હોય પરન્તુ જ્યારે તે માણુસને તે કહેતી વખતે તો એમ જ કહે છે કે ભાઈ, લોકો તમારી બાબતમા આ રીતની શંકા કરે છે આ પ્રમાણે તે પોતાની શંકા લોકોમાં આરોપે છે.

(૯) કઠિનાઈઓનો સામનો કરતા પશ્ચાદ્દગમન ( Regression ) પ્રતિક્રિયાઓ પણ કરી શકાય છે જ્યારે કોઈ વ્યક્તિને મુશ્કેલીનો સામનો કરવો પડે ત્યારે તે રીસાવુ, રડવુ, વસ્તુઓને ઠોકરો મારી, વિગેરે બાલોચિત ક્રિયાઓ કરી શકે છે જો કે તે ક્રિયાઓ પરિસ્થિતિ પર કાબુ કરવામાં સમર્થ બનાવતી નથી. આ ક્રિયામા પ્રતિક્રિયાના બાલોચિત અપર્યાપ્ત રૂપો તરત જ્યામા આવે છે આ પ્રમાણેની ક્રિયા ઘણી વખત પત્નીનું પતિ પર રીસાવુ, રડવુ વિગેરેથી શાસન કરે છે.

દમન ( Repression ) અને નિરોધ (Innibition) માં તફાવત જાણી જોઈને દબાવવામાં આવે છે તે ક્રિયાને નિરોધ કહેવામાં આવે છે. જ્યારે દમન જાણી જોઇને થતું નથી. તે અચેતન હોય છે. જ્યારે આપણે અધ્યયન કરવાની તીવ્ર ઇચ્છાને દબાવી ફરવા નીકળી જઇએ છીએ તો તેમાં પહેલી ઇચ્છાનો આપણે નિરોધ કર્યો તેમ કહેવાય. દ્વન્દ્વનો સામનો કરવાને બદલે તેનાથી પલાયન કરવામાં આવે છે તેને દમન કહેવામાં આવે છે. દમનમાં વ્યકિત વાસ્તવિકતાથી આંખો હટાવી લે છે. માનસિક સ્વાસ્થ્યને માટે દમન અત્યંત હાનિકર ગણાય છે. દમનથી દ્વન્દ્વનો ઉચિત રીતે અંત કરી શકાતો નથી. આપણે દ્વન્દ્વનો સામનો કરવો જોઈએ અને તેના ઉપર વિજય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ.

## પ્રકરણ ૨૩

### આત્મા કે અહં ( The self )

#### (૧) શુદ્ધ અહં કે દ્રષ્ટા (The pure self or the Subjcet):

ચેતના સદૈવ કોઈ આત્માથી સંબંધિત હોય છે અને તે સદૈવ વ્યક્તિગત હોય છે. આત્મા દ્રષ્ટા છે જે ચેતન છે. દ્રષ્ટા આત્મા વિશુદ્ધ અહં છે. તે ચેતનાની પૂર્વ સત્તા છે. ચેતના દ્રષ્ટાની દશ્ય વસ્તુના પ્રતિ પ્રતિક્રિયા છે. દ્રષ્ટા કે વિશુદ્ધ અહં સિવાય ચેતના અસંભવ છે. વ્યક્તિત્વ વિશુદ્ધ અહંના અનુભવોનું સંગઠન છે. આત્માના એકત્ર સિવાય અનુભવોનું સંગઠન અસંભવ છે. આત્મા જ પોતાની પ્રધાન રૂચિઓ અને પ્રવૃત્તિઓ અનુસાર પોતાના અનુભવો અને પ્રતિક્રિયાઓનું સંગ્રહન અને વ્યવસ્થા કરે છે. આત્મા જ વિચાર, અનુભૂતિ અને સંકલ્પ કરે છે.

વિશુદ્ધ અહં અનુભવમાં અંતર્નિદિષ્ટ હોય છે પરંતુ તેને અનુભવનો વિષય ન બનાવી શકાય. દ્રષ્ટાના રૂપમાં તેનું પરોક્ષ જ્ઞાન થઈ શકતું નથી પરંતુ અપરોક્ષ જ્ઞાન થઈ શકે છે. તેનું દશ્યના રૂપમાં જ્ઞાન નથી થઈ શકતું. વિશુદ્ધ અહંનું અનુભવમુલક અહં ( Expereneed self ) સાથે તાદાત્મ્ય ન થઈ શકે. હ્યુમ ( Hume ) વિશુદ્ધ અહંનું અનુભૂતિઓ અને વિચારોના અનુક્રમ સાથે તાદાત્મ્ય કરતો હતો. પરંતુ તે ખોટું હતું. જ એમ મીલે તેનું ચેતન દર્દીઓની પોતાને જાણનારી શ્રેણી સાથે તાદાત્મ્ય કર્યું હતું. વિલિયમ જેમ્સે ભૂલથી તેનું ચેતન પ્રવાહ ( Stream of Consciousness ) સાથે એકીકરણ કર્યું હતું. તેના મત પ્રમાણે પસાર થનાર વિચાર સ્વયં વિચારક છે. વિચાર પ્રવાહમાં પ્રત્યેક વિચાર પોતાની પૂર્વના વિચારોને આત્મસાત્ કરે છે અને તેમના સંબંધમાં વિચારકનું કાર્ય કરે છે. પરંતુ વોર્ડ ( ward ) ઠીક કહે છે કે દ્રષ્ટાનું અનુભવ મુલક અહં સાથે તાદાત્મ્ય ન થઈ શકે. વર્તમાન નિર્ણય અને સ્મરણ કરનાર અને પોતાના પૂર્વવર્તી વિચારોને આત્મસાત્ કરનાર વિચાર વિશુદ્ધ અહંનું કાર્ય ન કરી શકે.

(૨) વિશુદ્ધ અહંનો વિકાસ ( Development of the Pure self ):-

વોર્ડ વિશુદ્ધ અહંના વિકાસનો ક્રમ આ પ્રમાણે જણાવે છે. સર્વપ્રથમ તે સંવેદનાઓને ગ્રહણ કરનાર અને તૃષ્ણાઓનો અનુભવ કરનાર અહં હોય છે. આ તેનું નિમ્નતમ સ્તર છે. ત્યારબાદ તે ઇચ્છા અને કલ્પના કરનાર અહં બને છે. દ્વિતીય ભૂમિકામાં તે કલ્પના કરે છે. પહેલેથી જ વસ્તુઓનો વિચાર કરે છે અને તેમને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે. તત્પશ્ચાત્ તે વિચાર અને સંકલ્પ કરનાર અહં બને છે આ તૃતીય ભૂમિકામાં તે પોતાની ભાવિ અવસ્થાની બાબતમાં વિચાર કરે છે અને તેને સિદ્ધ કરવા માટે પોતાની કૃતિશક્તિનો પ્રયત્ન કરે છે. પરંતુ આદર્શ અહં (Ideal self) સદૈવ આદર્શ રહે છે જેની સિદ્ધિ વાસ્તવિક અહં ક્રમશઃ કરે છે. આદર્શને અહંનો મહત્વપૂર્ણ ભાગ સમજવો જોઈએ કેમકે દૃઢ ચરિત્રવાળી વ્યક્તિમાં જે આન્તરિક પ્રેરક શક્તિઓમાં સર્વથા બળવાન હોય છે અને તેથી જ આચરણને નિર્ધારિત કરે છે. ( મેલોન ).

(૩) અનુભવમૂલક અહં ( The xperned Self ):-

ચેતનાની દરેક અંતર્વસ્તુઓ જેને મારૂં કહેવામાં આવે છે તે અનુભવમૂલક અહં બનાવે છે. " પોતાના વિસ્તૃતતમ અર્થમાં મનુષ્યનો અનુભવમૂલક અહં એ દરેક વસ્તુઓનો જેને પોતાનું કહી શકે છે, મહાયોગ છે, જેમાં ન કેવળ તેના શરીર અને માનસિક શક્તિઓનો, પરંતુ તેનાં કપડાં અને મકાનનો, તેનાં સ્ત્રી-બાળકો, તેના પૂર્વજો અને મિત્રોનો, તેનાં યશ અને કાર્યોનો, તેની ભૂમિ અને ઘોડાનો-ખધાનો સમાવેશ થાય છે. આ દરેક વસ્તુઓ તેનામાં એક જ સંવેગ જાગૃત કરે છે. જ્યારે તે પ્રવૃદ્ધ અને સંપન્ન થાય છે ત્યારે તેને વિજયની અનુભૂતિ થાય છે. જ્યારે તેમનું પતન અને મૃત્યુ થાય છે ત્યારે તે શોકગ્રસ્ત થઈ જાય છે."* આ પ્રમાણે અનુભવમૂલક અહંમાં દરેક અહં જેવાં કે ભૌતિક અહં, સામાજિક અહં અને આધ્યાત્મિક અહંનો સમાવેશ થઈ જાય છે.

(૪) ભૌતિક અહં ( The Material Self ):-

ભૌતિક અહંનું સર્વથી આંતરિક અંગ શરીર છે. શરીરના કેટલાક ભાગો શારીરિક અહંનાં આવશ્યક અંગ હોય છે. ત્યારબાદ વસ્ત્ર આવે છે. તે આપણા ભૌતિક અહનો મુખ્ય ભાગ છે. આપણે આપણાં વસ્ત્રોને

* જેમ્સ; માનસશાસ્ત્ર પાઠયપુસ્તક.

પોતાનાં સમજીએ છીએ. સારાં અને સ્વચ્છ કપડાંથી આપણા આત્મ-સમ્માનની વૃદ્ધિ થાય છે અને આપણને લોકોમાં માન મળે છે જ્યારે ફાટેલાં-તૂટેલાં, અસ્વચ્છ અને ખરાબ કપડાંથી આપણું આત્મસમ્માન ઓછું થઈ જાય છે. "તેના પછી આપણા ઘરનું સ્થાન, તેનાં દૃશ્ય આપણા જીવનનાં અંગ છે. તેની વિભિન્ન બાજુઓ આપણામાં પ્રેમની કોમળતા અનુભૂતિઓ જાગૃત કરે છે." (જેમ્સ). ત્યારબાદ સંપત્તિનું સ્થાન છે. આપણી સંપત્તિમાં આપણને મમત્વની અનુભૂતિ થાય છે. તેને આપણે પોતાનું સમજીએ છીએ. તેના જે જે ભાગો પર આપણા પરિશ્રમની છાપ છે, જે જે ભાગને આપણે પરિશ્રમથી પ્રાપ્ત કર્યો છે તેમાં આપણું અધિક મમત્વ હોય છે. તે આપણને માનસમ્માન, સ્વસ્થાપન વિગેરે માટેનો અવસર પ્રદાન કરે છે એટલે આપણે માટે આપણી વસ્તુઓ મૂલ્યવાન છે.

(૫) સામાજિક અહં ( The Social Self ):-

આપણાં માતાપિતા, ભાઈ બહેન, સ્ત્રી બાળકો વિગેરે આપણાથી અવિચ્છેદ્ય છે તે એક છે. જ્યારે તેમનો દેહાન્ત થાય છે ત્યારે આપણા અહનો એક ભાગ વિનષ્ટ થઈ જાય છે. જ્યારે તેમની ઉન્નતિ થાય છે. ત્યારે આપણે આનંદિત થઈ ઉઠીએ છીએ. જ્યારે તેઓ કોઈ અનુચિત કાર્ય કરે છે ત્યારે આપણને શરમ લાગે છે. જ્યારે તેમનું કોઈ અપમાન કરે છે ત્યારે અપમાનકર્તા પર આપણને ક્રોધ આવે છે. ત્યારબાદ આપણા મિત્રો અને પ્રસંશકોનું સ્થાન આવે છે તે આપણા સામાજિક અહંનાં આવશ્યક અંગ છે. આપણામાં લોકોમાં પોતાનું માન વધારવું અને તેમનાથી પ્રસંશા મેળવવી તથા માન મેળવવું એ જન્મથી રહેલી પ્રવૃત્તિ છે. આપણા મિત્રો આપણને યાદ કરે છે અને આપણી પ્રસંશા કરે છે. તેથી આપણે તેમના દિલને દુભાવી શકતા નથી. તેમને દુઃખ થાય તેવું કંઈ જ કરી શકતા નથી. "કોઈ વ્યક્તિનો સર્વથી નિરાળો સામાજિક અહં તેના પ્રેમીના મનમાં હોય છે. આ અહં ભલાં અને બુરાં ભાગ્ય, હર્ષ અને વિષાદને જન્મ આપે છે." (જેમ્સ). કોઈપણ મનુષ્યનો આદર કે અનાદર, યશ કે અપયશ, માન કે અપમાન તેના સામાજિક અહંનાં અંગ છે. "આ રીતે એક મામુલી આદમી કોલેરા ફેલાતાં શહેરને છોડી શકે છે. પરંતુ એક પુરોહિત કે ડૉક્ટર વિચાર કરશે કે એમ કરવું તેના સમ્માનની વિરૂદ્ધ છે. ચોરે બીજા ચોરોની ચોરી ન કરવી જોઈએ, જુગારીએ જુગારના દેવાને ચૂકવવું જોઈએ. જો કે અન્ય દેવા તે ચુકવશે નહિ." (જેમ્સ).

(૬) આધ્યાત્મિક અહં. ( The spiritual self )

"જ્યાંસુધી આધ્યાત્મિક અહં અનુભવમૂલક અહંનો ભાગ છે ત્યાં સુધી આધ્યાત્મિક અહં કહેવામાં મારું તાત્પર્ય ચેતનાની કોઈ ક્ષણિક દશા સાથે નથી, મારું તાત્પર્ય, ચેતનાની દશાઓ પોતાની માનસિક શકિતઓઅને પ્રવૃત્તિઓના સંપૂર્ણ સમુદાયથી છે. આધ્યાત્મિક અહંની અંદર પણ કેટલાંક અંગ બીજાં કરતાં અધિક બાહ્ય માલુમ પડે છે. સંવેદનાઓની આપણી ક્ષમતાઓ આપણા સવેગો અને ઇચ્છાઓ કરતાં ઓછી નિકટસ્થ છે. આપણી બૌદ્ધિક પ્રક્રિયાઓ આપણા સંકલ્પાત્મક નિશ્ચયો કરતાં ઓછી નિકટસ્થ છે. અધિક સક્રિય અનુભૂતિની અવસ્થાઓ આધ્યાત્મિક અહંના અધિક કેન્દ્રિય ભાગ છે. આપણા અહંનું કેન્દ્ર, આપણા જીવનનું પવિત્ર સ્થળ, સક્રિય હોવાની અનુભૂતિ છે, જે કેટલીક આંતરિક અવસ્થાઓનો ધર્મ છે."*

(૭) માનસિક વિકાસ ( Mental Development )

માનસિક વિકાસ આંતરિક વિકાસની બરાબર છે. તેમાં જન્મજાત ગુપ્ત શકિતઓ પ્રગટ થાય છે. એ પોતાને સામાજિક અને ભૌતિક વાતાવરણ સાથે સમાયોજિત કરવામાં સમન્વયક (Homogeneous) મનનું અંદરથી વિષમાવયવ ( Meterogeneous ) અવસ્થામાં રૂપાન્તરિત થવું તે છે. માનસિક વિકાસમાં કેટલીક ગુપ્ત શક્તિઓનો વિકાસ થાય છે જેવી કે વિવેક વિચારોમાં એકત્ર લાવવું, ધારણા, સ્મરણ, પ્રત્યભિજ્ઞા, વિચાર સાદ્દશ્ય વિગેરે જ્ઞાનનો વિકાસ આ સર્વ પ્રક્રિયાઓ પર આધાર રાખે છે. સવેગોના વિકાસમાં પણ એકીકરણ અને વિભિન્નીકરણ થાય છે. સંકલ્પનો વિકાસ થતા પહેલાં જ્ઞાન, વેદના અને સંવેગોનો વિકાસ થઈ ગયો હોય છે.

જ્ઞાનનો વિકાસમાં સંવેદના, પ્રત્યક્ષ, સ્મૃતિ, કલ્પના, વિચાર, વિશ્વાસ, વિગેરે વિભિન્ન ભૂમિકાઓ હોય છે. વેદનાના વિકાસમાં અનુભૂતિ, સંવેગ અને ભાવના વિગેરે વિભિન્ન ભૂમિકાઓ હોય છે. ચેષ્ટાના વિકાસમાં ધ્યાન, સવેદના પ્રનિક્ષેપ તથા અન્ય પ્રતિક્ષેપો, મૂળપ્રવૃત્યાત્મક કર્મ, ઐચ્છિક અને અનૈચ્છિક કર્મો, ટેવો વિગેરે વિભિન્ન ભૂમિકાઓ હોય છે.

વાતાવરણ અને વંશાનુક્રમ માનસિક વિકાસના પ્રમુખ હેતુઓ છે. ભૌતિક શરીર અને માનસિક ક્ષમતાઓ તથા અન્ય બાબતો માતાપિતા અને પૂર્વજોથી પ્રાપ્ત થાય છે. અને ભૌતિક યા સામાજિક વાતાવરણની સહાયથી તેમનો વિકાસ થાય છે. આબોહવા, ભૂમિની સ્થિતિ, ભોજન વિગેરેનો માનસિક

* જેમ્સ; માનસશાસ્ત્રનું પાઠયપુસ્તક

વિકાસ પર ઘણોજ પ્રભાવ પડે છે. સમાજના રીતરિવાજો, રહેણીકરણી, નૈતિક અને ધાર્મિક સંસ્થાઓ અને તેમના નિયમો, રાજ્યના નિયમો વિગેરેનો માનસિક વિકાસ પર ઘણોજ પ્રભાવ પડે છે. માતાપિતા, શિક્ષક દોસ્તો તથા અન્ય સંબંધિત મનુષ્યો વ્યકિતના મનમાં મહત્ત્વપૂર્ણ પરિવર્તનો કરે છે. વિચારશકિત પર ભાષાનો ઘણોજ પ્રભાવ પડે છે. સામાજિક સંપર્કથી આત્મચેતનાનો વિકાસ થાય છે. આ રીતે વાતાવરણ જેવા બાહ્ય હેતુઓની માનસિક વિકાસ પર ઘણીજ અસર પડે છે. તદુપરાંત ઘણી માનસિક ક્રિયાઓ, માનસિક શકિતઓ વિગેરેનો પણ ઘણોજ પ્રભાવ પડે છે.

# પ્રકરણ ૨૪

## માનસશાસ્ત્રના સંપ્રદાયો. (School of Psychology)

### (૧) ગેસ્ટાલ્ટ-માનસશાસ્ત્ર (*Gestalt–Psychology*):—

ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રનો ઉદય વુંડટના વિશ્લેષણાત્મક માનસશાસ્ત્રની વિરૂદ્ધ વિદ્રોહના રૂપમાં થયો હતો. વુંડટનો મત એવો છે કે સંયોજનો (Compounds) નો અનુભવ થાય છે, તત્વો (Elements) નો નહી. દરેક અનુભવ સંયોજન છે અને તે જટિલ હોય છે. આથી માનસશાસ્ત્રનું પ્રથમ કાર્ય તો એ છે કે એ જટિલ પ્રક્રિયાઓનું તેમનાં તત્વોમાં વિશ્લેષણ કરવું અને ત્યાર બાદ એ અધ્યયન કરવું કે તત્વો કેવી રીતે જટિલ રૂપમાં સંયુક્ત થાય છે, અને તેમના સંયોજનના નિયમો શું છે. આ રીતે માનસશાસ્ત્રના પ્રથમ તત્વોને ઓળખવાં જોઈએ અને તત્પશ્ચાત તેમની સંયુક્ત થવાની ક્રિયાને. ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર વિશ્લેષણાત્મક માનસશાસ્ત્રને 'ઇંટ અને ગાર' (ચુંદેલી માટી) નું માનસશાસ્ત્ર (Brick and mortar Psychology) કહે છે જે ઇંટ પર અધિક ભાર મૂકે છે. વિશ્લેષણાત્મક માનસશાસ્ત્ર અનુભવ અને વ્યવહારનાં તત્વો પર અધિક ભાર મૂકે છે. પરંતુ ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર એ મૌલિક માન્યતાને લઈને ચાલે છે કે અનુભવ કે વ્યવહારનું પ્રતીક રૂપ એક અપૂર્વ સમષ્ટિ (unity) છે. એક ગેસ્ટાલ્ટ છે જેનું તત્વોમાં વિશ્લેષણ ન થઈ શકે. આથી માનસશાસ્ત્રનો ઉદ્દેશ્ય જટિલ અનુભવો અને કર્મોનો, તેમનાં તત્વોમાં વિશ્લેષણ કરવાનો ન હોવો જોઈએ. વિશ્લેષણ તેમની પ્રકૃતિને વ્યર્થ બનાવી દે છે. અનુભવ અને કર્મ સંગઠિત એકમો છે. માનસશાસ્ત્રે એ સંગઠિત સમષ્ટિઓનું તે જે રૂપમાં વસ્તુતઃ છે. તે જ રૂપમાં ગુણોનું અધ્યયન કરવું જોઈએ.

ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર સમષ્ટિઓ પર અધિક ભાર મૂકે છે મનુષ્ય કે પશુનું શરીર એક ગેસ્ટાલ્ટ છે. તે અવયવોનો માત્ર એક સમુદાય નથી. શરીરના દરેક ભાગ પરસ્પર સંબંધ ધરાવે છે. તે એક એકમના રૂપમાં કામ કરે છે. તેનો વ્યવહાર પ્રતિક્ષેપોનો સમુહ નથી. મગજ પણ પુરું જ કામ કરે છે. એક સરળ પ્રતિક્ષેપ શરીરનાં અન્ય અંગો પર પણ ક્રિયા કરે છે. તે શરીરના કોઈ એકજ ભાગ સુધી સીમીત હોતા નથી. શેરીંગ્ટને (Sherrington) એ સિદ્ધ કરી બતાવ્યું છે કે સ્નાયુતંત્ર સંગઠિત થઈને કાર્ય કરે છે.

પેવલોવે (Pavlov) એક નિયંત્રિત પ્રતિક્ષેપ અન્ય પર આધાર રાખે છે તે સિદ્ધ કર્યું. લેશલી (Lashly) એ સિદ્ધ કર્યું કે શીખવામાં મગજ સમગ્ર રીતે કામ કરે છે. ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રનો મત છે કે પશુ કદાપિ સરળ કાર્યોને પરસ્પર સંયુક્ત કરી સરળ અસંગઠિત ગતિઓથી જટિલ સંગઠિત ગતિઓમાં પહોંચતાં નથી. શરૂઆતથી જ તેની ગતિઓ સમગ્ર શરીરની સંગઠિત ગતિઓ થાય છે. પશુ પોતાના શરીરની સરળ સંગઠિત ગતિથી સમગ્ર શરીરની જટિલ ગતિમાં પહોંચે છે. શરૂઆતથી જ તેનો વ્યહવાર એક સમિષ્ટ હોય છે. પશુ એક સરળ સમગ્ર વ્યવહારથી એક જટિલ સમગ્ર વ્યવહારમાં પહોંચે છે. આ પ્રમાણે ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર વ્યહવારની સંગઠિત સમગ્રતા પર અધિક ભાર મૂકે છે.

ગેસ્ટાલ્ટ માનશાસ્ત્રીઓનો મત છે કે આપણે કોઈ વસ્તુને એક એકમના રૂપમાં જોઈએ છીએ તેને તેના વિભિન્ન ભાગોના સમુહના રૂપમાં જોતા નથી આ રીતે પ્રત્યક્ષનો વિષય સદૈવ એક સમષ્ટિ હોય છે. તે માત્ર ભાગોનો સમુદાય હોતો નથી. કોઈ પણ પરિસ્થિતિનો પ્રત્યક્ષ મગજમાં ચાલતો સમગ્ર ક્રિયાઓ પર આધાર રાખે છે. ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રી પ્રત્યક્ષમાં આકૃતિ (Figaure) અને પૃષ્ઠભુમિ (Ground) માં ભેદ જણાવે છે. આપણે હંમેશાં આકૃતિનો પ્રત્યક્ષ એક પૃષ્ઠભૂમિમાં કરીએ છીએ. આપણે આકાશમાં ચંદ્રમા જોઈએ છીએ તો આકાશની પૃષ્ઠભૂમિમાં આપણે ચંદ્રમાની આકૃતિ જોઈએ છીએ. આકૃતિ સઘન હોય છે, જેનું એક રૂપ હોય છે અને એક રૂપરેખા. પૃષ્ઠભૂમિ અસીમ દેશ હોય છે પૃષ્ઠભૂમિ કરતાં આકૃતિ અધિક ધ્યાન આકર્ષિત કરે છે. અને આધાર કે પૃષ્ઠભૂમિનો ભેદ દ્રષ્ટિજ પ્રત્યક્ષ, શ્રવણુજ પ્રત્યક્ષ અને સ્પર્શજ પ્રત્યક્ષ ત્રણેયમાં હોય છે. આકાશની પૃષ્ઠભૂમિમાં ચંદ્રમા સ્પષ્ટ જોવામાં આવે છે. શાળામાં વિશ્રામ સમય (Recess) માં વિદ્યાર્થીઓના સાધારણ સ્પષ્ટ કોલાહલની પૃષ્ઠભૂમિમાં શાળાનું કાર્ય ચાલું થવા માટે વાગતા ઘંટના અવાજની આકૃતિના રૂપમાં સાંભળવામાં આવે છે. ત્વચા ઉપર ચાલતી કીડી ત્વકસંવેદનાઓના પુંજની પૃષ્ઠભુમિમાં એક આકૃતિના રૂપમાં માલુમ પડે છે. ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર અનુભવ અને વ્યવહારના સંગઠનમાં એક મૌલિક સિદ્ધાન્તના રૂપમાં આકૃતિ અને આધારના ભેદનો ઉપયોગ કરે છે.

ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રીઓ રિક્ત સ્થાન પૂર્તિ (Filling the gap) ની ઘણી વાતો કરે છે. તેમનો મત છે કે એક બંધ આકૃતિ (Closed

figure ) રિક્ત સ્થાનયુક્ત અનિયમિત આકૃતિ કરતાં અધિક આકર્ષક હોય છે રિક્તસ્થાન પૂર્તિની એક સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે. તે ઘણી સમગ્ર વસ્તુઓના અનુભવનુ ફળ નથી. આકૃતિવાદીઓનો વિશ્વાસ છે કે તે આમાંથી ઉત્તેજનાઓના જુથને ગ્રહણ કરવામાં મગજની સક્રિયાતના કારણે થાય છે, જ્યારે કોઈ રિક્તસ્થાનયુક્ત આકૃતિ જોવામાં આવે છે ત્યારે મગજમાં અસંતુલિત તણાવ (unbalanced tension) ઉત્પાદન થાય છે. અને જ્યારે રિક્તસ્થાનની પૂર્તિ થઈ જાય છે ત્યારે મગજનું સંતુલન પૂર્વવત થઈ જાય છે. મગજ રિક્તસ્થાનયુક્ત આકૃતિને અસંતુલિત તણાવ સાથે ગ્રહણ કરે છે અને પૂર્ણ આકૃતિનો સંતુલિત તણાવ સાથે ગ્રહણ કરે છે આ રીતે મગજ આકૃતિની પ્રતિક્રિયા સમગ્ર રૂપે કરે છે. વસ્તુઓને જોવાની પ્રક્રિયામાં નેત્રની ગતિઓ મહત્વપૂર્ણ તત્વ છે.

આકૃતિવાદીઓ પૈશિક ક્રિયાઓનાં મહત્વનો પણ સ્વીકાર કરે છે. પરંતુ તેમનું માનવું છે કે વાતાવરણ પ્રતિ પૈશિક પ્રતિક્રિયાઓનું નિર્ધારણ પ્રાત્યક્ષિક ક્રિયા દ્વારા થાય છે તેમનુ અધ્યયન વાતાવરણથી અલગ થઈ શકતું નથી. પૈશિક ક્રિયાઓના ઉત્પત્તિ પ્રાત્યક્ષિક ક્રિયાથી થાય છે. વાતાવરણનો પ્રત્યક્ષ થાય છે અને તત્પશ્ચાત પૈશિક પ્રતિક્રિયા થાય છે. માટે તેનું નિર્ધારણ કરનાર પ્રાત્યક્ષિક ક્રિયાથી અલગ પૈશિક ક્રિયાનું અધ્યયન ન થઈ શકે કેમકે શરીર સમગ્ર રીતે કાર્ય કરે છે.

ગેસ્ટાલ્ટવાદીઓ સહકાર્યને સ્નેહાકર્ષણ ( Ohesion ) ના રૂપમાં જુએ છે. બે કે તેથી અધિક પ્રત્યક્ષ જે એક સાથે કે અનુક્રમેણુ થાય છે તે યાંત્રિક પદ્ધતિથી સાહચર્યના સૂત્રમાં બાંધી શકાતા નથી. તેઓ તેમના સબંધ થવા પહેલાં કે ત્યારબાદ તેમના સ્વતંત્ર અસ્તિત્વને માનતા નથી. તેઓ એમ માને છે કે જ્યારે બે કે તેથી અધિક પ્રત્યક્ષ કે વિચાર કોઈ આકૃતિમાં પ્રવિષ્ઠ થાય છે તો તે સમષ્ટિના સભ્ય હોવાના કારણે પરસ્પર સંબંધિત હોય છે. તેમને એક નમૂનાના અંગોના રૂપમાં ધારણ કરવામાં આવે છે અને સ્મરણ કરવામાં આવે છે, સ્વતંત્ર રૂપમાં નહીં.

ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર વ્યવહારની ઉત્તેજના અને પ્રતિક્રિયાના શબ્દોમાં કરવામાં આવતી વ્યાખ્યા નાપસંદ કરે છે. તેમાં તેને પરમાણુવાદી માનસશાસ્ત્ર ( Atomistic psychology ) ની ગંધ આવે છે. ગેસ્ટાલ્ટવાદી વ્યવહારની સરળ ઉત્તેજનાઓની પ્રતિક્રિયામાં અને અનુભવના સાંવેદનિક તત્વોમાં થતા સરળ પ્રતિક્ષેપોમાં વિશ્લેષણ કરવાનો અસ્વીકાર કરે છે. તેમને

ઉત્તેજના અને પ્રતિક્રિયાના સંબંધથી જ સ્પષ્ટ છે. ચાહે તે પ્રકૃતિ પ્રદત્ત હોય કે ચાહે અનુભવાર્જિત. તે પણ પ્રવૃત્તિઓને પ્રતિક્ષેપોની શ્રૃંખલા માનતા નથી, તેમ શીખેલી વ્યવહાર ને નિયંત્રણની પ્રક્રિયાથી થતા પ્રતિક્ષેપોનું સંગઠન માનતા નથી. તેમનો મત છે કે શીખવું તે પ્રાત્યક્ષિક ક્રિયાના સંગઠન અને વ્યવહારના સગઠનથી સપન્ન થાય છે. "ગેસ્ટાલ્ટના મતાનુસાર શિશુ જીવનને કેટલીક પ્રતિક્ષેપ ગતિઓ સાથે પ્રારભ રહેતો નથી જે ધીરે ધીરે નિયંત્રિત થઈ જાય છે અને વ્યવહારમાં સંયુક્ત થઇ જાય છે. શિશુ એક તરલ અને અપરિપક્વ રૂપથી વ્યવસ્થિત વ્યવહારથી જીવન પ્રારંભ કરે છે. અને વાતાવરણ સાથે તેનું સમાયોજન બોધ અને કર્મ બંનેમાં વ્યવસ્થા લાવવાથી થાય છે. એ બન્ને શરીરની સમગ્ર ક્રિયામાં આધારિત હોઇ તદ્ઉપરાંત એ સમગ્ર ક્રિયાનું શરૂઆતથી માંડીને જીવનપર્યંત એક લક્ષણ હોય છે જેને સપ્રયોજનતા ( Purposiveness ) કહેવામાં આવે છે."*

વ્યવહારવાદીઓએ ઉત્તેજના અને પ્રતિક્રિયા વચ્ચે જે બંધનને મહત્વ આપ્યું છે અને સાહચર્યવાદીઓએ ( Associationists ) એ વિચારોની વચ્ચે જે બંધનને મહત્વ આપ્યું છે તે કર્મોને માટે પર્યાપ્ત કારણ નથી. ગેસ્ટાલ્ટવાદીઓ કેટલાંક કર્મોની વ્યાખ્યા "રિક્ત સ્થાનોની પૂર્તિ"ના નિયમથી કરે છે. તમે પેનને ખીસામાં એટલા માટે મૂકો છો કે તમો તેનાથી લખશો. આ કાર્ય તમારા મનમાં એક તણાવ ઉત્પન્ન કરી દે છે. અને જ્યારે તમે તેનાથી લખો છો ત્યારે જ તે શાન્ત થાય છે. જ્યારે તમે પેનને ખીસામાં મૂકી હતી ત્યારે તમારા વ્યવહારમાં એક રિક્તતા પેદા થઈ હતી. આ રિક્તતાની પૂર્તિ ત્યારે થાય છે જ્યારે તમે પેનથી લખો છો. રિક્તતાની પૂર્તિ આ વિશેષ સક્રિય શરીરમાં સંતુલનની અવસ્થા લાવે છે. જ્યારે કોઈ વ્યક્તિ કોઇ કામ કરવાનું માથે લે છે ત્યારે તેના શરીરમાં એક પ્રકારનો તણાવ ઉત્પન્ન થાય છે. જેનું શમન કાર્ય પુરું કર્યા બાદ થાય છે. રિક્તતાની પૂર્તિ કરવાથી મગજનો તણાવ શાન્ત થઈ જાય છે અને સંતુલન સ્થાપિત થાય છે.

કોહલર ( Kohler ) કે જે ગેસ્ટાલ્ટવાદી છે. તે જણાવે છે કે ચિમ્પાન્ઝી અંતર્દૃષ્ટિ ( Insight ) થી શીખે છે, પ્રયત્ન અને ભૂલથી નહીં. તે યાંત્રીક રીતે શીખતા નથી જેમાં આવેગપૂર્વક કામ કરતાં કરતાં સફળ ક્રિયાઓની પુનરાવૃત્તિ કરવામાં આવે છે અને અસફળ ક્રિયાઓને રોકી દેવામાં

* માનસશાસ્ત્રના સમકાલીન સપ્રદાય.

આવે છે તથા પ્રભાવના નિયમ પ્રમાણે પ્રથમ સ્થિર થઇ જાય છે અને લુપ્ત થઈ જાય છે. તે અંતર્દષ્ટિથી શીખે છે. તેમનામાં પરિસ્થિતિની કુંચી (Key of the situation) જોવાની શક્તિ રહેલી હોય છે. તે પરિસ્થિતિને જોઈ શકે છે અને તદનુસાર સમસ્યાનો ઉકેલ કરી શકે છે. પ્રથમ તો તે આવેગપૂર્વક કાર્ય કરે છે. અને થોડા સમય સુધી તો પ્રયત્ન અને ભૂલના વ્યવહાર મુજબ કાર્ય કરે છે. પરંતુ અચાનક તે અંતર્દષ્ટિથી પોતાની સમક્ષની પરિસ્થિતિની કુંચી શોધી લે છે અને સમસ્યાનો ઉકેલ કરે છે કફકા (Koffka) જે અન્ય ગેસ્ટાલ્ટવાદી છે. તેમનો મત છે કે દરેક પ્રકારનું શીખવું અંતર્દષ્ટિથી થાય છે. પ્રયત્ન અને ભૂલના વ્યવહારથી કોઈપણ શીખવાનું થતું નથી. અંતર્દષ્ટિએ શીખવાની સાચી પદ્ધતિ છે. તે પ્રયાસ અને ભૂલથી શીખવાની પદ્ધતિ ઉપરની એક નવી પદ્ધતિ છે. તે શીખવાની એક માત્ર વિધિ છે. તેણે પ્રયાસ અને ભુલની વિધિને દૂર કરવાની છે જેમાં કાંઈ નવી વસ્તુ શીખવામાં આવતી નથી. પરંતુ ફક્ત અસફળ ગતિઓનો લોપ થઈ સફળ ગતિઓ પાકી બની જાય છે. અને આવું પણ યાંત્રિક રીતે પશુની કોઇ પણ જાતની અંતર્દષ્ટિ, ગતિઓની કોઈ લક્ષ્યોન્મુખના સિવાય થાય છે. પ્રયાસ અને ભુલનો વ્યવહાર બિલકુલ યાંત્રિક હોય છે. "પશુ કદાપી એ જાણી શકતું નથી કે તે કેવી રીતે લક્ષ્ય સુધી પહોંચે છે. તે આંધળા બનીને શીખે છે. અને જેઓ કે કફકા પ્રયાસ અને ભૂલના નિયમને સમજે છે તેના અનુસાર તે દોરડી કે સ્ટોપરની સ્થિતિને પણ જોઈ શકતાં નથી. જેના ઉપર તે સફળ પ્રતિક્રિયામાં પંજા મારે છે. તે પલાયન માટે સ્ટોપર કે દોરડીને સાધનના રૂપમાં નથી જોઇ શકતાં."*

શીખવામાં ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર પ્રાત્યક્ષિક તત્વને અધિક મહત્વ આપે છે. જ્યારે કોઈ જટિલ ગતિ શીખવાની હોય ત્યારે વ્યક્તિએ સમગ્ર પરિસ્થિતિનો પ્રત્યક્ષ કરવો જોઈએ અને લક્ષ્ય તથા પરિસ્થિતિ વચ્ચેના સંબંધને જોઈને તેને મનમાં પુનઃ સંગઠિત કરવો જોઇએ જેથી સરળતા પડે. "શીખવાનો અર્થ છે કે કોઈ નવી ચીજને કરવી. નવનિતા ફક્ત ગતિ યુક્ત કાર્યને જોવાથી સમજમાં નથી આવી શકતી કેમકે નવીનતા પરિસ્થિતિને એ પ્રકારે પુનઃ સંગઠિત કરવામાં હોય છે કે પરિસ્થિતિ અને લક્ષ્યની વચ્ચે ખીણ છે તે ભરી શકાય. પરિસ્થિતિને લક્ષ્યને સમાવિષ્ટ કરનાર અને લક્ષ્ય સુધી પહોંચાડનાર નમૂનાના રૂપમાં જોઈને ખીણ ભરી શકાય છે "+

* માનસશાસ્ત્રના સમકાલીન સંપ્રદાય. + માનસશાસ્ત્રનાસમકાલીન સપ્રદાય.

ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રીઓનો એવો મત છે કે કોઈ પણ સંવેગમાં ચહેરાની જે અભિવ્યક્તિ થાય છે. તેને એક જટિલ સમષ્ટિ સમજવી જોઈએ. ચહેરાને અભિવ્યક્તિના જુદા જુદા ભાગોના રૂપમાં નહિ પરંતુ એક સમષ્ટિના રૂપમાં લેવો જોઈએ. એ બાબત સ્પષ્ટ છે કે ચહેરાનો દેખાવ, આકૃતિ, સમગ્ર ચહેરામાં રહેલી છે તેવી રીતે સંવેગાત્મક અભિવ્યક્તિ જે ચહેરામાં થાય છે તે સમગ્ર ચહેરામાં નિવાસ કરે છે. આથી ચહેરાની સંવેગાત્મક અભિવ્યક્તિનું અધ્યયન કરતાં સમય ચહેગના કોઈ ભાગની ઉપેક્ષા ન કરવી જોઈએ. સંવેગની અભિવ્યક્તિ સંપૂર્ણ ચહેરામાં થાય છે જેમકે ક્રોધમાં ભવાં ચઢવાં, આંખો રાતી થવી, દાંત પીસાવા વિગેરે અભિવ્યક્તિઓ એકજ સંવેગની હોય છે જે ચહેરામાં પ્રદર્શિત થાય છે.

" આ પ્રમાણે ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રીએ આગ્રહ કરે છે કે વ્યક્તિત્વનાં વિભિન્ન લક્ષણોની સૂચિ બનાવીને વ્યક્તિનાં પ્રત્યેક લક્ષણને મળીને અને અંતે તેના પ્રામાંકો (Scores) ને એક સાથે કોઈ સારિણી (Table) કે ચિત્રમાં મૂકીને આપણે કોઈ વ્યક્તિના ચરિત્રની સાચી છબી મેળવી શકતા નથી. એવી સારિણી એ પ્રદર્શિત કરવામાં નિષ્ફળ રહે છે કે વ્યક્તિના વ્યક્તિત્વમાં કયું લક્ષણ કેન્દ્રિય અને પ્રધાન છે તથા કયાં લક્ષણ ગૌણ મહત્વ ધરાવે છે. એ સમગ્ર વ્યક્તિત્વમાં પ્રત્યેક એક લક્ષણના કાર્યને પ્રદર્શિત નથી કરતી. વ્યક્તિ લક્ષણોનો એક સમુહ માત્ર નથી પરંતુ એક સંગહિત સમષ્ટિ, એક ગેસ્ટાલ્ટ છે. "+

ગેસ્ટાલ્ટ સિદ્ધાન્ત માનસિક જીવનમાં સંગ્રહિત સંવેદનાઓથી વિપરિત આકૃતિના કાર્ય પર અધિક જોર દે છે. એ કોઈ નવી વાત નથી પરંતુ સાહચર્યવાદના સિદ્ધાન્તની વિરૂદ્ધ એક પ્રકારનો વિદ્રોહ છે. ગેસ્ટાલ્ટનો સિદ્ધાન્ત વિશ્લેષણનો અત્યધિક વિરોધ કરે છે. વિશ્લેષણનો તદ્દન બહિષ્કાર કરવો એ અનુચિત છે. માનસશાસ્ત્રને વિશ્લેષણ પદ્ધતિનો ન્યૂનાધિક આશ્રય તો લેવો જ પડે છે. એક વિજ્ઞાનના રૂપમાં માનસશાસ્ત્રને વિશ્લેષણ અને સંશ્લેષણ બન્ને વિધિઓનો ઉપયોગ કરવો પડે છે. ગેસ્ટાલ્ટ સિદ્ધાન્ત માનસશાસ્ત્રના ક્ષેત્રમાં વિશ્લેષણ પદ્ધતિનો બહિષ્કાર કરી પાદચ્છિકા વ્યાખ્યા અને અવિશ્લિષ્ટ પ્રત્યયોને માટે માર્ગ ખુલ્લો કરે છે. સ્પીયરમેનનો એ મત બરાબર છે કે મનના વિકાસમાં ભિન્નીકરણ (Differentiation) અને સમગ્રીકરણ (Integration) બન્ને સાથે જ હોય છે. માનસશાસ્ત્રી સરળ તત્વો લઈને

* માનસશાસ્ત્રના સમકાલીન સંપ્રદાય.

તેમને સમગ્ર અનુભવોમાં સંગઠિત કરી શકે છે. અથવા જટિલ સમગ્ર અનુભવો લઈને તેમનું સરળ તત્વોમાં વિશ્લેષણ કરી શકે છે. ટૂંકમાં ગેસ્ટાલ્ટનો એ સિદ્ધાન્ત કે સમષ્ટિ પોતાના ઘટકોના પહેલાં વર્તમાન હોય છે. તે નિરાધાર છે.

સમષ્ટિકા સંગઠનની વ્યાખ્યા ચેષ્ટાત્મક આવેગ કે વ્યક્તિના લક્ષ્ય-પ્રાપ્તિના પ્રયત્નો સિવાય નથી થઈ શકતી. ચેષ્ટાત્મક પ્રવૃતિ કે રૂચિનું સ્વરૂપ સંગઠનના ક્ષેત્રના સ્વરૂપને નિર્ધારિત કરે છે. વિભિન્ન રૂચિઓ વિભિન્ન લક્ષ્યોને નિર્ધારિત કરે છે જેમની પ્રાપ્તિ વિભિન્ન સમષ્ટિઓના એકીકરણથી થાય છે. જુદી જુદી રૂચિઓ રાખનાર વ્યકિત એકજ સમષ્ટિને જુદા જુદા રૂપમાં જુએ છે. ઉદાહરણાર્થ કલકત્તાના ભાગ વ્યક્તિઓના રૂચિ વૈચિત્ર્ય અનુસાર વિભિન્ન રૂપોમાં સંગઠિત થાય છે. આ પ્રમાણે ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર સમષ્ટિઓના સ્વભાવ અને કારણની શોધખોળ કરવામાં ઉંડે નથી ઉતરતું. પરંતુ કેટલાક ગેસ્ટાલ્ટ વિચારોમાં અત્યધિક સપ્રયોજનતા જોવામાં આવે છે જો કે ગેસ્ટાલ્ટવાદીઓએ તેને મહત્વ ન આપ્યું.*

ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રે પ્રત્યક્ષના માનસશાસ્ત્રને મહત્વપૂર્ણ મદદ કરી. તેણે એ પણ ઠીક જ કર્યું કે પરમાણુવાદી માનસશાસ્ત્રનો અસ્વીકાર કર્યો અને અનુભવ અને વ્યવહારને સમષ્ટિઓ જણાવી. પરંતુ તે સમષ્ટિઓની વ્યાખ્યા કરવાનો પ્રયત્ન કરતું નથી. તે સમષ્ટિઓના સમગ્ર અનુભવોને મગજ અને શરીરની ગતિશીલતા, તેમના અસંતુલિત તણાવ અને સંતુલન સાથે સંબધિત કરે છે તે ખોટું છે.

(૨) ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર અને વ્યવહારવાદ (Gestalt psychology and Behaviourism)—

ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર જુની વ્યવસ્થાના વિરોધના રૂપમાં જર્મનીમાં શરૂ થયું. તેણે સામાન્ય રીતે સાહચર્યવાદનો વિરોધ કર્યો. ગેસ્ટાલ્ટવાદ અને વ્યવહારવાદ બન્નેએ વિશ્લેષણાત્મક માનસશાસ્ત્ર જે તે સમયે પ્રચલિત ન હતું તેનો વિરોધ કર્યો. પરંતુ વિદ્રોહની પદ્ધતિ જુદી હતી. વ્યવહારવાદે અનુભવને માનસશાસ્ત્રના ક્ષેત્રથી અલગ કરી દીધો અને પહેલાનું માનસશાસ્ત્ર બુદ્ધિ-પ્રમુખ હતું તેનો વિરોધ કર્યો. તેણે પ્રાણીને વ્યવહાર કરનાર પ્રાણીના રૂપમાં જોયાં. તેણે માનસશાસ્ત્રને વ્યવહાર સુધી સીમિત કરી દીધું. ગેસ્ટાલ્ટ માનસ-

* રિપયરમેન; સાયકોલોજી ડાઉન ધી એજીજ.

શાસ્ત્રે અનુભવ અને વ્યવહાર બન્નેના વિશ્લેષણની વિરૂદ્ધ વિદ્રોહ કર્યો અને માનસશાસ્ત્રને અનુભવ અને વ્યવહારની સમષ્ટિઓના અધ્યયન સુધી જ સીમિત રાખ્યું. તેણે અનુભવ અને વ્યવહારના પ્રત્યેક રૂપને એક સમષ્ટિ માની અને વિચાર સાહચર્યને લેશમાત્ર લક્ષમાં લીધું નહીં. તેણે વિચાર સાહચર્યને છોડી દઈને ઉત્તેજન પ્રતિક્રિયાના સાહચર્યનો સ્વીકાર કર્યો. વ્યવહારવાદે અનુભવ કે ચેતનાને પોતાના ક્ષેત્રથી બહિષ્કૃત કર્યાં હતા જેથી અંતર્નિરીક્ષણ (Intro Spection) પદ્ધતિએ માનસશાસ્ત્રીય સંશોધનની શાસ્ત્રીય પદ્ધતિનો અસ્વીકાર કર્યો. પરંતુ ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રે અનુભવને પોતાના અધ્યયનમાં ઉચિત વિષય સમજી તેનો બહિષ્કાર કર્યો ન હતો જેથી તેમણે અંતર્નિરીક્ષણ પદ્ધતિનો પણ બહિષ્કાર કર્યો નહીં. તેણે ફકત જેના ઉપર સાહચર્યવાદ અને સત્તાવાદ અધિક ભાર મૂકતા હતા તેવા વિશ્લેષણાત્મક અંતરનિરીક્ષણને અસ્વીકૃત કર્યું હતું. તેણે વિશ્લેષણને પૂર્ણતયા તિલાંજલિ આપી. તેણે અનુભવ અને વ્યવહારના પ્રત્યેક રૂપને એક એવી સમષ્ટિ ગણી કે જેનું વિશ્લેષણ અસંભવ છે. વ્યવહારવાદે સંવેદનાઓ ગત્યાત્મક પ્રતિક્રિયાઓ હોવાના કારણે તેનો અસ્વીકાર કર્યો ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રે સંવેદનાઓ અનુભવના પરમાણુ હોવાના કારણે તેમનો અસ્વીકાર કર્યો. વ્યવહારવાદે પ્રતિક્ષેપોને પ્રારંભિક કર્મ માન્યાં અને જટિલ કર્મોને પ્રતિક્ષેપોના સમુદ માન્યાં ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રે સંવેદનાઓ અને પ્રતિક્ષેપોને અનુભવ અને વ્યવહારનાં તત્ત્વ હોવાના કારણે છોડી દીધા.

(૩) શક્તિ માનસશાસ્ત્ર ( Faculty psychology ):—

શકિત માનસશાસ્ત્ર માનસિક પ્રક્રિયાઓને તેમની શકિતઓ સાથે સંબંધિત કરે છે. એમ માનવામાં આવે છે કે સંવેદના, પ્રત્યક્ષ, ધ્યાન, સ્મૃતિ, કલ્પના, વિચાર વિગેરે મનની શકિતઓ છે. શકિત માનસશાસ્ત્ર અત્યારે ઘણું જુનું થઇ ચૂક્યું છે. "એ કહેવું કે એક વ્યકિતગત મન કોઈ શકિત ધરાવે છે; તે માત્ર કહેવાનું જ છે કે તેમાં કેટલીક માનસિક અવસ્થાઓ કે પ્રક્રિયાઓની ક્ષમતા છે. શકિતને પ્રક્રિયાનું વાસ્તવિક કારણ માનવું સ્પષ્ટ રીતે ચક્રની વ્યાખ્યા કરવા જેવું છે. અથવા બીજા શબ્દોમાં વ્યાખ્યા કરવાની અસફળતા છે * આ પ્રમાણે એ કહેવું કે કેઈ ઐચ્છિક નિર્ણય પર ચોટી રહેવું તે સંકલ્પશકિતનું પરિણામ છે. અથવા તો એક વિશેષ ઐચ્છિક નિર્ણય સંકલ્પનું પરિણામ છે તે નિરર્થક છે. આપણે એમ કહીને

* સ્ટાઉટ: માનસશાસ્ત્ર

સ્પષ્ટીકરણ નથી કરતા કે કેટલીક માનસિક પ્રક્રિયાઓ મનની કેટલીક શક્તિઓનો વ્યાપાર છે. કાર્યકારણાત્મક સ્પષ્ટીકરણ કરવામાં આપણને શકિત માનસશાસ્ત્રથી કોઇ મદદ મળતી નથી. શકિતમાનસશાસ્ત્ર કાર્યકારણાત્મક ક્રિયા–પ્રતિક્રિયામાં માનતું નથી. આધુનિક માનસશાસ્ત્ર મનને પરસ્પરાશ્રિત પ્રક્રિયાઓની એક આંગિક એકતા માને છે. તેમાં સ્વતંત્ર શકિતઓ જુદી જુદી રહેતી નથી. " શકિત માનસશાસ્ત્રમાં કંઈક કિંમત ધરાવે છે તો તે ફક્ત વર્ગીકરણની એક યોજનાના રૂપમાં જ; પરંતુ વિજ્ઞાનનું પરમ લક્ષ્ય વર્ગીકરણ માત્ર નથી પરંતુ સ્પષ્ટીકરણ છે. માટે જ્યારે એક વખત સ્પષ્ટીકરણના સિદ્ધાન્ત સમજમાં આવી ગયા તો શકિત માનસશાસ્ત્રનો લોપ થઇ ગયો."+

(૪) સાહચર્યવાદ (Associattionlism ):-

સાહચાર્યવાદના સમર્થકો શકિત માનસશાસ્ત્રના વિરોધી હતા. તેમણે માનસિક જીવનને, વિચારો, સંવેદનાઓ, પ્રતિક્ષેપ કર્મો તથા સાહચર્યના નિયમો દ્વાર તેમના સંયોગોમાં સક્ષિપ્ત કરી દીધું. તેમના અનુસાર સંવેદનાઓ જ્ઞાનમાં પ્રારંભિક એકમો છે. વિચારો સંવેદનાઓની પ્રતિનિધિઓ છે. અને સાહચર્યોના નિયમો પ્રમાણે તેમને તો ઘણી રીતે વખતોવખત સંયોગ થયા છે. જેથી જ્ઞાન જટિલ બને છે તેઓ પ્રતિક્ષપ કર્મની પ્રારંભિક એકમો માને છે. અને ઐચ્છિક કર્મો એ પ્રતિક્ષપ કર્મોનું સાહચર્યના નિયમો અનુસાર થયેલું સંગઠન છે તે સંવેદનાઓ અને પ્રતિક્ષેપો તથા સાહચર્યના નિયમોને અધિક મહત્વ આપે છે. તેઓ મનની એકતાને માનતા નથી. તેઓ તેને માનસિક અવસ્થાઓની એક શ્રેણી માને છે. તેઓ આ સબંધિત સાવેદનિક તત્વોને માને છે. અને સાહચર્યના નિયમોનો ઉપયોગ કરી તેમાં એકતા લાવવાનો પ્રયત્ન કરે છે. " સાહચર્યવાદની એ વિશેષતાઓ હતી; તેનો ઉદ્દેશ્ય વિશ્લેષણ કરવાનો હતો અને તેનો સબંધ અવિકાશમાં જીવનના બૌદ્ધિક પક્ષ સાથે હતો. તે પોતાને એક પ્રકારનું માનસિક રસાયણ સમજવા લાગ્યો હતો, પ્રારંભિક પ્રક્રિયાઓ કે અનુભવને તથા તેમના સંયોગના નિયમોને શોધવા તેનું લક્ષ્ય બની ગયું હતું. ઘણે ભાગે જીવનના બૌદ્ધિક પક્ષ પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કરી તેણે જ્ઞાનની સરળતમ પ્રક્રિયાઓ શોધવા ઈચ્છ્યું તથા સરળ સંવેદનાઓનો પ્રારંભિક પ્રક્રિયાઓના રૂપમાં સ્વીકાર કર્યો જેનાથી જટિલ અનુભવો અને વિચારોનું નિર્માણ થાય છે.×

સાહચર્યવાદીઓએ દરેક માનસિક પ્રક્રિયાઓને સાહચર્યની એકલી

---

× સ્ટાઉટ; માનસશાસ્ત્ર

પ્રક્રિયામાં ઘટાવી દેવાનો પ્રયત્ન કરે છે સ્મૃતિનું સ્પષ્ટીકરણ કરવા માટે તેણે વિચારોનું પરસ્પર સાહચર્ય જણાવ્યું અને જણાવ્યું કે જ્યારે કોઈ વ્યક્તિના અનુભવમાં એ માનસિક પ્રક્રિયાઓ સાહચર્યથી જોડાય છે ત્યારે ગમે તે રીતે એકતા જાગૃત થતાં તે બીજીને પણ પુનર્જીવિત કરે છે. કોઇ વસ્તુનું દર્શન જે અતીત અનુભવમાં તેના સ્પર્શનું સહચારી બની ગયું છે, વસ્તુની ઉપસ્થિતિનો સંકેત બની જાય છે. આજ પ્રમાણે વસ્તુનાં દષ્ટિક ચિહ્ન, આકાર, અંતર, દિશા વિગેરે જાણવામાં આવે છે તેજ પ્રમાણે વિચાર, તર્ક અને કર્મને પણ એકલી પ્રક્રિયામાં ઘટાવી દીધા. સંવેગો જેવા કે ભય, ઘૃણા વિગેરેની બાબતમાં તેમણે જણાવ્યું કે સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન વસ્તુઓ સાથે વ્યક્તિનું સાહચર્ય થઈ જાય છે. પ્રતિક્ષેપ કર્મોના સુખ અને દુઃખ ઉત્પન્ન કરનારી વસ્તુઓ સાથેનું સાહચર્ય જણાવી તેમણે ઐચ્છિક કર્મોનું સ્પષ્ટીકરણ કર્યું. આ પ્રમાણે સાહચર્યવાદીઓએ પોતાના કર્મના માનસશાસ્ત્રમાં સાહચર્યવાદને માનસશાસ્ત્રી સુખવાદ (Psychological hedonism) સાથે જોડી દીધો. તેમણે સાહચર્યના નિયમોનું અધ્યયન કર્યું અને દરેક માનસિક પ્રક્રિયાને તદનુસાર એકમાં ઘટાવવાની કોશિશ કરી. તેમણે પોતાના સિધ્ધાન્તો ને નીતિને, અર્થશાસ્ત્ર તથા અન્ય સામાજિક વિજ્ઞાનોમાં લાગુ કર્યો ઓગણીસમી સદીના પ્રારંભમાં માનસશાસ્ત્ર પર તેમનો અધિક પ્રભાવ હતો

તે જણાવે છે કે જટિલ માનસિક વ્યાપાર સરળ સંવેદનાઓના સમૂહ છે જે તેમના ઘટકોના રૂપમાં પુનઃ જાગૃત થાય છે. " આ દષ્ટિકોણથી ચેતનાની કોઈ અવસ્થાના મૂળની વ્યાખ્યા કરવી તે તેના સંપટક અવયવો બતાવવા તે, અને તે બતાવવું કે તેઓ કેવી રીતે સાહચર્ય દ્વારા પરસ્પર સંયુક્ત થઈ ગયા છે. આ પ્રમાણે જ્યારે એક નારંગીનો પ્રત્યક્ષ થાય છે તો તરત જે સંવેદના થાય છે તે ફક્ત પીળા રંગની હોઈ શકે છે નારંગીના પ્રત્યક્ષમાં વર્તમાન સંવેદના દ્વારા અતીત સંવેદનાઓની ન્યૂનાધિક રૂપમાં સંપૂર્ણ પુનરાવૃત્તિ ઉપરાંત કંઈ નથી. વર્તમાન સંવેદના પુનર્જીવિત સંવેદનાઓના સમુદનું કેન્દ્ર હોય છે. તરત થનાર નેત્રીય અનુભવ અન્ય દષ્ટિથી દેખનાર નારંગીના દષ્ટિગત રૂપની પુનરાવૃત્તિ કરે છે. આ ગંધ, સ્વાદ અને અંદરની મુલાયમ વસ્તુને પણ જેવી કે તે સ્પર્શ અને જોવામાં લાગે છે પુનર્જીવિત કરે છે. "*

---

* માનસશાસ્ત્રના સમકાલીન સંપ્રદાય

* ગ્રાફ; માનસશાસ્ત્ર.

"માનસિક વિકાસના દરેક રૂપોમા સાહચર્ય અને પુનરાવૃત્તિનુ કોઈ રૂપ રહેનુ હોય છે. આથી સાહચર્યવાદમાં ઘણો સત્યાશ છે. તેનો દોષ એ છે કે બધી પ્રક્રિયાઓને પુનરાવૃત્યાત્મક માને છે તથા માનસિક ક્રિયા-પ્રતિક્રિયાની અન્ય વિધિઓને છોડી દે છે જે ન કેવળ પુનર્જીવિત ફળોને પરતુ નવા ફળોને પણ જન્મ આપે છે પ્રકૃતિના સામાન્ય વ્યાપારમાં કારણથી કાર્યનુ ઉત્પન્ન થવુ અને અવયવોનુ સયુક્ત થવુ સદૈવ એક સાથે નથી થતું. હેતુ હમેશા ફળના સંઘટક અવયવોના રૂપમા ઉપસ્થિત નથી થતા, આગ, બળેલા મકાનના ભાગના રૂપમા નથી રહેતી, માટે એ સિદ્ધાન્ત જે બધા માનસિક કાર્યોની પુનરાવૃત્તિ માને છે, બિલકુલ પણ સ્વયસિદ્ધ સત્ય નથી "+

સાહચર્યવાદ મનની એકતા અને ચેષ્ટાને સ્વીકાર કરતો નથી મન વસ્તુનો જ્ઞાતા છે અને વસ્તુ જ્ઞાનથી તેને સુખ કે દુ ખની અનુભૂતિ થાય છે તથા તેના પ્રતિ તે પ્રતિક્રિયા કરે છે. અને તેમા પરિવર્તન કરે છે ધ્યાનની મદદથી મન સવેદના પ્રવાહને પૃથક્ પૃથક્ સવેદનાઓ બદલી દે છે અને તેમને નવી માનસિક પ્રક્રિયાઓમા સયુક્ત કરે છે માટે સવેદનાઓ અનુભવતા પ્રારભિક એકમો નથી તે આત્માની ભિન્નીકરણની પ્રક્રિયાના ફળ છે સવેદનાઓ જ્ઞાનની સમષ્ટિના રૂપમા દ્રષ્ટામા સગ્રહિત રહે છે, તે પરસ્પર સાહચર્ય સમબધથી જોડાયેલી હોય છે દ્રષ્ટાની સમન્વયકારી ક્રિયા (Synthetic activity)ના કારણે એક સૂત્રબદ્ધ રહે છે સાહચર્ય સમન્વયનુ એક રૂપ છે. સાહચર્યવાદને માનસશાસ્ત્રનો પરમાણુવાદ ( Atomism ) કહેવો ઉચિત નથી. સાહચર્યવાદ પ્રત્યક્ષને સવેદનાઓ અને સ્મૃતિ પ્રતિમાઓનો સમુહ માને છે તે ખોટુ છે, ગેસ્ટાલ્ટ પ્રત્યક્ષને એક સમષ્ટિ માને છે જેનુ તેના ઘટકોમા વિભાજન થઈ શકતું નથી તે બરાબર છે. સાહચર્યવાદ ઐચ્છિક કર્મોને પ્રતિક્ષેપ કર્મોનો યાત્રિક સમુહ માને છે તે પણ ખોટુ છે. ઐચ્છિક કર્મ એકત્વ કર્મ છે જેમા દ્રષ્ટાનો વિચાર અને પસદગી હોય છે તેમા દ્રષ્ટા પરિસ્થિતિઓનુ મુલ્યાકન કરે છે અને તેના પ્રતિ પ્રતિક્રિયા કરે છે આ કારણોથી જ આધુનિક સપ્રદાયોએ આધુનિક સાહચર્યવાદી માનસશાસ્ત્રનો અસ્વીકાર કર્યો

સાહચર્યવાદની વિરુદ્ધ પ્રતિક્રિયાના રૂપમા ઓગણીસમી સદીના અતમા બ્રિટિશ અધ્યાત્મવાદનો ઉદય થયો કેમકે તેણે મનની એકતા અને ચેષ્ટા

---

+ સ્ટાઉટ, માનસશાસ્ત્ર

પર અધિક ભાર મૂકયો. જેમ્સ વોર્ડ ( James Ward ) સાહચર્યવાદના વિરોધીઓનો અગ્રણી હતો. તેણે માનવીય અનુભવ અને વ્યવહારની એકતા પર જોર દીધુ. વોર્ડ આત્મમાનસશાસ્ત્ર ( self Psychology ) નો જન્મ દાતા હતો તેણે દષ્ટા ( Subject ) ની ચેષ્ટા અને સમાયોજન પર અધિક ભાર મૂકયો અને ઉત્ક્રાન્તિવાદી વિચારો અપનાવ્યા. પ્રયોજનવાદી માનસશાસ્ત્ર (Hormic Psychology)નો જન્મદાતા મેકડૂગલ સાહચર્ય-વાદ વિરોધી માનસશાસ્ત્રને અધિક આગળ લઈ ગયો. સાહચર્યવાદી માનસ-શાસ્ત્ર યંત્રવાદી (Mechanistic) કે અપ્રયોજનવાદી (Non-purpos-ive ) માનસશાસ્ત્ર છે. ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર પણ સાહચર્યવાદની વિરૂદ્ધ પ્રતિક્રિયાના રૂપમાં છે.

### (૫) માનસિક રસાયણ ( Mental Chemistry )

જે. એસ. મિલે માનસિક રસાયણને સાહચર્યવાદમાં ઉનાયું. માન-સિક રસાયણ સાવેદનિક તત્વોનું એક નવું સંયોજન છે જેમાં ફકત સંઘટક અવયવોનો સમુહ માત્ર નથી હોતો પરંતુ તેથી કંઈક અધિક હોય છે. "જ્યારે મનમાં કોઈ સરકાર કે વિચાર એક સાથે કામ કરતાં હોય છે તો કોઈ કોઈ વખત રસાયણિક સંયોગની જેમ ક્રિયા થાય છે જ્યારે સંદશકોનો અનુભવ એટલી અધિક વખત થાય છે કે તેમાંથી પ્રત્યેક તરત પુરા સમુહના વિચા-રોને જાગૃત કરે છે તો તે વિચાર કોઈ કોઇ વખત ઓગળીને પરસ્પર ચોંટી જાય છે અને જુદા જુદા નહિ પરતુ એક પ્રતીત થાય છે. કેટલાક સરળ વિચારોના મિશ્રણથી તૈયાર થયેલ જટિલ વિચાર જ્યારે તે ખરેખર સરળ પ્રતિન થાય છે ( અર્થાત્ જ્યારે તેનાં પૃથક પૃથક તત્વો જુદા ઓળખી શકાતાં નથી ) તો એ કહેવું જોઈએ કે તે સરળ વિચારોનું ફળ છે, તેમનાથી બનેલું હોતું નથી. સરળ વિચાર જટિલ વિચારોને ઉત્પન્ન કરે છે, તે તેમના સમુહને નહિ. " (મિલ).

જે. એસ. મિલ માનસિક રસાયણને પોતાના સિદ્ધાન્ત ઉપરાંત સાહ-ચર્યવાદને માનતો હતો પરંતુ સિદ્ધાન્તની દષ્ટિએ માનસિક રસાયણ સાહ-ચર્યવાદનું વિરોધી છે. " સાહચર્યનાં ફળોમાં તેમને ઉત્પન્ન કરનાર તત્વ ફળના સંઘટકોના રૂપમાં કાયમ રહે છે; ઉત્પાદનની પ્રક્રિયામાં જેને મિલ માને છે ઉત્પાદક તત્વ પોતાના ફળને જન્મ આપવામાં પોતાની જાતને લુપ્ત કરી દે છે ફળનું જીવન તેમજ મૃત્યુ છે. "* પરંતુ મિલને એ આત્મની

* સ્ટાઉટ; માનસશાસ્ત્ર

ખબર નથી કે માનસિક રસાયણને માનવાથી તે સાહચર્યવાદનો ત્યાગ કરે છે. તે માને છે કે સાહચર્યવાદને પરિષ્કૃત કરી રહ્યો છે એ તેના માનસિક રસાયણ શબ્દથી પ્રતિત થાય છે." એક રસાયણિક સંયોજન ખરેખર એક સંયોજન છે. તે ખરેખર પોતાના સંઘટકોથી બનેલું હોય છે અને તેમના ઉત્પન્ન માત્ર નથી થતું. તેનું વજન તેમના વજનની બરાબર હોય છે. "* પરંતુ એ ન કહી શકાય કે એક નવી માનસિક પ્રક્રિયા સરળ માનસિક પ્રક્રિયાઓથી ઉત્પન્ન પણ થાય છે અને ઓગળીને પરસ્પર એક પણ થઈ જાય છે. મિલે એમ માની લીધું કે સરળ સાંવેદનિક તત્વોએ સાહચર્યના નિયમો અનુસાર સંયુક્ત થવું જોઈએ .પછી એ સાહચર્યમૂલક સમુહીકરણે એક નવી માનસિક પ્રક્રિયાને ઉત્પન્ન કરવી જોઈએ જે ઉત્પાદક સંઘટકોથી તદ્દન જુદી જ છે પરંતુ ન તો સાહચર્યમૂલક સમૂહીકરણ સ્વયં સિદ્ધ છે કે ન તો ઉત્પાદન. મિલ જે માનસિક રસાયણનું વર્ણન કરે છે તે કાલ્પનિક છે. તેની એ ધારણા છે કે સહયોગ કરનાર માનસિક હેતુ કોઈ નવી. વસ્તુને જન્મ આપવામાં સ્વયં બિલકુલ લુપ્ત થઈ જાય છે. કોઈ કોઈ અવસ્થામાં તેમ બને એ સંભવિત છે પરંતુ દરેક અવસ્થામાં એમ ન હોઈ શકે અને ખાસ કરીને દેશના પ્રત્યક્ષમાં તો એ થઈ જ ન શકે જેમાં તે પોતાના માનસિક રસાયણનો સિદ્ધાન્ત લાગુ કરે છે. દેશનો દષ્ટિજ અને સ્પર્શજ-પ્રત્યક્ષ દૃષ્ટિ સંવેદનાઓ, સ્થાનીય ચિન્હોની સ્પર્શ સંવેદનાઓ અને ગતિઓની પૈશિક સંવેદનાઓના સંયોગનું પરિણામ છે જે ફળમાં જોવામાં જ નથી આવતું. " પરંતુ એ કહેવું અસત્ય છે કે ફળમાં અંશદાન કરનાર એ તત્વોમાંથી એક પણ નથી ઓળખાઈ શકતું." (સ્ટાઉટ). આંખથી જોવામાં આવતો આકાર ફેલાયેલો રંગ છે. આ પ્રકારના પ્રત્યક્ષમાં ઓછામાં ઓછી દૃષ્ટિ સવેદના તથા સામાન્ય રીતે આંખોની ગતિઓની સાથે થનારી ગતિ-સંવેદનાઓ થાય છે. દષ્ટિ અને ગતિ સંવેદનાઓના દેશીય ગુણ (Spatial Quality), ચોક્કસ વ્યુત્પન્ન હોય છે અને સ્વયં સંઘટક સંવેદનાઓનું અંગ હોતી નથી. પરંતુ તે પોતાની ઉત્પત્તિ કરનાર દરેક તત્વોથી પૃથક માલુમ પડતા નથી. દષ્ટિજ, સ્પર્શજ અને ગતિસંવેદનાઓ પરસ્પર ક્રિયા કરી એક નવું જ પરિવર્તન પ્રાપ્ત કરે છે જેને દેશીય ગુણ કહેવામાં આવે છે. માનસિક રૂપમાં તેમનો સપૂર્ણ લોપ થાય છે.

**(૬) સત્તાવાદ ( Existentialism )**

સત્તાવાદ ઓગણીસમી સદીમાં (wundt), મેક (Mach) અને અવે-

---

* સ્ટાઉટ: માનસશાસ્ત્ર

નેરિયસ (Avenarius)થી શરૂ થાય છે. આ શતાબ્દીના પ્રારંભમાં ટીચનર (Tichener)નાં પ્રભાવશાળી શિક્ષણોની સાથે એક સ્પષ્ટ સિદ્ધાન્તના રૂપમાં તેનો ઉદય થયો. સત્તાવાદ અનુસાર માનસશાસ્ત્રનું કાર્ય સત્તાઓના રૂપમાં વર્ણન, વિશ્લેષણ અને વર્ગીકરણનાં યોગ્ય તથ્યોના રૂપમાં વ્યક્તિના અનુભવોનુ અધ્યયન કરવાનુ છે. માનસશાસ્ત્ર અનુભવોનું વિશ્લેષણ તેમની તુલના અને વર્ગીકરણ અને એક સમષ્ટિમા તેમની વ્યવસ્થા કરવાનો પ્રયત્ન કરે છે. આ માનસશાસ્ત્ર અનુભવકર્તા અને કાર્યકર્તાના રૂપમાં વ્યક્તિનું અધ્યયન કરે છે. વ્યક્તિનુ અધ્યયન તેનાં કાર્યો માટે નહી પરંતુ તેને જ માટે કરવામાં આવે છે.

માનસશાસ્ત્ર અને પદાર્થશાસ્ત્ર બન્ને માનવીય નિરીક્ષકો દ્વારા પ્રાપ્ત ઈન્દ્રિયજ સામગ્રી પર આધારિત છે. પદાર્થ વિજ્ઞાન સાંવેદનિક અનુભવોના બાહ્ય પદાર્થોનું અધ્યયન કરે છે જ્યારે માનસશાસ્ત્ર અનુભવનું અનુભવકર્તાથી સંબંધિત રૂપમાં અધ્યયન કરે છે. પદાર્થશાસ્ત્ર અનુભવનાં તથ્યોને પરસ્પર સંબંધિત કરે છે જ્યારે માનસશાસ્ત્ર તેમને વ્યક્તિથી સંબંધિત કરે છે. માનસશાસ્ત્રની મૌલિક પદ્ધતિ પ્રત્યક્ષ પદ્ધતિ છે. તે અન્ય વિજ્ઞાનોની નિરીક્ષણ પદ્ધતિની બરાબર છે. સર્વપ્રથમ દ્રષ્ટાનું ધ્યાન નિરીક્ષ્ય વસ્તુ પર ખેંચાય છે. તે પોતાના અનુભવોનુ નિરીક્ષણ પ્રયોગાત્મક સ્થિતિઓમાં કરે છે અને પ્રયોગકર્તાને તેની જાણકારી આપે છે. એ વૈજ્ઞાનિક નિરીક્ષણ છે જેમાં દ્રષ્ટાનું મન એ વિશેષ અનુભવને માટે તૈયાર રહે છે જેનું તેણે નિરીક્ષણ કરવાનું છે. પરંતુ તેણે અંતર્નિરીક્ષણ પદ્ધતિનો પણ આશ્રય લેવો જોઈએ જે અધિક જટિલ અનુભવોને પ્રકાશિત કરે છે.

સત્તાવાદી માનસશાસ્ત્ર કાર્યોના અધ્યયનના મહત્વનો સ્વીકાર કરે છે પરંતુ તેનું સ્વયં અધ્યયન કરતું નથી તે બીજા ઉપર છોડી દે છે. તે પોતાના ધ્યાનને અનુભવોના વર્ણન સુધી જ સીમિત રાખે છે તે અર્થ અને વ્યક્તિના અનુભવની બહારની વસ્તુઓ પર ધ્યાન આપતું નથી. સત્તાવાદી માનસશાસ્ત્ર સમાજવાદી માનસશાસ્ત્ર છે.

(૭) રચનાવાદ ( Structuralism )

રચનાવાદ ચેતનાની રચનાને પૃથક પૃથક તત્વોમાં તેનું વિશ્લેષણ કરી તેના સંયોગથી બનનાર જટિલ ચેતનના પ્રવાહમાં તેમના પારસ્પરિક સંબંધોનું

વિશ્લેષણ કરી સમજાવવાનો પ્રયત્ન કરે છે. તે વિશેષજ્ઞો દ્વારા પ્રયોગાત્મક સ્થિતિઓમાં કરેલા અંતર્દર્શનનો સ્વીકાર કરે છે અને તે પદ્ધતિને જ તે શાસ્ત્રીય પદ્ધતિ તરીકે સ્વીકારે છે. તેના અનુસાર ચેતના પ્રવાહનું તેના અંતિમ એકમોમાં વિશ્લેષણ કરવું અને તે એકમોના સંયોગના નિયમોની શોધ કરવી તે માનસશાસ્ત્રનું કાર્ય છે. રચનાવાદ ચેતનાની રચનાનું તેના તત્વોનું વિશ્લેષણ કરી અધ્યયન કરે છે.

## (૮) કાર્યવાદ ( Functionalism )

કાર્યવાદી માનસશાસ્ત્રનો જન્મદાતા વિલિયમ જેમ્સ હતો. રચનાવાદી માનસશાસ્ત્રનું ધ્યેય ચેતનાની રચનાનું વર્ણન અને વિશ્લેષણ કરવાનું છે. કાર્યવાદી માનસશાસ્ત્ર એ જણાવવાનો પ્રયત્ન કરે છે કે વ્યક્તિના જીવનમાં વિભિન્ન પ્રકારની ચેતનાઓ શું કાર્ય કરે છે તે પ્રાણીના જીવનમા સંવેદના, પ્રત્યક્ષ, સ્મૃતિ, વિચાર, સંકલ્પ વિગેરેનાં કાર્યો જાણવાનો પ્રયત્ન કરે છે, તે પ્રાણીના વાતાવરણ સાથેના વધતા જતા સમાયોજનમાં આ માનસિક પ્રક્રિયાઓથી પ્રાણીની કઈ આવશ્યકતાઓની પૂર્તિ થાય છે તે શોધવાનો પ્રયત્ન કરે છે. તે વિકાસવાદી ( Evolutionaism )ને અપનાવે છે અને એ બતાવવાનો પ્રયત્ન કરે છે કે પ્રાણીની તેનું વાતાવરણ સાથે સમાયોજન કરવામાં સફળતા મેળવવા માટે કરવામાં આવતાં કાર્યોમાં આવશ્યકતાઓનો જન્મ થયો અને તે મહાન આવશ્યકતાઓની પૂર્તિને માટે અસધિક જટિલ માનસિક પ્રક્રિયાઓનો ઉદય થયો આ રીતે ઉચ્ચતમ માનસિક પ્રક્રિયાઓનો પરિવેશ પર અધિક વ્યાપક નિયંત્રણ માટે આવશ્યકતાઓની પૂર્તિ કરવા માટે ઉદય થયો. આ પ્રમાણે કાર્યવાદી માનસશાસ્ત્રે માનસશાસ્ત્રને જીવશાસ્ત્ર (Biology)ની એક શાખા માની તેણે માનસશાસ્ત્રને જીવનવિજ્ઞાનના સામાન્ય ક્ષેત્રમાં સ્થાન આપવાનો પ્રયત્ન કર્યો. જેમ્સ, એંજિલ વિગેરે અમેરિકન માનસશાસ્ત્રીઓ કાર્યવાદી માનસશાસ્ત્રના સમર્થક છે

## (૯) વ્યવહારવાદ ( Behaviourism )

વોટસન (Watson) માનસશાસ્ત્રને એક વિશુદ્ધ જીવન વિજ્ઞાન બનાવવા માગે છે અને તેની પરિભાષા કરતાં જણાવે છે કે માનસશાસ્ત્ર વ્યવહારનું શાસ્ત્ર છે, તે અનુભવનું વિજ્ઞાન નથી. માનસિક પ્રક્રિયાઓ એવી છે જેને ન તો પકડી શકાય છે કે ન તો સ્પર્શ કરી શકાય. છે પ્રાયોગિક

નિર્મિત હોય છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં નમૂનો અને ક્રમ વંશાનુક્રમ પ્રાપ્ત હોય છે. તેમાં બન્નેને વ્યક્તિ પોતાના જીવનમાં અર્જિત કરે છે.

વૉટસન શીખવાની પ્રક્રિયાનું, અભ્યાસના નિયમ, ઉપયોગના નિયમ, અનુપયોગના નિયમ વિગેરેથી કરે છે. તે પ્રભાવના નિયમ (Law of effect) નો સ્વીકાર કરતો નથી, કેમ કે તે નિયમ સુખ–દુઃખ અને કાર્યો પર તેમના પ્રભાવોનો સંકેત કરે છે–સુખ કર્મને ઉત્તેજિત કરે છે, તેની પુનરાવૃત્તિ કરે છે અને પાકું બનાવે છે અને દુઃખ કર્મને રોકે છે અને તેનો લોપ કરે છે. વૉટસન સુખ–દુઃખ, માનસિક પ્રક્રિયાઓ હોવાના કારણે તેમના પ્રભાવનો અસ્વીકાર કરે છે. તે દરેક પ્રકારના શીખવાને પ્રતિક્રિયાઓનું નિયંત્રણ માને છે. બધું જ શીખવાનું યાંત્રિક છે. અને પ્રયાસ અને ભૂલની પદ્ધતિથી થાય છે. તેનો સુખ દુઃખ કે કોઈ લક્ષ્ય સાથે કોઈ સંબંધ નથી હોતો.

વ્યક્તિત્વને પ્રતિક્રિયાની બાજુમાં વ્યક્તિની સમગ્ર સંપત્તિ (વાસ્તવિક અને ગુપ્ત) તથા ઋણ માને છેઃ સંપત્તિનો અર્થ એ કરે છે કે સંગઠિત ટેવોનો સમગ્ર પુંજ જે તેને વાતાવરણ સાથે સમાયોજિત કરે છે. ઋણનો અર્થ એ કરે છે કે વાતાવરણમાં કામ કરવામાં રોકે છે અને વાતાવરણ સાથે સમાયોજન કરતાં અટકાવે છે.

વ્યવહારવાદ માનસશાસ્ત્ર પ્રતિ એક ખોટો દૃષ્ટિકોણ અપનાવે છે. તે ફક્ત વ્યવહારનું જ વિજ્ઞાન નથી. વ્યવહાર અનુભવનું પ્રકાશન છે. અનુભવ અંતર્નિરીક્ષણથી જાણી શકાય છે. અંતર્દર્શનથી વ્યક્તિ પોતાના જ અનુભવો જાણી શકે છે. અને નિરીક્ષણ તથા પ્રયોગથી પોતાના અને અન્યના અનુભવો જાણી શકાય છે. વ્યવહારવાદ સંવેદનાઓને અનુભવનું રૂપ માનતો નથી. વ્યવહારવાદ અર્થોનું સ્પષ્ટીકરણ કરી શકતો નથી. અને તેથી જ પ્રત્યક્ષની પણ વ્યાખ્યા કરી શકતો નથી. કેમ કે ઇન્દ્રિય સંકેતોના અર્થ કરવા તે માનસિક કાર્ય છે. તે શુદ્ધ સ્મૃતિનો અસ્વીકાર કરે છે અને તે સ્મૃતિને એક ટેવ બનાવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તે યથોચિત નથી કારણ કે શુદ્ધ સ્મૃતિ ટેવથી તદ્દન ભિન્ન છે. વ્યવહારવાદ વિચારને મૌન વાર્તાલાપ માને છે તે પણ ખોટું છે. એ માનવું ખોટું છે કે વિચાર અને વાણી એક છે. વિચારનું પ્રકાશન વાર્તાલાપમાં થાય છે. વ્યવહારવાદ એ માને છે કે શીખવું એ નિયંત્રનું ફળ છે અને પ્રયાસ અને ભૂલથી થાય છે તે ગેરવ્યાજબી છે. મનુષ્ય પણ ઘણે ભાગે બુદ્ધિમત્તાપૂર્વક કે અંતર્દૃષ્ટિથી શીખે છે. ચિમ્પાન્ઝી જેવું પશુ પણ અંતર્દૃષ્ટિથી શીખે છે. મૂળ પ્રવૃત્યાત્મક કર્મને પ્રતિક્ષેપોની શ્રૃંખલા

માને છે તે પણ ખોટું છે મૂળ પ્રવૃત્યાત્મક કર્મ પૂર્ણતયા એકલ માનસિક કર્મ છે. પ્રતિક્ષેપ કર્મોથી તેમની એકતા અને સપ્રયોજનતા, પરિવર્તનશીલતા વિગેરેની વ્યાખ્યા થઇ શકે નહિ. વ્યવહારવાદ ઐચ્છિક કર્મોને માનતો નથી. કારણ કે તેમાં સંકલ્પ અને પસંદગી જેવી માનસિક ક્રિયાઓ રહેલી છે. તે વ્યક્તિત્વને વ્યવહારનાં લક્ષણોનો નમૂનો માને છે, પરંતુ તેમ નથી. વ્યક્તિત્વ વ્યક્તિના જીવનની શૈલી છે જે વાતાવરણમાં પોતાની જ પ્રતિક્રિયાઓથી નિર્ધારિત થાય છે. તે વાતાવરણથી પૂર્ણતયા રૂપાન્તરિત કે શાસિન ન થઈ શકે. પરિવેશવાદ ( Environmentalism ) મનુષ્યને યંત્ર બનાવી દે છે. વ્યવહારવાદ યંત્રવાદી છે. તેની સારી બાજુ એ જ છે કે તેણે માનસશાસ્ત્રના અધ્યયનમાં વ્યવહારના મહત્વને ઓળખ્યું. પરંતુ પોતાના નવા દૃષ્ટિકોણના જુસ્સામાં માનસશાસ્ત્ર અનુભવનું વિજ્ઞાન હોવાની વિશેષતાને ગુમાવી દીધી.

(૧૦) પ્રયોજનવાદી માનસશાસ્ત્ર (Momic or purposive psychology )

પ્રયોજનવાદી માનસશાસ્ત્રનો પ્રચારક મેકડૂગલ ( McDougall ) હતો. "જેવી રીતે સત્તાવાદ સંવેદનાને માનસશાસ્ત્રના આધારભૂત તથ્યના રૂપમાં જુએ છે, જેવી રીતે વ્યવહારવાદ શારીરિક ગતિને તે રૂપમા જુએ છે, અને ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર સમષ્ટિઓના પ્રત્યક્ષને એ રૂપમાં જુએ છે, તેવી જ રીતે એક માનસશાસ્ત્રનો સંપ્રદાય એવો છે જે પ્રયોજન ( Purpose ) ના તથ્યથી પ્રારંભ થાય છે."[૧] પ્રયોજનવાદી માનસશાસ્ત્ર પ્રયોજનને આધારભૂત તથ્યના રૂપમા જુએ છે. તે કોઇ પણ માનવીય પ્રયોજનના તથ્યનો અસ્વીકાર કરતું નથી. મનુષ્યોનાં ઐચ્છિક કર્મ સપ્રયોજન હોય છે. પરંતુ મેકડૂગલ તો તે પણ જણાવે છે કે પશુઓનાં પણ પ્રત્યેક કર્મ સપ્રયોજન હોય છે અને મૂળ પ્રવૃત્યાત્મક કર્મ પણ સપ્રયોજન છે. "પશુઓની પ્રત્યેક જાતિનું ગઠન એ પ્રમાણે બનેલુ છે કે તે કેટલાંક સ્વાભાવિક લક્ષ્યોને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે જેની પ્રાપ્તિ પશુઓની સંબંધિત આવસ્યકતાઓની પૂર્તિ કરે છે. કેમકે એ આવશ્યકતાઓ તેમને પુરી કરવાની તત્સંબધી લક્ષ્ય પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિઓ (યથા, ભોજન, આશ્રય વિગેરેને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિઓ) કોઈ જાતિના દરેક સભ્યોમાં જન્મજાત હોય છે અને પેઢી દર પેઢી ચાલી આવે છે. એટલા માટે તે મૂળ પ્રવૃત્યાત્મક કહેવાય છે. પ્રયોજનવાદી માનસશાસ્ત્ર એ વાતને માને છે કે અન્ય પશુઓની જેમ મનુષ્ય પણ પોતાની જાતિને

૧. માનસશાસ્ત્રના સમકાલીન સંપ્રદાય

વ્યવહાર સપ્રયોજન થાય છે. તેમાં કોઈ લક્ષ્યને પ્રાપ્ત કરવાની ચેષ્ટા અને લક્ષ્યનું પૂર્વજ્ઞાન રહેલાં હોય છે. વ્યવહારનાં લક્ષણો મેકડૂગલ નીચે પ્રમાણે બતાવે છે. (૧) વાતાવરણથી સ્વતંત્રતા અને સ્વતઃ ક્રિયાની કંઈક માત્રા. (૨) ઉત્તેજનાના અટકી જવા છતાં તત્પશ્ચાત્ કામમા લાગી રહેવું. (૩) પ્રયત્નને બદલતાં લક્ષ્યોન્મુખ રહેવું અથવા ગત્યાત્મક વ્યવહારમાં પરિવર્તન. (૪) કોઈ પરિણામની પ્રાપ્તિ થતાં પરિવર્તનશીલ ક્રિયાની સમાપ્તિ. (૫) જટિલ વ્યવહારનાં વિભિન્ન અંગોનું સાધનો અને સાધ્યના રૂપમાં પરસ્પર સમાયોજન. (૬) પ્રયાસ અને ભૂલની પદ્ધતિથી શીખવું. આ પ્રમાણે સંપૂર્ણ વ્યવહાર લક્ષ્યોન્મુખતા પ્રદર્શિત કરે છે અને મૂળ પ્રવૃત્તિઓ તેના પ્રેરક છે.

મેકડૂગલ મૂળ પ્રવૃત્તિઓની બાબતમાં અત્યુક્તિ કરે છે. મૂળ પ્રવૃત્તિઓ મુખ્ય પ્રેરક પ્રદાન કરે છે. બુદ્ધિ ફક્ત મૂળ પ્રવૃત્તિઓ દ્વારા નિર્ધારિત લક્ષ્યોની પ્રાપ્તિ માટે સાધન પુરાં પાડે છે. મેકડૂગલ બુદ્ધિને મૂળ પ્રવૃત્તિઓની સેવિકા ગણે છે. મેકડૂગલનું માનવું છે કે પ્રત્યેક મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં બે તત્વો હોય છે એક સ્થિર કે અપરિવર્તનીય તત્વ અને બીજું સ્થિતિસ્થાપક કે પરિવર્તનીય તત્વ. સ્થિર તત્વ એ મૂળ પ્રવૃત્તિનું તત્વ છે, અને પરિવર્તનીય તત્વ એ બુદ્ધિનું તત્વ છે. પ્રત્યેક મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં વિશેષ પરિસ્થિતિ સાથે સમાયોજન કરવાની ક્ષમતા અવશ્ય હોય છે. મેકડૂગલ કહે છે કે સમાયોજન કરવાની ક્ષમતા, ગમે તેટલી અલ્પ માત્રામાં કેમ ન હોય, પ્રત્યેક મૂળ પ્રવૃત્યાત્મક ક્રિયામાં જોવા મળે છે." મૂળ પ્રવૃત્યાત્મક કર્મમાં સદૈવ સ્થિર તત્વ ઉપરાંત વિશેષ પરિસ્થિતિથી સમયોજિત એક પરિવર્તનશીલ તત્વ હોય છે. આથી પ્રત્યેક મૂળ પ્રવૃત્યાત્મક કર્મને થોડે ઘણે અંશે બુદ્ધિમતાપૂર્ણ કહી શકાય. બીજી બાજુ એક મોટું મૂળ પ્રવૃત્યાત્મક તત્વ પ્રત્યેક બુદ્ધિમતાપૂર્ણમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે બુદ્ધિ અને મૂળ પ્રવૃત્તિ એકબીજાનો દ્વેષ કરતાં નથી. મેકડૂગલ મૂળ પ્રવૃત્તિઓને વ્યક્તિગત અને સામાજિક વ્યવહારમાં મુખ્ય પ્રેરક માને છે અને ભાવનાઓ ( Sentiments ) ને ગૌણ પ્રેરક માને છે. ભાવનાઓ કેટલીક વસ્તુઓ પર કેન્દ્રિત સવેગાત્મક સ્થાયી પ્રવૃત્તિઓ છે, તેમનું કારણ મૂળ પ્રવૃત્તિઓ અને સવેગોનું સગઠન છે. આત્મસમ્માનની ભાવના અન્ય ભાવનાઓનું સંગઠન કરે છે તે અન્ય ભાવનાઓ પર સ્વામિત્વ ધરાવે છે.

શીખવાની બાબતમાં મેકડૂગલ શીખવાનાં બે રૂપ માને છે. (૧) બુદ્ધિમત્તાપૂર્વક શીખવું જેમાં અગ્રદષ્ટિ અને અંતર્દષ્ટિથી સફળતા મળે છે. (૨)

પ્રયાસ અને ભૂલની સાથે અર્ધયાંત્રિક શીખવું તે ગેસ્ટાલ્ટવાદીઓની જેમ જ માને છે કે ઉચ્ચ શ્રેણીનાં પશુઓ અંતર્દષ્ટિયા શીખે છે. પરંતુ તેમાં તે એટલું ઉમેરે છે કે શીખવામાં અગ્રદષ્ટિ પણ આવશ્યક છે. શીખવામાં અગ્ર દષ્ટિ અને અંતર્દષ્ટિ બન્ને હોય છે. પશુ લક્ષ્યપ્રાપ્તિનાં આવશ્યક ચરણોને પહેલાં જ જાણે છે અને તેથી તેને કંઇક સફળતાનું સુખ થાય છે. સુખ આવશ્યક ગતિઓને પુષ્ટ કરે છે, સ્થિર રાખે છે અને ઉગ્ર બનાવે છે. શીખવાના બીજા રૂપમા પણ લક્ષ્યોન્મુખતા હોય છે અને લક્ષ્ય પ્રાપ્ત કરવાથી કંઈક સંતોષ મળે છે. જો લક્ષ્યોન્મુખતા ન હોત તો ગતિઓને પુનરાવૃત્તિ કરવાથી કંઇ જ લાભપ્રદ પરિણામ પ્રાપ્ત ન થાત. આ પ્રમાણે શીખવાનું બુદ્ધિમતાપૂર્વક અગ્રદષ્ટિ અને અંતર્દષ્ટિ થાય છે તથા બુદ્ધિહીનતાપૂર્વક પણ થાય છે. પરંતુ બન્નેમાં સપ્રયોજન ક્રિયા થાય છે.

પ્રયોજનવાદી માનસશાસ્ત્ર સાહચર્યવાદની વિરૂદ્ધ છે જે મનને પૃથક્ તત્વો, સંવેદનાઓ અને સાહચર્યના નિયમોથી પરસ્પર જોડાયેલા વિચારોની ગરબડ માને છે. પ્રયોજનવાદી માનસશાસ્ત્ર મનની એકતા અને સ્વતઃ ક્રિયા પર અધિક ભાર મૂકે છે. મન અનુભવ અને વ્યવહારનો દ્રષ્ટા છે. તે બુદ્ધિને પ્રાધાન્ય આપતું નથી તે કર્મની પ્રેરણાને મહત્વ આપે છે અને જ્ઞાનવ્યાપારને તેથી ઓછું મહત્વ આવે છે. તે પ્રેરણાનું માનસશાસ્ત્ર (Psychology of motivation) છે.

મેક્ડુગલ મનને અનુભવ અને વ્યાપારનો દ્રષ્ટા માને છે અને તેને સંવેદનાઓ અને વિચારોના સમુહ તરીકેના પ્રત્યયનો અસ્વીકાર કરે છે તે બરાબર છે. તે અનુભવ અને વ્યવહારની સપ્રયોજનતાને મહત્વ આપે છે તે પણ ઠીક છે. પરંતુ મૂળ પ્રવૃત્તિઓને જે મહત્વ આપે છે તે અધિક છે. બુદ્ધિને મૂળ પ્રવૃત્તિઓની સેવિકા માને છે, તે પણ અનુચિત છે. કોઇ કોઈ વખત મૂળ પ્રવૃત્તિઓ દ્વારા નિર્ધારિત લક્ષ્યોને પ્રાપ્ત કરવા માટેનાં સાધનો બુદ્ધિ જણાવે છે. બુદ્ધિ મૂળ પ્રવૃત્તિઓને યોગ્ય માર્ગ બતાવે છે અને તેમના પર નિયંત્રણ કરે છે. મેક્ડુગલ મૂળ પ્રવૃત્તિઓને પ્રારંભિક સત્તાઓ માની શક્તિ માનસશાસ્ત્રને પુનર્જીવિત કરે છે. મૂળ પ્રવૃત્તિઓ મુખ્ય પ્રેરકોના રૂપમાં આપણને જુની શક્તિઓ યાદ દેવરાવે છે. ઘણી એવી મૂળ પ્રવૃત્તિઓ છે, જેવી કે મૈથુન, સ્વસ્થાપન, સંગ્રહશીલતા, વિગેરે ક્રિયાઓના જટિલ સમુહ છે જેને વ્યક્તિ સામાજિક વાતાવરણના સંપર્કથી અર્જિત કરે છે. મૂળ

પ્રવૃત્તિઓ જન્મજાત કાર્ય કરે છે જે નાનાં કાર્યો હોય છે. જટિલ કાર્યો જેને ભૂલથી મૂળ પ્રવૃત્તિઓ માનવામાં આવે છે તે અર્જિત કાર્યો છે. મૂળ-પ્રવૃત્તિઓ હંમેશાં માનવીય વ્યવહાર માટે શક્તિ પ્રદાન કરતી નથી તેમજ લક્ષ્યો નિર્ધારિત કરતી નથી. સામાજિક વ્યવહાર ઘણે ભાગે મૂળ પ્રવૃત્તિઓ અને અનુકરણથી નિર્ધારિત થાય છે, પરંતુ અમુક અંશે વિચાર અને ચિંતનથી પણ થાય છે. આ રીતે મૂળ પ્રવૃત્તિઓનો વ્યવહારમાં ઘણો મહત્વ-પૂર્ણ ભાગ છે. પરંતુ બુદ્ધિનો ભાગ પણ ઓછો મહત્વપૂર્ણ નથી. મેકડૂગલ સામાજિક વ્યવહારમાં મૂળ પ્રવૃત્તિઓને અધિક મહત્વ આપે છે. તે ચરિત્ર નિર્માણમાં આત્મસન્માનની ભાવનાના નિયંત્રણમાં થતા ભાવનાઓના સંગઠનને અધિક મહત્ત્વ આપે છે. શીખવાની બાબતનો મેકડૂગલનો સિદ્ધાન્ત સત્યતા ધરાવે છે. ટૂંકમાં યંત્રવાદી પ્રયોગોથી અનુભવ અને વ્યવહારની યોગ્ય અને બરાબર વ્યાખ્યા ન થઈ શકે. માટે માનસશાસ્ત્ર યંત્રવાદી નહીં પરંતુ પ્રયોજનવાદી હોવું જોઈએ.

(૧૧) ફ્રોઈડનો માનસિક પૃથક્કરણનો સિદ્ધાન્ત ( Froud's Theory of psychoanalysis ):—

(૧) મનના વિષયમાં ફ્રોયડના વિચાર (Frouds Conceptoin of mind ):— ફ્રોયડ મનને સક્રિય માને છે અને જણાવે છે કે મનનું કાર્ય બુધ્યાત્મક નહીં પરંતુ ચેષ્ટાત્મક છે મન ચેતન અને અચેતન બન્ને સ્તરોમાં સચેષ્ટ રહે છે. ફ્રોયડ મનનાં અચેતન અબૌદ્ધિક અંગ.ને અધિક મહત્વ આપે છે. " મન સવેદનાઓ, પ્રત્યક્ષો, વિચારો અને બૌદ્ધિક પ્રક્રિયાઓનો સમુદાય નથી, તે વિચાર, સંવેદના વિગેરે ધર્મોથી યુક્ત એક આધ્યાત્મિક પદાર્થ નથી પરંતુ તે એક ગંભીર અને તરંગિત સાગર છે જેનાં રહસ્ય ચેતના અને તર્કનાં શાન્ત પૃષ્ઠ પર નથી જોવા મળતાં પરંતુ તેના આંતરિક અચેતન અને અબૌદ્ધિક ઉંડાણમાં જોવા મળે છે."*

(૨) ચેતન અને અચેતનનો વિરોધ ( Polarity of the Conscious and the unconscious ):—

ફ્રોયડ ચેતન ( Conscious ), પૂર્વ ચેતન ( Preconscious ) અને અચેતન ( unconscious ) માં માને છે. " પૂર્વચેતનનો ચેતન સાથે ઘનિષ્ઠ સંબંધ છે. તે એ છે કે જે તરત ચેતન બનાવી શકાય છે.

* ચૈટ્રિક; દર્શનસાસ્ત્રની ભૂમિકા.

જો કે કોઈ એક ક્ષણમાં વસ્તુતઃ ચેનન હોતું નથી. પૂર્વચેતન અત્યધિક ચેતનથી માંડીને ન્યૂનતમ ચેતન સુધી અથવાથી તેના માંડીને જાગૃત અવસ્થામાં પુરી રીતે સ્મરણ થઈ શકે છે ત્યાં સુધી જેવું ન્યુનતમ થઈ શકે છે ફેલાયેલી અવિચ્છિન્ન પ્રદેશનું મધ્યવર્તી બિંદુ નથી. અચેતન એ છે જેનું દમન કરવામાં આવ્યું છે. પૂર્વચેતન એ છે જે એક ક્ષણ માટે ચેતન રહે અને જેનું દમન થયું નથી. પૂર્વચેતનને અત્યધિક અચેતન અને અત્યધિક ચેતનની ફક્ત મધ્યવર્તી માત્રા માનવાથી ફ્રોયડના સમગ્ર અચેતનના પ્રત્યયમાં ગરબડ થઈ જશે. ફ્રોયડ ચેતન અને અચેતનને એક અવિચ્છિન્ન પ્રદેશ ( પાત્ર ) ની સીમાઓના રૂપમાં નથી જોતા. પરંતુ પરસ્પર વિરોધીઓના રૂપમાં જુએ છે.+

(૩) વાસ્તવિક્તાના નિયમ અને સુખના નિયમનો વિરોધ ( Polarity of the Reality Principle and the Pleasure Principle ):—

મન ચેતન સ્તરમાં વાસ્તવિકતાના નિયમોનું પાલન કરે છે તે સામજિક વાતાવરણમાં પ્રચલિત નૈતિક નિયમોનું પાલન કરે છે. સામાજિ નિયમો તેને સુખના નિયમોનું પાલન કરતાં અને પોતાની ઇચ્છાઓને તૃ કરતાં અટકાવે છે. પરંતુ અહં ( Ego ) અચેતન સ્તરમાં સુખના નિ મોનું અનુસરણ કરે છે "સ્વાભાવિક રીતે મનુષ્ય સુખના નિયમોનું અ સરણ કરે છે. તે તરત સુખ શોધે છે અને પોતાની ઇચ્છાઓની તરત અને સીધી તૃપ્તિ ચાહે છે. પરંતુ તેનો સામનો ભૌતિક પ્રકૃતિ અને સામાજિક વાતાવરણની વસ્તુસ્થિતિઓ સાથે થાય છે જે તેની ઇચ્છાપૂર્તિમાં અત્યધિક અડચણો ઉપસ્થિત કરે છે. તે એ સુખોથી દૂર રહેવાનું જે અધિક દુઃખ ઉત્પન્ન કરે છે તથા સમયાન્તરે અધિક તૃપ્તિની આશામાં વર્તમાનમાં ઇચ્છાઓની તૃપ્તિને સ્થગિત કરવાનું શીખી લે છે. પોતાનાં દિવાસ્વપ્નો અને અચેતનમાં તે સુખના નિયમનું અનુસરણ કરે છે પરંતુ તેનું સુવ્યવસ્થિત જાગૃત જીવન વાસ્તવિકતાના નિયમના નિયંત્રણમાં રહે છે.×

(૪) કામ અને આહમિક મૂળ પ્રવૃત્તિમાં વિરોધ ( Polarity of the Libido and the Ego-Instinct ):—

+ માનસશાસ્ત્રના સમકાલીન સંપ્રદાય. × માનસશાસ્ત્રના સમકાલીન સંપ્રદાય.

ફ્રોયડે પોતાના પ્રારંભિક લેખોમાં કામના વિરોધીનું કોઈ નામ દીધું નથી. પરંતુ કામના દમન કરનારી કેટલીક વિરોધી શક્તિઓ જેવી કે દમન, પ્રતિરોધ ( Censorship ) વિગેરેને સંબંધિત કર્યું હતું. કોઈ કોઈ વખત તેણે આ શક્તિઓને અહં કે આત્મિક પ્રવૃત્તિ ( Ego or Ego Ins-tinct ) કહી છે. આ પ્રમાણે મૂળ પ્રવૃત્તિઓને બે ભાગમાં ગણી કામ અને આત્મિક પ્રવૃત્તિ.

ફ્રોયડનો કામ પ્રત્યય અધિક વ્યાપક છે. તેનો વિસ્તૃત અર્થ કરવામાં આવે છે. તેના અર્થમાં માતાપિતાનો પ્રેમ, બાળકોનો પ્રેમ, કામુક પ્રેમ, મિત્રોનો પ્રેમ, પશુઓનો અને જડ વસ્તુઓનો પ્રેમ, વિગેરેનો સમાવેશ થાય છે. તેનો અર્થ શારીરિક સુખનાં દરેક રૂપ પણ છે. ફ્રોયડ લીબીડો શબ્દનો ઉપયોગ પ્રેમને માટે અત્યધિક વિસ્તૃત અર્થમાં કરે છે. તે એ બાબતનો આગ્રહ કરે છે કે તેનો કામનો પ્રત્યય સંકીર્ણ પણ છે અને વ્યાપક પણ છે. ફ્રોયડનો મત છે કે બાળકમાં આત્મરતિ ( Auto-crot-icism ) હોય છે. તે પોતાના શરીર સાથે પ્રેમ કરે છે અને પોતાની ભૂખ, તરસ વિગેરે પ્રવૃત્તિઓની તૃપ્તિથી સુખ મેળવે છે. આ અવસ્થાને આત્માસક્તિ ( Nareissism ) ની અવસ્થા કહે છે. જેમ જેમ તે મોટો થતો જાય છે તેમ તેમ સમલિંગીય કામુક ( Homosexual ) થાય છે અને સમલિંગીય સાથે વ્યભિચાર કરનાર થાય છે. તે અન્ય છોકરાઓ સાથે પ્રેમ કરે છે. જેમ જેમ તે પ્રૌઢ થતો જાય છે તેમ તેમ તે વિષમલિંગ કામુક (Hatero sexual) થતો જાય છે. એક યુવક એક યુવતી સાથે પ્રેમ કરે છે. આ પ્રમાણે આત્મરતિ, સમલિંગીય રતિ અને વિષમલિંગીય રતિ એમ કામના વિકાસનાં વિભિન્ન ચરણો છે. ફ્રોયડ કામની અન્ય અભિવ્યક્તિની બાબતમાં પણ કહે છે જે માતૃગ્રંથિ ( Oedipus Complex ) અને પિતૃગ્રંથી ( Electra Complex ) નું રૂપ લે છે. માતૃગ્રંથિ નર-બાળકનું પોતાની માતા પ્રતિ આકર્ષણ અને પિતા પ્રતિ દ્વેષની પ્રવૃત્તિ છે. પિતૃગ્રંથિ નારી-બાળકનું પોતાના પિતા પ્રતિ આકર્ષણ અને માતા પ્રતિ દ્વેષની પ્રવૃત્તિ છે. જ્યારે વિષમલિંગીય રતિનો આગમનની સાથે સાચી લિંગીય કામુકતાનો ઉદય થાય છે ત્યારે પ્રૌઢાવસ્થા કે કિશોરાવસ્થાની પછી જ પહેલાં આ ગ્રંથિઓ નિર્મિત થઈ જાય છે. ફ્રોયડ અન્ય બે અભિવ્યક્તિઓની પણ વાત કરે છે જે સ્વપીડનજનિત કામાનન્દ ( Masochism ) અને પરપીડન-જનિત કામાનન્દ ( Sadism ) નું રૂપ લે છે. પહેલી પોતાને પીડીત કર-વાની પ્રવૃત્તિ છે અને બીજી પ્રેમના વિષયને પીડીત કરવાની પ્રવૃત્તિ છે.

(૫) 'ઈડ', અહં અને ઉચ્ચ અહં. (The Id, the Ego and the Super-ego).

પ્રારંભમાં ફ્રોયડનું માનવું હતું કે અહં ચેતન હોય છે અને જે ઈચ્છાઓ તેને અસ્વીકાર્ય છે તેનું દમન કરે છે અને જબરદસ્તી તેમને અચેતન બનાવી રાખે છે. પરંતુ ઘણા રોગીઓમાં પ્રતિરોધ અચેતન જોવામાં આવ્યું. આથી શરતું દમન પણ અચેતન હોવું જોઈએ. "આ પ્રમાણે અહંને દમન અને પ્રતિરોધ કરવામાં અચેતન રૂપે કામ કરતું માનવામાં આવ્યું. પરિણામ સ્વરૂપ અહં અંશતઃ ચેતન અને અંશતઃ અચેતન છે. ચેતન બાજુમાં તે વાતાવરણના સંપર્કમાં રહે છે જેનો પ્રત્યક્ષ તેને ઈન્દ્રિયમાં થાય છે અને જેનું પ્રહસ્તન (Manipulation) તે પેશીઓના ઉપયોગથી કરે છે મનનો અચેતન અંતઃપ્રદેશ સક્રિય મૂળ પ્રવૃત્તિઓ તથા એ વિશેષ વિઘ્નકારી ઈચ્છાઓ અને અનુભવોનું નિવાસસ્થાન છે જેનનું દમન કરી દેવામાં આવ્યું છે. અહીંયાં વિરોધ પરિવેશના સંપર્કમાં ન રહેનાર મન ઉપરિષ્ઠ ભાગ અને પરિવેશના સંપર્કમાં ન રહેનાર મનના આંતરિક ભાગ વચ્ચે છે. આંતરિક ભાગને ફ્રોયડ હવે 'ઈડ' કહે છે. અહં પરિવેશના સંપર્કમાં રહે છે પરંતુ તેનો વિકાસ 'ઈડ' થી થયો છે. તે નીચે 'ઇડ' માં ડૂબી રહે છે અર્થાત ત્યાં સુધી ડૂબી રહે છે જ્યાં સુધી શક્તિઓમાં જીવનપ્રવૃત્તિઓ અને મૂળ પ્રવૃત્તિઓ બન્નેનો સમાવેશ થાય છે જે વિશેષ ઈચ્છાઓનું રૂપ ધારણ કરે છે. જ્યારે અહં આ વિશેષ ઇચ્છાઓનું દમન કરે છે. તે 'ઈડ' માં પાછી ચાલી જાય છે. 'ઈડ' સુખના નિયમ અનુસાર અવિવેકપૂર્વક તૃપ્તિ મેળવવાની કોશિશ કરે છે. પરંતુ તેને અહંના માધ્યમથી કામ કરવું પડે છે જે વાસ્તવિકતાના નિયમને શીખી ચૂકયું હોય છે."+ અહં અને 'ઈડ' નું દ્વન્દ્વ ઉચ્ચ અહંના કારણે અધિક જટિલ બની જાય છે. તે અહંનો આદર્શ છે. અને અંતઃકરણ (Conscience) સમાન છે. અહં દૂરદર્શી છે. 'ઈડ' અસંસ્કૃત વિદ્રોહી મૂળ પ્રવૃત્તિઓનો સમુહ છે. ઉચ્ચ અહં ફક્ત મનુષ્યોમાં જ હોય છે. અને કહેવામાં આવે છે કે તેનો ઉદ્ભવ નાના બાળકની અતૃપ્ત કામવાસનાથી થાય છે. 'ઉચ્ચ અહં' માં વિધિ અને નિષેધ થાય છે. જેનું તે અહં પાસે પાલન કરાવવાની કોશિશ કરે છે. તે વાતાવરણની વાસ્તવિકતાઓથી વ્યુત્પન્ન ઉપયોગી આદેશ નથી હોતા પરંતુ અંતર્જગત 'ઈડ' અને તેના

---

+ માનસશાસ્ત્રના સમકાલીન સંપ્રદાય

આંતરિક સમર્થોથી વ્યુત્પન્ન નિરપેક્ષ આદેશ કે નૈતિક વિધિ છે×

(૬) દબાયેલી બાલ્યાવસ્થાની કામુકતા (Repressed Infantile Sexuality —

ઘણુ કરીને બાલ્યાવસ્થામા બાળકની કામુકતાની તૃપ્તિ થતી નથી જેથી તે દબાયેલી અચેતન ઇચ્છાઓ બની જાય છે જેનાથી સ્થાયી ગ્રંથિઓનુ નિર્માણ થાય છે આ ગ્રંથિઓની અભિવ્યક્તિ ચેતનામા સ્વપ્નો, દિવાસ્વપ્નો વિગેરેમા થાય છે ઘણી વખત તેમની અભિવ્યક્તિ સ્નાયુવિકૃતિમા થાય છે ફ્રોયડનો મત છે કે દરેક માનસિક પ્રક્રિયાઓ સકારણ થાય છે ઘણી વખત તેમના કારણો અચેતન ઇચ્છાઓમા પ્રાપ્ત થાય છે એ વાત સત્ય છે કે માનસિક જીવનમા અચેતન મહત્વપૂર્ણ ભાગ ભજવે છે એ વાત પણ સત્ય છે કે દમન કરવામા આવેલો કામ સ્વપ્નો, દિવાસ્વપ્નો ભૂલો હાસ્ય, તથા માનસિક ઉપદ્રવો વિગેરેમા પ્રગટ થાય છે પરતુ ફ્રોયડ કામને અધિક મહત્વ આપે છે તેના સિદ્ધાન્તમા સર્વ કામુકતાવાદ (Pansexuality) નો દોષ બતાવવામા આવે છે કામ પ્રવૃત્તિ એ માનવ જીવનનો અત્યધિક પ્રબળ પ્રેરક છે પરતુ માનવીય વ્યવહારને પ્રેરિત કરનાર માત્ર તે જ શક્તિ નથી એડલરનુ કહેવુ વાજબી છે કે સ્વસ્થાપન કે શક્તિ પ્રાપ્તિની પ્રવૃત્તિ કામ પ્રવૃત્તિ કરતા અધિક પ્રબળ છે અને સમાજ તેની પૂર્તિમા ડગને ને પગને અડચણો ઉભી કરે છે સ્વસ્થાપનની પ્રવૃત્તિ પણ સ્વપ્નો અને દિવાસ્વપ્નોમા પ્રગટ થાય છે યુગ (Jung) જણાવે છે કે બાળકમા કામ પ્રવૃત્તિ અને શક્તિપ્રાપ્તિની પ્રવૃત્તિ જીવિત રહેવાની પ્રવૃત્તિથી ભિન્ન નથી અને તે કામ પ્રવૃત્તિ અને સ્વસ્થાપનની પ્રવૃત્તિ કરતા અધિક મૌલિક છે જેનો ઉદય તેના પછી બાળકના જીવનમા ઉચિત સમય પર થાય છે ખરી બાબત તો એ છે કે માનવીય સ્વભાવ એટલો જટિલ છે કે તેનુ સ્પષ્ટીકરણ ફક્ત મૂળ પ્રવૃત્તિથી જ ન કરી શકાય ફ્રોયડે પોતાના સિદ્ધાન્તને ઉતાવળ કરીને સન્નબદ્ધ કર્યો કે દબાયેલી કામુકતા સ્વપ્નો અને માનસિક રોગોનુ કારણ છે આ તેણે એવી વ્યક્તિઓ પરથી જણાવ્યુ કે જે કામ સબધી વિસમાયોજનોના રોગી હતા પરતુ કોઈ નિષ્કર્ષ પર પહોચતા પહેલા આપણે સાધારણ વ્યક્તિઓના અધ્યયન ઉપરાંત અસાધારણ વ્યક્તિઓના સબધમા નિર્ણય કરવો જોઈએ અસાધારણથી સાધારણ તરફ જવુ તે ઉચિત નથી

× માનસશાસ્ત્રના સમકાલીન સપ્રદાય

કામના સબધમાં ફ્રોયડનો કોઈ સ્થિર મત નથી તે તેના એમ કહેવા ઉપરથી કહી શકાય કે કામ સકીર્ણ પણ છે અને વ્યાપક પણ કામ જનનાગોની તૃપ્તિ છે એ અર્થમા શિશુમા તેનુ હોવુ અસભવ છે કામ શારીરિક સુખ છે અર્થાત્ અગૂઠો ચૂસવો વિગેરેનુ સુખ છે તો તે કામના અર્થને વિચિત્ર રૂપે વિસ્તૃત કરવામા આવે છે એમ કહી શકાય પુન ફ્રોયડ માતૃપ્રેમ પિતૃપ્રેમ, મિત્રપ્રેમ વિગેરેને કામની અભિવ્યક્તિઓ માને છે કદાચ તે કામની અભિવ્યકિતઓ હોય તો પણ સાધારણ વ્યકિત તેમ નથી સમજતી માતૃગ્રથિના સંબધમા પણ ફ્રોયડ અત્યુક્તિ કરે છે પરતુ ઘણી સાધારણ વ્યકિતઓમા તેનુ ચિહ્ન પણ જોવા મળતું નથી ઘણુ કરીને ફ્રોયડ પરિકલ્પનાને જ માનશસાસ્ત્રનીય તથ્ય માની લે છે એમ કહેવામા આવે છે કે ઉચ્ચ અહ અને તેના વિધાનો અને નિષેધો માતૃગ્રથિથી થાય છે પરતુ આ એક અસગત પરિકલ્પના છે અહ અને કામનો વિરોધ તથા જીવન અને મૃત્યુની પ્રવૃત્તિઓની બાબતમા ફ્રોયડનો સિદ્ધાન્ત કલ્પના માત્ર છે જેનુ કોઈ પ્રમાણ નથી 'ઈડ', અહ અને ઉચ્ચ અહના તેના સિદ્ધાન્ત પણ પરિકલ્પના માત્ર છે. પરતુ એ વાતનો અસ્વીકાર ન કરી શકીએ કે ફ્રોયડે અને તેના અનુયાયીઓએ માનસ પૃથક્કરણની પદ્ધતિથી ઘણા રોગીઓની માનસિક વિકૃતિ દૂર કરી આથી તેના સિદ્ધાન્તમાં સત્યતાનો અશ અવશ્ય છે

નૈતિકતા ઉપર મનોવિશ્લેષણનો પ્રભાવ વિનાશક છે કોઈ પણ મૂળ પ્રવૃત્તિનુ પ્રકાશન ન થવા દેવુ તે વ્યકિતત્વના મૂળ પર એક મહાન આઘાત સમાન છે ફ્રોયડે એ બતાવી આપ્યું કે માનસિક વિકૃતિઓનુ કારણ સ્વાભાવિક ઈચ્છાઓનુ દમન છે આથી તેના સિદ્ધાન્તે એ વિશ્વાસ ઉત્પન્ન કર્યો કે સ્વાભાવિક ઈચ્છાઓની પૂર્તિ મુખ્ય કર્તવ્ય છે, અને તેનુ દમન કરવુ તે પાપ છે આ પ્રમાણે મનોવિશ્લેષણ સુખવાદ (Hedonism) ને જન્મ આપે છે ફ્રોયડનો સિદ્ધાન્ત નૈતિકતા માટે ઘાતક છે તેની ધારણા છે કે નૈતિકતા એક આચરણ છે જેનો આવિષ્કાર મનુષ્યે જેને સમાજ પોતાને માટે હાનિકર્તા સમજે છે તેવી મૂળ પ્રવૃત્તિઓને રોકી રાખવા માટે કર્યો છે સારા ખોટાની બાબતમા આપણા વિશ્વાસ એ મૂળ પ્રવૃત્તિઓની પ્રવૃત્તિથી નિર્ધારિત થાય છે આપણે આપણા કર્મો માટે જવાબદાર નથી

# પ્રશ્નો

## પ્રકરણ ૧

(૧) માનસશાસ્ત્રનું ક્ષેત્ર જણાવો. (૨) "માનસશાસ્ત્ર એક પ્રાકૃતિક વિજ્ઞાન છે" વિવેચન કરો. (૩) દરેક વિજ્ઞાનનું એકજ પ્રકારનું વિષયવસ્તુ હોય છે પરંતુ તેમનાં દૃષ્ટિબિંદુથી જ તેમને એકબીજાથી ભિન્ન કરવામાં આવે છે." સમજાવો. (૪) માનસશાસ્ત્ર કેટલે સુધી પોતાના વિષયની દૃષ્ટિએ અને પોતાની અધ્યયન પદ્ધતિની દૃષ્ટિએ અન્ય પ્રાકૃતિક વિજ્ઞાનોમાં ભિન્ન છે? (૫) માનસશાસ્ત્રીય પદ્ધતિઓ જણાવો (૬) માનસશાસ્ત્રીય અધ્યયનની પ્રમુખ પદ્ધતિઓ જણાવી તેમના તુલનાત્મક લાભાલાભ જણાવો. (૭ માનસ-શાસ્ત્રની અંતર્દર્શન પદ્ધતિની મુશ્કેલીઓ જણાવો અને તેમના નિવારણના ઉપાય જણાવો. (૮) માનસશાસ્ત્રમાં પ્રયોગાત્મક પદ્ધતિના લાભ અને પ્રયોગ કરતાં [illegible] આવતી અડચણોનું વિવેચન કરો. (૯) પ્રયોગ પદ્ધતિને સ્પષ્ટ કરી તેની મુશ્કેલીઓ જણાવો. (૧૦) માનસશાસ્ત્રની પદ્ધતિના રૂપમાં અંતર્દર્શન અને નિરીક્ષણ પદ્ધતિઓનું મુલ્યાંકન કરો. (૧૧) અંતર્દર્શન પદ્ધતિની વિશેષતાઓ જણાવો અને તેની કઠિનાઈઓનું સ્પષ્ટીકરણ કરો. (૧૨) શું [illegible] પદ્ધતિ અંતર્દર્શનથી અધિક મહત્વ ધરાવે છે? (૧૩) માનસશાસ્ત્રમાં અંતર્દર્શન-વાદી અને વ્યવહારવાદી દૃષ્ટિકોણનું સંક્ષિપ્ત વર્ણન કરો. તથા એ જણાવો કે તે બન્ને કેટલે સુધી એકબીજાને સહાયક બની શકે? (૧૪) માનસશાસ્ત્રમાં વ્યક્તિના ઈતિહાસની પુનર્ગઠન પદ્ધતિનું વર્ણન કરો. (૧૫) માનસશાસ્ત્રમાં નિરીક્ષણ અને પ્રયોગનું તુલનાત્મક વર્ણન કરો અને તેમના લાભાલાભ જણાવો. (૧૬) 'માનસશાસ્ત્ર આત્માનું શાસ્ત્ર છે' આલોચના કરો. (૧૭) 'માનસશાસ્ત્રનો દૃષ્ટિકોણ આત્મગત છે' આ કથનનું સ્પષ્ટીકરણ કરો. (૧૮) 'માનસશાસ્ત્ર વ્યવહારનું વિજ્ઞાન છે.' શું એ કથન સત્ય છે અને જો છે તો કેમ અને નથી તો કેમ તેનું સ્પષ્ટ વિવેચન કરો. (૧૯) શું માનસ-શાસ્ત્રની 'ચેતનાનાશાસ્ત્ર' તરીકેની પરિભાષા યોગ્ય છે? હકારાત્મક કે નકારાત્મક ગમે તે જવાબ હોય તેનું સ્પષ્ટ વિવેચન કરો. (૨૦) તમારી દૃષ્ટિમાં માનસશાસ્ત્રની એવી કઈ પરિભાષા છે જે એક વિજ્ઞાન[illegible] વિજ્ઞાનના રૂપમાં તેની આધુનિક [illegible] ગિનાનો સ્વીકાર કરી શકે

(૨ ) " વ્યક્તિ પર આધારિત માનવામાં આવતા માનવ અનુભવો માનસ શાસ્ત્રનુ વિષય-વસ્તુ છે " ચર્ચા કરો (૨૨) માનસશાસ્ત્રની મૌલિક સમસ્યાઓ કઈ છે અને તેમના ઉકેલ કરવા માટે માનસશાસ્ત્ર કઇ કઈ પદ્ધતિઓની મદદ લે છે?

પ્રકરણ ૨ —

(૧) ટૂંક નોધ લખો — ૧) બાળ માનસશાસ્ત્ર (૨) અસાધારણ માનસશાસ્ત્ર (૩) પશુ-માનસશાસ્ત્ર (૪) શિક્ષણ-માનસશાસ્ત્ર (૪) વ્યક્તિ માનસશાસ્ત્રનુ ક્ષેત્ર જણાવો (૩) શારીરિક માનસશાસ્ત્ર, મનોવિશ્લેષણ વિજ્ઞાન મનોભૌતિક વિજ્ઞાન, તુલનાત્મક માનસશાસ્ત્ર, વિકાસાત્મક માનસશાસ્ત્ર અને પ્રયોગાત્મક માનસશાસ્ત્રના ક્ષેત્ર જણાવી તેના અર્થ સ્પષ્ટ કરો

પ્રકરણ ૩ —

(૧) વિજ્ઞાનોમા માનસશાસ્ત્રનુ સ્થાન જણાવો (૨) માનસશાસ્ત્રનુ વ્યક્તિના જીવનમાં વ્યવહારિક મૂલ્ય જણાવો (૩) માનસશાસ્ત્ર અને શરીર શાસ્ત્રનો સબધ સ્પષ્ટ કરો (૪) શુ માનસશાસ્ત્રને શરીરશાસ્ત્રની એક શાખા માની શકાય? (૫) માનસશાસ્ત્ર અને ભૌતિક શાસ્ત્રોના દૃષ્ટિકોણનુ અતર જણાવો (૬) માનસશાસ્ત્રનો દર્શનશાસ્ત્ર સાથે શો સબધ છે? માનસશાસ્ત્રને દાર્શનિક આધાર હોવો જોઇએ કે નહિ? (૭) માનસશાસ્ત્રનો નિતિશાસ્ત્ર અને તત્વવિદ્યા સાથેનો સબધ જણાવો (૮) માનસશાસ્ત્રનો તર્કશાસ્ત્ર તથા સૌન્દર્યશાસ્ત્ર સાથેનો સબધ સ્પષ્ટ કરો

પ્રકરણ ૪ —

(૧) મન અને શરીર વચ્ચેનો ઘનિષ્ઠ સબધ પ્રદર્શિત કરતા હોય તેવા કેટલાક તથ્યો જણાવો (૨) સ્નાયુ અને સ્નાયુકેન્દ્રોનુ કાર્ય જણાવો (૩) માનસશાસ્ત્રમા સ્નાયુતત્રના અધ્યનનુ કેમ અધિક મહત્વ છે તે જણાવો (૪) સ્નાયુતત્રના પ્રમુખ અગ જણાવો (૫) કર્મસ્નાયુ અને બોધ સ્નાયુનુ સક્ષિપ્ત વર્ણન કરો અને તેમના કાર્યો જણાવો (૬) માનવ મગ જનુ સક્ષેપમાં વર્ણન કરો અને મન સાથેનો સબધ જણાવો (૭) સ્નાયુ તત્રની રચના અને તેના કાર્યોનુ વર્ણન કરો (૮) સ્નાયુ સધિ શું છે? અને ત્યા કયી કયી જાતના પરિવર્તનો થાય છે તે જણાવો (૯) સ્નાયુ કોશાના વિભિન્ન ભાગો અને તેમના કાર્યો જણાવો (૧૦) મગજમા માન

-સિક વ્યાપારોનુ સ્થાનીયકરણ સ્પષ્ટ કરો (૧૧) નાના મગજની રચના અને તેનુ કાર્ય જણાવો (૧૧) સ્વતત્ર સ્નાયુતત્રનુ સક્ષેપમા વર્ણન કરો અને તેના કાર્યો જણાવો

પ્રકરણ ૫ —

(૧) ચેતનાનાં કયા કયા સ્તર છે અને તેમની શી શી વિશેષતાઓ છે તે જણાવો (૨) ચેતનાના કેન્દ્રિય અને સીમાવર્તી ક્ષેત્રનો તફાવત જણાવો (૩) ચેતનાની વ્યાખ્યા આપો અને તેની વિશેષતાઓ જણાવો. (૪) ચેતન, અર્ધચેતન ( ચેતનાનો સીમા પ્રદેશ ) અને અચેતન અવસ્થાઓનુ અતર સ્પષ્ટ કરો (૫) ચેતનાનુ સ્વરૂપ અને ચેતના પ્રવાહની વિશેષતાઓ જણાવો (૬) ચેતનાની એકતા અને અવિચ્છિન્નતા સમજાવો. (૭) શું અચેતન માનસિક પ્રક્રિયાઓ હોય છે? અને હોય છે તો તેની સાબિતીઓ જણાવો

પ્રકરણ ૬ —

(૧) 'માનસિક તત્વોના ત્રણ વર્ગ છે ' ચર્ચા કરો (૨) માનસિક વિકાસમા જ્ઞાન, વેદના અને કર્મનો સબધ જણાવો (૩) માનસિક જીવનના તત્વોનો પરસ્પર સબધ જણાવો (૪) " મન એક આંગિક એકતા છે અને તેના વ્યાપારોમા અન્યોન્યાશ્રિતતા અને પરસ્પરની ક્રિયાની અધિકતમ માત્રા છે " સમજાવો (૫) ચેષ્ટા શુ છે? અને તેનો જ્ઞાન તથા અનુભૂતિ સાથે શુ સબધ છે?

પ્રકરણ ૭ —

(૧) સવેદનાની પરિભાષા આપો અને જણાવો કે તે કેવી રીતે ઉત્પન થાય છે (૨) સવેદનાઓનુ સ્વરૂપ અને વિશેષતાઓ જણાવો (૩) સવેદનાઓના પ્રકાર જણાવો (૪) આંગિક સંવેદનાઓનુ મહત્વ જણાવી તેમનુ વર્ણન કરો (૫) સવેદનાઓનુ વર્ગીકરણ કરી એ જણાવો કે જીવનમાં અધિક મહત્વનો ભાગ કોણુ ભજવે છે અને તે કેમ? ઉદાહરણો આપી સ્પષ્ટ સમજાવો (૬) આખનુ તેના વિભિન્ન ભાગોના કાર્યો સાથે વર્ણન કરો (૭) પ્રકાશતરગો કઈ કઈ રીતે ભિન્ન હોય છે અને તેનાથી સવેદનાઓમા શી ભિન્નતા થાય છે તે જણાવો (૮) ટૂક નોધ લખો (૧) ભાવાત્મક અને અભાવાત્મક પ્રતિમાઓ, (૨) રગમિશ્રણ, (૩) રંગાન્ધતા.

(૯) રંગાન્ધતા શું છે, તેના પ્રરૂપ જણાવો (૧૦) કાનની રચના જણાવો અને તેના વિભિન્ન ભાગોનું વર્ણન કરો. (૧૧) ધ્વનિ તરંગ બાહ્ય કર્ણથી અંતઃકર્ણ સુધી જઈ તે કેવી રીતે સ્નાયવિક પ્રવાહમાં પરિણત થાય છે તેની વિભિન્ન ક્રિયાઓ જણાવો (૧૨) કંઠકણી નળી શું છે અને તેનાં કાર્યો જણાવો (૧૩) ધ્વનિ કેવી રીતે પેદા થાય છે? તે જણાવી ધ્વનિના વિભિન્ન ગુણોનું અંતર જણાવો. (૧૪) ટૂંક નોંધ લખો. (૧) સમસ્વરતા અને વિસ્વરતા (૨) તાન (૩) તારતા. (૧૫) વેબર ફેશનરનો સંવેદના વિષયક નિયમ જણાવો તથા તેની આલોચના કરો (૧૬) સ્વાદ, ગંધ અને સ્પર્શ સંવેદનાઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે? તે બાહ્ય જગતનું કેવી જ્ઞાન આપે છે? તે જણાવો (૧૭) ગંધ અને સ્વાદનો સંબંધ જણાવો. (૧૮) મૌલિક સ્વાદ કેટલા છે અને કયા કયા તે જણાવો તથા તેમનું સ્વાદેન્દ્રિયમાં ક્યાં ક્યાં સ્થાન છે તે પણ જણાવો. (૧૯) ભોજનને આનંદપ્રદ બનાવવામાં ક્યાં ક્યાં તત્વો મહત્વનો ભાગ ભજવે છે? (૨૦) વિભિન્ન ત્વક્ સંવેદનાઓનું વર્ણન કરો. (૨૧) પૈશિક ચેતના શું છે? તેનાં સંઘટક તત્વો જણાવો (૨૨) ટૂંક નોંધ લખો. (૧) ગતિ સંવેદનાઓ, (૨) અર્ધ ચંદ્રાકાર નળીઓ (૩) પશ્ચાત્ પ્રતિમા (૪) ત્વક્ સંવેદ્યતા.

પ્રકરણ ૮:—

(૧) સંવેદના અને પ્રત્યક્ષનો સંબંધ જણાવો (૨) પ્રત્યક્ષીકરણની પ્રક્રિયાનું વિશ્લેષણ કરો (૩) પ્રત્યક્ષ અને સંવેદનાનો ભેદ જણાવો તથા સંવેદનાઓને પ્રત્યક્ષમાં પરિવર્તિત કરનાર માનસિક હેતુઓ જણાવો. (૪) એ જણાવો કે અનુભવોનું એકીકરણ એ પ્રત્યક્ષીકરણનું મહત્વપૂર્ણ તત્વ કેવી રીતે છે? (૫) પ્રત્યક્ષીકરણની વિભિન્ન ભૂમિકાઓનું વર્ણન કરો અને તેમાં વિચાર અને ઐન્દ્રિય તત્વનો કેવી રીતે સમાવેશ થાય છે તે જણાવો. (૬) ભ્રમ કેવી રીતે ઉત્પન્ન થાય છે? ભ્રમ અને પ્રત્યક્ષમાં શો તફાવત છે? (૭) પ્રત્યક્ષની વિશેષતાઓ અને તેનાં કાર્યો જણાવો. (૮) માનસશાસ્ત્રની દૃષ્ટિએ દેશદર્શનની સમસ્યા શું છે? (૯) વિસ્તારના પ્રત્યક્ષમાં સંવેદનાની વ્યાપ્તિનું મહત્વ જણાવો (૧૦) દૃષ્ટિની મદદ સિવાય સ્પર્શથી વિસ્તારનો પ્રત્યક્ષ કેવી રીતે થાય છે અથવા એક જન્માંધ વ્યક્તિ દેશનો પ્રત્યક્ષ કેવી રીતે કરે છે (૧૧) દેશના પ્રત્યક્ષમાં દૃષ્ટિ અને સ્પર્શનું મહત્વ જણાવો અને પરસ્પર તુલના કરો. (૧૨) અંતર અને દિશાના સંબંધ અને દૃષ્ટિજ પ્રત્યક્ષનું વિશ્લેષણ કરો. (૧૩) આપણે સ્પર્શથી કેવી રીતે

રેખા, સપાટી, અને સઘન વસ્તુનો પ્રત્યક્ષ કરીએ છીએ તે સમજાવે. (૧૪) દેશનો દષ્ટિજ પ્રત્યક્ષ સ્વતંત્ર રીતે કેવી રીતે વિકસિત થાય છે અને તે દેશના સ્પર્શજ પ્રત્યક્ષ સાથે કેવી રીતે સયુક્ત થાય છે? (૧૫) વસ્તુઓની ગતિઓનો ગતિયુક્ત નેત્રોથી અને સ્થિર નેત્રોથી કેવી રીતે પ્રત્યક્ષ થાય છે? (૧૬) વસ્તુની પ્રતિમા ઉધી હોવા છતા આપણે તેને સીધી કેવી રીતે જોઈએ છીએ? (૧૭) પ્રત્યક્ષ અને વિભ્રમનુ અતર જણાવો (૧૮) ભ્રમ અને વિભ્રમનો તફાવત જણાવો. (૧૯) પ્રત્યક્ષ અને અર્જિત પ્રત્યક્ષમા શો તફાવત છે? (૨૦) દેશની તૃતિય વિમાનો દષ્ટિજ પ્રત્યક્ષ કેવો રીતે થાય છે? (૨૧) પ્રત્યક્ષીકરણમાં સુવિધાજનક તત્વ જણાવો. (૨૨) સ્થાનીયકરણ અને પ્રક્ષેપણ એટલે શું? (૨૩) સ્પર્શની તુલનામા દેશીય પ્રત્યક્ષના સાધન તરીકે દષ્ટિના લાભાલાભનુ વર્ણન કરો (૨૪) પ્રત્યક્ષ અને પૂર્વાર્જિત જ્ઞાનનો તફાવત જણાવો અને પૂર્વાર્જિત જ્ઞાનનુ મહત્વ સમજાવો. પ્રત્યક્ષમા આકૃતિ અને આધારનુ મહત્વ જણાવો. (૨૬) પ્રત્યક્ષ અને ધ્યાનનો સબધ સ્પષ્ટ કરો (૨૭) ટૂક નોધ લખો (૧) એકનેત્રીય દષ્ટિ, (૨) દ્વિનેત્રીય દષ્ટિ (૩) પૂર્વાર્જિત જ્ઞાન (૨૮) કાળના પ્રત્યક્ષના પ્રાથમિક લક્ષણો જણાવો અને કાળનો પ્રત્યક્ષ કેવી રીતે થાય છે તે સમજાવો.

પ્રકરણ ૯:—

(૧) કલ્પનાનો પારિભાષિક અર્થ શુ છે? (૨) સ્મૃતિ અને કલ્પનાનો તફાવત જણાવો. (૩) ઉત્પાદક અને પુનરુત્પાદક કલ્પનામા ભેદ બતાવો (૪) કલ્પના અને વિભ્રમમા શુ તફાવત છે? (૫) પ્રત્યક્ષ અને કલ્પનામા શુ તફાવત છે? (૬) કલ્પનાનુ સ્વરૂપ જણાવો અને તેનો વિજ્ઞાન અને કળામા શો ઉપયોગ થાય છે? (૭) સ્વપ્નોનું સ્વરૂપ વર્ણવો (૮) સ્વપ્નોનો કોઇ અર્થ થાય છે? જો હા, તો તેમનો શો અર્થ થાય છે અને તે કેવી રીતે સમજી શકાય છે? (૯) સ્વપ્નોના સ્વરૂપની ફ્રોયડના સ્વપ્ન સિદ્ધાન્તને લક્ષમાં રાખી આલોચનાત્મક વ્યાખ્યા કરો (૧૦) નિશા સ્વપ્ન અને દિવાસ્વપ્નનો તફાવત સ્પષ્ટ કરો. (૧૧) શુ એ સાચુ છે કે દરેક સ્વપ્ન ઇચ્છાપૂર્તિકારક હોય છે? કારણો સહિત જણાવો. (૧૨) કલ્પના, દિવાસ્વપ્ન અને સ્મૃતિપ્રતિમાઓનુ અતર જણાવો. (૧૩) કલ્પના ક્યા ક્યા વિભિન્ન રૂપોમા કાર્ય કરી શકે છે તે જણાવો અને કલ્પનાથી થતા લાભ અને નુકશાન જણાવો. (૧૪) સ્વપ્ન વિભ્રમ અને કલ્પનામા કોઈ સમાનતા છે? અને છે તો કેટલે સુધી? (૧૫) દિવાસ્વપ્ન, કલાકૃતિ અને વૈજ્ઞાનિક સંશોધનમા તફાવત જણાવો.

(૧૬) ભ્રમ અને વિભ્રમનો તફાવત જણાવો. (૧૭) ભ્રાન્તિ અને વિભ્રમમાં શો ભેદ છે? (૧૮) ટૂંક નોંધ લખો:–(૧) ભ્રમ, (૨) વિભ્રમ, (૩) ભ્રાન્તિ, (૪) દિવાસ્વપ્ન.

પ્રકરણ ૧૦:—

(૧) ઉદાહરણ સહિત જણાવો કે અનુભવથી શીખવાનાં મુખ્ય લક્ષણ કયાં છે? અને તેમાં અને અનુકરણથી શીખવામાં તફાવત શું છે (૨) પશુઓ પ્રયત્ન અને ભૂલની પદ્ધતિથી શીખે છે કે અંતર્દષ્ટિથી? (૩) પશુઓના શીખવામાં અને મનુષ્યોના શીખવામાં ભેદ જણાવો. (૪) શીખવાનાં નિયમો ઉદાહરણો સહિત જણાવો (૫) શીખવાની પદ્ધતિઓ જણાવો (૬) શું દરેક પ્રકારનું શીખવું યાંત્રિક રીતે થાય છે? (૭) શીખવામાં અગ્રદષ્ટિ અને પશ્ચદષ્ટિમાં તફાવત જણાવો (૮) પશુઓ કેવી રીતે અને શું શીખે છે! જો મનુષ્યની શીખવાની કોઈ વિશિષ્ટ પદ્ધતિ હોય તો તે જણાવો. (૯) પશુઓ કરતાં મનુષ્યો કઈ દષ્ટિએ શ્રેષ્ઠ ગણી શકાય? (૧૦) પશુ ઓના શીખવાના કેટલાક પ્રયોગોનું વર્ણન કરો (૧૧) સંક્ષિપ્ત વિવરણ લખો: (૧) પ્રયત્ન અને ભૂલની પદ્ધતિ વિરૂદ્ધ અન્તર્દષ્ટિની પદ્ધતિ (૨) શીખવાનો પ્રદેશ (૩) અંતદષ્ટિ કોઈ વખત અગ્રદષ્ટિ હોય છે અને કોઈ કોઈ વખત પશ્ચદષ્ટિ (૧૨) જન્મજાત પ્રતિક્રિયાઓને નિયંત્રિત કરી શીખવાની પદ્ધતિનું વર્ણન કરો.

પ્રકરણ ૧૧ .

(૧) સ્મૃતિનું સ્વરૂપ શું છે. (૨) પ્રત્યક્ષ અને સ્મૃતિમાં ભેદ જણાવો. (૩) સ્મૃતિનાં તત્વો કયાં કયાં છે. (૪) ધારણા, પ્રત્યાવાહન અને પ્રત્યભિજ્ઞાની પ્રક્રિયાઓનું વર્ણન કરો અને તેમનો પરસ્પર ભેદ જણાવો. (૫) ધારણાનું સ્વરૂપ શું છે. (૬) ધારણાના સામાન્ય હેતુ જણાવો. (૭) કંઠસ્થીકરણમાં મિતવ્યયની કેટલીક પદ્ધતિઓ જણાવો (૮) વિસ્મૃતિના હેતુ જણાવો અને મગજની મિતવ્યયતામાં તેનો શું ભાગ છે (૯) આપણે કંઠસ્થ અને સ્મરણ કેવી રીતે કરીએ છીએ. (૧૦) ગોખણપટ્ટીના લાભાલાભ જણાવો. (૧૧) કંઠસ્થીકરણમાં મિતવ્યય માટેની વિવિધ પદ્ધતિઓ જણાવી તેમનું સવિસ્તાર વિવેચન કરો. (૧૨) સાન્તર અને નિરંતર પુનરાવૃત્તિ તથા સમગ્ર અને આંશિક કંઠસ્થીકરણના લાભાલાભ જણાવો અને તેમાં અધિક લાભપ્રદ કઈ વિધિ છે તે સ્પષ્ટ કરો. (૧૩) સાહચર્યના નિયમો જણાવો

અને તેમને સાન્નિધ્યના નિયમમાં ઘટાવી શકાય કે કેમ તે જણાવો. (૧૪) શુ સાહચર્યના નિયમોને ઘટાવીને એક બનાવી શકાય છે? (૧૫) બુદ્ધિમત્તા-પૂર્ણ સ્મૃતિ અને ગોખણપટ્ટીની સ્મૃતિનો તફાવત જણાવો. (૧૬) આપણે આપણી સ્મૃતિને કેવી રીતે સુધારી શકીએ? (૧૭) સ્વતંત્ર સાહચર્ય અને નિયંત્રિત સાહચર્યનો તફાવત સ્પષ્ટ કરો. (૧૮) વિચાર અને સાહચર્યના સિદ્ધાન્તો સ્પષ્ટ કરો અને સાહચર્યનાં વિવિધ રૂપોનું ઉદાહરણ સહિત વર્ણન કરો. (૧૯) માનસિક જીવનમાં સાહચર્યનાં વિભિન્ન પ્રરૂપો શુ કાર્ય કરે છે. (૨૦) સાહચર્યના નિયમોનો પરસ્પર સંબંધ સ્પષ્ટ કરો. (૨૧) આપણે કેમ ભૂલી જઈએ છીએ? (૨૨) કંઠસ્થીકરણના જુદા જુદા નિયમો જણાવો (૨૩) સારી સ્મૃતિનાં કયાં કયાં લક્ષણો છે. (૨૪) શું એક વખત શીખેલી વસ્તુ કદાપિ ભૂલી જઇ શકાય છે? (૨૫) સાહચર્યના નિયમો કયા કયા છે? અને શું તેમને એક મૌલિક નિયમમાં ઘટાવી શકાય? અને કેવી રીતે? પ્રત્યાહ્વાન અને પ્રત્યભિજ્ઞાનું અંતર સ્પષ્ટ કરો. (૨૭) પ્રત્યક્ષ અને સ્મૃતિમાં શો તફાવત છે? (૨૮) સ્મૃતિનાં વિભિન્ન તત્વો જણાવી તેમનો પરસ્પર સંબંધ જણાવો. (૨૯) પ્રશિક્ષણથી સ્મૃતિ સુધારી શકાય કે નહિ?

પ્રકરણ ૧૨:—

(૧) પ્રત્યક્ષ. સ્મૃતિ અને વિચારનો સંબંધ જણાવો. (૨) વિચારનું સ્વરૂપ જણાવો. (૩) વિચાર અને પ્રતિમાઓનો સંબંધ જણાવો, શું પ્રતિમા-શૂન્ય વિચાર હોય છે? (૪) ભાષા અને વિચારનો શો સંબંધ છે? (૫) શું ભાષા સિવાય વિચાર સંભવિત છે? (૬) પ્રત્યય શું છે અને તેના નિર્માણનાં કયાં કયાં ચરણો છે? (૭) નિર્ણય અને પ્રત્યયનનો સંબંધ જણાવો. (૮) વિચારના સંબંધમાં તર્કશાસ્ત્રીય અને માનસશાસ્ત્રીય મતભેદ સ્પષ્ટ કરો. (૯) સ્ટાઉટ વિચારની વ્યાખ્યા કરતાં કહે છે કે વિચાર પ્રત્યયોનું વિશ્લેષણ અને સંશ્લેષણ છે. તેના તાત્પર્યને સ્પષ્ટ કરો. (૧૦) તર્કની પ્રક્રિયા ઉદાહરણ સહિત સ્પષ્ટ કરો. (૧૧) તર્ક સંબંધી વિવિધ માનસશાસ્ત્રીઓના જુદા જુદા મતનું સ્પષ્ટીકરણ કરો. (૧૨) માનસશાસ્ત્રીય અર્થમાં તર્ક અને નિર્ણય શું છે? (૧૩) નિર્ણય અને પ્રત્યયનો સંબંધ સ્પષ્ટ કરો. (૧૪) વિચારની પ્રક્રિયાનું વિશ્લેષણ કરો. (૧૫) તર્કની પ્રક્રિયાનું માનસશાસ્ત્રીય વિશ્લેષણ કરી એ સ્પષ્ટ કરો કે "એક દૃષ્ટિએ વિચાર એ પ્રયત્ન અને ભૂલની પ્રક્રિયા છે." (૧૬) પ્રત્યયન અને કલ્પનાનો ભેદ જણાવો. (૧૭) 'વિચાર મૂક વાણી છે.' આલોચના કરો.

પ્રકરણ ૧૩ :—

(૧) વિશ્વાસનું સ્વરૂપ વર્ણવો. (૨) વિશ્વાસનો જ્ઞાન અને સ્વતંત્ર કલ્પના સાથે શો સંબંધ છે. (૩) પૂર્વકાલીન માન્યતાઓનાં લક્ષણો સંક્ષેપમાં જણાવો. (૪) વિશ્વાસ કેવી રીતે ઉત્પન્ન થાય છે? અને તેના આધાર શું છે? (૫) ચેષ્ટા અને વિશ્વાસનો શો સંબંધ છે.

પ્રકરણ ૧૪ :—

(૧) માનસશાસ્ત્રીય અધ્યયન માટે અનુભૂતિની પરિભાષા કેવી રીતે કરશો? (૨) અનુભૂતિ શું છે અને તેનો શરીર સાથે શો સંબંધ છે? (૩) સંવેદના અને અનુભૂતિ વચ્ચેનો તફાવત સ્પષ્ટ કરો. (૪) અનુભૂતિના આધારભૂત સિદ્ધાન્તનું વર્ણન કરો. (૫) સુખ અને દુઃખના હેતુઓ જણાવો (૬) 'સુખ પીડાનો અભાવ છે', વિવેચના કરો. (૭) અનુભૂતિની અભિવ્યક્તિ સાથે ચેષ્ટાનો શો સંબંધ છે? (૮) અનુભૂતિની જ્ઞાન અને સંકલ્પથી ભિન્ન શી વિશેષતાઓ છે.

પ્રકરણ ૧૫:—

સંવેગ શું છે? તે સ્પષ્ટ ઉદાહરણો સહિત જણાવો. (૨) સંવેગાત્મક વ્યવહારના સામાન્ય લક્ષણોનું વર્ણન કરો. (૩) સંવેગ અનુભૂતિ અને ભાવનાઓમાં ભેદ જણાવો. (૪) સંવેગ મનમાં કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જણાવી સંવેગનું સ્વરૂપ સ્પષ્ટ કરો. (૫) સંવેગનો શરીર સાથેનો સબંધ જણાવો. (૬) સંવેગ, મનોદશા, ભાવના અને ભાવનાગ્રંથિનો તફાવત સ્પષ્ટ કરો. (૭) જેમ્સ લૅંગેનાં સંવેગ વિષયક સિદ્ધાન્તનું વર્ણન કરો (૮) આપણે એટલા માટે ધ્રુજતા નથી કે આપણે ભયભીત થઈએ છીએ. પરંતુ આપણે એટલા માટે ભયભીત થઈએ છીએ કે આપણે ધ્રુજીએ છીએ' ઘટનાઓનો આ ક્રમ શું બરાબર છે? આલોચના કરો. (૯) જેમ્સ લૅંગેના સિધ્ધાન્તના પક્ષમાં અને વિપક્ષમાં પ્રમાણ રજુ કરો. (૧૦) સંવેગાત્મક અવસ્થાઓમાં અધિક મહત્વપૂર્ણ શારીરિક પરિવર્તનોનો ઉલ્લેખ કરો. (૧૧) સંવેગનાં માનસિક અને શારીરિક તત્વોનું વર્ણન કરો, (૧૨) સંક્ષેપમાં વર્ણન કરોઃ (૧) ગળગ્રંથિઓ (૨) પોષણગ્રંથિઓ (૩) ઉપવૃક્ક્ય ગ્રંથિઓ (૪) પ્રજનન ગ્રંથિઓ. (૧૩) ભય, ક્રોધ, પ્રેમ અને ઘૃણાના સંવેગોનું વિશ્લેષણ કરો અને અભિવ્યકિતઓમાં તેમની ભિન્નતા બતાવો (૧૪) મૂળ સંવેગો અને વ્યુત્પન્ન સવેગો વચ્ચેનો તફાવત જણાવો. (૧૫) ભયના સંવેગના વિકાસમાં આંગિક ઉપદ્રવો શો ભાગ ભજવે છે? (૧૬) મૂળ પ્રવૃત્તિ શું છે. સંવેગ અને મૂળપ્રવૃત્તિનો સંબંધ સ્પષ્ટ કરો અને એ મતની આલોચના

કરો કે પ્રત્યેક પ્રધાન મૂળ પ્રવૃત્તિની વિશેષતા બતાવનાર એક વિશેષ સંવેગ હોય છે. (૧૭) "સંવેગ એક સંવેદના પુંજ છે અને સાથે જ પ્રત્યેક સંવેગ એક ગત્યાત્મક તત્પરતા પણ". (વુડવર્થ). આ કથનની યથાર્થતા કોઈ વિશેષ સંવેગનું ઉદાહરણ આપી તેનાં સાંવેદનિક અને ચેષ્ટાત્મક તત્વોનું વિશ્લેષણ કરી સ્પષ્ટ કરો. (૧૮) મેકડૂગલના એ મતની આલોચના કરો કે પ્રત્યેક પ્રધાન મૂળપ્રવૃત્તિની સાથે એક વિલક્ષણ સંવેગ હોય છે. (૧૯) મેકડૂગલનું કહેવું છે કે "માનવીય સ્વભાવની દરેક મહાન મૂળ પ્રવૃત્તિઓ સાથે પ્રારૂપિક સંવેગ હોય છે." આ કથનને ભય અને ક્રોધનું ઉદાહરણ આપી સ્પષ્ટ કરો (૨૦) ટૂંક નોંધ લખો. (૧) સહસંવેદના, (૨) ક્રોધ (૩) ભય (૪) પ્રેમ (૫) ઘૃણા.

**પ્રકરણ ૧૬ :—**

(૧) ધ્યાનનું સ્વરૂપ અને તેનાં વિભિન્ન રૂપો જણાવો. (૨) ધ્યાનનાં રૂપો જણાવી તેમના તફાવત ઉદાહરણ સહિત સ્પષ્ટ જણાવો. (૩) ધ્યાન અને રૂચિનો સંબંધ જણાવો. (૪) "રૂચિ ગુપ્ત ધ્યાન છે, ધ્યાન સક્રિય રૂચિ છે" સ્પષ્ટ સમજાવો. (૫) ધ્યાનના હેતુઓ જણાવો. (૬) ધ્યાનના વિભિન્ન રૂપોની વિશેષતાઓ વિસ્તારપૂર્વક સમજાવો. (૭) ધ્યાનમાં નડતા વિઘ્નો પર વિજય મેળવવાના ઉપાયો જણાવો. (૮) ધ્યાનના આત્મગત હેતુઓ જણાવો. (૯) ધ્યાનમાં શરીરમાં કયાં કયાં પરિવર્તનો થાય છે? (૧૦) ધ્યાનના વિકાસનાં વિભિન્ન ચરણો જણાવો. (૫૧) ટેવનો ધ્યાન ધ્યાન પર શો પ્રભાવ પડે છે.

**પ્રકરણ ૧૭ :—**

(૧) પ્રતિક્ષેપ કર્મ અને મૂળ પ્રવૃત્યાત્મક કર્મોની વિશેષતાઓ અને તેમનાં અંતર જણાવો. (૨) સંવેદના અને પ્રતિક્ષેપ કર્મનો તફાવત જણાવો. (૩) મૂળ પ્રવૃત્યાત્મક કર્મનાં સ્પષ્ટ ઉદાહરણો આપો અને જણાવો કે તેમને કેટલી હદ સુધી આંધળી કહી શકાય. (૪) પશુઓમાં અને મનુષ્યોમાં મૂળ-પ્રવૃત્તિઓનું કેટલું મહત્વ છે? (૫) સામાન્ય અને નિયંત્રિત પ્રતિક્ષેપોનું અંતર જણાવો. (૬) મૂળ પ્રવૃત્તિઓમાં ટેવથી પરિવર્તન થઈ શકે છે? જો થઈ શકે તો કેટલે અંશે? (૭) પ્રતિક્ષેપ કર્મ, સ્વયંચાલિત કર્મ અને સંવેગાત્મક અભિવ્યક્તિઓનો તફાવત જણાવો. (૮) ટૂંક નોંધ લખો—(૧) મૂળપ્રવૃત્તિ (૨) વિચાર પ્રેરિત કર્મ (૩) સંવેદના પ્રતિક્ષેપ (૪) પ્રતિક્ષેપ ચાપ (૫) નિયંત્રિત પ્રતિક્ષેપ (૯) સંકલ્પાત્મક કર્મનો વિકાસ થતાં પહેલાં થતાં વિભિન્ન પ્રકારનાં કર્મો ઉદાહરણ સહિત સમજાવો. (૧૦) શું આદત અને મૂળપ્રવૃત્તિ વચ્ચે વિભાજક રેખા દોરી શકીએ છીએ? (૧૧) આપણે પશુઓ અને

મનુષ્યોના સંબંધમાં મૂળપ્રવૃત્તિ શબ્દનો કયા કયા ભિન્ન અર્થોમાં ઉપયોગ કરીએ છીએ. (૧૨) ટેવ અને મૂળપ્રવૃત્તિ શું ભિન્ન છે?

પ્રકરણ ૧૮ :—

(૧) ઐચ્છિક કર્મોનું વિશ્લેષણ કરી તેની વિભિન્ન ભૂમિકાઓ જણાવો. (૨) ઐચ્છિક કર્મનું મૂળ પ્રવૃત્યાત્મક કર્મથી અંતર જણાવો. (૩) ઐચ્છિક કર્મ અને પ્રતિક્ષેપ કર્મમાં શો તફાવત છે? (૪) ઐચ્છિક અને અનૈચ્છિક કર્મોના તફાવત જણાવો અને એ રીત બતાવો જેના પ્રમાણે આપણે ઐચ્છિક નિર્ણય પર પહોંચીએ છીએ. (૫) ઐચ્છિક કર્મના સ્વરૂપનું વિશ્લેષણ કરો. (૬) સંકલ્પનો આવેગ સાથે શો સંબંધ છે? (૭) એંજિલનું કથન છે કે "સંકલ્પનો વિકાસ આપણા આવેગોની વ્યવસ્થિત થવાની પ્રક્રિયા છે, ન તેનાથી ઓછું ન અધિક." શું કથનનો તમે સ્વીકાર કરો છો? અને શા માટે? (૮) ઇચ્છા અને સંકલ્પ તથા ક્ષુધા અને ઇચ્છામાં શું તફાવત છે? ક્ષુધા, ઇચ્છા, કામના અને પ્રેરકોનું અંતર સ્પષ્ટ કરો. (૧૦) આવેગના વિરોધનો અંત કરનાર સંકલ્પાત્મક ક્રિયાનાં ઉચ્ચતર રૂપોનાં લક્ષણો જણાવો. (૧૧) અસ્વીકૃત પ્રેરકોનું શું થાય છે? (૧૨) ઇચ્છા અને પ્રેરકનું અંતર જણાવો તથા ઇચ્છાની અવસ્થાનું માનસશાસ્ત્રીય વિશ્લેષણ કરો (૧૩) ઇચ્છા અને આવેગનો તફાવત જણાવો (૧૪) ક્ષુધા, ઇચ્છા, એ પ્રેરકોનો સંકલ્પ સાથેનો સંબંધ જણાવો અને જણાવો કે પ્રેરકોનો સંઘર્ષ સંભવિત છે?

પ્રકરણ ૧૯ :—

(૧) ટેવની વ્યાખ્યા આપો. (૨) ટેવના સ્વરૂપ અને ઉત્પત્તિનું વર્ણન કરો અને ચારિત્ર ઉપર પડતો તેનો પ્રભાવ જણાવો. (૩) મૂળ પ્રવૃત્તિ અને ટેવમાં શુ તફાવત છે? (૪) સ્નાયુતંત્ર આદતના નિર્માણ સાથે કેવી રીતે સંબંધિન છે? (૫) ટેવની વ્યવહારિક અસરો કઈ કઈ છે? (૬) ટેવનું નિર્માણ થતાં ઐચ્છિક કર્મનાં કયાં તત્વોનો લોપ થાય છે? (૭) ચરિત્રના સ્વરૂપનું વર્ણન કરો? (૮) ટેવના જુદા જુદા નિયમો સમજાવો. (૯) ટેવોનો માનસિક વિકાસ પર શું પ્રભાવ પડે છે? (૧૦) ટેવની મૂળ પ્રવૃત્યાત્મક કર્મ અને ઐચ્છિક કર્મ સાથે તુલના કરો. (૧૧) ટેવના નિર્માણથી થતા લાભાલાભ જણાવો. (૧૨) ટેવને સ્વયંચાલીત કર્મ કેમ કહેવામાં આવે છે? અને ટેવોનું નિર્માણ કેવી રીતે થાય છે? (૧૩) ખરાબ આદતો કેવી રીતે તોડી શકાય છે?

પ્રકરણ ૨૦ :—

(૧) બુદ્ધિનું સ્વરૂપ જણાવો. (૨) બુદ્ધિ માપી શકાય છે? અને જો

ાપી શકાતી હોય તો, કેવી રીતે? (૩) બુદ્ધિ માપવામાં આધુનિક સમયમાં
ઉપયોગમાં લાવવામાં આવતી કેટલીક માનસિક પરીક્ષાઓ જણાવો. (૪)
બુદ્ધિ પરીક્ષાઓથી થતા લાભ જણાવો. (૫) બુદ્ધિદૌર્બલ્ય એટલે શું? તેનાં
વિભિન્ન રૂપો જણાવો. (૬) બુદ્ધિ કેટલે અંશે વંશાનુક્રમ અને વાતાવરણનાં
તત્વો પર આધાર રાખે છે? (૭) બીને સાયમન પરીક્ષાઓનું સ્વરૂપ, તેમની
ત્રુટિઓ અને લાભાલાભ જણાવો (૮) બુદ્ધિ પરીક્ષા અને ઉપલબ્ધિ પરી-
ક્ષાઓનો તફાવત જણાવો. (૯) ટૂંક નોધ લખોઃ (૧) બીને સાયમન
પરીક્ષાઓ. (૨) માનસિક આયુ. (૩) બુદ્ધિલબ્ધિ. (૪) સામુહિક પરીક્ષાઓ.
(૧૦) બુદ્ધિનો વિદ્યાલયની ઉપલબ્ધિ સાથે શો સંબંધ છે?

**પ્રકરણ ૨૧ :—**

(૧) આત્માના પ્રત્યયના વિકાસની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ દર્શાવો.
(૨) આત્માના પ્રત્યયનું માનસશાસ્ત્રીય વર્ણન કરો. (૩) ભૌતિક અહં,
સામાજિક અહં અને આધ્યાત્મિક અહંનું અંતર જણાવી તેમના અર્થ
સ્પષ્ટ કરો. (૪) માનસિક વિકાસનું સ્વરૂપ જણાવો. (૫) માનસિક વિકાસના
તત્વો કયાં કયાં છે. (૬) માનસિક વિકાસને એક જૈવિક પ્રક્રિયા માનવી તે
યોગ્ય છે? અને તેમ હોય તો તે કયા અર્થમાં?

**પ્રકરણ ૨૨ :—**

(૧) વ્યક્તિત્વ એટલે શું? તેનાં તત્ત્વો કયાં કયાં છે! અને વ્યક્તિત્વનો
વિકાસ કેવી રીતે થાય છે? (૨) વ્યક્તિત્વના નિર્માણમાં વંશાનુક્રમ અને
વાતાવરણનું મહત્વ જણાવો. (૩) વ્યક્તિત્વના નિર્માણમાં ભાવનાઓ શો
લાભ ભજવે છે? (૪) વ્યક્તિત્વને સમજવામાં માનસશાસ્ત્ર શા રીતે મદદ
કરે છે? (૫) વ્યક્તિત્વનાં જુદાં જુદાં રૂપો જણાવો. (૬) ટૂંક નોધ લખો.
(૧) અંતર્મુખી અને બહિર્મુખી વ્યક્તિ. (૨) વ્યક્તિત્વ પરીક્ષાઓ. (૩)
વ્યક્તિત્વનાં લક્ષણ.

**પ્રકરણ ૨૩ :—**

પ્રકરણ ૨૪ :—

(૧) સાહચર્યવાદી અને ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર વચ્ચેનો તફાવત અને તે દરેકની આલોચના કરો. (૨) ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્રે પ્રત્યક્ષી વ્યાખ્યા કરવામાં કેવી રીતે શી મદદ કરી? (૩) ઉચ્ચ શ્રેણીનાં શીખવાની પદ્ધતિની બાબતમાં ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર અને મેકડૂગલની ખ્યાનો તફાવત સ્પષ્ટ કરો. (૪) "ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર જોવાની આકૃતિ અને આધારના તફાવતને અધિક મૌલિક માને છે." આ સ્પષ્ટ કરો (૫) પ્રત્યક્ષ અને શીખવાની ક્રિયાનો સંબંધમાં ગેસ્ટાલ્ટ મ શાસ્ત્રનો મત જણાવો. (૬) ટૂંક નોંધ લખો: (૧) શક્તિ માનસશાસ્ત્ર. સાહચર્યવાદ. (૩) વ્યવહારવાદ. (૪) સત્તાવાદ. (૫) અચેતન. (૬) મા પૃથક્કરણ. (૭) ગેસ્ટાલ્ટ માનસશાસ્ત્ર. (૮) રચનાવાદ. (૯) કાર્યવાદ. સાહચર્યવાદી અને વ્યવહારવાદી માનસશાસ્ત્રીઓના દૃષ્ટિકોણ જણાવો. 'વિચાર મૂક વાણી છે' આ કથનને સ્પષ્ટ સમજાવો. (૯) "અંતર્દ સિવાય માનસશાસ્ત્ર સંભવિત નથી." એ કથનને સ્પષ્ટ સમજાવો. ( પ્રયોજનવાદી માનસશાસ્ત્રનો સાહચર્યવાદ અને વ્યવહારવાદથી શો છે? (૧૧) બુદ્ધિ અને મૂળ પ્રવૃત્તિઓના સંબંધમાં મેકડૂગલનો મત (૧૨) મેકડૂગલના અનુસાર વ્યવહારનાં લક્ષણો જણાવો. (૧૩) વોટસનની માનસિક પ્રક્રિયાઓની વ્યાખ્યા જણાવો અને તેના વ્યવહારવાદનું આ નાત્મક વિવેચન કરો. (૧૪) મેકડૂગલના પ્રયોજનવાદનું આલોચનાત્મક વિ કરો. (૧૫) અચેતના સંબંધમાં ફ્રોયડ, મેકલર અને યુંગના સિદ્ધાન્ત તુલનાત્મક વિવેચન કરો. (૧૬) ફ્રોયડ સ્નાયુવિકૃતિઓનું બાળપણમાં કરવામાં આવેલી કામુકતા જણાવે છે તેની આલોચના કરો. (૧૭) ટૂં નોંધ લખો: (૧) ચેતન અને અચેતન. (૨) અહં અને કળા (૩) જીવન પ્રવૃત્તિ અને મૃત્યુ પ્રવૃત્તિના વિરોધની બાબતમાં ફ્રોયડના સિદ્ધાન્તને સ્પષ્ટ કરો. (૧૮) ફ્રોયડના સ્વપ્ન સિદ્ધાન્તની પરીક્ષા કરો. (૧૯) માનસિક રણ પર એક ટૂંકો નિબંધ લખો અને માનસશાસ્ત્રને તેનું અંશદાન જણ (૨૦) ગેસ્ટાલ્ટવાદ અને વ્યવહારવાદ બન્નેનો પહેલાંના સ્ત્રના મત માટે સખત વિરોધ હતો પરંતુ તેમના બ જુદા જુદા હતા તે કેવી રીતે? (૨૧) ફ્રોયડ, મેકડૂગ સશાસ્ત્રને શું અંશદાન કર્યું તે જણાવો. (૨૨) વિશેષવાદનો નૈતિકતા પર શો પ્રભાવ પડ્યો?